Bible. N.T. Gujarati. 1896.

THE

# NEW TESTAMENT

## IN GUJARATI.

*Revised Edition.*



# નવો કરાર.

## સુધારેલો આવૃત્તિ.

ઇ. સ. ૧૮૯૬.



Surat:
PRINTED FOR
THE BOMBAY AUXILIARY BIBLE SOCIETY
AT THE I. P. MISSION PRESS.

1896.

# નવા કરારનાં પુસ્તકો.



# માત્થીની લખેલી સુવાર્ત્તા.



ઈશુ ખ્રીસ્ત જે દાવુદનો દીકરો, જે ઈબ્રાહીમનો દીકરો, 1
તેની વંશાવળી.
ઈબ્રાહીમે ઈસહાકને જન્માવ્યો, અને ઈસહાકે યાકુબને 2
જન્માવ્યો, અને યાકુબે યહુદાને તથા તેના ભાઈઓને
જન્માવ્યા; અને યહુદાએ થામરને પેટે ફારસને તથા 3
ઝારાને જન્માવ્યા, અને ફારસે હસરૂનને જન્માવ્યો, અને
હસરૂને આરામને જન્માવ્યો; અને આરામે આમીનાદાબ- 4
બને જન્માવ્યો, અને આમીનાદાબે નહશુનને જન્માવ્યો,
અને નહશુને સલ્મોનને જન્માવ્યો; અને સલ્મોને રાહાબને 5
પેટે બવાઝને જન્માવ્યો, અને બવાઝે રૂથને પેટે ઓબેદને
જન્માવ્યો, અને ઓબેદે યસીને જન્માવ્યો; અને યસીએ 6
દાવુદ રાજાને જન્માવ્યો.
અને દાવુદ રાજાએ ઉરિયાની જે વહુ હતી તેને પેટે
સુલેમાનને જન્માવ્યો; અને સુલેમાને રહબોમને જન્માવ્યો, 7
અને રહબોમે આબિયાને જન્માવ્યો, અને આબિયાએ
આસાને જન્માવ્યો; અને આસાએ યહોશાફાટને જન્માવ્યો, 8
અને યહોશાફાટે યોરામને જન્માવ્યો, અને યોરામે ઉઝિ-
યાને જન્માવ્યો; અને ઉઝિયાએ યોથામને જન્માવ્યો, અને 9
યોથામે આહાઝને જન્માવ્યો, અને આહાઝે હઝકિયાને
જન્માવ્યો; અને હઝકિયાએ મનાસ્સાને જન્માવ્યો, અને 10
મનાસ્સાએ આમોનને જન્માવ્યો, અને આમોને યોશિયાને
જન્માવ્યો; અને યોશિયાએ યકનિયાને તથા તેના ભાઈઓને, 11
બાબેલમાં પ્રવાસ જવાની વખતે, જન્માવ્યા.
અને બાબેલમાં પ્રવાસી થયા પછી યકનિયાએ સલથાઈલને 12

૧૩ જન્માવ્યો, અને સલથાઈલે ઝરૂબાબેલને જન્માવ્યો; અને
ઝરૂબાબેલે અબીહુદને જન્માવ્યો, અને અબીહુદે એલિયા-
કીમને જન્માવ્યો, અને એલિયાકીમે આઝોરને જન્માવ્યો;
૧૪ અને આઝોરે સાદુકને જન્માવ્યો, અને સાદુકે આખીમને
૧૫ જન્માવ્યો, અને આખીમે એલીહુદને જન્માવ્યો; અને
એલીહુદે એલિયાઝરને જન્માવ્યો, અને એલિયાઝરે માત્થા-
૧૬ નને જન્માવ્યો, અને માત્થાને યાકુબને જન્માવ્યો; અને
યાકુબે મરિયમના વર યુસફને જન્માવ્યો; એ [મરિયમ]થી
ઈશુ જે ખ્રીસ્ત કહેવાયછે તે જન્મ્યો.

૧૭ માટે ઈબ્રાહીમથી દાવુદ સુધી સઘળી મળીને ચૌદ પેહેડી;
અને દાવુદથી બાબેલમાં પ્રવાસકાળ સુધી ચૌદ પેહેડી; અને
બાબેલમાં પ્રવાસકાળથી ખ્રીસ્ત સુધી ચૌદ પેહેડી થઈ.

૧૮ અને ઈશુ ખ્રીસ્તનો જન્મ એમ થયો કે તેની મા મરિયમનો
વેહેવા યુસફ જોડે થયા છતાં, તેઓનો મિલાપ થયા અગાઉ
૧૯ તે પવિત્ર આત્માથી ગર્ભવતી થએલી જણાઈ. અને તેનો
વર યુસફ નીતિવાન છતાં, ને તેનું ઉઘાડું અપમાન કરવા ન
૨૦ ચાહાતાં, તેણે તેને ગુપ્ત રીતે મૂકી દેવાનું ધારયું. પણ એ
સંબંધી તે વિચારતો હતો, ત્યારે જુઓ, પ્રભુના દૂતે તેને
સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે, ઓ યુસફ, દાવુદના દિકરા,
તારી વહુ મરિયમને તેડી લાવવાને બિહી મા; કાંજે તેમાં
૨૧ જે ગર્ભ રહેલો છે તે પવિત્ર આત્માથી છે. ને તે દિકરો
જણશે, ને તું તેનું નામ ઈશુ પાડશે; કેમકે જે પોતાના લોકોને
૨૨ તેઓનાં પાપથી તારશે તે એજ છે. હવે એ બધું એ માટે થયું,
૨૩ કે પ્રભુએ ભવિષ્યવાદીથી જે કહ્યું હતું તે પુરૂં થાય કે, "જુઓ,
કુંવારી ગર્ભવતી થશે, ને દિકરો જણશે, ને તેનું નામ
તેઓ ઈમાનુએલ પાડશે," જેનો અર્થ એ છે કે, દેવ આપણી
૨૪ સાથે. ત્યારે યુસફે ઉંઘમાંથી ઉઠીને જેમ પ્રભુના દૂતે તેને
આજ્ઞા આપી હતી તેમ કીધું, એટલે પોતાની વહુને તેડી
૨૫ લાવ્યો. અને તે પોતાનો પહેલો દિકરો જણી ત્યાં સુધી તેણે
તેને જાણી નહિ; ને તેણે તેનું નામ ઈશુ પાડયું.

હવે હેરોદ રાજાના દહાડાઓમાં યહુદાના બેથલેહેમમાં ૨
ઈશુ જન્મ્યો, ત્યારે જુઓ, માગીઓએ પૂર્વથી યરૂશાલેમમાં
આવીને પુછયું કે, યહુદીઓનો જે રાજા જન્મ્યો છે, તે કયાં છે? ૨
કેમકે પૂર્વમાં અમે તેનો તારો જોયો, ને તેનું ભજન કરવાને
આવ્યા છિયે. અને એ સાંભળીને હેરોદ રાજા તથા ૩
તેની સાથે આખું યરૂશાલેમ ગભરાયું. પછી તેણે સઘળા ૪
મુખ્ય યાજકોને તથા લોકોના શાસ્ત્રીઓને એકઠા કરીને તેઓને
પુછયું કે, ખ્રીસ્ત કયાં જન્મ પામશે? ત્યારે તેઓએ તેને ૫
કહ્યું કે, યહુદાના બેથલેહેમમાં; કેમકે ભવિષ્યવાદીએ એમ
લખ્યું છે કે, "ઓ યહુદા દેશના બેથલેહેમ, તું યહુદાના ૬
સુબાઓમાં કોઈ પ્રકારે સર્વેથી નાનું નથી, કાંજે તારાથી એક
અધિપતિ નિકળશે, જે મારા ઈસ્રાઈલી લોકોનું પાલન કરશે."
ત્યારે હેરોદે તે માગીઓને ગુપ્ત રીતે તેડીને તેઓ પાસેથી ૭
ખબર સારીપઠે કહાડી કે, તારો કયી વેળા દેખાયો? અને ૮
તેણે તેઓને બેથલેહેમમાં મોકલતાં કહ્યું કે, તમે જઈને તે
બાળક સંબંધી સારીપઠે શોધ કરો, ને જડયા પર મને
ખબર કરો, એ માટે કે હું પણ આવીને તેનું ભજન કરૂં.
ત્યારે તેઓ રાજાનું સાંભળીને ગયા, ને જુઓ, જે તારો ૯
પૂર્વમાં તેઓએ દીઠો હતો તે તેઓની આગળ ચાલતો ગયો, ને
બાળક હતો તે ઠેકાણાના ઉપર આવીને થંભ્યો. અને તેઓ ૧૦
તારાને જોઈને મહા આનંદથી હરખાયા. અને ઘરમાં જઈને ૧૧
તેઓએ બાળકને તેની મા મરિયમની પાસે દીઠો, ને પગે
પડીને તેનું ભજન કીધું; પછી તેઓએ પોતાના જોહોણા
છોડીને સોનું તથા લોબાન તથા બોળનું તેને નજરાણું કીધું;
અને હેરોદ પાસે પાછા જવું નહિ, એમ સ્વપ્નમાં ચેતાઈને ૧૨
તેઓ બીજે માર્ગે પોતાના દેશમાં પાછા ગયા.

અને તેઓ પાછા ગયા પર, જુઓ, પ્રભુના દૂતે સ્વપ્નમાં ૧૩
યુસફને દર્શન આપીને કહ્યું કે, તું ઊઠ, ને બાળક તથા
તેની માને લઈને મિસરમાં નહાસી જા, ને હું તને કહું ત્યાં
લગી ત્યાંજ રહે, કેમકે બાળકને મારીનાખવા સારૂ હેરોદ તેનો

૧૪ શોધ કરવાનો છે. ત્યારે તે ઉઠીને બાળક તથા તેની માને રાત્રે
૧૫ લઈને મિસરમાં ગયો; ને હેરોદના મરણ લગી ત્યાં રહ્યો,
એ માટે કે પ્રભુએ ભવિષ્યવાદીથી જે કહ્યું હતું તે પુરૂ થાય કે,
૧૬ "મિસરમાંથી મેં મારા દિકરાને બોલાવ્યો." જ્યારે હેરોદે
જોયું કે માગીઓએ મને ઠગ્યો, ત્યારે તે ઘણો ગુસ્સે થયો, ને
તેણે તે માગીઓને જે વેળા સંબંધી ચોકસાઇથી પુછ્યું હતું, તે
વેળા પ્રમાણે બે વર્ષના તથા તેથી સઘળા નાના બાળકોને બેથ-
લેહેમમાં તથા તેની સઘળી સીમમાં, મોકલીને મારીનંખાવ્યા.
૧૭ ત્યારે યરમિયા ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂ થયું કે,
૧૮ "શોકનો તથા રડવાનો તથા મોટા વિલાપનો પોકાર રામામાં
સંભળાયો, રાહેલ પોતાનાં બાળકો સારૂ રડતી, ને દીલાસો
પામવાને નહોતી ચાહાતી, કાંજે તેઓ નથી."

૧૯ અને હેરોદના મરણ પછી, જુઓ, પ્રભુના દૂતે મિસરમાં
૨૦ યુસફને સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે, તું ઊઠ, ને બાળક તથા
તેની માને લઈને ઈસ્રાઈલ દેશમાં જા, કેમકે જેઓ બાળકનો
૨૧ જીવ લેવાને શોધ કરતા હતા, તેઓ મરીગયા છે. ત્યારે તે
ઉઠીને બાળક તથા તેની માને લઈને ઈસ્રાઈલ દેશમાં આવ્યો.
૨૨ પણ આર્ખેલાઉસ પોતાના બાપ હેરોદને ઠેકાણે યહુદામાં
રાજ્ય કરેછે, એ સાંભળીને તે ત્યાં જવાને બિહીધો, તો પણ
૨૩ સ્વપ્નમાં ચેતાએલો થઈને ગાલીલના પ્રાંતમાં વળ્યો. અને તે
નાઝારી કહેવાશે એવું ભવિષ્યવાદીઓનું કહેલું પુરૂ થવા સારૂ
નાઝારેથ કહેવાએલા નગરમાં તે આવી રહ્યો.

૩ **અને** તે દહાડાઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર પ્રગટ
થયો, અને યહુદાના રાનમાં ઉપદેશ કરતાં, એમ કહેતો કે,
૨ તમે પસ્તાવો કરો; કાંજે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે.
૩ કેમકે જેના વિષે યશાયા ભવિષ્યવાદીએ કહ્યું હતું કે, "રાનમાં
પોકારનારની વાણી, એટલે પ્રભુનો માર્ગ તૈયાર કરો, તેના રસ્તા
૪ સીધા કરો," તે એજ છે. અને તે યોહાનનાં લૂગડાં ઉંટનાં

રૂઆંનાં હતાં, ને તેની કમ્મરે ચામડાનો પટો હતો, ને ટીડો
તથા રાની મધ તેનો ખોરાક હતો. ત્યારે યરૂશાલેમના તથા ૫
યહુદાના સર્વ લોક તથા યરદનની ચારોગમના લોક તેની પાસે
બહાર ગયા. અને પોતાનાં પાપ કબૂલ કરીને યરદનમાં તેનાથી ૬
બાપ્તિસ્મા પામ્યા. પણ ફરોશીઓમાંના તથા સાદુકીઓ- ૭
માંના ઘણાને તેના બાપ્તિસ્મા સારૂ આવતા જોઇને તેણે
તેઓને કહ્યું કે, ઓ સર્પોના વંશ, આવનાર ક્રોધથી નહાસવાને
કોણે તમને ચેતાવ્યા? તો પસ્તાવાજોગ ફળ ઉપજાવો; ૮
અને એમ કહેવાનું તમારા મનમાં ન ધારો કે, ઈબ્રાહીમ ૯
અમારો બાપ છે, કેમકે હું તમને કહુંછું કે, આ પત્થરોમાંથી દેવ
ઈબ્રાહીમને સારૂ છોકરાં ઉપજાવી શકેછે. અને અમણાજ ૧૦
ઝાડોની જડ ઉપર કુહાડો મૂકયો છે, માટે જે હરેક ઝાડ સારૂં
ફળ નથી આપતું તે કપાયછે, ને અગ્નિમાં નંખાયછે. પસ્તાવાને ૧૧
સારૂ હું પાણીએ તમારૂં બાપ્તિસ્મા કરૂંછું ખરો, પણ જે મારી
પાછળ આવનાર છે તે મારા કરતાં સમર્થ છે, હું તેના
ચંપલ ઉંચકવા યોગ્ય નથી; તે પવિત્ર આત્માએ તથા અગ્નિએ
તમારૂં બાપ્તિસ્મા કરશે. તેનું સુપડું તેના હાથમાં છે, ને તે ૧૨
પોતાની ખળીને પુરી સાફ કરશે, ને પોતાના ઘઉં ભંડારમાં
ભરશે, પણ ભુસું ન હોલવાનાર અગ્નિમાં બાળીનાખશે.

ત્યારે ઈશુ યોહાનથી બાપ્તિસ્મા પામવા સારૂ ગાલીલથી ૧૩
યરદન પર તેની પાસે આવ્યો. પણ યોહાને તેને વારતાં કહ્યું ૧૪
કે, તારાથી મારે બાપ્તિસ્મા પામવું જોઈએ, ને શું તું મારી પાસે
આવેછે? પછી ઈશુએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, અમણાં ૧૫
એમ થવા દે, કેમકે સઘળું ન્યાયીપણું એમ પુરૂં કરવું આપણને
ઘટાર્થ છે. ત્યારે તેણે તેને પામવા દીધું. અને ઈશુ બાપ્તિસ્મા ૧૬
પામીને તરત પાણીથી ઉપર આવ્યો; ને જુઓ, તેને સારૂ
આકાશ ઉઘડાયું, ને દેવના આત્માને ખબુતરની પઠે ઉતરતો,
ને પોતા પર આવતો તેણે દીઠો. અને જુઓ, આકાશવાણી ૧૭
થઇ કે, આ મારો વહાલો દિકરો છે, એના પર હું બહુ પ્રસન્ન છું.

૪ ત્યારે ઈશુનું પરીક્ષણ શેતાનથી થાય માટે આત્મા તેને
૨ રાનમાં લઈગયો. અને ચાળીશ રાત દહાડા ઉપવાસ કરયા
૩ પછી તેને ભૂખ લાગી. અને પરીક્ષકે તેની પાસે આવીને કહ્યું
કે, જો તું દેવનો દિકરો છે, તો કહે કે આ પત્થરો રોટલી થઈ
૪ જાય. પણ તેણે ઉત્તર આપતાં કહ્યું, એમ લખ્યું છે કે,
"માણસ એકલી રોટલીથી નહિ, પણ હરેક શબ્દ જે દેવના
૫ મહોમાંથી નિકળેછે તેથી જીવશે." ત્યારે શેતાન તેને લઈને
૬ પવિત્ર નગરમાં જાયછે, ને મંદિરના બુરૂજ પર બેસાડેછે; અને
તેને કહેછે કે, જો તું દેવનો દિકરો છે, તો પોતાને હેઠળ
પાડીનાખ; કેમકે લખ્યું છે કે, "તે પોતાના દૂતોને તારા
સંબંધી આજ્ઞા કરશે, ને તને તેઓ પોતાના હાથો પર ધરી લેશે,
૭ રખે કદી તું પોતાનો પગ પત્થર પર અફળાવે." ઈશુએ તેને
કહ્યું, એ પણ લખ્યું છે કે, "પ્રભુ જે તારો દેવ તેનું પરીક્ષણ
૮ તું ન કર." ફરી શેતાન તેને લઈને ઘણા ઉંચા પહાડ પર
જાયછે, ને જગતનાં સઘળાં રાજ્ય તથા તેઓનો મહિમા તેને
૯ દેખાડેછે; ને તેને કહેછે, જો તું પગે પડીને મારૂં ભજન કરે,
૧૦ તો આ સઘળાં હું તને આપીશ. ત્યારે ઈશુ તેને કહેછે કે, અરે
શેતાન આઘો જા. કેમકે લખ્યું છે કે, "પ્રભુ જે તારો દેવ તેનું
૧૧ ભજન કર ને તેની એકલાનીજ સેવા કર." ત્યારે શેતાન તેને
મૂકી જાયછે, ને જુઓ, દૂતોએ પાસે આવીને તેની સેવા કરી.
૧૨ યોહાન બંદીવાન કરાયો, એવું સાંભળીને ઈશુ ગાલીલમાં
૧૩ પાછો ગયો. અને નાઝારેથ મૂકીને જબુલોનની તથા નફથાલી-
મની સીમમાંના સમુદ્ર પાસેના કાપરનાહુમમાં આવી રહ્યો.
૧૪ એ માટે કે યશાયા ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય કે,
૧૫ "જબુલોનના પ્રાંતના તથા નફથાલીમના પ્રાંતના, યરદન
પાસેના સમુદ્રના રસ્તાઓમાં, એટલે વિદેશીઓના ગાલીલ-
માંના જે લોક અંધારામાં બેઠેલા તેઓએ મોહું અજવાળું દીઠું,
૧૬ ને મરણસ્થાનમાં તથા મરણછાયામાં બેઠેલાઓને અજવાળું
૧૭ પડયું." ત્યારથી ઈશુ પ્રગટ કરવા તથા કહેવા લાગ્યો કે,
આકાશનું રાજ્ય પાસે આવ્યું છે, માટે તમે પસ્તાવો કરો.

અને ઈશુ ગાલીલના સમુદ્રને કાંઠે ચાલતો હતો, ત્યારે તેણે ૧૮
બે ભાઈઓ, સીમોન જે પીતર કહેવાયછે તેને તથા તેના ભાઈ
આંદ્રયાને સમુદ્રમાં જાળ નાખતા દીઠા, કાંજે તેઓ માછલાં
પકડનારા હતા. ત્યારે તે તેઓને કહેછે કે, મારી પાછળ ૧૯
આવો. ને હું તમોને માણસોના પકડનારા કરીશ. અને તેઓ ૨૦
તરત જાળો મૂકીને તેની પાછળ ગયા. અને તેણે ત્યાંથી ૨૧
આગળ જતાં બીજા બે ભાઈઓ, ઝબીદીના દિકરા યાકુબને
તથા તેના ભાઈ યોહાનને, તેઓના બાપ ઝબીદીની સાથે
વહાણમાં પોતાની જાળો સાંધતા જોઈને તેઓને પણ તેડ્યા.
ત્યારે તેઓ વહાણને તથા પોતાના બાપને તરત મૂકીને તેની ૨૨
પાછળ ગયા.

અને ઈશુ તેઓનાં સભાસ્થાનોમાં ઉપદેશ કરતો, ને રાજ્યની ૨૩
સુવાર્ત્તા પ્રગટ કરતો, ને લોકોમાં હરેક પ્રકારનો રોગ તથા દુઃખ
મટાડતો, આખા ગાલીલમાં ફરયો. ત્યારે આખા સુરિયામાં ૨૪
તેની કીર્ત્તિ ફેલાઈગઈ, ને તેઓ સઘળાં માંદાંઓને, એટલે ભાત
ભાતનાં રોગીઓને તથા પીડાએલાંઓને તથા ભૂતવળગેલાં-
ઓને તથા ફેફરાંવાળાંઓને તથા પક્ષાઘાતીઓને તેની પાસે
લાવ્યા; ને તેણે તેઓને સાજાં કીધાં. અને ગાલીલથી તથા ૨૫
દકાપલીસથી તથા યરૂશાલેમથી તથા યહુદાથી તથા યરદનને
પેલે પારથી લોકોના મોટા જથા તેની પાછળ ગયા.

ત્યારે ઘણા લોક જોઈને તે પહાડ પર ચહડી ગયો; ને તે ૫
બેઠા પર તેના શિષ્યો તેની પાસે આવ્યા. અને તેણે પોતાનું ૨
મહો ઉઘાડીને તેઓને ઉપદેશ કરતાં કહ્યું કે, આત્મામાં જે ૩
રાંક તેઓને ધન્ય છે; કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે. જે ૪
શોક કરેછે તેઓને ધન્ય છે; કેમકે તેઓ દીલાસો પામશે. જે ૫
નમ્ર તેઓને ધન્ય છે; કેમકે તેઓ પૃથ્વીનું વતન પામશે.
જેઓને ન્યાયીપણાની ભૂખ તથા તરસ છે તેઓને ધન્ય છે; ૬
કેમકે તેઓ ધરાશે. દયાળુઓને ધન્ય છે; કેમકે તેઓ દયા ૭
પામશે. મનમાં જે શુદ્ધ તેઓને ધન્ય છે; કેમકે તેઓ દેવને ૮

૯ જોશે. સલાહ કરાવનારાઓને ધન્ય છે; કેમકે તેઓ દેવના
૧૦ દિકરા કહેવાશે. ન્યાયીપણાને લીધે જેઓની સતાવણી
કરાયછે તેઓને ધન્ય છે; કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે.
૧૧ જ્યારે લોક તમારી નિંદા કરશે, ને પુઠે લાગશે, ને મારે લીધે
તમારે ઉલટી હરેક ભુંડી વાત જુઠાઈથી કહેશે, ત્યારે તમને
૧૨ ધન્ય છે. તમે આનંદ કરો તથા ઘણા હર્ખાઓ; કાંજે
આકાશમાં તમારૂં ફળ મોહું છે; કેમકે તમારી અગાઉના
ભવિષ્યવાદીઓની પુઠે તેઓ એમજ લાગ્યા.
૧૩ તમે જગતનું મીઠું છો; પણ જો મીઠું બેસ્વાદ થયું તો તે
શાથી ખારૂં કરાશે? બહાર ફેંકાવા તથા માણસોના પગથી
૧૪ છુંદાવા વગર તે ફરી બીજા કંઈ કામનું નથી. તમે જગતનું
અજવાળું છો. પહાડ પર વસાએલું નગર સંતાઈ શકતું નથી.
૧૫ અને દીવો કરીને તેને માપા તળે નહિ, પણ દીવી પર મૂકેછે,
૧૬ ત્યારે ઘરમાંનાં બધાંને તે અજવાળું આપેછે. તેમ તમે તમારૂં
અજવાળું લોકની આગળ એવું પ્રકાશવા દો એ માટે કે, તેઓ
તમારી રૂડી કરણીઓ જુએ, ને આકાશમાંના તમારા બાપનો
મહિમા કરે.
૧૭ નિયમશાસ્ત્ર અથવા ભવિષ્યવાદીઓની વાતોનો નાશ
કરવાને હું આવ્યો છું, એમ ન ધારો; નાશ કરવા તો નહિ
૧૮ પણ પૂર્ણ કરવાને આવ્યો છું. કેમકે હું તમને ખચીત કહુંછું કે,
આકાશ તથા પૃથ્વી ટળીજાયત્યાં સુધી સઘળાં પુરાં થયાં વગર
નિયમશાસ્ત્રમાંથી એક કાનો અથવા એક માત્રા ટળી જશે
૧૯ નહિ. એ માટે આ સૌથી નાની આજ્ઞાઓમાંની એકને જો
કોઈ તોડશે, ને માણસોને તેમજ શીખવશે, તો આકાશના
રાજ્યમાં તે સૌથી નાનો કહેવાશે; પણ જો કોઈ તે પાળશે ને
૨૦ શીખવશે તો આકાશના રાજ્યમાં તે મોટો કહેવાશે. કેમકે હું
તમને કહુંછું કે શાસ્ત્રીઓના તથા ફરોશીઓના ન્યાયીપણા
કરતાં જો તમારૂં ન્યાયીપણું વધારે ન હોય, તો આકાશના
રાજ્યમાં તમે નહિજ પેસશો.
૨૧ હત્યા ન કર, ને જે કોઈ હત્યા કરે તે અપરાધી ઠરવાના

જોખમમાં આવશે, એમ પુરાતન લોકોને કહેલું હતું, એ તમે
સાંભળ્યું છે. પણ હું તમને કહુંછું કે, જે કોઈ પોતાના ભાઈપર ૨૨
અમથો ક્રોધ કરેછે, તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે;
ને જે પોતાના ભાઈને પાજી કહેશે, તે ન્યાયસભાથી અપરાધી
ઠરવાના જોખમમાં આવશે. ને જે તેને કહેશે કે તું મૂર્ખ છે,
તે અગ્નિની ગેહેન્નાના જોખમમાં આવશે. એ માટે જો તું તારૂં ૨૩
અર્પણ વેદી પાસે લાવે, ને ત્યાં તને યાદ આવે કે મારા ભાઈને
મારે વિરૂદ્ધ કંઈ છે, તો ત્યાં વેદી આગળ પોતાનું અર્પણ મૂકીને ૨૪
જા, પહેલાં પોતાના ભાઈ સાથે સલાહ કર, ત્યાર પછી આવીને
પોતાનું અર્પણ ચડાવ. જ્યાં સુધી તું તારા વાદીની જોડે માર્ગમાં ૨૫
છે, ત્યાં સુધી તેની સાથે વહેલો મળીજા; રખે કદી વાદી તને
ન્યાયાધીશને સોંપે, ને ન્યાયાધીશ તને ચોબદારને સોંપે, ને
તું કેદખાનામાં નંખાય. હું તને ખચીત કહુંછું કે, તું છેલ્લી દમડી ૨૬
ચુકવી આપીશ, ત્યાં લગી તું ત્યાંથી બહાર નિકળનારજ નથી.

વ્યભિચાર ન કર, એમ પુરાતન લોકોને કહેલું હતું, એ તમે ૨૭
સાંભળ્યું છે. પણ હું તમને કહુંછું કે, જે કોઈ બાયડી ઉપર ૨૮
ખોટી નજર રાખેછે, તેણે એટલામાં પોતાના મનમાં તેની જોડે
વ્યભિચાર કરયો છે. અને જો તારી જમણી આંખ તને ૨૯
ઠોકર ખવડાવે, તો તેને કહાડી નાખીને પોતાની પાસેથી ફેંકીદે,
કાંજે તારા અવયવમાંના એકનો નાશ થાય, ને તારૂં આખું
શરીર નરકમાં ન નંખાય, એ તને ગુણકારક છે. અને જો તારો ૩૦
જમણો હાથ તને ઠોકર ખવડાવે, તો તેને કાપીનાખીને પોતાની
પાસેથી ફેંકીદે, કાંજે તારા અવયવમાંના એકનો નાશ થાય, ને
તારૂં આખું શરીર નરકમાં ન નંખાય, એ તને ગુણકારક છે.
જે કોઈ પોતાની બાયડીને મૂકીદે તે તેને ફારગતી લખી ૩૧
આપે, એમ પણ કહ્યું હતું. પણ હું તમને કહુંછું કે, વ્યભિચારના ૩૨
કારણ વગર જે કોઈ પોતાની બાયડીને મૂકીદે, તે તેની પાસે
વ્યભિચાર કરાવેછે; ને જે કોઈ તે મૂકી દીધેલીની જોડે લગ્ન
કરે તે વ્યભિચાર કરેછે.

વળી, તું જુઠા સમ ન ખા, પણ પ્રભુ પાસે તારા સમ પુરા ૩૩

કર, એમ પુરાતન લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે.
૩૪ પણ હું તમને કહુંછું કે, કંઈજ સમ ન ખાઓ; આકાશના
૩૫ નહિ, કેમકે તે દેવનું રાજ્યાસન છે; અને પૃથ્વીના નહિ,
કેમકે તે તેનું પાદાસન છે; અને યરૂશાલેમના નહિ, કેમકે તે
૩૬ મોટા રાજાનું નગર છે. અને તું પોતાના માથાના પણ સમ
ન ખા, કેમકે તારાથી એક નીમાળો ધોળો અથવા કાળો નથી
૩૭ કરાતો. પણ તમારૂં બોલવું હાનું હા, ને નાનું ના હોય, કાંજે
એ કરતાં અધિક જે છે તે ભુંડાથી છે.
૩૮ આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત, એમ કહેલું હતું,
૩૯ એ તમે સાંભળ્યું છે. પણ હું તમને કહુંછું કે, જે ભુંડો તેની
સામા ન થાઓ, પણ જે કોઈ તારા જમણા ગાલ પર તમાચો
૪૦ મારે, તેની ગમ બીજો પણ ફેરવ. અને જે તારૂં બદન લેવા
સારૂ તારા પર દાવો કરે, તેને તારો અંગરખો પણ લેવાદે.
૪૧ અને જે કોઈ જોરાવરીએ તને એક ગાઉ લઈજાય, તેની સાથે
૪૨ બે ગાઉ જા. જે તારી પાસેથી માગેછે તેને આપ, ને તારી
કને જે ઉછીનું લેવા ચાહેછે, તેથી મ્હો ન ફેરવ.
૪૩ તું પોતાના પડોસી પર પ્રીતિ કર, ને પોતાના વેરી ઉપર
૪૪ દ્વેષ કર, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે. પણ હું તમને
કહુંછું કે, તમે પોતાના વેરીઓ પર પ્રીતિ કરો, જે તમને શાપ
દેછે તેઓને આશીર્વાદ દો, જે તમારો દ્વેષ કરેછે તેઓનું ભલું
કરો, ને જે તમને સતાવેછે, ને તમારી પુઠે લાગેછે તેઓને સારૂ
૪૫ પ્રાર્થના કરો. એ માટે કે તમે આકાશમાંના તમારા બાપના
દિકરા થાઓ, કારણ કે તે પોતાના સુરજને ભુંડા તથા ભલા
પર ઉગાવેછે, ને ન્યાયી તથા અન્યાયી પર વરસાદ વરસાવેછે.
૪૬ કેમકે જે તમ પર પ્રીતિ કરેછે, તેઓ પર જો તમે પ્રીતિ કરોછો,
તો તમને શું ફળ છે? દાણીઓ પણ શું એમજ નથી કરતા?
૪૭ અને જો તમે કેવળ પોતાના ભાઈઓને સલામ કરોછો, તો તમે
૪૮ વધતું શું કરોછો? દાણીઓ પણ શું એમજ નથી કરતા? એ
માટે તમારો આકાશમાંનો બાપ જેવો પૂર્ણ છે તેવા તમે
પૂર્ણ થાઓ.

માણસો જુએ એવા હેતુથી તેઓની આગળ તમારાં દાન- ૬
ધર્મ કરવાથી સાવધાન રહો, નહિ તો આકાશમાંના તમારા
બાપથી તમને ફળ મળવાનું નથી.
એ માટે જ્યારે તું દાનધર્મ કરે, ત્યારે જેમ ઢોંગીઓ સભા- ૨
સ્થાનોમાં તથા રસ્તાઓમાં માણસોથી વખાણ પામવાને
કરેછે, તેમ તું પોતાની આગળ રણશીંગડું ન વગાડ; હું તમને
ખચીત કહુંછું કે તેઓ પોતાનું ફળ પામેછે. પણ તું તારાં ૩
દાનધર્મ કરેછે, ત્યારે જે તારો જમણો હાથ કરે તે તારો ડાબો
હાથ ન જાણે. એ માટે કે તારાં દાનધર્મ ગુપ્તમાં થાય, ને ૪
ગુપ્તમાં જોનાર તારો બાપ પોતે પ્રગટમાં તને ફળ ભરી આપશે.
અને જ્યારે તું પ્રાર્થના કરેછે ત્યારે ઢોંગીઓના જેવો ન થા, ૫
કાંજે માણસો તેઓને જુએ, માટે તેઓ સભાસ્થાનોમાં તથા
રસ્તાઓના નાકાઓ પર ઉભા રહેતાં પ્રાર્થના કરવા ચાહેછે;
હું તમને ખચીત કહુંછું કે તેઓ પોતાનું ફળ પામેછે. પણ જ્યારે ૬
તું પ્રાર્થના કરેછે, ત્યારે પોતાની ઓરડીમાં પેસ, ને તારૂં બારણું
બંધ કરીને ગુપ્તમાંના તારા બાપની પ્રાર્થના કર, ને ગુપ્તમાં
જોનાર તારો બાપ તને પ્રગટમાં ફળ ભરી આપશે. અને તમે ૭
પ્રાર્થના કરતાં વિદેશીઓની પેઠે અમથો લવારો ન કરો, કાંજે
તેઓ ધારેછે કે અમારા ઘણા બોલવાથી અમારૂં સંભળાશે. એ ૮
માટે તમે તેઓના જેવા ન થાઓ. કેમકે જેની તમને અગત્ય
છે, તે તેની પાસે તમારા માગ્યા અગાઉ તમારો બાપ જાણેછે.
માટે તમે એ રીતે પ્રાર્થના કરો; ઓ આકાશમાંના અમારા ૯
બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ ૧૦
આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઈચ્છા પુરી થાઓ. દિવસની ૧૧
અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા ૧૨
ઋણીઓને માફ કરિયેછિયે, તેમ તું અમારાં ઋણો અમને
માફ કર; અને અમને પરીક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી ૧૩
અમારો છુટકો કર. કેમકે રાજ્ય તથા પરાક્રમ તથા મહિમા
સર્વકાળ સુધી તારાં છે. આમેન. કેમકે જો તમે માણસોના ૧૪
અપરાધ તેઓને માફ કરો, તો તમારો આકાશમાંનો બાપ

૧૫ તમને પણ માફ કરશે. પણ જો તમે માણસોના અપરાધ
તેઓને માફ નથી કરતા, તો તમારો બાપ તમારા અપરાધ
પણ માફ નહિ કરશે.

૧૬ વળી જ્યારે તમે ઉપવાસ કરો, ત્યારે ઢોંગીઓની પઠે લેવાઇ
ગએલાં મહોના ન થાઓ, કેમકે લોકોને ઉપવાસી દેખાવા
સારૂ તેઓ પોતાનાં મહો કસાણાં કરેછે. હું તમને ખચીત
૧૭ કહુંછું કે તેઓ પોતાનું ફળ પામેછે. પણ તું ઉપવાસ કરે, ત્યારે
૧૮ પોતાનાં માથા પર તેલ ચોપડ, ને પોતાનું મહો ધો; એમાટે
કે તું માણસોને નહિ, પણ ગુપ્તમાંના તારા બાપને ઉપવાસી
દેખાય, ને ગુપ્તમાં જોનાર તારો બાપ તને પ્રગટમાં ફળ
ભરી આપશે.

૧૯ પૃથ્વીપર પોતાને સારૂ દ્રવ્ય એકઠું ન કરો, જ્યાં કીડા
તથા કાટ નાશ કરેછે, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરેછે.
૨૦ પણ તમે પોતાને સારૂ આકાશમાં દ્રવ્ય એકઠું કરો, જ્યાં
કીડા અથવા કાટ નાશ નથી કરતા, ને જ્યાં ચોરો ખાતર
૨૧ પાડીને ચોરતા નથી. કેમકે જ્યાં તમારૂં દ્રવ્ય છે, ત્યાંજ
૨૨ તમારૂં ચિત્ત પણ રહેશે. શરીરનો દીવો આંખ છે, એ માટે
જો તારી આંખ નિર્મળ હોય, તો તારૂં આખું શરીર પ્રકાશે
૨૩ ભરેલું થશે. પણ જો તારી આંખ ભુંડી હોય, તો તારૂં આખું
શરીર અંધકારે ભરેલું થશે; માટે તારામાં જે અજવાળું છે, તે
૨૪ જો અંધકાર હોય, તો તે અંધકાર કેટલો મોટો! કોઇથી બે
ધણીની ચાકરી કરાય નહિ, કેમકે તે એક પર દ્વેષ કરશે, ને
બીજા પર પ્રીતિ કરશે; અથવા એકની ગમનો તે થશે, ને બીજાને
તુચ્છ કરશે; દેવની તથા દ્રવ્યની સેવા તમારાથી કરાય નહિ.
૨૫ એ માટે હું તમને કહુંછું કે તમારા જીવને સારૂ ચિંતા ન કરો
કે, અમે શું ખાઇશું અથવા શું પીશું? અને તમારા શરીરને
સારૂ ચિંતા ન કરો કે, અમે શું પેહેરીશું? શું જીવ ખોરાક
૨૬ કરતાં, ને શરીર લુગડાં કરતાં, અધિક નથી? આકાશનાં
પક્ષીઓને જુઓ, કે તેઓ વાવતાં નથી, ને કાપતાં નથી, ને
વખારોમાં ભરતાં નથી, તો પણ તમારો આકાશમાંનો બાપ

તેઓનું પાળન કરેછે; તો તેઓ કરતાં તમે અધિક નથી શું?
અને ચિંતા કરવાથી તમારામાંનો કોણ પોતાના કદને એક ૨૭
હાથભર વધારી શકેછે? અને લુગડાં સંબંધી તમે ચિંતા કેમ ૨૮
કરોછો? ખેતરનાં ફુલઝાડોનો વિચાર કરો કે, તેઓ કેવાં
વધેછે, તેઓ મેહેનત કરતાં નથી, તેઓ કાંતતાં પણ નથી; તો ૨૯
પણ હું તમને કહુંછું કે, સુલેમાન પણ પોતાના સઘળા મહિમામાં
તેઓમાંના એકના જેવો પહેરેલો ન હતો. એ માટે ખેતરનું ૩૦
ઘાસ જે આજ છે, ને કાલે ભઠ્ઠીમાં ફેંકાયછે, તેને જો દેવ એવું
પહેરાવેછે, તો, ઓ અલ્પવિશ્વાસીઓ, તમને શું વિશેષે નહિ
પહેરાવશે? માટે અમે શું ખાઈએ, અથવા શું પીએ, અથવા ૩૧
શું પહેરીએ, એમ કહેતાં ચિંતા ન કરો. કાંજે એ સઘળાં ૩૨
વાનાં વિદેશીઓ શોધેછે; કેમકે તમારો આકાશમાંનો બાપ
જાણેછે કે એ બધાંની તમને અગત્ય છે. પણ તમે પહેલાં ૩૩
દેવના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો, ને એ બધાં
વાનાં પણ તમને અપાશે. તે માટે આવતી કાલને સારૂ ચિંતા ૩૪
ન કરો, કેમકે આવતી કાલ પોતે પોતાનાં વાનાંની ચિંતા
કરશે; દહાડાને સારૂ તે દહાડાનું દુઃખ બસ છે.

તમે કોઈને દોષિત ન ઠરાવો, એ માટે કે તમને કોઈ દોષિત ન ૭
ઠરાવે. કેમકે જેમ તમે બીજાને દોષિત ઠરાવશો તેમ તેઓ તમને ૨
દોષિત ઠરાવશે; ને જે માપાથી તમે માપી આપોછો, તેથીજ
તમારે સારૂ પાછું માપી અપાશે. અને તું પોતાની આંખમાંનો ૩
ભારોટીઓ ધ્યાનમાં ન લાવતાં, તારા ભાઈની આંખમાંનું
તણખલું કેમ જુએછે? અથવા તું તારા ભાઈને કેમ કહેશે કે, ૪
તારી આંખમાંથી તણખલું મને કહાડવાદે, પણ જો, પોતાની
આંખમાં ભરોટીઓ છે? ઓ ઢોંગી, પહેલાં તું પોતાની ૫
આંખમાંથી ભારોટીઓ કહાડ, અને ત્યારે તારા ભાઈની
આંખમાંથી તણખલું કહાડવાને તને સારીપેઠે સુઝશે.

જે પવિત્ર તે કુતરાંઓને ન નાખો, ને તમારાં મોતી ભુંડોની ૬
આગળ ન ફેંકો; રખે તેઓ તે પોતાને પગે છુંદે, ને ફરીને
તમને ફાડીનાખે.

૭ માગો, તો તમને અપાશે; શોધો, તો તમને જડશે; ઠોકો,
૮ તો તમારે સારૂ ઉઘડાશે. કેમકે જે હરેક માગેછે તે પામેછે, ને
જે શોધેછે તેને જડેછે, ને જે ઠોકેછે તેને સારૂ ઉઘડાશે.
૯ તમારામાં એવું કયું માણસ છે કે, જો તેનો દિકરો તેની
૧૦ પાસે રોટલી માગે, તો તે તેને પત્થર આપશે? અથવા જો
૧૧ માછલું માગે, તો તે તેને સાપ આપશે? તે માટે તમે ભુંડા છતાં,
જો પોતાનાં છોકરાંઓને સારાં વાનાં આપી જાણોછો, તો તમારા
આકાશમાંના બાપની પાસે જેઓ માગેછે તેઓને તે કેટલાં
૧૨ વિશેષે કરીને સારાં વાનાં આપશે? માટે જે જે તમે ચાહોછો
કે બીજાં માણસ તમને કરે, તે તે તમે પણ તેઓને કરો;
કેમકે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ[નો સાર] એજ છે.
૧૩ તમે સાંકડે બારણે માંહે પેસો, કાંજે જે માર્ગ નાશમાં પોહોં-
ચાડેછે, તે ચોડો છે, ને તેનું બારણું પહોળું છે, ને ઘણા તેથી
૧૪ પેસેછે. કેમકે જે માર્ગ જીવનમાં પોહોંચાડેછે તે સાંકડો છે, ને
તેનું બારણું સાંકડું છે, ને જેઓને તે જડેછે તેઓ થોડા છે.
૧૫ જુઠા ઉપદેશકો જે ઘેટાંને વેશે તમારી પાસે આવેછે, પણ
માંહે ફાડીખાનારા વરૂ છે, તેઓ સંબંધી તમે સાવધાન
૧૬ રહો. તેઓનાં ફળથી તમે તેઓને ઓળખશો. શું લોકો
કાંટાનાં ઝાડ ઉપરથી દ્રાક્ષ, અથવા ઉંટકટારી પરથી અંજીર
૧૭ તોડેછે? તેમજ હરેક સારૂં ઝાડ સારાં ફળ આપેછે, ને ખરાબ
૧૮ ઝાડ નઠારાં ફળ આપેછે. સારૂં ઝાડ નઠારાં ફળ આપી શકતું
૧૯ નથી, ને ખરાબ ઝાડ સારાં ફળ આપી શકતું નથી. હરેક
ઝાડ જે સારૂં ફળ નથી આપતું તે કપાયછે, ને અગ્નિમાં
૨૦ નંખાયછે. તે માટે તેઓનાં ફળથી તેઓને તમે ઓળખશો.
૨૧ જે મને પ્રભુ પ્રભુ કહેછે, તે સર્વે આકાશના રાજ્યમાં પેસશે
એવું નહિ, પણ જે મારા આકાશમાંના બાપની ઈચ્છા
૨૨ પ્રમાણે કરેછે તે પેસશે. તે દહાડે ઘણા મને કહેશે કે, પ્રભુ,
પ્રભુ, શું અમે તારે નામે ભવિષ્યવાદ કહ્યો નથી? અને
તારે નામે ભૂતોને કહાડયા નથી? અને તારે નામે ઘણાં
૨૩ પરાક્રમી કામો કીધાં નથી? ત્યારે હું તેઓને સાફ કહીશ કે,

મેં તમને કદી પણ ઓળખ્યા નહિ; ઓ ભુંડું કરનારાઓ,
તમે મારી પાસેથી દૂર જાઓ. એ માટે જે કોઈ મારી આ ૨૪
વાતો સાંભળેછે, ને પાળેછે, તેને હું એક ડાહ્યા માણસની
ઉપમા આપીશ, કે જેણે પોતાનું ઘર ખડક પર બાંધ્યું; ને ૨૫
વરસાદ વરસ્યો, ને રેલ આવી, ને વાઝોડાં થયાં, ને તે ઘર
પર સપાટા લાગ્યા; પણ તેનો પાયો ખડક પર નાખેલો હતો,
માટે તે પડ્યું નહિ. અને જે કોઈ મારી આ વાતો સાંભળેછે, ૨૬
ને પાળતો નથી, તેને એક મૂર્ખ માણસની ઉપમા અપાશે, કે
જેણે પોતાનું ઘર રેતી પર બાંધ્યું; ને વરસાદ વરસ્યો, ને ૨૭
રેલ આવી, ને વાઝોડાં થયાં, ને તે ઘર પર સપાટા લાગ્યા,
ને તે પડીગયું; અને તેનો નાશ મોટો થયો.

અને ઈશુએ એ વાતો પુરી કરી, ત્યારે એમ થયું કે, લોકો ૨૮
તેના ઉપદેશથી અચરત થયા; કાંજે શાસ્ત્રીઓની પઠે નહિ, ૨૯
પણ જેને અધિકાર હોયછે તેની પઠે તેણે તેઓને ઉપદેશ કીધો.

અને પાહાડ પરથી તે ઉતર્યો, ત્યારે અતિ ઘણા લોક ૮
તેની પાછળ ગયા. અને જુઓ, એક કોહોડીઆએ આવીને ૨
તેને પગે લાગીને કહ્યું કે, ઓ પ્રભુ, જો તું ચાહે તો મને શુદ્ધ
કરી શકેછે. ત્યારે ઈશુએ હાથ લાંબો કર્યો, ને તેને અડકીને ૩
કહ્યું, હું ચાહુંછું, તું શુદ્ધ થા. અને તરત તે પોતાના કોહોડથી
શુદ્ધ થયો. પછી ઈશુ તેને કહેછે કે, જોજે, તું કોઈને કહીશ ૪
મા, પણ જા, યાજકને પોતાને દેખાડ, ને તેઓને સાક્ષીને
અર્થે, જે અર્પણ મુસાએ ઠરાવ્યું તે ચડાવ.

અને ઈશુ કાપરનાહુમમાં પેઠો, ત્યારે એક જમાદારે તેની ૫
પાસે આવીને તેની વિનંતી કરતાં કહ્યું કે, ઓ પ્રભુ, મારો ૬
ચાકર ઘરમાં પક્ષાઘાતી પડેલો છે, ને તેને ભારે પીડા
થાયછે. ત્યારે ઈશુ તેને કહેછે કે, હું આવીને તેને સાજો ૭
કરીશ. અને જમાદારે ઉત્તર દેતાં કહ્યું કે, ઓ પ્રભુ, તું મારા ૮
છાપરાતળે આવે એવો હું યોગ્ય નથી; પણ તું કેવળ શબ્દ
કહે, એટલે મારો ચાકર સાજો થશે. કેમકે હું પણ પરાધીન ૯

માણસ છું, ને સિપાઈઓ મારે સ્વાધીન છે; અને એકને હું
કહુંછું કે જા, ને તે જાયછે; ને બીજાને આવ, ને તે
૧૦ આવેછે; ને મારા દાસને કે, એ કર, ને તે કરેછે. ત્યારે
ઈશુ તે સાંભળીને અચરત થયો, ને પાછળ આવનારાઓને
તેણે કહ્યું, હું તમને ખચીત કહુંછું કે, એટલો વિશ્વાસ મેં
૧૧ ઈસ્રાઈલમાં પણ જોયો નથી. અને હું તમને કહુંછું કે, પૂર્વેથી
તથા પશ્ચિમથી ઘણા લોક આવશે, ને ઈબ્રાહીમની તથા
ઈસહાકની તથા યાકુબની સાથે આકાશના રાજ્યમાં બેસશે;
૧૨ પણ રાજ્યમાંના દિકરાઓ બહારના અંધારામાં નંખાશે, જયાં
૧૩ રડવું ને દાંત પીસવું થશે. અને ઈશુએ તે જમાદારને કહ્યું કે,
જા, ને જેવો તેં વિશ્વાસ કીધો તેવુંજ તને થાય. અને તેજ
ઘડી તેનો ચાકર સાજો થયો.

૧૪ અને ઈશુએ પીતરનાં ઘરમાં આવીને તેની સાસુને તાવે
૧૫ માંદી પડેલી દીઠી. અને તેણે તેનો હાથ પકડયો, એટલે તેનો
તાવ ગયો, અને તેણીએ ઉઠીને તેઓની સેવા કીધી.

૧૬ અને સાંજ પડી ત્યારે તેઓ ઘણા ભૂતવળગેલાઓને તેની
પાસે લાવ્યા, ને તેણે શબ્દથી તે આત્માઓને બહાર કહાડયા,
૧૭ ને સઘળા માંદાઓને સાજા કરયા. એ માટે કે યશાયા
ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય કે, "તેણેજ આપણો
મંદવાડ લીધો, ને આપણા રોગ ભોગવ્યા."

૧૮ અને ઈશુએ લોકોનો મોટો જથો પોતાની આસપાસ દીઠો,
૧૯ ત્યારે પેલે પાર જવાની આજ્ઞા કીધી. પછી એક શાસ્ત્રીએ
પાસે આવીને તેને કહ્યું કે, ઓ ઉપદેશક, જ્યાં કહીં તું જઈશ
૨૦ ત્યાં હું તારી પાછળ આવીશ. ત્યારે ઈશુ તેને કહેછે કે, લોંકડાને
કોતર છે, ને આકાશનાં પક્ષીઓને માળા છે; પણ માણસના
૨૧ દિકરાને માથું ટેકવવાનો ઠામ નથી. અને તેના શિષ્યોમાંથી
બીજાએ તેને કહ્યું કે, પ્રભુ, મને રજા આપ કે હું પહેલાં જઈને
૨૨ મારા બાપને દાટું. પણ ઈશુએ તેને કહ્યું કે, તું મારી પાછળ
આવ, ને મુએલાઓને પોતાના મુએલાઓને દાટવા દે.

૨૩ અને હોડી પર તે ચઢયો ત્યારે તેના શિષ્યો તેની પાછળ

ગયા. અને જુઓ, સમુદ્રમાં એવું મોટું તોફાન થયું કે મોજા- ૨૪
ઓથી હોડી ઢંકાઈગઈ; પણ તે પોતે ઉંઘતો હતો. ત્યારે તેના ૨૫
શિષ્યોએ પાસે આવીને તેને જગાડીને કહ્યું કે, ઓ પ્રભુ,
અમને બચાવ, અમે નાશ પામિયેછિયે. અને તે તેઓને ૨૬
કહેછે, ઓ અલ્પવિશ્વાસીઓ, તમે શા વાસ્તે બિહીકણા થયા
છો? પછી તેણે ઉઠીને પવનને તથા સમુદ્રને ધમકાવ્યા;
ને મોટું ચેન થઈ ગયું. ત્યારે તે માણસોએ અચરત થઈને ૨૭
કહ્યું કે, એ શી તરેહનું માણસ છે કે, પવન તથા સમુદ્ર
પણ એનું માનેછે?

અને પેલે પાર ગાડરેનોના દેશમાં તે પહોંચ્યો ત્યારે ભુત ૨૮
વળગેલા બે માણસ કબરોમાંથી નિકળતા તેને મળ્યા, તેઓ
એવા બિહામણા હતા કે તે માર્ગે કોઈથી જવાતું ન હતું. અને ૨૯
જુઓ, તેઓએ બૂમ પાડતાં કહ્યું કે, ઓ ઈશુ, દેવના દિકરા,
અમારે ને તારે શું છે? સમય અગાઉ શું તું અમને પીડા
દેવાને હિયાં આવ્યો છે? અને તેઓથી બહુ આઘું ઘણા ૩૦
ભુંડોનું એક ટોળું ચરતું હતું. અને ભૂતોએ તેની વિનંતી ૩૧
કરતાં કહ્યું કે, જો તું અમને કહાડેછે તો ભુંડોના ટોળામાં
અમને મોકલ. અને તેણે તેઓને કહ્યું કે, જાઓ. પછી ૩૨
તેઓ નિકળીને ભુંડોના ટોળામાં પેઠા; ને જુઓ, ભુંડોનું
આખું ટોળું કરાડા પરથી સમુદ્રમાં ધસી પડયું, ને પાણીમાં
બુડીમુઉં. ત્યારે ચરાવનારા નહાઠા, ને નગરમાં જઈને ૩૩
તેઓએ સઘળું કહી જણાવ્યું; ને ભૂતવળગેલાઓને શું થયું
તે પણ કહ્યું. ત્યારે જુઓ, આખું નગર ઈશુને મળવાને ૩૪
બહાર આવ્યું; ને તેને જોઈને તેઓએ તેની વિનંતી કીધી કે,
અમારી સીમોમાંથી જા.

ત્યારે હોડીમાં બેસીને તે પેલે પાર ગયો, ને પોતાના ૯
નગરમાં આવ્યો. અને જુઓ, એક પક્ષાઘાતીને ખાટલા પર ૨
નાખીને લોક તેની પાસે લાવ્યા, ને ઈશુએ તેઓનો વિશ્વાસ
જોઈને પક્ષાઘાતીને કહ્યું કે, દિકરા, ધીરજ રાખ, તારાં પાપ

૩ તને માફ થયાં છે. ત્યારે જુઓ, શાસ્ત્રીઓમાંના કેટલાએકે
૪ પોતાનાં મનમાં કહ્યું કે, એ દુર્ભાષણ કરેછે. ત્યારે ઈશુએ
તેઓના વિચાર જાણીને કહ્યું કે, તમે પોતાનાં મનમાં શા માટે
૫ ભૂંડા વિચાર કરોછો? કાંજે શું વત્તું સહેલ છે, એ કહેવું
કે તારાં પાપ તને માફ થયાં છે, અથવા એ કહેવું કે, ઉઠીને
૬ ચાલ? પણ માણસના દિકરાને પૃથ્વી પર પાપોની માફી
કરવાનો અધિકાર છે, એ તમે જાણો માટે, (ત્યારે તે
પક્ષાઘાતીને કહેછે કે,) ઊઠ, તારો ખાટલો ઉંચકીને તારે
૭ ઘેર ચાલ્યો જા. અને તે ઉઠીને પોતાને ઘેર ગયો.
૮ અને તે જોઈને લોકો અચરત થયા, ને દેવે માણસોને એવો
અધિકાર આપ્યો માટે તેઓએ તેની સ્તુતિ કીધી.
૯ અને ઈશુએ ત્યાંથી જતાં માત્થી નામે એક માણસને દાણ
લેવાની ચોકી પર બેઠેલો દીઠો; ને તેણે તેને કહ્યું કે, તું મારી
૧૦ પાછળ આવ, ત્યારે તે ઉઠીને તેની પાછળ ગયો. અને એમ
થયું કે, ઘરમાં તે જમવા બેઠો ત્યારે જુઓ, ઘણા દાણીઓ
તથા પાપીઓ આવીને ઈશુની તથા તેના શિષ્યોની સાથે બેઠા.
૧૧ અને ફરોશીઓએ એ જોઈને તેના શિષ્યોને કહ્યું કે, તમારો
ઉપદેશક દાણીઓની તથા પાપીઓની સાથે કેમ ખાયછે?
૧૨ અને ઈશુએ એ સાંભળીને તેઓને કહ્યું કે, જે સાજા છે તેઓને
૧૩ વૈદની અગત્ય નથી, પણ જે માંદા તેઓને છે. પણ "યજ્ઞ
કરતાં હું દયા ચાહુંછું," એનો શો અર્થ છે, તે જઈને શીખો;
કાંજે ન્યાયીઓને નહિ, પણ પાપીઓને પસ્તાવા સારૂ હું
તેડવા આવ્યો છું
૧૪ ત્યારે યોહાનના શિષ્યો તેની પાસે આવીને કહેછે કે, અમે
તથા ફરોશીઓ ઘણીવાર ઉપવાસ કરિયેછિયે, પણ તારા
૧૫ શિષ્યો ઉપવાસ નથી કરતા, એનું કારણ શું? ત્યારે ઈશુએ
તેઓને કહ્યું કે, જ્યાં સુધી વર જાનૈયાઓની સાથે છે, ત્યાં
સુધી શું તેઓ શોક કરી શકેછે? પણ એવા દહાડા આવશે
કે વર તેઓની પાસેથી લેવાશે, ત્યારે તેઓ ઉપવાસ કરશે.
૧૬ વળી કોરા લુગડાનું થીંગળું જુના લુગડામાં કોઈ નથી દેતું,

કેમકે તે થીંગળાથી તે લુગડું ખેંચાયછે ને ફાટ વધતી
પડેછે. વળી નવો દ્રાક્ષરસ જુની મસકોમાં કોઈ નથી ભરતું, ૧૭
જો ભરે તો મસકો ફાટી જાયછે, ને દ્રાક્ષરસ વહીજાયછે, ને
મસકોનો નાશ થાયછે; પણ નવો દ્રાક્ષરસ નવી મસકોમાં
ભરેછે, ને બેહુનું રક્ષણ થાયછે.

તે તેઓને આ વાત કહેતો હતો, ત્યારે જુઓ, એક અધિ- ૧૮
કારી આવીને તેને પગે લાગીને કહેછે કે, મારી દિકરી
હવે તો મરીગઈ હશે, પણ તું આવીને તારો હાથ તેના
પર મૂક, એટલે તે જીવશે. ત્યારે ઈશુ ઉઠીને પોતાના શિષ્યો ૧૯
સુદ્ધાં તેની પાછળ ગયો.

અને જુઓ, એક બાયડીને બાર વરસ થયાં લોહીવા હતો, ૨૦
તે તેની પાછળ આવીને તેના લુગડાની કોરને અડકી. કેમકે ૨૧
તેણે પોતાના મનમાં કહ્યું કે, જો હું એકલા એના લુગડાને
અડકું તો સમી થઈજઈશ. ત્યારે ઈશુએ પાછા ફરીને ૨૨
તથા તેને જોઈને કહ્યું કે, દિકરી, ધીરજ રાખ, તારા વિશ્વાસે
તને સમી કીધી છે; ને તે બાયડી તેજ ઘડીથી સમી થઈ.
પછી ઈશુએ તે અધિકારીના ઘરમાં આવીને વાંસળી વગાડ- ૨૩
નારાઓને તથા લોકને કલકલાટ કરતા દીઠા. ત્યારે તે ૨૪
તેઓને કહેછે કે, આઘા ખશો; કેમકે છોડી મરી નથી ગઈ,
પણ ઉંઘેછે. અને તેઓએ તેની મશ્કરી કીધી. અને ૨૫
લોકોને બહાર કહાડયા, ત્યારે તેણે માંહે જઈને તેનો હાથ
પકડ્યો; ને તે છોડી ઉઠી. અને તે વાતની ચરચા તે ૨૬
આખા દેશમાં ફેલાઈગઈ.

અને ઈશુ ત્યાંથી જતો હતો, ત્યારે બે આંધળા તેની પાછળ ૨૭
જઈને બૂમ પાડતાં કહેછે કે, ઓ દાવુદના દિકરા, અમારા
પર દયા કર. અને ઘરમાં તે ગયો, ત્યારે તે આંધળાઓ પાસે ૨૮
આવ્યા, ને ઈશુ તેઓને કહેછે કે, હું એ કરી શકુંછું એવો
વિશ્વાસ શું તમે કરોછો? તેઓ તેને કહેછે કે, હા પ્રભુ. ત્યારે ૨૯
તે તેઓની આંખોને અડકીને કહેછે કે, તમારા વિશ્વાસ
પ્રમાણે તમને થાઓ. અને તેઓની આંખો ઉઘડી ગઈ. ૩૦

પછી ઈશુ તેઓને સખત આજ્ઞા આપીને કહેછે કે, જોજો,
૩૧ કોઈ જાણે નહિ. પણ તેઓએ બહાર જઈને તે આખા
દેશમાં તેની કીર્ત્તિ ફેલાવી.
૩૨ અને તેઓ બહાર ગયા ત્યારે જુઓ, ભૂત વળગેલા એક
૩૩ મુગા માણસને તેની પાસે લાવ્યા. અને ભુત કહડાયો ત્યારે
તે મુગો બોલ્યો, ને લોકો અચરત થઈને કહેછે કે, ઈસ્રાઈલમાં
૩૪ અમે કદી પણ એવું દીઠું ન હતું. પણ ફરોશીઓએ કહ્યું કે,
ભૂતોના સરદારથી ભૂતોને તે કહાડેછે.
૩૫ અને ઈશુ તેઓના સભાસ્થાનોમાં ઉપદેશ કરતો, ને
રાજ્યની સુવાર્ત્તા પ્રગટ કરતો, ને લોકોનો હરેક મંદવાડ તથા
હરેક રોગ ટાળતો, સઘળાં નગરોમાં તથા ગામોમાં ફરતો
ગયો. અને લોકોને જોઈને તેઓ પર તેને દયા આવી; કેમકે
૩૬ તેઓ પાળક વગરનાં ઘેટાંના જેવા હેરાન તથા વેરાઈગયલા
૩૭ હતા. ત્યારે તે પોતાના શિષ્યોને કહેછે કે, ફસલ પુશ્કલ છે
૩૮ ખરી, પણ મજુરો થોડા છે. એ માટે તમે ફસલના ધણીની
પ્રાર્થના કરો કે, પોતાની ફસલને સારૂ મજુરો મોકલે.

૧૦ **પ**છી તેણે પોતાના બાર શિષ્યોને પાસે તેડીને અશુદ્ધ
આત્માઓને કહાડવાનો, તથા હરેક તરેહનો મંદવાડ તથા
હરેક જાતનો રોગ ટાળવાનો અધિકાર તેઓને આપ્યો.
૨ અને તે બાર પ્રેરિતનાં નામ એ છે; પહેલો, સીમોન જે પીતર
કહેવાયછે, ને તેનો ભાઈ આંદ્રિયા; ઝબીદીનો દિકરો
૩ યાકુબ, તથા તેનો ભાઈ યોહાન; ફિલિપ તથા બારથલમુ;
થોમા તથા માથ્થી દાણી; અલફીનો દિકરો યાકુબ, તથા લેબી
૪ જેની અટક થાદી હતી; સીમોન કનાની, તથા યહુદા
ઈસકારીઓત, જે તેને પરસ્વાધીન કરનાર પણ હતો.
૫ ઈશુએ તે બારોને મોકલીને એવી આજ્ઞા આપી કે, તમે વિદે-
શીઓને માર્ગે ન જાઓ, ને સમારીઓના કોઈ નગરમાં ન
૬ પેસો; પણ તે કરતાં ઈસ્રાઈલના ઘરના ખોવાએલાં ઘેટાંની
૭ પાસે જાઓ. અને તમે જતાં જતાં એમ પ્રસિદ્ધ કરો કે,

આકાશનું રાજ્ય પાસે આવ્યું છે. માંદાંઓને સાજાં કરો, ૮
કોહોડીઆંઓને શુદ્ધ કરો, મુએલાંઓને ઉઠાડો, ભૂતોને
કહાડો, તમે મફત પામ્યા, મફત આપો. સુંનું કે રૂપું કે તાંબું ૯
પોતાના કમ્મરબંધમાં ન રાખો. મુસાફરીને સારૂ જોહોળું ૧૦
અથવા બે અંગરખા, અથવા જોડા, અથવા લાકડી પણ ન
લો; કેમકે મજુર પોતાના પોષણયોગ્ય છે. અને જે જે ૧૧
નગરમાં કે ગામમાં તમે જાઓ, તેમાં યોગ્ય કોણ છે એની
તપાસ કરો, ને ત્યાંથી નિકળવા સુધી તેને ત્યાંજ રહો. અને ૧૨
ઘરમાં જઈને તેનાંને સલામ કહો. અને જો તે ઘર યોગ્ય ૧૩
હોય તો તમારી કુશળતા તેના પર આવે, પણ જો તે યોગ્ય ન
હોય તો તમારી કુશળતા તમારા પર પાછી આવે. અને જો ૧૪
કોઈ તમને ન માને, ને તમારી વાતો ન સાંભળે, તો તે ઘરમાંથી
અથવા તે નગરમાંથી નિકળતાં તમે પોતાના પગપરની ધૂળ
ખંખેરો. હું તમને ખચીત કહુંછું કે, ન્યાયકાળે સદોમ તથા ૧૫
ગમોરા દેશનો હાલ તે નગરના કરતાં વધ્તો સેહેલ થશે.

જુઓ, વરૂઓમાં ઘેટાં સરખા હું તમને મોકલુંછું; માટે ૧૬
તમે સાપના જેવા હોશિયાર, તથા ખબુતરના જેવા સાલસ
થાઓ. અને તમે માણસોથી સાવધાન રહો; કેમકે તેઓ ૧૭
તમને ન્યાયસભામાં સોંપશે, ને તેઓનાં સભાસ્થાનોમાં
તમને કોરડા મારશે. અને મારે લીધે તમે અધિપતિઓની ૧૮
તથા રાજાઓની આગળ તેઓને તથા વિદેશીઓને સાક્ષીને
અર્થે લઈ જવાશો. પણ જ્યારે તેઓ તમને પકડાવશે ત્યારે ૧૯
તમે ચિંતા ન કરો કે શી તરેહ અથવા શું બોલિયે? કાંજે
શું બોલવું તે તેજ ઘડી તમને અપાશે. કેમકે જે બોલેછે તે તમે ૨૦
નથી, પણ તમારા બાપનો જે આત્મા તે તમારામાં બોલેછે.
અને ભાઈ ભાઈને તથા બાપ દિકરાને મરણને સારૂ સોંપશે, ૨૧
ને છોકરાં માબાપની સામા ઉઠશે, ને તેઓને મારીનંખાવશે.
અને મારા નામને સારૂ સહુ તમારો દ્વેષ કરશે, પણ જે કોઈ ૨૨
અંત સુધી ટકશે તે તારણ પામશે. અને જ્યારે તેઓ એક ૨૩
નગરમાં તમારી પુઠે લાગે ત્યારે તમે બીજામાં નહાસીજાઓ,

કેમકે હું તમને ખચીત કહુંછું કે, માણસનો દિકરો આવે ત્યાં
૨૪ સુધી ઈસ્રાઈલનાં સઘળાં નગરોમાં તમે ફરી નહિ વળશો. ચેલો
ગુરૂ કરતાં મોટો નથી, ને દાસ પોતાના શેઠ કરતાં મોટો નથી.
૨૫ ચેલો પોતાના ગુરૂ સરખો, ને દાસ પોતાના શેઠ સરખો હોય
તો તેજ ઘણું છે. જો તેઓએ ઘરના ધણીને બાલઝબુલ
કહ્યો છે, તો તેના ઘરના લોકોને કેટલું વિશેષે કરીને એમજ
૨૬ કહેશે? તે માટે તેઓથી તમે બીહો મા, કેમકે જે ઉઘાડું
નહિ કરાશે એવું કંઈ ઢાંકેલું નથી, ને જે જણાશે નહિ એવું કંઈ
૨૭ ગુપ્ત નથી. હું તમને અંધારામાં જે કહુંછું તે તમે અજવાળામાં
કહો, ને તમે કાને જે સાંભળોછો તે ધાબાઓ પરથી પ્રગટ
૨૮ કરો. અને શરીરને જે મારીનાખેછે, પણ આત્માને મારી
શકતા નથી, તેઓથી બીહો મા; પણ એ કરતાં આત્મા તથા
શરીર એ બન્નેનો નાશ નરકમાં કરીશકેછે તેથી બીહો.
૨૯ પૈસાની બે ચક્લી શું વેચાતી નથી? તો પણ તમારા બાપની
૩૦ [ઈચ્છા] વગર તેમાંથી એક ભુંઈ પર પડનાર નથી. અને
૩૧ તમારા માથાના નીમાળા પણ બધા ગણેલા છે. તે માટે બીહો
૩૨ મા; ઘણી ચક્લીઓ કરતાં તમે બહુ મૂલ્યવાન છો. માટે
માણસોની આગળ જે કોઈ મને માનશે, તેને હું પણ મારા
૩૩ આકાશમાંના બાપની આગળ માનીશ. પણ માણસોની
આગળ જે કોઈ મને નહિ માનશે, તેને હું પણ મારા આકા-
૩૪ શમાંના બાપની આગળ નહિ માનીશ. પૃથ્વી પર શાંતિ કરા-
વવાને હું આવ્યો છું એમ ન ધારો; શાંતિ નહિ, પણ તરવાર
૩૫ ચલાવવાને હું આવ્યો છું. કેમકે માણસને તેના બાપને ઉલટો,
તથા દિકરીને તેની માને ઉલટી, તથા વહુને તેની સાસુને
૩૬ ઉલટી ફેરવવાને હું આવ્યો છું. અને માણસના વૈરી તેના
૩૭ ઘરમાંનાજ થશે. જે મારા કરતાં બાપ અથવા મા પર વત્તી
પ્રીતિ કરેછે, તે મારા યોગ્ય નથી; ને દિકરા કે દિકરી પર જે
૩૮ મારા કરતાં વત્તી પ્રીતિ કરેછે, તે મારા યોગ્ય નથી. અને જે
પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ આવતો નથી તે
૩૯ મારા યોગ્ય નથી; જે પોતાનો જીવ બચાવેછે તે તેને ખોશે, ને

મારે સીધે જે પોતાનો જીવ ખોયછે તે તેને બચાવશે. જે ૪૦
તમારો આવકાર કરેછે તે મારો આવકાર કરેછે, ને જે મારો
આવકાર કરેછે તે મારા મોકલનારનો આવકાર કરેછે.
ભવિષ્યવાદીને નામે ભવિષ્યવાદીનો આવકાર જે કરેછે, તે ૪૧
ભવિષ્યવાદીનું ફળ પામશે; ને ન્યાયીને નામે ન્યાયીનો
આવકાર જે કરેછે, તે ન્યાયીનું ફળ પામશે. અને શિષ્યને ૪૨
નામે જે કોઈ આ નાનામાંના એકને એકલું ટહાડા પાણીનું
પ્યાલું પીવાને આપશે, હું તમને ખચીત કહુંછું કે તે તેનું
ફળ નહિજ ખોશે.

અને ઈશુ પોતાના બાર શિષ્યોને આજ્ઞા આપી ચુક્યો ૧૧
ત્યારે એમ થયું કે, ઉપદેશ કરવાને તથા વાત પ્રગટ કરવાને
ત્યાંથા તેઓનાં નગરોમાં તે ગયો. હવે યોહાને કેદખાનામાં ૨
ખ્રીસ્તનાં કામ સંબંધી સાંભળીને પોતાના શિષ્યોમાંથી બેને
મોકલીને તેને પુછાવ્યું કે, આવનાર તે તુંજ છે, કે અમે ૩
બીજાની વાટ જોઈએ? ત્યારે ઈશુએ ઉત્તર આપતાં તેઓને ૪
કહ્યું કે, તમે જે જે સાંભળોછો ને જુઓછો, તે જઈને
યોહાનને કહી દેખાડો કે, આંધળા દેખતા થાયછે, ને પાંગળા ૫
ચાલતા થાયછે, કોહોડીઆ શુદ્ધ કરાયછે, ને બેહેરા સાંભ-
ળતા થાયછે, મુએલા ઉઠાડાયછે, ને દરિદ્રીઓને સુવાર્ત્તા
પ્રગટ કરાયછે. અને જે કોઈ મારા સંબંધી ઠોકર નહિ ખાશે ૬
તેને ધન્ય છે. અને તેઓ જતા હતા ત્યારે ઈશુ યોહાન ૭
સંબંધી લોકોને કહેવા લાગ્યો કે, તમે રાનમાં શું જોવા
નિકળ્યા? શું પવનથી હાલતા બરૂને? પણ તમે શું જોવા ૮
નિકળ્યા? શું ઝીણાં લુગડાં પહેરેલા માણસને? જુઓ, જે
ઝીણાં લુગડાં પહેરેછે તેઓ રાજાઓના મેહેલોમાં છે. તો ૯
તમે શું જોવા નિકળ્યા? શું ભવિષ્યવાદીને? હા, હું તમને
કહુંછું કે ભવિષ્યવાદી કરતાં જે વત્તો તેને. કેમકે જે સંબંધી ૧૦
એ લખ્યું છે કે, "જો, હું મારા દૂતને તારા મહો આગળ
મોકલુંછું, જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે," તે એજ

૧૧ છે. હું તમને ખચીત કહુંછું કે, બાયડીઓથી જે જન્મ્યા છે,
તેઓમાંથી યોહાન બાપ્તિસ્મા કરનાર કરતાં કોઈ મોટો ઉત્પન્ન
થયો નથી, તો પણ આકાશના રાજ્યમાં જે બહુ નાનો તે તેના
૧૨ કરતાં મોટો છે. અને યોહાન બાપ્તિસ્મા કરનારના દહાડા-
ઓથી હજી સુધી આકાશના રાજ્ય પર બલાત્કાર થાયછે, ને
૧૩ બલાત્કાર કરનારાઓ તે લઈલેછે. કેમકે બધા ભવિષ્ય-
વાદીઓએ તથા નિયમશાસ્ત્રે યોહાન લગી ભવિષ્ય કહ્યાં
૧૪ છે. અને જો તમે માનવા ચાહો તો એલિયા જે આવનાર
૧૫ હતો તે એજ છે. જેને સાંભળવાને કાન છે તે સાંભળે.
૧૬ પણ આ પેહેડીને હું શાની ઉપમા આપું? તે છોકરાંના જેવી
છે, કે જેઓ ચહુટાઓમાં બેસીને પોતાના સાથીઓને હાંક
૧૭ મારતાં કહેછે કે, અમે તમારી પાસે વાંસળી વગાડી, પણ તમે
નાચ્યા નહિ; અમે તમારી પાસે શોક કીધો, પણ તમે રડ્યા
૧૮ નહિ. કેમકે યોહાન ખાતો પીતો નથી આવ્યો, ને તેઓ
૧૯ કહેછે કે, તેને ભૂત વળગ્યો છે. માણસનો દિકરો ખાતો પીતો
આવ્યો, ને તેઓ કહેછે કે, જુઓ, ખાવરો ને દારૂબાજ
માણસ, દાણીઓનો તથા પાપીઓનો મિત્ર; પણ જ્ઞાન
પોતાનાં છોકરાંથી યથાર્થ મનાયછે.

૨૦ ત્યારે જે નગરોમાં તેનાં બહુ પરાક્રમી કામો થયાં હતાં,
તેઓએ પસ્તાવો નહિ કીધો, માટે તે તેઓ ઉપર દોષ મૂકવા
૨૧ લાગ્યો કે, ઓ ખોરાજીન, તને હાય! હાય! ઓ બેથસાઈદા,
તને હાય! હાય! કેમકે જે પરાક્રમી કામ તમારામાં થયાં, તે
જો શુર તથા સીદોનમાં થયાં હોત, તો તેઓએ તાટ તથા
૨૨ રાખમાં કયારનો પસ્તાવો કર્યો હોત. વળી હું તમને કહુંછું
કે, ન્યાયકાળે શુર તથા સીદોનને તમારા કરતાં સેહેલ પડશે.
૨૩ અને, ઓ કાપરનાહુમ, તું જે આકાશ સુધી ઉંચું કરાયું છે, તે
તું પાતાળ સુધી નીચું નંખાશે; કેમકે જે પરાક્રમી કામો તારામાં
થયાં તે જો સદોમમાં થયાં હોત, તો તે આજ લગી રહેત.
૨૪ વળી હું તમને કહુંછું કે, ન્યાયકાળે સદોમ દેશને તારા કરતાં
સેહેલું પડશે.

તે વેળા ઈશુએ બોલતાં કહ્યું કે, ઓ બાપ, આકાશ તથા ૨૫
પૃથ્વીના પ્રભુ, હું તારી સ્તુતિ કરૂંછું, કેમકે જ્ઞાનીઓ તથા
વર્કેવાનોથી તેં એ વાતો ગુપ્ત રાખી છે, ને બાળકોને
પ્રગટ કીધી છે. હા, ઓ બાપ, કેમકે તને એવું સારૂં લાગ્યું. ૨૬
મારા બાપે મને સઘળું સોંપ્યું છે; ને બાપ વગર દિકરાને ૨૭
કોઈ જાણતો નથી, ને દિકરા વગર, તથા જેને દિકરો
પ્રગટ કરવા ચાહે તે વગર, બાપને કોઈ જાણતો નથી.
ઓ કષ્ટ કરનારાઓ તથા ભારથી લાદેલાઓ, તમે સઘળા ૨૮
મારી પાસે આવો, ને હું તમને વિશ્રામો આપીશ. મારી ૨૯
ઝુંસરી પોતા પર લો, ને મારી પાસે શીખો, કેમકે હું મનમાં
નમ્ર તથા રાંકડો છું, ને તમે પોતાના જીવમાં વિશ્રામો પામશો.
કેમકે મારી ઝુંસરી સેહેલ, ને મારો બોજો હલકો છે. ૩૦

તે વેળાએ ઈશુ વિશ્રામવારે દાણાનાં ખેતરમાં થઈને જતો ૧૨
હતો, ને તેના શિષ્યોને ભૂખ લાગી, ને તેઓ કણસલાં તોડવા
તથા ખાવા લાગ્યા; ત્યારે ફરોશીઓએ જોઈને તેને કહ્યું કે, ૨
જો, વિશ્રામવારે જે કરવું ઉચિત નથી તે તારા શિષ્યો કરેછે.
પણ તેણે તેઓને કહ્યું કે, જ્યારે દાવુદ તથા તેના સાથીઓ ૩
ભુખ્યા હતા, ત્યારે તેણે જે કરચું તે શું તમે વાંચ્યું નથી? કે ૪
તેણે દેવના ઘરમાં પેસીને અર્પેલી રોટલી, જે તેને તથા તેના
સાથીઓને ખાવા ઉચિત ન હતી, પણ એકલા યાજકોને
હતી, તે તેણે ખાધી. અથવા શું નિયમશાસ્ત્રમાં તમે એ નથી ૫
વાંચ્યું કે, વિશ્રામવારે મંદિરમાં યાજકો વિશ્રામવારને અપ-
વિત્ર કરચા છતાં પણ નિર્દોષી છે? પણ હું તમને કહુંછું કે, ૬
મંદિર કરતાં હિયાં એક મોટો છે. વળી "યજ્ઞ કરતાં હું ૭
દયા ચાહુંછું," એનો અર્થ જો તમે જાણત, તો નિર્દોષીઓને
દોષિત ન ઠરાવત. કાંજે માણસનો દિકરો વિશ્રામવારનો ૮
પણ પ્રભુ છે.

અને તે ત્યાંથી નિકળીને તેઓના સભાસ્થાનમાં આવ્યો. ૯
અને જુઓ, ત્યાં એક માણસ હતો જેનો હાથ સુકાઈ ગયલો ૧૦

હતો; અને તેઓએ ઈશુ પર બટ્ટો મૂકવા સારૂ તેને પુછતાં કહ્યું
૧૧ કે, શું વિશ્રામવારે સમું કરવું ઉચિત છે? ત્યારે તેણે તેઓને
કહ્યું કે, તમારામાં એવું કયું માણસ હશે કે, જેને એક ઘેટું
હોય, ને વિશ્રામવારે તે જો ખાડામાં પડે તો તેને પકડીને
૧૨ બહાર ન કહાડશે? તો માણસ ઘેટા કરતાં કેટલું ઉત્તમ છે?
૧૩ એ માટે વિશ્રામવારે સારૂં કરવું ઉચિત છે. ત્યારે પેલા
માણસને તે કહેછે, તારો હાથ લાંબો કર. અને તેણે લાંબો
૧૪ કીધો, અને તે હાથ બીજાના જેવો સમો થયો. ત્યારે ફરો-
શીઓએ નિકળીને તેને ઉલટો મનસુબો કીધો એ માટે કે તેઓ
૧૫ તેને મારીનાખે. પણ ઈશુ એ જાણીને ત્યાંથી નિકળ્યો; ને
ઘણા લોક તેની પાછળ ગયા; ને તેણે બધાને સાજા કીધા.
૧૬ પણ તેઓ તેને પ્રગટ ન કરે માટે તેણે તેઓને સખત આજ્ઞા
૧૭ આપી. એ માટે કે યશાયા ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં
૧૮ થાય કે, "જુઓ, મારો સેવક, જેને મેં પસંદ કીધો; મારો
પ્રિય, જેના પર મારો જીવ પ્રસન્ન છે; તે પર હું મારો આત્મા
૧૯ મૂકીશ; ને તે વિદેશીઓને ન્યાયકરણ પ્રગટ કરશે. તે
ઝઘડો નહિ કરશે, ને બૂમ નહિ પાડશે; ને તેની વાણી
૨૦ રસ્તાઓમાં કોઈ નહિ સાંભળશે. જ્યાં લગી કે ન્યાયકરણને
જયમાં પહોંચાડે ત્યાં લગી છુંદેલું બરૂ તે ભાંજી નહિ નાખશે,
૨૧ ને ધુંઆતું સણ પણ તે નહિ હોલવશે. અને વિદેશીઓ તેના
નામ પર આશા રાખશે."

૨૨ ત્યારે ભૂત વળગેલા કોઈ આંધળા મુગા માણસને તેની
પાસે લાવ્યા; ને તેણે તેને સાજો કીધો, એટલે જે આંધળો
૨૩ તથા મુંગો હતો તે બોલવા ને જોવા લાગ્યો. અને સઘળા
લોકોએ અચરત થઈને કહ્યું કે, શું એ દાવુદનો દિકરો નથી?
૨૪ પણ ફરોશીઓએ તે સાંભળીને કહ્યું કે, બાલઝબુલ, ભૂતોના
૨૫ સરદાર[ની મદદ] વગર ભૂતોને એ કહાડતો નથી. ત્યારે
ઈશુએ તેઓના વિચાર જાણીને તેઓને કહ્યું કે, પ્રત્યેક
રાજ્ય જેમાં ફૂટ પડે, તે તુટી પડેછે; ને પ્રત્યેક નગર અથવા
૨૬ ઘર જેમાં ફૂટ પડે તે સ્થિર નહિ રહેશે. અને જો શેતાન

શેતાનને કહાડે તો તે પોતે પોતાની સામે થયો, ત્યારે તેનું
રાજ્ય શી રીતે સ્થિર રહેશે? અને જો હું બાલઝબુલથી ૨૭
ભૂતોને કહાડુંછું, તો તમારા દીકરા કોણથી કહાડેછે? માટે
તેઓ તમારા ન્યાયાધીશ થશે. પણ જો હું દેવના આત્માથી ૨૮
ભૂતોને કહાડુંછું, તો દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે. વળી ૨૯
બળવાનના ઘરમાં જઈને પહેલાં બળવાનને બાંધ્યા વિના
તેનો સામાન કોઈથી કેમ લુટાય? પણ તેને બાંધ્યા પછી તે
તેનું ઘર લુટી લેશે. જે મારી ગમનો નથી તે મારે ઉલટો છે, ને ૩૦
જે મારી સાથે સંગ્રહ નથી કરતો, તે વેરીનાખેછે. એ માટે હું ૩૧
તમને કહુંછું કે, હરેક પાપ તથા દુર્ભાષણ માણસોને માફ
કરાશે; પણ પવિત્ર આત્માને ઉલટું જે દુર્ભાષણ તે માણસને
માફ નહિ કરાશે. અને માણસના દીકરાને ઉલટું જે કોઈ ૩૨
કંઈ કહેશે, તે તેને માફ કરાશે; પણ પવિત્ર આત્માને ઉલટું
જે કોઈ કંઈ કહેશે, તે તેને માફ નહિ કરાશે; આ યુગમાં
નહિ, ને આવનાર યુગમાં પણ નહિ. ઝાડ સારૂં અને તેનું ૩૩
ફળ સારૂં કરો, અથવા ઝાડ નઠારૂં ને તેનું ફળ પણ નઠારૂં
કરો; કાંજે ઝાડ ફળથી ઓળખાયછે. ઓ સર્પોના વંશ, તમે ૩૪
ભુંડા છતાં સારી વાતો શી રીતે કહી શકો? કેમકે મનના
ભરપુરપણામાંથી મોહો બોલેછે. સારૂં માણસ મનના સારા ૩૫
ભંડારમાંથી સારૂં કહાડેછે, ને નઠારૂં માણસ નઠારા ભંડાર-
માંથી નઠારૂં કહાડેછે. પણ હું તમને કહુંછું કે, જે હરેક નકામી ૩૬
વાત માણસો બોલશે, તે સંબંધી ન્યાયકાળે તેઓને ઉત્તર દેવું
પડશે. કેમકે તારી વાતોથી તું ન્યાયી ઠરાવાશે; અથવા ૩૭
તારી વાતોથી અન્યાયી ઠરાવાશે.

ત્યારે શાસ્ત્રીઓમાંના તથા ફરોશીઓમાંના કેટલાએકે ઉત્તર ૩૮
આપતાં કહ્યું કે, ઓ ઉપદેશક, અમે તારાથી કંઈ નિશાણી
જોવા ચાહિયેછિયે. અને તેણે ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, ૩૯
દુષ્ટ તથા વ્યભિચારી પેહેડી નિશાણી માગેછે, પણ યોના
ભવિષ્યવાદીની નિશાણી વગર કોઈ નિશાણી તેને નહિ
અપાશે. કેમકે જેમ યોના ત્રણ રાતદહાડા મોટા માછલાના ૪૦

પેટમાં હતો, તેમ માણસનો દીકરો પણ ત્રણ રાતદહાડા
૪૧ પૃથ્વીના પેટમાં રહેશે. નીનવેનાં માણસ ન્યાયકાળે આ
પેહેડી સાથે ઉઠી ઉભાં રહેશે, ને તેને અપરાધી ઠરાવશે;
કેમકે યોનાએ વાત મસિદ્ધ કીધાથી તેઓએ પસ્તાવો કર્યો,
૪૨ પણ જુઓ, યોના કરતાં હિયાં એક મોટો છે. દક્ષિણની રાણી
આ પેહેડીની સાથે ન્યાયકાળે ઉઠી ઉભી રહેશે, ને એને
અપરાધી ઠરાવશે; કાંજે પૃથ્વીને છેડેથી સુલેમાનનું જ્ઞાન
સાંભળવાને તે આવી; પણ જુઓ, સુલેમાન કરતાં હિયાં
૪૩ એક મોટો છે. જ્યારે અશુદ્ધ આત્મા માણસમાંથી નીકળે
છે, ત્યારે તે ઉજડ જગ્યામાં વિશામો શોધતો ફરેછે, પણ
૪૪ નથી પામતો. ત્યારે તે કહેછે કે, હું જેમાંથી નીકળ્યો તેજ
મારા ઘરમાં પાછો જઈશ; ને જ્યારે તે આવેછે ત્યારે તે તેને
૪૫ ખાલી તથા વાળેલું તથા શોભાવાન જુએછે. પછી તે જઈને
પોતા કરતાં ભુંડા બીજા સાત આત્માઓને પોતાની સાથે
લાવેછે, ને તેઓ તેમાં પેસીને ત્યાં રહેછે, ત્યારે તે માણસનો
છેહ્લો હાલ પહેલાના કરતાં ભુંડો થાયછે. તેમ આ દુષ્ટ
પહેડીને પણ થશે.

૪૬ અને લોકોને તે વાત કહેતો હતો ત્યારે જુઓ, તેની મા,
તથા તેના ભાઈ બહાર ઉભાં હતાં, ને તેની સાથે વાત
૪૭ કરવા ચાહાતાં હતાં. ત્યારે કોઈએ તેને કહ્યું કે, જો, તારી
મા ને તારા ભાઈ બહાર ઉભાં છે ને તેઓ તારી સાથે વાત
૪૮ કરવા ચાહેછે. પણ પેલા કહેનારને તેણે ઉત્તર દેતાં કહ્યું કે,
૪૯ મારી મા કોણ છે? ને મારા ભાઈઓ કોણ છે? પછી તેણે
પોતાના શિષ્યોની ગમ પોતાનો હાથ લાંબો કરીને કહ્યું કે,
૫૦ જુઓ, મારી મા ને મારા ભાઈઓ. કેમકે મારા આકાશ-
માંના બાપની ઈચ્છા પ્રમાણે જે કોઈ કરેછે, તેજ મારો ભાઈ
તથા બેહેન તથા મા છે.

૧૩ અને તેજ દહાડે ઈશુ ઘરમાંથી નીકળીને સમુદ્રને કિનારે
૨ બેઠો. અને અતિ ઘણા લોક તેની પાસે એકઠા થયા, માટે

હોડી પર તે ચઢી બેઠો; ને સઘળા લોક કાંઠે ઉભા રહ્યા. અને ૩
તેણે દૃષ્ટાંતોમાં બોલતાં તેઓને ઘણી વાતો કહી કે, જુઓ,
એક વાવનાર વાવવાને બહાર ગયો. અને તે વાવતો હતો ૪
ત્યારે કેટલાંએક [બી] રસ્તાની કોરે પડયાં; ને પક્ષીઓ
આવીને તે ખાઈગયાં. અને કેટલાંએક પત્થરની ભુંઈ પર ૫
પડયાં, જ્યાં ઘણી માટી ન હતી, ને તેને માટીનું ઉંડાણ ન
હતું માટે વેહેલાં ઉગી નીકળ્યાં. પણ સુરજ ઉગ્યા પર તે ૬
ચીમળાઈગયાં, ને તેને જડ ન હતી માટે સુકાઈગયાં. અને ૭
કેટલાંએક કાંટાનાં ઝાડમાં પડયાં; ને કાંટાનાં ઝાડોએ
વધીને તેને દાબીનાખ્યાં. પણ બીજાં સારી ભુંઈ પર પડયાં, ૮
ને ફળ લાવ્યાં, કેટલાંએક સોગણાં, ને કેટલાંએક સાઠગણાં, ને
કેટલાંએક ત્રીશગણાં. જેને સાંભળવાને કાન છે તે સાંભળે. ૯
પછી શિષ્યોએ પાસે આવીને તેને કહ્યું કે, તું તેઓને ૧૦
દૃષ્ટાંતમાં શા માટે કહેછે? ત્યારે તેણે ઉત્તર દેતાં તેઓને કહ્યું ૧૧
કે, આકાશના રાજ્યનાં મર્મો જાણવાનું તમને આપેલું છે,
પણ તેઓને નથી આપેલું. કેમકે જેની પાસે છે તેને અપાશે, ૧૨
ને તે ભરપુર થશે; પણ જેની પાસે નથી તેની પાસે જે છે, તે
પણ તેની પાસેથી લઈલેવાશે. એ માટે હું તેઓને દૃષ્ટાંતોમાં ૧૩
કહુંછું; કેમકે જોતાં તેઓ જોતા નથી, ને સાંભળતાં તેઓ
સાંભળતા નથી, ને સમજતા પણ નથી; ને યશાયાની ૧૪
ભવિષ્યવાત તેઓ સંબંધી પુરી થઈ, જે કહેછે કે, "તમે
સાંભળતાં સાંભળશો, પણ નહિ સમજશો; ને જોતાં તમે
જોશો, પણ તમને નહિ સુજશે. કાંજે એ લોકોનાં મન જડ ૧૫
થઈગયાં છે; ને કાનોએ તેઓ ધીમે સાંભળેછે, ને તેઓની
આંખો તેઓએ મીચેલી છે, રખેને કદી તેઓ આંખોએ જુએ,
ને કાનોએ સાંભળે, ને અંતઃકરણથી સમજે, ને ફરે, ને હું
તેઓને સાજા કરૂં." પણ તમારી આંખોને ધન્ય છે, કાંજે ૧૬
તેઓ જુએછે; અને તમારા કાનોને [ધન્ય છે], કાંજે તેઓ
સાંભળેછે. કેમકે હું તમને ખચીત કહુંછું કે, જે જે તમે જુઓછો ૧૭
તે તે ઘણા ભવિષ્યવાદીઓએ તથા ન્યાયીઓએ જોવા ચાહ્યાં,

પણ જોયાં નહિ; ને જે જે તમે સાંભળોછો તે સાંભળવા
૧૮ ચાહ્યાં પણ સાંભળ્યાં નહિ. તો વાવનારનું દૃષ્ટાંત તમે
૧૯ સાંભળો. જ્યારે રાજ્યનું વચન કોઈ સાંભળેછે, ને નથી
સમજતો, ત્યારે તે દુષ્ટ આવેછે, ને તેના મનમાં જે વાવેલું તે
છિનવી લઈજાયછે; રસ્તાની કોરે જે બી વાવેલું તે એજ છે.
૨૦ અને પત્થરની ભુંઈ પર જે બી વાવેલું તે એ છે કે, વચન
૨૧ સાંભળીને તુરત હર્ષથી તેને માનીલેછે. તો પણ તે પોતામાં
જડ નથી રાખતો; માટે થોડીજ વાર ટકેછે, કાંજે વચનને
લીધે વિપત્તિ અથવા સતાવણી આવેછે, ત્યારે તુરત તે ઠોકર
૨૨ ખાયછે. અને કાંટાનાં ઝાડોમાં જે બી વાવેલું તે એ છે કે,
વચન સાંભળેછે, પણ આ જગતની ચિંતા તથા દ્રવ્યની માયા
૨૩ વચનને દાબીનાખેછે, ને તે નિષ્ફળ થઈજાયછે. પણ સારી
ભુંઈ પર જે બી વાવેલું તે એ છે કે, વચન સાંભળેછે, ને
સમજેછે, ને તેમાં નિશ્ચે ફળ લાગેછે, એટલે કોઈમાં સોગણાં,
કોઈમાં સાઠગણાં, ને કોઈમાં ત્રીસગણાં લાગેછે.
૨૪ તેણે તેઓને બીજું દૃષ્ટાંત આપતાં કહ્યું કે, આકાશનું રાજ્ય
એક માણસના સરખું છે, કે જેણે પોતાના ખેતરમાં સારૂં બી
૨૫ વાવ્યું. પણ માણસો ઉંઘતાં હતાં ત્યારે તેના વૈરીએ આવીને
૨૬ ઘઉંમાં કડવા દાણા વાવ્યા, ને ચાલ્યો ગયો. પણ જ્યારે
છોડવા ઉગ્યા, ને ચમરી આવી ત્યારે કડવા દાણા પણ
૨૭ દેખાયા. ત્યારે તે ઘરબારીના ચાકરોએ પાસે આવીને તેને
કહ્યું કે, સાહેબ, તેં શું તારા ખેતરમાં સારૂં બી વાવ્યું નહોતું?
૨૮ તો તેમાં કડવા દાણા કયાંથી આવ્યા? અને તેણે તેઓને
કહ્યું કે, કોઈ વૈરીએ એ કરયું છે; ત્યારે ચાકરોએ તેને કહ્યું
૨૯ કે, તારી મરજી હોય તો અમે જઈને તેને એકઠા કરીએ. પણ
તેણે કહ્યું, ના, રખેને તમે કડવા દાણા એકઠા કરતાં ઘઉંને
૩૦ પણ તેની સાથે ઉખેડો. કાપણી સુધી બેઉને સાથે વધવા
દો. અને કાપણીની મોસમમાં હું કાપનારાઓને કહીશ કે,
તમે પહેલાં કડવા દાણાને એકઠા કરો, ને બાળવા સારૂ તેના
ભારા બાંધો, પણ ઘઉં મારી વખારમાં ભરો.

તેણે તેઓને બીજું દૃષ્ટાંત આપતાં કહ્યું કે, આકાશનું રાજ્ય ૩૧
રાઈના બી સરખું છે, જેને એક જણે લઈને પોતાના ખેતરમાં
વાવ્યું. તે તો સઘળાં બી કરતાં નાનું છે, પણ વધ્યા પછી ૩૨
છોડવા કરતાં તે મોટું છે, ને એવું ઝાડ પણ થાયછે કે
આકાશનાં પક્ષીઓ આવીને તેની ડાળીઓ પર રહેછે.

તેણે તેઓને બીજું દૃષ્ટાંત કહ્યું કે, આકાશનું રાજ્ય ખમીર ૩૩
જેવું છે, જેને એક બાયડીએ લઈને લોટના ત્રણ માપામાં ઘાલી
મૂક્યું, જ્યાં સુધી કે તે બધું ખમીરવાળું થઈગયું. એ બધી ૩૪
વાતો ઈશુએ લોકોને દૃષ્ટાંતોમાં કહી; ને દૃષ્ટાંત વગર તેણે
તેઓને કહ્યું નહિ. એ માટે કે ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે ૩૫
પુરૂં થાય કે, "હું મારૂં મોહો દૃષ્ટાંતોથી ઉઘાડીશ, ને જગતનો
પાયો નાખવાથી જે છાનાં રખાયાં છે તે હું પ્રગટ કરીશ."

ત્યારે ઈશુ તે લોકોને વિદાય કરીને ઘેર ગયો; પછી તેના ૩૬
શિષ્યોએ તેની પાસે આવીને કહ્યું કે, ખેતરના કડવા દાણાના
દૃષ્ટાંતનો અર્થ અમને કહે. તે પર તેણે ઉત્તર આપતાં ૩૭
તેઓને કહ્યું કે, સારૂં બી જે વાવેછે તે માણસનો દીકરો છે; ને ૩૮
ખેતર જગત છે; ને સારાં બી રાજ્યનાં છૈયાં છે; પણ
કડવા દાણા તે દુષ્ટનાં છૈયાં છે; ને જે વૈરીએ તેને વાવ્યાં ૩૯
તે શેતાન છે; ને કાપણી જગતનો અંત છે; ને કાપનારા દૂતો
છે. એ માટે જેમ કડવા દાણા એકઠા કરાયછે, અને ૪૦
અગ્નિમાં બળાયછે, તેમ આ જગતને અંતે થશે. માણસનો ૪૧
દીકરો પોતાના દૂતોને મોકલશે, ને બધાં ઠોકર ખવડાવનારાં-
ઓને તથા ભુંડાઈ કરનારાંઓને તેના રાજ્યમાંથી તેઓ એકઠાં
કરશે. અને તેઓને નરકાગ્નિમાં નાખીદેશે, ત્યાં રડવું ને દાંત ૪૨
પીસવું થશે. ત્યારે ન્યાયીઓ પોતાના બાપના રાજ્યમાં સુરજ ૪૩
સરખા પ્રકાશશે. જેને સાંભળવાને કાન છે તે સાંભળે.

વળી આકાશનું રાજ્ય ખેતરમાં સંતાડેલા દ્રવ્ય સરખું છે, ૪૪
જે એક માણસને જડયું, પછી તેણે તે છાનું રાખ્યું, ને તેના
હર્ખને લીધે જઈને પોતાનું સર્વ વેચીનાખીને તે ખેતર વેચાતું
લીધું.

૪૫ વળી કોઈ વેપારી જે સારા મોતીને શોધેછે તેના સરખું
૪૬ આકાશનું રાજ્ય છે, જેને ઘણા મુલના એક મોતીનો શોધ
લાગ્યાપર તેણે જઈને પોતાનું સર્વ વેચીનાખીને તે વેચાતું લીધું.
૪૭ વળી આકાશનું રાજ્ય જાળના જેવું છે, જેને લોકે સમુદ્રમાં
૪૮ નાખી, ને હરેક જાતનું તેમાં સમેટાયું. અને તે ભરાઈગયા
પર તેઓ તેને કિનારે ખેંચી લાવ્યા, ને બેસીને જે સારૂં હતું તે
૪૯ વાસણોમાં એકઠું કીધું, ને નઠારૂં ફેંકી દીધું. એમજ જગતને
અંતે થશે. દૂતો આવીને ન્યાયીઓમાંથી ભુંડાઓને બહાર
૫૦ જુદા કરશે; અને તેઓને નરકાગ્નિમાં ફેંકીદેશે; ત્યાં રડવું
ને દાંત પીસવું થશે.
૫૧ ઈશુ તેઓને કહેછે કે, શું તમે એ બધી વાતો સમજ્યા?
૫૨ તેઓ તેને કહેછે કે, હા, પ્રભુ. ત્યારે તેણે તેઓને કહ્યું કે, જે
હરેક શાસ્ત્રી આકાશના રાજ્ય સંબંધી શીખવેલો છે તે એક
ઘરબારીના સરખો છે, જે પોતાના ભંડારમાંથી નવી તથા
જુની વસ્તુઓ કહાડેછે.
૫૩ અને એમ થયું કે ઈશુ એ દૃષ્ટાંત કહી રહ્યો, ત્યારે ત્યાંથી
૫૪ ચાલ્યો ગયો. અને પોતાના દેશમાં આવ્યા પર, તેણે તેઓની
સભામાં તેઓને એવો ઉપદેશ કીધો કે, તેઓ અચરત થઈને
૫૫ બોલ્યા કે, એને આ જ્ઞાન તથા પરાક્રમી કામો ક્યાંથી? શું એ
સુથારનો દીકરો નથી? એની મા શું મરિયમ નથી કહેવાતી?
ને એના ભાઈ શું યાકુબ તથા યોસી તથા સીમોન તથા યહુદા
૫૬ નથી? ને એની સઘળી બેહેનો શું તેઓ આપણી પાસે નથી?
૫૭ તો આ બધું એને કયાંથી? અને તેઓએ તે સંબંધી ઠોકર
ખાધી. પણ ઈશુએ તેઓને કહ્યું કે, ભવિષ્યવાદી પોતાના દેશ
તથા પોતાના ઘર શિવાય બીજે ઠેકાણે માન વગરનો નથી.
૫૮ અને તેઓના અવિશ્વાસને લીધે તેણે ત્યાં ઘણાં પરાક્રમી
કામ ન કીધાં.

૧૪ તે વેળા હેરોદ રાજાએ ઈશુની કીર્ત્તિ સાંભળી. અને
૨ પોતાના ચાકરોને કહ્યું કે, યોહાન જે બાપ્તિસ્મા કરનાર તે એજ

છે, તે મરીગએલાંઓમાંથી ઉઠયો છે, એ માટે એવાં પરાક્રમી
કામો તેથી બનેછે. કેમકે હેરોદે પોતાના ભાઈ ફિલિપની વહુ ૩
હેરોદીઆને લીધે યોહાનને પકડયો હતો, ને તેને બાંધીને
કેદખાનામાં નાખ્યો હતો. કાંજે યોહાને તેને કહ્યું હતું કે, તેને ૪
તારે રાખવી ઉચિત નથી. અને તે તેને મારીનાખવા ચાહાતો ૫
હતો, પણ લોકોથી તે બિહીધો, કેમકે તેઓ તેને ભવિષ્યવાદી
ગણતા હતા. પણ હેરોદની વરસગાંઠ આવી, ત્યારે હેરોદી- ૬
આની દીકરીએ તેઓની આગળ નાચીને હેરોદને ખુશ કીધો.
ત્યારે તેણે સમ ખાઈને વચન આપ્યું કે, જે કંઈ તું માગે તે હું ૭
તને આપીશ. ત્યારે તેની માના શીખવ્યા પ્રમાણે તે બોલી કે, ૮
યોહાન બાપ્તિસ્મા કરનારનું માથું એક કથરોટમાં મને આપ.
અને રાજા દલગીર થયો, તો પણ સમને લીધે તથા તેની સાથે ૯
ખાવા બેઠેલાઓને લીધે, તેણે તે આપવાનો હુકમ કીધો. અને ૧૦
તેણે કેદખાનામાં મોકલીને યોહાનનું માથું કપાવ્યું. પછી તેનું ૧૧
માથું એક કથરોટમાં આણીને તે છોકરીને આપ્યું, ને તે પોતાની
માની પાસે લઈગઈ. ત્યારે તેના શિષ્યોએ પાસે આવીને તેનું ૧૨
મુડદું ઉઠાવી લઈને દાટયું, ને જઈને ઈશુને ખબર કહી.
ત્યારે ઈશુ એ સાંભળીને ત્યાંથી હોડીએ ઉજડ એકાંત ૧૩
ઠેકાણે ગયો, ને લોકો તે સાંભળીને નગરોમાંથી પગરસ્તે તેની
પાછળ ગયા. અને ઈશુએ નીકળીને ઘણા લોકોને દીઠા, ત્યારે ૧૪
તેને તેઓ પર દયા આવી, અને તેઓમાંના માંદાઓને સાજાં
કીધાં. અને સાંજ પડી ત્યારે તેના શિષ્યો તેની પાસે આવીને ૧૫
કહેછે કે, આ ઠેકાણું ઉજડ છે; ને હવે વખત ગયો છે, માટે
લોકોને વિદાય કર, કે તેઓ ગામોમાં જઈને પોતાને સારૂ ખાવાનું
વેચાતું લે. પણ ઈશુએ એઓને કહ્યું કે, તેઓને જવાનું ૧૬
કારણ નથી, તમે તેઓને ખાવાનું આપો. અને એઓએ તેને ૧૭
કહ્યું કે, પાંચ રોટલી ને બે માછલી વગર હિયાં અમારી પાસે
કંઈ નથી. ત્યારે તેણે કહ્યું કે, તે હિયાં મારી પાસે લાવો. ૧૮
પછી તેણે લોકોને ઘાસ પર બેસવાની આજ્ઞા આપી, ને તે ૧૯
પાંચ રોટલી તથા બે માછલી લઈ આકાશની ગમ જોઈને

સ્તુતિ કીધી, ને રોટલી ભાંગીને શિષ્યોને આપી, ને શિષ્યોએ
૨૦ લોકોને પીરસી. અને તેઓ સઘળા ખાઈને ધરાયા; પછી
૨૧ છાંડેલા કકડાઓની બાર ટોપલી ભરેલી તેઓએ ઉઠાવી. અને
જેઓએ ખાધું તેઓ બાયડી છૈઆં શિવાય આસરે પાંચ
હજાર પુરૂષ હતા.
૨૨ અને તરત ઈશુએ પોતાના શિષ્યોને તાકીદથી કહ્યું કે, હું
લોકોને રજા આપું તેટલામાં તમે હોડીમાં બેસીને મારી
૨૩ અગાઉ પેલે પાર જાઓ. અને લોકોને તેણે વિદાય કરયા,
ત્યારે તે પ્રાર્થના કરવાને એક પહાડ પર એકાંતે ગયો, ને
૨૪ સાંજ પડી ત્યારે ત્યાં તે એકલો હતો. પણ તે વેળા હોડી
સમુદ્ર મધ્યે છતાં મોજાઓથી ડામાડોલ થઈ, કેમકે વા ઉલટો
૨૫ હતો. ને રાતના ચોથા પોહોરે ઈશુ સમુદ્ર પર ચાલતો તેઓની
૨૬ પાસે આવ્યો. અને શિષ્યોએ તેને સમુદ્ર પર ચાલતો દીઠો,
ત્યારે તેઓએ ગાભરા થઈને કહ્યું, એ આભાસ છે, ને
૨૭ બિહાકથી બૂમ પાડી. પણ તરત ઈશુએ તેઓને કહ્યું કે, ધીરજ
૨૮ રાખો, એ તો હું છું, બિહો મા. ત્યારે પીતરે તેને ઉત્તર દેતાં
કહ્યું કે, પ્રભુ, એ જો તું છે, તો તારી પાસે પાણી પર આવવાને
૨૯ મને આજ્ઞા આપ. અને તેણે કહ્યું કે, આવ. ત્યારે પીતર
૩૦ હોડી પરથી ઉતરીને ઈશુ પાસે જવાને પાણી પર ચાલ્યો. પણ
વા સખત દીઠા પર તે બિહાયો, ને ડુબવા લાગ્યો, ત્યારે તેણે
૩૧ બૂમ પાડતાં કહ્યું કે, ઓ પ્રભુ, મને બચાવ. અને ઈશુએ
લાગલો હાથ લાંબો કરીને તેને પકડી લીધો, ને તેને કહેછે કે,
૩૨ અલ્પવિશ્વાસી, તેં કેમ સંદેહ આણ્યો? અને તેઓ હોડીમાં
૩૩ આવ્યા પર વા બંધ પડ્યો. ત્યારે હોડીમાં જે હતા તેઓએ
આવીને તેને પગે લાગીને કહ્યું કે, ખરાખર તું દેવનો દીકરો છે.
૩૪ અને તેઓ પાર ઉતરીને ગનેસારત દેશમાં આવ્યા. અને
૩૫ તે જગ્યાના લોકોએ તેને ઓળખ્યો, ત્યારે તે આખા દેશની
ચારોગમમાં મોકલીને બધા માંદાઓને તેની પાસે લાવ્યા.
૩૬ અને કેવળ તેનાં લુગડાંની કોરે અડકવા સારૂ તેઓએ તેની
વિનંતી કીધી; ને જેટલા અડકયા તેટલા સાજા થયા.

ત્યારે યરૂશાલેમમાંના શાસ્ત્રીઓ તથા ફરોશીઓ ઇસુની ૧૫
પાસે આવીને કહેછે કે, તારા શિષ્યો વડીલોના સંપ્રદાય શા ૨
માટે રદ કરેછે? કેમકે તેઓ રોટલી ખાયછે ત્યારે પોતાના
હાથ ધોતા નથી. પણ તેણે ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, તમે ૩
પોતાના સંપ્રદાયથી દેવની આજ્ઞા શા માટે રદ કરોછો? કેમકે ૪
દેવે આજ્ઞા આપી છે કે, "તું પોતાનાં માબાપને માન આપ,
ને બાપની અથવા માની જે નિંદા કરેછે, તે જીવથી મારી-
નંખાય." પણ તમે કહોછો કે જે કોઈ બાપને કે માને કહેશે ૫
કે, જે કંઈ મારાથી તને લાભ થાય તે અર્પિતદાન છે; ને તે ૬
પોતાના બાપનું કે પોતાની માનું માન નહિ રાખે [ તો પણ તે
નિર્દોષિત છે ]; એ પ્રમાણે તમે પોતાના સંપ્રદાયથી દેવની
આજ્ઞા રદ કીધી. ઓ ઢોંગીઓ, યશાયાએ તમારા સંબંધી ૭
ભવિષ્ય ઠીક કહ્યું છે કે, "આ લોક પોતાનાં મોહોથી મારી ૮
પાસે આવેછે, ને હોઠોથી મને માન આપેછે, પણ તેઓનાં
મન મારાથી વેગળાંજ રહેછે. અને તેઓ પોતાના મતદાખલ ૯
માણસોની આજ્ઞા શીખવતાં મને વ્યર્થ ભજેછે."

પછી તેણે લોકોને પાસે બોલાવીને તેઓને કહ્યું કે, તમે ૧૦
સાંભળીને સમજો કે, મોહોમાં જે જાયછે તે માણસને વટાળતું ૧૧
નથી, પણ જે કંઈ મોહોમાંથી નીકળેછે તેજ માણસને વટાળેછે.
ત્યારે તેના શિષ્યોએ પાસે આવીને તેને કહ્યું કે, આ વાત ૧૨
સાંભળ્યાથી ફરોશીઓએ ઠોકર ખાધી, એ શું તું જાણેછે? પણ ૧૩
તેણે ઉત્તર આપતાં કહ્યું કે, જે હરેક રોપ મારા આકાશમાંના
બાપે રોપ્યો નથી, તે ઉખેડાશે. તેઓને રહેવા દો, તેઓ ૧૪
આંધળા આંધળાઓને દોરનારા છે; ને જો આંધળો આંધ-
ળાને દોરે તો બંને ખાડામાં પડશે. પછી પીતરે ઉત્તર દેતાં ૧૫
તેને કહ્યું કે, આ દૃષ્ટાંતનો અર્થ અમને કહે. ત્યારે ઇસુએ ૧૬
કહ્યું કે, શું હજી સુધી તમે અણસમજુક છો? શું તમે હજી ૧૭
નથી સમજતા, કે જે કંઈ મોહોમાં પેસેછે તે પેટમાં જાયછે, ને
સંડાસમાં બહાર નંખાયછે. પણ જે જે મોહોમાંથી નીકળેછે તે ૧૮
હૃદયમાંથી આવેછે, ને તેજ માણસને વટાળેછે. કેમકે ભુંડી ૧૯

કલ્પનાઓ, હત્યાઓ, વ્યભિચારો, જારકર્મો, ચોરીઓ, જુઠી
૨૦ સાક્ષીઓ, તથા દુર્ભાષણો હૃદયમાંથી નીકળેછે. માણસને
જે વટાળેછે તે એજ છે; પણ અણધોએલે હાથે ખાવું એ
માણસને વટાળતું નથી.
૨૧ ત્યારે ઈશુ ત્યાંથી નીકળીને શુર તથા સીદોનની સીમમાં
૨૨ ગયો. અને જુઓ, એક કનાની બાયડીએ તે સીમમાંથી
આવીને બૂમ પાડતાં તેને કહ્યું કે, ઓ પ્રભુ, દાવુદના દીકરા,
મારા પર દયા કર; મારી દીકરી ભુતથી બહુ પીડા પામેછે.
૨૩ પણ તે તેને એક શબ્દ બોલ્યો નહિ; ને તેના શિષ્યોએ પાસે
આવીને વિનંતી કરતાં તેને કહ્યું કે, તેને વિદાય કર, કેમકે તે
૨૪ આપણી પાછળ બૂમ પાડેછે. ત્યારે ઉત્તર દેતાં તેણે કહ્યું કે,
ઈસ્રાઈલના ઘરના ખોવાયલાં ઘેટાંની પાસે હું મોકલાયો છું;
૨૫ બીજાં પાસે નહિ. પછી તેણીએ આવીને તેને પગે લાગીને
૨૬ કહ્યું કે, ઓ પ્રભુ, મારી સહાયતા કર. પણ તેણે ઉત્તર દેતાં
કહ્યું કે, છૈયાંની રોટલી લઈને કુતરાંને નાખવી ઠીક નથી.
૨૭ પણ તેણીએ કહ્યું કે, ખરૂં, પ્રભુ, તો પણ કુતરાં પોતાના
૨૮ ધણીઓની મેજ પરથી જે કકડા પડેછે તે ખાયછે. ત્યારે
ઈશુએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, ઓ બાઈ, તારો વિશ્વાસ
મોટો છે, જેવું તું ચાહેછે તેવું તને થાય. અને તેજ ઘડીથી
તેની દીકરી સાજી થઈ.
૨૯ ત્યારે ઈશુ ત્યાંથી નીકળીને ગાલીલના સમુદ્ર પાસે આવ્યો;
૩૦ ને પહાડ પર ચહડીને ત્યાં બેઠો. અને બહુ લોકો પાંગળાંઓને,
આંધળાંઓને, મુગાંઓને, ટુડાંઓને, તથા બીજાં ઘણાંઓને
પોતાની સાથે લઈને તેની પાસે આવ્યા. ને ઈશુના પગ પાસે
૩૧ તેઓને મૂકયાં, ને તેણે તેઓને સાજાં કીધાં; એવાં કે
મુગાંઓને બોલતાં, ટુંડાંઓને સમાં, પાંગળાંઓને ચાલતાં, ને
આંધળાંઓને દેખતાં કીધાં; એ જોઈને લોકો અચરત થયા,
૩૨ ને ઈસ્રાઈલના દેવને મહિમા આપ્યો. પછી ઈશુએ પોતાના
શિષ્યોને પાસે તેડીને કહ્યું કે, આ લોકો પર મને દયા આવેછે,
કેમકે આજ ત્રણ દહાડા થયા, તેઓ મારી સાથે રહ્યા છે, ને

તેઓને કંઈ ખાવાનું નથી, ને તેઓને ભૂખ્યા વિદાય કરવાને હું
નથી ચાહાતો, રખેને વાટમાં તેઓ નિર્ગત થઈજાય. અને તેના ૩૩
શિષ્યો તેને કહેછે કે, આટલા બધા લોકો તૃપ્ત થાય તેટલી
રોટલી રાનમાં અમારી પાસે કયાંથી? ત્યારે ઈશુ તેઓને ૩૪
કહેછે કે, તમારી પાસે કેટલી રોટલી છે? ત્યારે તેઓએ કહ્યું
કે, સાત, ને નાની માછલી થોડીએક છે. ત્યારે તેણે તે લોકોને ૩૫
ભુંઈ પર બેસવાની આજ્ઞા કીધી. ને તે સાત રોટલી તથા ૩૬
માછલી લઈ સ્તુતિ કરીને ભાંગી, ને પોતાના શિષ્યોને આપી,
ને શિષ્યોએ પછી લોકોને પીરસી. ત્યારે સઘળાએ ખાધું, ને ૩૭
તૃપ્ત થયા; પછી છાંડેલા કકડાઓની ભરેલી સાત ટોપલી
તેઓએ ઉઠાવી. અને જેઓએ ખાધું તેઓ બાયડી છૈઆં ૩૮
શિવાય ચાર હજાર પુરૂષ હતા. અને લોકોને વિદાય કીધા ૩૯
પછી હોડીમાં બેસીને માગદાલીની સીમમાં તે આવ્યો.

**અ**ને ફરોશીઓએ તથા સાદુકીઓએ આવીને તેનું પરી- **૧૬**
ક્ષણ કરતાં માગ્યું કે, અમને આકાશથી નિશાણી દેખાડ.
પણ તેણે ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, સાંજ પડેછે ત્યારે તમે ૨
કહોછો કે ઉઘાડ થશે, કાંજે આકાશ રતુમડું છે. અને સવારે ૩
[કહોછો] કે, આજ ઝડી પડશે, કાંજે આકાશ રતુમડું તથા
અંધારાએલું છે. અરે ઢોંગીઓ, તમે આકાશના રૂપ સંબંધી
પરખી જાણોછો ખરા, પણ શું સમયોની નિશાણી તમે પરખી
નથી શકતા? ભુંડી તથા વ્યભિચારી પેહેડી નિશાણી માગેછે, ૪
પણ યોના ભવિષ્યવાદીની નિશાણી વગર બીજી નિશાણી
તેઓને નહિ દેખાડાશે; પછી તે તેઓને મૂકીને ચાલ્યો ગયો.
અને તેના શિષ્યો પેલે પાર ગયા, પણ રોટલી લેવાને ૫
વિસરી ગયા હતા. ત્યારે ઈશુએ તેઓને કહ્યું કે, ફરોશીઓના ૬
તથા સાદુકીઓના ખમીર વિષે તમે સાવધાન થાઓ ને ખબર-
દાર રહો. ત્યારે તેઓએ માહોમાંહે વિચાર કરીને કહ્યું કે, ૭
આપણે રોટલી નથી લીધી માટે [તે એમ કહેછે]. ઈશુએ એ ૮
જાણીને તેઓને કહ્યું કે, ઓ અલ્પવિશ્વાસીઓ, તમે રોટલી

નથી લીધી તે માટે માહોમાંહે કેમ વિચાર કરોછો? શું હજી
૯ સુધી તમે નથી સમજતા? પાંચ હજાર પુરૂષ સંબંધીની પાંચ
રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી, તેનું શું સ્મરણ નથી?
૧૦ વળી ચાર હજાર પુરૂષ સંબંધીની સાત રોટલી, ને તમે કેટલી
૧૧ ટોપલી ઉઠાવી, શું તેનું પણ સ્મરણ નથી? તમે કેમ નથી
સમજતા કે, ફરોશીઓના તથા સાદુકીઓના ખમીર સંબંધી
સાવધાન રહો, એ જે મેં તમને કહ્યું તે રોટલી સંબંધી નથી
૧૨ કહ્યું. ત્યારે તેઓ સમજ્યા કે રોટલીના ખમીર સંબંધી નહિ,
પણ ફરોશીઓના તથા સાદુકીઓના મત વિષે ખબરદાર
રહેવાનું તેણે કહ્યું હતું.
૧૩ અને ઈશુએ કાઈસારી ફિલિપ્પીની સીમમાં આવીને પોતાના
શિષ્યોને પુછયું કે, હું માણસનો દીકરો, તે કોણ, એ વિષે
૧૪ લોકો શું કહેછે? ત્યારે તેઓએ કહ્યું કે, કેટલાએક [કહેછે] કે,
તું યોહાન બાપ્તિસ્મા કરનાર છે, ને કેટલાએક કે એલિયા, ને
કેટલાએક કે યરમીઆ, અથવા ભવિષ્યવાદીઓમાંનો એક
૧૫ છે. તે તેઓને કહેછે, પણ હું કોણ, તે વિષે તમે શું કહોછો?
૧૬ ત્યારે સીમોન પીતરે ઉત્તર દેતાં કહ્યું કે, તું મશીહ, જીવતા
૧૭ દેવનો દીકરો છે. અને ઈશુએ ઉત્તર દેતાં તેને કહ્યું કે, સીમોન
બારયોના, તને ધન્ય છે, કેમકે માંસે તથા લોહીએ નહિ, પણ
૧૮ મારા આકાશમાંના બાપે તને એ જણાવ્યું છે. અને હું તને
કહુંછું કે, તું પીતર છે, ને આ પત્થર પર હું મારી મંડળી
બાંધીશ, ને તેને ઉલટું હાડેસની દરબારનું જોર નહિ ચાલશે.
૧૯ અને આકાશના રાજ્યની કુંચીઓ હું તને આપીશ, ને પૃથ્વી
પર તું જે કંઈ બાંધશે, તે આકાશમાં બંધાશે; ને પૃથ્વી પર તું
૨૦ જે છોડશે, તે આકાશમાં પણ છોડાશે. ત્યારે તેણે પોતાના
શિષ્યોને તાકીદથી આજ્ઞા આપી કે, હું ઈશુ તે ખ્રીસ્ત છું એવું
તમે કોઈને ન કહો.
૨૧ ત્યારથી ઈશુ પોતાના શિષ્યોને જણાવવા લાગ્યો કે, મારે
યરૂશાલેમમાં જવું, ને વડીલોથી તથા મુખ્ય યાજકોથી તથા
શાસ્ત્રીઓથી ઘણું સેહેવું, ને જીવથી મારયા જવું, ને ત્રીજે

દહાડે પાછા ઉઠવું જરૂર છે. ત્યારે પીતરે તેને એક બાજુએ ૨૨
લઈને તેને ઝંજેડીને કહ્યું કે, અરે પ્રભુ, એ તારાથી દૂર રહે, એવું
તને કદી નહિ થશે. પણ તેણે ફરીને પીતરને કહ્યું કે, અરે ૨૩
શેતાન, મારી પછવાડે જા; તું મને ઠોકર ખવડાવનાર છે;
કેમકે દેવની વાતો પર નહિ, પણ માણસોની વાતો પર તું
ચિત્ત લગાડેછે. ત્યારે ઈશુએ પોતાના શિષ્યોને કહ્યું કે, જો ૨૪
કોઈ મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાને નકારવો, ને
પોતાનો વધસ્તંભ ઉંચકી લઈને મારી પાછળ આવવું. કેમકે ૨૫
જે કોઈ પોતાનો જીવ બચાવવા ચાહેછે, તે તેને ખોશે; પણ
જે કોઈ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે. કાંજે ૨૬
જો માણસ આખું જગત મેળવશે, ને પોતાના જીવની હાનિ
પામશે, તો તેને શો લાભ થશે? અથવા માણસ પોતાના
જીવને બદલે શું આપશે? કેમકે માણસનો દીકરો પોતાના ૨૭
બાપના મહિમાએ પોતાના દૂતો સુદ્ધાં આવશે; ને ત્યારે
પ્રત્યેકને તેના કામ પ્રમાણે ભરી આપશે. હું તમને ખચીત ૨૮
કહુંછું કે, હિયાં જે ઉભા છે તેઓમાંના કેટલાએક એવા છે કે
માણસના દીકરાને પોતાના રાજ્યમાં આવતો દેખશે ત્યાં
સુધી મરણ પામશે નહિ.

અને છ દહાડા પછી ઈશુએ પીતરને તથા યાકુબને તથા ૧૭
તેના ભાઈ યોહાનને સાથે લીધા, ને તે તેઓને એક ઉંચા
પહાડ પર એકાંત લઈગયો. અને તેઓની આગળ તેનું ૨
રૂપાંતર થયું, એટલે તેનું મોહો સુરજના જેવું તેજસ્વી થયું,
ને તેનાં લુગડાં અજવાળાના જેવાં ઉજળાં થયાં. ત્યારે, ૩
જુઓ, મુસા તથા એલિયા તેની જોડે વાત કરતા તેઓને
દેખાયા. ત્યારે પીતરે બોલતાં ઈશુને કહ્યું કે, પ્રભુ, આપણે ૪
હિયાં રહેવું સારૂં છે, જો તારી મરજી હોય તો હિયાં અમે ત્રણ
માંડવા બનાવિયે, એક તારે કાજે, ને એક મુસાને કાજે, ને
એક એલિયાને કાજે. તે કહેતો હતો એટલામાં, જુઓ, એક ૫
ચળકતી વાદળીએ તેઓ પર છાયા કીધી; ને જુઓ, વાદળી-

માંથી વાણીએ કહ્યું કે, એ મારો વહાલો દીકરો છે, એના પર
૬ હું બહુ પ્રસન્ન છું; એનું તમે સાંભળો. અને શિષ્યો એ
૭ સાંભળીને ઉંધા પડ્યા, ને બહુજ બિહીધા. ત્યારે ઈશુએ પાસે
૮ આવીને તેઓને અડકીને કહ્યું કે, ઉઠો, ને બીહો મા. ત્યારે
તેઓએ પોતાની નજર ઉંચી કરીને એકલા ઈશુ વિના કોઈને
દીઠો નહિ.

૯ અને તેઓ પહાડ ઉપરથી ઉતરતા હતા, ત્યારે ઈશુએ
તેઓને આજ્ઞા દેતાં કહ્યું કે, માણસનો દીકરો મરીગએલાં-
ઓમાંથી પાછો ઉઠે ત્યાં સુધી આ જે તમે દીઠું તે કોઈને
૧૦ ના કહેતા. ત્યારે તેના શિષ્યોએ તેને પુછતાં કહ્યું કે,
શાસ્ત્રીઓ કેમ કહેછે કે, એલિયાએ પહેલાં આવવું જોઈએ;
૧૧ અને ઈશુએ ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, એલિયા પહેલો આવશે
૧૨ ખરો, ને સઘળાં યથાસ્થિત કરશે; પણ હું તમને કહુંછું કે,
એલિયા આવી ચુક્યો છે, ને તેઓએ તેને ન ઓળખ્યો, પણ
જે કંઈ તેઓએ ચાહ્યું તે તેને કીધું; તેમજ માણસનો દીકરો
૧૩ પણ તેઓથી [દુઃખ] સહેશે. ત્યારે શિષ્યો સમજ્યા કે
યોહાન બાપ્તિસ્મા કરનાર સંબંધી તે તેઓને કહેતો હતો.

૧૪ અને તેઓ લોકની ભીડ પાસે આવ્યા, ત્યારે એક માણસે
૧૫ તેની પાસે આવીને તેની આગળ ઘુંટણ ટેકીને કહ્યું કે, ઓ પ્રભુ,
મારા દીકરા પર દયા કર, કાંજે તે ફેફરાવાળો છે, ને ઘણી
પીડા પામેછે; કેમકે તે વારંવાર અગ્નિમાં, ને વારંવાર
૧૬ પાણીમાં પડેછે. અને તેને હું તારા શિષ્યોની પાસે લાવ્યો
૧૭ હતો, પણ તેઓ તેને સાજો કરી ન શક્યા. ત્યારે ઈશુએ
ઉત્તર દેતાં કહ્યું કે, ઓ અવિશ્વાસી તથા કુમાર્ગી પેહેડી, ક્યાં
સુધી હું તમારી સાથે રહીશ? ક્યાં સુધી હું તમારૂં સહીશ?
૧૮ તેને મારી પાસે હિયાં લાવો. પછી ઈશુએ તે ભૂતને ધમકાવ્યું;
ને તે તેમાંથી નીકળ્યું; ને છોકરો તેજ ઘડીથી સાજો થયો.
૧૯ ત્યારે શિષ્યોએ એકાંત ઈશુ પાસે આવીને કહ્યું કે, અમે તેને
૨૦ કેમ કહાડી ન શક્યા? ત્યારે ઈશુએ તેઓને કહ્યું કે, તમારા
અવિશ્વાસને લીધે; કેમકે હું તમને ખચીત કહુંછું કે, તમને

પાલુના દાણા જેટલો વિશ્વાસ હોય તો તમે આ પહાડને
કહેશો કે, તું હિયાંથી ત્યાં ખસી જા, ને તે ખસેડાશે; ને તમને
કંઈ અશક્ય થશે નહિ. પણ પ્રાર્થના તથા ઉપવાસ વગર ૨૧
એ જાત નીકળતી નથી.

અને તેઓ ગાલીલમાં ફરતા હતા ત્યારે ઈશુએ તેઓને ૨૨
કહ્યું કે, માણસનો દીકરો માણસોના હાથમાં સોંપાસે; પછી ૨૩
તેઓ તેને મારીનાખશે, ને ત્રીજે દહાડે તે પાછો ઉઠશે. ત્યારે
તેઓ બહુ દલગીર થયા.

અને તેઓ કાપરનાહુમમાં આવ્યા, ત્યારે કર લેનારાઓએ ૨૪
પાતરની પાસે આવીને કહ્યું કે, શું તમારો ઉપદેશક [મંદિરના]
કરનું નાણું નથી આપતો? તેણે કહ્યું કે, હા. અને ઘરમાં ૨૫
તે આવ્યો ત્યારે તેના બોલવા અગાઉ ઈશુએ કહ્યું કે, સીમોન,
તને શું લાગેછે, પૃથ્વીના રાજા કોણની પાસેથી દાન અથવા કર
લેછે? પોતાના દીકરાઓ પાસેથી કે પારકાઓથી? પાતર તેને ૨૬
કહેછે કે, પારકાઓથી. ઈશુએ તેને કહ્યું, ત્યારે દીકરાઓ તો
છુટા છે. તો પણ આપણે તેઓને ઠોકર ન ખવડાવીએ માટે તું ૨૭
સમુદ્રની પાસે જઈને ગલ નાખ; ને જે માછલી પેહેલી આવે
તેને પકડીલે, ને તેનું મોહો ઉઘાડયા પર તને રૂપીઓ મળશે,
તે લઈને મારે ને તારે સારૂ તેઓને આપ.

તેજ વેળા શિષ્યોએ ઈશુની પાસે આવીને કહ્યું કે, આકા- ૧૮
શના રાજ્યમાં મોહું કોણ છે? ત્યારે ઈશુએ એક બાળકને ૨
પાસે તેડીને તેને તેઓની વચ્ચે ઉભું કીધું, અને કહ્યું કે, ૩
હું તમને ખચીત કહુંછું કે, જો તમે ફરો નહિ, ને બાળકોના
સરખા થાઓ નહિ, તો આકાશના રાજ્યમાં તમે નહિજ
પેસશો. માટે જે કોઈ પોતાને આ બાળકના સરખું લીન ૪
કરશે, તેજ આકાશના રાજ્યમાં સૌથી મોહું છે. જે કોઈ મારે ૫
નામે એવા એક બાળકને અંગીકાર કરેછે તે મને અંગીકાર
કરેછે. પણ જે નાનાઓ મારા પર વિશ્વાસ કરેછે, તેઓમાંના ૬
એકને જે કોઈ ઠોકર ખવડાવશે તે કરતાં તેની કોટે ઘંટીનું

પડ બંધાય, ને તે સમુદ્રના ઊંડાણમાં ડુબાડાય એ તેને સારૂં
૭ છે. ઠોકરોને લીધે જગતને અફસોસ છે; ઠોકરો આવવાની
અગત્ય તો છે, પણ જે માણસથી ઠોકર આવેછે તેને
૮ અફસોસ છે. માટે જો તારો હાથ અથવા તારો પગ તને
ઠોકર ખવડાવેછે, તો તેને કાપીનાખીને તારી પાસેથી ફેંકીદે;
તારા બે હાથ અથવા બે પગ છતાં તું અનંત અગ્નિમાં
નંખાય, એ કરતાં લંગડો અથવા ઠુંઠો થઈ જીવનમાં પેસવું
૯ તને સારૂં છે. અને જો તારી આંખ તને ઠોકર ખવડાવેછે,
તો તેને કહાડીનાખીને તારી પાસેથી ફેંકીદે; તારી બે આંખ
છતાં તું નરકાગ્નિમાં નંખાય, એ કરતાં કાણો થઈ જીવનમાં
૧૦ પેસવું તને સારૂં છે. આ નાનાઓમાંના એકને તમે ન વખોડો
માટે સાવધાન રહો, કાંજે હું તમને કહુંછું કે, આકાશમાં તેઓના
૧૧ દૂત મારા આકાશમાંના બાપનું મોહો સદા જુએછે. કેમકે
જે ખોવાએલું તેને બચાવવાને માણસનો દીકરો આવ્યો છે.
૧૨ તમે શું ધારોછો, જો કોઈ માણસને સો ઘેટાં હોય, ને તેમાંથી
એક ભુલું પડે, તો શું નવાણુંને પહાડ પર મૂકીને તે ભુલા
૧૩ પડેલાને શોધવા જશે નહિ? અને જો તે તેને જડે તો હું
તમને ખચીત કહુંછું કે, જે નવાણું ભુલાં પડેલાં ન હતાં,
૧૪ તેઓનાં કરતાં તેના પર તે વત્તો હરખાયછે. એમ આ
નાનાઓમાંથી એકનો નાશ થાય, એવી તમારા આકાશમાંના
બાપની ઈચ્છા નથી.

૧૫ વળી જો તારો ભાઈ તને ઉલટો અપરાધ કરે, તો તું જા, ને
તું ને તે એકાંતે જઈને તેનો દોષ તેને કહે; જો તે તારૂં સાંભળે,
૧૬ તો તેં તારા ભાઈને મેળવી લીધો છે. પણ જો તે ન સાંભળે,
તો એક બે જણ બીજા તારી સાથે લે, એ માટે કે દરેક વાત
૧૭ બે અથવા ત્રણ શાહેદીના મોહોથી સાબીત થાય. અને જો
તે તેઓનું ન માને, તો મંડળીને કહે, ને જો મંડળીનું પણ તે
૧૮ ન માને તો તેને વિદેશી તથા દાણીના જેવો ગણ. હું તમને
ખચીત કહુંછું કે, જે કંઈ તમે પૃથ્વી પર બાંધશો, તે આકાશમાં
બંધાશે; ને જે કંઈ તમે પૃથ્વી પર છોડશો, તે આકાશમાં

છોડાશે. વળી હું તમને કહુંછું કે, જો પૃથ્વી પર તમારામાંના ૧૯
બે કંઈ પણ વાત સંબંધી એક ચિત્તના થઈને માગશે, તો
મારા આકાશમાંના બાપથી તેઓને સારૂ તે કરાશે. કેમકે જ્યાં ૨૦
બે અથવા ત્રણ મારે નામે એકઠા થએલા હોય ત્યાં તેઓની
વચમાં હું છું.
ત્યારે પીતરે તેની પાસે આવીને કહ્યું કે, ઓ પ્રભુ, મારો ૨૧
ભાઈ મારે ઉલટા કેટલીવાર અપરાધ કરે, ને હું તેને માફ
કરૂં? શું સાત વાર સુધી? ઈશુએ તેને કહ્યું કે, સાત વાર ૨૨
સુધીનું હું તને નથી કહેતો, પણ સિત્તેરગણી સાત વાર સુધી.
એ માટે આકાશનું રાજ્ય એક રાજાના સરખું છે, જેણે ૨૩
પોતાના ચાકરો પાસે હિસાબ લેવા ચાહ્યો. અને તે હિસાબ ૨૪
લેવા લાગ્યો, ત્યારે દશ હજાર તાલંતનો એક દેવાદાર તેની
પાસે લવાયો. પણ વાળવાનું તેની પાસે ન છતાં, તેના શેઠે ૨૫
આજ્ઞા કીધી કે તે તથા તેની બાયડી તથા તેના છૈઆં તથા
જે સઘળું તેની પાસે હોય, તે વેચાય, ને દેવું વળાય. એ માટે ૨૬
તે ચાકરે તેને પગે લાગીને વિનંતી કરતાં કહ્યું કે, સાહેબ,
ધીરજ રાખ, ને હું તારૂં બધું વાળીશ. ત્યારે તે ચાકરના શેઠે ૨૭
દયા કરીને તેને મૂકી દીધો, ને દેવું તેને માફ કીધું. પણ તેજ ૨૮
ચાકરે બહાર જઈને પોતાના સાથીચાકરોમાંના એકને દીઠો
જે તેના સો દીનારનો દેવાદાર હતો, ત્યારે તેણે તેનો ટોટો
પકડીને કહ્યું કે, તારા પર જે મારૂં લેહેણું છે તે વાળ. ત્યારે ૨૯
તેના સાથીચાકરે તેને પગે લાગીને તેની વિનંતી કરતાં કહ્યું કે,
ધીરજ રાખ, ને હું તારૂં સઘળું વાળીશ. અને તેણે માન્યું ૩૦
નહિ, પણ જઈને તે દેવું વાળે ત્યાં લગી તેને કેદખાનામાં
નાખ્યો. ત્યારે જે જે થયું તે તેના સાથીચાકરો જોઈને ઘણા ૩૧
દલગીર થયા, ને તેઓએ જઈને જે થયું તે બધું પોતાના
શેઠને કહી દેખાડયું. ત્યારે તેના શેઠે તેને બોલાવીને કહ્યું કે, ૩૨
અરે દુષ્ટ ચાકર, તેં મારી વિનંતી કીધી, માટે મેં તને તે બધું
લેહેણું માફ કીધું. મેં તારા પર જેવી દયા કીધી તેવી દયા શું ૩૩
તને પણ તારા સાથીચાકર પર કરવી ઘટારથે ન હતી? અને ૩૪

તેના શેઠે ગુસ્સે થઇને તેનું બધું દેવું વાળે ત્યાં સુધી તેને પીડા
૩૫ આપનારાઓને સોંપ્યો. એ પ્રમાણે જો તમે પોતપોતાના
ભાઈઓના અપરાધ પોતાના અંતઃકરણથી માફ નથી કરતા,
તો મારો આકાશમાંનો બાપ પણ તમને એમજ કરશે.

૧૯ અને ઈસુએ એ વાતો પુરી કીધી, ત્યારે એમ થયું કે
ગાલીલથી તે નીકળ્યો, અને યરદનને પેલે પારની યહુદાની
૨ સીમોમાં આવ્યો. અને અતિ ઘણા લોક તેની પાછળ ગયા,
ને ત્યાં તેણે તેઓને સાજા કીધા.

૩ અને ફરોશીઓ તેની પાસે આવીને તેનું પરીક્ષણ કરતાં
તેને કહેછે કે, શું હરેક કારણને લીધે માણસને પોતાની
૪ બાયડીને મૂકીદેવી ઉચિત છે? અને તેણે ઉત્તર દેતાં
તેઓને કહ્યું કે, શું તમે એ નથી વાંચ્યું કે, જેણે આરંભથી
તેઓને ઉત્પન્ન કીધાં તેણે તેઓને નરનારી ઉત્પન્ન કીધાં, ને
૫ કહ્યું કે, "તે કારણને લીધે માણસ પોતાનાં માબાપને મૂકશે, ને
પોતાની બાયડી સાથે મળ્યો રહેશે, ને તે બંને એક દેહ થશે?"
૬ એ માટે હવેથી તેઓ બે નથી, પણ એક દેહ છે. એ માટે દેવે
૭ જે જોડ્યું છે તેને માણસે જુદું ન પાડવું. તેઓ તેને કહેછે કે,
મુસાએ એવી આજ્ઞા કેમ આપી કે ફારગતી આપીને તેને
૮ મૂકીદેવી. તે તેઓને કહેછે કે, મુસાએ તમારાં હૃદયની
કઠણતા માટે તમને પોતપોતાની બાયડીઓ મૂકવા દીધી, પણ
૯ આરંભથી એવું ન હતું. અને હું તમને કહુંછું કે, વ્યભિચારના
કારણ વગર જે કોઈ પોતાની બાયડીને મૂકીદેશે, ને બીજીને
પરણશે, તે વ્યભિચાર કરેછે, ને તે મૂકીદીધેલી જોડે જે
૧૦ પરણેછે, તે વ્યભિચાર કરેછે. તેના શિષ્યો તેને કહેછે કે,
જો બાયડી સંબંધી પુરૂષનો એવો હાલ છે, તો પરણવું સારૂં
૧૧ નથી. ત્યારે તેણે તેઓને કહ્યું કે, સઘળાથી તે વાત પળાતી
૧૨ નથી, પણ જેઓને આપેલું છે તેઓથીજ. કેમકે કેટલાએક
ખોજા છે કે જેઓ માના પેટમાંથીજ એવાજ જન્મ્યા; ને
કેટલાએક ખોજા છે કે જેઓને માણસોએ ખોજા બનાવ્યા;

ને કેટલાએક ખોજા છે કે જેઓએ આકાશના રાજ્યને લીધે
પોતાને ખોજા કીધા; જે પાળી શકેછે તે પાળે.
ત્યારે બાળકો તેની પાસે લવાયાં, એ માટે કે તે તેઓ પર ૧૩
હાથ મૂકીને પ્રાર્થના કરે; પણ શિષ્યોએ તેઓને ધમકાવ્યાં,
માટે ઈશુએ કહ્યું કે, બાળકોને મારી પાસે આવવાદો, ને ૧૪
તેઓને વારો મા, કેમકે આકાશનું રાજ્ય એવાંઓનુંજ છે.
પછી તેઓ પર હાથ મૂકીને તે ત્યાંથી ગયો. ૧૫
અને જુઓ, કોઈએકે પાસે આવીને તેને કહ્યું કે, ઉત્તમ ૧૬
ઉપદેશક, સર્વકાળનું જીવન પામવા સારૂ હું શું સારૂં કરૂં?
ત્યારે તેણે તેને કહ્યું, તું મને ઉત્તમ કેમ કહેછે? એક જે ૧૭
દેવ, તે વગર ઉત્તમ કોઈ નથી; પણ જો તું જીવનમાં પેસવા
ચાહેછે, તો આજ્ઞાઓ પાળ. તે તેને કહેછે કે, કયી કયી? ૧૮
ત્યારે ઈશુએ કહ્યું કે, તું હત્યા ન કર, તું વ્યાભિચાર ન કર, તું
ચોરી ન કર, તું જુઠી સાક્ષી ન પુર; પોતાનાં માબાપને માન ૧૯
આપ, ને પોતાના પડોશી પર પોતાના જેવી પ્રીતિ કર. તે ૨૦
જુવાન તેને કહેછે કે, એ બધાં મેં મારા નાનપણથી પાળ્યાં
છે, હવે હું શા સંબંધી અધુરો છું? ઈશુએ તેને કહ્યું કે, જો ૨૧
તું પુરો થવા ચાહેછે, તો જઈને જે કંઈ તારૂં છે તે વેચીનાખ,
ને દરિદ્રીઓને આપાદે, એટલે આકાશમાં તને દ્રવ્ય મળશે;
ને આવીને મારી પાછળ ચાલ. પણ તે જુવાન એ વાત ૨૨
સાંભળી દલગીર થઈને ચાલ્યો ગયો, કેમકે તેની મિલકત
ઘણી હતી.
ત્યારે ઈશુએ પોતાના શિષ્યોને કહ્યું કે, હું તમને ખચીત ૨૩
કહુંછું કે, દ્રવ્યવાનને આકાશના રાજ્યમાં પેસવું કઠણ છે.
વળી હું તમને કહુંછું કે, દ્રવ્યવાનને દેવના રાજ્યમાં પેસવા ૨૪
કરતાં સોયના નાકામાં થઈને ઉંટને જવું સેહેલ છે. ત્યારે ૨૫
તેના શિષ્યો એ સાંભળીને ઘણા અચરત થયા, ને કહ્યું, તો
કોણ તારણ પામીશકે? પણ ઈશુએ તેઓની સામું જોઈને ૨૬
કહ્યું કે, માણસોથી એ થઈ નથી શકતું, પણ દેવથી સઘળાં
થઈશકેછે. ત્યારે પીતરે ઉત્તર દેતાં તેને કહ્યું, જો, અમે બધું ૨૭

મૂકીને તારી પાછળ ચાલિયેછિયે, માટે અમને શું મળશે?
૨૮ અને ઈશુએ તેઓને કહ્યું, હું તમને ખચીત કહુંછું કે, જ્યારે
પુનરૂત્પત્તિમાં માણસનો દીકરો પોતાના મહિમાના રાજ્યાસન
પર બેસશે, ત્યારે તમે, મારી પાછળ આવનારા, ઈસ્રાઈલના
૨૯ બારે કુળનો ન્યાય કરતાં બાર રાજ્યાસનો પર બેસશો. અને
જે કોઈએ ઘરોને, કે ભાઈઓને, કે બેહેનોને, કે બાપને, કે
માને, કે બાયડીને, કે છોકરાંને, કે ખેતરોને, મારા નામને
લીધે મૂકીદીધાં છે, તે સોગણાં પામશે, ને અનંત જીવનનો
૩૦ વારસો પામશે. પણ ઘણા જે પહેલા, તેઓ છેલ્લા થશે; ને
જે છેલ્લા, તેઓ પહેલા થશે.

૨૦ કેમકે આકાશનું રાજ્ય એક ઘરબારીના સરખું છે, જે
પોતાની દ્રાક્ષવાડીને સારૂ મજુરો પઠવાને મળશ્કામાં બહાર
૨ ગયો. અને તેણે મજુરોની સાથે રોજનું એક દીનાર પઠીને
૩ પોતાની દ્રાક્ષવાડીમાં તેઓને મોકલ્યા. અને પોહોર દહાડો
ચડતે બહાર જઈને તેણે ચકલા પર બીજાઓને નવરાં
૪ ઉભા રહેલા દીઠા. અને તેણે તેઓને કહ્યું કે, તમે પણ
દ્રાક્ષવાડીમાં જાઓ, ને જે કંઇ યોગ્ય હશે, તે હું તમને
૫ આપીશ; ત્યારે તેઓ ગયા. વળી બપોરે તથા ત્રીજે
૬ પોહોરે બહાર જઇને તેણે તેજ પ્રમાણે કીધું. અને અગી-
આરમી હોરાએ પણ તેણે બહાર જઈને બીજાઓને નવરા
ઉભા રહેલા દીઠા; ત્યારે તે તેઓને કહેછે કે, આખો દહાડો
૭ તમે કેમ હિયાં નવરા ઉભા રહોછો? તેઓ તેને કહેછે કે,
કોઇએ અમને મજુરીએ રાખ્યા નથી તે માટે; તે તેઓને
કહેછે કે, તમે પણ દ્રાક્ષવાડીમાં જાઓ, ને જે કંઇ યોગ્ય હશે,
૮ તે તમે પામશો. અને સાંજ પડયા પર દ્રાક્ષવાડીનો ધણી
પોતાના કારભારીને કહેછે કે, મજુરોને બોલાવ, ને છેહલાથી
૯ માંડીને પહેલા સુધી તેઓનું વેતન આપ. અને જેઓ
અગીઆરમી હોરાએ આવ્યા હતા, તેઓને એક દીનાર
૧૦ પ્રમાણે મળ્યું. પછી જેઓ પહેલા હતા, તેઓ આવીને

ધારતા હતા કે અમને વત્તું મળશે, ને તેઓને પણ એક દીનાર
પ્રમાણે મળ્યું. ત્યારે તે લઈને તેઓએ ઘરધણી પર કચકચ ૧૧
કરતાં કહ્યું કે, આ પાછલાઓએ એકજ હોરાનું કામ કીધું, ૧૨
તો પણ હમ આખા દિવસના તડકા તથા બોજાનું સહન
કરનારાઓની બરોબર તેં તેઓને કીધા. ત્યારે તેણે તેઓ- ૧૩
માંના એકને ઉત્તર દેતાં કહ્યું કે, મિત્ર, હું તારા પર અયોગ્ય
નથી કરતો; શું તેં મારી સાથે એક દીનાર પઠ્યું ન હતું?
તારૂં લઈને ચાલ્યો જા; પણ જેમ તને તેમ આ છેલ્લાને પણ ૧૪
આપવાની મારી મરજી છે. જે મારૂં છે તેને મારી મરજી ૧૫
પ્રમાણે વાપરવાને શું મને હક નથી? હું સારો છું માટે તારી
આંખ ભુંડી છે શું? એમ જે છેહલા તે પહેલા, ને જે પહેલા ૧૬
તેઓ છેહલા થશે; કેમકે તેડેલા ઘણા પણ પસંદ કરેલા
થોડા છે.

અને ઈશુએ યરૂશાલેમમાં જતાં, રસ્તે બારે શિષ્યોને ૧૭
એકાંત લઈજઈને તેઓને કહ્યું કે, જુઓ, આપણે યરૂશાલેમમાં ૧૮
જઈયેછિયે, ને માણસનો દીકરો મુખ્ય યાજકોને તથા
શાસ્ત્રીઓને સ્વાધીન કરાશે, ને તેઓ તેના પર મરણદંડ
ઠરાવશે. અને ઉપહાસ કરાવવાને, તથા કોરડા મરાવવાને, ૧૯
તથા વધસ્તંભે જડાવવાને તેઓ તેને વિદેશીઓને સોંપશે; ને
ત્રીજે દહાડે તે પાછો ઉઠશે.

ત્યારે જબીદીના દીકરાઓની માએ પોતાના દીકરાઓની ૨૦
સાથે તેની પાસે આવીને પગે લાગતાં તેની કને કંઈ માગ્યું.
અને તેણે તેને કહ્યું કે તું શું ચાહેછે? તે તેને કહેછે કે તારા ૨૧
રાજ્યમાં આ મારા બે દીકરાને, એકને તારી જમણી ગમ, ને
બીજાને તારી ડાબી ગમ બેસવાનું કહે. પણ ઈશુએ ઉત્તર ૨૨
દેતાં કહ્યું કે, તમે જે માગોછો તે તમે સમજતા નથી; જે
વાટકો હું પીનાર છું તે પીવાને, તથા જે બાપ્તિસ્મા હું લેનાર
છું તે બાપ્તિસ્મા લેવાને શું તમે સમર્થ છો? તેઓ તેને કહેછે,
અમે સમર્થ છિયે. પછી તે તેઓને કહેછે કે, તમે મારો ૨૩
વાટકો પીશો ખરા, ને જે બાપ્તિસ્મા હું લેનાર છું, તે તમે લેશો

ખરા; પણ જેઓને સારૂ મારા બાપથી ઠરાવાયું છે તેઓ
વગર બીજાઓને મારી જમણી ગમ, ને ડાબી ગમ બેસવા દેવું
૨૪ એ મારૂં નથી. અને દસોએ એ સાંભળ્યું ત્યારે તેઓ એ બે ભાઈ
૨૫ પર ગુસ્સે થયા. પણ ઈશુએ તેઓને પાસે તેડીને કહ્યું કે, તમે
જાણોછો કે વિદેશીઓના રાજાઓ તેઓ પર ધણીપણું કરેછે,
૨૬ ને જે મોટા છે તેઓ એઓના પર અધિકાર ચલાવેછે. પણ
તમારામાં એવું ન થાય; પણ તમારામાં જો કોઈ મોટો થવા
૨૭ ચાહે, તો તે તમારો સેવક થાય; અને જો કોઈ તમારામાં
૨૮ મુખ્ય થવા ચાહે, તો તે તમારો દાસ થાય. જેમ માણસનો
દીકરો સેવા કરાવવાને નહિ, પણ સેવા કરવાને, તથા ઘણા
લોકની ખંડણીને સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો છે તેમ.
૨૯ અને તેઓ યરીખોથી જતા હતા, ત્યારે લોકોનો મોટો
૩૦ જથો તેની પાછળ ચાલ્યો. અને જુઓ, બે આંધળા રસ્તાની
કોરે બેઠા હતા, તેઓએ ઈશુનું પાસે થઈને જવાનું સાંભળીને
બૂમ પાડતાં કહ્યું કે, ઓ પ્રભુ, દાવુદના દીકરા, અમારા પર
૩૧ દયા કર. અને તેઓ છાના રહે માટે લોકે તેઓને ધમકાવ્યા,
પણ તેઓએ વત્તી બૂમ પાડતાં કહ્યું કે, ઓ પ્રભુ, દાવુદના
૩૨ દીકરા, અમારા ઉપર દયા કર. ત્યારે ઈશુએ ઉભા રહીને
તેઓને તેડીને કહ્યું કે, હું તમારે વાસ્તે શું કરૂં, તમારી શી
૩૩ ઈચ્છા છે? તેઓ તેને કહેછે કે, પ્રભુ, અમારી આંખો
૩૪ ઉઘડીજાય. ત્યારે ઈશુ દયા કરીને તેઓની આંખોને
અડક્યો, ને તરત તેઓની આંખો દેખતી થઈ; ને તેઓ
તેની પાછળ ચાલ્યા.

૨૧ અને જ્યારે તેઓ યરૂશાલેમની નજદીક આવ્યા, ને જૈતુનના
પહાડ પાસે બેથફાગે સુધી પોહોંચ્યા, ત્યારે ઈશુએ બે
૨ શિષ્યને મોકલતાં કહ્યું કે, તમે સામા ગામમાં જાઓ, ને
બાંધેલી એક ગધેડી તથા તેની જોડે બચ્ચું તરત દેખશો;
૩ તેઓને છોડીને મારી પાસે લાવો. અને જો કોઈ તમને કંઈ
કહે તો તમે કહો કે, પ્રભુને એઓની અગત્ય છે, એટલે તે

તેઓને લાગલો મોકલી દેશે. એ બધું એ માટે થયું કે ૪
ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય કે, "શીઓનની ૫
દીકરીને એમ કહો કે, જો, તારો રાજા રાંકડો, ને ગધેડા
પર, એટલે બોજ લઈજનાર ગધેડાના બચ્ચા પર, બેસીને
તારી પાસે આવેછે." ત્યારે શિષ્યોએ જઈને ઈશુએ તેઓને ૬
જેવી આજ્ઞા કીધી હતી તેવું કીધું; એટલે તે ગધેડીને ૭
બચ્ચા સુદ્ધાં આણી, પછી તેઓએ પોતાનાં લુગડાં તેઓ પર
નાખીને તેને તેઓ પર બેસાડચો. અને અતિ ઘણા લોકે ૮
પોતાનાં લુગડાં રસ્તામાં પાથરચાં, ને બીજાઓએ ઝાડો પરથી
ડાળીઓ કાપીને રસ્તામાં પાથરી. અને આગળ ચાલનાર ૯
તથા પાછળ આવનાર લોકે બૂમ પાડતાં કહ્યું કે, દાવુદના
દીકરાને હોશાના, પ્રભુને નામે જે આવેછે તે આશીર્વાદિત છે;
પરમ ઉંચામાં હોશાના. અને યરૂશાલેમમાં તે આવ્યો ત્યારે તે ૧૦
આખા નગરે ખભળીને કહ્યું કે, એ કોણ છે? ત્યારે લોકે કહ્યું ૧૧
કે, ઈશુ ભવિષ્યવાદી જે ગાલીલના નાજરેથનો તે એ છે.

પછી ઈશુ દેવના મંદિરમાં ગયો, ને મંદિરમાં જે વેચાતું ૧૨
આપતા હતા, તથા જે વેચાતું લેતા હતા, તે સર્વને તેણે
બહાર કહાડચા; ને નાણાવટીઓનાં બાજટ તથા ખબુતર
વેચનારાઓનાં આસનો ઉલટાવીનાખ્યાં. અને તેઓને ૧૩
કહ્યું કે, "મારૂં ઘર પ્રાર્થનાનું ઘર કહેવાશે," એમ લખેલું
છે, પણ તમે એને ચોરોનું કોતર કીધું છે. પછી આંધળા ૧૪
તથા લંગડા તેની પાસે મંદિરમાં આવ્યા, ને તેણે તેઓને
સાજા કીધા. અને જે ચમત્કાર તેણે કીધા, તથા મંદિરમાં ૧૫
છોકરાંઓ મોટે ઘાંટે દાવુદના દીકરાને હોશાના કહેતાં હતાં,
એ જ્યારે મુખ્ય યાજકોએ તથા શાસ્ત્રીઓએ દીઠું, ત્યારે
બહુ ગુસ્સે થયા. અને તેને કહ્યું કે, એઓ શું કહેછે, તે શું ૧૬
તું સાંભળેછે? ત્યારે ઈશુ તેઓને કહેછે કે, હા, "બાળકોના
તથા ધાવણાઓના મોહોથી તેં સ્તુતિ પુરી કરાવી છે," એ
શું તમે કદી નથી વાંચ્યું? પછી તે તેઓને મૂકીને નગર ૧૭
બહાર બેથાનિયામાં ગયો, ને ત્યાં તેણે વાસો કીધો.

૧૮ અને સવારે તે પાછો નગરમાં આવતો હતો ત્યારે ભુખ્યો
૧૯ થયો. અને એક અંજીરીને રસ્તા પર જોઈને તે તેની પાસે
આવ્યો, પણ એકલાં પાતરાં વગર તેણે તે પર કંઈ ન જોઈને
તેને કહ્યું કે, હવેથી તારા પર કદી ફળ ન લાગો; ને એકદમ
૨૦ તે અંજીરી સુકાઈગઈ. અને એ જોઈને શિષ્યો અચરત
૨૧ થઈને બોલ્યા કે, અંજીરી કેવી એકદમ સુકાઈગઈ. ત્યારે
ઈશુએ ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, હું તમને ખચીત કહુંછું, જો
તમને વિશ્વાસ હોય ને સંદેહ ન આવે તો આ અંજીરીને
જે થયું તે તમે કરશો, એટલુંજ નહિ પણ જો તમે આ
પહાડને કહેશો કે, તું ખસેડાઈ જા ને સમુદ્રમાં પડી જા, તો
૨૨ તેમજ થશે. અને જે કંઈ તમે વિશ્વાસ રાખીને પ્રાર્થનામાં
માગશો, તે સઘળું પામશો.

૨૩ પછી મંદિરમાં આવીને તે ઉપદેશ કરતો હતો, એટલામાં
મુખ્ય યાજકોએ તથા લોકોના વડીલોએ તેની પાસે આવીને
કહ્યું કે, તું કયા અધિકારથી એ કામો કરેછે? ને એ અધિકાર
૨૪ તને કોણે આપ્યો? ત્યારે ઈશુએ ઉત્તર દેતાં તેઓને કહ્યું
કે, હું પણ તમને એક વાત પુછુંછું, તે જો તમે કહેશો તો હું
કયા અધિકારથી એ કામો કરૂંછું, તે પણ તમને કહીશ.
૨૫ યોહાનનું બાપ્તિસ્મા ક્યાંથી થયું? આકાશથી કે માણસોથી?
ત્યારે તેઓએ માહોમાંહે વિચારીને કહ્યું, જો આપણે કહીએ કે
આકાશથી, તો તે આપણને કહેશે કે, ત્યારે તમે તેના પર કેમ
૨૬ વિશ્વાસ કીધો નહિ? અને જો આપણે કહીએ કે માણસોથી,
તો લોકોથી આપણે બિહીયેછિયે, કાંજે યોહાનને ભવિષ્યવાદી
૨૭ જેવો સહુ માનેછે. પછી તેઓએ ઈશુને ઉત્તર દેતાં કહ્યું
કે, અમે નથી જાણતા. ત્યારે તેણે તેઓને કહ્યું કે, હું કયા
૨૮ અધિકારથી એ કામો કરૂંછું તે પણ હું તમને નથી કહેતો. પણ
તમે શું ધારોછો? એક જણને બે દીકરા હતા, ને તેણે
પહેલા પાસે આવીને કહ્યું કે, દીકરા, તું આજ મારી દ્રાક્ષ-
૨૯ વાડીમાં જઈને કામ કર. ત્યારે તેણે ઉત્તર દેતાં કહ્યું કે,
૩૦ મારી ઈચ્છા નથી; તો પણ પછી તે પસ્તાઈને ગયો. અને

બીજા પાસે આવીને તેણે તેમજ કહ્યું. ત્યારે તેણે ઉત્તર
દેતાં કહ્યું, સાહેબ, હું જાઉંછું, તો પણ તે ગયો નહિ. તો તે ૩૧
બંનેમાંથી કોણે બાપની ઈચ્છા પુરી કીધી? તેઓ તેને કહેછે
કે પહેલાએ. ઈશુ તેઓને કહેછે કે, હું તમને ખચીત કહુંછું
કે, દાણીઓ તથા કસબેણો તમારી અગાઉ દેવના રાજ્યમાં
જાયછે. કેમકે યોહાન ન્યાયને માર્ગે તમારી પાસે આવ્યો, ૩૨
તો પણ તમે તેના ઉપર વિશ્વાસ ન કીધો; પણ દાણીઓએ
તથા કસબેણોએ તેના પર વિશ્વાસ કીધો; ને એ જોઈને તમે
તેના પર વિશ્વાસ કરવા સારૂ પસ્તાયા નહિ.

તમે એક બીજું દ્રષ્ટાંત સાંભળો. એક ઘરબારી હતો જેણે ૩૩
દ્રાક્ષવાડી રોપી, ને તેની આસપાસ વાડ કીધી, ને તેમાં કુંડ
ખોદ્યો, ને માળો બનાવ્યો, ને ખેડુતોને તે ઈજારે આપી, ને
પરદેશ ગયો. અને ફળનો ઋતુ આવ્યો ત્યારે તેણે ફળ લેવા ૩૪
સારૂ પોતાના ચાકરોને તે ખેડુતોની પાસે મોકલ્યા. ત્યારે ૩૫
ખેડુતોએ તેના ચાકરોમાંના એકને પકડીને મારચો, ને
બીજાને મારીનાખ્યો, ને બીજાને પત્થરે મારચો. વળી તેણે ૩૬
પહેલા કરતાં બીજા વત્તા ચાકરોને મોકલ્યા, પણ તેઓએ
તેઓને તેમજ કીધું. ત્યારે છેહલાં તેણે પોતાના દીકરાને ૩૭
તેઓની પાસે મોકલતાં કહ્યું કે, મારા દીકરાથી તેઓ દબશે.
પણ ખેડુતોએ દીકરાને જોઈને માહોમાંહે કહ્યું કે, એજ ૩૮
વારસ છે, આવો આપણે એને મારીનાખીએ, ને એનો
વારસો લઈએ. ત્યારે તેઓએ તેને પકડ્યો, ને દ્રાક્ષ- ૩૯
વાડીમાંથી બહાર કહાડીને મારીનાખ્યો. એ માટે જ્યારે ૪૦
દ્રાક્ષવાડીનો ધણી આવશે ત્યારે તે ખેડુતોને શું કરશે?
તેઓ તેને કહેછે કે, તે દુષ્ટોનો પુરો નાશ તે કરશે; ને જે ૪૧
બીજા ખેડુતો તેના ઋતુએ ફળો તેને પોહોંચાડશે, તેઓને
દ્રાક્ષવાડી સોંપશે. ઈશુ તેઓને કહેછે કે, "જે પત્થરનો ઘર ૪૨
બાંધનારાઓએ નકાર કીધો, તેજ ખુણાનો મુખ્ય પત્થર
થયો, એ પ્રભુથી બન્યું, ને આપણી નજરમાં અચરત
લાગેછે," એ શું તમે શાસ્ત્રમાં કદી નથી વાંચ્યું? એ માટે હું ૪૩

તમનેં કહુંછું કે, દેવનું રાજ્ય તમારી પાસેથી લેવાશે, ને જે
૪૪ પ્રજા તેનાં ફળ આપશે, તેઓને અપાશે. અને આ પત્થર
પર જે પડશે, તે ભંજાશે; પણ જે પર તે પડશે, તેના ચુરેચુરા
૪૫ થઈજશે. અને મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ તેના
૪૬ દૃષ્ટાંતો સાંભળીને જાણ્યું કે, તે અમારા સંબંધી કહેછે. પણ
જ્યારે તેઓએ તેને પકડવા ચાહ્યો ત્યારે લોકોથી તેઓ
બિહીધા, કાંજે લોકો તેને ભવિષ્યવાદી જેવો માનતા હતા.

૨૨ ત્યારે ઇસુએ ઉત્તર દેતાં વળી તેઓને દૃષ્ટાંતોમાં કહ્યું
૨ કે, આકાશનું રાજ્ય એક રાજાના સરખું છે, જેણે પોતાના
૩ દીકરાના લગ્નનું જમણ કીધું. અને લગ્નમાં નહોતરાએ-
લાઓને તેડવા સારૂ તેણે પોતાના ચાકરોને મોકલ્યા, પણ
૪ તેઓએ આવવા ન ચાહ્યું. વળી તેણે બીજા ચાકરોને
મોકલતાં કહ્યું કે, નહોતરાએલાઓને કહો, જુઓ, મેં મારૂં
જમણ તૈયાર કીધું છે, મારા બળદ તથા પુષ્ટ જનાવરો
૫ કાપ્યાં છે, ને સઘળાં તૈયાર છે, લગ્નમાં આવો. પણ તેઓએ
એ ગણકારયું નહિ; ને એક પોતાના ખેતરમાં, ને બીજો
૬ પોતાના વેપાર પર ગયો; અને બાકીઓએ તેના ચાકરોને
૭ પકડયા, ને સતાવીને મારીનાખ્યા. ત્યારે રાજા સાંભળીને
ગુસ્સે થયો, ને પોતાનું લશ્કર મોકલીને તે ખુનીઓને મારી-
૮ નાખ્યા, ને તેઓનું નગર બાળીનાખ્યું; પછી તે પોતાના
ચાકરોને કહેછે કે, લગ્નનું જમણ તૈયાર છે ખરૂં, પણ
૯ નહોતરાએલા યોગ્ય ન હતા. એ માટે તમે રસ્તાઓના
નાકા પર જાઓ, ને જેટલા તમને મળે તેટલાને લગ્નમાં
૧૦ બોલાવો. અને તે ચાકરોએ બહાર રસ્તાઓમાં જઈને
ભુંડા ભલા જેટલા તેઓને મળ્યા તે સઘળાને એકઠા કીધા,
૧૧ એટલે બેસનારાઓથી લગ્નની ભરતી થઈ. અને બેસનારા-
ઓને જોવા સારૂ રાજા માંહે આવ્યો, ત્યારે તેણે ત્યાં લગ્નનો
૧૨ પોશાક પહેરચા વગરના એક જણને દીઠો. ત્યારે તે તેને
કહેછે કે, ઓ મિત્ર, તું લગ્નના પોશાક વિના હિયાં કેમ

આવ્યો? ને તે અણબોલ્યો રહ્યો. ત્યારે રાજાએ ચાકરોને ૧૩
કહ્યું કે, એના હાથ પગ બાંધીને એને લઈજાઓ, ને બહારના
અંધારામાં ફેંકીદો; ત્યાં રડવું ને દાંત પીસવું થશે. કેમકે ૧૪
તેડેલા ઘણા, પણ પસંદ કરેલા થોડા છે.

ત્યારે ફરોશીઓએ જઈને બોલવામાં તેને શી રીતે ફાંદામાં ૧૫
નાખે, તે સંબંધી મનસુબો કીધો. પછી તેઓએ પોતાના ૧૬
શિષ્યોને હેરોદીઓ સુદ્ધાં તેની પાસે મોકલીને કહ્યું કે, ઓ
ઉપદેશક, અમે જાણિયેછિયે કે તું સાચો છે, ને સાચાઈથી
દેવનો માર્ગ બતાવેછે, ને તું કોઈની ચિંતા નથી કરતો, કાંજે
માણસોનું મોહો તું નથી રાખતો; માટે તું શું ધારેછે? ૧૭
કાઈસારને કર આપવો ઉચિત છે કે નહિ? તે અમને કહે.
પણ ઈશુએ તેઓની ભુંડાંઈ જાણીને કહ્યું કે, ઓ ઢોંગીઓ, તમે ૧૮
મારૂં પરીક્ષણ કેમ કરોછો? કરનું નાણું મને દેખાડો. ત્યારે ૧૯
તેઓ એક દીનાર તેની પાસે લાવ્યા. ત્યારે તે તેઓને કહેછે ૨૦
કે, આ સુરત ને સિક્કો કોણનાં છે? તેઓ તેને કહેછે કે ૨૧
કાઈસારનાં. ત્યારે તે તેઓને કહેછે કે, જે કાઈસારનાં તે
કાઈસારને, તથા જે દેવનાં, તે દેવને ભરી આપો. અને એ ૨૨
સાંભળીને તેઓ અચરત થયા, ને તેને મૂકીને ચાલ્યા ગયા.

તેજ દહાડે સાદુકી જે કહેછે કે, પુનરૂત્થાન નથી, તેઓએ ૨૩
તેની પાસે આવીને તેને પૂછતાં કહ્યું, ઓ ઉપદેશક, મુસાએ ૨૪
કહ્યું છે કે, જો કોઈ નછોરવો મરીજાય, તો તેનો ભાઈ તેની
બાયડીને પરણે, ને પોતાના ભાઈને સારૂ વંશ ઉપજાવે. તો ૨૫
અમારામાં સાત ભાઈ હતા, ને પહેલો પરણીને મરીગયો, ને
તે નછોરવો છતાં પોતાના ભાઈને સારૂ પોતાની બાયડી
મૂકીગયો. તે પ્રમાણે બીજો તથા ત્રીજો સાતમા સુધી ૨૬
મરીગયા. અને સહુથી છેલ્લી તે બાયડી પણ મરીગઈ. ૨૭
એ માટે પુનરૂત્થાનમાં પેલા સાતોમાંની કોણની બાયડી તે ૨૮
થશે? કાંજે તે સહુની થઈ હતી. ત્યારે ઈશુએ ઉત્તર દેતાં ૨૯
તેઓને કહ્યું કે, ધર્મલેખો તથા દેવનો પરાક્રમ ન જાણતાં તમે
ચુકોછો. કેમકે પુનરૂત્થાનમાં તેઓ પરણતા નથી, પરણા- ૩૦

૩૧ વતા નથી, પણ આકાશમાંના દેવના દૂતો સરખા છે. અને
મરીગએલાઓના પુનરૂત્થાન સંબંધી દેવે જે તમને કહ્યું તે શું
૩૨ તમે નથી વાંચ્યું? કે "હું ઈબ્રાહીમનો દેવ, તથા ઈસહાકનો
દેવ, તથા યાકુબનો દેવ છું;" દેવ મુએલાંઓનો દેવ નથી,
૩૩ પણ જીવતાંઓનો છે. ત્યારે લોકો એ સાંભળીને તેના
ઉપદેશથી અચરત થયા.

૩૪ અને ફરોશીઓએ સાંભળ્યું કે, તેણે સાદુકીઓનું મોહો બંધ
૩૫ કીધું, ત્યારે તેઓ એકઠા થયા; અને તેઓમાંથી એક પંડિતે
૩૬ તેનું પરીક્ષણ કરવાં સારૂ તેને પુછતાં કહ્યું કે, ઓ ઉપદેશક,
૩૭ નિયમશાસ્ત્રમાં કયી આજ્ઞા મોટી છે? ત્યારે ઈશુએ તેને કહ્યું કે,
"પ્રભુ જે તારો દેવ, તે પર તું તારા આખા હૃદયથી, ને તારા
૩૮ આખા જીવથી, ને તારા આખા મનથી પ્રીતિ કર." પહેલી
૩૯ ને મોટી આજ્ઞા એ છે. અને બીજી એના સરખી છે કે, "જેવી
૪૦ પોતા પર તેવી પોતાના પડોશી પર તું પ્રીતિ કર." આ બે
આજ્ઞા આખા નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓનો પાયો છે.

૪૧ અને ફરોશીઓ એકઠા મળેલા હતા, ત્યારે ઈશુએ તેઓને
૪૨ પુછતાં કહ્યું કે, મસીહ સંબંધી તમે શું ધારોછો? તે
૪૩ કોણનો દીકરો છે? તેઓ તેને કહેછે કે, દાવુદનો. તે
તેઓને કહેછે, તો દાવુદ આત્માવડે તેને પ્રભુ કેમ કહેછે?
૪૪ [જેમકે,] "પ્રભુએ મારા પ્રભુને કહ્યું કે, તારા શત્રુઓને હું
૪૫ તારૂં પાદાસન કરૂં ત્યાં સુધી તું મારી જમણી ગમ બેસ." હવે
જો દાવુદ તેને પ્રભુ કહેછે, તો તે શી રીતે તેનો દીકરો છે?
૪૬ અને એક પણ શબ્દનું ઉત્તર કોઈ આપી શક્યો નહિ, ને તે
દહાડેથી તેને કંઈ પુછવાને કોઈએ છાતી ચલાવી નહિ.

૨૩ ત્યારે ઈશુએ લોકોને તથા પોતાના શિષ્યોને કહ્યું કે,
૨ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ મુસાના આસન પર બેસેછે;
૩ એ માટે જે કંઈ તેઓ તમને પાળવાનું કહે, તે પાળો ને કરો;
પણ તેઓનાં કામ પ્રમાણે ન કરો, કાંજે તેઓ કહેછે, પણ
૪ કરતા નથી. કેમકે ભારે તથા ઉચકવાને અઘરા બોજો તેઓ

બાંધીને માણસોની ખાંધો પર મૂકેછે, પણ તેઓ પોતે પોતાની
એક આંગળીએ તેને ઉપાડવા ચાહાતા નથી. અને લોકો ૫
જુએ તે માટે તેઓ પોતાનાં સઘળાં કામ કરેછે; તેઓ
પોતાનાં સ્મરણપત્રોને પહોળાં બનાવેછે, ને પોતાનાં લુગડાંનાં
ફુમતાં પણ મોટાં કરેછે. વળી જમણવારોમાં મુખ્ય જગ્યાઓ, ૬
તથા સભાસ્થાનોમાં મુખ્ય આસનો, તથા ચહુટાંઓમાં ૭
સલામો, તથા માણસ તેઓને સ્વામી, સ્વામી, કહે એ તેઓ
ચાહેછે. પણ તમે સ્વામી ન કહેવાઓ; કેમકે એકજ તમારો ૮
સ્વામી ખ્રીસ્ત છે, ને તમે સઘળા ભાઈ છો. અને પૃથ્વી પર ૯
તમે કોઈને તમારો બાપ ન કહો, કાંજે એક જે આકાશમાં, તે
તમારો બાપ છે. અને તમે ગુરૂ ન કહેવાઓ, કેમકે એક, જે ૧૦
ખ્રીસ્ત, તે તમારો ગુરૂ છે. પણ તમારામાંનો જે મોટો તે ૧૧
તમારો સેવક થાય. અને જે કોઇ પોતાને ઉંચો કરશે, તે ૧૨
નીચો કરાશે; ને જે કોઇ પોતાને નીચો કરશે, તે ઉંચો કરાશે.
અને ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને ૧૩
અફસોસ; કેમકે આકાશનું રાજ્ય લોકોની સામા તમે બંધ
કરોછો; કાંજે તેમાં તમે પોતે પેસતા નથી, ને જે પેસેછે તેઓને
તમે પેસવા દેતા નથી. ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ૧૪
ઢોંગીઓ, તમને અફસોસ; કેમકે વિધવાઓનાં ઘરોને તમે
ખાઈજાઓછો, ને ઢોંગથી લાંબી પ્રાર્થનાઓ કરોછો; તે સારૂ
તમે વત્તો દંડ ભોગવશો. ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ૧૫
ઢોંગીઓ, તમને અફસોસ; કેમકે તમે એક શિષ્ય મેળવવા
સારૂ સમુદ્રે તથા પૃથ્વીએ ફરીવળોછો; ને જ્યારે તે થયો ત્યારે
તમે તેને પોતા કરતાં બમણો નરકનો દીકરો બનાવોછો. ઓ ૧૬
આંધળા દોરનારાઓ, તમને અફસોસ; તમે કહોછો કે, જો
કોઈ મંદિરના સમ ખાયછે તો કંઇ નહિ, પણ જો કોઈ મંદિરના
સુંનાના સમ ખાયછે તો તે બંધાયલો છે. ઓ મૂર્ખો તથા ૧૭
આંધળાઓ, વત્તું મોટું કયું? સુંનું, કે સુંનાને પવિત્ર કરનારૂં
મંદિર? અને જો કોઈ હોમવેદીના સમ ખાયછે તો તે કંઇ ૧૮
નહિ, પણ જો કોઈ તે પરના અર્પણના સમ ખાયછે તો તેથી

૧૯ બંધાયલો છે. એ મૂર્ખો તથા આંધળાઓ, વત્તું મોટું
૨૦ કયું? અર્પણ કે અર્પણને પવિત્ર કરનારી હોમવેદી? એ
માટે જે કોઈ હોમવેદીના સમ ખાયછે, તે તેના તથા જે સઘળાં
૨૧ તે પર છે તેના પણ સમ ખાયછે. અને જે કોઈ મંદિરના સમ
ખાયછે, તે તેના તથા તેમાં જે રહેછે તેના પણ સમ ખાયછે.
૨૨ અને જે આકાશના સમ ખાયછે, તે દેવના આસનના તથા તે
પર બેસનારના પણ સમ ખાયછે.
૨૩ એ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ;
કેમકે ફુદનાનો તથા સુવાનો તથા જીરાનો દસમો ભાગ તમે
આપોછો; પણ નિયમશાસ્ત્રની ભારે વાતોને, એટલે ન્યાય-
કરણ તથા દયા તથા વિશ્વાસને તમે મૂકીદીધાં છે; તમારે તે
૨૪ કરવાં, ને એ ન મૂકવાં જોઈતાં હતાં. એ આંધળા દોર-
નારાઓ, તમે મચ્છરને ગાળી કહાડોછો, પણ ઉંટને ગળી-
૨૫ જાઓછો. એ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને
અફસોસ; કાંજે તમે થાળી વાટકો બહારથી શુદ્ધ કરોછો,
૨૬ પણ માંહે જુલમ તથા અન્યાય ભરેલા છે. એ આંધળા
ફરોશી, તું પહેલાં થાળી વાટકો માંહેથી શુદ્ધ કર, કે તેઓનું
બહારનું પણ શુદ્ધ થઈજાય.
૨૭ એ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ;
કેમકે ધોળેલી કબરના જેવા તમે છો, જે બહારથી શોભાવંતી
દેખાયછે ખરી, પણ માંહે મુડદાંનાં હાડકાંએ તથા હરેક
૨૮ અશુદ્ધપણાએ ભરેલી છે. તેમ તમે પણ માણસોની આગળ
બહારથી ન્યાયી દેખાઓછો ખરા, પણ માંહેથી ઢોંગે તથા
૨૯ ભુંડાઈએ ભરેલા છો. એ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ,
ઢોંગીઓ, તમને અફસોસ; કેમકે તમે ભવિષ્યવાદીઓની
૩૦ કબરો બાંધોછો, ને ન્યાયીઓની કબરો શોભાવંતી કરોછો; ને
કહોછો કે, જો અમે અમારા બાપદાદાઓના દહાડાઓમાં
હોત, તો તેઓની સાથે ભવિષ્યવાદીઓના ખૂનમાં અમે
૩૧ ભાગિયા ન થાત. એથી તમે પોતા સંબંધી સાક્ષી આપોછો
૩૨ કે ભવિષ્યવાદીઓને મારીનાખનારાઓના દીકરા તમે છો. તો

તમે પોતાના બાપદાદાઓનું માપ પુરૂં ભરો. ઓ સર્પો, ૩૩
સાપોલીઆંના વંશ, નરકના દંડથી તમે શી તરેહ બચશો? એ ૩૪
માટે, જુઓ, ભવિષ્યવાદીઓને તથા જ્ઞાનીઓને તથા શાસ્ત્રી-
ઓને હું તમારી પાસે મોકલુંછું, ને તમે તેઓમાંના કેટલાએકને
મારીનાખશો, ને વધસ્તંભે જડશો, ને તેઓમાંના કેટલાએકને
તમારાં સભાસ્થાનોમાં કોરડા મારશો, ને નગરે નગર તેઓની
પુઠે લાગશો; કે ન્યાયી હાબેલના લોહીથી તે બારખીઆના ૩૫
દીકરા જાખરીઆ, જેને મંદિરની તથા હોમવેદીની વચ્ચે તમે
મારીનાખ્યો હતો, તેના લોહી સુધી જે બધા ન્યાયીઓનું લોહી
પૃથ્વી પર વેહેવડાવ્યું હતું, તે તમ પર આવે. હું તમને ખચીત ૩૬
કહુંછું કે એ બધું આ પેઢી પર આવશે.

ઓ યરૂશાલેમ, યરૂશાલેમ, ભવિષ્યવાદીઓને મારી- ૩૭
નાખનાર, ને જેઓને તારી પાસે મોકલ્યા છે તેઓને
પત્થરે મારનાર, જેમ મરઘી પોતાનાં બચ્ચાંને પાંખો તળે
એકઠાં કરેછે, તેમ તારાં છેયાંને એકઠાં કરવાનું મેં કેટલીવાર
ચાહ્યું, પણ તમે ચાહ્યું નહિ! જુઓ, તમારે સારૂ તમારૂં ઘર ૩૮
ઉજડ મૂકાયું છે. કેમકે હું તમને કહુંછું કે, પ્રભુને નામે જે ૩૯
આવેછે તે આશીર્વાદિત છે, એવું કહેશો ત્યાં સુધી હવેથી તમે
મને નહિજ દેખશો.

**પ**છી ઈસુ નીકળીને મંદિર પાસેથી જતો હતો, ને તેના **૨૪**
શિષ્યો તેને મંદિરની બાંધણીઓ દેખાડવાને પાસે આવ્યા.
ત્યારે ઈસુએ તેઓને કહ્યું કે, શું તમે એ બધાં નથી દેખતા? હું ૨
તમને ખચીત કહુંછું કે પડાશે નહિજ, એવો પત્થર પર પત્થર
એક પણ હિયાં રહેવા દેવાશે નહિ.

પછી જૈતુનના પહાડ પર તે બેઠો હતો, ત્યારે શિષ્યોએ ૩
એકાંત તેની પાસે આવીને કહ્યું કે, એ બધું કયારે થશે? ને
તારા આવવાની તથા એ કાળની સમાપ્તિની શી નિશાણી
થશે? તે અમને કહે. ત્યારે ઈસુએ ઉત્તર આપતાં તેઓને ૪
કહ્યું કે, તમને કોઈ ન ભુલાવે માટે સાવધાન રહો. કેમકે ૫

મારે નામે ઘણા એમ કહેતા આવશે કે, હું તે ખ્રીસ્ત છું, ને
૬ ઘણાને ભુલાવશે. અને લડાઈઓ તથા લડાઈઓના સમા-
ચાર તમે સાંભળશો; ત્યારે જોજો, ગભરાતા ના, કેમકે એ
૭ બધું થવાની અગત્ય છે, પણ એટલામાં અંત નથી. કાંજે પ્રજા
પ્રજાને ઉલટી, તથા રાજ્ય રાજ્યને ઉલટું ચડશે, ને દકાળો
૮ તથા મરકીઓ તથા કેટલેએક ઠેકાણે ધરતીકંપો થશે. એ
૯ બધાં દુઃખોનો આરંભ છે. ત્યારે તેઓ તમને વિપત્તિમાં
નાખશે, ને તમને મારીનાખશે, ને મારા નામને લીધે સઘળા
૧૦ દેશોના તમારો દ્વેષ કરશે. અને તે વેળા ઘણાઓ ઠોકર
ખાશે, ને એક બીજાને પરસ્વાધીન કરાવશે, ને એક બીજા
૧૧ પર વૈર કરશે. અને જુઠા ભવિષ્યવાદીઓ ઘણા ઉઠશે, ને
૧૨ ઘણાને ભુલાવશે. અને અન્યાય વધી જવાના કારણથી
૧૩ ઘણાઓનો પ્રેમ થંડો થઈજશે. પણ અંત સુધી જે ટકશે તે
૧૪ તારણ પામશે. અને સર્વ દેશનાઓને સાક્ષી થવા સારૂ
રાજ્યની આ સુવાર્ત્તા આખા જગતમાં પ્રગટ કરાશે; ને
ત્યારે અંત આવશે.

૧૫ એ માટે ઉજડની અમંગળપણા[ની નિશાણી] જે સંબંધી
દાનીએલ ભવિષ્યવાદીએ કહેલું છે, તેને જયારે તમે
પવિત્ર જગ્યાએ ઉભેલી જુઓ (જે વાંચે તે સમજે),
૧૬ ત્યારે જે યહુદામાં હોય તે પહાડો પર નહાસે; ધાબા
૧૭ પર જે હોય તે પોતાના ઘરમાંથી કંઈ લેવાને ન ઉતરે;
૧૮ ને ખેતરમાં જે હોય તે પોતાનાં લુગડાં લેવાને પાછો ન ફરે.
૧૯ અને તે દહાડાઓમાં જે ગર્ભવતી છે, તથા જે ધવાડેછે,
૨૦ તેઓને અફસોસ છે.. પણ તમારૂં નહાસવું શીઆળામાં કે
૨૧ વિશ્રામવારે ન થાય તે માટે તમે પ્રાર્થના કરો. કેમકે તે વેળા
મોટી વિપત્તિ પડશે, એવી કે જગતના આરંભથી અમણા
૨૨ સુધી પડી નથી, ને કદી પડશે પણ નહિ. અને જો તે દહાડા
ઓછા ન કરાય તો કોઈ માણસ બચી ન શકે; પણ પસંદ
૨૩ કરેલાંઓને સારૂ તે દહાડા ઓછા કરાશે. ત્યારે જો કોઈ
તમને કહેશે કે, જુઓ, તે ખ્રીસ્ત હિયાં અથવા ત્યાં છે, તો તમે

માનતા ના; કેમકે મિથ્યા ખ્રીસ્ત તથા મિથ્યા ભવિષ્ય- ૨૪
વાદીઓ ઉઠશે, ને એવા મોટા ચમત્કાર તથા અદભુત કામ
દેખાડશે કે જો બનીશકે તો પસંદ કરેલાંઓને પણ તેઓ
ભુલાવશે. જુઓ, મેં અગાઉથી તમને કહ્યું છે. એ માટે જો ૨૫
તેઓ તમને કેહે કે, જુઓ, તે રાનમાં છે, તો બહાર ન જતા; ૨૬
જુઓ, તે ઓરડીઓમાં છે, તો ન માનતા. કેમકે જેમ વીજળી ૨૭
પૂર્વેથી નીકળીને પશ્ચિમ સુધી ચમકેછે, તેમજ માણસના
દીકરાનું આવવું થશે. જ્યાં મુડદું હશે, ત્યાંજ ગીદ્દો એકઠા થશે. ૨૮
અને તે દહાડાઓની વિપત્તિ પછી, તરત સુરજ અંધ- ૨૯
કારરૂપ થઈજશે, ને ચંદ્ર પોતાનું અજવાળું નહિ આપશે, ને
આકાશથી તારા પડશે, ને આકાશનાં પરાક્રમો હલવાશે.
અને ત્યારે માણસના દીકરાની નિશાણી આકાશમાં દેખાશે, ૩૦
ને ત્યારે પૃથ્વી પરનાં સઘળાં કુળો શોક કરશે; અને માણસનાં
દીકરાને પરાક્રમે તથા મોટા મહિમાએ આકાશના મેઘ
પર આવતો તેઓ દેખશે. અને રણશીંગડાના મોટા ૩૧
અવાજ સુદ્ધાં તે પોતાના દૂતોને મોકલશે, ને તેઓ ચારે
દિશામાંથી આકાશના એક છેડાથી બીજા છેડા સુધી, તેનાં
પસંદ કરેલાંઓને એકઠાં કરશે.
હવે અંજીરી પરનું દૃષ્ટાંત શીખો. જ્યારે તેની ડાળી ૩૨
કુમળીજ છે, ને પાતરાં ફુટી નીકળેછે, ત્યારે તમે જાણોછો
કે ઉનાળો પાસે આવ્યો. એમજ જ્યારે તમે તે બધાં ૩૩
જોશો, ત્યારે જાણો કે તે પાસે, બારણા આગળજ છે. હું ૩૪
તમને ખચીત કહુંછું કે, એ બધાં પુરાં થશે ત્યાં સુધી આ
પેહેડી ગુજરી નહિ જશે. આકાશ તથા પૃથ્વી ટળીજશે, ૩૫
પણ મારી આ વાતો નહિજ ટળીજશે. પણ તે દહાડા તથા ૩૬
તે ઘડી સંબંધી એકલા મારા બાપ વગર કોઈને માલમ નથી;
આકાશમાં દૂતોને પણ નથી. અને જેમ નુહના સમયમાં ૩૭
થયું, તેમજ માણસના દીકરાનું આવવું પણ થશે. કેમકે ૩૮
જેમ જલપ્રલયની અગાઉ નુહ વહાણમાં ચડી બેઠો ત્યાં સુધી
તેઓ ખાતા પીતા, ને પરણતા પરણાવતા હતા; અને જલ- ૩૯

પ્રલય આવીને સહુને તાણી લઈ ગયો ત્યાં સુધી તેઓ ન સમ-
૪૦ જ્યા, તેમજ માણસના દીકરાનું આવવું પણ થશે. ત્યારે બે
૪૧ માણસ ખેતરમાં હશે, એક લેવાશે, ને બીજો પડતો મૂકાશે. બે
સ્ત્રીઓ ઘંટીએ દળતી હશે, એક લેવાશે, ને બીજી પડતી મૂકાશે.
૪૨ માટ જાગતા રહો, કેમકે તમારો પ્રભુ કયી ઘડીએ આવશે,
૪૩ એ તમે જાણતા નથી. પણ એ જાણો કે ચોર કયે પહોરે
આવશે, એ જો ઘરબારી જાણતો હોત, તો તે જાગતો રહેત,
૪૪ ને પોતાના ઘરમાં ખાતર પાડવા ન દેત. એં માટે તમે પણ
તૈયાર થઈ રહો; કેમકે જે વેળાએ તમે ધારતા નથી તે
૪૫ વેળાએ માણસનો દીકરો આવશે. તો જે ચાકરના ધણીએ
પોતાના ઘરનાને ઠીક વખતે ખાવાનું આપવા સારૂ તેને
૪૬ રાખ્યો, તે વિશ્વાસુ તથા બુદ્ધિવાન ચાકર કોણ છે? જેને
૪૭ તેનો પ્રભુ આવીને એમ કરતો દેખશે તે ચાકરને ધન્ય છે. હું
તમને ખચીત કહુંછું કે, તે તેને પોતાની બધી સંપત્તિ પર
૪૮ ઠરાવશે. પણ જો તે ભુંડો ચાકર પોતાના મનમાં કહેશે કે,
૪૯ મારો ધણી આવતાં વાર લગાડેછે; ને તે બીજા ચાકરોને
મારવા તથા પીધેલાઓની સાથે ખાવા તથા પીવા લાગશે,
૫૦ તો જે દહાડે તે વાટ જોતો નથી, ને જે ઘડી તે જાણતો નથી,
૫૧ તેમાં તે ચાકરનો ધણી આવશે; ને તેને કાપાનાખશે, ને
તેનો ભાગ ઢોંગીઓની સાથે ઠરાવશે; ત્યાં રડવું ને દાંત
પીસવું થશે.

**૨૫ તો** આકાશના રાજ્યને દશ કુંઆરીઓની ઉપમા અપાશે,
કે જે પોતપોતાની મશાલો લઈને વરને મળવા સારૂ બહાર
૨ ગઈ. અને તેઓમાંની પાંચ બુદ્ધિવંતી ને પાંચ મૂર્ખી હતી.
૩ કાંજે મૂર્ખીઓએ પોતાની મશાલો લીધી, પણ સાથે તેલ ન લીધું.
૪ પણ બુદ્ધિવંતીએ પોતાની કુપ્પામાં તેલ પોતાની મશાલો સાથે
૫ લીધું. અને વરને વાર લાગી એટલામાં તે સર્વે ઝોકા ખાઈને
૬ ઉંઘીગઈ. અને અરધી રાત્રે બૂમ પડી કે, જુઓ, વર આવેછે,
૭ તેને મળવાને નીકળો. ત્યારે તે સઘળી કુંઆરીઓએ ઉઠીને

પોતપોતાની મશાલો તૈયાર કીધી. અને મૂર્ખીઓએ બુદ્ધિ- ૮
વંતીને કહ્યું કે, તમારા તેલમાંથી અમને આપો, કેમકે અમારી
મશાલો હોલવાઈ જાયછે. પણ બુદ્ધિવંતીએ ઉત્તર દેતાં કહ્યું કે, ૯
કદાસને અમને તથા તમને પુરૂં નહિ પડશે, માટે તમે વેચના-
રાઓની પાસે જાઓ, ને પોતપોતાને સારૂ વેચાતું લો. અને ૧૦
તેઓ વેચાતું લેવા ગઈ એટલામાં વર આવી પોહોંચ્યો, ને
જેઓ તૈયાર હતી તેઓ તેની જોડે વેહેવામાં ગઈ, ને બારણું
બંધ કરાયું. પછી તે બીજી કુંઆરીઓએ આવીને કહ્યું કે, ૧૧
ઓ પ્રભુ, પ્રભુ, અમારે સારૂ ઉઘાડ. પણ તેણે ઉત્તર દેતાં કહ્યું, ૧૨
હું તમને ખચીત કહુંછું કે હું તમને નથી ઓળખતો. માટે તમે ૧૩
જાગતા રહો, કેમકે જે દહાડે અથવા જે ઘડીએ માણસનો
દીકરો આવશે એ તમે જાણતા નથી.

કેમકે [તેનું આવવું] એક માણસના જેવું છે, જેણે પરદેશ ૧૪
જતાં પોતાના ચાકરોને તેડીને પોતાની સંપત્તિ તેઓને સોંપી.
એકને તેણે પાંચ તાલંત, ને બીજાને બે, ને ત્રીજાને એક, ૧૫
હરેકને પોતપોતાની શકિત પ્રમાણે આપ્યું; ને તરત તે પરદેશ
ગયો. પછી જે પાંચ તાલંત પામ્યો હતો, તે જઈને તેથી વેપાર ૧૬
કરીને બીજાં પાંચ તાલંત કમાયો. તેમજ જેને બે, તે પણ ૧૭
બીજાં બે કમાયો. પણ જે એક પામ્યો હતો તેણે જઈને ભુંઈ ૧૮
ખોદીને પોતાના ધણીનું નાણું દાટી મુકયું; અને લાંબી મુદ્દત ૧૯
પછી તે ચાકરોનો ધણી આવેછે, ને તેઓ પાસેથી હિસાબ લેછે.
ત્યારે જે પાંચ તાલંત પામ્યો હતો તે બીજાં પાંચ તાલંત પણ ૨૦
લેતો આવ્યો, ને તેણે કહ્યું કે, પ્રભું, તેં મને પાંચ તાલંત સોંપ્યાં
હતાં; જો, હું તે ઉપરાંત બીજાં પાંચ તાલંત કમાયો. ત્યારે ૨૧
તેના પ્રભુએ તેને કહ્યું કે, શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર,
તું થોડા પર વિશ્વાસુ થયો; હું તને ઘણા પર ઠરાવીશ, તું
તારા પ્રભુના આનંદમાં પેસ. અને જેને બે તાલંત મળ્યાં હતાં, ૨૨
તેણે પણ પાસે આવીને કહ્યું કે, પ્રભુ, તેં મને બે તાલંત સોંપ્યાં
હતાં; જો, હું તે ઉપરાંત બીજાં બે તાલંત કમાયો. તેના ૨૩
પ્રભુએ તેને કહ્યું કે, શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર, તું

થોડા પર વિશ્વાસુ થયો ; હું તને ઘણા પર ઠરાવીશ, તું તારા
૨૪ પ્રભુના આનંદમાં પેસ. પછી જેને એક તાલંત મળ્યું હતું,
તેણે પાસે આવીને કહ્યું કે, પ્રભુ, જ્યાં તેં નથી વાવ્યું ત્યાંથી તું
કાપનાર, ને જ્યાં તેં નથી વિખેર્યું ત્યાંથી તું એકઠું કરનાર
૨૫ છે, એવો કરડો માણસ મેં તને જાણ્યો. માટે હું બિહીધો, ને
જઈને તારા તાલંતને મેં ભુંઈમાં દાટીમુકયું; જો, જે તારૂં તે
૨૬ તને પોહોંચ્યું છે. અને તેના પ્રભુએ ઉત્તર દેતાં તેને કહ્યું કે,
અરે ભુંડા તથા આળસુ ચાકર, જ્યાં મેં નથી વાવ્યું ત્યાંથી હું
કાપુંછું, ને જ્યાં મેં નથી વિખેર્યું ત્યાંથી હું એકઠું કરૂંછું, એમ
૨૭ તેં જાણ્યું હતું, તો મારૂં નાણું તારે નાણાવટીઓને આપવું
૨૮ જોઈતું હતું કે, હું આવીને વ્યાજ સુદ્ધાં મારૂં પામી લેત. એ
માટે એની પાસેથી તાલંત લઈને જેની પાસે દસ તાલંત છે તેને
૨૯ આપો. કેમકે જે હરેકને છે તેને અપાશે, ને તેનું ઘણું થશે ;
પણ જેને નથી, તેનું જે છે તે પણ તેની પાસેથી લીધામાં
૩૦ આવશે. અને તે નકામા ચાકરને બહારના અંધકારમાં કહાડી
મૂકો, ત્યાં રડવું ને દાંત પીસવું થશે.
૩૧ અને જ્યારે માણસનો દીકરો પોતાના મહિમાએ સર્વે
પવિત્ર દૂતો સુદ્ધાં આવશે, ત્યારે તે પોતાના મહિમાના
૩૨ રાજ્યાસન પર બેસશે. અને સર્વે લોક તેની આગળ એકઠા
કરાશે ; ને જેમ ઘેટાંપાળક ઘેટાંને બકરાંથી જુદાં પાડેછે, તેમ
૩૩ તે તેઓને એક બીજાથી જુદા પાડશે. અને ઘેટાંને તે પોતાની
૩૪ જમણીગમ, ને બકરાંને ડાબીગમ રાખશે. ત્યારે રાજા
પોતાની જમણીગમનાઓને કહેશે કે, મારા બાપના આશી-
ર્વાદિતો તમે આવો, જે રાજ્ય જગતનો પાયો નાખ્યા અગાઉ
૩૫ તમારે સારૂ તૈયાર કીધેલું છે તેનો વારસો લો. કેમકે હું
ભુખ્યો હતો, ત્યારે તમે મને ખાવાને આપ્યું, હું તરસ્યો હતો,
ત્યારે તમે મને પાયું ; હું પારકો હતો, ત્યારે તમે મને પરોણો
૩૬ રાખ્યો ; હું નાગો હતો, ત્યારે તમે મને પેહેરાવ્યું ; હું માંદો
હતો, ત્યારે તમે મને જોવા આવ્યા ; હું કેદમાં હતો, ત્યારે
૩૭ તમે મારી પાસે આવ્યા. ત્યારે ન્યાયીઓ તેને ઉત્તર દેતાં

કહેશે કે, પ્રભુ, કયારે અમે તને ભુખ્યો દેખીને ખવાડયું,
અથવા તરસ્યો દેખીને પાયું? ને ક્યારે અમે તને પારકો ૩૮
દેખીને પરોણો રાખ્યો, અથવા નાગો દેખીને પેહેરવાનું
આપ્યું? અને ક્યારે અમે તને માંદો અથવા કેદમાં જોઈને ૩૯
તારી પાસે આવ્યા? ત્યારે રાજા ઉત્તર દેતાં તેઓને કહેશે, ૪૦
હું તમને ખચીત કહુંછું કે, આ મારા ભાઈઓમાંના બહુ
નાનાઓમાંથી એકને તમે તે કીધું એટલે મને કીધું. પછી ૪૧
ડાબીગમનાઓને પણ તે કહેશે કે, ઓ શાપિતો, જે સર્વકાલિક
અગ્નિ શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કીધેલો છે, તેમાં
તમે મારી આગળથી જાઓ. કાંજે હું ભુખ્યો હતો, પણ તમે ૪૨
મને ખાવાને આપ્યું નહિ; હું તરસ્યો હતો, પણ તમે મને
પાયું નહિ; હું પારકો હતો, પણ તમે મને પરોણો રાખ્યો નહિ; ૪૩
નાગો, પણ તમે મને પેહેરાવ્યું નહિ, માંદો તથા કેદમાં, પણ
તમે મને જોવા નહિ આવ્યા. ત્યારે તેઓ પણ તેને ઉત્તર ૪૪
દેતાં કહેશેકે, પ્રભુ, ક્યારે અમે તને ભુખ્યો, કે તરસ્યો, કે પારકો,
કે નાગો, કે માંદો, કે કેદમાં દેખીને તારી સેવા નહિ કીધી?
ત્યારે તે તેઓને ઉત્તર દેતાં કહેશે, હું તમને ખચીત કહુંછું કે, ૪૫
આ બહુ નાનાઓમાંથી એકને તમે તે કીધું નહિ, એટલે મને
કીધું નહિ. અને તેઓ સર્વકાલિક શાસનમાં જશે, પણ ૪૬
ન્યાયી સર્વકાલિક જીવનમાં જશે.

**અ**ને ઈશુએ એ સર્વ વાતો પુરી કીધી ત્યારે એમ થયું કે **૨૬**
તેણે પોતાના શિષ્યોને કહ્યું, તમે જાણોછો કે બે દહાડા પછી ૨
પાસ્ખા પર્વ છે; ત્યારે માણસનો દીકરો વધસ્તંભે જડાવા
સારૂ પરસ્વાધીન કરાશે. ત્યારે મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ ૩
તથા લોકોના વડીલો કાયાફા નામે પ્રમુખ્ય યાજકની કચેરીમાં
એકઠા થયા; અને ઈશુને કપટથી પકડીને મારીનાખવા માટે ૪
મનસુબો કીધો. પણ તેઓએ કહ્યું કે, પર્વમાં નહિ, રખે ૫
લોકોમાં ગડબડ થાય.

અને ઈશુ બેથાનિયામાં સીમોન કોહોડિયાના ઘરમાં હતો. ૬

૭ ત્યારે એક બાયડી જેની કને આલાબાસ્તરની સીસીમાં ઘણું
મુલ્યવંત અત્તર હતું, તે તેની પાસે આવી, ને તે જમવા બેઠો
૮ હતો એટલામાં તેના માથા પર તેણીએ તે રેડયું. પણ તેના
શિષ્યોએ દીઠું ત્યારે ઘુસ્સે ભરાઈને કહ્યું કે, એ નુકશાન શા માટે?
૯ કેમકે એ અત્તર ઘણા મુલ્યથી વેચાત, ને દરિદ્રીઓને અપાત.
૧૦ ત્યારે ઈશુએ એ જાણીને તેઓને કહ્યું કે, એ બાયડીને તમે કેમ
તસ્દી દોછો? કાંજે એણે તો મારે સારૂ ઉત્તમ કામ કીધું છે.
૧૧ કેમકે દરિદ્રી સદા તમારી સાથે છે, પણ હું સદા તમારી સાથે
૧૨ નથી. તેણે એ અત્તર મારા શરીર પર રેડયું એ તો મારા
૧૩ દાટવાની તૈયારીને સારૂ તેણે કીધું. હું તમને ખચીત કહુંછું કે,
આ સુવાર્ત્તા આખા જગતમાં જ્યાં કહી પ્રસિદ્ધ કરાશે ત્યાં
એણે જે કીધું તે પણ એના સંભારણને સારૂ કહેવાશે.
૧૪ ત્યારે યહુદા ઈસકારીઓત કહેવાયલા તે બારમાંના એકે
૧૫ મુખ્ય યાજકોની પાસે જઈને કહ્યું કે, તેને હું તમારે સ્વાધીન
કરૂં તો તમે મને શું આપશો? ને તેઓએ તેની જોડે ત્રીસ
૧૬ રૂપૈઆ પઠયા. અને ત્યારથી તેણે તેને પરસ્વાધીન કરવાનો
લાગ શોધ્યા કીધો.
૧૭ અને બેખમીર રોટલીના [પર્વને] પહેલે દહાડે શિષ્યોએ
ઈશુની પાસે આવીને તેને કહ્યું કે, અમે તારે વાસ્તે પાસ્ખા
૧૮ ખાવા સારૂ કયાં તૈયાર કરિયે? તારી શી ઈચ્છા છે? ત્યારે
તેણે કહ્યું કે, નગરમાં ફલાણાની પાસે જઈને તેને કહો,
ઉપદેશક કહેછે કે, મારો સમય પાસે આવ્યો છે, હું મારા શિષ્યો
૧૯ સુદ્ધાં તારે ઘેર પાસ્ખા પાળીશ. અને ઈશુએ શિષ્યોને જેવી
આજ્ઞા આપી હતી, તેવું તેઓએ કીધું, ને પાસ્ખા તૈયાર
૨૦ કીધું. અને સાંજ પડયા પર બારોની સાથે તે જમવા બેઠો.
૨૧ અને તેઓ જમતા હતા ત્યારે તેણે કહ્યું, હું તમને ખચીત કહુંછું
૨૨ કે, તમારામાંનો એક મને પરસ્વાધીન કરશે. ત્યારે તેઓ ઘણા
શોકાતુર થયા, ને તેઓમાંનો હરેક તેને કહેવા લાગ્યો કે, પ્રભુ,
૨૩ શું તે હું છું? અને તેણે ઉત્તર દેતાં કહ્યું કે, મારી સાથે થાળીમાં
૨૪ જે હાથ ઘાલેછે તેજ મને પરસ્વાધીન કરશે. માણસના દીકરા

સંબંધી જેમ લખ્યું છે તેમ તે જાયછે ખરો ; પણ જે માણસથી
માણસનો દીકરો પરસ્વાધીન કરાયછે, તેને અફસોસ ; જો તે
માણસ જન્મ્યો ન હોત, તો એ તેને સારૂં હોત. ત્યારે તેને ૨૫
પરસ્વાધીન કરનાર યહુદાએ ઉત્તર દેતાં કહ્યું, રાબી, શું તે હું
છું ? તે તેને કહેછે કે તેં પોતેજ કહ્યું. અને તેઓ ભોજન ૨૬
કરતા હતા ત્યારે ઈશુએ રોટલી લઈને તથા આશીર્વાદ દઈને
ભાંજી, ને શિષ્યોને આપીને કહ્યું કે, લો, ખાઓ, એ મારૂં શરીર
છે. અને તેણે વાટકો લઈને તથા સ્તુતિ કરીને તેઓને ૨૭
આપતાં કહ્યું કે, તમે સહુ એમાંનું પીઓ. કેમકે એ નવા ૨૮
કરારનું મારૂં લોહી છે, જે પાપોના નિવારણ થવાને માટે ઘણાને
લીધે વહેવડાવાયછે. અને હું તમને કહુંછું કે, હું મારા બાપના ૨૯
રાજ્યમાં તમારી સાથે નવો પીશ; તે દહાડા સુધી દ્રાક્ષરસ
હવેથી હું પીનારજ નહિ.

પછી તેઓ ગીત ગાઈને જૈતુનના પહાડ પર બહાર ગયા. ૩૦
ત્યારે ઈશુ તેઓને કહેછે કે, તમે સહુ આજ રાત્રે મારા ૩૧
સંબંધી ઠોકર ખાશો ; કાંજે એમ લખ્યું છે કે હું ઘેટાંપાળકને
મારીશ, ને ટોળાનાં ઘેટાં વિખરાઈ જશે. પણ મારા ઉઠ્યા ૩૨
પછી હું તમારી અગાઉ ગાલીલમાં જઈશ. ત્યારે પીતરે ૩૩
ઉત્તર દેતાં તેને કહ્યું, જો બધા તારા સંબંધી ઠોકર ખાશે,
તો પણ હું કદી ઠોકર નહિ ખાઈશ. ઈશુએ તેને કહ્યું, હું તને ૩૪
ખચીત કહુંછું કે, આજ રાત્રે મરઘો બોલ્યા અગાઉ, ત્રણ વાર તું
મારો નકાર કરીશ. પીતર તેને કહેછે, જો તારી સાથે મારે ૩૫
મરવું પડે તો પણ હું તારો નકાર નહિજ કરીશ. બધા શિષ્યોએ
પણ એમજ કહ્યું.

ત્યારે ઈશુ તેઓની સાથે ગેથસેમાની કહેવાએલે ઠેકાણે ૩૬
આવેછે, ને શિષ્યોને કહેછે કે, હું ત્યાં જઈને પ્રાર્થના કરૂં ત્યાં
સુધી તમે હિયાં બેસો. અને પીતરને તથા જબીદીના બે ૩૭
દીકરાને સાથે લઈને પોતે શોકાતુર તથા ઉદાસ થવા લાગ્યો ;
ત્યારે તે તેઓને કહેછે કે, મારો જીવ મરવા જેવો ઘણો ૩૮
શોકાતુર છે, તમે હિયાં રહીને મારી સાથે જાગતા રહો. પછી ૩૯

તેણે થોડે આઘે જઈને હુંધે મોહોડે પડીને પ્રાર્થના કરતાં કહ્યું
કે, ઓ મારા બાપ, જો બનીશકે તો આ વાટકો મારાથી દૂર
કર; તો પણ મારી ઈચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઈચ્છા
૪૦ પ્રમાણે થાઓ. પછી શિષ્યોની પાસે તે આવેછે, ને તેઓને
ઉંઘતા દેખીને પીતરને કહેછે, શું તમે એક ઘડી પણ મારી સાથે
૪૧ જાગતા રહી નથી શકતા? તમે જાગતા રહો ને પ્રાર્થના કરો
કે તમે પરીક્ષણમાં ન આવો; આત્મા તત્પર છે ખરો, પણ
૪૨ શરીર અબળ છે. વળી બીજીવાર તેણે જઈને પ્રાર્થના કરતાં
કહ્યું, ઓ મારા બાપ, જો આ વાટકો મારા પીધા વગર મારી
૪૩ પાસેથી દૂર થઇ નહિં શકે તો તારી ઈચ્છા થાય. ત્યારે તેણે
આવીને બીજીવાર તેઓને ઉંઘતા દીઠા; કેમકે તેઓની આંખો
૪૪ ઉંઘથી ભારે થઇ હતી. પછી તેણે તેઓને મુકયા ને ફરી
૪૫ જઈને ત્રીજીવાર તેજ વાત કહેતાં પ્રાર્થના કીધી. ત્યારે તે
પોતાના શિષ્યોની પાસે આવીને તેઓને કહેછે કે, હવે ઉંઘ્યા
કરો, ને વિશ્રામો ખાઓ; જુઓ, ઘડી પાસે આવી છે, ને
માણસનો દીકરો પાપીઓના હાથમાં પરસ્વાધીન કરાયછે.
૪૬ ઉઠો, આપણે જઈએ; જુઓ, મને જે પરસ્વાધીન કરેછે તે
પાસે આવ્યો છે.
૪૭ અને તે એમ કહેતો હતો, એટલામાં જુઓ, તે બારોમાંનો
એક, એટલે યહુદા, આવ્યો; ને તેની જોડે મુખ્ય યાજકોની
તથા લોકોના વડીલોની પાસેથી ઘણા લોક તરવારો તથા સોટા
૪૮ લઇને આવ્યા. ત્યારે તેને પરસ્વાધીન કરનારે તેઓને નિશાણી
આપતાં કહ્યું કે, હું જેને ચુમીશ તેજ તે છે; તેને પકડી લો.
૪૯ અને તરત તેણે ઈશુની પાસે આવીને કહ્યું, રાબી, સુખી રહે;
૫૦ ને તેને ચુમ્યો; ને ઇશુએ તેને કહ્યું કે, મિત્ર, તું શા માટે આવ્યો
છે? ત્યારે તેઓએ પાસે આવીને, ઈશુ પર હાથ નાખીને
૫૧ તેને પકડી લીધો. પછી જુઓ, ઈશુના સાથીઓમાંના એકે
હાથ લાંબો કરીને પોતાની તરવાર કહાડી, ને પ્રમુખ્ય યાજકના
૫૨ ચાકરને મારીને તેનો કાન કાપી નાખ્યો. ત્યારે ઈશુ તેને
કહેછે કે, તારી તરવાર તેના મીઆનમાં પાછી ઘાલ; કેમકે

જે સઘળા તરવાર પકડેછે તેઓ તરવારથીજ નાશ પામશે. શું ૫૩
તું ધારેછે કે હું એવો શકિતમાન નથી કે જો બાપની પાસે
અમણા માગું, તો તે દૂતોની બાર ફોજ કરતાં વધારે મારી
પાસે મોકલી દેશે નહિ? તો જે ધર્મલેખો પ્રમાણે એવું થવાની ૫૪
જરૂર છે, તે કેમ પુરા થશે? તેજ વેળા ઈશુએ લોકોને કહ્યું કે, ૫૫
તમે તરવારો તથા સોટા લઈને જેમ ચોરને તેમ મને પકડવા
બહાર આવ્યા છો શું? હું નિત્ય મંદિરમાં તમારી પાસે ઉપદેશ
કરતાં બેસતો હતો; ને તમે મને નહિ પકડયો; પણ ૫૬
ભવિષ્યવાદીઓના લેખો પુરા થવા સારૂ એ બધું થવું જોઈએ.
ત્યારે બધા શિષ્યો તેને મૂકીને નહાઠા.

પછી જેઓએ ઈશુને પકડયો હતો, તેઓ જ્યાં શાસ્ત્રીઓ ૫૭
તથા વડીલો એકઠા થયા હતા ત્યાં કાયાફા પ્રમુખ્ય યાજકની
પાસે તેને લઈગયા. અને પીતર આઘો આઘો તેની પાછળ ૫૮
પ્રમુખ્ય યાજકની કચેરી સુધી ચાલ્યો, ને માંહે જઈને પરિણામ
જોવાને ભાલદારોની સાથે બેઠો. અને મુખ્ય યાજકોએ ૫૯
તથા વડીલોએ તથા આખી ન્યાયસભાએ ઈશુને મારી-
નાખવાને તેને ઉલટી જુઠી શાહેદી શોધી; પણ તેઓને ન ૬૦
જડી, ઘણા જુઠા સાક્ષી આવ્યા, તો પણ ન જડી; અંતે
બે જુઠા સાક્ષીઓએ આવીને કહ્યું કે, એણે કહ્યું, હું દેવના ૬૧
મંદિરને પાડીનાખવાને તથા ત્રણ દહાડામાં તેને પાછું
બાંધવાને સમર્થ છું. ત્યારે પ્રમુખ્ય યાજકે ઉઠીને તેને કહ્યું, ૬૨
શું તું કંઈ ઉત્તર નથી દેતો? એઓ તારે ઉલટી શી શાહેદી
આપેછે? પણ ઈશુ છાનો રહ્યો. ત્યારે પ્રમુખ્ય યાજકે ઉત્તર ૬૩
દેતાં તેને કહ્યું, હું તને જીવતા દેવના સમ ઘાલુંછું કે, તું ખ્રીસ્ત
જે દેવનો દીકરો તેજ છે કે નહિ, એ અમને કહે. ઈશુ ૬૪
તેને કહેછે કે, તેં કહ્યું; વળી હું તમને કહુંછું કે, હવે પછી
માણસના દીકરાને પરાક્રમના જમણા હાથ પર બેસતો તથા
આકાશના મેઘો પર આવતો તમે દેખશો. ત્યારે પ્રમુખ્ય ૬૫
યાજકે પોતાનાં લુગડાં ફાડીને કહ્યું કે, એણે દુર્ભાષણ કરયું છે;
આપણને બીજા શાહેદીઓની શી જરૂર છે? જુઓ, હવે તમે

૬૬ એનું દુર્ભાષણ સાંભળ્યું છે. તમે શું ધારોછો? ને તેઓએ
૬૭ ઉત્તર દેતાં કહ્યું કે, એ મરણદંડજોગ છે. ત્યારે તેઓએ તેના
મોહો પર થુંકીને તેને મુક્કી મારી; ને બીજાઓએ તેને થબડાકો
૬૮ મારતાં કહ્યું કે, ઓ ખ્રીસ્ત, તને કોણે મારયો એ અમને કહે.
૬૯ અને પીતર બહાર ચોકમાં બેઠો હતો, ત્યારે એક દાસીએ
તેની પાસે આવીને કહ્યું કે, તું પણ ગાલીલના ઈશુ જોડે હતો.
૭૦ પણ તેણે સહુની આગળ નકાર કરતાં કહ્યું કે, જે તું કહેછે તે
૭૧ હું કંઈ જાણતો નથી. અને તે બહાર પરસાળમાં આવ્યા પર
બીજીએ તેને દેખીને જેઓ ત્યાં હતા તેઓને કહ્યું કે, એ પણ
૭૨ ઈશુ નાજારીની જોડે હતો. પણ તેણે સમ ખાતાં ફરીથી
૭૩ નકાર કીધો કે, તે માણસને હું ઓળખતો નથી. અને થોડી
વાર પછી ઉભા રહેનારાઓએ પાસે આવીને પીતરને કહ્યું કે,
ખરાખરજ તું પણ તેઓમાંનો છે, કાંજે તારી બોલીથી પણ તું
૭૪ જણાયછે. ત્યારે તે શાપ દેવા તથા સમ ખાવા લાગ્યો કે, હું
૭૫ તે માણસને ઓળખતો નથી. ને તરતજ મરઘો બોલ્યો. ને
જે વાત ઈશુએ પીતરને કહી હતી કે, મરઘો બોલ્યા અગાઉ
ત્રણ વાર તું મારો નકાર કરીશ, તે તેણે સંભારી; ત્યારે
બહાર જઈને તે બહુ રડયો.

૨૭ અને સવાર થઈ, ત્યારે સર્વ મુખ્ય યાંજકોએ તથા લોકોના
વડીલોએ ઈશુને મારીનાખવા સારૂ તેને ઉલટો મનસુબો કીધો.
૨ પછી તેઓએ તેને બાંધ્યો ને તેને લઈ જઈને પોંતિઅસ પીલાત
હાકેમને સોંપ્યો.
૩ ત્યારે તે અપરાધી ઠરાવાયો, એવું જોઈને, તેને પરસ્વાધીન
કરનાર યહુદાએ પસ્તાવો કીધો, ને પેલા ત્રીસ રૂપીઆ મુખ્ય
૪ યાજકોની તથા વડીલોની પાસે પાછા લાવીને કહ્યું કે, નિર-
પરાધી લોહી પરસ્વાધીન કરયાથી મેં પાપ કીધું છે. ત્યારે
૫ તેઓએ કહ્યું કે, તેમાં અમારે શું? તે તું જાણ. પછી મંદિરમાં
રૂપીઆ ફેંકી દઈને તે નીકળ્યો; ને જઈને ફાંસી ખાધી.
૬ ત્યારે મુખ્ય યાજકોએ તે રૂપીઆ લઈને કહ્યું કે, એ લોહીનું

મુલ્ય છે, માટે ભંડારમાં એ મૂકવું ઉચિત નથી. પછી ૭
તેઓએ મનસુબો કરીને પરદેશીઓને દાટવા સારૂ તેથી
કુંભારનું ખેતર વેચાતું લીધું. તે માટે આજ સુધી તે ખેતર ૮
લોહીનું ખેતર કહેવાયછે. યરેમિયા ભવિષ્યવાદીએ જે કહ્યું હતું. ૯
તે ત્યારે પુરૂ થયું કે, "મુલ્ય ઠરાવેલું, જેનું મુલ્ય ઈસ્રાએલના
લોકે ઠરાવ્યું, તેના ત્રીસ રૂપીઆ તેઓએ લીધા; ને જેમ પ્રભુએ ૧૦
મને હુકમ કીધો, તેમ કુંભારના ખેતરને સારૂ આપ્યા."
અને ઈશુ હાકેમની સામા ઉભો રહ્યો, ને હાકેમે તેને ૧૧
પુછતાં કહ્યું કે, શું યહુદીઓનો રાજા તું છે? ત્યારે ઈશુએ
તેને કહ્યું કે, તું કહેછે. ને મુખ્ય યાજકોએ તથા વડીલોએ ૧૨
તેના પર બટ્ટો મુક્યા છતાં તેણે કંઈ ઉત્તર ન દીધું. ત્યારે ૧૩
પીલાત તેને કહેછે કે, તારે ઉલટી તેઓ કેટલી શાહેદી
આપેછે, એ શું તું નથી સાંભળતો? પણ તેણે તેને એક ૧૪
શબ્દનું પણ ઉત્તર ન દીધું; એથી હાકેમ ઘણો અચરત થયો.
હવે પર્વમાં જે એક બંદીવાનને લોકો ચાહે, તેને તેઓને ૧૫
સારૂ છોડીદેવાની હાકેમની રીત હતી. અને તે વેળા બારાબા ૧૬
કહેવાએલો તેઓનો એક પ્રખ્યાત બંદીવાન હતો. તે માટે ૧૭
તેઓ એકઠા થયા પર, પીલાતે તેઓને કહ્યું, તમે કોણને
ચાહોછો કે હું તમારે સારૂ છોડીદઉં? બારાબાને, કે ઈશુ જે
ખ્રીસ્ત કહેવાયછે તેને? કેમકે તેણે જાણ્યું કે તેઓએ ૧૮
અદેખાઈથી તેને સોંપ્યો હતો. અને ન્યાયાસન પર તે બેઠો, ૧૯
ત્યારે તેની બાયડીએ તેને કેહેવાડી મોકલ્યું કે તે ન્યાયીને
તું કંઈ કરતો ના, કાંજે આજ સ્વપ્નમાં તેને લીધે હું ઘણું
દુઃખ પામી છું. પણ મુખ્ય યાજકોએ તથા વડીલોએ લોકને ૨૦
સમજાવ્યા, કે તેઓ બારાબાને માગે, ને ઈશુને મારીનંખાવે.
હાકેમે ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, તમે તે બેમાંથી કોણને ૨૧
ચાહોછો કે હું તમારે સારૂ છોડીદઉં? ને તેઓએ કહ્યું કે
બારાબાને. પીલાત તેઓને કહેછે, તો ઈશુ જે ખ્રીસ્ત કહેવાયછે ૨૨
તેને હું શું કરૂં? સર્વે તેને કહેછે કે, વધસ્તંભે જડાય.
ત્યારે હાકેમે કહ્યું, શા માટે? તેણે શું ભુંડું કીધું છે? પણ ૨૩

તેઓએ વધતી બૂમ પાડતાં કહ્યું કે, વધસ્તંભે જડાય.
૨૪ અને પીલાતે જોયું કે, મારૂં કંઈજ ચાલતું નથી, પણ વત્તી
ગડબડ થાયછે, ત્યારે તેણે પાણી લઈને લોકોની આગળ
પોતાના હાથ ધોઈને કહ્યું કે, એ ન્યાયીના લોહી સંબંધી હું
૨૫ નિર્દોષી છું; તમે જાણો. ત્યારે સર્વે લોકોએ ઉત્તર દેતાં કહ્યું
૨૬ કે, એનું લોહી અમારા પર તથા અમારા સંતાન પર થાય. પછી
તેણે બારાબાને તેઓને સારૂ છોડીદીધો, ને ઈશુને કોરડા
મરાવીને વધસ્તંભે જડાવા સારૂ સોંપ્યો.
૨૭ ત્યારે હાકેમના સિપાઈઓએ ઈશુને મેહેલમાં લઈજઈને
૨૮ આખી પલટણ તેની આસપાસ એકઠી કીધી. પછી તેઓએ
૨૯ તેનાં લુગડાં ઉતારીને કીરમજી ડગલો તેને પેહેરાવ્યો. ને
કાંટાનો મુગટ ગુંથીને તેના માથા પર મૂક્યો, ને તેના જમણા
હાથમાં સોટી આપી, ને તેની સામા ઘુંટણ ટેકીને તેના ઠઠ્ઠા
૩૦ કરતાં કહ્યું કે, અરે યહુદીઓના રાજા, સુખી રહે. પછી
તેઓએ તેના પર થુંકીને, તે સોટી લઈને તેને માથામાં મારી.
૩૧ અને તેના ઠઠ્ઠા કરી રહ્યા, ત્યારે ડગલો તેના પરથી ઉતારીને
તેનાંજ લુગડાં તેને પેહેરાવ્યાં, પછી વધસ્તંભે જડવાને તેઓ
તેને લઈગયા.
૩૨ અને તેઓ બહાર જતા હતા ત્યારે કુરેનીનો સીમોન નામે
એક જણ તેઓને મળ્યો, ત્યારે તેઓ તેનો વધસ્તંભ તેની
૩૩ પાસે વેઠે ઉંચકાવી લઈગયા. અને ગલગથા નામે એક જગ્યા,
૩૪ જે ખોપરીની જગ્યા કહેવાયછે, ત્યાં પોહોંચ્યા. ત્યારે તેઓએ
પીત ભેળેલો સરકો તેને પીવાને આપ્યો, પણ ચાખ્યા પર
૩૫ તેણે પીવા ચાહ્યું નહિ. ને તેને વધસ્તંભે જડ્યા પર,
તેઓએ ચીઠ્ઠી નાખીને તેનાં લુગડાં વહેંચી લીધાં, એ માટે
કે ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય કે, "મારાં લુગડાં
તેઓએ માહોમાંહે વહેંચી લીધાં, ને મારા ડગલા પર ચીઠ્ઠી
૩૬ નાખી." પછી તેઓએ ત્યાં બેસીને તેની ચોકી કીધી.
૩૭ અને તેનું લખેલું તોહોમતનામું તેના માથાની ઉપર જડયું કે, ઈશુ
૩૮ જે યહુદીઓનો રાજા, તે એજ છે. ત્યારે તેઓએ તેની જોડે બે

ચોરને વધસ્તંભે જડ્યા, એકને જમણીગમ ને બીજાને ડાબી
ગમ. અને પાસે થઈને જનારાઓએ પોતાનાં માથાં હલાવતાં ૩૯
તથા તેની નિંદા કરતાં કહ્યું કે, અરે મંદિરના પાડનાર તથા ૪૦
ત્રણ દહાડામાં બાંધનાર, તું પોતાને બચાવ; જો તું દેવનો
દીકરો છે તો વધસ્તંભપરથી ઉતરી આવ. ને તેજ રીતે પણ ૪૧
મુખ્ય યાજકોએ શાસ્ત્રીઓ તથા વડીલો સુદ્ધાં ઠઠ્ઠા કરતાં
કહ્યું કે, બીજાઓને તેણે બચાવ્યા, તે પોતાને બચાવી નથી ૪૨
શકતો; જો તે ઈસ્રાઈલનો રાજા છે, તો અમણા વધસ્તંભ-
પરથી ઉતરી આવે, ને અમે તેના પર વિશ્વાસ કરીશું. તેણે ૪૩
દેવ પર ભરોસો કીધો, જો તે તેને ચાહેછે તો અમણા તેનો
છુટકો તે કરે; કેમકે તેણે કહ્યું કે હું દેવનો દીકરો છું. અને ૪૪
જે ચોરોને તેની જોડે વધસ્તંભે જડયા હતા, તેઓએ પણ
તેમજ તેની નિંદા કીધી.

અને છઠ્ઠી હોરાથી નવમી હોરા સુધી આખા દેશ પર ૪૫
અંધકાર પડયો. અને આસરે નવમી હોરાએ ઈશુએ મોટે ૪૬
ઘાંટે હાંક મારતાં કહ્યું કે, એલી, એલી, લામા શાબાખ્થાની,
એટલે, ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકીદીધો
છે? અને જેઓ ત્યાં ઉભા હતા તેઓમાંથી કેટલાએકે ૪૭
સાંભળીને કહ્યું કે, એલિયાને તે બોલાવેછે. અને તરત ૪૮
તેઓમાંથી એકે દોડીને વાદળી લઈને સરકાથી ભિંજવી;
ને લાકડી પર બાંધીને તેને ચુંસવા આપી. પણ બીજા- ૪૯
ઓએ કહ્યું કે, રહેવાદો, આપણે જોઈએ કે એલિયા એને
છોડાવવા આવેછે કે નહિ. પછી ઈશુએ બીજી વાર મોટે ૫૦
ઘાંટે હાંક મારીને પ્રાણ મૂક્યો. ત્યારે, જુઓ, મંદિરના ૫૧
પડદા ઉપરથી તળે સુધી ફાટીને બે ભાગ થઈગયા, ને
ધરતી કાંપી, ને ખડકો ફાટીગયા, ને કબરો ઉઘડી ગઈ, ને ૫૨
ઉંઘેલા પવિત્રોનાં ઘણાં શરીર ઉઠ્યાં, ને તેના પાછા ઉઠ્યા ૫૩
પછી તેઓ કબરોમાંથી નીકળીને પવિત્ર નગરમાં ગયા, ને
ઘણાઓને દેખાયા. ત્યારે જમાદારે તથા તેની સાથે જેટલા ૫૪
ઈશુની ચોકી કરતા હતા, તેઓએ ધરતીકંપારો તથા જે જે

થયું, તે જોઈને બહુ બિહીતાં કહ્યું કે, ખરેખર એ દેવનો દીકરો
૫૫ હતો. અને ત્યાં ઘણી બાયડીઓ, જેઓ ઈશુની સેવા કરતી
ગાલીલથી તેની પાછળ આવી હતી, તેઓ આઘેથી જોયા
૫૬ કરતી હતી. તેઓમાં મરિયમ માગદાલેણ, ને યાકુબની તથા
યોસીની મા મરિયમ, તથા ઝબીદીના દીકરાઓની મા હતી.
૫૭ અને સાંજ પડયા પર, યુસફ નામે આરીમથાઈનો એક
૫૮ દ્રવ્યવાન આવ્યો, જે પોતે પણ ઈશુનો શિષ્યો હતો, તેણે
પીલાત પાસે જઈને ઈશુની લાસ માગી, ત્યારે પીલાતે લાસ
૫૯ સોંપવાની આજ્ઞા કીધી. પછી યુસફે લાસ લઈને સણને
૬૦ ઉજળે લુગડે તે વિંટાળી. અને ખડકમાં ખોદાએલી પોતાની
નવી કબરમાં તેને મૂકી, ને એક મોટો પત્થર કબરના મોહો
૬૧ પર ગબડાવીને તે ચાલ્યોગયો. ત્યારે મરિયમ માગદાલેણ
તથા બીજી મરિયમ ત્યાં કબરની સામા બેઠી હતી.
૬૨ અને સિદ્ધિકરણને બીજે દહાડે મુખ્ય યાજકો તથા
૬૩ ફરોશીઓએ પીલાત પાસે એકઠા થઈને કહ્યું કે, સાહેબ,
અમને યાદ છે કે, તે ઠગ જીવતો હતો ત્યારે કહેતો હતો કે,
૬૪ ત્રણ દહાડા પછી હું ઉઠીશ. એ માટે ત્રણ દહાડા સુધી કબરની
સંભાળ કરવાની આજ્ઞા કર, રખે તેના શિષ્યો રાત્રે આવીને
તેને ચોરીજાય, ને લોકોને કહે કે, મુએલાંઓમાંથી તે ઉઠયો
૬૫ છે, માટે છેલ્લી ભૂલ પહેલીના કરતાં મોટી થશે. ત્યારે પીલાતે
તેઓને કહ્યું કે, ચોકીદારો તમારી પાસે છે. તમે જાઓ, ને
૬૬ તમારી સમજમાં આવે તે પ્રમાણે સંભાળ કરાવો. પછી
તેઓ ગયા, ને પત્થર પર મોહોર કરીને, ને ચોકી રાખીને
કબરની સંભાળ કરાવી.

૨૮ અને વિશ્રામવારની આખરે સતવાડીઆને પહેલે દહાડે,
મોહો ફાટવા લાગ્યો, ત્યારે મરિયમ માગદાલેણ તથા બીજી
૨ મરિયમ કબરને જોવા આવી. અને જુઓ મોટો ધરતીકંપારો
થયો, કાંજે પ્રભુનો દૂત આકાશથી ઉતર્યો, ને પાસે આવીને
૩ કબરના મોહો પરથી પત્થરને ગબડાવીને તે પર બેઠો. અને

તેનું રૂપ વિજળી જેવું, ને તેનું લુગડું બરફના જેવું ઉજળું હતું.
અને તેના ધાકથી ચોકીદારો ધ્રુજ્યા ને મરણતોલ થઈગયા. ૪
ત્યારે દૂતે ઉત્તર દેતાં તે બાયડીઓને કહ્યું, તમે બિહો મા, કેમકે ૫
વધસ્તંભે જડાએલા ઈશુને તમે શોધોછો, એ હું જાણુંછું. તે ૬
હિયાં નથી, કેમકે તેણે જેમ કહ્યું હતું તેમ તે ઉઠયો છે, તમે
આવો, જયાં પ્રભુ સુતો હતો તે જગ્યા જુઓ. અને વહેલાં ૭
જઈને તેના શિષ્યોને કહો કે, મુએલાંઓમાંથી તે ઉઠયો છે. ને
જુઓ, તે તમથી અગાઉ ગાલીલમાં જાયછે, ત્યાં તમે તેને
દેખશો; જુઓ, મેં તમને કહ્યું છે. ત્યારે તેઓ બિહીકે તથા ૮
ઘણા હર્ખે, કબરની પાસેથી વહેલી નીકળીને તેના શિષ્યોને
ખબર આપવાને દોડી. અને તેઓ તેના શિષ્યોને ખબર ૯
આપવા જતી હતી, એટલામાં જુઓ ઈશુએ તેઓને મળીને
કહ્યું, સુખી રહો, ત્યારે તેઓએ પાસે આવીને તેના પગ
પકડયા, ને તેનું ભજન કીધું. ત્યારે ઈશુ તેઓને કહેછે, બિહો ૧૦
મા, જાઓ, મારા ભાઈઓને કહો કે, તેઓ ગાલીલમાં જાય, ને
ત્યાં તેઓ મને દેખશે.

અને તેઓ જતી હતી, ત્યારે જુઓ, ચોકીદારોમાંથી ૧૧
કેટલાએક નગરમાં જઈને, જે જે થયું તે સઘળું મુખ્ય યાજકોને
કહ્યું. ત્યારે તેઓએ વડીલો સુદ્ધાં એકઠા થઈને તથા મનસુબો ૧૨
કરીને, તે સિપાઈઓને ઘણાં નાણાં આપીને કહ્યું કે, તમે એમ ૧૩
કહો કે, અમે ઉંઘતા હતા ત્યારે તેના શિષ્યો રાત્રે આવીને તેને
ચોરી ગયા. અને જો એ વાત હાકેમના કાનમાં પોહોંચશે, ૧૪
તો અમે તેને સમજાવીને તમને બચાવીશું. પછી તેઓએ ૧૫
નાણાં લીધાં, ને શીખવ્યા પ્રમાણે કીધું; ને એ વાત યહુદી-
ઓમાં પ્રગટ થઈ ને આજ સુધી ચાલતી આવેછે.

ત્યારે અગીઆર શિષ્યો ગાલીલમાં એક પહાડ પર જયાં ૧૬
ઈશુએ તેઓને [જવાનું] ઠરાવ્યું હતું, ત્યાં ગયા. અને તેઓએ ૧૭
તેને જોઈને તેનું ભજન કીધું, પણ કેટલાએક સંદેહ લાવ્યા.
ત્યારે ઈશુએ પાસે આવીને તેઓને કહ્યું કે, આકાશમાં તથા ૧૮
પૃથ્વી પર સર્વ અધિકાર મને અપાયો છે. એ માટે તમે જઈને ૧૯

સર્વે દેશનાઓને શિષ્ય કરો; બાપ તથા દીકરા તથા પવિત્ર
૨૦ આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ. મેં તમને
જે જે આજ્ઞા કીધી તે સર્વે પાળવાનું તેઓને શીખવતા જાઓ;
ને જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું.
આમેન.



# માર્કની લખેલી સુવાર્ત્તા.

દેવના દીકરા ઈશુ ખ્રીસ્તની સુવાર્ત્તાનો આરંભ; જેમ 1
ભવિષ્યવાદીઓમાં લખેલું છે કે, "જોજે, હું તારી આગળ મારા 2
દૂતને મોકલુંછું; તે તારી આગળ તારો માર્ગ તૈયાર કરશે;
રાનમાં પોકારનારની એવી વાણી કે પ્રભુનો માર્ગ તૈયાર કરો, 3
તેના રસ્તા સીધા કરો;" તેમ યોહાન રાનમાં બાપ્તિસ્મા 4
કરતો, તથા પાપોની માફીને સારૂ પસ્તાવાનું બાપ્તિસ્મા પ્રસિદ્ધ
કરતો હતો. અને આખા યહુદા દેશના તથા યરૂશાલેમના 5
રહેવાસીઓ તેની પાસે ગયા; ને બધા પોતાનાં પાપ કબુલ
કરીને યર્દન નદીમાં તેનાથી બાપ્તિસ્મા પામ્યા. ને યોહાને 6
ઉંટનાં રૂઆંનાં લુગડાં ને પોતાની કમ્મર પર આમડાનો પટો
પહેરેલાં હતાં; ને તે ટીડો તથા રાની મધ ખાતો હતો. ને 7
તેણે પ્રગટ કરતાં કહ્યું કે, મારા કરતાં જે સમર્થ તે મારી
પાછળ આવેછે; તેના ચંપલની વાધરી હું વાંકો વળીને
છોડવા યોગ્ય નથી. મેં પાણીથી તમારૂં બાપ્તિસ્મા કીધું છે 8
ખરૂં; પણ તે પવિત્ર આત્માથી તમારૂં બાપ્તિસ્મા કરશે.

ને તે દહાડાઓમાં એમ થયું કે, ઈશુ ગાલીલના નાજરેથથી 9
આવ્યો, ને યર્દનમાં યોહાનથી બાપ્તિસ્મા પામ્યો; ને તરત 10
પાણી પાસેથી ઉપર આવતાં, તેણે આકાશ ઉઘડેલું તથા
પવિત્ર આત્માને ખબુતરની પેઠે પોતા પર ઉતરતો જોયો. ને 11
આકાશથી વાણી થઈ કે, તું મારો વહાલો દીકરો છે, તારા
પર હું પ્રસન્ન છું.

૧૨ ને તરત આત્મા તેને રાનમાં લઈજાયછે; ને ત્યાં રાનમાં
૧૩ ચાળીસ દહાડા સુધી શેતાનથી તેનું પરીક્ષણ થયું; ને જંગલી
પશુઓની સાથે તે હતો; ને દૂતોએ તેની સેવા કીધી.
૧૪ અને યોહાન પરસ્વાધીન કરાયા પછી, ઈસુ ગાલીલમાં
આવ્યો, ને દેવના રાજ્યની સુવાર્ત્તા પ્રગટ કરતાં તેણે કહ્યું કે,
૧૫ સમય પુરો થયો છે; ને દેવનું રાજ્ય પાસે આવ્યું છે;
પસ્તાવો કરો, ને સુવાર્ત્તા પર વિશ્વાસ કરો.
૧૬ અને તેણે ગાલીલના સમુદ્રને કાંઠે ચાલતાં સીમોનને તથા
તેના ભાઈ આંદયાને સમુદ્રમાં જાળ નાખતા જોયા; કેમકે
૧૭ તેઓ માછલાંના પકડનારા હતા. અને ઈશુએ તેઓને કહ્યું
કે, મારી પાછળ આવો, ને હું તમને માણસોના પકડનારા
૧૮ કરીશ. અને તરત તેઓ પોતાની જાળો મૂકીને તેની સાથે
૧૯ ગયા. અને ત્યાંથી થોડું આગળ જઈને તેણે જબીદીના દીકરા
યાકુબને તથા તેના ભાઈ યોહાનને વહાણમાં જાળો સાંધતા
૨૦ જોયા. અને તરત તેણે તેઓને બોલાવ્યા; ને તેઓ પોતાના
બાપ જબીદીને નોકરોની સાથે વહાણમાં મૂકીને, તેની
પાછળ ગયા.
૨૧ અને તેઓ કાપરનાહુમમાં જાયછે; ને તરત, વિશ્રામવારે,
૨૨ સભાસ્થાનમાં જઈને તેણે ઉપદેશ કરયો. અને તેઓ તેના
ઉપદેશથી અચરત થયા; કેમકે તેણે તેઓને શાસ્ત્રીઓની પઠે
૨૩ નહિ, પણ જેને અધિકાર હોયછે તેની પઠે ઉપદેશ કીધો. અને
તેઓના સભાસ્થાનમાં અશુદ્ધ આત્મા વળગેલો એક માણસ
૨૪ હતો; ને તેણે બૂમ પાડીને કહ્યું કે, ઈશુ નાઝરી, અમને
રહેવાદે; અમારે ને તારે શું છે? શું તું અમારો નાશ કરવા
આવ્યો છે? તું કોણ છે, એ હું જાણુંછું, એટલે દેવનો
૨૫ પવિત્ર. અને ઈશુએ તેને ધમકાવતાં કહ્યું કે, છાનો રહે, ને
૨૬ એનામાંથી નીકળી જા. અને અશુદ્ધ આત્મા તેને પીલીને
૨૭ તથા મોટી બૂમ પાડીને તેનામાંથી નીકળીગયો. અને બધા
અચરત થયા, એવા કે તેઓ માહોમાંહે પૂછવા લાગ્યા કે, આ
શું છે? આ કયો નવો ઉપદેશ હશે? કેમકે અધિકારથી તે

અશુદ્ધ આત્માઓને પણ આજ્ઞા કરેછે, ને તેઓ તેનું
માનેછે. અને તરત તેની કીર્ત્તિ આખા ગાલીલ પ્રાંતમાં ફેલી. ૨૮
અને તેઓ સભાસ્થાનમાંથી નીકળીને યાકુબ તથા યોહાન ૨૯
સુદ્ધાં સીમોનના તથા આંદ્રયાના ઘરમાં તરત પેઠા. સીમોનની ૩૦
સાસુ તો તાવે પડેલી હતી; ને તરત તે સંબંધી તેઓ તેને
કહેછે. અને તેણે પાસે આવીને એનો હાથ ઝાલીને એને ૩૧
ઉઠાડી; ને તરત એનો તાવ મટી ગયો; ને એણીએ તેઓની
સેવા કીધી.
અને સાંજે સુરજ આથમ્યો, ત્યારે તેઓ બધા માંદાઓને ૩૨
તથા ભૂતવળગેલાઓને તેની પાસે લાવ્યા. અને બારણા ૩૩
આગળ આખું શહેર એકઠું થયું. અને ઘણાંઓ જે નાના ૩૪
પ્રકારના રોગોથી માંદાં હતાં તેઓને તેણે સાજાં કીધાં; ને
ઘણા ભૂતોને કહાડયા; ને ભૂતોએ તેને ઓળખ્યો, માટે તેણે
તેઓને બોલવા ન દીધા.
અને પ્રભાતે ઘણી રાત છતાં, તે ઉઠીને બહાર ગયો; ને ૩૫
ઉજડ ઠેકાણે જઈને ત્યાં પ્રાર્થના કરી. અને સીમોન તથા ૩૬
જેઓ તેની સાથે હતા, તેઓ તેની પછવાડે ગયા; અને તેને ૩૭
મળીને કહેછે કે, સહુ તને શોધેછે. અને તે તેઓને કહેછે ૩૮
કે, આપણે પાસેનાં ગામોમાં જઈએ, કે હું ત્યાં પણ વાત
પ્રગટ કરૂં; કાંજે એ સારૂ હું આવ્યો છું. અને તે આખા ૩૯
ગાલીલમાં તેઓનાં સભાસ્થાનોમાં વાત પ્રગટ કરતો ને ભૂતો
કહાડતો હતો.
અને એક કોહોડીઓ તેની પાસે આવેછે, ને તેની વિનંતી ૪૦
કરીને તથા ઘુંટણે ટેકીને કહેછે કે, જો તારી ઈચ્છા હોય તો
તું મને શુદ્ધ કરીશકેછે. અને ઇશુને દયા આવી, ને તે હાથ ૪૧
લાંબો કરીને તેને અડકયો, ને કહેછે કે, મારી ઈચ્છા છે, તું
શુદ્ધ થા; ને તેના કહ્યા પર તરત તેનો કોહોડ તેનામાંથી ૪૨
ગયો, ને તે શુદ્ધ થયો. અને તેણે તેને સખત તાકીદ કરીને ૪૩
તરત બહાર મોકલ્યો, ને તેને કહેછે કે, કોઈને કંઈ કહેતો ના; ૪૪
પણ જઈને યાજકની આગળ પોતાને દેખાડ, અને તેઓને

સાક્ષી તરીકે તારા શુદ્ધ થવા વિષે જે જે મુસાએ ઠરાવ્યું, તેનું
૪૫ અર્પણ કર. પણ તે નીકળીને ઘણું પ્રગટ કરવા તથા એ
વાત ફેલાવવા લાગ્યો, તેથી ઈશુ ફરી શહેરમાં ઉઘાડી રીતે
જઈ ન શકયો; પણ બહાર ઉજડ જગ્યાઓમાં હતો, ને લોક
ચોમેરથી તેની પાસે આવ્યા.

૨ અને કેટલાએક દિવસ પછી, તે ફરી કાપરનાહુમમાં
૨ ગયો; ને ખબર થઈ કે તે ઘરમાં છે. અને તરત એટલા
બધા એકઠા થયા કે, દરવાજા પાસે પણ જગ્યા નહોતી;
૩ ને તે તેઓને વાત કહેતો હતો. ને તેઓ તેની પાસે ચાર
૪ માણસોથી ઉંચકેલા એક પક્ષાઘાતીને લઈઆવ્યા. ને
ભીડને લીધે તેની પાસે આવી ન શકયા, તેથી જ્યાં તે હતો
ત્યાંનું છાપરૂં ઉખેડયું, ને તે તોડીને જે ખાટલા પર તે
૫ પક્ષાઘાતી સુતો હતો તે ઉતારયો. ને ઈશુ તેઓનો વિશ્વાસ
જોઈને પક્ષાઘાતીને કહેછે કે, દીકરા, તારાં પાપ તને માફ થયાં
૬ છે. પણ કેટલાએક શાસ્ત્રીઓ જેઓ ત્યાં બેઠા હતા, તેઓ
૭ પોતાનાં હૃદયોમાં વિચાર કરતા હતા કે, આ માણસ આવી રીતે
દુર્ભાષણ કેમ કરેછે? એક, એટલે દેવ, તે વિના કોણ પાપની
૮ માફી કરી શકે? ને તેઓ પોતાનામાં એમ વિચારેછે, એ
ઈશુએ પોતાના આત્મામાં તરત જાણીને તેઓને કહ્યું કે, તમે
૯ પોતાનાં હૃદયોમાં એવા વિચાર કેમ કરોછો? શું વત્તું સેહેલ
છે કે, પક્ષાઘાતીને એમ કહેવું, તારાં પાપ તને માફ થયાં છે,
૧૦ અથવા એમ કહેવું, ઊઠ ને તારો ખાટલો ઉંચકીને ચાલ? પણ
માણસના દીકરાને પૃથ્વી પર પાપની માફી કરવાનો અધિકાર
૧૧ છે, એમ તમે જાણો માટે, (પક્ષાઘાતીને તે કહેછે) હું તને
૧૨ કહુંછું કે ઊઠ, તારો ખાટલો ઉંચકી તારે ઘેર ચાલ્યો જા. ને
તરત તે ઉઠયો, ને ખાટલો ઉંચકીને સહુના દેખતાં નીકળી
ગયો, માટે સહુએ અચરત થઈને તથા દેવને મહિમા આપીને
કહ્યું કે, અમે કદી એવું જોયું નહિ.

૧૩ અને ફરી તે સમુદ્રને કાંઠે ગયો; ને બધા લોક તેની પાસે

આવ્યા; ને તેણે તેઓને ઉપદેશ કરયો. ને રસ્તે જતાં તેણે ૧૪
આલફીના દીકરા લેવીને દાણની ચોકી પર બેઠેલો જોયો; ને
તેને કહેછે કે મારી પાછળ ચાલ; ને તે ઉઠીને તેની પાછળ
ચાલ્યો. અને એમ થયું કે તે એના ઘરમાં જમવા બેઠો, ૧૫
ત્યારે ઘણા દાણીઓ તથા પાપીઓ ઈશુની તથા તેના શિષ્યોની
સાથે બેઠા, કેમકે તેઓ ઘણા હતા, ને તેની પાછળ ચાલતા
હતા. અને શાસ્ત્રીઓએ તથા ફરોશીઓએ તેને દાણીઓની ૧૬
તથા પાપીઓની જોડે જમતો જોઈને તેના શિષ્યોને કહ્યું કે,
દાણીઓની તથા પાપીઓની જોડે તે કેમ ખાય પીએછે? ને ૧૭
ઈશુ એ સાંભળીને તેઓને કહેછે કે; જે સાજા છે તેઓને વૈદની
અગત્ય નથી; પણ જે માંદા તેઓનેજ છે. હું ન્યાયીઓને
નહિ, પણ પાપીઓને તેડવા આવ્યો છું એ સારૂ કે તેઓ
પસ્તાવો કરે.

અને યોહાનના તથા ફરોશીઓના શિષ્યો ઉપવાસ કરતા ૧૮
હતા; ને તેઓ આવીને તેને કહેછે કે, યોહાનના તથા
ફરોશીઓના શિષ્યો ઉપવાસ કરેછે, પણ તારા શિષ્યો
ઉપવાસ નથી કરતા, એ કેમ છે? ને ઈશુએ તેઓને કહ્યું ૧૯
કે, વર જાનૈયાની સાથે હોય, ત્યાં સુધી શું તેઓ ઉપવાસ
કરી શકે? વર તેઓની સાથે છે તેટલા વખત સુધી તેઓ
ઉપવાસ કરી શકતા નથી. પણ એવા દિવસ આવશે કે જેમાં ૨૦
વર તેઓની પાસેથી લઈ લેવાશે, ત્યારે તેજ દિવસોમાં તેઓ
ઉપવાસ કરશે. અને કોરા લુગડાનું થિગડું જુના વસ્ત્રને કોઈ ૨૧
દેતું નથી; જો દે તો તેમાં નવું જોડેલું જુનાને ખેંચી કહાડેછે,
ને ફાટ વધતી પડેછે. અને નવો દ્રાક્ષરસ જુની મશકોમાં ૨૨
કોઈ ભરતું નથી; જો ભરે તો નવો દ્રાક્ષરસ મશકોને ફાડી-
નાખેછે, ને દ્રક્ષારસ વહીજાયછે, ને મશકોનો નાશ થાયછે;
પણ નવો દ્રાક્ષરસ નવી મશકોમાં ભરવો જોઈએ.

અને એમ થયું કે વિશ્રામવારે તે દાણાનાં ખેતરોમાં થઈને ૨૩
જતો હતો; ને તેના શિષ્યો ચાલતા ચાલતા કણસલાં તોડવા
લાગ્યા. અને ફરોશીઓએ તેને કહ્યું કે, જો, વિશ્રામવારે જે ૨૪

૨૫ ઉચિત નથી તે તેઓ કેમ કરેછે? ને તેણે તેઓને કહ્યું કે,
દાવુદને અગત્ય હતી, ને તે તથા તેના સાથીઓ ભુખ્યા હતા,
૨૬ ત્યારે તેણે શું કરયું, એ તમે કદી નથી વાંચ્યું શું? એટલે
અબયાથર મુખ્ય યાજક હતો, ત્યારે દેવના ઘરમાં પેસીને
અર્પેલી રોટલીઓ જે યાજકો શિવાય કોઈને ખાવાને ઉચિત
૨૭ નથી તે તેણે ખાધી, ને તેના સાથીઓને પણ આપી. ને તેણે
તેઓને કહ્યું કે, વિશ્રામવાર માણસને અર્થે થયો, માણસ
૨૮ વિશ્રામવારને અર્થે નહિ, માટે માણસનો દીકરો વિશ્રામવારનો
પણ પ્રભુ છે.

૩ અને તે ફરી સભાસ્થાનમાં ગયો; ને ત્યાં એક માણસ
૨ હતો જેનો હાથ સુકાઈગયલો હતો. અને તે વિશ્રામવારે તેને
સાજો કરશે કે નહિ, તે વિષે તેઓએ તેના પર નજર રાખી, એ
૩ માટે કે તેઓ તેનાં પર દોષ મૂકે. ને પેલા સુકાએલા હાથવાળા
૪ માણસને તે કહેછે કે, વચમાં ઉભો થા. અને તે તેઓને
કહેછે કે, વિશ્રામવારે સારૂ કરવું કે માઠું કરવું? જીવને
બચાવવો કે મારીનાખવો, કયું ઉચિત છે? ને તેઓ છાના
૫ રહ્યા. ને તેઓનાં હૃદયની કઠણતાને લીધે તે દલગીર થઈને,
ગુસ્સા સહિત તેઓની ગમ જોઈને તે માણસને કહેછે કે,
તારો હાથ લાંબો કર. ને તેણે લાંબો કરયો; ને તેનો હાથ
૬ બીજા હાથના જેવો સાજો થયો. અને શી રીતે તેનો નાશ કરે,
તે વિષે ફરોશીઓએ બહાર જઈને તરત હેરોદીઓની સાથે
તેને વિરૂદ્ધ મનસુબો કરયો.

૭ અને ઈસુ પોતાના શિષ્યો સુદ્ધાં નીકળીને સમુદ્રની પાસે
૮ ગયો; ને ગાલીલમાંથી તથા યહુદામાંથી તથા યરૂશાલેમમાંથી
તથા અદુમમાંથી તથા યર્દનની પેલે પારથી ઘણા લોક તેની
પાછળ ગયા; ને સોર તથા સીદોનની આસપાસના ઘણા લોક,
૯ તેણે જે જે કરયાં તે સાંભળીને, તેની પાસે આવ્યા. ને
લોકથી તે દબાઈ ન જાય, માટે તેણે ભીડના કારણથી પોતાને
૧૦ સારૂ હોડી તૈયાર રાખવાનું પોતાના શિષ્યોને કહ્યું; કેમકે

તેણે ઘણાંને સાજાં કરયાં હતાં, અને તેથી જેટલાં માંદાં હતાં
તેટલાં તેને અડકવા સારૂ તેના પર તુટી પડતાં હતાં. અને ૧૧
અશુદ્ધ આત્માઓએ જ્યારે તેને જોયો ત્યારે તેને પગે પડયા
તથા પોકારીને બોલ્યા કે, તું દેવનો દીકરો છે. ને તેણે તેઓને ૧૨
બહુ તાકીદ કરી કે, મને પ્રગટ ન કરો.

અને તે પહાડ પર ચડયો, ને જેઓને તેણે ચાહ્યા તેઓને ૧૩
તેડયા; ને તેઓ તેની પાસે આવ્યા. અને તેણે બારને ૧૪
ઠરાવ્યા કે તેઓ તેની સાથે રહે, અને તે તેમને મોકલે કે ૧૫
તેઓ સુવાર્ત્તા પ્રગટ કરે અને અધિકાર પામીને રોગો ટાળે
તથા ભૂતો કહાડે. ને સીમોનની અટક તેણે પીતર પાડી; ૧૬
તથા જબીદીનો દીકરો યાકુબ તથા યાકુબનો ભાઈ યોહાન ૧૭
તેઓની અટક તેણે બોઅનેરગેસ પાડી, એટલે ગરજનાના
દીકરા; ને આંદ્રયા તથા ફીલીપ તથા બારથલમી તથા ૧૮
માત્થી તથા થોમા તથા અલફીનો દીકરો યાકુબ તથા થાદી
તથા સીમોન કનાની તથા તેને પરસ્વાધીન કરાવનાર યહુદા ૧૯
ઈસકારયત [એ બારને તેણે ઠરાવ્યા].

અને તેઓ એક ઘરમાં આવેછે. ને ફરી એટલા ઘણા લોક ૨૦
એકઠા થયા કે તેઓ રોટલી પણ ખાઈ ન શક્યા. અને તેનાં ૨૧
સગાંઓ સાંભળીને તેને પકડવા બહાર નીકળ્યાં; કેમકે
તેઓએ કહ્યું કે, તે ઘેલો છે. પણ શાસ્ત્રીઓ યરૂશાલેમથી ૨૨
આવ્યા હતા તેઓએ કહ્યું કે, તેને બેલજબુલ વળગ્યો છે; ને
ભૂતોના સરદારથી તે ભૂતોને કહાડેછે. અને તેણે તેઓને ૨૩
પાસે તેડીને દૃષ્ટાંતોમાં તેઓને કહ્યું કે, શેતાન શેતાનને કેમ
કહાડી શકે? ને જો કોઈ રાજ્યમાં માહોમાંહે ફૂટ પડી હોય, તો ૨૪
તે રાજ્ય સ્થિર રહી શકતું નથી. ને જો કોઈ ઘરમાં માહોમાંહે ૨૫
ફૂટ પડી હોય, તો તે ઘર સ્થિર રહી શકતું નથી. ને જો શેતાન ૨૬
પોતાની સામો ઉભો થયો, ને તેનામાં ફૂટ પડી હોય, તો
તે સ્થિર રહી શકતો નથી; પણ તેનો અંત આવ્યો. બળ- ૨૭
વાનના ઘરમાં પેસીને જો પહેલાં તે બળવાનને ન બાંધે તો
કોઈ તેનો સામાન લુટી શકતો નથી. [તેને બાંધશે] ત્યારે

૨૮ તેનું ઘર લુટશે. હું તમને ખચીત કહુંછું કે, માણસોના દીકરા-
ઓને સર્વ અપરાધોની તથા જે જે દુર્ભાષણો તેઓ કરે તેમની
૨૯ માફી મળશે. પણ જે કોઈ પવિત્ર આત્મા વિરૂદ્ધ દુર્ભાષણ
કરશે, તેને માફી કદી મળશે નહિ; પણ તે અનંત કાળની
૩૦ શિક્ષાપાત્ર થાયછે. કેમકે તેઓ કહેતા હતા કે તેને અશુદ્ધ
આત્મા વળગેલો છે.

૩૧ ત્યારે તેના ભાઈઓ તથા તેની મા આવ્યાં, ને બહાર ઉભાં
૩૨ રહીને તેને બોલાવવા તેની પાસે માણસ મોકલ્યું. ને ઘણા
લોક તેની આસપાસ બેઠેલા હતા ને તેઓએ તેને કહ્યું કે, જો,
૩૩ તારી મા તથા તારા ભાઈઓ બહાર રહીને તને શોધેછે. અને
તેણે તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, મારી મા અથવા મારા
૩૪ ભાઈઓ કોણ છે? અને જેઓ તેની આસપાસ બેઠા હતા
તેઓની ગમ ચોતરફ જોઈને તે કહેછે કે, જુઓ, મારી મા
૩૫ તથા મારા ભાઈઓ. કેમકે જે કોઈ દેવની ઈચ્છા પ્રમાણે કરશે
તે મારો ભાઈ તથા મારી બેહેન તથા મા છે.

૪ **અ**ને ફરી સમુદ્રને કાંઠે તે ઉપદેશ કરવા લાગ્યો. ને
અતિ ઘણા લોક એકઠા થયા, માટે તે સમુદ્રમાં હોડી પર
ચડીને બેઠો; ને બધા લોક સમુદ્રની પાસે જમીન પર હતા.
૨ અને દૃષ્ટાંતોમાં તેણે તેઓને ઘણો ઉપદેશ કીધો; ને પોતાના
૩ ઉપદેશમાં તેઓને કહ્યું, સાંભળો, જુઓ, વાવનાર વાવવાને
૪ બહાર ગયો. ને એમ થયું કે, તે વાવતો હતો ત્યારે રસ્તાની
કોરે કેટલાંક [બી] પડયાં; ને આકાશનાં પક્ષીઓ આવીને
૫ તે ખાઈગયાં. ને બીજાં પત્થરની ભોંયમાં પડયાં, જ્યાં
તેઓને ઘણી માટી ન હતી; ને ઉંડી ભોંય ન હતી, માટે તે
૬ તરત ઉગી નીકળ્યાં; ને સુરજ ઉગ્યો ત્યારે તેઓ ચીમળાઈ
૭ ગયાં; ને તેઓને જડ ન હોવાથી તેઓ સુકાઈગયાં. ને
બીજાં કાંટાઓમાં પડયાં; ને કાંટાઓએ વધીને તેઓને
૮ દાબી નાખ્યાં; ને તેઓએ ફળ ન આપ્યું. ને બીજાં સારી
ભોંયમાં પડયાં; ને તેઓએ ઉગનારૂં તથા વધનારૂં ફળ

આપ્યું; ને કોઈએ ત્રીસગણાં, ને કોઈએ સાઠગણાં, ને કોઈએ
સોગણાં ઉપજાવ્યાં. ને તેણે તેઓને કહ્યું કે, જેને સાંભળવાને ૯
કાન છે તે સાંભળો.

ને જ્યારે તે એકાંત હતો ત્યારે બારે સુદ્ધાં જેઓ તેની ૧૦
પાસે હતા, તેઓએ તેને આ દૃષ્ટાંત વિષે પુછ્યું. અને તેણે ૧૧
તેઓને કહ્યું કે, દેવના રાજ્યનો ભેદ જાણવો એ તમને
અપાયું છે; પણ જેઓ બહારના છે તેઓને સઘળી વાતો
દૃષ્ટાંતોમાં અપાયછે; એ માટે કે તેઓ જોતા જુએ, પણ ૧૨
જાણે નહિ; ને સાંભળતા સાંભળે, પણ સમજે નહિ;
રખે કદાપી તેઓ ફરે, ને તેઓને પાપની માફી મળે. ને તે ૧૩
તેઓને કહેછે કે, શું તમે આ દૃષ્ટાંત સમજતા નથી; ત્યારે સર્વ
દૃષ્ટાંત કેમ સમજશો? વાવનાર વાત વાવેછે. રસ્તાની ૧૪
કોરપરનાં એ છે કે જ્યાં વચન વવાયછે, ને જ્યારે તેઓએ ૧૫
સાંભળ્યું, ત્યારે શેતાન તરત આવેછે, ને તેઓનાં હૃદયોમાં જે
વચન વવાએલું હતું તે લઈજાયછે. ને એમજ જેઓ પત્થરની ૧૬
ભોંયમાં વવાએલાં, તેઓ એ છે, કે જ્યારે વચન સાંભળ્યું ત્યારે
તેઓ તરત હર્ષથી તેને માનીલેછે. અને તેઓ પોતાનામાં ૧૭
જડ રાખતા નથી; તો પણ થોડી વાર રહેછે; પછી વચનને
લીધે દુઃખ અથવા સતાવણી થઈ ત્યારે તેઓ તરત ઠોકર
ખાયછે. ને કાંટાઓમાં જે વવાએલાં તેઓ એ છે કે, વચન ૧૮
સાંભળ્યું, પણ આ કાળની ચિંતાઓ તથા દોલતની માયા ૧૯
તથા બીજી વસ્તુઓ વિષે લોભ પ્રવેશ પામીને વાતને દાબી
નાખેછે; ને તે નિષ્ફળ થાયછે. ને જેઓ સારી ભોંયમાં ૨૦
વવાએલાં તેઓ એ છે કે, જેઓ વચન સાંભળેછે ને તેનું
ગ્રહણ કરેછે, ને ફળ આપેછે; કોઈ તો ત્રીસગણાં, ને કોઈ
સાઠગણાં, ને કોઈ સોગણાં.

અને તેણે તેઓને કહ્યું કે, શું માપા તળે અથવા ખાટલા ૨૧
તળે મૂકવા સારૂ દીવો લાવેછે? શું દીવી પર મૂકવા સારૂ ૨૨
નહિ? કેમકે જે કંઈ છાનું છે તે એ માટે કે તે પ્રગટ કરાય,
અને જે ગુપ્ત રાખેલું તે એ સારૂ કે પ્રગટમાં આવે. જો કોઈને ૨૩

૨૪ સાંભળવાને કાન છે તો તેણે સાંભળવું. ને તેણે તેઓને
કહ્યું કે, તમે જે સાંભળોછો તે પર ધ્યાન રાખો. જે માપાથી
તમે માપોછો તેથી તમને માપી અપાશે; ને તમ સાંભળ-
૨૫ નારાઓને વધતું અપાશે; કેમકે જેની પાસે છે તેને અપાશે,
ને જેની પાસે નથી, તેનું જે છે તે તેની પાસેથી લઈલેવાશે.
૨૬ અને તેણે કહ્યું કે, જાણે કોઈ માણસ ભોંયમાં બી નાખે,
૨૭ ને રાત દહાડો ઉંઘે તથા જાગે, અને તે બી ઉગે ને વધે, પણ
શી રીતે એ તે જાણતો નથી, આ પ્રમાણે દેવનું રાજ્ય છે.
૨૮ કેમકે ભોંય પોતાની મેળે ફળ આપેછે, પહેલાં તો અંકુર,
૨૯ પછી કણસલું, પછી કણસલામાં પુરા દાણા. પણ દાણા
પાક્યા પર તે દાતરડું તરત લગાડેછે; કાંજે કાપણી
આવી છે.
૩૦ અને તેણે કહ્યું કે, દેવનું રાજ્ય શાની સાથે સરખાવિયે?
૩૧ અથવા તેને શાની ઉપમા આપિયે? તે રાઈના દાણાના
સરખું છે; એ ભોંયમાં વવાયું ત્યારે ભોંયનાં સર્વે બી કરતાં
૩૨ નાનું છે; પણ તે વાવ્યા પછી ઉગી નીકળેછે, ને સર્વે છોડવાં
કરતાં મોટું થાયછે, ને મોટી ડાળીઓ ઉપજાવેછે, એવી કે
આકાશનાં પક્ષીઓ તેની છાયા નીચે વાસો કરી શકેછે.
૩૩ અને એવાં ઘણાં દૃષ્ટાંતોમાં જેમ તેઓ સાંભળી શકતા હતા
૩૪ તેમ તે તેઓને વચન કહેતો હતો. પણ દૃષ્ટાંત વિના તે
તેઓને કંઈ નહોતો કહેતો. ને એકાંતે તે પોતાના શિષ્યોને
સઘળી વાતનો ખુલાસો કરતો.
૩૫ અને તે દહાડે સાંજ પડી ત્યારે તે તેઓને કહેછે કે, આપણે
૩૬ પેલે પાર જઈએ. ને તેઓએ લોકને વિદાય કર્યા, ને હોડી
પર તે હતો એમનેએમ તેઓ તેને પોતાની સાથે લઈ જાયછે.
૩૭ બીજી હોડીઓ પણ તેની સાથે હતી. અને પવનનું મોટું
તોફાન થયું; ને મોજાઓ હોડીમાં એવા ઉછળી આવ્યા કે
૩૮ એટલામાં તે ભરાઈગઈ. અને તે ડબુસાએ ઓસીકા પર
[માથું ટેકીને] ઉંઘતો હતો; ને તેઓ તેને જગાડેછે તથા તેને
કહેછે કે, ઉપદેશક, અમે નાશ પામિયેછિયે, તેની તને શું કંઈ

ચિંતા નથી? અને તેણે ઉઠીને પવનને ધમકાવ્યો, તથા ૩૯
સમુદ્રને કહ્યું કે, છાનો રહે, શાંત થા. ને પવન બંધ થયો, ને
મોહું ચેન થયું. અને તેણે તેઓને કહ્યું કે, તમે એવડા ૪૦
બિહીકણા કેમ છો? તમને વિશ્વાસ કેમ નથી? ને તેઓ ૪૧
બહુ બિહીધા, તથા માહોમાંહે બોહ્યા કે, આ તે કોણ છે?
કેમકે પવન તથા સમુદ્ર તેનું માનેછે.

**અને** તેઓ સમુદ્રને પાર ગાદરીઓના દેશમાં ગયા. **૫**
ને તે હોડીમાંથી ઉતરયો, એટલે કબરસ્થાનમાંથી અશુદ્ધ ૨
આત્મા વળગેલો એક માણસ તેને મળ્યો; તેનો કબરસ્થા- ૩
નોમાં રહેવાસ હતો; ને સાંકળોએ પણ કોઈ તેને બાંધી ન
શક્યો, કેમકે તે ઘણીવાર બેડીઓએ તથા સાંકળોએ બંધાયો ૪
હતો, ને તેણે સાંકળો તોડી નાખી તથા બેડીઓ ભાંગીનાખી;
ને કોઈ તેને વશ કરી ન શકયો. અને તે નિત્ય રાત દહાડો ૫
પહાડોમાં તથા કબરોમાં બૂમ પાડતો તથા પત્થરોએ પોતાને
ઘાયલ કરતો હતો. પણ ઈશુને દૂરથી જોઈને તે દોડી ૬
આવ્યો, ને તેને પગે લાગ્યો, ને મોટે ઘાંટે પોકારી બોહ્યો, ૭
ઈશુ, પરાત્પર દેવના દીકરા, મારે ને તારે શું છે? હું તને
દેવના સમ ઘાલુંછું કે, તું મને દુઃખ ન દે. કેમકે તેણે એને ૮
કહ્યું હતું કે, અરે અશુદ્ધ આત્મા, તું એ માણસમાંથી નિકળ.
અને તેણે તેને પુછયું કે તારૂં નામ શું? ને તેણે ઉત્તર આપતાં ૯
કહ્યું કે, મારૂં નામ સેના, કેમકે અમે ઘણા છિયે. ને એણે તેની ૧૦
ઘણી વિનંતી કીધી, કે તે તેઓને દેશમાંથી ન કહાડે. અને ૧૧
ત્યાં પહાડોની પાસે ભુંડોનું મોહું ટોળું ચરતું હતું. ને બધા ૧૨
ભુતોએ તેની વિનંતી કરીને કહ્યું કે, અમે તે ભુંડોમાં પેસિયે
માટે અમને તેઓમાં મોકલ. ને ઈશુએ તરત તેઓને રજા ૧૩
આપી. ને અશુદ્ધ આત્માઓ નિકળીને ભુંડોમાં પેઠા; ને તે
ટોળું કરાડાપરથી સમુદ્રમાં ધસીપડયું, તે આસરે બે હજાર
હતા, ને સમુદ્રમાં ગુંગળાઈ મુઆ. અને જેઓ ભુંડોને ચારતા ૧૪
હતા તેઓ નહાઠા, ને શહેરોમાં તથા ગામડાંઓમાં ખબર

૧૫ આપી; ને શું થયું તે જોવાને લોકો નિકળ્યા. ને ઈશુની પાસે
તેઓ આવેછે ને ભૂતવળગેલો એટલે જેમાં સેના હતી તેને
તેઓએ બેઠેલો તથા પહેરેલો તથા હોશમાં આવેલો જાયો; ને
૧૬ તેઓ બિહીધા. ને ભૂતવળગેલો કેમ [સારો] થયો તેની તથા
ભુંડો સંબંધીની વાત જેઓએ જોઈ હતી તે તેઓએ લોકોને
૧૭ કહી. અને તેઓની સીમોમાંથી જવાની તેઓ તેની વિનંતી
૧૮ કરવા લાગ્યા. ને તે વહાણમાં ચડતો હતો એટલામાં જેને
ભૂત વળગ્યો હતો તેણે તેની સાથે રહેવા સારૂ વિનંતી કરી.
૧૯ પણ ઈશુએ તેને આવવા ન દીધો; પણ તેને કહેછે કે, તારે
ઘેર તારાં સગાંઓની પાસે જા, ને પ્રભુએ તારે સારૂ કેટલું
બધું કરયું, ને તારા પર દયા રાખી, તેની ખબર તેઓને આપ.
૨૦ અને તે ગયો, ને ઈશુએ તેને સારૂ કેટલું કરયું હતું તે દેકાપો-
લીસમાં પ્રગટ કરવા લાગ્યો; ને સઘળા અચરતી પામ્યા.
૨૧ અને ઈશુ ફરી હોડીમાં બેસીને પેલે પાર ગયો, ત્યારે
અતિ ઘણા લોક તેની પાસે એકઠા થયા; ને તે સમુદ્રની પાસે
૨૨ હતો. ને જુઓ, સભાના અધિકારીઓમાંનો જાઐરસ નામે
૨૩ એક આવેછે; ને તેને જોઈને તેના પગ પાસે પડેછે; ને તેણે
તેની ઘણી વિનંતી કરીને કહ્યું કે, મારી નાની દીકરી મરણતોલ
થયલી છે; માટે આવીને તેને હાથ લગાડ એ સારૂ કે તે સાજી
૨૪ થઈને જીવે. ને તે તેની સાથે ગયો; ને અતિ ઘણા લોકે
તેની સાથે જઈને તેના પર ભીડ કીધી.

૨૫ અને એક બાયડી જેને બાર વરસ થયાં લોહીવા હતો,
૨૬ ને જેણે ઘણા વૈદોથી ઘણું સહ્યું હતું, ને પોતાનું બધું ખરચી
નાખ્યું હતું, ને કંઈ ગુણ પામી નહોતી, પણ તેથી ઉલટું
૨૭ વધતી માંદી થઈ હતી, તે ઈશુ સંબંધી સાંભળીને ભીડમાં તેની
૨૮ પછવાડેથી આવી, ને તેના લુગડાને અડકી. કેમકે તેણીએ
૨૯ કહ્યું કે, જો હું માત્ર તેનાં લુગડાંને અડકું તો બચીશ. ને
તત્કાળ તેના લોહીનો ઝરો સુકાઈ ગયો, ને શરીરમાં તેને લાગ્યું
૩૦ કે હું દરદથી સાજી થઈ છું. અને ઈશુએ પોતામાંથી પરાક્રમ
નિકળ્યો છે એ પોતાથી તરત જાણીને લોકમધ્યે ફરીને કહ્યું કે,

કોણ મારાં લુગડાંને અડકયું? ને તેના શિષ્યોએ તેને કહ્યું, ૩૧
તું જુએછે કે, ઘણા લોક તારા પર ભીડ કરેછે ને શું તું કહેછે કે,
કોણ મને અડકયું? અને જેણીએ એ કામ કરયું તેને જોવા ૩૨
સારૂ તેણે આસપાસ નજર ફેરવી. ને તે બાયડી બિહીને તથા ૩૩
ધ્રુજીને, તેને જે થયું તે જાણીને આવી, ને તેની આગળ પડીને
તેણીએ તેને બધું ખરૂં કહ્યું. ને તેણે તેને કહ્યું કે, દીકરી, તારા ૩૪
વિશ્વાસે તને બચાવી છે; કુશળતાએ જા, ને તારા દરદથી
સાજી થા.

તે બોલેછે એટલામાં સભાના અધિકારીને ત્યાંથી લોકો ૩૫
આવીને કહેછે કે, તારી દીકરી મરીગઈ છે, તું હવે ઉપ-
દેશકને તસ્દી શું કરવા દેછે? પણ ઈશુ તે બોલેલી વાત ૩૬
સાંભળીને તરત સભાના અધિકારીને કહેછે કે, બિહી મા,
માત્ર વિશ્વાસ રાખ. ને પીતર, યાકુબ, તથા યાકુબના ભાઈ ૩૭
યોહાન શિવાય તેણે પોતાની સાથે કોઈને આવવા ન દીધું.
અને સભાના અધિકારીના ઘરમાં તે આવેછે; ને ગડબડ ૩૮
તથા રૂદન તથા બહુ વિલાપ કરનારાઓને જોયછે. ને ૩૯
તે માંહે આવીને તેઓને કહેછે કે, તમે કેમ ગડબડ કરોછો ને
રડોછો? છોકરી મરી નથી ગઈ; પણ ઉંઘેછે. ને તેઓએ ૪૦
તેને હસી કહાડયો. પણ સહુને બહાર કહાડીને, છોકરીનાં
માબાપને, તથા જેઓ પોતાની સાથે હતા તેઓને લઈને, જ્યાં
છોકરી સૂતી હતી ત્યાં તે પેસેછે. અને છોકરીનો હાથ ઝાલીને ૪૧
તે તેને કહેછે કે, તાલીથા કુમી, જેનો અર્થ એ છે કે, છોકરી,
હું તને કહુંછું, ઊઠ. અને તરત છોકરી ઉઠીને ચાલી; કેમકે ૪૨
તે બાર વરસની હતી; ને તેઓ ઘણા વિસ્મય થયા. ને ૪૩
કોઈ ન જાણે, માટે તેણે તેઓને તાકીદ કીધી; ને તેણે તેને
કંઈ ખાવાનું આપવાનું કહ્યું.

અને ત્યાંથી નિકળીને તે પોતાના દેશમાં આવ્યો; ને ૬
તેના શિષ્યો તેની પાછળ આવ્યા. ને વિશ્રામવાર આવ્યો ૨
ત્યારે તે સભાસ્થાનમાં ઉપદેશ કરવા લાગ્યો; ને ઘણાએ

સાંભળીને દંગ થઈને કહ્યું કે, આ સઘળું તેને કયાંથી? ને તેને જે
બુદ્ધિ અપાઈ તે કેવી છે કે એના હાથથી એવા ચમત્કાર પણ
૩ થાયછે? શું એ કારીગર નથી, મરિયમનો દીકરો, યાકુબનો
તથા યોસેનો તથા યુદાનો તથા સીમોનનો ભાઈ નથી? તેની
બેહેનો અહીં આપણી પાસે છે કે નહિ? અને તેઓએ
૪ તેનાથી ઠોકર ખાધી. પણ ઈસુએ તેઓને કહ્યું કે, ભવિષ્ય-
વાદી પોતાના દેશ તથા પોતાનાં સગાં તથા પોતાના ઘર
૫ શિવાય માન વિનાનો નથી. ને તેણે થોડાક માંદાઓ પર
હાથ મૂકીને તેઓને સાજા કીધા; એ વિના તે ત્યાં કંઈ
૬ ચમત્કાર કરી ન શકયો. ને તેઓના અવિશ્વાસને લીધે તે
અચરતી પામ્યો. અને આસપાસ ગામેગામ તે ઉપદેશ
કરતો ફરયો.

૭ અને તે બાર [શિષ્યો]ને તેડીને તેઓને બબે મોકલવા લાગ્યો;
૮ ને તેણે તેઓને અશુદ્ધ આત્માઓ પર અધિકાર આપ્યો; ને
તેઓને ફરમાવ્યું કે, માર્ગને સારૂ કેવળ એક લાકડી વિના બીજું
કંઈ લેવું નહિ; જોહોળું નહિ, રોટલી નહિ, કમ્મરબંધમાં
૯ નાણું નહિ. પણ ચંપલ પહેરો, ને બે અંગરખા ન પહેરો.
૧૦ અને તેણે તેઓને કહ્યું કે, જ્યાં તમે કોઈ ઘરમાં પેસો, ત્યાંથી
૧૧ નિકળ્યા સુધી તેમાંજ રહો. અને જેટલા તમારો આવકાર
નહિ કરે, ને તમારૂં નહિ સાંભળે, તેઓની વિરૂદ્ધ સાક્ષી થવાને
માટે ત્યાંથી જતાં તમારા પગ તળેની ધૂળ ખંખેરી નાખો. હું
તમને ખચીત કહુંછું કે, ન્યાયકાળે તે શેહેરના કરતાં સદોમ તથા
૧૨ ગમોરાનો હાલ વધતો સેહેલ થશે. અને તેઓએ નિકળીને એવું
૧૩ પ્રગટ કીધું કે, લોકો પસ્તાવો કરે. અને તેઓએ ઘણા ભૂતો
કહાડયા, ને ઘણા માંદાઓને તેલ ચોળ્યું, ને તેઓને સાજા કરયા.
૧૪ અને હેરોદ રાજાએ તે વિષે સાંભળ્યું (કેમકે તેનું નામ પ્રસિદ્ધ
થયું હતું), ને તેણે કહ્યું કે, યોહાન બાપ્તિસ્મા કરનાર મુએલાં-
માંથી ઉઠયો છે, અને એ માટે તેનાથી પરાક્રમી કામો કરાયછે.
૧૫ બીજાઓએ કહ્યું કે, તે એलिયા છે; ને બીજા કોઈએ કે, તે
ભવિષ્યવાદી છે અથવા ભવિષ્યવાદીઓમાંના કોઈના જેવો છે.

પણ હેરોદે સાંભળીને કહ્યું કે, યોહાન જેનું માથું મેં કાપી- ૧૬
નંખાવ્યું તે એજ છે, તે મુએલાંમાંથી ઉઠયો છે. કેમકે એજ ૧૭
હેરોદ પોતાના ભાઈ ફીલીપની વહુ હેરોદિયાને પરણ્યો હતો, ને
એણીના કારણથી તેણે મોકલીને યોહાનને પકડાવ્યો હતો, ને
કેદખાનામાં તેને બંધાવ્યો હતો; કેમકે યોહાને હેરોદને કહ્યું ૧૮
હતું કે, તારા ભાઈની વહુ રાખવી તને યોગ્ય નથી. ને ૧૯
હેરોદિયા તે પર અદાવત રાખતી, ને તેને મારીનાખવા
ચાહાતી, પણ એવું કરી શકતી નહોતી. કેમકે હેરોદ યોહાનને ૨૦
ન્યાયી તથા પવિત્ર માણસ જાણીને તેથી બિહીતો, ને તેને
સંભાળતો, ને તેનું સાંભળીને બહુ ગભરાતો, પણ ખુશીથી
તેનું સાંભળતો. અને જ્યારે જોગવાઈનો દહાડો આવ્યો, ત્યારે ૨૧
હેરોદે પોતાની વરસગાંઠે પોતાના અમીરોને તથા સેનાપતિ-
ઓને તથા ગાલીલના સરદારોને સારૂ મિજબાની કરી; ને તેજ ૨૨
હેરોદિયાની દીકરી અંદર આવીને નાચી, ને હેરોદને તથા તેની
સાથે બેસનારાઓને રીજવ્યા, તેથી રાજાએ છોકરીને કહ્યું
કે, તું જે ચાહે તે મારી પાસે માગ, ને હું તને તે આપીશ. ને ૨૩
તેણે સમ ખાઈને તેને કહ્યું કે, જે કંઈ તું મારી પાસે માગે તે
મારા અડધા રાજ્ય સુધી હું તને આપીશ. અને તેણે બહાર ૨૪
જઈને પોતાની માને કહ્યું કે, હું શું માગું? ને તેણીએ કહ્યું,
યોહાન બાપ્તિસ્મા કરનારનું માથું. ને તરત રાજાની પાસે ૨૫
ઉતાવળથી માંહે આવીને તેણીએ માગીને કહ્યું કે, હું ચાહુંછું કે,
યોહાન બાપ્તિસ્મા કરનારનું માથું કથરોટમાં હમણાં મને
આપ. ને રાજા બહુ દલગીર થયો, પણ પોતાના સમને ૨૬
લીધે તથા પોતાની સાથે બેસનારાઓને લીધે તેને ના કહેવાને
ચાહ્યું નહિ. અને તરત રાજાએ સિપાઈને મોકલીને એનું માથું ૨૭
લાવવાનો હુકમ કરયો, ને તેણે જઈને કેદખાનામાં તેનું માથું
કાપીનાખ્યું; ને તેનું માથું કથરોટમાં લાવીને છોકરીને ૨૮
દીધું; ને છોકરીએ પોતાની માને તે દીધું. ને તેના શિષ્યો એ ૨૯
સાંભળીને આવ્યા, ને તેનું ધડ લઈગયા, ને કબરમાં મૂકયું.
અને પ્રેરિતો ઈશુની પાસે એકઠા થાયછે, ને જે જે તેઓએ ૩૦

૩૧ કરયું, તથા જે જે તેઓએ શીખવ્યું, તે બધું તેને કહ્યું. ને તેણે
તેઓને કહ્યું કે, તમે પોતે ઉજડ ઠેકાણામાં એકાંત આવો, ને
થોડો વિસામો ખાઓ; કેમકે આવનારા ને જનારા ઘણા
હતા; ને તેમને ખાવાનો પણ અવકાશ મળતો નહોતો.
૩૨ ૩૩ અને તેઓ હોડીએ ઉજડ ઠેકાણે એકાંત ગયા. અને લોકોએ
તેઓને જતા દીઠા; ને ઘણાએ તેને ઓળખ્યો; અને સઘળાં
શહેરોમાંથી પગે દોડીને ત્યાં ગયા, ને તેઓની આગળ જઈ
૩૪ પહોંચ્યા, ને તેની પાસે એકઠા થયા. અને ઈશુએ બહાર
આવીને અતિ ઘણા લોકને જોયા; ને તેઓના ઉપર કરૂણા
કીધી; કાંજે તેઓ રખેવાળ વગરનાં ઘેટાં જેવા હતા; ને તે
૩૫ તેઓને બહુ ઉપદેશ કરવા લાગ્યો. ને દહાડો નમવા લાગ્યો,
એટલામાં તેના શિષ્યો તેની પાસે આવીને કહેછે કે, આ
૩૬ ઠેકાણું ઉજડ છે; ને વખત બહુ ગયો છે; તેઓને વિદાય
કર, એ માટે કે તેઓ આસપાસનાં પરાંમાં તથા ગામોમાં
જઈને પોતાને સારૂ રોટલી વેચાતી લે; કેમકે તેઓની પાસે
૩૭ કંઈ ખાવાતું નથી. ને તેણે ઉત્તર આપતાં તેઓને કહ્યું કે, તમે
તેઓને ખાવાતું આપો. અને તેઓ તેને કહેછે કે, શું અમે
જઈને બસેં દીનારની રોટલીઓ લઈને તેઓને ખવાડિયે?
૩૮ પણ તે તેઓને કહેછે કે, તમારી પાસે કેટલી રોટલીઓ છે?
જઈને જુઓ. ને તેઓ જાણ્યા પર કહેછે, પાંચ તથા બે
૩૯ માછલી. ને તેણે પંગતે પંગતે લીલા ઘાસ પર સઘળાને
૪૦ બેસાડવાનો તેઓને હુકમ કરયો. અને તેઓ સો સો તથા
૪૧ પચાસ પચાસ હારબંધ બેઠા. અને તેણે પાંચ રોટલી તથા બે
માછલી લઈને આકાશની ગમ જોઈને સ્તુતિ કીધી; ને
રોટલીઓ ભાંજીને તેઓને પીરસવા સારૂ પોતાના શિષ્યોને
૪૨ આપી; ને બે માછળી સહુને વેહેંચી આપી. ને સહુએ ખાધું,
૪૩ ને તેઓ તૃપ્ત થયા; ને તેઓએ બાર ટોપલી ભરાઈ એટલા
૪૪ કકડા, તથા માછલીઓમાંનું કંઈ બાકી રહેલું ઉઠાવ્યું. ને
જેઓએ રોટલીઓ ખાધી તેઓ આસરે પાંચ હજાર
પુરૂષ હતા.

અને તત્કાળ તેણે પોતાના શિષ્યોને તાકીદ કીધી, કે હોડી પર ૪૫
ચડો, ને બેથસૈદે મારી અગાડી પેલે પાર જાઓ, એટલામાં હું
લોકોને વિદાય કરૂં. ને તેઓને વિદાય કરીને તે પહાડ પર ૪૬
પ્રાર્થના કરવા ગયો. અને સાંજ પડી ત્યારે હોડી સમુદ્ર ૪૭
મધ્યે હતી; ને તે એકલો જમીન પર હતો. ને તેણે તેઓને ૪૮
હલેસાં મારવાની મહેનત કરતા જોયા; કેમકે પવન તેઓને
ઉલટો હતો; ને પાછલી પહોર રાત્રે તે સમુદ્ર પર ચાલતો
તેઓની પાસે આવેછે, ને જાણે તેઓથી આગળ જવાનું
કરયું. ને તેઓએ તેને સમુદ્ર પર ચાલતો દેખીને ધારયું કે, ૪૯
આ તો આભાસ છે, ને બૂમ પાડી; કેમકે સહુ તેને જોઈને ૫૦
ગભરાયા. ને તરત તે તેઓની સાથે બોલ્યો, ને તેઓને
કહેછે કે, હિમ્મત રાખો, હું છું, બીહો મા. અને તેઓની પાસે ૫૧
તે હોડી પર ચડયો, ને પવન થંભ્યો; ને તેઓ મનમાં બેહદ
આશ્ચર્ય પામીને અતિ વિસ્મય થયા. કેમકે તેઓ રોટલી ૫૨
સંબંધી ન સમજ્યા; કારણ કે તેઓનાં મન કઠણ હતાં.

અને તેઓ પાર જઈને ગેનેસરેત દેશમાં આવ્યા, ને ૫૩
કીનારે લાગ્યા. ને હોડીપરથી તેઓના ઉતરયા પર, લોકોએ ૫૪
તેનો ઓળખ્યો, ને ચારેગમ તે આખા દેશે દોડીને જ્યાં ૫૫
તેઓએ સાંભળ્યું કે તે છે, ત્યાં ખાટલાઓ પર માંદાઓને લઈ
આવવા લાગ્યા. ને જ્યાં તે ગામો કે શહેરો કે પરાંઓમાં ૫૬
પેઠો, ત્યાં તેઓએ માંદાઓને ચહુટાંઓમાં રાખ્યા, ને તેની
વિનંતી કીધી કે, એઓ તારાં લુગડાંની કોરને પણ અડકે;
ને જેટલા તેને અડકયા તેટલા સાજા થયા.

**અ**ને ફરોશીઓ તથા કેટલાએક શાસ્ત્રીઓ યરૂશાલેમથી ૭
આવીને તેની પાસે એકઠા થાયછે. ને તેના કેટલાએક શિષ્યોને ૨
અશુદ્ધ, એટલે અણધોએલા હાથે રોટલી ખાતા જોઈને
તેઓએ દોષ મૂકયો. કેમકે ફરોશીઓ તથા બધા યહુદીઓ ૩
વડીલોના સંપ્રદાય પાળીને સારીપઠે હાથ ધોયા વિના ખાતા
નથી. ને ચહુટેથી આવીને નહાયા વિના તેઓ ખાતા નથી; ૪

ને વાટકા તથા ગાગરો તથા ત્રાંબાનાં વાસણ તથા ખાટલા-
ઓને ધોવા ઈત્યાદિ ઘણી બીજી ક્રિયાઓ પાળવાને તેઓએ
૫ સ્વિકાર્યું હતું. પછી ફરોશીઓ તથા શાસ્ત્રીઓ તેને પુછેછે કે,
તારા શિષ્યો અણધોએલે હાથે રોટલી ખાતાં કેમ વડીલોના
૬ સંપ્રદાય પ્રમાણે ચાલતા નથી? ને તેણે ઉત્તર આપીને
તેઓને કહ્યું કે, તમ ઢોંગીઓ સંબંધી યશાયાએ ઠીક ભવિષ્ય-
વાત કહી, જેમ લખ્યું છે કે, "આ લોક હોઠોએ મને માનેછે,
૭ પણ તેઓનાં હૃદયો મારાથી વેગળાં રહેછે. પણ તેઓ
પોતાના મત દાખલ માણસોની આજ્ઞા શીખવતાં મને
૮ વ્યર્થ ભજેછે." કેમકે દેવની આજ્ઞા મૂકી દઈને તમે ગાગરો
તથા વાટકાઓને વીછળવા, એવા માણસોના સંપ્રદાયને
પાળોછો; ને તે પ્રકારનાં એવાં બીજાં ઘણાં કામ કરોછો.
૯ અને તેણે તેઓને કહ્યું કે, તમે પોતાના સંપ્રદાય પાળવા સારૂ
૧૦ દેવની આજ્ઞા તદન રદ કરોછો. કેમકે મુસાએ કહ્યું કે, "તારા
બાપને તથા તારી માને માન આપ," ને "જે કોઈ બાપની કે
૧૧ માની નિંદા કરે તે મારયો જાય." પણ તમે કહોછો કે, જો
કોઈ માણસ પોતાના બાપને કે માને કહે કે, મારાથી તને જે
૧૨ કંઈ લાભ થાય તે કોરબાન, એટલે અર્પિતદાન થયલું છે, તો
તમે તેને તેના બાપને સારૂ કે તેની માને સારૂ ત્યાર
પછી કંઈ કરવા દેતા નથી, અને એમ કરીને તમારા
૧૩ શિખાડેલા સંપ્રદાયવડે તમે દેવનું વચન રદ કરોછો; ને તે
૧૪ પ્રકારનાં તમે એવાં ઘણાં કામો કરોછો. અને બધા લોકને
પાસે તેડીને તેણે તેઓને કહ્યું કે, તમે સહુ મારૂં સાંભળો તથા
૧૫ સમજો. માણસની બહારથી તેમાં પેસીને તેને વટાળી શકે,
એવું કંઈ નથી; પણ તેમાંથી જે નિકળેછે, તેજ માણસને
૧૬ વટાળેછે. જો કોઈને સાંભળવાને કાન છે તો તે સાંભળે.
૧૭ ને જ્યારે લોકોની પાસેથી જઈને તે ઘરમાં પેઠો, ત્યારે તેના
૧૮ શિષ્યોએ આ દૃષ્ટાંત સંબંધી તેને પુછયું. ને તે તેઓને કહેછે
કે, તમે પણ શું એવા અણસમજુ છો? તમે જાણતા નથી
કે, બહારથી માણસમાં જે જે પેસે તે તેને વટાળી શકતું નથી?

કેમકે એના હૃદયમાં તે પેસતું નથી, પણ પેટમાં; ને નિકળીને ૧૯
સંડાસમાં જાયછે; એવું કહીને તેણે સર્વ ખોરાક શુદ્ધ કર્યા.
વળી તેણે કહ્યું કે, માણસમાંથી જે નિકળેછે તેજ માણસને ૨૦
વટાળેછે. કેમકે માંહેથી, એટલે માણસોના હૃદયથી, જે ૨૧
નિકળેછે, તે આ, ભુંડા વિચારો, છીનાળાં, વ્યભિચારો,
હત્યાઓ, ચોરીઓ, લોભ, દુષ્ટપણું, કપટ, કામાતુરપણું, ૨૨
અદેખાઈ, દુર્ભાષણ, અભિમાન, મૂર્ખપણું; એ બધાં ભુડાં ૨૩
વાનાં માંહેથી નિકળેછે, ને માણસને વટાળેછે.

પછી તે ત્યાંથી ઉઠીને સુર તથા સીદોનની સીમોમાં ગયો; ૨૪
ને ઘરમાં જઈને કોઈ ન જાણે એવું ચાહાતો હતો; પણ તે
છાનો રહી ન શકયો. કેમકે એક બાયડી જેની નાની દીકરીને ૨૫
અશુદ્ધ આત્મા વળગેલો હતો, તે તેના વિષે સાંભળીને
આવી, ને તેના પગ આગળ પડી. તે બાયડી યુનાની હતી, ૨૬
ને સુરફૈનીસી કુળની; ને તેણે પોતાની દીકરીમાંથી ભૂત
કહાડવાને તેની વિનંતી કરી. પણ ઈશુએ તેને કહ્યું કે, ૨૭
પહેલાં છોકરાંને ધરાવા દે; કેમકે છોકરાંની રોટલી લઈને
કુતરાંને ફેંકવી એ સારૂં નથી. પણ તે ઉત્તર આપીને તેને કહેછે ૨૮
કે, હા, પ્રભુ, તો પણ કુતરાં મેજ તળે છોકરાંના કકડામાંનાં
ખાયછે. અને તેણે તેને કહ્યું કે, આ વાતને લીધે જા; તારી ૨૯
દીકરીમાંથી ભૂત નિકળ્યો છે. ને તેણે પોતાને ઘેર આવીને ૩૦
જોયું કે, ભૂત નિકળેલો છે, ને તેની દીકરી ખાટલા પર
સુતેલી છે.

અને ફરી સુર તથા સીદોનની સીમોમાંથી નિકળીને, ૩૧
દેકાપોલીસની સીમોમાં થઈને, ગાલીલના સમુદ્રની પાસે તે
આવ્યો. ને તેઓ એક બેહેરા બોબડાને તેની પાસે લાવેછે, ને ૩૨
તે પર હાથ મૂકવાને તેની વિનંતી કરેછે. અને તેણે લોક ૩૩
પાસેથી તેને એકાંત લઈજઈને તેના કાનોમાં પોતાની આંગળી
ઘાલી, ને થુંકીને તેની જીભને અડકયો; ને આકાશની ગમ ૩૪
જોઈને તથા નિશાસો મૂકીને કહેછે કે, એફફાથા, એટલે
ઉઘડી જા. ને તરત તેના કાનો ઉઘડી ગયા; ને તેની જીભનું ૩૫

૩૬ બંધન છુટયું, ને તે સાફ બોલ્યો. ને તેઓ કોઈને ન કહે માટે
તેણે તેઓને સખત આજ્ઞા આપી; પણ જેમ વધારે સખત
આજ્ઞા તે તેઓને આપતો, તેમ બહુ વધારે કરીને તેઓ વાત
૩૭ પ્રગટ કરતા. ને તેઓએ અતિ ઘણા અચરત થઈને કહ્યું કે,
તેણે બધું સારૂંજ કરયું છે; તે બેહેરાઓને પણ સાંભળતા
કરેછે, ને મુગાઓને પણ બોલતા કરેછે.

૮ તે દહાડાઓમાં અતિ ઘણા લોક હતા, ને તેઓની પાસે
કંઈ ખાવાનું ન હતું, ત્યારે ઈશુ પોતાના શિષ્યોને પાસે તેડીને
૨ તેઓને કહેછે કે, લોક પર મને દયા આવેછે, કેમકે હમણાં
ત્રણ દહાડા તેઓ મારી જોડે રહ્યા છે; ને તેઓની પાસે
૩ કંઈ ખાવાનું નથી; ને જો હું તેઓને ભુખ્યા ઘેર મોકલું
તો વાટમાં તેઓ ઘણા થાકી જશે; કેમકે તેઓમાંના કેટલાએક
૪ આઘેથી આવ્યા છે. તેના શિષ્યોએ તેને ઉત્તર આપ્યું કે, હિયાં
રાનમાં કયાંથી કોઈ એટલાં બધાંને રોટલીથી તૃપ્ત કરી શકે?
૫ ને તેણે તેઓને પુછયું કે, તમારી પાસે કેટલી રોટલીઓ છે?
૬ ને તેઓએ કહ્યું, સાત. ને તેણે લોકને જમીન પર બેસવાનો
હુકમ આપ્યો; ને સાત રોટલીઓ લઈને તથા સ્તુતિ કરીને
ભાંગી; ને પીરસવા સારૂ પોતાના શિષ્યોને આપી; ને તેઓએ
૭ લોકને પીરસી. અને તેઓની પાસે થોડી માછલીઓ પણ
૮ હતી; ને તેણે સ્તુતિ કરીને તે પણ પીરસવાનું કહ્યું. ને તેઓ
ખાઈને ધરાયા; ને તેઓએ બાકી રહેલા કકડાઓની સાત
૯ ટોપલીઓ ઉઠાવી. ને ખાનારા આસરે ચાર હજાર હતા;
ને તેણે તેઓને વિદાય કીધા.

૧૦ અને તરત હોડી પર ચઢીને તે પોતાના શિષ્યો સાથે દાલ-
૧૧ માનુથાની સીમોમાં આવ્યો. ને ફરોશીઓ નિકળી આવ્યા;
ને તેનું પરીક્ષણ કરતાં તેની પાસે આકાશમાંથી નિશાણી
૧૨ માગીને તેની સાથે વિવાદ કરવા લાગ્યા. ને પોતાના
આત્મામાં નિશાસો મૂકીને તે કહેછે કે, આ પેઢી નિશાણી
કેમ માગેછે? હું તમને ખચીત કહુંછું કે, આ પેઢીને કંઈજ

નિશાણી અપાશે નહિ. ને તેઓને મૂકયા પછી હોડી પર ફરી ૧૩
ચઢીને તે પેલે પાર ગયો.

અને તેઓ રોટલી લાવવાને વિસરી ગયા હતા; ને એક ૧૪
રોટલી વિના બીજી તેઓની પાસે હોડીમાં નહોતી. ને તેણે ૧૫
તેઓને આજ્ઞા આપીને કહ્યું કે, જોજો, ફરોશીઓના ખમીર તથા
હેરોદના ખમીરથી સાવધાન રહો. ને તેઓએ માહોમાંહે ૧૬
સંવાદ કરીને કહ્યું કે આપણી પાસે રોટલી નથી, માટે [એમ
કહેછે]. અને ઈશુ એ જાણીને તેઓને કહેછે કે, તમારી પાસે ૧૭
રોટલી નથી એ માટે તમે કેમ સંવાદ કરોછો? હજી સુધી શું
તમે નથી જાણતા, ને નથી સમજતા? હજી તમારાં હૃદય
કઠણ રહ્યાં છે? તમને આંખો છતાં શું તમે નથી દેખતા? ૧૮
અને કાનો છતાં, શું તમે નથી સાંભળતા? ને શું યાદ નથી
રાખતા? જ્યારે પાંચ હજારને સારૂ પાંચ રોટલી મેં ભાંજી, ૧૯
ત્યારે તમે કકડાઓની ભરેલી કેટલી ટોપલીઓ ઉઠાવી?
તેઓ તેને કહેછે કે, બાર. ને જ્યારે ચાર હજારને સારૂ ૨૦
સાત, ત્યારે તમે કકડાથી ભરેલી કેટલી ટોપલીઓ ઉઠાવી?
ને તેઓએ કહ્યું કે, સાત. ને તેણે તેઓને કહ્યું, તો તમે કેમ ૨૧
નથી સમજતા?

અને તે બેથસૈદામાં આવેછે; ને તેઓ તેની પાસે એક ૨૨
આંધળાને લાવેછે, જેને અડકવા સારૂ તેઓ તેની વિનંતી
કરેછે. ને આંધળાનો હાથ પકડીને તે તેને ગામમાંથી બહાર ૨૩
લઈગયો, ને તેની આંખોમાં થુંકીને ને તેના પર હાથ મૂકીને
તેને પુછયું કે, તું કંઈ જુએછે? ને ઉપર જોઈને તેણે કહ્યું કે, ૨૪
ઝાડોનાં સરખાં માણસોને ચાલતાં હું જોઉંછું. ત્યાર પછી તેણે ૨૫
ફરી તેની આંખો પર હાથ મૂકીને તેને તાકીને જોયો; ને તેણે
સાજા થઈને સારીપઠે સઘળું દીઠું. અને તેણે તેને ઘેર ૨૬
મોકલતાં કહ્યું કે, ગામમાં ન જા, ને ગામમાં કોઈને પણ ન કહે.

અને ઈશુ તથા તેના શિષ્યો ફિલીપી કાઈસારીનાં ગામોમાં ૨૭
ગયા; ને માર્ગમાં તેણે પોતાના શિષ્યોને પુછતાં કહ્યું કે, હું કોણ
છું, એ વિષે માણસો શું કહેછે? ને તેઓએ ઉત્તર આપ્યું, ૨૮

[કોઈ કહેછે કે તું] યોહાન બાપ્તિસ્મા કરનાર છે; ને
કેટલાએક કે તું એલિયા, ને કેટલાએક કે તું ભવિષ્યવાદી-
૨૯ ઓમાંનો એક છે. ને તે તેઓને કહેછે, પણ હું કોણ છું
એ વિષે તમે શું કહોછો? ને પીતર ઉત્તર આપતાં તેને કહેછે
૩૦ કે, તું મસીહ છે. ને તેણે તેઓને સખત આજ્ઞા આપી કે,
મારા સંબંધી કોઈને ન કહો.
૩૧ અને તે તેઓને શીખવવા લાગ્યો કે, માણસના દીકરાએ
ઘણું સહેવું, ને વડીલોથી તથા મુખ્ય યાજકોથી તથા શાસ્ત્રી-
ઓથી નાપસંદ થવું, ને મારયા જવું, ને ત્રણ દહાડા પછી
૩૨ પાછા ઉઠવું જોઈએ. ને તે એ વાત ઉઘાડી રીતે બોલ્યો. અને
૩૩ પીતર તેને બાજુપર લઈને તેને ઠપકો આપવા લાગ્યો; પણ
તેણે ફરીને તથા પોતાના શિષ્યોને જોઈને પીતરને ઠપકો આપતાં
કહ્યું કે, શેતાન, મારી પછવાડે જા; કેમકે તું દેવનાં [વાનાં] પર
ચિત્ત લગાડતો નથી, પણ માણસોનાં વાનાં પર ચિત્ત લગાડેછે.
૩૪ અને તેણે લોકોને પોતાના શિષ્યો સુદ્ધાં પાસે તેડીને તેઓને
કહ્યું કે, જે કોઈ મારી પાછળ આવવા ચાહેછે, તેણે પોતાનો
નકાર કરવો, ને પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ
૩૫ ચાલવું. કેમકે જે કોઈ પોતાનો જીવ બચાવવા ચાહે, તે તેને
ખોશે; પણ જે કોઈ મારે લીધે તથા સુવાર્ત્તાને લીધે પોતાના
૩૬ જીવને ખોય, તે તેને બચાવશે. કેમકે જો માણસ આખું
જગત મેળવે, ને પોતાના જીવની હાનિ પામે, તો તેને શો
૩૭ લાભ થાય? અથવા માણસ પોતાના જીવનો શો બદલો
૩૮ આપશે? કેમકે આ વ્યભિચારી તથા પાપી પહેડીમાં જે કોઈ
મારે લીધે તથા મારી વાતોને લીધે શરમાશે, તેને લીધે
માણસનો દીકરો, જ્યારે પોતાના બાપના મહિમામાં પવિત્ર
દૂતોની સાથે આવશે, ત્યારે તે શરમાશે.

૯ **અ**ને તેણે તેઓને કહ્યું કે, હું તમને ખચીત કહુંછું કે હિયાં
જે ઉભા છે, તેઓમાંના કેટલાએક એવા છે કે પરાક્રમે
આવેલું દેવનું રાજ્ય જોયા પહેલાં, તેઓ મરણ પામશે નહિ.

અને છ દહાડા પછી ઈશુ પીતરને તથા યાકુબને તથા ૨
યોહાનને સાથે લઈને એકલા તેઓને ઉંચા પહાડ ઉપર એકાંત
લઈજાયછે; ને તેઓની આગળ તેનું રૂપાંતર થયું. ને તેનાં ૩
લુગડાં ઉજળાં, બરફના જેવાં બહુ સફેદ થયાં; એવાં કે પૃથ્વીમાં
કોઈ પણ ધોબી તેવાં સફેદ કરી ન શકે. ને એલિયા મુસાની ૪
સંઘાતે તેઓને દેખાયો, ને તેઓ ઈશુની સાથે વાત કરતા
હતા. ને પીતર ઉત્તર આપીને ઈશુને કહેછે કે, રાબી, ૫
આપણે હિયાં રહીએ એ સારૂં છે; ને અમારે ત્રણ માંડવા
બનાવવા, એક તારે વાસ્તે, ને એક મુસાને વાસ્તે, ને એક
એલિયાને વાસ્તે. કેમકે શું બોલવું એ તેને સુઝ્યું નહિ, કાંજે ૬
તેઓ બહુ બિહીતા હતા. અને તેઓ પર છાયા કરનારૂં વાદળું ૭
આવ્યું; ને વાદળામાંથી એવી વાણી થઈ કે, આ મારો વહાલો
દીકરો છે, તેનું સાંભળો. ને તત્કાળ ચારોગમ જોઈને તેઓએ ૮
પછી પોતાની સાથે એકલા ઈશુ વિના કોઈને દીઠા નહિ. અને ૯
પહાડપરથી તેઓ ઉતરતા હતા, ત્યારે તેણે તેઓને ફરમાવ્યું
કે, માણસનો દીકરો મુએલાંમાંથી પાછો ઉઠે, ત્યાં સુધી તમે જે
જોયું તે કોઈને ન કહો. અને મુએલાંમાંથી પાછા ઉઠવું એ શું ૧૦
હશે, તે વિષે માહોમાંહે વાદવિવાદ કરતા તેઓએ તે વાત મનમાં
રાખી. અને તેઓએ તેને પુછીને કહ્યું કે, શાસ્ત્રીઓ કેમ કહેછે ૧૧
કે, પહેલાં એલિયાએ આવવું જોઈએ? ને તેણે ઉત્તર આપીને ૧૨
તેઓને કહ્યું કે, એલિયા પહેલાં આવીને સર્વને સુધારેછે ખરો;
ને માણસના દીકરા વિષે કેમ લખ્યું છે કે, તેણે ઘણું દુઃખ સહેવું
ને ધિઃકાર પામવો? પણ હું તમને કહુંછું કે, એલિયા ખરેખર ૧૩
આવ્યો છે; ને તેના વિષે લખેલું છે તે પ્રમાણે તેઓએ જેમ ચાહ્યું
તેમ તેને કીધું.

અને તેણે શિષ્યોની પાસે આવીને તેઓની આસપાસ અતિ ૧૪
ઘણા લોકને તથા તેઓની સાથે વિવાદ કરતા શાસ્ત્રીઓને
જોયા. ને તરત તે બધા લોક તેને જોઈને બહુ અચરતી ૧૫
પામ્યા; ને દોડીને તેને સલામ કીધી. ને તેણે શાસ્ત્રીઓને ૧૬
પુછયું કે, તેઓની જોડે તમે શો વિવાદ કરોછો? ને લોકમાંથી ૧૭

એકે ઉત્તર આપીને કહ્યું કે, ઉપદેશક, હું મારો દીકરો તારી
૧૮ પાસે લાવ્યો; તેને મુગો આત્મા વળગેલો છે. અને જ્યાં કંઈ તે
તેને પકડેછે, ત્યાં તે તેને ફાડેછે; ને તે ફીણ કહાડેછે, ને દાંત
પીસેછે; ને તે તવાઈ જાયછે. અને મેં તારા શિષ્યોને તેને
૧૯ કહાડવાનું કહ્યું; પણ તેઓ કહાડી ન શક્યા. પણ તે ઉત્તર
આપીને તેઓને કહેછે કે, ઓ અવિશ્વાસી પહેડી, હું ક્યાં સુધી
તમારી સાથે રહીશ? ક્યાં સુધી હું તમારૂં ખમીશ? તેને
૨૦ મારી પાસે લાવો. અને તેઓ તેની પાસે તેને લાવ્યા, ને
એને જોઈને આત્માએ તરત તેને પીલ્યો; ને જમીન પર
૨૧ પડીને તે ફીણ કહાડતો તરફડયો. અને તેણે એના બાપને
પુછયું કે, એને આ થયાને કેટલો કાળ થયો છે? ને તેણે કહ્યું
૨૨ કે, બાળપણથી. અને તેનો નાશ કરવા સારૂ તેણે ઘણી વેળાએ
આગમાં તથા પાણીમાં પણ તેને નાખી દીધો; પણ જો તું
કંઈ કરી શકે તો અમારા પર કરૂણા રાખીને અમારી મદદ
૨૩ કર. પણ ઈશુએ તેને કહ્યું કે, જો તું કરી શકે [તે શું]! વિશ્વાસ
૨૪ રાખનારને તો સર્વે શકય છે. અને તરત બાળકના બાપે
ઘાંટો પાડતાં કહ્યું કે, હું વિશ્વાસ કરૂંછું, મારા અવિશ્વાસ વિષે
૨૫ મારી મદદ કર. પણ ઘણા લોક દોડતા આવેછે, એ જોઈને
ઈશુએ અશુદ્ધ આત્માને ધમકાવીને તેને કહ્યું કે, મુગા
તથા બેહેરા આત્મા, હું તને હુકમ કરૂંછું કે, તેમાંથી નિકળ;
૨૬ ને ફરી તેમાં ન પેસ. અને ચીસ પાડીને ને તેને બહુ પીલીને
તે નિકળ્યો; ને તે મુઆ જેવો થયો, એવો કે ઘણાંએ કહ્યું કે,
૨૭ તે મરીગયો. પણ ઈશુએ તેનો હાથ ઝાલીને તેને ઉઠાડયો;
૨૮ ને તે ઉભો રહ્યો. અને તે ઘરમાં આવ્યો ત્યારે તેના શિષ્યોએ
૨૯ તેને એકાંતે પુછયું કે, અમે કેમ તેને કહાડી ન શકયા? ને
તેણે તેઓને કહ્યું કે, પ્રાર્થના તથા ઉપવાસ શિવાય બીજા
કોઇ ઉપાયથી એ જાત કહાડી શકાય એમ નથી.
૩૦ અને ત્યાંથી નિકળીને તેઓ ગાલીલમાં થઈને ગયા; ને કોઈ
૩૧ ન જાણે, એવી તેની ઈચ્છા હતી. કેમકે તે પોતાના શિષ્યોને
શીખવતો, ને તેઓને કહેતો કે, માણસનો દીકરો માણસોના

હાથમાં સોંપેલો છે; ને તેઓ તેને મારીનાખશે; ને મારી-
નંખાયા પછી તે ત્રીજે દહાડે પાછો ઉઠશે. અને તેઓ આ ૩૨
વાત સમજતા ન હતા, ને તેને પુછવાથી બિહીધા.
અને તે કાપરનાહુમમાં આવ્યો; ને તે ઘરમાં હતો, ત્યારે ૩૩
તેણે તેઓને પુછયું કે, તમે માર્ગનાં શો વિવાદ માહોમાંહે કરતા
હતા? પણ તેઓ છાના રહ્યા; કેમકે માર્ગમાં તેઓ માહોમાંહે ૩૪
વિવાદ કરતા હતા કે, મુખ્ય કોણ છે? અને તે બેઠો ને બારેને ૩૫
તેડીને તેઓને કહેછે કે, જો કોઈ પહેલો થવા ચાહે, તો તે સહુથી
છેલ્લો તથા સહુનો સેવક થાય. અને તેણે એક બાળક ૩૬
લઈને તેઓની વચમાં બેસાડયું; ને તેને હાથમાં લઈને તેઓને
કહ્યું કે, જે કોઈ એવાં બાળકોમાંના એકને મારે નામે માની ૩૭
લે, તે મને માની લેછે, ને જે કોઈ મને માની લે તે કેવળ મનેજ
નહિ, પણ જેણે મને મોકલ્યો છે તેને માની લેછે.
પણ યોહાને તેને ઉત્તર આપીને કહ્યું કે, ઉપદેશક, અમે ૩૮
કોઈએકને તારે નામે ભૂતોને કહાડતો દીઠો, ને તે અમારી
સાથે નથી ચાલતો; ને અમે તેને મના કીધી, કારણ કે તે
અમારી સાથે ચાલતો નથી. પણ ઈશુએ કહ્યું કે, તેને મના ૩૯
કરો મા, કેમકે જે મારે નામે ચમત્કાર કરશે, ને સેહેજ મારે
ઉલટું બોલી શકશે એવો કોઈ નથી. કેમકે જે આપણને ૪૦
વિરૂદ્ધ નથી, તે આપણી ગમનો છે. કેમકે હું તમને ખચીત ૪૧
કહુંછું કે, તમે ખ્રીસ્તના છો એ કારણથી જે કોઈ મારે નામે
તમને પ્યાલું પાણી પાશે, તે પોતાનું ફળ ખોશે નહિ. અને ૪૨
જે નાનાઓ મારા પર વિશ્વાસ કરેછે, તેઓમાંના એકને જે
કોઈ ઠોકર ખવાડે, તેને તે કરતાં આ સારૂં છે કે ઘંટીનું પડ
તેની કોટે બંધાય, ને તે સમુદ્રમાં નંખાય. અને જો તારો હાથ ૪૩
તને ઠોકર ખવાડે, તો તેને કાપીનાખ; તને બે હાથ છતાં
નરકમાં ન હોલવાનાર અગ્નિમાં જવું, જ્યાં તેઓનો કીડો ૪૪
નથી મરતો, ને અગ્નિ હોલવાતો નથી, તે કરતાં ઠુંઠા થઈને
જીવનમાં પેસવું એ તને સારૂં છે. ને જો તારો પગ તને ઠોકર ૪૫
ખવાડે, તો તે કાપીનાખ; તને બે પગ છતાં નરકમાં ન

૪૬ હોલવાનાર અગ્નિમાં નંખાઈ જવું, જ્યાં તેઓનો કીડો નથી
મરતો, ને અગ્નિ નથી હોલવાતો, તે કરતાં લંગડા થઈને
૪૭ જીવનમાં પેસવું એ તને સારૂં છે. અને જો તારી આંખ તને
ઠોકર ખવાડે તો તે કહાડી નાખ; તને બે આંખ છતાં
૪૮ અગ્નિના નરકમાં નંખાઈ જવું, જ્યાં તેઓનો કીડો મરતો
નથી, ને અગ્નિ નથી હોલવાતો, તે કરતાં કાણા થઈને દેવના
૪૯ રાજ્યમાં પેસવું એ તને સારૂં છે. કેમકે અગ્નિથી હરેક સલુણું
૫૦ કરાશે; ને હરેક યજ્ઞ મીઠાથી સલુણો કરાશે. મીઠું તો સારૂં
છે; પણ જો મીઠું નિઃસ્વાદ થાય, તો તેને શાથી ખારૂં કરશો?
પોતામાં મીઠું રાખો; ને માહોમાંહે સલાહ રાખો.

૧૦ અને ત્યાંથી ઉઠીને તે યરદનને પેલે પાર જઈને યહુદાની
સીમોમાં આવેછે; ને ફરી ઘણા લોક તેની પાસે આવેછે; ને
૨ તેના રિવાજ પ્રમાણે તે ફરી તેઓને ઉપદેશ કરતો. અને ફરો-
શીઓએ પાસે આવીને તેનું પરીક્ષણ કરતાં તેને પુછયું કે, શું
૩ પુરૂષને પોતાની વહુ છોડવી ઘટેછે? પણ તેણે ઉત્તર આપીને
૪ તેઓને કહ્યું કે, મુસાએ તમને શું ફરમાવ્યું હતું? ને તેઓએ કહ્યું
૫ કે, ફારગતી લખીને મૂકી દેવાની મુસાએ રજા આપી. અને
ઈશુએ ઉત્તર આપીને તેઓને કહ્યું કે, તમારાં હૃદયની કઠણ-
૬ તાને લીધે મુસાએ તમારે સારૂ એ આજ્ઞા લખી; પણ
ઉત્પત્તિના આરંભથી દેવે તેઓને એક પુરૂષ તથા એક સ્ત્રી
૭ બનાવ્યાં. એ કારણથી માણસ પોતાનાં માબાપને મૂકીને
૮ પોતાની વહુને મળતો રહેશે; ને તેઓ બંને એક દેહ થશે;
૯ એ માટે તેઓ ત્યાર પછી બે નથી, પણ એક દેહ છે; તો દેવે
૧૦ જે જોડ્યું છે તેને માણસે જુદું ન પાડવું. અને ઘરમાં તેના
૧૧ શિષ્યોએ ફરી તેજ બાબત તેને પુછયું; ને તે તેઓને કહેછે કે,
જે કોઈ પોતાની વહુને છોડે, ને બીજીને પરણે, તે તેણીના વિષે
૧૨ છિનાળું કરેછે; ને જો વહુ પોતાના વરને છોડે, ને બીજાને
પરણે, તો તે છિનાળું કરેછે.
૧૩ અને તેઓ તેની પાસે બાળકો લાવ્યા કે તે તેઓને અડકે;

ને શિષ્યોએ લાવનારાઓને ધમકાવ્યા, પણ ઈશુ તે જોઈને ૧૪
નાખુશ થયો; ને તેઓને કહ્યું કે, બાળકોને મારી પાસે
આવવા દો, ને તેઓને મના ન કરો; કાંજે દેવનું રાજ્ય
એવાંઓનું છે. હું તમને ખચીત કહુંછું કે, જે કોઈ બાળકની ૧૫
માફક દેવનું રાજ્ય કબૂલ નહિ કરશે, તે એમાં પ્રવેશ કરશેજ
નહિ. અને તેણે તેઓને બાથમાં લીધાં, ને તેઓ પર હાથ ૧૬
મૂકીને તેઓને આશીર્વાદ દીધો.

અને તે બહાર જતો હતો, ત્યારે રસ્તામાં એક જણ તેની ૧૭
પાસે દોડતો આવ્યો, ને તેની આગળ ઘુંટણ ટેકીને પુછયું કે, ઓ
ઉત્તમ ઉપદેશક, હું અનંત જીવનનો વારસો પામું, એ માટે હું
શું કરૂં? પણ ઈશુએ તેને કહ્યું કે, તું મને ઉત્તમ કેમ કહેછે? ૧૮
એક, એટલે દેવ, તે વિના કોઈ ઉત્તમ નથી. તું આજ્ઞાઓ જાણેછે, ૧૯
વ્યભિચાર ન કરવો, હત્યા ન કરવી, ચોરી ન કરવી, જુઠી
શાહેદી ન પુરવી, ઠગાઈ ન કરવી, માબાપની મર્યાદા રાખવી.
પણ તેણે ઉત્તર આપીને તેને કહ્યું કે, ઓ ઉપદેશક, એ બધાં ૨૦
તો મેં મારા બાળપણથી પાળ્યાં છે. અને તેની ગમ જોઈને ૨૧
ઈશુને તેના પર હેત આવ્યું, ને તેણે તેને કહ્યું કે, તું એક વાત
સંબંધી અધુરો છે; તારૂં જે છે તે જઈને વેચ, ને દરિદ્રીઓને દે;
ને આકાશમાં તને દોલત મળશે; ને આવ, વધસ્તંભ ઉંચકીને
મારી પાછળ ચાલ. પણ તે વાતને લીધે ઉદાસ થઈને તે શોક ૨૨
કરતો ચાલ્યો ગયો, કાંજે તેની સંપત ઘણી હતી. ને ઈશુ ૨૩
આસપાસ જોઈને પોતાના શિષ્યોને કહેછે કે, જેઓને દોલત
છે તેઓને દેવના રાજ્યમાં પેસવું કેવું અઘરૂં છે. ને તેની વાતો ૨૪
પર શિષ્યો અચરતી પામ્યા. પણ ઈશુ ફરી ઉત્તર આપીને
તેઓને કહેછે કે, છોકરા, દોલત પર ભરોંસો રાખનારાઓને
દેવના રાજ્યમાં પેસવું કેવું અઘરૂં છે. દોલતવાને દેવના ૨૫
રાજ્યમાં પેસવા કરતાં સોયના નાકામાં થઈને ઉંટને જવું
સેહેલ છે. ને તેઓએ ઘણી અચરતી પામીને માહોમાંહે કહ્યું, ૨૬
તો કોણ તારણ પામી શકે? પણ ઈશુ તેઓની ગમ જોઈને ૨૭
કહેછે કે, માણસોને એ અશકય છે, પણ દેવને નથી, કેમકે

૨૮ દેવને સર્વ શકય છે. અને પીતર તેને કહેવા લાગ્યો, જોજે, અમે
૨૯ બધું મૂકીને તારી પાછળ આવ્યા છિયે. પણ ઈશુએ ઉત્તર
આપીને કહ્યું કે, હું તમને ખચીત કહુંછું કે, જેણે મારે તથા
સુવાર્ત્તાને લીધે ઘરને, કે ભાઈઓને, કે બહેનોને, કે બાપને,
૩૦ કે માને, કે વહુને, કે છોકરાંને, કે ખેતરોને મૂક્યાં, તે અમણા
આ કાળમાં સોગણાં ઘરોને તથા ભાઈઓને તથા બેહેનોને
તથા માઓને તથા છોકરાંને તથા ખેતરોને સતાવણી સુદ્ધાં,
તથા આવતા કાળમાં અનંત જીવન ન પામે, એવો કોઈ નથી.
૩૧ પણ ઘણા જે પહેલા તેઓ છેલ્લા, ને જે છેલ્લા તેઓ પહેલા થશે.
૩૨ અને યરૂશાલેમની ભણી ચઢતાં તેઓ માર્ગમાં હતા; ને ઈશુ
તેઓની આગળ ચાલતો હતો; ને તેઓ અચરતી પામતાં
ને પાછળ ચાલતાં બિહીતા હતા. અને તે ફરી બાર [શિષ્યો]ને
પાસે તેડીને પોતાપર જે વીતવાનું હતું તે તેઓને કહેવા
૩૩ લાગ્યો કે, જુઓ, આપણે યરૂશાલેમમાં જઈયેછિયે; ને
માણસનો દીકરો મુખ્ય યાજકોને તથા શાસ્ત્રીઓને સોંપાશે;
ને તેઓ તેના પર મોતની સજા ઠરાવશે, ને તેને વિદેશીઓને
૩૪ સોંપશે, ને તેની મશ્કરી કરશે, ને તેને કોરડા મારશે, ને
તેના પર થુંકશે, ને તેને મારીનાખશે; ને ત્રીજે દહાડે તે
પાછો ઉઠશે.
૩૫ અને ઝબીદીના દીકરા યાકુબ તથા યોહાન તેની પાસે
આવીને કહેછે કે, ઉપદેશક, અમારી ઈચ્છા છે કે, અમે જે કાંઈ
૩૬ માગિયે તે તું અમારે વાસ્તે કરે. અને તેણે તેઓને કહ્યું કે,
૩૭ તમારી શી ઈચ્છા છે? તમારે વાસ્તે હું શું કરૂં? ત્યારે તેઓએ
તેને કહ્યું કે, તારા મહિમમાં અમે એક તારે જમણે હાથે,
૩૮ એક ડાબે હાથે બેસિયે, એવું અમને આપ. પણ ઈશુએ તેઓને
કહ્યું કે, તમે જે માગોછો, તે તમે જાણતા નથી; જે વાટકો
હું પીઉંછું તે શું તમે પી શકોછો? ને જે બાપ્તિસ્મા હું લઉંછું, તે
૩૯ બાપ્તિસ્મા શું તમે લઈ શકોછો? તેઓએ તેને કહ્યું કે, અમે કરી
શકિયેછિયે. પણ ઈશુએ તેઓને કહ્યું કે, જે વાટકો હું પીઉંછું
તે તમે પીશો, ને જે બાપ્તિસ્મા હું લઉંછું, તે બાપ્તિસ્મા તમે

લેશો; પણ જેઓને સારૂ ઠરાવ્યું છે, તેઓ વગર બીજાઓને ૪૦
મારી જમણી ગમ ને ડાબી ગમ બેસવા દેવું, એ મારૂં નથી.
અને [બીજા] દસ એ સાંભળીને યાકુબ તથા યોહાન સંબંધી ૪૧
નાખુશ થવા લાગ્યા. પણ ઈશુ તેઓને પાસે તેડીને તેઓને ૪૨
કહેછે, તમે જાણોછો કે વિદેશીઓ પર જેઓ રાજ્ય કરનારા
જણાયછે, તેઓ તેમના પર ધણીપણું કરેછે, ને તેઓના જે
મોટા તેઓ તેમના પર અધિકાર ચલાવેછે. પણ તમારામાં ૪૩
એમ ન થશે, પણ તમારામાં જે કોઈ મોટો થવા ચાહે, તે
તમારો સેવક થશે; ને જે કોઈ પ્રથમ થવા ચાહે તે સહુનો ૪૪
દાસ થશે. કેમકે માણસનો દીકરો સેવા કરાવવાને નહિ, ૪૫
પણ સેવા કરવાને, ને ઘણાની ખંડણીને સારૂ પોતાનો જીવ
આપવાને આવ્યો છે.

અને તેઓ યરીખોમાં આવેછે; ને યરીખોમાંથી તે ૪૬
તથા તેના શિષ્યો તથા ઘણા લોક નિકળતા હતા, એટલે
તીમાયનો દીકરો બારતીમાય જે આંધળો હતો તે માર્ગની કોરે
ભીખ માગતો બેઠો હતો. અને ઈશુ નાઝારી છે, એમ સાંભળીને ૪૭
તે પોકારવા તથા કહેવા લાગ્યો કે, ઓ ઈશુ, દાવુદના દીકરા,
મારા પર દયા કર. અને ઘણાએ તેને ધમકાવ્યો કે, તું ચુપ ૪૮
રહે; પણ તે ઘણો વધતો પોકારયો કે, ઓ દાવુદના દીકરા,
મારા પર દયા કર. અને ઈશુએ ઉભા રહીને તેને બોલાવવાનું ૪૯
કહ્યું; ને આંધળાને બોલાવીને તેઓ તેને કહેછે કે, હિમ્મત
રાખ, ઊઠ, તે તને તેડેછે. અને તે પોતાનું લુગડું નાખી દઈને ૫૦
ઉઠયો, ને ઈશુની પાસે આવ્યો. અને ઈશુ તેને ઉત્તર આપાને ૫૧
કહેછે કે, હું તને શું કરૂં, એ વિષે તારી શી ઈચ્છા છે?
આંધળાએ તેને કહ્યું કે, સ્વામી, હું દેખતો થાઉં. અને ઈશુએ ૫૨
તેને કહ્યું કે, જા, તારા વિશ્વાસે તને બચાવ્યો છે. અને તરત તે
દેખતો થયો, ને માર્ગમાં ઈશુની પાછળ ગયો.

**અ**ને તેઓ યરૂશાલેમની નજદીક, જૈતુનના પહાડ આગળ ૧૧
બેથફાગે તથા બેથાનિયાની પાસે આવેછે, ત્યારે તે પોતાના

૨ શિષ્યોમાંના બેને આગળ મોકલેછે, ને તેઓને કહેછે કે, તમારી
સામેના ગામમાં જાઓ; ને તેમાં તમારા પેસતાં તરત એક
ગધેડાનું બચ્ચું જે પર કોઇ માણસ કદી બેઠું નહિ, એવું તમને
૩ બાંધેલું મળશે; તેને છોડી લાવો. અને જો કોઈ તમને કહે કે,
તમે એ શા માટે કરોછો? તો કહો કે, પ્રભુને તેનો ખપ છે;
૪ ને તરત તે એને અહીં મોકલશે. અને તેઓ ગયા; ને બે
રસ્તાના સંગમ પર એક બારણા આગળ, બહાર બાંધેલું બચ્ચું
૫ તેઓને મળ્યું; ને તેઓ તેને છોડેછે. અને જેઓ ત્યાં ઉભા હતા
તેઓમાંના કોઈએ તેઓને કહ્યું કે, બચ્ચાને તમે શું કરવા
૬ છોડોછો? ને જેમ ઈશુએ તેઓને ફરમાવ્યું હતું, તેમ તેઓએ
૭ તેઓને કહ્યું; ને તેઓને લઈજવા દીધું. અને તેઓ બચ્ચાને
ઈશુની પાસે લાવ્યા; ને તેના પર પોતાનાં લુગડાં નાખ્યાં; ને
૮ તેના પર તે બેઠો. ને ઘણાઓએ પોતાનાં લુગડાં રસ્તામાં
પાથર્યાં; ને બીજાઓએ ઝાડપરથી ડાળીઓ કાપીને રસ્તામાં
૯ પાથરી. અને આગળ તથા પાછળ ચાલનારાઓએ બૂમ
પાડતાં કહ્યું કે, હોસાના, પ્રભુને નામે જે આવેછે, તેને ધન્ય!
૧૦ આપણા બાપ દાવુદનું રાજ્ય જે પ્રભુને નામે આવેછે, તે
૧૧ આશીર્વાદિત; પરમ ઉંચામાં હોસાના. અને ઈશુ યરૂશાલેમ
જઈને મંદિરમાં ગયો, ને ચારોગમ બધું જોઈને સાંજ પડયા
પર બારે સુદ્ધાં નિકળીને તે બેથાનિયામાં ગયો.
૧૨ અને તે દિવસને બીજે દહાડે તેઓ બેથાનિયામાંથી નિકળી
૧૩ આવ્યા પછી, તે ભુખ્યો થયો. ને એક અંજીરી જેને પાતરાં
હતાં તેને આઘેથી જોઈને તેની પાસે ગયો, કે કદાપિ તેને તે
પરથી કંઈ મળે; ને તેની પાસે આવ્યો, ત્યારે પાતરાં વિના તેને
૧૪ કંઈ મળ્યું નહિ; કેમકે અંજીરોનો ઋતુ ન હતો. અને ઈશુએ
બોલતાં તેને કહ્યું કે, હવેથી કદી કોઇ તારા પરથી ફળ ન ખાઓ;
૧૫ ને તેના શિષ્યોએ સાંભળ્યું. અને તેઓ યરૂશાલેમમાં આવેછે;
ને ઈશુ મંદિરમાં પેસીને, મંદિરમાં વેચનારાઓને તથા ઘરાકોને
કહાડી નાખવા લાગ્યો; ને નાણાવટીઓના બાજટ તથા
૧૬ ખબુતર વેચનારાઓનાં આસનો ઉંધાં વાળ્યાં. અને કોઈને

મંદિરમાં થઈને કંઈ વાસણ લઇ જવા ન દીધું. અને તેઓને ૧૭
શીખવતાં તેણે કહ્યું કે, શું એમ લખ્યું નથી કે, મારૂં ઘર સર્વ
દેશનાઓને સારૂ પ્રાર્થનાનું ઘર કહેવાશે? પણ તમે તેને
લુટારાનું કોતર કીધું છે. અને શાસ્ત્રીઓએ તથા મુખ્ય ૧૮
યાજકોએ તે સાંભળ્યું, ને તેનો નાશ શી રીતે કરિયે તે વિષે
શોધ કીધો; કેમકે તેના ઉપદેશથી સર્વ લોક અચરતી પામ્યા
માટે તેઓ તેથી બિહીધા.

અને સાંજ પડી, ત્યારે તે શહેર બહાર ગયો. અને તેઓએ ૧૯ ૨૦
સવારે અંજીરીની પાસે થઇને જતાં તેને જડથી સુકાએલી જોઈ.
અને પીતર સંભારીને તેને કહેછે કે, સ્વામી, જો, જે અંજીરીને ૨૧
તેં શાપ દીધો તે સુકાઇ ગએલી છે. અને ઈશુ ઉત્તર આપી તેઓને ૨૨
કહેછે કે, દેવનો વિશ્વાસ રાખો; કેમકે હું તમને ખચીત ૨૩
કહુંછું કે, જે કોઈ આ પર્વતને કહે કે ખસેડાઈ જા, ને સમુદ્રમાં
નંખાઈ જા, ને પોતાના હૃદયમાં સંદેહ ન આણશે, પણ વિશ્વાસ
કરશે કે, જે હું કહુંછું તે થશે, તે જે કંઈ કહેશે તે તેને વાસ્તે થશે.
એ માટે હું તમને કહુંછું કે, જે સર્વ તમે પ્રાર્થના કરતાં માગોછો, ૨૪
તે અમે પામીશું, એવો વિશ્વાસ કરો, તો તે તમને મળશે.
અને તમે પ્રાર્થના કરતાં ઉભા રહોછો, ત્યારે જો કોઈને ઉલટું ૨૫
તમને કંઈ હોય, તો તેને માફ કરો, એ માટે કે તમારો બાપ જે
આકાશમાં છે, તે પણ તમારા અપરાધો તમને માફ કરે. પણ ૨૬
જો તમે માફ નહિ કરો, તો તમારો બાપ જે આકાશમાં તે પણ
તમારા અપરાધ માફ નહિ કરશે.

અને ફરી તેઓ યરૂશાલેમમાં આવેછે; ને તે મંદિરમાં ૨૭
ફરતો હતો, ત્યારે મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ તથા વડીલો
તેની પાસે આવેછે, ને તેને કહેછે કે, કયા અધિકારથી તું એવાં ૨૮
કરેછે, ને કોણે તને એવાં કરવાનો અધિકાર આપ્યો? અને ૨૯
ઈશુએ ઉત્તર આપીને તેઓને કહ્યું કે, હું પણ એક વાત તમને
પુછીશ; ને તમે મને જવાબ દો તો કયા અધિકારથી હું એવાં
કરૂંછું તે હું તમને કહીશ. યોહાનનું બાપ્તિસ્મા શું આકાશથી ૩૦
હતું કે માણસોથી? મને જવાબ દો. અને તેઓએ માહોમાંહે ૩૧

વિચારીને કહ્યું કે, જો કહિયે કે, આકાશથી, તો તે કહેશે કે,
૩૨ ત્યારે તમે તેનો વિશ્વાસ કેમ નથી કીધો? પણ જો કહિયે કે,
માણસથી, ત્યારે તેઓ લોકથી બિહીધા, કેમકે બધા યોહાનને
૩૩ નિશ્ચે ભવિષ્યવાદી કરી માનતા હતા. અને તેઓ ઉત્તર
આપીને ઈશુને કહેછે કે, અમે જાણતા નથી. અને ઈશુ ઉત્તર
આપી તેઓને કહેછે કે, કયા અધિકારથી હું એવાં કરૂંછું તે હું
પણ તમને કહેતો નથી.

૧૨ અને તે તેઓને દૃષ્ટાંતો કહેવા લાગ્યો કે, એક માણસે
દ્રાક્ષવાડી રોપી, ને તેની આસપાસ વાડ કરી, ને દ્રાક્ષ-
રસનો કુંડ ખોદ્યો, ને બુરૂજ બાંધ્યો, ને ખેડુતોને તે ઈજારે
૨ આપી; ને પરદેશ ગયો. ને મોસમે તેણે ખેડુતોની પાસે દાસ
મોકલ્યો, કે તે ખેડુતો પાસેથી દ્રાક્ષવાડીનાં ફળનું કંઈ લે;
૩ પણ તેઓએ તેને પકડીને કોરડે મારયો, ને ખાલી હાથે પાછો
૪ મોકલ્યો. અને ફરી તેણે બીજો દાસ તેઓની પાસે મોકલ્યો,
ને તેઓએ પત્થરો મારીને તેનું માથું ઘાયલ કીધું, ને ધિઃકારીને
૫ કહાડી મેલ્યો. અને ફરી તેણે બીજો મોકલ્યો, ને તેને તેઓએ
મારીનાખ્યો; ને બીજા ઘણા મોકલ્યા, ને તેઓએ કોઈને
૬ કોરડા મારયા, ને કોઈને મારીનાખ્યા. હજુ એનો એક
વહાલો દીકરો હતો, એને પણ તેણે આખરે તેઓની પાસે
૭ મોકલીને કહ્યું કે, તેઓ મારા દીકરાથી દબશે. પણ તે
ખેડુતોએ માહોમાંહે કહ્યું કે, આ તો વારસ છે; આવો, તેને
૮ મારીનાખિયે, તો વારસો આપણો થશે. અને તેઓએ તેને
૯ પકડીને મારીનાખ્યો, ને દ્રાક્ષવાડીમાંથી બહાર કહાડયો. એ
માટે દ્રાક્ષવાડીનો ધણી શું કરશે? તે આવશે, ને ખેડુતોનો
૧૦ નાશ કરશે, ને દ્રાક્ષવાડી બીજાઓને આપશે. શું તમે એ
લેખ નથી વાંચ્યો કે, "જે પત્થરનો બાંધનારાઓએ નકાર
૧૧ કરયો, તેજ ખુણાનું મથાળું થયો. એ પ્રભુ પાસેથી થયું, ને
૧૨ આપણી નજરમાં આશ્ચર્યવંત છે." અને તેઓ તેને પકડવા
શોધ કરતા; પણ લોકથી બિહીધા; કેમકે તેઓએ જાણ્યું

કે તેણે આપણા પર આ દૃષ્ટાંત કહ્યું; ને તેઓ તેને મૂકીને
ચાહ્યા ગયા.
અને તેઓ તેની પાસે કેટલાએક ફરોશીઓને તથા હેરોદી- ૧૩
ઓને મોકલેછે કે તેઓ વાતમાં તેને ફાંદામાં નાખે. તો તેઓ ૧૪
આવીને તેને કહેછે કે, ઉપદેશક, અમે જાણિયેછિયે કે, તું
ખરો છે, ને કોઈનો ભય રાખતો નથી, કાંજે માણસોના મહો
ભણી તું જોતો નથી, પણ સત્યતાથી દેવનો માર્ગ શીખવેછે.
કાયસારને કર આપવો ઉચિત છે કે નહિ? આપિયે કે નહિ ૧૫
આપિયે? પણ તેણે તેઓનો ઢોંગ જાણીને તેઓને કહ્યું કે,
તમે મારૂં પરીક્ષણ કેમ કરોછો? એક દીનાર મારી પાસે લાવો
કે હું જોઉં. ને તેઓ લાવ્યા. અને તે તેઓને કહેછે કે, આ ૧૬
છબી તથા લેખ કોણનાં? અને તેઓએ તેને કહ્યું કે, કાય-
સારનાં. ને ઈશુએ ઉત્તર આપીને તેઓને કહ્યું કે, જે કાય- ૧૭
સારનાં તે કાયસારને ભરી આપો; ને જે દેવનાં તે દેવને. ને
તેઓ તે પર અચરતી પામ્યા.
અને સાદુકીઓ જે કહેછે કે, પુનરૂત્થાન નહિ થશે, તેઓ ૧૮
તેની પાસે આવેછે; ને તેઓએ તેને પુછીને કહ્યું કે, ઉપદેશક,
મુસાએ અમારે વાસ્તે લખ્યું કે, જો કોઈનો ભાઈ નછોરવો ૧૯
મરીને વહુને મૂકે, તો તેનો ભાઈ તેની વહુને લે, ને પોતાના ભાઈને
સારૂ સંતાન ઉપજાવે. હવે સાત ભાઈ હતા; ને પહેલો વહુ ૨૦
પરણીને સંતાન વિના મરીગયો. પછી બીજાએ તેને લીધી, ૨૧
ને તે મરીગયો; ને તે પણ કંઈ સંતાન મૂકી ગયો નહિ; ને
એ પ્રમાણે ત્રીજાએ પણ; ને સાતે તેને લીધી, ને સંતાન ન ૨૨
મૂકયાં. અને છેવટે બાયડી પણ મરીગઈ. એ માટે પુનરૂ- ૨૩
ત્થાનમાં, જયારે તેઓ ઉઠશે, ત્યારે તે તેઓમાંના કોણની વહુ
થશે? કેમકે સાતેની તે વહુ થઈ હતી. અને ઈશુએ ઉત્તર ૨૪
આપીને તેઓને કહ્યું કે, શું તમે લેખોને તથા દેવના
પરાક્રમને નહિ જાણતાં ભૂલ નથી કરતા? કેમકે મુએલાં- ૨૫
માંથી ઉઠનારા પરણતા પરણાવતા નથી, પણ આકાશમાંના
દૂતોના જેવા હોય છે. પણ મુએલા લોક પાછા ઉઠેછે, ૨૬

તે સંબંધી, શું તમે મુસાના પુસ્તકમાંના ઝાડી વિષેના પ્રકરણમાં
નથી વાંચ્યું કે, દેવે તેને એમ બોલતાં કહ્યું કે, હું ઈબ્રાહીમનો
૨૭ દેવ તથા ઈસહાકનો દેવ તથા યાકુબનો દેવ છું. તે
મુએલાંઓનો દેવ નથી, પણ જીવતાંઓનો દેવ તે છે; એ
માટે તમે મોટી ભૂલ કરોછો.

૨૮ અને શાસ્ત્રીઓમાંના એકે પાસે આવીને તેઓની તકરાર
સાંભળી, ને તેણે તેઓને સારૂં ઉત્તર આપ્યું એમ જાણીને
૨૯ તેને પુછયું કે, સહુ આજ્ઞાઓમાં પહેલી કયી છે? ને ઈશુએ
તેને ઉત્તર આપ્યું કે, સહુ આજ્ઞાઓમાં પહેલી એ છે કે, "ઓ
૩૦ ઈસ્રાયલ, સાંભળ, પ્રભુ આપણો દેવ તે પ્રભુ એકજ છે; ને
તારા આખા હૃદયથી, ને તારા આખા જીવથી, ને તારી
આખી બુદ્ધિથી, ને તારા આખા સામર્થ્યથી પ્રભુ તારા દેવ પર
૩૧ તું પ્રીતિ કર," પહેલી આજ્ઞા એ છે. ને બીજી એના જેવી છે,
એટલે "જેમ તું પોતા પર પ્રીતિ કરેછે તેમ તારા પડોસી પર
પ્રીતિ કર." એઓ કરતાં બીજી કોઈ મોટી આજ્ઞા નથી. અને
૩૨ શાસ્ત્રીએ તેને કહ્યું કે, વારૂ, ઉપદેશક, તેં ખરૂંજ કહ્યું છે,
૩૩ તે એકજ છે, ને તે વિના બીજો કોઈ નથી; ને આખા
હૃદયથી તથા આખી સમજણથી તથા આખા જીવથી તથા
આખા સામર્થ્યથી, તેના પર પ્રીતિ કરવી, તથા પોતા પર તેવી
પડોસી પર પ્રીતિ કરવી, તે સઘળાં બલિદાન તથા યજ્ઞ કરતાં
૩૪ અધિક છે. અને તેણે ડહાપણથી ઉત્તર આપ્યું એ જોઈને
ઈશુએ તેને કહ્યું કે, તું દેવના રાજ્યથી વેગળો નથી. અને
ત્યાર પછી કોઈએ તેને પુછપરછ કરવાની હિમ્મત ન કીધી.
૩૫ અને મંદિરમાં ઉપદેશ કરતાં ઈશુએ ઉત્તર આપીને કહ્યું,
૩૬ શાસ્ત્રીઓ કેમ કહેછે કે, મસીહ દાવુદનો દીકરો છે? કેમકે
દાવુદે પોતે પવિત્ર આત્માથી કહ્યું કે, "પ્રભુએ મારા પ્રભુને કહ્યું
કે, તારા શત્રુઓને હું તારૂં પાદાસન કરૂં, ત્યાં સુધી મારી
૩૭ જમણી ગમ બેસ." એ માટે દાવુદ પોતે તેને પ્રભુ કહેછે; તો તે
તેનો દીકરો કેમ છે? ને બધા લોકે ખુશીથી તેનું સાંભળ્યું.
૩૮ અને તેણે પોતાના ઉપદેશમાં તેઓને કહ્યું કે શાસ્ત્રીઓથી

સાવધાન રહો ; તેઓ જામા પહેરીને ફરવા તથા ચહુટાઓ-
માં સલામો, તથા સભાસ્થાનોમાં મુખ્ય આસનો તથા ૩૯
જમણવારમાં મુખ્ય જગ્યાઓ ચાહેછે. એઓ વિધવાઓનાં ૪૦
ઘર ખાઈજાયછે, ને ઢોંગ કરીને લાંબી પ્રાર્થનાઓ કરેછે ;
તેઓ વધતો દંડ પામશે.

અને ઈશુએ ખજાનાની સામા બેસીને, લોકો ભંડારમાં ૪૧
પૈસા કેવી રીતે નાખેછે, તે જોયું ; ને ઘણા પૈસાદારોએ ઘણા
નાખ્યા. અને એક દરિદ્રી વિધવાએ આવીને બે નાસરી, ૪૨
એટલે એક અધેલો, નાખ્યો. અને તેણે પોતાના શિષ્યોને પાસે ૪૩
તેડીને તેઓને કહ્યું, હું તમને ખચીત કહુંછું કે, ભંડારમાં એ
સર્વે નાખનારાં કરતાં આ દરિદ્રી વિધવાએ વધતું નાખ્યું છે.
કેમકે તે સઘળાંએ પોતાના ભરપુરપણામાંથી નાખ્યું ; પણ ૪૪
એણીએ, પોતાના કમીપણાંનું જે સર્વ હતું તે, એટલે પોતાની
બધી ઉપજીવિકા નાખી.

અને મંદિરમાંથી તે નિકળતો હતો ત્યારે તેનો એક શિષ્ય ૧૩
તેને કહેછે કે, ઉપદેશક, જો, કેવા પહાણા તથા કેવી બાંધ-
ણીઓ ! અને ઈશુએ ઉત્તર આપીને તેને કહ્યું કે, શું તું એ ૨
મોટી બાંધણીઓ દેખેછે ? પાડી નહિ નંખાય એવો પહાણો
પહાણા પર રહેશે નહિ.

અને જૈતુનના પહાડ પર, મંદિરની સામા તે બેઠો હતો, ૩
એટલે પીતરે તથા યાકુબે તથા યોહાને તથા આંદ્રયાએ તેને
એકાંતે પુછયું, અમને કહે, એ કયારે થશે ? ને જ્યારે તે બધાં ૪
પુરાં થવાનાં છે, ત્યારે શી નિશાણી થશે ? ને ઈશુ ઉત્તર આપીને ૫
તેઓને કહેવા લાગ્યો કે, કોઈ તમને ન ભુલાવે, માટે સાવધાન
રહો. કેમકે ઘણા મારે નામે આવીને કહેશે કે, તે હું છું ; ને ૬
ઘણાઓને ભુલાવશે. પણ જયારે લડાઈઓ તથા લડાઈની ૭
ઉડતી ખબર વિષે સાંભળશો, ત્યારે ગભરાશો મા ; કેમકે એમ
થવું જોઈએ ; પણ તેટલામાં અંત નથી. કેમકે પ્રજા પ્રજા પર, ૮
તથા રાજ્ય રાજ્ય પર ઉઠશે ; ને ઠામેઠામ ધરતીકંપારા થશે,
ને દુકાળો તથા સંતાપ થશે. એ મહા દુઃખોનો આરંભ છે.

૯ પણ પોતા વિષે સાવધાન રહો; કેમકે તેઓ તમને ન્યાય
સભાઓમાં સોંપશે; ને સભાઓમાં તમે કોરડાના માર
ખાશો; ને તેઓ મારે લીધે હાકેમો તથા રાજાઓ આગળ,
૧૦ તેઓની વિરૂદ્ધ શાહેદી થવા સારૂ, તમને રજુ કરશે. અને પહેલાં
૧૧ સર્વે દેશોમાં સુવાર્ત્તા પ્રગટ થવી જોઈએ. અને જ્યારે તેઓ તમને
પરસ્વાધીન કરીને લઈજશે, ત્યારે શું બોલિયે તે વિષે અગાઉથી
કાળજી ન રાખો, ને ચિંતા ન કરો. પણ તે વેળા તમને જે
આપવામાં આવશે તે બોલો; કેમકે બોલનાર તે તમે નહિ, પણ
૧૨ પવિત્ર આત્મા છે. પણ ભાઈ ભાઈને તથા બાપ છોકરાને
૧૩ મરણદંડને સારૂ પરસ્વાધી કરશે; ને છોકરાં માબાપની સામાં
ઉઠશે, ને તેઓને મારીનંખાવશે; ને મારા નામને લીધે સહુ
તમારો દ્વેષ કરશે; પણ જે અંત સુધી ટકશે તેજ તારણ પામશે.
૧૪ પણ જ્યારે તમે ઉજડના અમંગળપણા[ની નિશાણી] જે
સંબંધી દાનિયલ ભવિષ્યવાદીએ કહેલું છે તે, જ્યાં ઘટાર્થ નથી
ત્યાં, ઉભી રહેતી જોશો, (જે વાંચેછે તેણે સમજવું), ત્યારે
૧૫ જે યહુદામાં હોય, તેઓ પહાડ તરફ નહાસી જાય. ને ધાબા
પર જે હોય તે ઘરમાં ન ઉતરે; ને પોતાના ઘરમાંથી કંઈ
૧૬ લઈજવા સારૂ માંહે ન પેસે; ને જે ખેતરમાં હોય, તે પોતાનું
૧૭ લુગડું લઈજવાને પાછો ન ફરે. અને તે દહાડાઓમાં જેઓ
૧૮ ગર્ભવંતી છે તથા જેઓ ધવાડેછે તેઓને અફસોસ છે. પણ
૧૯ તમારૂં નહાસવું શિયાળામાં ન થાય, માટે પ્રાર્થના કરો; કેમકે
તે દહાડાઓમાં જેવી વિપત્તિ થશે, તેવી દેવથી સૃજાએલી
સૃષ્ટિના આરંભથી તે હજી સુધી થઈ નથી ને થશે પણ નહિ.
૨૦ ને જો પ્રભુએ એ દહાડાઓને ઓછા કીધા ન હોત, તો કોઈ
માણસ ન બચત. પણ જે પસંદ કરેલા લોકને તેણે પસંદ કીધા
૨૧ તેઓને લીધે તેણે આ દહાડાઓને ઓછા કરયા છે. ને ત્યારે
જો કોઈ તમને કહે કે, જુઓ, હિયાં ખ્રીસ્ત છે કે, જુઓ, તે ત્યાં,
૨૨ તો માનતા ના. કેમકે જુઠા ખ્રીસ્તો તથા જુઠા ભવિષ્ય-
વાદીઓ ઉઠશે; ને ચમત્કારો તથા અદ્ભૂત કામો દેખાડશે,
એ માટે કે, જો બની શકે, તો પસંદ કરેલાઓને પણ ભુલાવે.

પણ તમે સાવધાન રહો; જુઓ, મેં તમને સઘળું અગાઉથી ૨૩
કહ્યું છે.

પણ તે દહાડાઓમાં, આ વિપત્તિ પછી, સુરજ અંધકાર- ૨૪
રૂપ થઈજશે, ને ચંદ્ર પોતાનું અજવાળું નહિ આપશે, ને ૨૫
આકાશના તારાઓ પડતા થશે; ને આકાશમાંનાં પરાક્રમો
હલાવાશે. ત્યારે તેઓ માણસના દીકરાને બહુ પરાક્રમ તથા ૨૬
મહિમાસહિત વાદળાંમાં આવતો જોશે. અને ત્યારે તે પોતાના ૨૭
દૂતોને મોકલશે, ને તેઓ પૃથ્વીના છેડાથી આકાશના છેડા
સુધી, ચારે દિશાથી તેના પસંદ કરેલાઓને એકઠા કરશે.

પણ અંજીરીનું દૃષ્ટાંત શીખો; જ્યારે તેની ડાળી કુમળીજ ૨૮
છે, ને પાતરાં ફુટેછે, ત્યારે તમે જાણોછો કે ઉનાળો પાસે છે.
એમજ જ્યારે તમે એ બધાંને થતાં જોશો, ત્યારે જાણો કે તે ૨૯
પાસે બારણા આગળ છે. હું તમને ખચીત કહુંછું કે આ ૩૦
બધાં થાય ત્યાં સુધી આ પેહેડી ગુજરી જશે નહિ. આકાશ ૩૧
તથા પૃથ્વી ટળી જશે; પણ મારી વાતો ટળી જશે નહિ. પણ ૩૨
તે દહાડા તથા તે ઘડી સંબંધી મારા બાપ વગર કોઈને માલમ
નથી; આકાશમાંના દૂતોને નહિ ને દીકરાને પણ નહિ.
સાવધાન રહો, જાગતા રહો, ને પ્રાર્થના કરો; કેમકે સમય ૩૩
ક્યારે છે તે તમે જાણતા નથી. તે આ પ્રમાણે છે કે પરદેશ ૩૪
જનાર એક માણસે પોતાનું ઘર છોડીને ને પોતાના ચાકરોને
તે પરનો અધિકાર તથા એક એકને પોતપોતાનું કામ સોંપીને
દરવાનને પણ આજ્ઞા આપી કે જાગૃત રહે. માટે તમે જાગૃત ૩૫
રહો; કેમકે તમે જાણતા નથી કે ઘરનો ધણી ક્યારે આવશે,
સાંજે, કે મધ રાત્રે, કે મરઘો બોલતી વખતે, કે સવારે; નહિ ૩૬
તો તે એકાએક આવીને તમને સૂતા જુએ. ને જે હું તમને ૩૭
કહુંછું તે સર્વેને કહુંછું કે, જાગૃત રહો.

અને બે દહાડા પછી પાસ્ખા તથા બેખમીરી રોટલીનું પર્વ ૧૪
હતું; અને તેને દગાથી કેમ પકડીને મારીનાખે, એ વિષે મુખ્ય
યાજકો તથા શાસ્ત્રીઓ શોધ કરતા હતા. પણ તેઓએ કહ્યું ૨
કે, પર્વના દહાડામાં નહિ, રખે લોકોથી ગડબડ થાય.

૩ અને તે બેથાનિયામાં હતો, ત્યારે સીમોન કોહોડિયાના
ઘરમાં ખાવા બેઠેલો હતો ત્યારે એક બાયડી આવી, જેની પાસે
અતિ મુલ્યવાન જટામાંસીનું અત્તર ભરેલી મરમરની સીસી
હતી; ને તેણીએ એ સીસી ભાંજીને તેના માથા પર રેડયું.
૪ અને કેટલાએક પોતામાં છેક નાખુશ થઈને કહેતા હતા કે,
૫ અત્તરનું એ નુકસાન શાને અર્થે કીધું? કેમકે એ ત્રણસેં
દીનાર કરતાં વત્તે મુલે વેચી શકાત, ને દરિદ્રીઓને અપાત,
૬ ને તેઓએ તે પર કચકચ કીધી. પણ ઈશુએ કહ્યું કે, એણીને
૭ રહેવા દો; એણીને કેમ દુઃખ દોછો? એણીએ મારે સારૂ
ભલું કામ કરયું છે, કેમકે દરિદ્રીઓ સદા તમારી સાથે છે;
ને જ્યારે તમે ઈચ્છોછો, ત્યારે તેઓનું ભલું કરી શકોછો;
૮ પણ હું સદા તમારી સાથે નથી. જે તેનાથી બની શક્યું, તે
તેણીએ કરયું, દફનને સારૂ અગાઉથી તેણીએ મારા શરીરને
૯ અત્તર લગાડયું. હું તમને ખચીત કહુંછું કે, આખા જગતમાં,
જ્યાં કંઈ આ સુવાર્તા પ્રસિદ્ધ કરાશે, ત્યાં એણીએ જે કરયું
છે, તે એની યાદગારીને સારૂ કહેવામાં આવશે.

૧૦ અને બારેમાંનો એક, એટલે યહુદા ઈસ્કારયત, તેને મુખ્ય
૧૧ યાજકોને સ્વાધીન કરવા સારૂ તેઓની પાસે ગયો. તેઓ તો
સાંભળીને ખુશ થયા; ને તેને નાણું આપવાનું વચન આપ્યું.
અને તેને કેમ પરસ્વાધીન કરે એનો લાગ તે શોધતો હતો.

૧૨ અને બેખમીરી રોટલીના પર્વને પહેલે દહાડે, જ્યારે લોકો
પાસ્ખાયજ્ઞ કરતા હતા, ત્યારે તેના શિષ્યો તેને કહેછે કે, તું
પાસ્ખા ખાય, માટે અમે ક્યાં જઈને તૈયારી કરિયે, એ
૧૩ વિષે તારી શી ઈચ્છા છે? અને તે પોતાના શિષ્યોમાંના બેને
મોકલેછે, ને તેઓને કહેછે કે, શહેરમાં જાઓ, ને પાણીની
ગાગેર લઈ જતો એક માણસ તમને મળશે; તેની પાછળ
૧૪ જાઓ; ને જ્યાં તે પેસશે, ત્યાં ઘરધણીને કહો, ઉપદેશક કહેછે
કે ઉતારો ક્યાં છે, કે જેમાં હું મારા શિષ્યો સાથે પાસ્ખા ખાઉં?
૧૫ ને તે તમને એક મોટી સણગારેલી તૈયાર કરેલી મેડી
૧૬ દેખાડશે; ત્યાં આપણને સારૂ તૈયારી કરો. ને તેના શિષ્યો

ગયા, ને શહેરમાં આવ્યા, ને જેવું તેણે તેઓને કહ્યું હતું તેવું
જડ્યું; ને તેઓએ પાસ્ખા તૈયાર કીધું.
અને સાંજ પડી ત્યારે બારેની સાથે તે આવેછે; ને તેઓ ૧૭
બેસીને ખાતા હતાં, ત્યારે ઈશુએ કહ્યું કે, હું તમને ખચીત કહુંછું ૧૮
કે, તમારામાંનો એક જે મારી સાથે ખાયછે, તે મને પરસ્વાધીન
કરશે. અને તેઓ શોકાતુર થવા લાગ્યા, ને એક પછી એક તેને ૧૯
કહેવા લાગ્યો કે, શું તે હું છું? ને બીજો કે, શું તે હું? ને તેણે ૨૦
ઉત્તર આપીને તેઓને કહ્યું કે, બારમાંનો એક જે મારી સાથે
થાળીમાં બોળેછે તેજ છે. માણસના દીકરા સંબંધી જેમ ૨૧
લખ્યું છે તેમ તે જાયછે ખરો; પણ જેનાથી માણસનો
દીકરો પરસ્વાધીન કરાયછે, તે માણસને હાય હાય; જો તે
માણસ જન્મ્યો ન હોત, તો તેને વધારે સારૂં હોત.
અને તેઓ ખાતા હતા, ત્યારે ઈશુએ રોટલી લઈને સ્તુતિ ૨૨
કરીને ભાંગી, ને તેઓને આપી; ને કહ્યું કે, લો, ખાઓ, એ
મારૂં શરીર છે. અને વાટકો લઈને તથા સ્તુતિ કરીને તેઓને ૨૩
આપ્યો; ને બધાએ તેમાંનું પાધું. અને તેણે તેઓને કહ્યું કે, ૨૪
નવા કરારનું આ મારૂં રક્ત છે, જે ઘણાને લીધે વહેવડાયલું છે.
હું તમને ખચીત કહુંછું કે, જે દહાડે હું દેવના રાજ્યમાં તે નવું ૨૫
પીશ, તે દહાડા સુધી હું ફરી દ્રાક્ષનો રસ પીનાર નથી.
અને તેઓ ગીત ગાઈને જૈતુનના પહાડ પર ગયા. ૨૬
ને ઈશુ તેઓને કહેછે કે, આજ રાત્રે તમે સહુ મારે લીધે ૨૭
ઠોકર ખાશો; કેમકે લખ્યું છે કે, હું પાળકને મારીશ; ને ઘેટાં
વેરાઈ જશે. પણ મારા પાછા ઉઠ્યા પછી હું તમારી ૨૮
અગાડી ગાલીલમાં જઈશ. પણ પીતરે તેને કહ્યું કે, જો ૨૯
સઘળા ઠોકર ખાય તો પણ હું નહિ. અને ઈશુ તેને કહેછે ૩૦
કે, હું તને ખચીત કહુંછું કે, આજની રાત્રેજ મરઘો બે વાર
બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરીશ. પણ તેણે ૩૧
વધતા આગ્રહથી કહ્યું કે, મારે તારી સાથે મરવું પડે, તો પણ
હું તારો નકાર નહિ કરીશ; અને સહુએ પણ એમજ કહ્યું.
અને તેઓ ગેથસેમાને નામે એક જગ્યાએ આવેછે; ને તે ૩૨

પોતાના શિષ્યોને કહેછે કે, હું પ્રાર્થના કરૂં, ત્યાં સુધી હિયાં
૩૩ બેસો. અને તે પોતાની સાથે પીતરને તથા યાકુબને તથા
યોહાનને લઈજાયછે, ને તે બહુ ગભરાવા તથા ઉદાસ થવા
૩૪ લાગ્યો. અને તે તેઓને કહેછે, મારો જીવ મરવા જેવો અતિ
૩૫ શોકાતુર છે; હિયાં રહીને જાગતા રહો. અને થોડું આગળ
જઈને તે ભુંઈ પર પડયો; ને પ્રાર્થના કરી કે, જો બની શકે
૩૬ તો આ ઘડી મારાથી દૂર થાઓ. અને તેણે કહ્યું કે, આબા, બાપ,
તારાથી બધું થઈ શકેછે; આ વાટકો મારાથી દૂર કરજો, તો
પણ મારી ઈચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઈચ્છા પ્રમાણે થાઓ.
૩૭ અને તે આવેછે, ને તેઓને ઉંઘતા જુએછે, ને પીતરને તે
કહેછે, સીમોન, શું તું ઉંઘેછે? શું એક ઘડી તું જાગતો રહેવાને
૩૮ સમર્થ નથી? જાગતા રહો તથા પ્રાર્થના કરો, રખે તમે
પરીક્ષણમાં આવો; આત્મા તત્પર છે ખરો, પણ દેહ અબળ
૩૯ છે. અને ફરી તેણે જઈને એજ વાત કહેતાં પ્રાર્થના કરી.
૪૦ અને પાછા આવીને તેણે ફરી તેઓને ઉંઘતા જોયા; કેમકે
તેઓની આંખો ઉંઘે ઘેરાઈ હતી; ને તેને શો જવાબ દેવો,
૪૧ એ તેઓ જાણતા ન હતા. અને તે ત્રીજી વાર આવેછે,
ને તેઓને કહેછે કે, હવે ઉંઘ્યા કરો તથા આરામ લો, બસ
છે, તે ઘડી આવી છે, જુઓ, માણસનો દીકરો પાપીઓના
૪૨ હાથમાં સ્વાધીન કરાયછે. ઉઠો, આપણે જઈએ; જુઓ,
મને જે પરસ્વાધીન કરેછે તે પાસે આવ્યો છે.
૪૩ અને તરત, તે હજી બોલતો હતો એટલામાં તે બારેમાંનો એક,
એટલે યહુદા, ને તેની સાથે મુખ્ય યાજકોની તથા શાસ્ત્રીઓની
તથા વડીલોની પાસેથી અતિ ઘણા લોક તરવારો તથા સોટા
૪૪ લઈને પાસે આવેછે. અને તેના પરસ્વાધીન કરનારે તેઓને
એવી નિસાણી આપીને કહ્યું હતું કે જેને હું ચુમીશ તે તેજ છે;
૪૫ તેને પકડો, ને ખબરદારીથી લઈજાઓ. અને આવ્યા પછી
તે તરત તેની પાસે જઈને કહેછે કે, સ્વામી, સ્વામી, ને તેને
૪૬ ચુમ્યો. અને તેઓએ તેના પર પોતાના હાથ નાખ્યા, ને તેને
૪૭ પકડી લીધો. અને પાસે ઉભા રહેનારાઓમાંના એકે તરવાર

કહાડીને મુખ્ય યાજકના દાસને મારી, ને તેનો કાન કાપી-
નાખ્યો. અને ઈશુએ ઉત્તર આપીને તેઓને કહ્યું કે, જેમ ૪૮
લુટારાને તેમ મને પકડી લઈ જવાને, તરવારો તથા સોટા
લઈને શું તમે બહાર આવ્યા? હું હરરોજ તમારી પાસે મંદિરમાં ૪૯
ઉપદેશ કરતો હતો, ને તમે મને પકડયો નહિ; પણ લેખો
પુરા થવા જોઈયે, માટે [એમ થાયછે]. ને સઘળા તેને મૂકીને ૫૦
નહાસીગયા. અને એક જુવાન જેણે પોતાના ઉઘાડા અંગ પર ૫૧
સણનું લુગડું ઓડેલું હતું તે તેની પાછળ આવતો હતો. અને ૫૨
તેઓએ તેને પકડયો, પણ તે લુગડું મૂકીને તેઓ પાસેથી
નાગો નહાસી ગયો.

અને તેઓ ઈશુને પ્રમુખ્ય યાજકની પાસે લઈ આવ્યા; ને ૫૩
સર્વે મુખ્ય યાજકો તથા વડીલો તથા શાસ્ત્રીઓ તેની પાસે
આવેછે. અને પીતર તેની પાછળ આઘેથી ચાલતો પ્રમુખ્ય ૫૪
યાજકની હવેલી સુધી ચોકમાં આવ્યો; ને ભાલદારોની સાથે
બેસીને અંગારાની પાસે તાપતો હતો. પણ મુખ્ય યાજકોએ ૫૫
તથા આખી ન્યાયસભાએ ઈશુને મારીનંખાવા સારૂ, તેને વિરૂદ્ધ
સાક્ષી શોધી, પણ તેઓને જડી નહિ; કેમકે ઘણાઓએ તે ૫૬
પર જુઠી સાક્ષી પુરી; પણ તેઓની સાક્ષી મળતી નહોતી.
અને કેટલાએકે ઉભા રહીને તેને વિરૂદ્ધ સાક્ષી પુરતાં કહ્યું કે, ૫૭
અમે તેને એમ કહેતાં સાંભળ્યો કે, હાથે બનાવેલા આ મંદિરને ૫૮
હું પાડી નાખીશ, ને ત્રણ દહાડામાં હાથે નહિ બનાવેલું એવું
બીજું બાંધીશ. અને એમાં પણ તેઓની સાક્ષી મળતી નહોતી. ૫૯
અને પ્રમુખ્ય યાજકે વચમાં ઉભા થઈને ઈશુને પુછતાં કહ્યું કે, ૬૦
શું તું કંઈ ઉત્તર આપતો નથી? તેઓ તારે વિરૂદ્ધ શી સાક્ષી
પુરેછે? પણ તે ચૂપ રહ્યો, ને કંઈ ઉત્તર ન દીધું. ફરી પ્રમુખ્ય ૬૧
યાજક તેને પુછતાં કહેછે કે, શું તું સ્તુતિવાનનો દીકરો ખ્રીસ્ત
છે? ને ઈશુએ કહ્યું કે, હું છું; ને માણસના દીકરાને પરાક્રમની ૬૨
જમણીગમ બેઠેલો તથા આકાશનાં વાદળાં સહિત આવતો
તમે દેખશો. અને પ્રમુખ્ય યાજક પોતાનાં લુગડાં ફાડીને કહેછે ૬૩
કે, હવે પછી આપણને સાક્ષીની શી અગત્ય છે? તમે આ ૬૪

દુર્ભાષણ સાંભળ્યું છે, તમને શું લાગેછે? ને સહુએ તેને મરણ-
૬૫ યોગ્ય ઠરાવ્યો. અને કોઈ તે પર થુંકવા તથા તેનું મોહો ઢાંકવા
લાગ્યા તથા તેને મુક્કીઓ મારીને તેને કહેવા લાગ્યા કે, ભવિષ્ય
કહે. અને ભાલદારોએ તેને થબડાકો મારી.
૬૬ અને પીતર નીચે ચોકમાં હતો, ત્યારે મુખ્ય યાજકની
૬૭ એક દાસી આવેછે, ને પીતરને તાપતો જોઈને તેને તાકીને
૬૮ કહેછે કે, તું પણ ઈશુ નાઝારીની સાથે હતો. પણ તેણે નાકબૂલ
૬૯ કરીને કહ્યું કે, તું શું કહેછે, તે હું જાણતો કે સમજતો નથી. ને
પરસ્થાળમાં તે બહાર ગયો, ને મરઘો બોહ્યો. અને તે દાસી
તેને ફરી જોઈને પાસે ઉભા રહેનારાઓને કહેવા લાગી કે, એ
૭૦ તેઓમાંનોજ છે. પણ તેણે ફરી નાકબૂલ કીધું. અને ફરી
થોડી વાર પછી ઉભા રહેનારાઓએ પીતરને કહ્યું કે,
૭૧ ખરેખર એઓમાંનો તું છે; કેમકે તું પણ ગાલીલનો છે. પણ
તે શાપ દેવા તથા સમ ખાવા લાગ્યો કે, જે માણસ વિષે તમે
૭૨ કહોછો, તેને હું ઓળખતો નથી. અને તરત મરઘો બીજી
વાર બોહ્યો. અને ઈશુએ પીતરને જે વાત કહી હતી કે,
મરઘો બે વાર બોહ્યા અગાઉ, ત્રણ વાર તું મને નાકબૂલ
કરીશ, તે તેને સાંભરી; ને તે પર મન લગાડીને તે રડયો.

**૧૫ અ**ને સવાર થઈ ત્યારે વડીલોની તથા શાસ્ત્રીઓની સાથે
મનસુબો કરીને મુખ્ય યાજકો તથા આખી ન્યાયસભા ઈશુને
૨ બાંધીને લઈગયા; ને પીલાતને સોંપી દીધો. અને પીલાતે તેને
પુછયું, કે શું તું યહુદીઓનો રાજા છે? ને તેણે ઉત્તર આપીને
૩ તેને કહ્યું કે, તું કહેછે તેજ. અને મુખ્ય યાજકોએ તે પર
૪ ઘણા દોષ મૂકયા. અને પીલાતે ફરી તેને પુછતાં કહ્યું કે, શું
તું કાંઈજ ઉત્તર દેતો નથી? જો, તેઓ તારા પર કેટલી બધી
૫ સાક્ષી પુરેછે. અને ઈશુએ બીજું કંઈ ઉત્તર દીધું નહિ;
માટે પીલાત અચરતી પામ્યો.
૬ અને આ પર્વમાં જે કોઈ બંદીવાનને તેઓ માગે તેને
૭ તે છોડી દેતો. અને કેટલાએક દંગો કરનારાએ દંગામાં

ખૂન કર્યું હતું તેઓની સાથે કેદમાં પડેલો એવો એક બારાબા
નામનો માણસ હતો. અને લોક બૂમ પાડતાં એવી વિનંતી ૮
કરવા લાગ્યા કે, જેમ તું અમારે સારૂ હમેશ કરતો, તે
પ્રમાણે કર. અને પીલાતે તેઓને ઉત્તર આપી કહ્યું કે, ૯
શું તમારી મરજી છે કે, હું તમારે સારૂ યહુદીઓના રાજાને
છોડું? કેમકે તેણે જાણ્યું કે મુખ્ય યાજકોએ અદેખાઈને ૧૦
લીધે તેને પરસ્વાધીન કરયો હતો. પણ મુખ્ય યાજકોએ ૧૧
લોકને ઉસકેરચા, એ સારૂ કે તેના કરતાં તે તેઓને વાસ્તે
બારાબાને છોડે. પણ પીલાતે ફરી તેઓને ઉત્તર આપી કહ્યું ૧૨
કે, જેને તમે યહુદીઓનો રાજા કહોછો, તેને હું શું કરૂં? તમારી
શી ઈચ્છા છે? ને તેઓએ ફરી બૂમ પાડી કે, તેને વધસ્તંભે ૧૩
જડાવ. અને પીલાતે તેઓને કહ્યું કે, શા માટે, તેણે શું ભુંડું ૧૪
કરયું છે? પણ તેઓએ વધતી બૂમ પાડી કે, તેને વધસ્તંભે
જડાવ. ત્યારે પીલાતે લોકને સંતુષ્ટ કરવા ચાહાતાં તેઓને ૧૫
સારૂ બારાબાને છોડયો; ને ઈશુને કોરડા મરાવીને વધસ્તંભે
જડાવા સારૂ સોંપ્યો.

અને સિપાઈઓ તેને પ્રેતોરિયમ નામે કચેરીમાં લઈગયા; ને ૧૬
આખી ટુકડી એકઠી કીધી. અને તેને જાંબુઓ ઝભો પહેરાવેછે, ૧૭
ને કાંટાનો મુગટ ગુંથીને તેના પર મૂકયો; ને, હે યહુદીઓના ૧૮
રાજા, સલામ, એવું તેને કહેવા લાગ્યા. અને તેઓએ તેના ૧૯
માથા પર વાંસ મારયો; ને તેના પર થુંકયા, ને ઘુંટણ ટેકીને
તેની આગળ નમ્યા. અને જયારે તેઓએ તેની મશ્કરી કીધી ૨૦
હતી, ત્યારે તેના પરથી જાંબુઓ ઝભો ઉતારયો; ને તેનાંજ
લુગડાં તેને પહેરાવ્યાં; ને વધસ્તંભે જડવા સારૂ તેને લઈગયા.
અને સીમોન કરીને એક કુરેની માણસ જે આલેકસાંદરનો તથા ૨૧
રૂફસનો બાપ હતો, તે સીમમાંથી આવતાં પાસે થઈને જતો
હતો, તેની પાસે તેઓએ બલાત્કારે તેનો વધસ્તંભ ઉંચકાવ્યો.

અને ગલગથા નામની જગ્યા, જેનો અર્થ ખોપરીની જગ્યા ૨૨
છે, ત્યાં તેઓ તેને લાવેછે. અને તેઓએ બોળ ભેળેલો દ્રાક્ષરસ ૨૩
તેને પીવાને આપ્યો; પણ તેણે લીધો નહિ. અને તેને વધસ્તંભે ૨૪

જડીને, તેનાં લુગડાંના જુદા ભાગ પાડીને હરેક કયો લે એ
૨૫ વિષે ચિઠ્ઠી નાખી. અને ત્રીજો કલાક હતો; ને તેઓએ તેને
૨૬ વધસ્તંભે જડયો. અને તેનું તહોમતનામું એવું લખ્યું હતું એટલે
૨૭ યહુદીઓનો રાજા. અને તેની સાથે બે લુટારાને વધસ્તંભે
૨૮ જડયા, એક તેની જમણી ગમ, ને એક તેની ડાબી ગમ. અને
જે લેખ કહેછે કે તે અપરાધીઓમાં ગણાયો, તે પુરો થયો.
૨૯ અને પાસે થઈને જનારાઓએ તેની નિંદા કરી તથા માથાં
હલાવીને કહ્યું કે, વાહરે, મંદિરના પાડીનાખનાર તથા ત્રણ
૩૦ દહાડામાં બાંધનાર, તું પોતાને બચાવ, ને વધસ્તંભપરથી
૩૧ ઉતર. અને એજ પ્રમાણે મુખ્ય યાજકોએ માહોમાંહે
શાસ્ત્રીઓ સુદ્ધાં મશ્કરી કરીને કહ્યું કે, તેણે બીજાઓને
૩૨ બચાવ્યા, પણ પોતાને બચાવી શકતો નથી. ઈસ્રાયલનો રાજા,
ખ્રીસ્ત, હમણાંજ વધસ્તંભપરથી ઉતરે, એ માટે કે અમે
જોઈને વિશ્વાસ કરીએ. અને જેઓ તેની સાથે વધસ્તંભે
૩૩ જડાએલા હતા તેઓએ પણ તેની નિંદા કીધી. અને છઠ્ઠો કલાક
થયો, ત્યારે આખા દેશમાં નવમા કલાક સુધી અંધકાર થયો,
૩૪ અને નવમા કલાકે ઈસુએ મોટો સાદ કહાડીને કહ્યું કે, એલોઈ,
એલોઈ, લામા સબાકથાની, જેનો અર્થ, મારા દેવ, મારા દેવ,
૩૫ તેં મને કેમ મૂકી દીધો છે? ને જેઓ પાસે ઉભા રહેલા હતા
તેઓમાંના કેટલાએકે તે સાંભળીને કહ્યું કે, જુઓ, તે એલિયાને
૩૬ બોલાવેછે. અને એક માણસે દોડીને સરકાથી વાદળી ભરી, ને
વાંસ પર મૂકીને તેને પાવા આપીને કહ્યું કે, સબર કરો, આપણે
૩૭ જોઈએ કે, એલિયા તેને ઉતારવાને આવશે કે નહિ. અને
૩૮ ઈશુએ મોટો સાદ કહાડીને પ્રાણ છોડયો. અને મંદિરનો
પડદો ઉપરથી તે નીચે સુધી ફાટીને તેના બે ભાગ થયા.
૩૯ અને જે જમાદાર તેની સામો ઉભો હતો, તેણે જ્યારે જોયું કે
એણે આવી રીતે ઘાંટો પાડીને પ્રાણ છોડયો, ત્યારે કહ્યું કે,
૪૦ ખરાખર આ માણસ દેવનો દીકરો હતો. અને બાયડીઓ પણ
વેગળેથી જોતી હતી; જેઓમાં મરિયમ માગદાલેણ અને
નાના યાકુબની તથા યોશીની મા મરિયમ, અને સાલોમે;

એઓ, જ્યારે તે ગાલીલમાં હતો ત્યારે, તેની સાથે ચાલતી ને ૪૧
તેની સેવા કરતી હતી; ને જેઓ તેની સાથે યરૂશાલેમમાં
આવી હતી એવી બીજી પણ ઘણી [તેને જોતી હતી].

અને સાંજ પડતી વેળાએ સિદ્ધિકરણને સમયે, એટલે ૪૨
વિશ્રામવારને આગલે દહાડે, એક નામીચો ન્યાયસભાસદ ૪૩
એટલે આરમથાઈનો યુસફ આવ્યો, જે પોતે પણ દેવના
રાજ્યની વાટ જોતો હતો; તેણે હિમ્મત ધરીને પીલાતની પાસે
જઈને ઈસુની લાસ માગી. અને પીલાત અચરતી પામ્યો કે, શું ૪૪
તે એટલામાં મરીગયો હોય? ને તેણે જમાદારને તેડીને તેને
પુછયું કે, શું તેને મરીગયાને કંઈ વાર થઈ? ને જમાદાર ૪૫
પાસેથી ખબર મેળવીને તેણે યુસફને તે લાસ અપાવી. અને ૪૬
તેણે સણનું લુગડું વેચાતું લઈને તેને ઉતારયો, ને તેને તે
લુગડામાં વીંટાળ્યો, ને ખડકમાં ખોદાયલી એક કબરમાં તેને
મૂકયો; ને તે કબરના મોહો પર પત્થર ગબડાવી મેલ્યો. અને ૪૭
તેને કયાં મૂક્યો એ મરિયમ માગદાલેણે તથા યોસીની મા
મરિયમે જોયું.

અને વિશ્રામવાર વીતી ગયા પછી મરિયમ માગદાલેણે ૧૬
તથા યાકુબની મા મરિયમે તથા સાલોમે સુગંધની વસ્તુઓ
વેચાતી લીધી, એ માટે કે તેઓ આવીને તેને ચોળે. અને અઠ- ૨
વાડિયાને પહેલે દહાડે મોટે પરોડીએ, સુરજ ઉગતે, તેઓ કબરે
આવેછે. અને તેઓએ માહોમાંહે કહ્યું કે, આપણે વાસ્તે કબરના ૩
મોહો આગળથી પત્થર કોણ ગબડાવશે? કેમકે તે બહુ મોટો
હતો. અને તેઓ દૃષ્ટિ લગાડીને જુએછે કે, તે પત્થર ગબડાઈ ૪
ગયો છે; ને તેઓએ કબરમાં પેસીને જમણી ગમ બેઠેલા, ૫
સફેદ જામો પહેરેલા એક જુવાનને જોયો; ને તેઓ ગભરાઈ
ગઈ. પણ તે તેઓને કહેછે કે, ગભરાઓ મા; વધસ્તંભે ૬
જડાયલા ઈસુ નાઝારીને તમે શોધોછો, તે ઉઠયો છે; તે હિયાં
નથી; જુઓ, જે જગ્યાએ તેને મૂકયો હતો તે આ છે. પણ તમે ૭
જાઓ, તેના શિષ્યોને તથા પીતરને કહો કે, તે તમારી
આગળ ગાલીલમાં જાયછે, જેમ તેણે તમને કહ્યું તેમ ત્યાં તેને

૮ દેખશો. અને તેઓ જલદીથી બહાર નિકળીને કબરની પાસેથી
દોડી ગઈ. અને તેઓને ધ્રુજારી તથા અચંબો લાગ્યાં; ને
તેઓએ કોઇને કંઈ કહ્યું નહિ; કેમકે તેઓ બિહીતી હતી.
૯ હવે અઠવાડિયાના પહેલા દહાડાને પ્રભાતે તે પાછો ઉઠીને
મરિયમ માગદાલેણ જેનામાંથી તેણે સાત ભૂત કહાડ્યા હતા,
૧૦ તેને તે પહેલાં દેખાયો. અને જેઓ તેની સાથે રહ્યા હતા,
તેઓ શોક તથા રૂદંન કરતા હતા, ત્યારે તેણીએ તેઓની પાસે
૧૧ જઈને ખબર આપી. અને તે જીવતો છે, ને તેણીના જોવામાં
આવ્યો, એ સાંભળીને તેઓએ વિશ્વાસ ન કીધો.
૧૨ અને એ પછી તેઓમાંના બે જણ ચાલતાં ખેતરમાં જતા
૧૩ હતા, એટલામાં તે જૂદા રૂપમાં તેઓને દેખાયો. અને તેઓએ
જઈને બાકી રહેલાઓને કહ્યું, પણ તેઓએ તેઓનું માન્યું નહિ.
૧૪ એ ઉપરાંત અગીઆરે જમવા બેઠા, એટલામાં તે તેઓને
દેખાયો; ને તેણે તેઓના અવિશ્વાસ તથા હૃદયની કઠણતાને
લીધે તેઓને ઠપકો દીધો; કેમકે તે પાછો ઉઠયા પછી જેઓએ
૧૫ તેને જોયો હતો, તેઓનું તેઓએ માન્યું નહતું. અને તેણે
તેઓને કહ્યું કે, આખા જગતમાં જઈને સર્વે માણસોને
૧૬ સુવાર્ત્તા પ્રગટ કરો. જે વિશ્વાસ કરેછે તથા બાપ્તિસ્મા લેછે,
તે તારણ પામશે; પણ જે વિશ્વાસ ન કરે, તે અપરાધી
૧૭ ઠરશે. અને વિશ્વાસ રાખનારાઓની સંઘાતે આ ચમત્કારો
થશે, મારે નામે તેઓ ભુતો કહાડશે, નવી બોલીઓ બોલશે,
૧૮ સર્પોને ઉઠાવી લેશે, ને જો કંઈ ઘાતક વસ્તુ પીએ, તો તેઓને
કંઈ ઇજા થશે નહિ; તેઓ માંદાઓ પર હાથ અરાડશે, ને
તેઓ સાજા થશે.
૧૯ ત્યારે પ્રભુ તેઓની સાથે બોલ્યા પછી આકાશમાં લેવાયો,
૨૦ ને દેવની જમણી બાજુએ બેઠો. અને તેઓએ નિકળીને બધે
ઠેકાણે સુવાર્ત્તા પ્રગટ કીધી; અને પ્રભુ તેઓનાં કામમાં
તેઓને સહાય આપતો, ને સંઘાતે બનેલા ચમત્કારથી તેઓની
વાતની સાબીતી કરતો હતો. આમેન.

# લુકની લખેલી સુવાર્ત્તા.



**આ**રંભથી જે નજરે જોનારા તથા વચનના સેવકો હતા 1
તેમના આપણને કહીદીધેલા પ્રમાણે આપણામાં પુરી થયલી 2
વાતોનું વર્ણન કરવાને ઘણાએ હાથમાં લીધું છે; એ માટે, 3
ઓ શ્રેષ્ઠ થેઓફીલ, મેં પણ પહેલાંથી સહુનો શોધ બરાબર
કરીને, તને વિગતવાર લખવાનું ઠરાવ્યું, કે જે વચનો વિષે તું 4
શીખવેલો છે, તેઓની નિશ્ચયતા તું જાણે.

યહુદાના રાજા હેરોદના દિવસોમાં ઝાખરિયા નામે અબિ- 5
યાના વર્ગમાંનો એક યાજક હતો; ને તેની વહુ હારૂનની
દીકરીઓમાંની હતી, ને તેનું નામ એલીસાબેત હતું. અને તે બેહુ 6
દેવની આગળ ન્યાયી હતાં, ને પ્રભુની સઘળી આજ્ઞા તથા
વિધિઓ પ્રમાણે દોષ વિના ચાલતાં હતાં. અને તેઓને 7
છોકરૂં નહોતું; કારણ કે એલીસાબેત વાંઝણી હતી, ને તેઓ
બેહુ ઘણાં ઘરડાં હતાં.

અને એમ થયું કે તે પોતાના વર્ગના વારા પ્રમાણે યાજકનું 8
કામ દેવની આગળ કરતો હતો, એટલામાં પ્રભુના મંદિરમાં
જઈને યાજકપણાની રીત પ્રમાણે તેની ચિઠ્ઠી નિકળી કે તે 9
ધૂપ કરે. અને લોકની આખી સભા ધૂપ કરતી વેળા બહાર 10
પ્રાર્થના કરતી હતી. તેટલામાં ધૂપવેદીની જમણી બાજુએ તેને 11
પ્રભુનો એક દૂત ઉભેલો દેખાયો. અને તેને જોઈને ઝાખરિયા 12
ગભરાયો, ને તેને બિહીક લાગી. ત્યારે દૂતે તેને કહ્યું કે, 13
ઝાખરિયા, બિહી મા; કેમકે તારી વિનંતી સાંભળવામાં આવી
છે, ને તારી વહુ એલીસાબેત દીકરો જણશે; ને તેનું નામ તું
યોહાન પાડીશ. અને તને હર્ષ તથા આનંદ થશે, ને ઘણાં 14

૧૫ તેના જન્મથી હરખાશે; કેમકે તે પ્રભુ આગળ મોટો થશે, ને
દ્રાક્ષરસ કે દારૂ તે પીશે નહિ; પણ તે પોતાની માના પેટથી
૧૬ પવિત્ર આત્માએ ભરપુર થશે; ને તે ઈસ્રાયલના વંશમાંના
૧૭ ઘણાને તેઓના દેવ પ્રભુની ગમ ફેરવશે. અને તે
એલિયાના આત્માએ તથા પરાક્રમે તેની આગળ જશે, એ માટે
કે તે બાપોનાં મન છોકરાંની ગમ તથા ન માનનારાઓને
ન્યાયીઓના જ્ઞાનમાં ફેરવે તથા પ્રભુને સારૂ યોગ્ય કરેલા
૧૮ લોકને તૈયાર કરે. અને ઝાખરિયાએ દૂતને કહ્યું કે, એ મને
શાથી જણાય? કેમકે હું ઘરડો છું, ને મારી વહુ ઘણાં વરસની
૧૯ થઈ છે. અને દૂતે તેને ઉત્તર આપતાં કહ્યું કે, દેવની આગળ
ઉભો રહેનાર જબ્રાઈલ હું છું, ને તારી સાથે બોલવા તથા તને
૨૦ આ સુવાર્ત્તા કહેવા સારૂ હું મોકલાયો છું; ને જો, એ વાત
બનશે તે દિવસ લગી તું મુગો રહેશે ને બોલી શકશે નહિ,
કેમકે મારી વાતો જે પોતાને સમયે પુરી થશે તેઓનો વિશ્વાસ
૨૧ તેં કીધો નહિ. અને લોક ઝાખરિયાની વાટ જોતા હતા, ને તેને
૨૨ મંદિરમાં વાર લાગી, માટે અચરતી પામ્યા. અને તે બહાર
આવ્યો ત્યારે તેઓની જોડે તે બોલી શક્યો નહિ, ને મંદિરમાં
તેને કંઈ દર્શન થયું હશે એવું તેઓ સમજ્યા; ને તે તેઓને
૨૩ ઈસારો કરતો હતો, અને મુગો રહ્યો. અને એમ થયું કે ક્રિયા
કરવાના દિવસો પુરા થયા પછી, તે પોતાને ઘેર ગયો.

૨૪ અને તે દહાડા પછી તેની વહુ એલીસાબેતે ગર્ભ ધરયો, ને
૨૫ પાંચ મહિના સુધી તે સંતાતી રહી, ને કહ્યું કે, માણસોમાં મારૂ
અપમાન ટાળવા સારૂ પ્રભુએ આ દિવસોમાં મારા પર દૃષ્ટિ
કરીને મને એવું કીધું છે.

૨૬ અને છઠ્ઠે મહિને જબ્રાઈલ દૂત નાઝરથ નામે ગાલીલના
૨૭ શહેરમાં એક કુમારીની પાસે દેવે મોકલેલો હતો. દાઉદના
વંશના, યુસફ નામે, એક પુરૂષ જોડે તેની સગાઈ થઈ હતી, ને
૨૮ તે કુમારીનું નામ મરિયમ હતું. ને દૂતે તેની પાસે આવીને
કહ્યું કે, ઓ કૃપા પામેલી, સુખી રહે, પ્રભુ તારી સાથે છે,
૨૯ બાયડીઓમાં તને ધન્ય છે. અને તેને જોઈને તે તેની વાતથી

ઘણી ગભરાઇ, ને વિચાર કરવા લાગી કે, એ કેવી કુશળતાની
વાત હશે? અને દૂતે તેને કહ્યું કે, ઓ મરિયમ, બિહી મા, કેમકે ૩૦
દેવથી તું કૃપા પામી છે. ને જો, તું પેટે ગર્ભ ધરશે ને દીકરો ૩૧
જણશે, ને તું તેનું નામ ઈશુ પાડશે. તે મોટો થશે, ને પરા- ૩૨
ત્પરનો દીકરો કહેવાશે; ને દેવ પ્રભુ તેને તેના પિતા દાઉદનું
રાજ્યાશન આપશે, ને તે યાકુબના ઘર પર સર્વકાળ રાજ્ય ૩૩
કરશે, ને તેના રાજ્યનો અંત આવશે નહિ. અને મરિયમે ૩૪
દૂતને કહ્યું કે, એ શી તરેહ થશે? કેમકે મેં કોઈ પુરૂષને જાણ્યો
નથી. અને દૂતે તેને ઉત્તર આપતાં કહ્યું કે, પવિત્ર આત્મા તારા ૩૫
પર આવશે, ને પરાત્પરનો પરાક્રમ તારા પર આચ્છાદન
કરશે; માટે જે પવિત્ર તારાથી જન્મશે તે દેવનો દીકરો
કહેવાશે. ને જો, તારી પિત્રાઈ બેહેન એલીસાબેતે પણ પોતાના ૩૬
ઘડપણમાં દીકરાનો ગર્ભ ધરયો છે, ને જે વાંઝણી કહેવાતી
હતી, તેને આ છઠ્ઠો મહિનો છે. કેમકે દેવને કંઈ પણ વાત ૩૭
અશક્ય નથી. અને મરિયમે કહ્યું કે, જો, હું પ્રભુની દાસી, તારા ૩૮
કહ્યા પ્રમાણે મને થાઓ. ત્યારે દૂત તેની પાસેથી ગયો.

અને તે દિવસોમાં મરિયમ ઉઠીને પહાડી દેશમાં યહુદાના ૩૯
એક શહેરમાં ઉતાવળથી ગઈ. અને જાખરિયાને ઘેર જઈને ૪૦
એલીસાબેતને કુશળતા કહી. અને એમ થયું કે એલીસાબેતે ૪૧
મરિયમની કુશળતા સાંભળી, ત્યારે બાળક તેના પેટમાં કુદ્યું,
ને એલીસાબેત પવિત્ર આત્માથી ભરપુર થઈ; ને મોટી વાણી ૪૨
કહાડીને કહ્યું કે, બાયડીઓમાં તને ધન્ય છે, ને તારા પેટના
ફળને ધન્ય છે. અને આ તો મને કેમ, કે મારા પ્રભુની મા ૪૩
મારી પાસે આવે? કેમકે જો, તારી કુશળતાની વાણી મારે કાને ૪૪
પડી ત્યારે બાળક મારા પેટમાં હરખે કુદ્યું. અને જેણે વિશ્વાસ ૪૫
કીધો તેને ધન્ય છે, કેમકે તેને પ્રભુથી જે વાત કહેવાયલી છે તે
પુરી થશે. અને મરિયમે કહ્યું કે, મારો જીવ પ્રભુનો મહિમા ૪૬
કરેછે. અને દેવ મારા તારનારમાં મારો આત્મા હરખાયો ૪૭
છે, કારણ કે તેણે પોતાની દાસીના દીનપણા પર દૃષ્ટિ ૪૮
કીધી, કેમકે જો, હવેથી સઘળી પહેડી મને ધન્ય કહેશે. કેમકે ૪૯

પરાક્રમીએ મારે સારૂ મોટાં કામ કીધાં છે, ને તેનું નામ પવિત્ર
૫૦ છે. ને જે તેનું ભય રાખેછે તેઓ પર પહેડી દર પહેડી તેની
૫૧ દયા રહેછે. તેણે પોતાને હાથે બળ દેખાડયું, ને અભિમા-
૫૨ નીઓને તેઓનાં હૃદયની કલ્પનામાં વેરી નાખ્યા. તેણે
પરાક્રમીઓને રાજ્યાસનપરથી ઉતારી નાખ્યા, ને દીનોને તેણે
૫૩ ઉંચા કીધા. તેણે કંગાલોને સારી વસ્તુએ તૃપ્ત કીધા, ને
૫૪ શ્રીમંતોને ખાલી પાછા મોકલ્યા. આપણા બાપદાદાઓને તેના
૫૫ કહ્યા પ્રમાણે ઈબ્રાહીમ પર તથા તેના વંશ પર સદા દયા કરવાનું
સંભારીને, તેણે પોતાના સેવક ઈસ્રાયલની સહાય કીધી.
૫૬ અને મરિયમ આસરે ત્રણ મહિના સુધી તેની સાથે રહી,
ને પછી તે પોતાને ઘેર ગઈ.

૫૭ હવે એલીસાબેતનો જણવાનો વખત આવ્યો, ને તે દીકરો
૫૮ જણી. અને તેના પડોશીઓએ તથા સગાંએ સાંભળ્યું કે
પ્રભુએ તેના પર મોટી દયા કીધી, ને તેઓએ તેની સાથે હરખ
૫૯ કીધો. અને એમ થયું કે આઠમે દિવસે તેઓ છોકરાની સુનત
કરવા આવ્યા, ને તેઓએ તેના બાપના નામ પ્રમાણે તેનું નામ
૬૦ ઝાખરિયા પાડવાનું કહ્યું. અને તેની માએ ઉત્તર આપતાં કહ્યું
૬૧ કે, એમ નહિ, પણ તેનું નામ યોહાન પાડવું. અને તેઓએ તેને
૬૨ કહ્યું કે, તારા સગામાંના કોઈનું એવું નામ પાડેલું નથી. અને
તેઓએ ઈસારો કરીને તેના બાપને પુછયું કે, તું તેનું શું નામ
૬૩ પાડવા ચાહેછે? ને તેણે પાટી માગી, ને એમ લખ્યું કે, તેનું
૬૪ નામ યોહાન છે, ને સર્વે અચરતી પામ્યા. અને તરત તેનું
મ્હોડું ઉઘડી ગયું, ને તેની જીભ [છુટી ગઈ] ને તે દેવની
૬૫ સ્તુતિ કરતો બોલવા લાગ્યો. અને તેઓની આસપાસના સર્વે
રહેવાસીઓને બિહીક લાગી, ને યહુદાના આખા પહાડી
૬૬ દેશમાં એ સઘળી વાતની ચરચા ચાલી. અને જેઓએ
સાંભળ્યું તેઓ સઘળાએ પોતાના મનમાં એ વાત રાખીને કહ્યું
કે, આ કેવો છોકરો થશે! ને પ્રભુનો હાથ તેના પર હતો.
૬૭ અને તેનો બાપ ઝાખરિયા પવિત્ર આત્માએ ભરપુર થયો;
૬૮ ને એવું ભવિષ્ય કહ્યું કે, ઈસ્રાયલનો દેવ પ્રભુ સ્તુતિમાન

થાઓ, કેમકે તેણે પોતાના લોકની ભેટ કરીને તેઓનો ઉદ્ધાર
કીધો છે. અને તેણે પ્રારંભથી પવિત્ર ભવિષ્યવાદીઓનાં મોહોથી ૬૯
કહ્યું હતું તે પ્રમાણે, તેણે પોતાના સેવક દાવુદના કુળમાંથી ૭૦
આપણને સારૂ તારણનું શીંગડું ઉઠાડયું છે, એટલે આપણા ૭૧
શત્રુઓથી તથા આપણા સર્વ દ્વેષીઓના હાથથી તારણ; એ ૭૨
સારૂ કે તે આપણા બાપદાદાઓ સુદ્ધાં [ આપણા પર ] દયા
કરે, તથા પોતાનો પવિત્ર કરાર સંભારે, એટલે તેણે આપણા ૭૩
બાપ ઈબ્રાહીમની સાથે જે સમ ખાધા તે; એ માટે કે તે ૭૪
આપણે સારૂ એવું કરે કે, આપણે પોતાના શત્રુઓના હાથથી
છુટકો પામીને, નિર્ભયથી આપણા જીવનના સઘળા દહાડા ૭૫
લગી શુદ્ધતાએ તથા ન્યાયીપણાએ તેની સેવા કરીએ. અને, ૭૬
ઓ છોકરા, તું પરાત્પરનો ભવિષ્યવાદી કહેવાશે; કેમકે
પ્રભુના માર્ગો તૈયાર કરવા સારૂ તથા તેના લોકનાં પાપની ૭૭
માફી મળ્યાથી તારણનું જ્ઞાન તેમને આપવા સારૂ, તું પ્રભુના
મોહો આગળ ચાલશે. [ અને આ માફી ] આપણા દેવની ૭૮
ઘણી દયાને લીધે થાયછે; જેણે કરીને ઉંચામાંથી સૂર્યોદય
આપણા પર આવ્યો છે, એ માટે કે અંધારામાં તથા મરણની ૭૯
છાયામાં જેઓ બેઠેલા તેઓને તે પ્રકાશ પમાડે તથા આપણા
પગને શાંતિને માર્ગે ચલાવે.

અને છોકરો મોટો થયો, ને આત્મામાં સમર્થ થતો ગયો, ને ૮૦
ઈસ્રાયલને પોતાના પ્રગટ થવાના દિવસ સુધી તે રાનમાં રહ્યો.

**અ**ને એમ થયું કે તે દિવસોમાં કાઈસાર ઔગસ્તસથી **૨**
એવો ઠરાવ નિકળ્યો કે, સર્વ દેશના લોકનાં નામ નોંધાય.
કુરેનિયસ સુરિયાનો હાકેમ હતો, તે વખતમાં પ્રથમ એ ૨
વસ્તીની ગણતરી થઈ હતી. અને નામ નોંધાવવા સારૂ બધાં ૩
પોતપોતાના શહેરમાં ગયાં. અને યુસફ પણ ગાલીલના ૪
નાઝરથ શહેરમાંથી યહુદા મધ્યે દાવુદનું શહેર જે બેથલેહમ
કહેવાયછે તેમાં, પોતાનું તથા પોતાની ગર્ભવતી વેવીશાળી વહુ ૫
મરિયમનું નામ નોંધાવવા ગયો, કેમકે તે દાવુદના વંશ તથા

૬ કુળમાંનો હતો. અને એમ થયું કે તેઓ ત્યાં હતાં એટલામાં
૭ તેનો જણવાનો દહાડો આવ્યો. અને તેણીએ પોતાનો પ્રથમ
દીકરો જણી તેને લુગડે લપેટીને ગભાણમાં સુવાડયો, કારણ
કે તેઓને સારૂ ઉતારામાં કંઈ જગ્યા નહોતી.

૮ અને તે પ્રાંતમાં ઘેટાંપાળકો રાત્રે ખેતરમાં રહીને પોતાનાં
૯ ટોળાંને સાચવતા હતા. અને જુઓ, પ્રભુનો એક દૂત
તેઓની આગળ ઉભો રહ્યો, ને પ્રભુનો મહિમા તેઓની
૧૦ આસપાસ પ્રકાશ્યો, ને તેઓ ઘણા ભયભીત થયા. અને
દૂતે તેઓને કહ્યું કે, બિહો મા, કેમકે જુઓ, સર્વ લોકને સારૂ
૧૧ થશે એવા મોટા આનંદની સુવાર્ત્તા હું તમને કહુંછું. કેમકે
આજ દાવુદના શહેરમાં તમારે સારૂ એક તારનાર, એટલે પ્રભુ
૧૨ ખ્રીસ્ત, જન્મ્યો છે. અને તમને એ નિશાણી છે કે, તમે
૧૩ બાળકને લૂગડે લપેટેલો ગભાણમાં સુવાડેલો જોશો. અને
એકાએક દૂતની સાથે આકાશી સેનાનો સમુદાય પ્રગટ થયો;
૧૪ તેઓ દેવની સ્તુતિ કરીને કહેતા હતા કે, પરમ ઉંચામાં દેવને
મહિમા તથા પૃથ્વી પર શાંતિ, તથા માણસોમાં પ્રસન્નતા.

૧૫ અને એમ થયું કે દૂતો તેઓની પાસેથી આકાશમાં ગયા
પછી, તે ઘેટાંપાળકોએ એક બીજાને કહ્યું કે, ચાલો, આપણે
બેથલેહમ જઈએ, ને આ જે થએલું કામ પ્રભુએ આપણને
૧૬ જણાવ્યું તે જોઈયે. અને તેઓ ઉતાવળથી ગયા, ને મરિયમને
૧૭ તથા યુસફને તથા ગભાણમાં સુવાડેલા બાળકને દીઠાં. અને
દીઠા પછી જે વાત એ છોકરા સંબંધી તેઓને કહેલી હતી, તે
૧૮ તેઓ જણાવવા લાગ્યા. અને જે વાતો ઘેટાંપાળકોએ કહી,
૧૯ તેથી સઘળાં સાંભળનારાં અચરત થયાં, પણ મરિયમ એ
સઘળી વાતો યાદ રાખીને તે વિષે પોતાના મનમાં વિચારતી
૨૦ હતી. અને ઘેટાંપાળકોને જેવું કહેવાયું હતું તેવુંજ તેઓએ
સાંભળ્યું તથા જોયું, ને તે સઘળાંને લીધે તેઓ દેવનો મહિમા
તથા સ્તુતિ કરતા પાછા ગયા.

૨૧ અને બાળકની સુનત કરવાના આઠ દહાડા પુરા થયા,

ત્યારે તેનું નામ ઈશુ પાડયું, તે નામ તો તેનો ગર્ભ પેટમાં રહ્યા
પહેલાં દૂતે પાડયું હતું.
અને મુસાના નિયમશાસ્ત્ર પ્રમાણે તેણીનો શુદ્ધિકરણ કર- ૨૨
વાનો દિવસ આવ્યો ત્યારે જેમ પ્રભુના નિયમશાસ્ત્રમાં લખ્યું ૨૩
છે, એટલે દરેક નર જે પહેલો અવતરે તે પ્રભુને સારૂ પવિત્ર
કહેવાશે, તેમ પ્રભુની આગળ તેને લાવી દેખાડવા સારૂ, અને ૨૪
પ્રભુના નિયમશાસ્ત્રમાં કહેલાં પ્રમાણે હોલાના એક જોડાનો
અથવા ખબુતરનાં બે બચ્ચાંનો યજ્ઞ કરવા સારૂ, તેઓ તેને
યરૂશાલેમમાં લાવ્યાં.
અને જુઓ, શીમેઓન નામે એક માણસ યરૂશાલેમમાં ૨૫
હતો, તે માણસ ન્યાયી તથા ધાર્મિક હતો, ને ઈસ્રાયલના
દિલાસાની વાટ જોતો હતો, ને પવિત્ર આત્મા તેના પર હતો.
અને પવિત્ર આત્માએ તેને ચેતાવ્યું હતું કે, પ્રભુનો જે ખ્રીસ્ત ૨૬
તેને જોયા પહેલાં તું મોત નહિ દેખશે. અને તે આત્માવડે ૨૭
મંદિરમાં આવ્યો; ને નિયમશાસ્ત્રના વિધિ પ્રમાણે બાળક
ઈશુને કરવા સારૂ તેનાં માબાપ તેને માંહે લાવ્યાં. ત્યારે ૨૮
તેણે તેને હાથો પર લઈને દેવની સ્તુતિ કરીને કહ્યું કે, ઓ ૨૯
સ્વામી, હવે તારા વચન પ્રમાણે તું શાંતિએ તારા દાસને જવા
દે; કેમકે મારી આંખોએ તારૂં તારણ દીઠું છે, જેને સર્વ ૩૦
લોકની સન્મુખ તેં સિદ્ધ કીધું છે; વિદેશીઓને પ્રકાશ આપવા ૩૧
સારૂ, તથા તારા ઈસ્રાયલી લોકોનો મહિમા થવા સારૂ તે ૩૨
અજવાળું છે; ને તેના સંબંધી જે કહ્યું હતું, તેથી તેની મા તથા ૩૩
યુસફ અચરત થયાં. અને શીમેઓને તેઓને આશીર્વાદ દીધો, ૩૪
ને તેની મા મરિયમને કહ્યું કે, જો, આ બાળક ઈસ્રાયલ-
માંના ઘણાના પડવા, તથા પાછા ઉઠવા સારૂ, તથા વિરૂદ્ધ
કહેવાએલી નિશાણી થવા સારૂ ઠરાવેલો છે. એ માટે કે ઘણા ૩૫
મનની કલ્પના પ્રગટ થાય; ને તારા જીવને પણ તરવાર વીંધી
નાખશે. અને આશેરના કુળની ફનુએલની દીકરી આન્ના ૩૬
નામે, એક ભવિષ્ય કહેનારી હતી, તે ઘણાં વરસની થઈ
હતી, ને પોતાના કુમારીપણા પછી પોતાના વરની સાથે સાત

૩૭ વરસ સુધી રહી હતી, ને તે આસરે ચોર્યાસી વરસ સુધીની
વિધવા હતી, તે ઉપવાસે તથા પ્રાર્થનાએ રાત દિવસ દેવની
૩૮ સેવા કરયા કરતી, ને મંદિરમાંથી જતી નહોતી. અને તેણે તે
વેળાએ માંહે આવીને પ્રભુની સ્તુતિ કીધી, ને યરૂશાલેમમાં
જેઓ ઉદ્ધારની વાટ જોતા હતા તે સઘળાને તેના સંબંધી કહ્યું.
૩૯ અને તેઓ પ્રભુના શાસ્ત્ર પ્રમાણે બધું કરી ચુકયા પછી
ગાલીલમાં પોતાને શહેર નાઝરથ પાછા ગયાં.
૪૦ અને તે છોકરો મોટો થયો, ને જ્ઞાને ભરેલો થઈને બળવાન
થયો, ને તેના પર દેવની કૃપા હતી.

૪૧ અને તેનાં માબાપ વરસોવરસ પાસ્ખાને પર્વે યરૂશાલેમ
૪૨ જતાં હતાં. અને તે બાર વરસનો થયો, ત્યારે તેઓ પર્વની રીત
૪૩ પ્રમાણે યરૂશાલેમ ગયાં. અને દિવસો પુરા થયા પછી તેઓ
પાછાં જવા લાગ્યાં, ત્યારે છોકરો ઈસુ યરૂશાલેમમાં પછવાડે
૪૪ રહ્યો, ને યુસફે તથા તેની માએ તે જાણ્યું નહિ, પણ તે
સંઘમાં છે, એમ ધારીને તેઓ એક મજલ ગયા પછી પોતાના
૪૫ સગામાં તથા ઓળખીતામાં તેને શોધ્યો. અને તે તેઓને
જડયો નહિ, ત્યારે તેઓ તેને શોધતાં શોધતાં યરૂશાલેમ પાછાં
૪૬ ગયાં. અને એમ થયું કે ત્રણ દહાડા પછી તેઓએ તેને
મંદિરમાં ઉપદેશકોની વચમાં બેઠેલો તેઓનું સાંભળતો તથા
૪૭ તેઓને સવાલો પુછતો દીઠો. અને જેઓએ તેનું સાંભળ્યું
તેઓ બધા તેની સમજણથી તથા તેનાં ઉત્તરોથી વિસ્મય થયા.
૪૮ અને તેને જોઈને તેઓ અચરતી પામ્યા; ને તેની માએ તેને
કહ્યું કે, દીકરા, અમારી સાથે તેં એમ શા માટે કીધું? જો,
૪૯ તારા બાપે તથા મેં પણ ખેદથી તારો શોધ કીધો. અને તેણે
તેઓને કહ્યું કે, તમે મારો શોધ કેમ કીધો? શું તમે જાણતાં
૫૦ નહોતાં કે મારા બાપને ત્યાં મારે કામ કરવું જોઈએ? અને
૫૧ જે વાત તેણે તેઓને કહી તે તેઓ સમજ્યાં નહિ. અને તે
તેઓની સાથે ગયો, ને નાઝરથમાં આવ્યો, ને તે તેઓનો
આજ્ઞાધારી રહ્યો, ને તેની માએ એ સઘળી વાતો પોતાના
મનમાં રાખી.

અને ઈસુ જ્ઞાનમાં તથા કદમાં, ને દેવના તથા માણસના ૫૨
પસંદ પડવામાં, વધતો ગયો.

હવે તીબેરયસ કાઈસારની કારકીર્દીને પંદરમે વરસે, ૩
જ્યારે પંતિયસ પીલાત યહુદાનો અધિપતિ, તથા હેરોદ
ગાલીલનો રાજા, તથા તેનો ભાઈ ફીલીપ ઈતુરાઈ તથા
ત્રાખોનીતી દેશનો રાજા, તથા લુસાનયસ આબિલેનેનો રાજા
હતો, ને આન્ના તથા કાયફા મમુખ્ય યાજકો હતા, ત્યારે ૨
ઝાખરિયાના દીકરા યોહાન પર દેવની વાત રાનમાં આવી.
અને યર્દનના સઘળા માંતોમાં પાપની માફી મળવા સારૂ ૩
પસ્તાવાનું બાપ્તિસ્મા પ્રગટ કરતો તે આવ્યો. યશાયા ૪
ભવિષ્યવાદીની વાતોના પુસ્તકમાં જેમ લખ્યું છે કે, "રાનમાં
ઘાંટો પાડનારની વાણી, કે પ્રભુનો માર્ગ સિદ્ધ કરો, તેની વાટો
પાધરી કરો; હરેક ખાડો પુરાશે, ને હરેક પહાડ તથા ટેકરો ૫
નીચો કરાશે. ને વાંકું સીધું થશે, ને ખડબચડા માર્ગ બરાબર ૬
થશે; ને સઘળા લોક દેવનું તારણ જોશે."

ત્યારે ઘણા લોકો તેનાથી બાપ્તિસ્મા પામવા આવ્યા; તેઓને ૭
તેણે કહ્યું કે, ઓ સર્પોના વંશ, આવનાર ક્રોધથી નહાસવાને
તમને કોણે ચેતાવ્યા? તો પસ્તાવાયોગ્ય ફળ ઉપજાવો, ને ૮
પોતામાં એમ ન કહેવા લાગો કે, ઈબ્રાહીમ અમારો બાપ છે,
કેમકે હું તમને કહુંછું કે, દેવ આ પત્થરોમાંથી ઈબ્રાહીમને સારૂ
વંશ ઉત્પન્ન કરી શકેછે. અને ઝાડોના થડને કુહાડો અમણા ૯
પણ લગાડયો છે, માટે હરેક ઝાડ જે સારાં ફળ ઉપજાવતું
નથી, તે કાપી નંખાયછે, ને અગ્નિમાં નંખાયછે. અને લોકે ૧૦
તેને પુછતાં કહ્યું, તો અમે શું કરિયે? ને તેણે તેઓને ઉત્તર ૧૧
આપતાં કહ્યું કે, જેની પાસે બે અંગરખા હોય તે જેને નથીજ
તેને આપે; ને જેની પાસે ખાવાનું હોય, તે પણ એમ કરે.
અને દાણીઓ પણ બાપ્તિસ્મા પામવા સારૂ આવ્યા, ને તેને ૧૨
કહ્યું કે, ઉપદેશક, અમે શું કરિયે? ને તેણે તેઓને કહ્યું કે, જે ૧૩
તમારે સારૂ ઠરાવેલું છે, તે કરતાં વધારે ન લો. સિપાઈઓએ ૧૪

પણ તેને પુછતાં કહ્યું કે, અમે શું કરિયે? ને તેણે તેઓને
કહ્યું કે, કોઈ પર જબરદસ્તી ન કરો, આળ ન મુકો, ને તમારી
કમાઈથી સંતોષી રહો.
૧૫ અને લોક વાટ જોતા હતા, ને સઘળા યોહાન સંબંધી
૧૬ હૃદયોમાં વિચાર કરતા હતા કે, એ ખ્રીસ્ત હશે કે નહિ. ત્યારે
યોહાને સર્વેને ઉત્તર આપતાં કહ્યું કે, હું તો પાણીથી તમારૂં
બાપ્તિસ્મા કરૂંછું, પણ મારા કરતાં જે બળવાન તે આવેછે, તેના
ચંપળની વાધરી છોડવા હું યોગ્ય નથી, તે પવિત્ર આત્માથી
૧૭ તથા અગ્નિથી તમારૂં બાપ્તિસ્મા કરશે. તેનું સુપડું તેના હાથમાં
છે, ને તે પોતાની ખળીને સાફ કરી નાખશે; ને ઘઉં પોતાની
વખારમાં તે ભરી રાખશે, પણ ભુસું ન હોલવાનાર અગ્નિમાં
૧૮ બાળી નાખશે. અને તેણે બીજો ઘણો બોધ કરતાં લોકોને
૧૯ સુવાર્ત્તા કહી. પણ હેરોદ રાજા પોતાના ભાઈ ફીલીપની
વહુ હેરોદિયાને લીધે, તથા જે ભુંડાં કામ હેરોદે કીધાં
૨૦ હતાં તે બધાંને લીધે યોહાનથી તે ઠપકો પામ્યો. અને તે
સઘળાં ઉપરાંત તેણે યોહાનને બંદીખાનામાં બંધ કરવાનું
૨૧ કીધું. અને એમ થયું કે સર્વે લોક બાપ્તિસ્મા પામ્યા, ત્યારે
ઈસુ પણ બાપ્તિસ્મા પામીને પ્રાર્થના કરતો હતો, એટલામાં
૨૨ આકાશ ઉઘડીગયું; અને પવિત્ર આત્મા દેહરૂપે ખબુતરની
પઠે તેના પર ઉતરયો; ને આકાશમાંથી એવી વાણી થઈ કે,
તું મારો વહાલો દીકરો છે, તારા પર હું સંતુષ્ટ છું.
૨૩ અને ઈશુ પોતે [ઉપદેશ] કરવા લાગ્યો, ત્યારે તે આસરે
ત્રીસ વર્ષની ઉમ્મરનો હતો, અને ધારયા પ્રમાણે તે તો યુસફનો
૨૪ દીકરો હતો, તે હેલીનો [દીકરો], તે માત્થાતનો, તે લેવીનો, તે
૨૫ મલખીનો, તે યાનાનો, તે યુસફનો, તે માતાથિયાનો, તે
૨૬ આમોસનો, તે નાહુમનો, તે અસલીનો, તે નગેનો, તે માથનો,
તે માતાથિયાનો, તે સમઈનો, તે યુસફનો, તે યહુદાનો, તે
૨૭ યોહાનનો, તે રેસાનો, તે ઝરૂબાબલનો, તે શલથાએલનો, તે
૨૮ નેરીનો, તે મલખીનો, તે આદીનો, તે કોશામનો, તે અલમોદા-
૨૯ મનો, તે એરનો, તે યોશેનો, તે અલીઆજરનો, તે યોરીમનો,

તે માત્થાતનો, તે લેવીનો, તે સીમેઓનનો, તે યહુદાનો, તે ૩૦
યુસફનો, તે યોનાનનો, તે એલિયાકીમનો, તે મેલેઆનો, તે ૩૧
માઈનાનનો, તે માતાથાનો, તે નાથાનનો, તે દાવુદનો, તે
ઈસીનો, તે ઓબેદનો, તે બવાજનો, તે સલમોનનો, તે ૩૨
નાસોનનો, તે અમીનાદાબનો, તે અરામનો, તે હેસરોનનો, તે ૩૩
ફારેસનો, તે યહુદાનો, તે યાકુબનો, તે ઈસહાકનો, તે ૩૪
ઈબ્રાહીમનો, તે થારાનો, તે નાહારનો, તે સારૂગનો, તે ૩૫
રાગાનો, તે ફાલેકનો, તે એબરનો, તે સાલાનો, તે કાઈનાનનો, ૩૬
તે અર્ફકસદનો, તે સેમનો, તે નુહનો, તે લામેખનો, તે
મથુસલાનો, તે હનુખનો, તે યારદનો, તે મહાલાલેએલનો, તે ૩૭
કાઈનાનનો, તે એનોશનો, તે શેથનો, તે આદમનો, તે દેવનો. ૩૮

અને ઈશુ પવિત્ર આત્માથી ભરપુર થઈને યર્દનથી પાછો ૪
ફરચો, ને આત્માવડે રાનમાં લઈ જવાયો, ને ચાળીસ દહાડા ૨
લગી શેતાનથી તેનું પરીક્ષણ થયું; ને તે દિવસોમાં તેણે કંઈ
ખાધું નહિ, ને તેઓ પુરા થયા પછી તે ભુખ્યો થયો. અને ૩
શેતાને તેને કહ્યું કે, જો તું દેવનો દીકરો હોય તો આ પત્થરને
કહે કે, તે રોટલો થાય. અને ઈશુએ તેને ઉત્તર આપતાં કહ્યું ૪
કે, એમ લખ્યું છે કે, "માણસ કેવળ રોટલીથી નહિ, પણ
દેવના હરેક વચનથી જીવશે." અને શેતાને તેને એક ઉંચા ૫
પહાડ પર લઈ જઈને એક પળમાં જગતનાં સઘળાં રાજ્ય તેને
દેખાડચાં. અને શેતાને તેને કહ્યું કે, આ બધો અધિકાર તથા ૬
તેઓનો મહિમા હું તને આપીશ; કેમકે એ મારે સ્વાધીન
કરેલું છે, ને જેને હું આપવા ચાહું તેને હું આપુંછું; માટે જો ૭
તું મને ભજશે તો તે સઘળાં તારાં થશે. અને ઈશુએ તેને ઉત્તર ૮
આપતાં કહ્યું કે, અરે શેતાન, તું મારી પછવાડે જા, કેમકે એમ
લખ્યું છે કે, "તારા દેવ પ્રભુનું ભજન કરવું, ને એકલા તેનીજ
સેવા કરવી." અને તે તેને યરૂશાલેમ લઈગયો, ને મંદિરના ૯
બુરૂજ પર તેને ઉભો રાખ્યો, ને તેને કહ્યું કે, જો તું દેવનો દીકરો
હોય તો હિયાંથી પોતાને હેઠળ પાડ. કેમકે લખ્યું છે કે, "તે ૧૦

પોતાના દૂતોને તારા સંબંધી આજ્ઞા કરશે કે તેઓ તારૂં રક્ષણ
૧૧ કરે; ને તને તેઓ પોતાના હાથો પર ઝીલી લેશે રખે કદાપિ
૧૨ તારો પગ પત્થર પર અફળાય." અને ઈશુએ તેને ઉત્તર
આપતાં કહ્યું કે એમ કહ્યું છે કે, "તારા દેવ પ્રભુનું પરીક્ષણ
૧૩ ન કરવું." અને શેતાન બધું પરીક્ષણ પુરૂં કરીને થોડી વખત
સુધી તેની પાસેથી ગયો.

૧૪ અને ઈશુ આત્માને પરાક્રમે ગાલીલમાં પાછો આવ્યો, ને તેના
૧૫ સંબંધીની કીર્ત્તિ આસપાસના આખા દેશમાં ફેલી ગઈ. અને
તેણે તેઓના સભાસ્થાનમાં એવો ઉપદેશ કીધો કે સઘળાંએ
૧૬ તેનું સન્માન કીધું. અને નાઝરથમાં તેનું પાળણ થયું હતું ત્યાં
તે આવ્યો, ને પોતાની રીત પ્રમાણે તે વિશ્રામવારે સભાસ્થાનમાં
૧૭ ગયો, ને વાંચવા સારૂ તે ઉભો થયો. અને યશાયા ભવિષ્ય-
વાદીનું પુસ્તક તેને અપાયું, ને તેણે પુસ્તક ઉઘાડીને એવું ઠેકાણું
૧૮ કહાડયું કે જ્યાં લખ્યું છે કે, "પ્રભુનો આત્મા મારા પર છે,
કેમકે દરિદ્રીઓને સુવાર્ત્તા કહેવા સારૂ તેણે મને અભિષેક
કીધો છે; ભાંગેલાં મનવાળાંઓને સારાં કરવા, બંદીવાનોને
માફી તથા આંધળાઓને દૃષ્ટિ પામવાનું પ્રગટ કરવા, હૃદય-
૧૯ ભંગાતોને છોડાવવા, તથા પ્રભુએ માન્ય કરેલું વરસ પ્રગટ
૨૦ કરવા સારૂ તેણે મને મોકલ્યો છે." અને તે પુસ્તક બંધ કરી
સેવકને પાછું આપીને બેઠો, ને સભામાં સહુની આંખો તેને
૨૧ ધારી જોતી હતી. અને તે તેઓને કહેવા લાગ્યો કે આજ આ
૨૨ લેખ તમારા સાંભળવામાં પુરો થયો છે. અને બધાએ તેના વિષે
સાક્ષી આપી, ને જે કૃપાની વાતો તેના મહોમાંથી નિકળી
તેથી તેઓ અચરતી પામ્યા, ને કહ્યું કે શું એ યુસફનો દીકરો
૨૩ નથી? ને તેણે તેઓને કહ્યું કે, આ દૃષ્ટાંત તમે નિશ્ચે મને
કહેશો કે, વૈદ તું પોતાને સાજો કર; કાપરનાહુમમાં કરેલાં
જે જે કામો વિષે અમે સાંભળ્યું તેવાં કામો હિયાં તારા
૨૪ વતનમાં પણ કર. અને તેણે કહ્યું કે, હું તમને ખચીત કહુંછું
૨૫ કે, કોઈ ભવિષ્યવાદી પોતાના વતનમાં માન્ય નથી. પણ હું
તમને સાચું કહુંછું કે, એલિયાના દહાડાઓમાં સાડા ત્રણ વરસ

સુધી આકાશ બંધ રહ્યું, ને આખા દેશમાં મોટો દુકાળ હતો,
ત્યારે ઘણી વિધવાઓ ઈસ્રાયલમાં હતી; ને તેઓમાંની ૨૬
કોઈ પાસે નહિ, કેવળ સિદોનના સારેપ્તામાં એક વિધવા
હતી તેનીજ પાસે એલિયા મોકલાયો હતો. વળી એલીશા ૨૭
ભવિષ્યવાદીના વખતમાં ઘણાં કહોડીઆ ઈસ્રાયલમાં હતા, ને
સીરિયાના નામાન વિના તેઓમાંનો કોઈ શુદ્ધ કરાયો ન હતો.
અને એ વાત સાંભળીને સભામાંના સઘળા ક્રોધે ભરાયા; ૨૮
ને તેઓએ ઉઠીને તેને શહેર બહાર કહાડી મૂકયો, ને જે ૨૯
પહાડ પર તેઓનું શહેર બાંધેલું હતું તેની કોરે તેને હેઠલ
પાડી નાખવા સારૂ તેને લઈ ગયા. પણ તે તેઓની વચમાં ૩૦
થઈને ચાલ્યો ગયો.

અને તે ગાલીલના કાપરનાહુમ શહેરમાં આવ્યો; ને ૩૧
વિશ્રામવારે તેઓને ઉપદેશ કરતો હતો. અને તેઓ તેના ૩૨
ઉપદેશથી અચરત થયા, કેમકે તેનું બોલવું અધિકારથી હતું.
અને સભાસ્થાનમાં અશુદ્ધ ભૂત વળગેલો એક માણસ હતો, ને ૩૩
તેણે મોટે ઘાંટે બૂમ પાડીને કહ્યું કે, અરે રે! ઓ ઈશુ નાઝારી, ૩૪
તારે ને અમારે શું છે? શું તું અમારો વિનાશ કરવા આવ્યો
છે? તું કોણ છે તે હું જાણુંછું એટલે દેવનો પવિત્ર. અને ૩૫
ઈશુએ તેને ધમકાવીને કહ્યું કે, છાનો રહે, ને તેમાંથી નિકળ,
ને ભૂત તેને વચમાં પાડીને તેને દુઃખ દીધા વિના તેમાંથી
નિકળ્યો. અને બધાને અચરત લાગ્યું, ને તેઓએ માહોમાંહે ૩૬
બોલતાં કહ્યું કે, આ શી વાત છે! કેમકે તે અધિકારે તથા
પરાક્રમે અશુદ્ધ આત્માઓને હુકમ કરેછે, ને તેઓ નિકળેછે.
ને આસપાસની બધી જગ્યાએ તેના વિષેની કીર્ત્તિ ફેલાઈ ગઈ. ૩૭

અને સભાસ્થાનમાંથી ઉઠીને તે સીમોનને ઘેર ગયો, ૩૮
ને સીમોનની સાસુને સખત તાવ આવતો હતો, ને તેને અર્થે
તેઓએ તેની વિનંતી કીધી. અને તેણે તેની આગળ ઉભા ૩૯
રહીને તાવને ધમકાવ્યો ને તે તેમાંથી નિકળી ગયો; ને તે
તરત ઉઠીને તેઓની સેવા કરવા લાગી.

અને સુરજ આથમતી વખતે જેઓની પાસે નાના પ્રકારના ૪૦

રોગથી માંદા હતા તેઓને તેઓ તેની પાસે લાવ્યા, ને
તેણે તેઓમાંના દરેક પર હાથ મૂકીને તેઓને સાજા કીધા,
૪૧ ને ભૂતો પણ ઘણાંઓમાંથી નિકળીને ઘાંટો પાડીને કહેતા
હતા કે, તું દેવનો દીકરો ખ્રીસ્ત છે, ને તેણે તેઓને ધમકાવ્યા, ને
બોલવા દીધા નહિ; કેમકે તેઓ જાણતા હતા કે તે ખ્રીસ્ત છે.
૪૨ અને દહાડો ઉગ્યો ત્યારે તે નિકળીને ઉજડ ઠેકાણે ગયો,
ને લોકો તેનો શોધ કરતા તેની પાસે આવ્યા, ત્યારે તેઓની
૪૩ પાસેથી તે ન જાય માટે તેઓએ તેને અટકાવવાનું કરયું. અને
તેણે તેઓને કહ્યું કે, મારે બીજાં શહેરોમાં પણ દેવના રાજ્યની
૪૪ સુવાર્ત્તા કહેવી જોઈએ, કેમકે એ સારૂ હું મોકલાયો છું. અને
ગાલીલનાં સભાસ્થાનોમાં તે વાત પ્રગટ કરતો ગયો.

૫ અને એમ થયું કે દેવની વાત સાંભળવા સારૂ ઘણા લોક
તેના પર આવી પડતા હતા, અને તે ગનેશરેતના સરોવરને કાંઠે
૨ ઉભો રહ્યો હતો. ત્યારે તેણે સરોવરને કાંઠે લાગેલી બે હોડી
૩ દીઠી, પણ માછીઓ તેઓપરથી ઉતરીને જાળો ધોતા હતા. તે
હોડીઓમાંની એક સીમોનની હતી, તે પર તે ચડયો, ને તેને
કાંઠાથી લગારેક બહાર પાડવાનું કહ્યું, પછી તેણે બેસીને હોડી
૪ પરથી લોકોને ઉપદેશ કીધો. અને બોલી રહ્યા પછી તેણે
સીમોનને કહ્યું કે ઉંડા પાણીમાં હંકારો, ને [ માછલાં ] પકડવા
૫ સારૂ તમારી જાળો નાખો. અને સીમોને તેને ઉત્તર આપતાં
કહ્યું કે, સાહેબ, અમે આખી રાત મેહેનત કીધી, ને કંઈજ
૬ પકડયું નહિ, તો પણ તારા કહ્યાથી હું જાળ નાખીશ. અને
એમ કીધા પર તેઓએ માછલાંનો મોટો સમૂહ ઘેરી લીધો, ને
૭ તેઓની જાળ ફાટવા લાગી. અને તેઓના ભાગિયા બીજી
હોડીમાં હતા તેઓને ઈસારો કીધો કે, તેઓ આવીને તેઓની
સહાય કરે; ને તેઓ આવ્યા, ને બન્ને હોડીઓ એવી ભરી કે
૮ તેઓ ડુબવા લાગી. અને તે જોઈને સીમોન પીતરે ઈસુના ઘુંટણ
આગળ પડીને કહ્યું કે, ઓ પ્રભુ, મારી પાસેથી જા, કારણ કે
૯ હું પાપી માણસ છું. કેમકે તે તથા તેના સઘળા સાથીઓ

માછલાંનો જે સમૂહ ઘેરી લીધો હતો, તેથી અચરતી પામ્યા.
અને સીમોનના ભાગિયા જબીદીના દીકરાઓ, યાકુબ તથા ૧૦
યોહાનને પણ એમજ લાગ્યું. અને ઈશુએ સીમોનને કહ્યું કે,
બિહી મા, હવેથી તું માણસોનો પકડનાર થશે. અને હોડીઓને ૧૧
કાંઠે લાવ્યા પછી તેઓ બધું મૂકીને તેની પાછળ ચાલ્યા.

અને એમ થયું કે તે એક શહેરમાં હતો, ત્યારે જુઓ, એક ૧૨
કહોડે ભરેલો માણસ હતો, તેણે ઈશુને જોઈને ઉંધા પડીને
તેની વિનંતી કરતાં કહ્યું કે, પ્રભુ, જો તું ચાહે તો તું મને શુદ્ધ
કરી શકેછે. અને તેણે હાથ લાંબો કરીને તેને અડકીને કહ્યું કે, ૧૩
હું ચાહુંછું, તું શુદ્ધ થા, ને તરત તેનો કહોડ જતો રહ્યો. અને ૧૪
તેણે તેને આજ્ઞા કીધી કે કોઈને કહેવું નહિ, પણ જઈને યાજકને
પોતાને દેખાડ, ને તારા શુદ્ધિકરણ વિષે મુસાના ઠરાવ પ્રમાણે
તેઓને સાક્ષીને અર્થે અર્પણ ચઢાવ. પણ તેના સંબંધીની ૧૫
વાત વધતી ફેલાઈ, ને અતિ ઘણા લોક સાંભળવા સારૂ તથા
પોતાના મંદવાડથી સાજા થવા સારૂ તેની પાસે એકઠા થયા.
પણ તે પોતે રાનમાં જઈને પ્રાર્થના કરતો હતો. ૧૬

અને એમ થયું કે એક દહાડે તે ઉપદેશ કરતો હતો, ત્યારે ૧૭
ફરોશીઓ તથા નિયમોપદેશકો ગાલીલના હરેક ગામમાંથી
તથા યહુદાથી તથા યરૂશાલેમથી આવીને બેઠા હતા, ને તેઓને
સાજા કરવા સારૂ તેની સાથે પ્રભુનો પરાક્રમ હતો. અને જુઓ, ૧૮
કેટલાએક જણ એક પક્ષાઘાતી માણસને ખાટલા પર લાવ્યા,
ને તેને માંહે લઈને તેની આગળ મૂકવાનું પ્રયત્ન કીધું; પણ ૧૯
તેને શી રીતે માંહે લઈ જાય એવો લાગ ભીડને લીધે તેઓને
ન ફાવ્યો માટે તેઓએ ઘર પર ચઢીને છાપરામાં થઈને તેને
ખાટલા સુદ્ધાં ઈશુની આગળ વચ્ચે ઉતારયો; ને તેણે તેઓનો ૨૦
વિશ્વાસ જોઈને તેને કહ્યું કે, માણસ, તારાં પાપ તને માફ થયાં.
અને શાસ્ત્રીઓ તથા ફરોશીઓ વિચાર કરવા લાગ્યા, ને કહ્યું ૨૧
કે, આ જે દુર્ભાષણ કરેછે તે કોણ? એકલા દેવ વિના કોણ
પાપની માફી કરી શકેછે? પણ ઈશુએ તેઓની કલ્પનાઓ ૨૨
જાણીને તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, તમે પોતાના મનમાં શી

૨૩ કલ્પનાઓ કરોછો? શું વત્તું સહેલ છે, એ કહેવું કે, તારાં
૨૪ પાપ તને માફ થયાં, અથવા એ કહેવું કે, ઉઠીને ચાલ? પણ
પૃથ્વી પર માણસના દિકરાને પાપ માફ કરવાનો અધિકાર છે,
એ તમને જણાય માટે, (તેણે પક્ષાઘાતીને કહ્યું કે) હું તને
૨૫ કહુંછું કે ઊઠ, તારો ખાટલો હંચકીને તારે ઘેર જા. અને
તરત તે તેઓની આગળ ઉઠીને જે પર તે સુતો હતો તે
૨૬ હંચકીને દેવનો મહિમા કરતો પોતાને ઘેર ગયો. અને સઘળા
વિસ્મય થયા, ને તેઓએ દેવનો મહિમા કીધો; ને ઘણાએ
ભયભીત થઈને કહ્યું કે, આજ આપણે અજબ જોયું છે.
૨૭ ત્યાર પછી તે નિકળ્યો ને લેવી નામે એક દાણી ચોકી પર
૨૮ બેઠેલો હતો તેને તેણે જોઈને કહ્યું કે, મારી પાછળ ચાલ. અને
૨૯ તે સઘળું મૂકીને ઉઠયો, ને તેની પાછળ ગયો. અને લેવીએ
પોતાને ઘેર તેને સારૂ મોટી મિજબાની કીધી, ને જે દાણીઓ
તથા બીજા તેઓની જોડે બેઠેલા હતા તેઓનો મોટો જથો હતો.
૩૦ પણ તેઓના શાસ્ત્રીઓએ તથા ફરોશીઓએ તેના શિષ્યોની
સામા કચકચ કરીને કહ્યું કે, તમે દાણીઓ તથા પાપીઓની
૩૧ સાથે કેમ ખાઓ પીઓછો? ને ઈશુએ તેઓને ઉત્તર આપતાં
કહ્યું કે, સાજાઓને નહિ પણ માંદાઓને વૈદની જરૂર છે;
૩૨ ન્યાયીઓને નહિ, પણ પાપીઓને પસ્તાવાને સારૂ બોલાવવા
૩૩ હું આવ્યો છું. અને તેઓએ તેને કહ્યું કે, યોહાનના શિષ્યો
અને તેમજ ફરોશીઓના શિષ્યો પણ વારંવાર ઉપવાસ તથા
૩૪ પ્રાર્થના કરેછે, તો તારા શિષ્યો કેમ ખાય પીએછે? ને તેણે
તેઓને કહ્યું કે, વર જાનૈઆઓ સાથે રહેછે ત્યાં સુધી તેઓને
૩૫ તમે ઉપવાસ કરાવી શકોછો શું? પણ એવા દહાડા આવશે
કે વર તેઓની પાસેથી લઈ લેવાશે, ને તે દહાડાઓમાં તેઓ
૩૬ ઉપવાસ કરશે. અને તેણે તેઓને દ્રષ્ટાંત કહ્યું કે, જુના
લુગડામાં નવા લુગડાનું થીંગળું કોઈ દેતું નથી, જો દે તો નવાથી
ફાટ થાયછે, ને નવા લુગડાનું થીંગળું જુનાની સાથે મળતું
૩૭ નથી. અને નવો દ્રાક્ષરસ જુની મશકોમાં કોઈ ભરતું નથી,
જો ભરે તો નવા દ્રાક્ષરસથી મશકો ફાટી જશે, ને તે વહી

જશે; ને મશકોનો નાશ થશે. પણ નવો દ્રાક્ષરસ નવી ૩૮
મશકોમાં ભરવો જોઈએ ત્યારે બંનેનું રક્ષણ થાયછે. અને ૩૯
જુનો દ્રાક્ષરસ પીધા પછી કોઈ તરત નવો ચાહાતો નથી, કેમકે
તે કહેછે કે, જુનો સારો છે.

**અ**ને એમ થયું કે [ પર્વના ] બીજા દહાડા પછીના પહેલા ૬
વિશ્રામવારે તે ખેતરોમાં થઈને જતો હતો, ને તેના શિષ્યો
કણસલાં તોડીને હાથે મસળીને ખાતા હતા. અને ફરોશીઓ- ૨
માંના કેટલાએકે તેઓને કહ્યું કે, વિશ્રામવારે જે કરવું ઉચિત
નથી તે તમે કેમ કરોછો? ને ઈશુએ તેઓને ઉત્તર આપતાં કહ્યું ૩
કે, દાઉદ તથા તેના સાથીઓ ભુખ્યા હતા, ત્યારે તેણે જે કીધું
તે સંબંધી શું તમે વાંચ્યું નથી, કે તે દેવના ઘરમાં ગયો, ને ૪
અર્પેલી રોટલી જે એકલા યાજકોને ખાવાને ઉચિત છે તે તેણે
લઈને ખાધી, ને પોતાના સાથીઓને પણ આપી? ને તેણે ૫
તેઓને કહ્યું કે, માણસનો દિકરો વિશ્રામવારનો પણ પ્રભુ છે.

અને એમ થયું કે એક બીજે વિશ્રામવારે પણ તેણે સભા- ૬
સ્થાનમાં જઈને ઉપદેશ કીધો, ને ત્યાં એક માણસ હતો જેનો
જમણો હાથ સુકાયલો હતો. અને વિશ્રામવારે તે સાજું કરશે ૭
કે નહિ, [ તે વિષે ] તેના પર દોષ આણવા સારૂ શાસ્ત્રીઓ
તથા ફરોશીઓ તેને તાકી રહ્યા. પણ તેણે તેઓની કલ્પના ૮
જાણીને જે માણસનો હાથ સુકાયલો હતો તેને કહ્યું કે, ઊઠ, ને
વચમાં ઉભો રહે, ને તે ઉઠીને વચમાં ઉભો રહ્યો. ત્યારે ૯
ઈશુએ તેઓને કહ્યું કે, હું તમને કાંઈ પુછુંછું, વિશ્રામવારે સારૂં
કરવું કે માઠું કરવું, જીવને બચાવવો કે તેનો નાશ કરવો, કિયું
ઉચિત છે? ને તેઓ સઘળા પર જોઈને તેણે તે માણસને ૧૦
કહ્યું કે, તારો હાથ લાંબો કર, ને તેણે તેમ કીધું, એટલે તેનો
હાથ બીજાના જેવો પાછો સારો થયો. પણ તેઓ ક્રોધે ૧૧
ભરાઈ ગયા, ને એકબીજાને કહેવા લાગ્યા કે, ઈશુને આપણે
શું કરિયે?

અને એમ થયું કે તે દહાડાઓમાં તે પ્રાર્થના કરવા પહાડ ૧૨

૧૩ પર ગયો, ને દેવની પ્રાર્થનામાં આખી રાત કહાડી. અને દહાડો
ઉગ્યો ત્યારે તેણે પોતાના શિષ્યોને બોલાવીને તેઓમાંના
૧૪ બારને પસંદ કીધા, જેઓને તેણે પ્રેરિતો કહ્યા; એટલે સીમોન
જેનું નામ તેણે પીતર પણ પાડયું તેને, તથા તેના ભાઈ
આંદયાને, યાકુબને તથા યોહાનને, ફિલિપને તથા બારથા-
૧૫ લોમેને, માત્થીને તથા થોમાને, આલફીના [ દિકરા ] યાકુબને
૧૬ તથા સીમોન જે જેલોટીશ કહેવાયછે તેને, યાકુબના [ ભાઈ ]
યહુદાને તથા યહુદા ઇસ્કારીઓત જે વિશ્વાસઘાતી હતો તેને.
૧૭ અને તે તેઓની સાથે ઉતરીને મેદાનમાં ઉભો રહ્યો, ને તેના
શિષ્યોનો જથો તથા આખા યહુદાહમાંના તથા યરૂશાલેમમાંના,
ને સોર તથા સીદોનના કાંઠાના લોકોનું મોહું ટોળું [ હતું ],
કે જેઓ તેની વાત સાંભળવા તથા પોતાના રોગથી સાજા
૧૮ થવા સારૂ આવ્યા હતા; ને અશુદ્ધ આત્માઓથી જેઓ
૧૯ પીડાયલા તેઓ પણ સારા થયા. અને સઘળા લોકે તેને
અડકવા ચાહ્યું; કેમકે તેનામાંથી પરાક્રમ નિકળ્યું, ને તેથી
સઘળા સારા થયા.
૨૦ અને તેણે પોતાના શિષ્યોની ગમ પોતાની આંખો હુંચી
કરીને કહ્યું કે, ઓ દરિદ્રીઓ, તમને ધન્ય છે, કેમકે દેવનું
૨૧ રાજ્ય તમારૂં છે. અમણાના ભૂખ્યાઓ, તમને ધન્ય છે,
કેમકે તમે તૃપ્ત થશો. અમણાના રડનારાઓ, તમને ધન્ય છે,
૨૨ કેમકે તમે હસશો. જ્યારે માણસના દીકરાને લીધે માણસો
તમારો દ્વેષ કરશે, ને [ પોતાનામાંથી ] તમને જુદા પાડશે, ને
તમને મેહેણાં મારશે, ને તમારૂં નામ ભુંડા જેવું કહાડી
૨૩ નાખશે ત્યારે તમને ધન્ય છે. તે દહાડે તમે આનંદ કરો, ને
હર્ષે કુદો; કેમકે, જુઓ, તમને આકાશમાં ફળ ઘણું છે;
કેમકે તેજ પ્રમાણે તેઓના બાપદાદાઓએ ભવિષ્યવાદીઓને
૨૪ કીધું હતું. પણ તમ શ્રીમંતોને અફસોસ છે, કેમકે તમે તમારો
૨૫ દિલાસો પામ્યા છો. અમણાના ધરાયલાઓ, તમને અફસોસ
છે, કેમકે તમે ભૂખ્યા થશો. અમણાના હસનારાઓ, તમને
૨૬ અફસોસ છે, કેમકે તમે શોક કરશો ને રડશો. જ્યારે

સઘળાં માણસો તમારૂં સારૂં કહેશે ત્યારે તમને અફસોસ
છે, કેમકે તેઓના બાપદાદાઓએ જુઠા ભવિષ્યવાદીઓને
તેમજ કીધું.

પણ હું તમ સાંભળનારાઓને કહુંછું કે, તમારા વૈરીઓ પર ૨૭
પ્રેમ કરો, ને જે તમારો દ્વેષ કરેછે તેઓનું ભલું કરો; જે ૨૮
તમને શ્રાપ દેછે તેઓને આશીર્વાદ દો, ને જે તમને સતાવેછે
તેઓને સારૂ પ્રાર્થના કરો. અને એક ગાલ પર તને જે મારે, ૨૯
તેની સામા બીજો પણ ધર; ને જે તારો અંગરખો લઈજાય
તેને તારૂં બદન પણ લેવાને વારીશ મા. જે કોઈ તારી પાસે કાંઈ ૩૦
માગે, તેને આપ; ને તારૂં જે કોઈ લઈજાય તે તેની પાસેથી
પાછું ન માગ. અને જેમ તમે ચાહો કે માણસ તમને કરે તેમજ ૩૧
તમે પણ તેઓને કરો. અને તમારા પર જેઓ પ્રેમ કરેછે ૩૨
તેઓ પર જો તમે પ્રેમ કરો, તો તમારી મેહેરબાની શાની?
કેમકે પાપીઓ પણ પોતાના પ્રેમ કરનારા પર પ્રેમ કરેછે.
અને જે તમારૂં સારૂં કરેછે તેઓનું સારૂં જો તમે કરો, તો તમારી ૩૩
મેહેરબાની શાની? કેમકે પાપીઓ પણ એમજ કરેછે. અને ૩૪
જેની પાસેથી તમે પાછું લેવાની આશા રાખોછો, તેઓને જો તમે
ઉછીનું આપો, તો તમારી મેહેરબાની શાની? કેમકે તેટલું
પાછું લેવા સારૂ પાપીઓ પણ પાપીઓને ઉછીનું આપેછે. પણ ૩૫
તમે તમારા વૈરીઓ પર પ્રેમ કરો, ને તેઓનું સારૂં કરો, ને
પાછું લેવાની આશા રાખ્યા વિના ઉછીનું આપો, ને તમારૂં
ફળ ઘણું થશે, ને તમે પરાત્પરના દિકરા થશો; કેમકે
અનુપકારીઓ પર તથા ભુંડાઓ પર તે કૃપાળુ છે. માટે જેમ ૩૬
તમારો બાપ દયાળુ છે, તેમ તમે દયાળુ થાઓ. અને ૩૭
બીજાનો ઈનસાફ ન ઠરાવો, ને તમારો ઈનસાફ નહિ ઠરાવાશે.
અપરાધી ન ઠરાવો, ને તમે અપરાધી નહિ ઠરાવાશો. છોડો
ને તમે છોડાશો; આપો ને તમને અપાશે. સારૂં માપ દાબેલું ૩૮
ને હલાવેલું તથા ઉભરાતું તમારા ખોળામાં તેઓ ભરી
આપશે. કેમકે જે માપાથી તમે માપોછો, તેથી તમને પાછું
માપી અપાશે.

૩૯ અને તેણે તેઓને દૃષ્ટાંત કહ્યું કે, શું આંધળો આંધળાને
૪૦ દોરી શકે? શું બેહુ ખાડામાં પડશે નહિ? શિષ્ય પોતાના
ઉપદેશક કરતાં મોટો નથી, પણ જે કોઈ પૂર્ણ થયલો છે તે
૪૧ પોતાના ઉપદેશક સરખો થશે. પણ તું પોતાની આંખમાંનો
ભારોટીઓ ધ્યાનમાં લીધા વિના તારા ભાઈની આંખમાંનું
૪૨ તણખલું કેમ જુએછે? અથવા તારી આંખમાંનો ભારોટીઓ
જોયા વિના તું તારા ભાઈને કેમ કહી શકે કે, ભાઈ, તારી
આંખમાંથી મને તણખલું કહાડવા દે? ઢોંગી, તું પહેલાં
પોતાની આંખમાંથી ભારોટીઓ કહાડ, ત્યારે તારા ભાઈની
૪૩ આંખમાંથી તણખલું કહાડવાને તને સારીપઠે સૂઝશે. કેમકે
સારા ઝાડને નઠારૂં ફળ આવતું નથી; ને નઠારા ઝાડને સારૂં
૪૪ ફળ આવતું નથી. કેમકે હરેક ઝાડ પોતાના ફળથીજ જણાયછે;
કેમકે કાંટાના ઝાડથી લોક અંજીર તોડતા નથી, ને ઉંટ-
૪૫ કટારીથી દાક્ષ તોડતા નથી. સારૂં માણસ પોતાના મનના
સારા ભંડારમાંથી સારૂં કહાડેછે; ને ભુંડું માણસ પોતાના
મનના ભુંડા ભંડારમાંથી ભુંડું કહાડેછે; કારણ કે મનના
ભરપુરપણામાંથી તેનું મહોડું બોલેછે.

૪૬ અને તમે મને પ્રભુ, પ્રભુ, કેમ કહોછો; ને જે હું કહુંછું તે
૪૭ કરતા નથી? હરેક જે મારી પાસે આવેછે, ને મારી વાતો
સાંભળેછે ને તે પાળેછે, તે કોણના જેવો છે, એ હું તમને
૪૮ દેખાડીશ. તે એક ઘર બાંધનાર માણસના જેવો છે, જેણે
ઉંડું ખોદ્યું ને ખડક પર પાયો નાખ્યો; ને રેલ આવી, ત્યારે
તે ઘરને નદીનો સપાટો લાગ્યો, અને તેને હલાવી ન શક્યો,
૪૯ કેમકે તેનો પાયો ખડક પર નાખેલો હતો. પણ જે સાંભળીને
પાળતો નથી તે એક માણસના જેવો છે, જેણે પાયા વિના
ભુંઈ પર ઘર બાંધ્યું; તેને નદીનો સપાટો લાગ્યો, ને તે તરત
પડી ગયું, ને તે ઘરનો પુરો નાશ થયો.

૭ **અ**ને લોકના સાંભળતાં તેણે પોતાની બધી વાતો પુરી કીધી,
૨ ત્યારે તે કાપરનાહુમમાં આવ્યો. અને એક સુબેદારનો ચાકર

જે તેને વહાલો હતો તે માંદો થઈને મરવા પડયો હતો. અને ૩
ઈશુ સંબંધી તેણે સાંભળ્યું ત્યારે યહુદીઓના વડીલોને તેની
પાસે મોકલીને તેની વિનંતી કીધી કે, તું આવીને મારા ચાકરને
સાજો કર. અને તેઓએ ઈશુની પાસે આવીને તેને આગ્રહથી ૪
વિનંતી કરતાં કહ્યું કે, જેને સારૂ તારે આ કરવાનું છે તે યોગ્ય
છે; કેમકે તે આપણા લોક પર પ્રેમ કરેછે, ને તેણે આપણે ૫
સારૂ સભાસ્થાન બંધાવ્યું છે. અને ઈશુ તેઓની સાથે ગયો, ને ૬
તે ઘરથી વેગળો ન હતો એટલામાં સુબેદારે મિત્રોથી તેને
કહેવડાવી મોકલ્યું કે, પ્રભુ, તું તસ્દી ન લે, કેમકે તું મારા ઘરમાં
આવે, એવો હું યોગ્ય નથી. અને મેં પણ તારી પાસે આવવા ૭
પોતાને યોગ્ય ગણ્યો નહિ. પણ તું શબ્દ કહે એટલે મારો ચાકર
સારો થશે. કેમકે હું પણ પરાધીન ઠરેલો માણસ છું, ને મારે ૮
સ્વાધીન સિપાઈઓ છે, ને હું એકને કહુંછું, જા, ને તે
જાયછે, ને બીજાને, આવ, ને તે આવેછે; ને મારા ચાકરને
કહુંછું કે, આ કર, ને તે કરેછે. અને એ વાત સાંભળીને ઈશુ ૯
તેનાથી અચરત થયો, ને ફરીને પોતાની પાછળ આવેલા લોકને
તેણે કહ્યું કે, હું તમને કહુંછું કે, ઈસ્રાયલમાં પણ મેં એટલો
વિશ્વાસ દીઠો નથી. અને જે મોકલાયલા હતા તેઓ પાછા ઘેર ૧૦
આવ્યા ત્યારે તેઓએ માંદા ચાકરને સાજો થયલો જોયો.

અને એમ થયું કે બીજે દહાડે નાઈન નામના શહેરમાં તે ૧૧
ગયો, ને તેના ઘણા શિષ્યો તથા ઘણા લોક પણ તેની સંઘાથે
ગયા. અને તે શહેરની ભાગળ પાસે આવ્યો ત્યારે જુઓ, ૧૨
એક મુએલાને બહાર લઈ જતા હતા; તે તેની માનો એકનો-
એક દિકરો હતો, ને તે વિધવા હતી, ને શહેરના ઘણા લોક
તેની સાથે હતા. તેને જોઈને પ્રભુને તેના પર કરૂણા આવી, ને ૧૩
તેણે તેને કહ્યું કે, રડ મા. ને તે આવીને ઠાઠડીને અડકયો, ને ૧૪
ખાંધિયા ઉભા રહ્યા, ને તેણે કહ્યું કે, જુવાન, હું તને કહુંછું કે
ઊઠ. અને તે મુએલો ઉઠીને બેઠો થયો, ને બોલવા લાગ્યો, ૧૫
ને તેણે તેની માને તેને સોંપ્યો. અને સઘળાને ભય લાગ્યું, ને ૧૬
તેઓએ દેવનો મહિમા કરીને કહ્યું કે, એક મોટો ભવિષ્યવાદી

આપણામાં ઉત્પન્ન થયો છે, ને દેવે પોતાના લોક પર નજર
૧૭ કીધી છે. અને તેના સંબંધીની આ વાત આખા યહુદામાં તથા
આસપાસના સર્વ પ્રાંતોમાં ફેલાઈ ગઈ.
૧૮ અને યોહાનના શિષ્યોએ તેને એ સર્વ સંબંધીનું કહી
૧૯ સંભળાવ્યું. અને યોહાને પોતાના શિષ્યોમાંના બેને બોલાવીને
તેઓને ઈશુ પાસે મોકલીને કહેવાડયું કે, જે આવનાર છે તે
૨૦ શું તું છે, કે અમે બીજાની વાટ જોઈએ? ને તે માણસોએ
તેની પાસે આવીને કહ્યું કે, બાપ્તિસ્મા કરનાર યોહાને તારી
પાસે અમને કહેવા મોકલ્યા કે, જે આવનાર છે તે શું તું છે,
૨૧ કે અમે બીજાની વાટ જોઈએ? ને તેજ વેળાએ રોગથી તથા
પીડાથી તથા ભુંડા આત્માઓથી તે ઘણાઓને સાજા કરતો
૨૨ હતો, ને ઘણા આંધળાઓને તે દૃષ્ટિ આપતો હતો. ત્યારે
ઈશુએ તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, તમે જઈને જે જોયું તથા
સાંભળ્યું તે વિષેની વાત યોહાનને કહો, એટલે આંધળા
દેખતા થાયછે, લુલા ચાલતા થાયછે, કહોડિયા શુદ્ધ કરાયછે,
બેહેરા સાંભળતા થાયછે, મુએલા જીવતા થઈ ઉઠેછે, ને
૨૩ દરિદ્રીઓને સુવાર્ત્તા પ્રગટ કરાયછે. અને જે મારા સંબંધી
ઠોકર નહિ ખાશે, તેને ધન્ય છે.
૨૪ અને યોહાનના મોકલેલા ગયા પછી તે લોકને યોહાન
સંબંધી કહેવા લાગ્યો કે, રાનમાં તમે શું જોવા ગયા હતા? શું
૨૫ પવનથી હાલતા સરકટને? પણ તમે શું જોવા ગયા હતા? શું
સુંવાળાં વસ્ત્ર પહેરેલા માણસને? જુઓ, જે ચળકતાં લુગડાં
પહેરેછે તથા સુખભોગ કરેછે, તેઓ રાજ્ય મહેલોમાં હોયછે.
૨૬ પણ તમે શું જોવા ગયા હતા? શું ભવિષ્યવાદીને? હા, હું
૨૭ તમને કહુંછું કે, ભવિષ્યવાદી કરતાં વિશેષને. જેના સંબંધી
લખ્યું છે કે, "જુઓ, હું મારા દૂતને તારા મહો આગળ
મોકલુંછું, જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે," તે એજ
૨૮ છે. કેમકે હું તમને કહુંછું કે, બાપ્તિસ્મા કરનાર યોહાન કરતાં
બાયડીઓથી જન્મેલાઓમાંનો કોઈ મોટો ભવિષ્યવાદી નથી;
પણ દેવના રાજ્યમાં જે સર્વથી નાનો છે, તે તેના કરતાં

મોટો છે. એ સાંભળીને સર્વ લોક તથા દાણીઓ જેઓ ૨૯
યોહાનના બાપ્તિસ્માથી બાપ્તિસ્મા પામેલા હતા, તેઓએ દેવને
યથાર્થ માન્યો. પણ ફરોશીઓ તથા પંડિતો તેનાથી બાપ્તિસ્મા ૩૦
પામ્યા ન હતા માટે તેઓએ પોતા સંબંધી દેવનો મનોભાવ
નકારયો. અને પ્રભુએ કહ્યું કે, આ પહેડીના માણસને હું ૩૧
કોણની ઉપમા આપું? ને તેઓ કોણના જેવા છે? જે છોકરાં ૩૨
ચહુટામાં બેસીને એક બીજાને હાંક મારીને કહેછે કે, અમે
તમારે વાસ્તે વાંસળી વગાડી, પણ તમે નાચ્યાં નહિ; અમે
તમારે વાસ્તે વિલાપ કીધો, પણ તમે રડયાં નહિ, તેઓના
જેવા તેઓ છે. કેમકે યોહાન બાપ્તિસ્મા કરનાર રોટલા ખાતો ૩૩
કે દ્રાક્ષરસ પીતો આવ્યો ન હતો, ને તમે કહોછો કે તે ભૂત-
વળગેલો છે. માણસનો દિકરો ખાતો પીતો આવ્યો છે, ને ૩૪
તમે કહોછો કે, જુઓ, ખાવરો ને દારૂબાજ માણસ, દાણીઓનો
તથા પાપીઓનો મિત્ર! પણ જ્ઞાન પોતાનાં સઘળાં છોકરાંથી ૩૫
યથાર્થ મનાયછે.

અને ફરોશીઓમાંના એકે પોતાની સાથે જમવા સારૂ તેની ૩૬
વિનંતી કીધી, ને ફરોશીને ઘેર જઇને તે બેઠો. અને જુઓ, ૩૭
શહેરમાંની એક બાયડી જે પાપણી હતી, તેણે જાણ્યું કે ફરોશીને
ઘેર તે બેઠો છે, ત્યારે અત્તરની સંગેમરમરની સીસી લાવીને,
તેના પગ પાસે રડતી રડતી પછવાડે ઉભી રહી, ને પોતાનાં ૩૮
આંશુએ તેના પગ ધોવા તથા પોતાના માથાના ચોટલાએ
લુછવા લાગી, ને તેના પગને ચુમ્યા, ને અત્તર ચોળ્યું. તે ૩૯
જોઈને જે ફરોશીએ તેને નોતરયો હતો તે મનમાં એમ કહેવા
લાગ્યો કે, જો આ માણસ ભવિષ્યવાદી હોત, તો આ બાયડી
જે તેને અડકેછે, તે કોણ ને કેવી છે, તે જાણત, કેમકે તે
પાપણી છે. અને ઇશુએ તેને ઉત્તર આપતાં કહ્યું કે, સીમોન, ૪૦
મારે તને કંઇ કહેવું છે; ને તેણે કહ્યું કે, ઉપદેશક, કહે. એક ૪૧
લેણદારના બે દેવાદાર હતા, એકને પાંચસેં દીનારનું દેવું, ને
બીજાને પચાસનું હતું. પણ તેઓની પાસે કંઇ વાળી આપવાનું ૪૨
ન હતું, ત્યારે તેણે બેહુનું માફ કીધું; તો તેઓમાંનો કોણ તેના

૪૩ પર વત્તો પ્રેમ કરશે, તે કહે? સીમોને ઉત્તર આપતાં કહ્યું
કે, મને લાગેછે કે જેને વત્તું માફ થયું તે. પછી તેણે કહ્યું
૪૪ તેં ઠીક ઠરાવ્યું. અને તેણે બાયડીની ગમ મહો ફેરવીને
સીમોનને કહ્યું કે, આ બાયડીને તું જુએછે? હું તારે ઘેર
આવ્યો ત્યારે મારા પગ ધોવા તેં મને કંઈ પાણી આપ્યું નહિ,
પણ તેણીએ મારા પગ આંસુએ ધોયા, ને પોતાના માથાના
૪૫ ચોટલાએ લુછયા. તું મને ચુમ્યો નહિ, પણ હું માહે આવ્યો
૪૬ તે વેળાથી તે મારા પગ ચુમ્યા વિના રહી નથી. તેં તેલે મારૂં
માથું ચોળ્યું નહિ, પણ તેણીએ મારા પગ અત્તરે ચોળ્યા.
૪૭ એ માટે હું તને કહુંછું કે, તેનાં જે ઘણાં પાપ છે તેઓની માફી
થઈ છે, કેમકે તેણીએ ઘણો પ્રેમ કીધો; પણ જેને થોડી માફી
૪૮ થઈ તે થોડો પ્રેમ કરેછે. અને તેણે એણીને કહ્યું કે, તારાં
૪૯ પાપની માફી થઈ છે. અને તેની પાસે બેઠેલાઓ માહોમાંહે
૫૦ કહેવા લાગ્યા કે, એ કોણ છે જે પાપની માફી પણ કરેછે? ને
તેણે બાયડીને કહ્યું કે, તારા વિશ્વાસથી તું બચી, શાંતિએ જા.

૮ અને ત્યાર પછી એમ થયું કે તે શહેરે શહેર તથા ગામે
ગામ વાત પ્રગટ કરતો તથા દેવના રાજ્યની સુવાર્તા કહેતો
૨ ફરયો, ને તે બારે તેની સાથે હતા; ને કેટલીએક બાયડીઓ જે
ભુંડા આત્માઓથી તથા મંદવાડોથી સાજી થઈ હતી, એટલે
માગદાલેણ કહેવાએલી મરિયમ જેનામાંથી સાત ભૂત નિકળ્યાં
૩ હતાં તે, તથા હેરોદના કારભારી ખુઉજાની વહુ યોહાન્ના, તથા
શુશાન્ના, તથા બીજી ઘણી બાયડીઓ જેઓ પોતાની પુંજીમાંથી
તેની સેવા કરતી હતી તેઓ પણ હતી.

૪ અને અતિ ઘણા લોક એકઠા થયા, ને શહેરે શહેરના લોક
૫ તેની પાસે આવ્યા, ત્યારે તેણે દૃષ્ટાંતે કરીને કહ્યું કે, એક
વાવનાર પોતાનાં બી વાવવા ગયો, ને તે વાવતો હતો ત્યારે
કેટલાંએક માર્ગની કોરે પડયાં, ને તે છુંદાઈ ગયાં ને આકાશનાં
૬ પક્ષીઓ તે ખાઈ ગયાં. અને બીજાં પત્થર પર પડયાં, ને તેને
૭ ભિનાસ મળી નહિ માટે ઉગ્યા પછી તે ચિમલાઈ ગયાં. અને

બીજાં કાંટાઓમાં પડયાં, ને કાંટાઓએ તેની સાથે ઉગીને તેને
દાબીનાખ્યાં. અને બીજાં સારી ભુંઈમાં પડયાં, ને ઉગ્યાં, ને ૮
તેને સોગણું ફળ આવ્યું. એ વાત કહ્યા પછી તેણે મોટી
વાણીથી કહ્યું કે, જેને સાંભળવાને કાન છે તેણે સાંભળવું.

અને તેના શિષ્યોએ તેને પુછતાં કહ્યું કે, એ દૃષ્ટાંતનો અર્થ ૯
શો હશે? ને તેણે કહ્યું કે, દેવના રાજ્યનાં મર્મ જાણવાનું ૧૦
તમને આપેલું છે, પણ બીજાઓને દૃષ્ટાંતોમાં, કે તેઓ દેખતાં
દેખે નહિ, ને સાંભળતાં સમજે નહિ. હવે દૃષ્ટાંત તો એ છે ૧૧
કે, બી દેવની વાત છે. માર્ગની કોર પરનાં તે સાંભળનારા છે, ૧૨
ત્યારે શેતાન આવીને તેઓનાં મનમાંથી વાત લઈ જાયછે,
રખે તેઓ વિશ્વાસ કરીને તારણ પામે. અને પત્થર પરનાં ૧૩
તે એ છે, કે જેઓ સાંભળીને વાત હરખથી માની લેછે,
અને તેઓને જડ નથી, માટે તેઓ થોડી વાર સુધી વિશ્વાસ
કરેછે, ને પરીક્ષણની વેળાએ પાછા હઠેછે. અને જે કાંટાઓમાં ૧૪
પડયાં તે એ છે કે, જેઓ વાત સાંભળેછે, ને સંસારની ચિંતા
તથા દ્રવ્ય તથા વિલાસથી દબાઈ જાયછે, ને તેઓને પાકું ફળ
આવતું નથી. પણ સારી ભુંઈમાં પડેલાં એ છે કે, જેઓ ૧૫
સાંભળીને રૂડા તથા સારા મનથી વાત રાખેછે, ને ધીરજથી
ફળ આપેછે.

વળી કોઈ માણસ દીવો સળગાવીને તેને વાસણથી ઢાંકતો ૧૬
નથી, અથવા ખાટલા હેઠળ મૂકતો નથી, પણ દીવી પર મૂકેછે
કે માંહે આવનારાઓ અજવાળું જુએ. કેમકે ઉઘાડું નહિ થશે, ૧૭
એવું કંઈ છાનું નથી; ને જણાશે નહિ, તથા પ્રગટ કરવામાં
નહિ આવશે, એવું કંઈ ગુપ્ત નથી. માટે સાવધાન રહો કે શી ૧૮
રીતે સાંભળોછો, કેમકે જેની પાસે છે તેને અપાશે, ને જેની
પાસે નથી તેની પાસે જે દીસેછે તે પણ તેની પાસેથી લઈ લેવાશે.

અને તેની મા તથા ભાઈઓ તેની પાસે આવ્યાં, પણ ઘણા ૧૯
લોકને લીધે તેઓ તેની પાસે પહોંચી શકયાં નહિ. અને તેને ૨૦
[કોઈએ] ખબર આપીને કહ્યું કે, તારી મા તથા તારા ભાઈઓ
બહાર ઉભાં રહ્યાં છે, ને તને મળવા ચાહેછે. અને તેણે ઉત્તર ૨૧

આપતાં કહ્યું કે, આ જે દેવની વાત સાંભળેછે તથા પાળેછે
તેઓ મારી મા તથા મારા ભાઈઓ છે.
૨૨ અને એક દહાડે એમ થયું કે તે પોતાના શિષ્યો સાથે
વહાણમાં ચડયો, ત્યારે તેણે તેઓને કહ્યું કે, આપણે સરો-
૨૩ વરને પેલે પાર જઈએ, ને તેઓ નિકળ્યા. અને તેઓ હંકારતા
હતા એટલામાં તે ઉંઘી ગયો, ને સરોવર પર વાનું તોફાન આવી
પડયું, ને પાણીએ હોડી ભરાઈ જવા લાગી ને તેઓ જોખમમાં
૨૪ હતા. અને તેઓએ તેની પાસે આવીને તેને જગાડીને કહ્યું કે,
સાહેબ, સાહેબ, અમે નાશ પામિયેછિયે. ત્યારે તેણે ઉઠીને
વાને તથા પાણીના હોડાને ધમકાવ્યા, ને તે શાંત થયા, ને
૨૫ ચેન પડયું. અને તેણે તેઓને કહ્યું કે, તમારો વિશ્વાસ કયાં છે?
ને તેઓ બિહીને અચરત થયા, ને માહોમાંહે કહ્યું કે, આ કોણ
છે જે વા તથા પાણીને પણ આજ્ઞા કરેછે ને તેઓ એનું માનેછે?
૨૬ અને ગાલીલની સામા ગદરેનોના દેશમાં તેઓ પહોંચ્યા.
૨૭ અને તે કાંઠે ઉતરયો, ત્યારે તે શહેરમાંથી એક માણસ તેને
મળ્યો જેને ઘણા દહાડાથી ભૂતો વળગેલા હતા, ને તે લુગડાં
૨૮ પહેરતો ન હતો, ને ઘરમાં નહિ, પણ કબરોમાં રહેતો હતો. અને
તેણે ઈશુને દીઠો ત્યારે તે બૂમ પાડીને તેની આગળ પડયો, ને
મોટે સાદે કહ્યું કે, ઓ ઈશુ, પરાત્પર દેવના દીકરા, મારે ને
૨૯ તારે શું છે? હું તારી વિનંતી કરૂંછું કે મને પીડા ના દે. કારણ
કે તેણે અશુદ્ધ આત્માને તે માણસમાંથી નિકળવાનો હુકમ
કીધો હતો. કેમકે તે ઘણીવારથી તેને વળગી રહ્યો હતો; ને તે
સાંકળોથી તથા બેડીઓથી બાંધી રખાતો હતો, પણ તે બંધનો
૩૦ તોડી નાખીને ભૂતથી રાનમાં હંકાઈ જતો હતો. અને ઈશુએ
તેને પૂછતાં કહ્યું કે, તારૂં નામ શું છે? ને તેણે કહ્યું કે, સૈન્ય, કેમકે
૩૧ ઘણા ભૂતો તેમાં પેઠા હતા. અને તેઓએ તેની વિનંતી કીધી કે
૩૨ અમને ઉંડાણમાં જવાનો હુકમ ન કર. અને ત્યાં ઘણાં ભુંડોનું
ટોળું પહાડ પર ચરતું હતું; ને તેઓએ તેની વિનંતી કીધી કે,
૩૩ અમને તેઓમાં પેસવા દે, ને તેણે તેઓને જવા દીધાં; ને
ભૂતો તે માણસમાંથી નિકળીને ભુંડોમાં પેઠા, ને તે ટોળું કરાડા

પરથી સરોવરમાં ધસી પડયું, ને બુડી મુઉં. અને જે જે થયું ૩૪
તે તે જોઈને ચારનારા નહાઠા, ને જઈને શહેરમાં તથા સીમોમાં
તેની ખબર કહી. અને જે થયું તે જોવા સારૂ લોક નિકળ્યા, ને ૩૫
ઈશુની પાસે આવ્યા. અને જે માણસમાંથી ભૂતો નિકળ્યા તેને
લુગડાં પહેરેલો તથા સાવચિત થએલો ઈશુના પગ આગળ
બેઠેલો દીઠો, ને તેઓ બિહીધા. ને જેઓએ જોયું હતું તેઓએ ૩૬
તે ભૂતવળગેલો માણસ શી રીતે સારો થયો, તે તેઓને જણાવ્યું.
અને ગદરેનોના પ્રાંતોમાંના સર્વ લોકે તેની વિનંતી કીધી કે, ૩૭
અમારામાંથી નિકળ, કેમકે તેઓને ઘણી બિહીક લાગી હતી.
ને તે વહાણ પર ચડીને પાછો ગયો. અને જે માણસ- ૩૮
માંથી ભૂતો નિકળ્યા હતા તેણે તેની સાથે રેહેવા સારૂ વિનંતી
કરી, પણ ઈશુએ તેને વિદાય કરતાં કહ્યું કે, તારે ઘેર પાછો ૩૯
જા, ને દેવે તને જે જે કરયું છે તે કહી દેખાડ; ને તેણે જઈને
ઈશુએ જે જે કીધું હતું, તે આખા શહેરમાં પ્રગટ કીધું.

અને એમ થયું કે ઈશુ પાછો આવ્યો, ત્યારે ઘણા લોકે તેનો ૪૦
આવકાર કીધો; કેમકે બધા તેની વાટ જોતા હતા. અને જુઓ, ૪૧
યાઈરસ નામે એક માણસ આવ્યો, તે સભાનો અધિકારી
હતો, ને તેણે ઈશુના પગ આગળ પડીને તેની વિનંતી કીધી કે,
મારે ઘેર આવ. કેમકે તેને આસરે બાર વરસની એકની ૪૨
એક દીકરી હતી, ને તે મરવા પડી હતી. ને તે જતો હતો
એટલામાં ઘણા લોકે તેને સંકડાવ્યો.

અને એક બાયડીને બાર વરસ થયાં લોહીવા હતો, જેણીએ ૪૩
પોતાની બધી પુંજી વૈદોમાં ખરચી નાખી હતી, પણ કોઈ તેને
સાજી કરી શકયો નહિ. તે તેની પછવાડે આવીને તેનાં ૪૪
લુગડાંની કોરને અડકી, ને તરત તેનો લોહીવા બંધ થયો. અને ૪૫
ઈશુએ કહ્યું કે, મને કોણ અડકયું? ને બધાએ ના કહી;
ત્યારે પીતર તથા જે તેની સાથે હતા તેઓએ કહ્યું કે, સાહેબ,
ઘણા લોક તને દાબેછે, ને સંકડાવેછે, તો તું કેમ કહેછે કે, મને
કોણ અડકયું? ને ઈશુએ કહ્યું કે, કોઈ મને અડકયું ખરૂં; ૪૬
કેમકે મારામાંથી પરાક્રમ નિકળ્યો છે એવું મને માલમ છે.

૪૭ અને હું ગુપ્ત ન રહી એવું બાયડીએ જાણ્યું, ત્યારે તે ધ્રુજતી
આવી ને તેની આગળ પડીને શા કારણથી તે તેને અડકી હતી,
ને શી રીતે તરત સારી થઈ હતી, તે તેણીએ બધા લોકની
૪૮ આગળ તેને જણાવ્યું. ને તેણે તેને કહ્યું કે, દીકરી, ધીરજ
રાખ, તારા વિશ્વાસથી તું સાજી થઈ છે; શાંતિએ જા.

૪૯ અને તે બોલતો હતો એટલામાં સભાના અધિકારીને
ત્યાંથી એકે આવીને તેને કહ્યું કે, તારી દીકરી મરીગઈ છે,
૫૦ ઉપદેશકને તસ્દી ન દે. અને તે સાંભળીને ઈશુએ તેને ઉત્તર
આપતાં કહ્યું કે, બિહી મા, વિશ્વાસ માત્ર કર, ને તે સાજી
૫૧ થશે. અને તે ઘરમાં આવ્યો, ત્યારે પીતર તથા યાકુબ તથા
યોહાન તથા છોકરીનાં માબાપ વિના તેણે કોઈને માંહે
૫૨ આવવા દીધું નહિ. ને બધાં તેણીને સારૂ રડતાં તથા છાતી
કુટતાં હતાં, પણ તેણે કહ્યું કે, રડો મા, તે મુએલી નથી, પણ
૫૩ ઉંઘેલી છે. ને તે મરીગઇ છે એમ જાણીને તેઓ તેને
૫૪ હસ્યાં. અને તેણે બધાંને બહાર કહાડયાં ને તેનો હાથ
૫૫ પકડીને હાંક મારતાં કહ્યું કે, છોકરી, ઊઠ. ને તેનો આત્મા
પાછો આવ્યો, ને તરત તે ઉઠી; ને તેણે તેને ખાવાનું
૫૬ આપવાનો હુકમ કીધો. ને તેનાં માબાપ અચરત થયાં, ને
તેણે તેઓને આજ્ઞા આપી, કે જે થયું તે કોઈને કહેતાં ના.

૯ અને તેણે પોતાના બાર શિષ્યોને બોલાવીને તેઓને સઘળા
ભૂતો પર ને રોગો ટાળવા સારૂ, પરાક્રમ તથા અધિકાર આપ્યા;
૨ ને દેવનું રાજ્ય પ્રગટ કરવા તથા માંદાઓને સાજા કરવા તેણે
૩ તેઓને મોકલ્યા. અને તેણે તેઓને કહ્યું કે, માર્ગને સારૂ કંઈ
લેતા ના, લાકડી નહિ, ઝોળો નહિ, રોટલો નહિ, નાણું નહિ, ને
૪ એક એકને બે અંગરખા નહિ. ને જે ઘરમાં તમે જાઓ,
૫ તેમાંજ રહો ને ત્યાંથીજ નિકળો. ને જેઓ તમારો આવકાર
નહિ કરે, તે શહેરમાંથી નિકળતાં તેઓ પર સાક્ષી થવા સારૂ
૬ તમારા પગની ધૂળ ખંખેરી નાખો. અને તેઓ નિકળ્યા, ને ગામે-
ગામ સુવાર્તા પ્રગટ કરતા તથા સર્વ ઠેકાણે રોગ મટાડતા ગયા.

હવે તેનાથી જે થયું તે સઘળું સાંભળીને હેરોદ રાજા ૭
સંદેહમાં પડયો, કેમકે કેટલાએકે એમ કહ્યું કે, યોહાન મુએલાં-
માંથી ઉઠયો છે. ને કેટલાએકે કહ્યું કે, એલિયા પ્રગટ થયો ૮
છે; ને બીજાઓએ કહ્યું કે, પુરાતન ભવિષ્યવાદીઓમાંનો
એક પાછો ઉઠયો છે. ને હેરોદે કહ્યું કે, યોહાનનું માથું મેં ૯
કાપાનંખાવ્યું; પણ જેના સંબંધી હું એવું સાંભળુંછું તે કોણ
છે? ને તેણે તેને જોવા ચાહ્યો.

અને પ્રેરિતોએ પાછા આવીને જે જે કીધાં હતાં તે સઘળાં ૧૦
તેને કહ્યાં. અને તે તેઓને તેડીને બેથસાઈદા નામના શહેરમાં
એકાંત ગયો. અને ઘણા લોકે જાણ્યું, ત્યારે તેઓ તેની ૧૧
પછવાડે ગયા, ને તેણે તેઓનો આવકાર કરીને દેવના રાજ્ય
સંબંધી વાત તેઓને કીધી, ને જેઓને સાજા થવાની અગત્ય
હતી તેઓને સારા કીધા. ને દહાડો નમવા લાગ્યો, ત્યારે ૧૨
બારે આવીને તેને કહ્યું કે, લોકોને વિદાય કર કે તેઓ
આસપાસનાં ગામમાં તથા સીમમાં જઈને ઉતરે, ને ખાવાનું
લે, કેમકે આપણે હિયાં ઉજડ ઠેકાણે છિયે. પણ તેણે તેઓને ૧૩
કહ્યું કે, તમે તેઓને ખાવાનું આપો. ને તેઓએ કહ્યું કે, અમે
જઈને એ સઘળા લોકોને સારૂ ખાવાનું વેચાતું લઈએ, નહિ તો
પાંચ રોટલા ને બે માછલાં શિવાય અમારી પાસે કંઈ વત્તું
નથી. કેમકે તેઓ આસરે પાંચ હજાર પુરૂષ હતા. અને તેણે ૧૪
પોતાના શિષ્યોને કહ્યું કે, તેઓને પચાસ પચાસની પંગતે
બેસાડો. ને તેઓએ એમજ કીધું, ને સર્વેને બેસાડયા. ૧૫
ને તેણે પાંચ રોટલા ને બે માછલાં લઈને આકાશની ગમ ૧૬
જોઇને તેઓને આશીર્વાદ દીધો, ને ભાંજીને લોકને પીરસવા
સારૂ શિષ્યોને આપ્યાં. ને તેઓએ ખાધું, ને સર્વે તૃપ્ત થયા; ૧૭
ને તેઓના વધેલા કકડા તેઓએ ઉંચકયા ને બાર ટોપલી ભરાઈ.

અને એમ થયું કે તે એકાંત પ્રાર્થના કરતો હતો, ત્યારે તેના ૧૮
શિષ્યો તેની સાથે હતા; ને તેણે તેઓને પુછતાં કહ્યું કે, હું કોણ
છું, તે વિષે લોક શું કહેછે? તેઓએ ઉત્તર આપતાં કહ્યું કે, ૧૯
બાપ્તિસ્મા કરનાર યોહાન; પણ કેટલાએક કહેછે કે, એલિયા;

ને બીજા કહેછે કે, પુરાતન ભવિષ્યવાદીઓમાંનો એક પાછો
૨૦ ઉઠયો છે. તેણે તેઓને કહ્યું કે, હું કોણ છું તે વિષે તમે શું
કહોછો? ને પીતરે ઉત્તર આપતાં કહ્યું કે, દેવનો ખ્રીસ્ત.
૨૧ પણ તેણે તેઓને આગ્રહથી આજ્ઞા કરી કે, એ કોઈને કહેતા
૨૨ ના. અને તેણે તેઓને કહ્યું કે, માણસના દીકરાને ઘણું સહેવું,
તથા વડીલોથી તથા મુખ્ય યાજકોથી તથા શાસ્ત્રીઓથી
અમાન્ય થવું તથા મારયા જવું, ને ત્રીજે દહાડે પાછા ઉઠવું
૨૩ પડે. અને તેણે સઘળાને કહ્યું કે, જો કોઈ મારી પછવાડે
આવવા ચાહે, તો તેણે પોતાનો નકાર કરવો, ને પોતાનો
૨૪ વધસ્તંભ નિત્ય ઉંચકી લેવો, ને મારી સાથે આવવું. કેમકે જે
કોઈ પોતાનો જીવ બચાવવા ચાહે તે તેને ખોશે, પણ જે કોઈ
૨૫ મારે લીધે પોતાનો જીવ ખોશે તે તેને બચાવશે. કેમકે
જો કોઈ માણસ આખું જગત મેળવીને પોતાનો જીવ ખોએ,
૨૬ અથવા તેની હાનિ પામે, તો તેને શો લાભ છે? કેમકે
જે કોઈ મારાથી તથા મારી વાતોથી લજવાશે, તેનાથી
માણસનો દીકરો પોતાના તથા બાપના તથા પવિત્ર દૂતોના
૨૭ મહિમાએ આવશે ત્યારે તે પણ લજવાશે. અને હું તમને
ખરૂં કહુંછું કે, જે હિયાં ઉભા છે તેઓમાંના કેટલાએક દેવનું
રાજ્ય જોયા પહેલાં મરણ ચાખશે નહિ.

૨૮ અને એ વાત થયાને આસરે આઠ દહાડા પછી એમ થયું
કે તે પીતર તથા યોહાન તથા યાકુબને તેડીને પ્રાર્થના
૨૯ કરવા સારૂ પહાડ પર ગયો. ને તે પ્રાર્થના કરતો હતો
ત્યારે તેના મહોડાનો દેખાવ બદલાઈ ગયો, ને તેનું વસ્ત્ર
૩૦ ઉજળું ચળકતું થયું. અને, જુઓ, બે પુરૂષ, એટલે મુસા તથા
૩૧ એલિયા, તેની સાથે વાત કરતા હતા. તેઓ મહિમાએ
દેખાયા ને તેનું જે મરણ યરૂશાલેમમાં થવાનું હતું તે સંબંધી
૩૨ બોલતા હતા. અને પીતર તથા જેઓ તેની સાથે હતા તેઓ
ઉંઘથી ઘેરાયલા હતા, ને તેઓ જાગ્યા, ત્યારે તેઓએ તેનો
મહિમા દીઠો, તથા તેની સાથે બે પુરૂષ ઉભા હતા તેઓને પણ
૩૩ દીઠા. ને એમ થયું કે તેઓ તેની પાસેથી જતા હતા, ત્યારે

પીતરે ઈસુને કહ્યું કે, સાહેબ, આપણને હિયાં રહેવું સારૂં છે;
અમે ત્રણ માંડવા બાંધિયે, એક તારે સારૂ, ને એક મુસાને
સારૂ, ને એક એલિયાને સારૂ; પણ જે તેણે કહ્યું તે પોતે
સમજ્યો નહિ. ને તે એમ કહેતો હતો, એટલામાં એક ૩૪
મેઘ આવ્યો, ને તેઓ પર આચ્છાદન કીધું; ને મેઘમાં પેસતાં
તેઓ બિહીધા. ને મેઘમાંથી એવી વાણી નિકળી કે, આ ૩૫
મારો વહાલો દીકરો છે, એનું સાંભળો. તે વાણી થઈ રહી, ૩૬
ત્યારે ઈસુ એકલો દેખાયો; ને તેઓ છાના રહ્યા, ને તે
દિવસોમાં તેઓએ જે દીઠું તેમાંનું કંઈ કોઈને કહ્યું નહિ.
અને એમ થયું કે બીજે દહાડે તેઓ પહાડ પરથી ઉતરચા, ૩૭
ત્યારે ઘણા લોક તેને મળ્યા. અને, જુઓ, લોકોમાંના એક ૩૮
માણસે મોટે સાદે કહ્યું કે, ઉપદેશક, હું તારી વિનંતી કરૂંછું કે,
મારા દીકરા પર દૃષ્ટિ કર, કેમકે તે મારો એકનો એક પુત્ર
છે; ને, જો, એક આત્મા તેને પકડેછે, ને એકાએક તે બૂમ ૩૯
પાડેછે; ને ફીણ આવતાં લગી તે તેને પીલેછે, ને તેને દબાવીને
મુશકેલીથી તેની પાસેથી જાયછે. ને મેં તારા શિષ્યોને તેને ૪૦
કહાડવાની વિનંતી કીધી, પણ તેઓ કહાડી શકયા નહિ. ને ૪૧
ઈસુએ ઉત્તર આપતાં કહ્યું કે, ઓ અવિશ્વાસી તથા આડી
પહેડી, મારે તમારી સાથે કયાં સુધી રહેવું, તથા તમારૂં સહેવું
પડશે? તારા દીકરાને હિયાં લાવ. અને તે આવતો હતો ૪૨
એટલામાં ભૂતે તેને પાડી નાખ્યો, ને તેને પીલ્યો; ત્યારે ઈસુએ
અશુદ્ધ આત્માને ધમકાવ્યો, ને છોકરાને સારો કીધો, ને તેને
તેના બાપને સોંપ્યો. અને દેવના મોટા સામર્થ્યથી તેઓ બધા ૪૩
વિસ્મય થયા; અને ઈસુએ જે કીધું તે સર્વેથી સઘળા અચરતી
પામ્યા, ત્યારે તેણે પોતાના શિષ્યોને કહ્યું કે, એ વાતો તમારા ૪૪
કાનમાં ઉતરવા દો; કેમકે માણસનો દીકરો માણસોના
હાથમાં સોંપાશે. પણ એ વાત તેઓ સમજ્યા નહિ; ને તે ૪૫
વાત તેઓથી ગુપ્ત રહી, એવી કે તેઓ તે ન જાણે. ને
તેઓ તે વાત સંબંધી તેને પુછવાથી બિહીધા.
અને તેઓમાં વાદવિવાદ પડયો કે, આપણામાં કોણ મોટો ૪૬

૪૭ હશે? ને ઈશુએ તેઓના મનની કલ્પના જાણીને, એક
૪૮ છોકરાને લઈને તેને પોતાની પાસે ઉભો રાખ્યો, ને તેઓને
કહ્યું કે, જે કોઈ મારે નામે આ છોકરાને અંગીકાર કરેછે; તે
મને અંગીકાર કરેછે; ને જે કોઈ મને અંગીકાર કરેછે તે
મારા મોકલનારને અંગીકાર કરેછે; કેમકે તમ સર્વમાંનો જે
નાનો છે તે મોટો થશે.
૪૯ અને યોહાને ઉત્તર આપતાં કહ્યું કે, સાહેબ, અમે તારે
નામે એક માણસને ભૂત કહાડતો દીઠો, ને તે આપણી સાથે
૫૦ ચાલતો નથી, માટે અમે તેને વારયો. ને ઈશુએ તેને
કહ્યું કે, વારો મા, કેમકે જે આપણને ઉલટો નથી, તે આપણી
ગમનો છે.
૫૧ અને એમ થયું કે તેને ઉપર લઇ જવાના દિવસ પુરા થવા
આવ્યા, ત્યારે તેણે યરૂશાલેમ જવા સારૂ પોતાનું મહો સ્થિર-
૫૨ તાથી રાખ્યું. ને તેણે હરકારાઓ પોતાની અગાઉ મોકલ્યા,
ને તેઓ જઈને તેને સારૂ તૈયારી કરવા માટે શમારીઆના
૫૩ એક ગામમાં પેઠા. અને તેઓએ તેનો આવકાર કીધો નહિ,
૫૪ કારણ કે યરૂશાલેમભણી તેનું મહો હતું. ને તેના શિષ્યો
યાકુબ તથા યોહાને એ જોઈને કહ્યું કે, પ્રભુ, શું, તારી એવી
ઈચ્છા છે કે જેમ એલિયાએ કરયું તેમ આકાશથી આગ પડે
૫૫ ને તેઓનો નાશ કરે, એવો હુકમ અમે કરિયે? પણ તેણે
ફરીને તેઓને ધમકાવ્યા, ને કહ્યું કે, તમે કેવા સ્વભાવના છો,
૫૬ એ તમે જાણતા નથી. કેમકે માણસનો દીકરો માણસોના
જીવનો નાશ તો નહિ, પણ તેનો બચાવ કરવા આવ્યો છે.
ને તેઓ બીજે ગામ ગયા.
૫૭ અને એમ થયું કે તેઓ માર્ગે ચાલતા હતા, તેટલામાં
કોઈએકે તેને કહ્યું કે, પ્રભુ, જ્યાં તું જશે ત્યાં હું તારી પાછળ
૫૮ આવીશ. ઈશુએ તેને કહ્યું કે, લોંકડાંને કોતર હોયછે, ને
આકાશનાં પક્ષીઓને માળા હોયછે, પણ માણસના દીકરાને
૫૯ માથું મૂકવાનો ઠામ નથી. અને તેણે બીજાને કહ્યું કે, મારી
પાછળ આવ; પણ તેણે કહ્યું કે, પ્રભુ, હું પહેલાં જઈને મારા

બાપને દાટું, એવી રજા મને આપ. ઈશુએ તેને કહ્યું કે, ૬૦
મુએલાંને પોતાનાં મુએલાંને દાટવા દે, પણ તું જઈને દેવના
રાજ્યની વાત પ્રગટ કર. અને બીજાએ પણ કહ્યું કે, પ્રભુ, હું ૬૧
તારી પાછળ આવીશ, પણ પહેલવેહલાં જે મારે ઘેર છે
તેઓને મળી આવવાની મને રજા આપ. ને ઈશુએ તેને ૬૨
કહ્યું કે, કોઈ માણસ પોતાનો હાથ હળ પર મૂકીને પછવાડે
જુએ તો તે દેવના રાજ્યને યોગ્ય નથી.

ત્યાર પછી પ્રભુએ બીજા સિત્તેરને પણ ઠરાવી લીધા, ને ૧૦
જે શહેરમાં તથા જે ગામમાં તે પોતે જવાનો હતો, તેમાં તેઓને
બબેને પોતાની આગળ મોકલ્યા. અને તેણે તેઓને કહ્યું કે, ૨
ફસલ પુશ્કળ છે, પણ મજુરો થોડા છે, માટે તમે ફસલના
ધણીની પ્રાર્થના કરો કે તે પોતાની ફસલને સારૂ મજુરોને
મોકલે. ચાલ્યા જાઓ, જુઓ, હું તમને વરૂઓમાં ઘેટાંનાં ૩
બચ્ચાં જેવા મોકલુંછું. થેલી કે ઝોળણું કે જોડા લેતા ના, ને ૪
માર્ગે કોઈને સલામ કરતા ના. ને જે ઘરમાં તમે જાઓ તેમાં ૫
પહેલાંથી કહો કે, આ ઘરનાંને કુશળતા થાઓ. ને જો ૬
કુશળતાનો દીકરો ત્યાં હોય તો તમારી કુશળતા તેના પર
રહેશે; પણ જો નહિ હોય તો તે તમારી પાસે પાછી વળશે.
અને તેજ ઘરમાં રહો, ને જે તેઓની પાસે હોય તે ખાતા પીતા ૭
રહો; કેમકે મજુર પોતાના વેતન યોગ્ય છે; ઘેરેઘેર ફરતા
ના. અને જે કોઈ શહેરમાં તમે જાઓ ને તેઓ તમારો આવકાર ૮
કરે, તો જે તેઓ તમારી આગળ મૂકે તે ખાઓ. અને તેમાંના ૯
માંદાઓને સાજા કરજો, ને તેઓને કહો કે, દેવનું રાજ્ય
તમારી પાસે આવ્યું છે. પણ જે કોઈ શહેરમાં તમે જાઓ, ૧૦
અને તેઓ તમારો આવકાર નહિ કરે, તો તેના રસ્તાઓમાં
જઈને કહો કે, તમારા શહેરની જે ધૂળ અમને લાગેછે તે પણ ૧૧
તમારી સામા અમે ખંખેરી નાખિયે છિયે; તો પણ એ જાણો
કે દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે. અને હું તમને કહુંછું ૧૨
કે, તે દહાડે તે શહેરના કરતાં સદમનો હાલ વધતો સેહેલ

૧૩ થશે. ઓ ખોરાજીન, તને અફસોસ! ઓ બેથસાઈદા,
તને અફસોસ! કેમકે જે પરાક્રમી કામો તમારામાં થયાં છે,
તે જો સુર તથા સીદોનમાં થયાં હોત, તો ક્યારના તેઓએ
૧૪ ટાટમાં તથા રાખમાં બેસીને પશ્ચાત્તાપ કરયો હોત. પણ
ન્યાયકરણમાં તમારા કરતાં સુર તથા સીદોનને સહેલું પડશે.
૧૫ અને કાપરનાહુમ, તું આકાશ લગી ઉંચું થએલું છે, પણ
૧૬ તું પાતાળ લગી નીચું નંખાશે. જે તમારૂં સાંભળેછે તે મારૂં
સાંભળેછે; ને જે તમારો નકાર કરેછે તે મારો નકાર કરેછે;
ને જે મારો નકાર કરેછે તે મારા મોકલનારનો નકાર કરેછે.
૧૭ અને હરખ કરતા તે સિત્તેર પાછા આવ્યા, ને કહ્યું કે, પ્રભુ,
૧૮ તારા નામથી ભૂતો પણ અમારા આજ્ઞાધારી છે. અને તેણે
તેઓને કહ્યું કે, મેં શેતાનને વિજળીની પઠે આકાશથી પડેલો
૧૯ જોયો. જુઓ, સર્પો તથા વિછુઓ પર પગ મૂકવાનો તથા
શત્રુના બધા પરાક્રમ પરનો અધિકાર હું તમને આપુંછું, ને
૨૦ કશાથી તમને દુઃખ લાગશે નહિ. પણ આત્માઓ તમારા
આજ્ઞાધારી છે, એને લીધે હરખાઓ મા, પણ તે કરતાં
તમારાં નામ આકાશમાં લખેલાં છે એને લીધે હરખાઓ.
૨૧ તેજ વેળાએ ઈસુએ આત્મામાં હરખ કીધો, ને કહ્યું કે, ઓ
બાપ, આકાશ તથા પૃથ્વીના ધણી, હું એ માટે તારી સ્તુતિ
કરૂંછું કે, જ્ઞાનીઓથી તથા ડાહ્યાઓથી એ વાત તેં ગુપ્ત રાખી
છે ને બાળકોને પ્રગટ કીધી; હા, બાપ, કેમકે તારી પ્રસન્નતા
૨૨ એમજ છે. સઘળું મારા બાપથી મને સોંપાયલું છે; ને દીકરો
કોણ છે, એ બાપ વિના બીજો કોઈ જાણતો નથી; ને બાપ
કોણ છે, એ દીકરા વિના તથા જેને દીકરો પ્રગટ કરવા ચાહે
૨૩ તે વિના બીજો કોઈ જાણતો નથી. અને તેણે શિષ્યોની ગમ
ફરીને તેઓને એકાંત કહ્યું કે, જે તમે જુઓછો તે જે આંખો
૨૪ જુએ તેઓને ધન્ય છે. કેમકે હું તમને કહુંછું કે, જે તમે
જુઓછો તે ઘણા ભવિષ્યવાદીઓ તથા રાજાઓ જોવા
ચાહાતા હતા પણ તેઓએ જોયું નહિ; ને જે તમે સાંભળોછો
તે તેઓ સાંભળવા ચાહાતા હતા પણ તેઓએ સાંભળ્યું નહિ.

અને જુઓ, એક પંડિત તેની પરીક્ષા કરવા ઉભો થયો, ને ૨૫
કહ્યું કે, ઉપદેશક, હું અનંત જીવનનો વારસો પામું, એ સારૂ
મારે શું કરવું? તેણે તેને કહ્યું કે, નિયમશાસ્ત્રમાં શું લખ્યું છે? ૨૬
તેં શું વાંચ્યું છે? ને તેણે ઉત્તર આપતાં કહ્યું કે, તારા દેવ ૨૭
પ્રભુ પર તારા આખા હૃદયથી તથા તારા આખા જીવથી
તથા તારા આખા સામર્થ્યથી તથા તારી આખી બુદ્ધિથી પ્રેમ
કરવો, ને જેવો પોતા પર તેવો તારા પડોશી પર [પ્રેમ કરવો.]
તેણે તેને કહ્યું કે, તેં ઠીક ઉત્તર આપ્યું; એમ કર, ને તું ૨૮
જીવન પામશે. પણ તેણે પોતાને ન્યાયી ઠરાવવા ચાહીને ૨૯
ઈશુને કહ્યું, તો મારો પડોશી કોણ છે? ને ઈશુએ ઉત્તર ૩૦
આપતાં કહ્યું કે, એક પુરૂષ યરૂશાલેમથી યરીખો જતો હતો,
ત્યારે તે લુટારાના હાથમાં પડયો; તેઓએ તેનાં લુગડાં
ઉતારી લીધાં, ને તેને મારીને અધમુઓ મૂકી ગયા. અને ૩૧
સંજોગથી એક યાજક તે માર્ગે આવ્યો, ને તે તેને જોઈને બીજી
બાજુએ ચાલ્યો ગયો. અને એમજ એક લેવી પણ તે ઠેકાણે ૩૨
આવ્યો, ને તે તેને જોઈને બીજી બાજુએ ચાલ્યો ગયો. પણ ૩૩
એક સમારી માર્ગે જતાં તેની પાસે આવ્યો, ને તેને જોઈને
તેને કરૂણા આવી. ને તે તેની પાસે ગયો, ને તેના ઘા ૩૪
પર તેલ તથા દ્રાક્ષરસ રેડીને પાટો બાંધ્યો, અને તેને પોતાના
જાનવર પર બેસાડીને તેને ઉતારામાં લઈ ગયો, ને તેની
સંભાળ કીધી. અને બીજે દહાડે જતી વેળા, તેણે બે દીનાર ૩૫
કહાડીને ઉતારાના ધણીને આપ્યા, ને તેને કહ્યું કે, તેની
સંભાળ રાખજે, નેં જો તું એથી વત્તો ખરચ કરશે તો હું
પાછો આવીશ ત્યારે તને વાળી આપીશ. હવે તું શું ધારેછે, ૩૬
લુટારાના હાથમાં પડેલા માણસનો પડોસી એ ત્રણમાંનો
કોણ હતો? ને તેણે કહ્યું કે, જેણે તેના પર કરૂણા કીધી તે; ૩૭
ને ઈશુએ તેને કહ્યું કે, તું જઈને એ પ્રમાણે કર.

અને એમ થયું કે તેઓ જતા હતા ત્યારે તે એક ગામમાં ૩૮
ગયો; ને મારથા નામે એક બાયડીએ પોતાને ઘેર તેને
પરોણો રાખ્યો. અને મરિયમ નામે તેની એક બેહેન હતી, ૩૯

૪૦ તે ઈસુના પગ આગળ બેસીને તેની વાત સાંભળતી હતી. પણ
માર્થા ઘણી સેવામાં ગભરાઈ, ને પાસે આવીને કહ્યું કે, પ્રભુ,
મારી બેહેને મને સેવા કરવા એકલી મૂકી છે, તેની ચિંતા તું
૪૧ કરતો નથી? એ માટે તેને મારી સહાય કરવાનું કહે. ને
ઈસુએ તેને ઉત્તર આપતાં કહ્યું કે, માર્થા, માર્થા, તું ઘણી
૪૨ વાતો વિષે ચિંતા કરેછે, તથા અકળામણ પામેછે. પણ એક
વાતની અગત્ય છે, ને મરિયમે સારો ભાગ પસંદ કીધો છે,
જે તેની પાસેથી લઈ લેવાશે નહિ.

૧૧ અને એમ થયું કે તે એક ઠેકાણે પ્રાર્થના કરતો હતો, તે
કરી ચુક્યા પછી, તેના શિષ્યોમાંના એકે તેને કહ્યું કે, પ્રભુ,
યોહાને પોતાના શિષ્યોને પ્રાર્થના કરવા શીખવ્યું તેમ તું પણ
૨ અમને શીખવ. ત્યારે તેણે તેઓને કહ્યું કે, તમે પ્રાર્થના
કરો, ત્યારે કહો કે, ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં
નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં
૩ તેમ પૃથ્વી પર તારી ઈચ્છા પુરી થાઓ; દિવસની અમારી
૪ રોટલી રોજ રોજ અમને આપ: ને અમારાં પાપ અમને
માફ કર, કેમકે અમે પણ અમારા હરેક ઋણીને માફ
કરિયેછિયે; ને અમને પરીક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી
અમારો છુટકો કર.
૫ અને તેણે તેઓને કહ્યું કે, તમારામાંના કોઈને મિત્ર હોય, ને
મધરાતે તે તેની પાસે જઈને એવું કહે કે, મિત્ર, મને ત્રણ
૬ રોટલા આપ, કેમકે મારો એક મિત્ર રસ્તે જતાં મારે ત્યાં
આવ્યો છે, ને તેની આગળ ખાવાનું મૂકવાનું મારી પાસે કંઈ
૭ નથી? ને માંહેથી તે ઉત્તર આપતાં કહે કે, મને તસ્દી ન દે.
અમણા બારણું બંધ છે, ને મારાં છોકરાં મારી પાસે બિછાના
૮ પર છે, માટે હું ઉઠીને તને આપી શકતો નથી. હું તમને કહુંછું
કે, તે તેનો મિત્ર છે, એને લીધે તે ઉઠીને તેને આપે નહિ, તો
પણ તેના આગ્રહને લીધે તે ઉઠશે, ને જેટલું તેને જોઈએ
૯ તેટલું તેને આપશે. અને હું તમને કહુંછું કે, માગો ને તમને

અપાશે, શોધો ને તમને જડશે, ઠોકો ને તમારે સારૂ ઉઘડાશે.
કેમકે જે કોઈ માગેછે તે પામેછે, ને જે શોધેછે તેને જડેછે, ને જે ૧૦
ઠોકેછે તેને સારૂ ઉઘડાશે. કેમકે તમારામાંના કોઈ બાપની પાસેથી ૧૧
જો છોકરો રોટલો માગે તો શું તે તેને પત્થર આપશે, અથવા
જો માછલી તો શું માછલીને બદલે તે સાપ આપશે? અથવા તે ૧૨
ઈંડું માગે તો શું તેને વીછુ આપશે? માટે જો તમે ભુંડા છતાં ૧૩
તમારાં છોકરાંને સારાં દાન આપી જાણોછો, તો તમારા
આકાશમાંના બાપની પાસેથી જેઓ માગે, તેમને તે પવિત્ર
આત્મા કેટલું વિશેષે કરીને આપશે?

અને તે એક ભૂતને કહાડતો હતો, કે જે મુગો હતો, ને એમ ૧૪
થયું કે ભૂત નિકળ્યા પછી તે મુગો બોલ્યો, ને લોક અચરતી
પામ્યા. પણ તેઓમાંના કેટલાએકે કહ્યું કે, ભૂતોના અધિપતિ ૧૫
બાલજેબુલવડે, તે ભૂતોને કહાડેછે. અને બીજાઓએ પરીક્ષણ ૧૬
કરતાં તેની પાસે આકાશની નિશાણી માગી. પણ તેણે ૧૭
તેઓના વિચાર જાણીને તેઓને કહ્યું કે, જે કોઈ રાજ્ય ફૂટ
પડવાથી પોતાને ઉલટું થાયછે, તે ઉજડ થાયછે; ને ઘર
ઘરને ઉલટું થાયછે, તે પડી જાયછે, ને જો શેતાન પોતાની ૧૮
સામો થયલો હોય તો તેનું રાજ્ય કેમ નીભે? કેમકે તમે
કહોછો કે, બાલજેબુલવડે હું ભૂતોને કહાડુંછું. અને જો હું ૧૯
બાલજેબુલવડે ભૂતોને કહાડુંછું તો તમારા દીકરાઓ કોણવડે
કહાડેછે? માટે તેઓ તમારા ન્યાયાધીશ થશે. પણ જો હું ૨૦
દેવની આંગળીવડે ભૂતોને કહાડુંછું તો દેવનું રાજ્ય તમારી
પાસે આવ્યું છે. બળવાન માણસ હથિયાર બાંધીને પોતાની ૨૧
હવેલીને સાચવેછે, ત્યારે તેનો માલ સલામત રહેછે. પણ ૨૨
તેના કરતાં બળવાન આવીને તેને જીતે ત્યારે તેના હથિયાર
જે પર તે ભરોસો રાખતો હતો તે લઈ લેછે, ને તેની લૂટ
વહેંચેછે. જે મારી સાથે નથી તે મારે ઉલટો છે, ને જે મારી ૨૩
સાથે સમેટતો નથી તે વેરીનાખેછે. અશુદ્ધ આત્મા માણસ- ૨૪
માંથી નિકળ્યા પછી ઉજડ જગ્યાઓમાં વિસામો શોધતો
ફરેછે, પણ તે જડતો નથી, ત્યારે તે કહેછે કે, મારા જે

૨૫ ઘરમાંથી હું નિકળ્યો તેમાં હું પાછો જઈશ. અને તેના આવ્યા
૨૬ પર ઘર વાળેલું તથા સણગારેલું માલમ પડેછે. ત્યારે તે જઈને
પોતા કરતાં ભુંડા બીજા સાત આત્માઓને તેડી લાવેછે, ને
તેઓ માંહે આવીને ત્યાં રહેછે, ને તે માણસની છેલ્લી
અવસ્થા પહેલીના કરતાં ભુંડી થાયછે.
૨૭ અને એમ થયું કે તે આ વાતો કહેતો હતો, ત્યારે લોકમાંથી
એક બાયડીએ મોટે ઘાંટે તેને કહ્યું કે, જે પેટમાં તું રહ્યો, ને
૨૮ જે થાનને તું ધાવ્યો તેઓને ધન્ય છે. પણ તેણે કહ્યું કે, તે
કરતાં જેઓ દેવની વાત સાંભળેછે ને તે પાળેછે તેઓને ધન્ય છે.
૨૯ અને લોકોના જથા ભેગા થતા હતા ત્યારે તે કહેવા લાગ્યો
કે, આ પહેડીના લોક ભુંડા છે, તેઓ નિસાણી માગેછે, પણ
યુના ભવિષ્યવાદીની નિસાણી વિના બીજી નિસાણી તેઓને
૩૦ અપાશે નહિ. કેમકે જેમ યુના નીનવીઓને નિસાણીરૂપ હતો,
તેમ માણસનો દીકરો આ પહેડીના લોકને પણ થશે.
૩૧ દક્ષિણની રાણી આ પહેડીનાં માણસની સાથે ન્યાયકાળે
ઉઠશે, ને તેઓને દંડયોગ્ય ઠરાવશે; કેમકે તે પૃથ્વીના
છેડાથી સુલેમાનનું જ્ઞાન સાંભળવા આવી, પણ જુઓ, સુલેમાન
૩૨ કરતાં હિયાં એક મોટો છે. નીનવીનાં માણસ આ પહેડીના
લોકની સાથે ન્યાયકાળે ઉઠશે, ને તેઓને દંડયોગ્ય ઠરાવશે,
કેમકે યુનાનો ઉપદેશ સાંભળી તેઓએ પસ્તાવો કીધો, ને,
જુઓ, યુના કરતાં હિયાં એક મોટો છે.
૩૩ અને કોઈ માણસ દીવો કરીને તેને ગુપ્ત ઠેકાણે કે માપાતળે
મૂકતો નથી, પણ દીવી પર, કે જે માંહે આવે તેઓ તેનું
૩૪ અજવાળું જુએ. શરીરનો દીવો આંખ છે, માટે જ્યારે તારી
આંખ નિર્મળ હોય, ત્યારે તારૂં આખું શરીર પ્રકાશિત છે; પણ
૩૫ તે ભુંડી હોય, ત્યારે તારૂં શરીર અંધકારે ભરેલું છે. તે સારૂ
તારામાં જે અજવાળું છે તે અંધકાર ન થાય, માટે સાવધાન
૩૬ રહે. એ માટે જો તારૂં આખું શરીર પ્રકાશિત હોય, ને તેનો
કોઈ ભાગ અંધકારે ભરેલો નહિ હોય તો તે પુરૂં પ્રકાશિત થાય;
જેમ દીવો પોતાના પ્રકાશથી તને અજવાળું આપેછે તેમ.

અને તે બોલતો હતો, એટલામાં એક ફરોશીએ તેને કહ્યું કે, ૩૭
મારી સાથે જમવા આવો, ને તે માંહે જઇને બેઠો. અને જમવા ૩૮
પહેલાં તે નાહ્યો નહિ, તે જોઈને ફરોશી અચરતી પામ્યો.
અને પ્રભુએ તેને કહ્યું કે, તમ ફરોશીઓ થાળી વાટકો બહારથી ૩૯
તો શુદ્ધ કરોછો, પણ તમારા માંહેનું જુલમે તથા ભુંડાઈએ
ભરેલું છે. ઓ અણસમજ્યા, જેણે બહારનું બનાવ્યું તેણે ૪૦
માંહેનું પણ નહિ બનાવ્યું શું? પરંતુ માંહેનાંનાં દાનધર્મ કરો, ૪૧
ને જુઓ, બધું તમને શુદ્ધ છે. પણ તમ ફરોશીઓને અફસોસ ૪૨
છે, કેમકે તમે ફુદનો તથા સીતાબ તથા સઘળી વનસ્પતીનો
દસમો ભાગ આપોછો; પણ ન્યાયકરણ તથા દેવની પ્રીતિ
પડતાં મૂકોછો; તે કરવાં, ને બીજાં મૂકી દેવાં જોઈતાં ન
હતાં. તમ ફરોશીઓને અફસોસ છે, કેમકે તમે સભાઓમાં ૪૩
મુખ્યાસન તથા ચૌટામાં સલામો ચાહોછો. શાસ્ત્રીઓ તથા ૪૪
ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે, કેમકે જે કબરો
દેખાતી નથી, ને જે ઉપર માણસો જાણ્યા વિના ચાલેછે
તેઓના જેવા તમે છો.

ત્યારે પંડિતોમાંના એકે તેને ઉત્તર આપતાં કહ્યું કે, ઉપદેશક, ૪૫
એમ કહેવાથી તું અમને પણ મેહેણાં મારેછે. અને તેણે કહ્યું ૪૬
કે, ઓ પંડિતો, તમને પણ અફસોસ છે, કેમકે ઉંચકવાને
કઠણ બોજો તમે માણસ પર ચઢાવોછો, ને તમે પોતે તે
બોજાને તમારી એક આંગળી લગાડતા નથી. તમને અફસોસ ૪૭
છે, કેમકે તમે ભવિષ્યવાદીઓની કબરો બાંધોછો, ને તમારા
બાપદાદાઓએ તેઓને મારીનાખ્યા. તો તમે સાક્ષી આપોછો ૪૮
ને તમારા બાપદાદાઓનાં કામ પસંદ કરોછો, કેમકે તેઓએ
તેઓને મારીનાખ્યા હતા, ને તમે તેઓની કબરોને બાંધોછો.
એ માટે દેવના જ્ઞાને કહ્યું કે, ભવિષ્યવાદીઓને તથા પ્રેરિતોને ૪૯
તેઓની પાસે મોકલીશ, ને તેઓમાંના કેટલાએકને તેઓ
મારીનાખશે ને સતાવશે. એ માટે કે જગતની ઉત્પત્તિથી ૫૦
સઘળા ભવિષ્યવાદીઓના વહેવાડેલા લોહીનો બદલો આ
પહેડીના લોક પાસેથી લેવાય. હાબેલના લોહીથી તે ઝાખ- ૫૧

રિયા જે હોમવેદી તથા પવિત્રસ્થાનની વચ્ચે વિનાશ પામ્યો,
તેના લોહી સુધી એ સર્વેનો બદલો આ પહેડીના લોક પાસેથી
૫૨ લેવાશે, એમ હું તમને ખચીત કહુંછું. તમ પંડિતોને અફસોસ
છે, કેમકે તમે જ્ઞાનની કુંચી લઈગયા છો; તમે પોતે માંહે પેઠા
નહિ, ને જેઓ માંહે પેસતા હતા તેઓને તમે અટકાવ્યા.

૫૩ અને તે તેઓને એ વાત કહેતો હતો, ત્યારે શાસ્ત્રીઓ તથા
ફરોશીઓ તેને બહુ ચીહીડવવા તથા ઘણી વાતો સંબંધી ઉત્તર
૫૪ કહેવડાવવા લાગ્યા. અને તેને તાકતા રહીને, તેના પર દોષ
મૂકવા માટે તેના મહોમાંથી કંઈ વાત પકડવા ચાહ્યું.

૧૨ એટલામાં હજારો લોક એટઠા થયા એવા કે તેઓ એક
બીજા પર પડતા હતા, ત્યારે તેણે પહેલાં પોતાના શિષ્યોને
કહેવા માંડયું કે ફરોશીઓનું ખમીર ઢોંગ છે તેથી સાવધાન
૨ રહો. પ્રગટ નહિ કરાશે એવું કાંઈ ઢંકાએલું નથી, ને નહિ
૩ જણાશે એવું કંઈ ગુપ્ત નથી. તેને લીધે જે તમે અંધારામાં કહ્યું
છે તે અજવાળામાં સંભળાશે, ને ઓરડીમાં જે તમે કાનમાં
૪ કહ્યું હશે તે ધાબા પર પ્રગટ કરાશે. અને, મારા મિત્રો, હું તમને
કહુંછું કે, જેઓ શરીરને મારીનાખે, ને ત્યાર પછી કાંઈ વિશેષ
૫ કરી શકશે નહિ, તેઓથી બિહો મા. પણ તમારે કોણથી
બિહીવું તે હું તમને ચેતાવુંછું, મારીનાખ્યા પછી નરકમાં
નાખી દેવાને જેનો અધિકાર છે તેનાથી બિહો, હા હું તમને
૬ કહુંછું કે તેનાથીજ બિહો. શું પાંચ ચક્લી બે સવાયે વેચાતી
૭ નથી? પણ દેવથી તેઓમાંની એકે વિસરાએલી નથી. પણ
તમારા માથાના નિમાળા પણ સઘળા ગણેલા છે, માટે બિહો
૮ મા, ઘણી ચક્લીઓ કરતાં તમે અધિક છો. અને હું તમને કહુંછું
કે, માણસ આગળ જે કોઈ મને માનશે તેને દેવના દૂતો આગળ
૯ માણસનો દીકરો માનશે. પણ માણસ આગળ જે કોઈ મને
૧૦ નાકબૂલ કરશે તે દેવના દૂતો આગળ નાકબૂલ થશે. અને જે કોઈ
માણસના દીકરાને વિરૂદ્ધ શબ્દ કહે, તેની માફી કરાશે, પણ
૧૧ જે પવિત્ર આત્માનું દુર્ભાષણ કરે તેની માફી કરાશે નહિ. અને

જ્યારે તમને સભાઓમાં તથા અધિપતિઓ તથા અધિકારી-
ઓની આગળ લઈજશે, ત્યારે તમે ચિંતા ન કરો કે, શી તરેહનું
અથવા કયું પ્રત્યુત્તર આપિયે, અથવા શું કહિયે, કેમકે જે ૧૨
તમારે કહેવું તે પવિત્ર આત્મા તેજ ઘડીએ તમને શીખવશે.

અને લોકમાંના એકે તેને કહ્યું કે, ઉપદેશક, મારો ભાઈ ૧૩
વારસાનો ભાગ મને આપે એમ તેને કહે. અને તેણે તેને કહ્યું ૧૪
કે, માણસ, મને તમારા પર ન્યાયાધીશ કે વેહેંચી આપનાર
કોણે ઠેરવ્યો? અને તેણે તેઓને કહ્યું કે, જોજો, લોભથી ૧૫
સાવધાન રહો, કેમકે કોઈને પુશ્કળ છતાં, તેની સંપત ઉપરથી
તેનું જીવન નથી. અને તેણે તેઓને દૃષ્ટાંતે કહ્યું કે, એક ૧૬
ધનવાન માણસની ભુંઈની ઘણી ઉપજ થઈ. અને તેણે ૧૭
મનમાં વિચાર કરીને કહ્યું કે, હું શું કરૂં કેમકે મારી ઉપજ ભરી
મૂકવાને મારે જગ્યા નથી. અને તેણે કહ્યું કે, હું આમ કરીશ, ૧૮
મારી વખારોને હું પાડી નાખીશ, ને તે કરતાં મોટી બંધાવીશ,
ને ત્યાં મારી બધી ઉપજ તથા મારી મિલકત હું ભરી મૂકીશ.
અને હું મારા જીવને કહીશ કે, ઓ જીવ, ઘણાં વરસ લગી ૧૯
ઘણી મિલકત તારે સારૂ રાખી મૂકેલી છે, આરામ લે, ખા, પી,
આનંદ કર. અને દેવે તેને કહ્યું કે, ઓ મૂર્ખ, આજ રાત્રે ૨૦
તારો જીવ તારી પાસેથી પાછો માગી લેવાશે, ત્યારે જે તેં સિદ્ધ
કરયું છે તે કોણનું થશે? જે પોતાને સારૂ દ્રવ્ય એકઠું કરેછે, ૨૧
ને દેવની ગમ ધનવાન નથી, તે તેના જેવો છે.

અને તેણે પોતાના શિષ્યોને કહ્યું, એ માટે હું તમને કહુંછું કે ૨૨
તમારા જીવ સારૂ ચિંતા ન કરો કે અમે શું ખાઈશું, ને
શરીરને સારૂ કે અમે શું પહેરીશું. ખાવાના કરતાં જીવ ૨૩
અધિક છે, ને વસ્ત્ર કરતાં શરીર અધિક છે. કાગડાઓનો ૨૪
વિચાર કરો, તેઓ તો વાવતા નથી ને કાપતા નથી, તેઓની
પાસે વખાર કે કોઠાર નથી, તોપણ દેવ તેઓને પાળેછે; તમે
પક્ષીઓ કરતાં કેવા અધિક છો? ને ચિંતા કરયાથી તમારા- ૨૫
માંનો કોણ પોતાના કદને એક હાથભર વધારી શકેછે?
માટે જો તમે સહુથી નાનું કામ કરી શકતા નથી, તો બીજાની ૨૬

૨૭ ચિંતા કેમ કરોછો ? જંગલી શોશનનો વિચાર કરો કે, તેઓ
કેવાં વધેછે, તેઓ ઉદ્યોગ કરતાં નથી, ને કાંતતાં નથી, પણ હું
તમને કહુંછું કે, સુલેમાન પોતાના સઘળા વૈભવમાં તેઓમાંના
૨૮ એકના જેવો પહેરેલો ન હતો. હવે ઘાસ આજ ખેતરમાં છે,
ને કાલે ભઠ્ઠીમાં નંખાય, તેને જો દેવ એવું પહેરાવેછે તો,
૨૯ અલ્પવિશ્વાસીઓ, તે તમને કેવું અધિક પહેરાવશે ? ને અમે
શું ખાઈશું અથવા શું પીશું, એનો શોધ ન કરો, ને સંદેહ
૩૦ મનમાં ન આણો. કેમકે જગતના સઘળા લોકો એ સઘળાં
વાનાં શોધેછે, પણ તમારો બાપ જાણેછે કે એ વાનાંની તમને
૩૧ અગત્ય છે. પરંતુ તમે દેવનું રાજ્ય શોધો, ને તેની સાથે એ
૩૨ સઘળાં તમને મળશે. ઓ નાની ટોળી, બિહી મા, કેમકે તમને
૩૩ રાજ્ય આપવાને તમારો બાપ પ્રસન્ન છે. તમારૂં બધું વેચી
નાખો, ને દાનધર્મ કરો, જુની નહિ થાય એવી થેલીઓ, ને
અક્ષય દ્રવ્ય આકાશમાં પોતાને સારૂ કરો, જ્યાં ચોર આવતો
૩૪ નથી, ને કીડો ખાઈ જતો નથી. કેમકે જ્યાં તમારૂં દ્રવ્ય છે
ત્યાં તમારૂં મન પણ રહેશે.

૩૫ તમારી કમ્મરો બાંધેલી તથા દીવા સળગેલા રાખો. અને
૩૬ જે માણસો પોતાના ધણીની વાટ જુએછે કે વિવાહમાંથી તે
ક્યારે પાછો આવશે, એ માટે કે તે આવીને ઠોકે એટલે તેઓ
૩૭ તત્કાળ તેને સારૂ ઉઘાડે, તેઓના જેવા તમે થાઓ. જે
દાસોનો ધણી આવીને તેઓને જાગરૂત જોશે તેઓને ધન્ય છે ;
હું તમને ખચીત કહુંછું કે, તે કમ્મર બાંધીને તેઓને જમવા
૩૮ બેસાડશે, ને આવીને તેઓની સેવા કરશે. અને જો તે બીજે
પહોરે આવે, કે ત્રીજે પહોરે આવે, ને તેઓને એમ જુએ, તો
૩૯ તે દાસોને ધન્ય છે. પણ એ જાણો કે જો ઘરધણી જાણતો હોત
કે, કયી ઘડીએ ચોર આવશે, તો તે જાગરૂત રહેત, ને પોતાના
૪૦ ઘરમાં ખાતર પાડવા ન દેત. અને તમે પણ તૈયાર રહો, કેમકે
જે ઘડી તમે ધારતા નથી તે ઘડીએ માણસનો દીકરો આવશે.
૪૧ ત્યારે પીતરે તેને કહ્યું કે, પ્રભુ, તું આ દૃષ્ટાંત અમને, કે
૪૨ સર્વેને પણ કહેછે ? ને પ્રભુએ કહ્યું કે, જેને ધણી પોતાના

ઘરનાંને વખતે વખત અન્ન આપવા સારૂ ઘર પર ઠરાવશે
એવો વિશ્વાસુ તથા વિવેકી ચાકર કોણ છે? જે દાસને તેનો ૪૩
ધણી આવીને એમ કરતો જોશે તેને ધન્ય છે. હું તમને સાચું ૪૪
કહુંછું કે, તે પોતાની સર્વે માલમિલકત પર તેને ઠેરવશે. પણ ૪૫
જો તે દાસ પોતાના મનમાં કહેશે કે મારા ધણીને આવતાં વાર
લાગેછે, ને તે દાસોને તથા દાસીઓને મારવા તથા ખાવાપીવા
તથા છાકટો થવા લાગશે; તો જે દહાડે તે વાટ જોતો નથી, ને ૪૬
જે ઘડીએ તે જાણતો નથી, તેવામાં તે દાસનો ધણી આવશે,
ને તેને કાપીનાખશે, ને તેનો ભાગ અવિશ્વાસીઓની સાથે
ઠેરવશે. અને જે દાસ પોતાના ધણીની ઈચ્છા જાણીને પોતે ૪૭
સિદ્ધ થયો ન હતો, ને તેની ઈચ્છા પ્રમાણે કીધું ન હતું, તે
ઘણો માર ખાશે. પણ જેણે વગર જાણે ફટકાયોગ્ય કામ ૪૮
કીધું, તે થોડો માર ખાશે, કેમકે જે કોઈને ઘણું આપેલું છે,
તેની પાસેથી ઘણું મગાશે, ને જેને ઘણું સોંપેલું છે તેની પાસેથી
વિશેષ મગાશે.

હું પૃથ્વી પર અગ્નિ સળગાવવા આવ્યો છું, ને જો અમણા ૪૯
સળગેલા હોય તો હું શું ચાહું? ને મારે એક બાપ્તિસ્મા ૫૦
પામવાનું છે ને તે પુરૂ થાય, ત્યાં સુધી મને કેવી તંગી લાગેછે.
શું તમે ધારોછો કે પૃથ્વી પર શાંતિ કરાવવા હું આવ્યો છું? હું ૫૧
તમને કહુંછું કે ના, પણ તે કરતાં ફૂટ પાડવા. કેમકે હવેથી ૫૨
એક ઘરમાં પાંચમધ્યે ફૂટ પડશે, એટલે ત્રણ બેની સામા, ને
બે ત્રણની સામા થશે. બાપ દીકરાની સામો, તથા દીકરો ૫૩
બાપની સામો, ને મા દીકરીની સામી, ને દીકરી માની સામી,
સાસુ પોતાની વહુની સામી, ને વહુ સાસુની સામી થશે.

અને તે લોકોને કહેવા લાગ્યો કે, તમે પશ્ચિમથી વાદળી ૫૪
નિકળતી જુઓછો, ત્યારે તમે કહોછો કે, ઝાપટું આવશે, ને
એમજ થાયછે. અને જ્યારે દક્ષિણનો વા વાયછે ત્યારે તમે ૫૫
કહોછો કે, તાપ પડશે, ને એમજ થાયછે. ઢોંગીઓ, પૃથ્વીનું ૫૬
તથા આકાશનું રૂપ તમે પારખી જાણોછો, તો આ સમય કેમ
પારખતા નથી? ને જે ન્યાય છે તે તમે પોતાની મેળે કેમ ૫૭

૫૮ ઠેરવતા નથી? તું તારા વાદીની સાથે અધિકારીની આગળ
જાયછે, એટલામાં માર્ગે તું તેનાથી છુટકો પામવા સારૂ યત્ન
કર, રખે તે તને ન્યાયાધીશ આગળ તાણી લઈજાય, ને
ન્યાયાધીશ તને સિપાઇને સ્વાધીન કરે, ને સિપાઈ તને બંધી-
૫૯ ખાનામાં નાખે. હું તને કહુંછું કે, તું છેલ્લી દમડી ચુકવશે, ત્યાં
સુધી તું ત્યાંથી નિકળશે નહિ.

૧૩ અને ગાલીલીઓ જેઓનું લોહી પિલાતે તેઓના યજ્ઞ સાથે
મેળવ્યું હતું તેઓ વિષે તેને કહેનારાઓમાંના કેટલાએક તેજ
૨ સમયે ત્યાં હતા. અને ઈશુએ તેઓને ઉત્તર આપતાં કહ્યું કે
આ ગાલીલીઓએ એટલું ભોગવ્યું હતું, માટે બધા ગાલીલીઓ
૩ કરતાં તેઓ પાપી હતા, એમ તમે ધારોછો શું? હું તમને
કહુંછું કે ના; પણ જો તમે પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વે
૪ તેજ પ્રમાણે નાશ પામશો. અથવા સીલોઅમમાં અરાડ
માણસ પર બુરૂજ પડયો, ને તેઓને મારીનાખ્યા, તેઓ
યરૂશાલેમમાંના સર્વે રહેવાસી કરતાં રૂણીઓ હતા, એમ તમે
૫ ધારોછો શું? હું તમને કહુંછું કે ના; પણ જો તમે પસ્તાવો
કરશો નહિ, તો તમે સર્વે તેમજ નાશ પામશો.

૬ અને તેણે આ દૃષ્ટાંત કહ્યું કે, કોઈએકને પોતાની દ્રાક્ષવા-
ડીમાં રોપેલી એક અંજીરી હતી. તે પર તે ફળ શોધતો
૭ આવ્યો, પણ કંઈ જડયું નહિ. ત્યારે તેણે દ્રાક્ષવાડીના
માળીને કહ્યું કે, જો, ત્રણ વર્ષ સુધી આ અંજીરી પર હું ફળ
શોધતો આવ્યો છું ને કંઈ જડયું નહિ, તેને કાપી નાખ, તે
૮ ભુંઈને પણ કેમ રોકીને નકામી કરેછે? ને તેણે તેને ઉત્તર
આપતાં કહ્યું કે, સાહેબ, તેને આ વર્ષ પણ રહેવા દે, કે હું
૯ તેની આસ્પાસ ખોદું, ને ખાતર નાખું; ને જો તેને ફળ આવે
તો સારૂં, નહિ તો પછી તેને કાપી નાખ.

૧૦ અને વિશ્રામવારે તે એક સભામાં ઉપદેશ કરતો હતો.
૧૧ અને, જુઓ, અરાડ વર્ષ થયાં મંદવાડનો આત્મા વળગેલો એવી
એક બાયડી હતી, તે કુબડી હતી, ને કોઇ તરેહથી સીધી થઇ

ન શકી. અને ઈસુએ તેને જોઈને તેને બોલાવીને કહ્યું કે, બાઈ, ૧૨
તારા મંદવાડથી તું છુટી થઈ છે. અને તેણે તેના પર હાથ ૧૩
મૂકયા, ને તરત તે સાજી થઈ, ને દેવની સ્તુતિ કીધી. અને ૧૪
વિશ્રામવારે ઈસુએ તેને સારી કીધી, માટે સભાના અધિકારીએ
ગુસ્સે થઈને ઉત્તર આપતાં લોકને કહ્યું કે, છ દહાડા છે જેમાં
કામ કરવું જોઈએ, તેમાં તમે સાજા થવા આવો, પણ
વિશ્રામવારે નહિ. ત્યારે પ્રભુએ તેને ઉત્તર આપતાં કહ્યું કે, ૧૫
ઢોંગી, તમારામાંનો હરેક પોતપોતાના બળદને તથા ગધેડાને
કોડમાંથી છોડીને વિશ્રામવારે પાવા સારૂ લઈ જતો નથી શું?
ને જુઓ, આ બાયડી ઈબ્રાહીમની દીકરી છતાં અરાઢ વરસ ૧૬
થયાં શેતાનથી બંધાયલી હતી, તેને વિશ્રામવારે આ બંધનથી
છોડવી જોઈતી ન હતી શું? ને તેણે એ વાત કહી, ત્યારે તેના ૧૭
બધા વૈરીઓ લજવાયા, ને જે મહિમાવંત કામો તેનાથી થયાં
તેને લીધે બધા લોકે હરખ કીધો.

અને તેણે કહ્યું કે, દેવનું રાજ્ય શાના જેવું છે? ને હું તેને ૧૮
શાની ઉપમા આપું? તે એક પીલુના બીજ જેવું છે, જેને એક ૧૯
જણે લઈને પોતાની વાડીમાં નાખ્યું, ને તે વધ્યું ને તે મોટું
ઝાડ થયું, ને આકાશનાં પક્ષીઓએ તેની ડાળીઓ પર વાસો
કીધો. અને વળી તેણે કહ્યું કે, હું દેવના રાજ્યને શાની ઉપમા ૨૦
આપું? તે ખમીર જેવું છે, જેને એક બાયડીએ લઈને ૨૧
લોટના ત્રણ માપામાં ઘાલી મૂક્યું, ને પછી તે બધું ખમીરવાળું
થઈ ગયું.

અને તે યરૂશાલેમભણી મુસાફરી કરતાં શહેરેશહેર તથા ગામે- ૨૨
ગામ ઉપદેશ કરતો ગયો. અને એક જણે તેને કહ્યું કે, પ્રભુ, ૨૩
તારણ પામનારા થોડા છે શું? ને તેણે તેઓને કહ્યું કે, સાંકડા ૨૪
બારણામાં થઈને પેસવાને કષ્ટ કરો, કેમકે હું તમને કહુંછું કે
ઘણા પેસવા ચાહાશે, પણ તેઓનું ચાલશે નહિ. જ્યારે ઘર- ૨૫
ધણી ઉઠીને બારણું બંધ કરશે, ને તમે બહાર ઉભા રહીને બારણું
ઠોકવા માડશો, ને કહેશો કે, પ્રભુ, પ્રભુ, અમારે સારૂ ઉઘાડ,
ને તે તમને ઉત્તર આપતાં કહેશે કે, હું તમને ઓળખતો નથી

૨૬ કે તમે ક્યાંના છો, ત્યારે તમે કહેવા લાગશો કે, અમે તારી
આગળ ખાધું પીધું હતું, ને તેં અમારા રસ્તાઓમાં ઉપદેશ
૨૭ કીધો હતો. અને તે કહેશે કે, હું તમને કહુંછું કે, હું તમને
ઓળખતો નથી કે તમે ક્યાંના છો; અન્યાય કરનારા, તમે
૨૮ સર્વે મારી પાસેથી જાઓ. જ્યારે તમે ઈબ્રાહીમને તથા
ઈસહાકને તથા યાકુબને તથા બધા ભવિષ્યવાદીઓને દેવના
રાજ્યમાં, ને પોતાને બહાર કહાડી મૂકાયલા જોશો, ત્યારે
૨૯ રડવું તથા દાંત પીસવું થશે. અને તેઓ પૂર્વે તથા પશ્ચિમથી
ને ઉત્તર તથા દક્ષિણથી આવશે, ને દેવના રાજ્યમાં બેસશે.
૩૦ અને જુઓ, જે છેહલા તેઓ પહેલા થશે, ને પહેલા તેઓ
છેહલા થશે.

૩૧ તે દહાડે કેટલાએક ફરોશીઓએ તેની પાસે આવીને કહ્યું કે,
હિયાંથી નિકળી જા, કેમકે હેરોદ તને મારીનાખવા ચાહેછે.
૩૨ અને તેણે તેઓને કહ્યું કે, તમે જઈને તે લોંકડાને કહો, જુઓ,
આજ તથા કાલ હું ભૂતોને કહાડુંછું, ને રોગમોચન કરૂંછું, ને
૩૩ ત્રીજે દહાડે હું પુરો કરાઈશ. તો પણ આજ તથા કાલે તથા
પરમ દહાડે મારે ચાલવું જોઈએ, કેમકે કોઈ ભવિષ્યવાદી
૩૪ યરૂશાલેમથી બહાર નાશ પામે એવું થઈ શકતું નથી. ઓ
યરૂશાલેમ, યરૂશાલેમ, ભવિષ્યવાદીઓને મારીનાખનાર તથા
તારી પાસે મોકલેલાઓને પત્થરે મારનાર, જેમ મરઘી પોતાનાં
બચ્ચાં પાંખોતળે એકઠાં કરેછે, તેમ મેં કેટલીવાર તારાં
૩૫ છોકરાંને એકઠાં કરવાનું ચાહ્યું, પણ તમે ચાહ્યું નહિ. જુઓ,
તમારૂં ઘર તમારે સારૂ ઉજડ મૂકાયું છે, ને હું તમને ખચીત
કહુંછું કે, તમે કહેશો કે પ્રભુને નામે જે આવેછે તે સ્તુતિમાન
છે, એવી વેળા આવે ત્યાં સુધી તમે મને જોશો નહિ.

૧૪ **અને** એમ થયું કે મુખ્ય ફરોશીઓના અધિકારીઓમાંના
એકને ઘેર વિશ્રામવારે તે રોટલા ખાવા જતો હતો, ત્યારે
૨ તેઓ તેના પર તાકી રહેતા હતા. અને, જુઓ, એક જલંદરી
૩ માણસ તેની આગળ હતો. અને ઈશુએ પંડિતોને તથા ફરોશી-

ઓને ઉત્તર આપતાં કહ્યું કે, વિશ્રામવારે સાજું કરવું ઉચિત
છે કે નહિ? ને તેઓ છાના રહ્યા, ને તેણે તેને લઈને સારો ૪
કીધો, ને તેને વિદાય કીધો. અને તેઓને ઉત્તર આપતાં કહ્યું ૫
કે, તમારામાંના કોઈનું ગધેડું અથવા બળદ ખાડામાં પડે, તો
તરત વિશ્રામવારે તેને નહિ કહાડે શું? ને એ વાતનું પ્રત્યુત્તર ૬
તેઓ તેને આપી શક્યા નહિ.

અને નહોતરેલાઓએ કેવી રીતે મુખ્ય આસનો પસંદ ૭
કીધાં, તે જોઈને તેણે તેઓને દૃષ્ટાંતે કહ્યું, કોઈ તને લગ્નમાં ૮
નહોતરે ત્યારે મુખ્ય આસન પર ન બેસ, રખે તારા કરતાં
કોઈ સન્માની તેણે નહોતરેલો હોય; ને જેણે તને તથા ૯
તેને નહોતરયા તે આવીને તને કહે કે, એને જગ્યા આપ,
એટલે તું લજવાઈને સહુથી નીચે ઠેકાણે જઈ બેસવા માંડશે.
પણ કોઈ તને નહોતરે ત્યારે સહુથી નીચે ઠેકાણે જઈ બેસ, કે ૧૦
જેણે તને નહોતરયો તે આવે, ત્યારે તે તને કહે કે, મિત્ર,
ઉપર આવ, ત્યારે તારી સાથે બેઠેલાઓની આગળ તને માન
થશે. કેમકે જે કોઈ પોતાને હંચો કરેછે તે નીચો કરાશે, ને જે ૧૧
પોતાને નીચો કરેછે તે હંચો કરાશે.

અને જેણે તેને નહોતરયો હતો તેને તેણે કહ્યું કે, જ્યારે તું ૧૨
જમણવાર કરે, ત્યારે તારા મિત્રોને, કે તારા ભાઈઓને,
કે તારા સગાઓને, કે શ્રીમંત પડોસીઓને ન બોલાવ, રખે
તેઓ તને પાછા નહોતરે, ને તને બદલો મળે. પણ જ્યારે તું ૧૩
મિજબાની કરેછે, ત્યારે દરિદ્રીઓને, ઠુંડાઓને, લંગડાઓને
તથા આંધળાઓને બોલાવ, ને તું ધન્ય થશે; કેમકે તને ૧૪
પાછું આપવાનું તેઓની પાસે કંઈ નથી, પણ ન્યાયીઓના
પુનરુત્થાનમાં તને પાછું અપાશે.

અને તેની સાથે બેઠેલાઓમાંના એકે એ વાત સાંભળીને કહ્યું ૧૫
કે, દેવના રાજ્યમાં જે રોટલી ખાશે તેને ધન્ય છે. ત્યારે તેણે ૧૬
તેને કહ્યું કે, કોઈએક માણસે મોટી જમણવાર કરી, ને ઘણાને
નહોતરયા. અને વાળાના વખતે તેણે પોતાના દાસને નહોતરે- ૧૭
લાની પાસે એમ કહેવા મોકલ્યો, કે આવો, હમણાં બધું તૈયાર

૧૮ થયું છે. અને સર્વે એક સંપથી બહાનું કહાડવા લાગ્યા;
પહેલાએ તેને કહ્યું કે, મેં ભુંઇ વેચાતી લીધી, મારે જઈને તે
જોવાની અગત્ય છે, હું તારી વિનંતી કરૂંછું કે મને માફ કર.
૧૯ અને બીજાએ કહ્યું કે, મેં પાંચ જોડ બળદ વેચાતા લીધા, ને
તેઓને પારખવા જાહુંછું, હું તારી વિનંતી કરૂંછું કે મને માફ કર.
૨૦ અને બીજાએ કહ્યું કે, હું બાયડીને પરણ્યો, માટે મારાથી અવાશે
૨૧ નહિ. પછી તે દાસે આવીને પોતાના ધણીને એ વાત કહી;
ત્યારે ઘરધણીએ ગુસ્સે થઈને પોતાના દાસને કહ્યું કે, શહેરના
રસ્તાઓમાં તથા ગલીઓમાં તરત જઈને દરિદ્રીઓને તથા
હુંડાઓને તથા લંગડાઓને તથા આંધળાઓને હિયાં તેડી
૨૨ લાવ. અને તે દાસે કહ્યું કે, સાહેબ, તારા હુકમ પ્રમાણે થયું,
૨૩ તો પણ હજી જગ્યા છે. અને ધણીએ દાસને કહ્યું કે, સડકને
રસ્તે તથા પગદંડે જઈને તેઓને આગ્રહ કરીને આણ, કે મારૂં
૨૪ ઘર ભરાઈ જાય. કેમકે હું તમને કહુંછું કે, જે માણસ નહો-
તરાએલા હતા તેઓમાંનો કોઈ મારૂં વાળું ચાખશે નહિ.

૨૫ અને ઘણા લોક તેની સાથે જતા હતા, ને તેણે ફરીને
૨૬ તેઓને કહ્યું કે, જો કોઈ મારી પાસે આવે, ને પોતાના બાપનો
તથા માનો તથા વહુનો તથા છોકરાંનો તથા ભાઈઓનો તથા
બહેનોનો તથા પોતાના જીવનો પણ દ્વેષ ન કરે, તો તે મારો
૨૭ શિષ્ય થઈ શકતો નથી. અને જે કોઈ પોતાનો વધસ્તંભ
ઉંચકીને મારી પાછળ આવતો નથી, તે મારો શિષ્ય થઈ
૨૮ શકતો નથી. કેમકે તમારામાંનો કોણ એવો છે કે, જો બુરૂજ
બાંધવા ચાહે, તો તે પહેલાં બેસીને ખરચ નહિ ગણશે શું, કે
૨૯ તે પુરો કરવા જેટલું મારી પાસે છે કે નહિ? રખે કદાપિ
પાયો નાખ્યા પછી તે પુરો કરી શકે નહિ; ત્યારે જે જુએ
૩૦ તેઓ સર્વે તેની મશ્કરી કરીને કહેવા લાગે કે, આ માણસે
૩૧ બાંધવા માડ્યું, પણ પુરૂં કરી શક્યો નહિ. અથવા કયો
રાજા એવો છે કે બિજા રાજાની સાથે લડાઈ કરવા જતો
હોય, તો તે પહેલાં બેસીને વિચાર નહિ કરશે શું, કે જે વીસ
હજાર લઈને મારી સામા આવેછે, તેને હું દસ હજારથી સામો

થઈ શકીશ કે નહિ? નહિ તો બીજો હજી ઘણો વેગળો છે, ૩૨
એટલામાં તે વકીલોને મોકલીને સલાહ કરવાનું માગશે. તે ૩૩
પ્રમાણે તમારામાંનો જે કોઈ પોતાની સર્વ વસ્તુઓનો ત્યાગ
કરતો નથી, તે મારો શિષ્ય થઈ શકતો નથી. મીઠું સારૂં છે, ૩૪
પણ જો મીઠું બેસ્વાદ હોય, તો શાથી ખારૂં કરાશે? તે ભુંઇને ૩૫
વાસ્તે, અથવા ખાતરને વાસ્તે યોગ્ય નથી; પણ તેને બહાર
નાખી દેછે; જેને સાંભળવાને કાન છે તેણે સાંભળવું.

૧૫ **અ**ને તેનું સાંભળવા સારૂ સઘળા દાણીઓ તથા પાપીઓ
તેની પાસે આવ્યા હતા. અને ફરોશીઓએ તથા શાસ્ત્રીઓએ ૨
માહોમાંહે કચકચ કરીને કહ્યું કે, આ માણસ પાપીઓનો
અંગીકાર કરેછે, ને તેઓની સાથે ખાયછે.
અને તેણે તેઓને આ દૃષ્ટાંત કહ્યું કે, તમારામાં એવું કયું ૩
માણસ હોય કે, જો તેને સો ઘેટાં હોય, ને તેઓમાંનું એક ૪
ખોયું હોય, તો તે રાનમાં નવ્વાણું મૂકીને ખોવાએલું જડે ત્યાં
લગી તેના શોધમાં નહિ જાય? ને તે તેને જડે ત્યારે તે હરખ ૫
કરીને પોતાની ખાંધ પર ચઢાવેછે. અને ઘેર આવીને મિત્રોને ૬
તથા પડોસીઓને બોલાવેછે, ને તેઓને કહેછે કે, મારી સાથે
હરખ કરો, કેમકે મારૂં ઘેટું ખોવાયું હતું તે મને જડયું. હું ૭
તમને કહુંછું કે, તેમ નવ્વાણું ન્યાયી જેઓને પસ્તાવાની
અગત્ય નથી, તેઓ કરતાં એક પાપી પસ્તાવો કરે તેના વિષે
આકાશમાં હરખ થશે.
અથવા કયી બાયડી એવી હોય કે જો તેને દસ અધેલી હોય, ૮
ને તેઓમાંની એક અધેલી ખોય, તો તે દીવો કરીને ઘર નહિ
વાળે, ને જડે ત્યાં લગી તેનો શોધ સારીપેઠે નહિ કરે? ને ૯
તે તેને જડે ત્યારે તે મિત્રોણો તથા પડોસીઓને બોલાવીને
કહેછે કે, મારી સાથે હરખ કરો, કેમકે જે અધેલી મેં ખોઈ
હતી, તે મને જડી. હું તમને કહુંછું કે તેમ એક પાપી પસ્તાવો ૧૦
કરે, તેના પર દેવના દૂતોની આગળ હરખ થાયછે.
અને તેણે કહ્યું કે, એક માણસને બે દીકરા હતા. અને ૧૧ ૧૨

તેઓમાંના નાનાએ બાપને કહ્યું કે, બાપ, સંપતનો પહોંચતો
૧૩ ભાગ મને આપ, ને તેણે તેઓને પુંજી વેહેંચી આપી. અને
થોડા દહાડા પછી નાનો દીકરો સઘળું એકઠું કરીને વેગળા દેશમાં
૧૪ ગયો, ને ત્યાં રંગભોગે પોતાની સંપત ઉડાવી નાખી. અને તેણે
બધું ખરચી નાખ્યું, ત્યાર પછી તે દેશમાં મોટો દુકાળ પડયો, ને
૧૫ તેને તંગી પડવા લાગી. અને તે જઈને તે દેશના વતનીઓમાંના
એકને ત્યાં રહ્યો, ને તેણે પોતાના ખેતરમાં ભુંડોને ચારવા સારૂ
૧૬ તેને મોકલ્યો. અને જે શિંગો ભુંડો ખાતાં હતાં તેમાંથી પોતાનું
પેટ ભરવાને તેની ઈચ્છા હતી, અને કોઈએ તેને આપ્યું નહિ.
૧૭ અને તે સાવચિત થયો ત્યારે તેણે કહ્યું કે, મારા બાપના કેટલા
મજુરોને પુશ્કળ રોટલા છે, પણ હું તો ભૂખે વિનાશ પામુંછું.
૧૮ હું ઉઠીને મારા બાપની પાસે જઈશ ને તેને કહીશ કે, બાપ,
૧૯ મેં આકાશસામા તથા તારી આગળ પાપ કીધું છે. અને હવે
તારો દીકરો કહેવાવા હું યોગ્ય નથી, મને તારા મજુરોમાંના
૨૦ એકના જેવો ગણ. અને તે ઉઠીને પોતાના બાપની પાસે ગયો,
ને તે હજી ઘણો વેગળો હતો ત્યારે તેના બાપે તેને દીઠો, ને તેને
કરૂણા આવી, ને તે દોડીને તેની કોટે વળગ્યો, ને તેને ચુંબન
૨૧ કીધું. અને દીકરાએ તેને કહ્યું કે, બાપ, મેં આકાશ સામા તથા
તારી આગળ પાપ કીધું છે, ને હવે તારો દીકરો કહેવાવા હું
૨૨ યોગ્ય નથી. પણ બાપે પોતાના દાસને કહ્યું કે, ઉત્તમ વસ્ત્ર
લઈ આવો, ને એને પહેરાવો, ને એને હાથે વીંટી ઘાલો, ને
૨૩ પગમાં જોડા પહેરાવો. અને પાળેલા વાછરડાને લાવીને કાપો,
૨૪ ને આપણે ખાઈને આનંદ કરીએ. કેમકે આ મારો દીકરો
મુઓ હતો, ને પાછો જીવતો થયો છે, ને ખોવાયલો હતો, ને
૨૫ જડયો છે; ને તેઓ આનંદ કરવા લાગ્યા. અને તેનો વડો
દીકરો ખેતરમાં હતો, ને તે આવતાં ઘરની પાસે પહોંચ્યો,
૨૬ ત્યારે તેણે રાગ તથા નાચ સાભળ્યા. અને તેણે ચાકરોમાંના
૨૭ એકને બોલાવીને પુછયું કે, આ શું છે? ને તેણે તેને કહ્યું કે,
તારો ભાઈ આવ્યો છે, ને તારા બાપે પાળેલા વાછરડાને
૨૮ કપાવ્યો, કેમકે તે તેને સહીસલામત પાછો મળ્યો છે. પણ તે

ગુસ્સે થયો, ને માંહે આવવાની તેની ખુશી નહોતી, માટે તેના
બાપે બહાર આવીને તેને સમજાવ્યો. પણ તેણે ઉત્તર ૨૯
આપતાં બાપને કહ્યું કે, જો, આટલાં વર્ષ હું તારી ચાકરી
કરૂંછું, ને તારી આજ્ઞા મેં કદી ઉલ્લંઘી નથી, તો પણ મારા
મિત્રોની સાથે ખુશી કરવાને, તેં મને બોકડિયું પણ કદી નહોતું
આપ્યું. પણ આ તારો દીકરો જેણે કસબેણોની સાથે તારી ૩૦
સંપત ખાઈ નાખી, તેના આવતાંજ તેં તેને સારૂ પાળેલા
વાછરડાને કપાવ્યો. અને તેણે કહ્યું, દીકરા, તું મારી સાથે ૩૧
નિત્ય છે, ને મારૂં સઘળું તારૂં છે. આપણે તો ખુશી થવું તથા ૩૨
હરખ કરવો જોઈતો હતો, કેમકે આ તારો ભાઈ મુઓ હતો,
ને પાછો જીવતો થયો છે, ને ખોવાયલો હતો, ને જડયો છે.

અને તેણે પોતાના શિષ્યોને એ પણ કહ્યું કે, એક શ્રીમંત ૧૬
માણસ હતો, જેને એક કારભારી હતો, ને એ તેનો માલ
ઉડાવી નાખેછે, એવો બટ્ટો એના પર તેની આગળ મૂકાયો.
અને તેણે તેને બોલાવીને કહ્યું કે, તારા સંબંધી મેં સાંભળ્યું ૨
તે શું છે? તારા કારભારનો હિસાબ આપ, કેમકે હવેથી તું
કારભારી થઈ શકશે નહિ. અને કારભારીએ પોતાના મનમાં ૩
કહ્યું કે, હું શું કરૂં? કેમકે મારો ધણી મારી પાસેથી કારભાર
પાછો લેછે, મને ખોદવાની શક્તિ નથી, ને ભિક્ષા માગતાં હું
લજવાઉંછું. હું કારભારથી કહાડી મૂકાઈશ ત્યારે એઓ ૪
પોતાનાં ઘરોમાં મારો આવકાર કરે, માટે શું કરવું તેની મને
સુજ પડેછે. ત્યારે તેણે પોતાના ધણીના રૂણીઓમાંના એક- ૫
એકને બોલાવીને પહેલાને કહ્યું કે, મારા ધણીનું તારે કેટલું રૂણ
છે? ને તેણે કહ્યું કે, સો માપ તેલ; ને તેણે તેને કહ્યું કે, તારૂં ૬
ખત લે, ને વહેલો બેસીને પચાસ લખ. પછી તેણે બીજાને ૭
કહ્યું કે, તારે કેટલું રૂણ છે? ને તેણે કહ્યું કે, સો માપ ઘઉં; ને
તેણે તેને કહ્યું કે, તારૂં ખત લે ને એંશી લખ. અને તે ધણીએ ૮
અન્યાયી કારભારીને વખાણ્યો, કારણ કે તેણે બુદ્ધિનું કામ
કીધું હતું. કેમકે આ જગતના દીકરા પોતાના કાળમાં અજ-

૯ વાળાના દિકરા કરતાં બુદ્ધિવંત હોયછે. અને હું તમને કહુંછું કે,
અન્યાયીપણાના દ્રવ્યવડે પોતાને સારૂ મિત્રો કરો, કે જ્યારે
૧૦ તે થઈ રહે, ત્યારે તેઓ નિરંતર માંડવાઓમાં તમને લે. જે
થોડામાં વિશ્વાસુ છે તે ઘણામાં પણ વિશ્વાસુ છે, ને જે
૧૧ થોડામાં અન્યાયી છે તે ઘણામાં પણ અન્યાયી છે. માટે જો
અન્યાયી દ્રવ્યમાં તમે વિશ્વાસુ નહિ થયા, તો ખરૂં તમને કોણ
૧૨ સોંપશે? ને જો તમે પરાયામાં વિશ્વાસુ નહિ થયા, તો જે
૧૩ તમારૂં તે કોણ તમને સોંપશે? કોઈ ચાકર બે ધણીઓની
ચાકરી કરી શકતો નથી. કેમકે તે એકનો દ્વેષ કરશે, ને
બીજાપર પ્રેમ કરશે, અથવા તે એકને વળગી રહેશે, ને
બીજાને તુચ્છ કરશે; દેવની તથા દ્રવ્યની ચાકરી તમે કરી
નથી શકતા.

૧૪ અને ફરોશીઓ જે દ્રવ્યલોભી હતા તેઓએ એ સઘળી
૧૫ વાતો સાંભળીને તેનો તુચ્છકાર કીધો. અને તેણે તેઓને કહ્યું
કે, તમે માણસોની આગળ પોતાને ન્યાયી દેખાડનારા છો,
પણ દેવ તમારાં અંતઃકરણ જાણેછે, કેમકે માણસમાં જે
૧૬ ઉત્તમ ગણેલું છે તે દેવની આગળ અમંગળ છે. નિયમશાસ્ત્ર
તથા ભવિષ્યવાદીઓં યોહાન લગી હતા, ત્યારથી દેવના
રાજ્યની સુવાર્ત્તા પ્રગટ કરાયછે, ને હરેક તેમાં બલાત્કારે
૧૭ પેસેછે. અને શાસ્ત્રનો એક કાનો માત્રા ટળે, તે કરતાં આકાશ
૧૮ તથા પૃથ્વીને ટળી જવું સેહેલ છે. જે પોતાની બાયડીને
છોડીને બીજીને પરણેછે, તે વ્યભિચાર કરેછે; ને વરે છોડેલી
બાયડીને જે પરણે તે વ્યભિચાર કરેછે.

૧૯ અને એક શ્રીમંત માણસ હતો, ને તે કીરમજી તથા કુમાશી
૨૦ વસ્ત્ર પહેરતો હતો, ને નિત્ય ઘણો સુખભોગ કરતો હતો. અને
લાજરસ નામે એક દરિદ્રી જેના આખા શરીરે ફોલ્લા હતા, તે
૨૧ તેના દરવાજા આગળ પડેલો હતો. અને શ્રીમંતની મેજ પરના
પડેલા કકડા એ તે પેટ ભરવા ચાહાતો હતો, વળી કુતરાં આવીને
૨૨ તેના ફોલ્લા ચાટતાં હતાં. અને એમ થયું કે તે દરિદ્રી મરીગયો,
ને દૂતોથી ઈબ્રાહીમની સોડમાં લઈ જવાયો, ને શ્રીમંત પણ

મરીગયો ને દટાયો. અને હાડેશમાં પીડા ભોગવતાં તેણે ૨૩
પોતાની આંખો ઉંચી કરીને વેગળેથી ઈબ્રાહીમને તથા તેની
સોડમાં લાજરસને દીઠો. અને તેણે ઘાંટો પાડીને કહ્યું કે, ૨૪
ઈબ્રાહીમ બાપ, મારા પર દયા કર, ને લાજરસને મોકલ, કે
તે પોતાની આંગળીનું ટેરવું પાણીમાં બોળીને મારી જીભને થંડી
કરે, કેમકે આ બળતામાં હું વેદના પામુંછું. પણ ઈબ્રાહીમે કહ્યું, ૨૫
દીકરા, તું સંભાર કે તારા જીવનમાં તું તારાં સારાં વાનાં
પામતો હતો, ને લાજરસ ભુંડાં વાનાં; તે તો હમણાં હિયાં
દિલાસો પામેછે, ને તું વેદના પામેછે. અને એ સર્વ ઉપરાંત ૨૬
અમારી તથા તમારી વચમાં મોટી ખાઈ પડેલી છે, એ માટે
કે જેઓ હિયાંથી તમારી પાસે પાર આવવા ચાહે, તેઓ આવી
નથી શકતા, ને ત્યાંથી તેઓ અમારી પાસે પાર આવે નહિ.
અને તેણે કહ્યું કે, બાપ, હું તારી વિનંતી કરૂછું કે, તેને મારા ૨૭
બાપને ઘેર મોકલ, કેમકે મારા પાંચ ભાઈઓ છે; એ માટે કે ૨૮
તે તેઓને શાહેદી આપે, રખે તેઓ પણ આ પીડાને ઠેકાણે
આવે. ઈબ્રાહીમ તેને કહેછે કે, તેઓની પાસે મુસા તથા ૨૯
ભવિષ્યવાદીઓ છે, તેઓનું તેઓ સાંભળે. અને તેણે કહ્યું કે, ૩૦
ઈબ્રાહીમ બાપ, એમ નહિ, પણ જો કોઈ મુએલાંમાંથી
તેઓની પાસે જશે, તો તેઓ પસ્તાવો કરશે. ને તેણે તેને ૩૧
કહ્યું કે, જો મુસા તથા ભવિષ્યવાદીઓનું તેઓ નહિ સાંભળે,
તો કદાપિ કોઈ મુએલાંમાંથી ઉઠે, તો પણ તેઓ માનશે નહિ.

અને તેણે શિષ્યોને કહ્યું કે, ઠોકરો ન આવે એ બની શકતું ૧૭
નથી. પણ જેનાથી તે આવેછે તેને અફસોસ છે. કોઈ આ નાના- ૨
ઓમાંના એકને ઠોકર ખવાડે, એ કરતાં તેને એ સારૂં છે કે
તેની કોટે ઘંટીનું પડ બંધાય, ને સમુદ્રમાં તે નંખાય. તમે ૩
પોતાને સંભાળો, જો તારો ભાઈ તારો અપરાધ કરે, તો તેને
ઠપકો દે, ને જો તે પસ્તાવો કરે તો તેને માફ કર. અને જો તે એક ૪
દહાડામાં સાત વાર તારો અપરાધ કરે, ને એક દહાડામાં સાત
વાર તારી ગમ ફરીને કહે કે, હું પસ્તાઉંછું, તો તેને માફ કર.

૫ અને પ્રેરિતોએ પ્રભુને કહ્યું કે, અમારો વિશ્વાસ વધાર.
૬ અને પ્રભુએ કહ્યું કે, જો તમારો વિશ્વાસ પીલુના બીજ જેટલો
હોત, તો તમે આ ગુલ્લર ઝાડને કહેત કે, તું ઉખડ, ને સમુદ્રમાં
૭ રોપા, તો તે તમારૂં માનત. અને તમારામાંનો એવો કોણ, કે
તેનો દાસ ખેડતો અથવા ચારતો હોય, ને તે ખેતરમાંથી
૮ આવે ત્યારે તેને કહે કે, હમણાંજ આવીને જમવા બેસ; એ
કરતાં, શું તે એમ નહિ કહેશે કે, મારૂં વાળું સિદ્ધ કર, ને કમ્મર
બાંધીને હું ખાઉં પીઉં, ત્યાં સુધી મારી સેવા કર, ત્યાર પછી તું
૯ ખાજે પીજે? તે દાસે આજ્ઞા પુરી કીધી માટે તેનો ઉપકાર
૧૦ માનેછે શું? હું જાણુંછું કે ના. તેમ જે આજ્ઞા તમને આપેલી છે
તે સર્વે પુરી કીધા પછી તમે એમ કહો કે, અમે નિષ્ફળ દાસો
છિયે, કેમકે જે અમારે કરવું જોઈતું હતું તેજ અમે કરયું.

૧૧ અને એમ થયું કે યરૂશાલેમ જતાં તે સમારીઆ તથા ગાલીલની
૧૨ વચમાં થઈને જતો હતો. અને એક ગામમાં તે પેસતો હતો,
એટલે દસ કહોડિયા માણસ તેને સામા મળ્યા, જેઓએ
૧૩ વેગળા ઉભા રહી ઘાંટો પાડીને કહ્યું કે, ઈશુ સ્વામી, અમારા
૧૪ પર દયા કર. અને તેઓને જોઈને તેણે કહ્યું કે, તમે જાઓ,
ને યાજકોની આગળ પોતાને દેખાડો; ને એમ થયું કે તેઓ
૧૫ જતા હતા, એટલામાં તેઓ શુદ્ધ કરાયા. અને તેઓમાંનો એક
પોતે સારો થયો, એવું જોઈને, મોટે ઘાંટે દેવની સ્તુતિ કરતો
૧૬ પાછો ફરયો. અને તેના પગ આગળ ઉંધો પડીને તેણે તેનો
૧૭ ઉપકાર માન્યો; ને તે સમરૂની હતો. અને ઇશુએ ઉત્તર
આપતાં કહ્યું કે, શું દસ જણ શુદ્ધ કરાયા નહોતા? તો બીજા
૧૮ નવ કયાં છે? દેવને મહિમા આપવાને પાછો ફરે, એવો આ
૧૯ પરદેશી વિના કોઇ મળે નહિ. અને તેણે તેને કહ્યું કે, ઉઠીને
ચાહ્યો જા, તારા વિશ્વાસે તને બચાવ્યો.

૨૦ અને ફરોશીઓએ તેને પુછયું કે, દેવનું રાજ્ય ક્યારે આવશે?
ત્યારે તેણે તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, દેવનું રાજ્ય પ્રગટ રીતે
૨૧ નથી આવતું. અને એમ નહિ કહેશે, કે જુઓ તે હિયાં છે, અથવા
તે ત્યાં છે, કેમકે જુઓ દેવનું રાજ્ય તમારા મધ્યે છે.

અને તેણે શિષ્યોને કહ્યું કે, એવા દહાડા આવશે કે ૨૨
માણસના દીકરાના દિવસોમાંના એકને તમે જોવા ચાહાશો,
પણ તમે જોશો નહિ. અને તમને કહેશે કે હિયાં જુઓ, અથવા ૨૩
ત્યાં જુઓ, પણ તમે જતા ના, ને પાછળ લાગતા ના. કેમકે ૨૪
વીજળી એક દિશાથી ચમકતી, આકાશતળે બીજી દિશા સુધી
પ્રકાશેછે, તેમ માણસનો દીકરો પોતાના દિવસમાં થશે. પણ ૨૫
પહેલાં તેણે ઘણું સહેવું, ને આ પહેડીના લોકથી નાપસંદ થવું
જોઈએ. અને જેમ નુહના દિવસોમાં થયું, તેમ માણસના ૨૬
દીકરાના દિવસોમાં થશે. નુહ વહાણમાં પેઠો ને જલપ્રલયે ૨૭
આવીને બધાનો વિનાશ કરયો તે દિવસ લગી તેઓ ખાતા,
પીતા, પરણતા, પરણાવતા હતા. અને લુતના દિવસોમાં તેઓ ૨૮
ખાતા પીતા, વેચાતું લેતા આપતા, રોપતા, બાંધતા હતા, પણ ૨૯
લુત સદોમમાંથી નિકળ્યો તે દિવસે આગ તથા ગંધક આકા-
શમાંથી વરસ્યાં, ને બધાનો વિનાશ કરયો; જે દિવસે માણસનો ૩૦
દીકરો પ્રગટ થશે તે દિવસે તે પ્રમાણે થશે. તે દિવસે ૩૧
જે ધાબા પર હશે, તેનો સામાન ઘરમાં હોય, તો તે લેવા
સારૂ તેણે ઉતરવું નહિ, ને જે ખેતરમાં હશે તેણે પણ પાછળ
ફરવું નહિ. લુતની વહુને સંભારો. જે કોઈ પોતાનો જીવ ૩૨ ૩૩
બચાવવા ચાહાશે, તે તેને ખોશે, ને જે કોઈ તેને ખોશે તે
તેને જીવતો રાખશે. હું તમને કહુંછું, કે તે રાત્રે એક ખાટલા ૩૪
પર બે જણ હશે, એક લઈ લેવાશે, ને બીજો પડતો મૂકાશે. બે ૩૫
દળતી હશે, એક લઈ લેવાશે ને બીજી પડતી મૂકાશે. ખેતરમાં ૩૬
બે જણ હશે, એક લેવાશે ને બીજો પડતો મૂકાશે. અને ૩૭
તેઓએ તેને ઉત્તર આપતાં કહ્યું કે, પ્રભુ, ક્યાં? ને તેણે
તેઓને કહ્યું કે, જ્યાં મુડદું હશે ત્યાં ગીધો એકઠાં થશે.

સર્વદા પ્રાર્થના કરવી જોઈએ, ને તેમાં થાકવું નહિ, તે ૧૮
સંબંધી તેણે એક દ્રષ્ટાંત તેઓને કહ્યું કે, એક શહેરમાં એક ૨
ન્યાયાધીશ હતો, જે દેવથી બિહીતો ન હતો, ને માણસને
ગણકારતો ન હતો. અને તે શહેરમાં એક વિધવા હતી, ને તે ૩

તેની પાસે આવીને કહેતી કે, મારા વાદીની પાસેથી મને બદલો
૪ અપાવ. અને કેટલીએક વાર લગી તે ઇચ્છતો ન હતો, ત્યાર
પછી તેણે પોતાના મનમાં કહ્યું કે, જો કે હું દેવથી બિહીતો નથી,
૫ ને માણસને ગણકારતો નથી, તો પણ આ વિધવા મને
તસ્દી દેછે, માટે હું તેને બદલો અપાવીશ, રખે તે વારે વારે
૬ આવીને મને થકવે. અને પ્રભુએ કહ્યું કે, સાંભળો, તે અન્યાયી
૭ ન્યાયાધીશ શું કહેછે? તો દેવ પોતાના પસંદ કરેલા, જેઓ
તેની આગળ રાત દહાડો હાંક મારેછે, ને જેઓ વિષે તે
૮ ખામોશી રાખેછે, તેઓનો બદલો નહિ વાળશે શું? હું તમને
કહુંછું કે તે તરત તેઓનો બદલો વાળશે. પરંતુ માણસનો
દીકરો આવશે, ત્યારે તેને પૃથ્વી પર વિશ્વાસ મળશે શું?

૯ અને કેટલાએક પોતા વિષે અભિમાન રાખતા હતા કે અમે
ન્યાયી છિયે, ને બીજાઓને તુચ્છ કરતા હતા, તેઓને તેણે
૧૦ આ દૃષ્ટાંત કહ્યું કે, બે માણસ પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં
૧૧ ગયા, એક ફરોશી ને બીજો દાણી. ફરોશીએ ઉભા રહીને
પોતામાં એ પ્રાર્થના કરી કે, ઓ દેવ, બીજા માણસોના જેવો
જુલમી, અન્યાયી, વ્યભિચારી અથવા આ દાણીના જેવો હું
૧૨ નથી, માટે હું તારી સ્તુતિ કરૂંછું. અઠવાડિયે બે વાર હું ઉપવાસ
૧૩ કરૂંછું, ને મારી બધી પુંજીનો દસમો ભાગ આપુંછું. પણ દાણીએ
વેગળા ઉભા રહીને પોતાની આંખો પણ આકાશની ગમ ઉંચી
કરવા ન ચાહ્યું, પણ પોતાની છાતી કુટીને કહ્યું કે, ઓ દેવ, હું
૧૪ પાપી પર દયા કર. હું તમને કહુંછું કે, પેલા કરતાં એ ન્યાયી
ઠરાવાઇને પોતાને ઘેર ગયો, કેમકે જે કોઇ પોતાને ઉંચો કરે તે
નીચો કરાશે, ને જે પોતાને નીચો કરે તે ઉંચો કરાશે.

૧૫ અને તેઓ તેની પાસે બાળકોને લાવ્યા કે, તે તેઓને અડકે,
૧૬ ને શિષ્યોએ જોઇને તેઓને ધમકાવ્યા. પણ ઇસુએ તેઓને
બોલાવીને કહ્યું કે, છોકરાંને મારી પાસે આવવા દેઓ, ને તેઓને
૧૭ વારો મા, કેમકે દેવનું રાજ્ય એવાંનું છે. હું તમને ખચીત
કહુંછું કે, બાળકની પઠે જે કોઇ દેવનું રાજ્ય નહિ લે, તે તેમાં
નહિજ પેસશે.

અને એક અધિકારીએ તેને પુછતાં કહ્યું કે, ઉત્તમ ઉપદેશક, ૧૮
અનંત જીવનનો વારસો પામવાને હું શું કરૂં? ને ઈશુએ તેને ૧૯
કહ્યું કે, તું મને ઉત્તમ કેમ કહેછે? એક એટલે દેવ તે વિના
ઉત્તમ કોઈ નથી. આજ્ઞાઓ તું જાણેછે કે, વ્યભિચાર ન કર, ૨૦
હત્યા ન કર, ચોરી ન કર, જુઠી શાહેદી ન પુર, તારાં માબાપને
માન આપ. તેણે કહ્યું કે, એ બધું તો હું મારા નાનપણથી ૨૧
પાળતો આવ્યો છું. અને ઈશુએ એ સાંભળીને કહ્યું કે, ૨૨
તારામાં હજી એક વાત અધુરી છે, જે તારૂં હોય તે બધું વેચ,
ને દરિદ્રીઓને આપી દે, ને આકાશમાં તને દ્રવ્ય મળશે, ને
ચાલ, મારી પાછળ આવ. પણ એ સાંભળીને તે શોકાતુર ૨૩
થયો, કેમકે તે અતિ શ્રીમંત હતો. અને ઈશુએ તેને શોકાતુર ૨૪
થએલો જોઈને કહ્યું કે, જેઓની પાસે સંપત છે, તેઓને દેવના
રાજ્યમાં જવું કેવું અઘરૂં છે! કેમકે શ્રીમંતને દેવના રાજ્યમાં ૨૫
જવું, તે કરતાં ઉંટને સોયના નાકામાં થઈને જવું સેહેલ છે? અને ૨૬
તેઓએ સાંભળીને કહ્યું કે, તો કોણ તારણ પામી શકે? ને ૨૭
તેણે કહ્યું કે, માણસથી જે થઈ શકતું નથી તે દેવથી થઈ શકે.
અને પીતરે કહ્યું કે, જુઓ, અમે બધું મૂકીને તારી પાછળ ૨૮
આવ્યા છિયે. અને તેણે તેઓને કહ્યું કે, હું તમને ખચીત ૨૯
કહુંછું કે, જે કોઈએ ઘરને કે માબાપને, ભાઈઓને કે વહુને, કે
છોકરાંને દેવના રાજ્યને લીધે મૂકયાં હશે, તે આ કાળમાં બહુ ૩૦
ઘણું તથા આવનાર કાળમાં અનંત જીવન પામ્યા વિના
રહેશે નહિ.

અને તેણે બારેને બોલાવી તેઓને કહ્યું કે, જુઓ, આપણે ૩૧
યરૂશાલેમ જઈયેછિયે, ને માણસના દીકરા સંબંધી ભવિષ્ય-
વાદીઓથી જે લખાયલું છે તે સર્વ પુરૂં કરાશે. કેમકે તે ૩૨
વિદેશીઓને સ્વાધીન કરાશે, ને તેઓ તેની મશ્કરી કરશે, ને
અપમાન કરશે, ને તેના પર થુંકશે, ને કોરડા મારીને તેને ૩૩
મારીનાખશે, ને ત્રીજે દહાડે તે પાછો ઉઠશે. અને એમાંનું ૩૪
તેઓ કંઈ સમજ્યા નહિ, ને આ વાત તેઓથી ગુપ્ત રહી, ને જે
કહેલું હતું તે તેઓએ જાણ્યું નહિ.

૩૫ અને એમ થયું કે તે યરીખો પાસે આવતો હતો, ત્યારે
૩૬ માર્ગની કોરે ભીખ માગતો એક આંધળો બેઠો હતો. અને
૩૭ લોકોને જતા સાંભળીને તેણે પુછયું કે, આ શું છે? ને તેઓએ
૩૮ તેને કહ્યું કે, ઈશુ નાઝારી જાયછે. અને તેણે બૂમ પાડીને કહ્યું કે,
૩૯ ઓ ઈશુ, દાવુદના પુત્ર, મારા પર દયા કર. અને જેઓ આગળ
જતા હતા તેઓએ તેને ધમકાવ્યો, કે છાનો રહે; ને તેણે વિશેષ
૪૦ ઘાંટો પાડીને કહ્યું કે, દાવુદના દીકરા, મારા પર દયા કર. અને
ઈશુએ ઉભા રહીને તેને પોતાની પાસે લાવવાને હુકમ કીધો;
૪૧ ને તે પાસે આવ્યો, ત્યારે તેણે તેને પુછીને કહ્યું કે, તું શું ચાહેછે
કે હું તે તારે વાસ્તે કરૂં? ને તેણે કહ્યું કે, પ્રભુ, હું દેખતો થાઉં.
૪૨ અને ઈશુએ તેને કહ્યું કે, તું દેખતો થા. તારા વિશ્વાસે તને
૪૩ બચાવ્યો છે. અને તરત તે દેખતો થયો, ને દેવનો મહિમા કરતો
તે તેની પાછળ ચાલ્યો, ને બધા લોકે જોઈને દેવની સ્તુતિ કીધી.

**૧૯** **અ**ને તે યરીખોમાં થઈને જતો હતો. અને જુઓ, જાખી
૨ નામે એક પુરૂષ હતો, ને તે મુખ્ય દાણી હતો, ને શ્રીમંત હતો.
૩ અને તે ઈશુને જોવા ચાહાતો કે તે કોણ છે, પણ ભીડને
૪ લીધે તે જોઈ શકયો નહિ; કેમકે તે ઠીંગણો હતો. અને આગળ
દોડીને તેને જોવા સારૂ ગુલ્લર ઝાડ પર તે ચડયો, કેમકે તે
૫ ત્યાં થઈને જવાનો હતો. અને તે જગ્યાએ આવીને ઈશુએ
ઉંચું જોઈને તેને દીઠો, ને તેને કહ્યું કે, જાખી, તું વહેલો ઉતર,
૬ કેમકે આજ તારે ઘેર મારે ઉતરવું છે. અને તે વહેલો ઉતર્યો,
૭ ને આનંદ કરીને તેનો આવકાર કીધો. અને સઘળાએ જોઈને
બડબડ કરીને કહ્યું કે, તે પાપી માણસને ત્યાં પરોણો રહ્યો છે.
૮ અને જાખીએ ઉભા રહીને પ્રભુને કહ્યું કે, પ્રભુ, જુઓ, હું મારી
સંપતનો અરધો ભાગ દરિદ્રીઓને આપુંછું, ને જો મેં કોઈનો
૯ અન્યાય કીધો હોય, તો હું ચોગણું પાછું આપુંછું. અને ઈશુએ
તેને કહ્યું કે, આજ આ ઘરનાને તારણ થયું છે, કારણ કે તે
૧૦ પણ ઈબ્રાહીમનો દીકરો છે. કેમકે ખોવાયલું શોધવા તથા
તારવા સારૂ માણસનો દીકરો આવ્યો છે.

અને તેઓ આ વાતો સાંભળતા હતા, ત્યારે તેણે એક ૧૧
દૃષ્ટાંત પણ કહ્યું, કેમકે તે યરૂશાલેમ પાસે આવ્યો હતો, ને
તેઓ એમ ધારતા હતા, કે દેવનું રાજ્ય હમણાંજ પ્રસિદ્ધ
થશે. ત્યારે તેણે કહ્યું કે, એક કુલીન માણસ પોતાને સારૂ ૧૨
રાજ્ય લેવાને તથા પાછો આવવાને માટે વેગળે દેશ ગયો. અને ૧૩
તેણે પોતાના દસ ચાકરોને બોલાવીને તેઓને દસ મહોર આપી,
ને તેઓને કહ્યું કે, હું આવું ત્યાં લગી કામે લગાડો. અને ૧૪
તેના શહેરીઓ તેનો દ્વેષ કરતા હતા, ને તેની પાછળ વકીલોને
મોકલીને કહેવાડયું કે, તું અમારા પર રાજ્ય કરે એવું અમે
ચાહાતા નથી. અને એમ થયું કે તે રાજ્ય લઈને પાછો આવ્યો, ૧૫
ત્યારે જે ચાકરોને તેણે નાણું આપ્યું હતું, તેઓને પોતાની પાસે
બોલાવવાનું કહ્યું, એ માટે કે હરેક શું શું કમાયો, એ તે જાણે.
ત્યારે પહેલાએ આવીને કહ્યું કે, સાહેબ, તારી એક મહોરની ૧૬
બીજી દસ મહોર પેદા થઈ. અને તેણે કહ્યું કે શાબાશ, ભલા ૧૭
ચાકર, તું થોડામાં વિશ્વાસુ થયો, તું દસ શહેરો પર અધિકાર
રાખ. અને બીજાએ આવીને કહ્યું કે, સાહેબ, તારી એક ૧૮
મહોરની પાંચ મહોર પેદા થઈ. અને તેણે તેને પણ કહ્યું કે તું ૧૯
પણ પાંચ શહેરો પર થા. અને બીજાએ આવીને કહ્યું કે, ૨૦
સાહેબ, જો, તારી મહોર આ રહી, મેં રૂમાલમાં તે બાંધી
રાખી, કારણ કે હું તારાથી બિહીધો, કેમકે તું કઠણ માણસ ૨૧
છે, જે તેં મૂકયું નહિ તે તું ઉઠાવેછે, ને જે તેં વાવ્યું નહિ, તે તું
કાપેછે. અને તેણે તેને કહ્યું, ઓ ભુંડા ચાકર, તારા મહોથી હું ૨૨
તારો ન્યાય ઠરાવીશ ; હું કઠણ માણસ છું, જે મૂકયું નહિ તે
હું ઉઠાવુંછું, ને જે વાવ્યું નહિ તે કાપુંછું, તું એમ ધારતો હતો;
માટે સાહુકારીમાં મારૂં નાણું કેમ નહોતું આપ્યું, કે હું આવીને ૨૩
વ્યાજ સુદ્ધાં મારૂં પામત? પછી જે પાસે ઉભા હતા તેઓને ૨૪
તેણે કહ્યું કે, તેની પાસેથી તે મહોર લઈ લો, ને જેની પાસે દસ
મહોર છે તેને આપો. અને તેઓએ તેને કહ્યું કે, સાહેબ, તેની ૨૫
પાસે દસ મહોર છે. કેમકે હું તમને કહુંછું કે, જેની પાસે છે, ૨૬
તેને અપાશે, ને જેની પાસે નથી તેનું જે છે તે પણ તેની પાસેથી

૨૭ લઈ લેવાશે. પરંતુ આ મારા વૈરીઓ, જેઓની ઈચ્છા
નહોતી કે હું તેઓ પર રાજ્ય કરૂં, તેઓને હિયાં લાવો, ને
૨૮ મારી આગળ મારીનાખો. અને એમ કહ્યા પછી તે યરૂશાલેમ
ભણી ચાલતો આગળ ગયો.
૨૯ અને તે બેથફાગી તથા બેથાની પાસે જૈતુન કહેવાએલા
પહાડ આગળ આવ્યો, ત્યારે તેણે પોતાના શિષ્યોમાંના
૩૦ બેને એમ કહીને મોકલ્યા કે, સામા ગામમાં જાઓ, ને તેમાં
પેસતાંજ એક ગધેડાનું બચ્ચું તમને મળશે, જે પર કોઈ માણસ
૩૧ કદી બેઠો નથી, તેને છોડી લાવો. અને જો કોઈ તમને પુછે કે,
૩૨ કેમ છોડોછો? તો તેને એમ કહો કે, પ્રભુને તેનો ખપ છે. અને
જેઓ મોકલાયલા હતા તેઓ ગયા, ને જેમ તેઓને કહ્યું હતું તેમ
૩૩ તેઓને મળ્યું. અને બચ્ચું છોડતા હતા ત્યારે તેના ધણીઓએ
૩૪ તેઓને કહ્યું કે, તમે બચ્ચું કેમ છોડોછો? અને તેઓએ કહ્યું
૩૫ કે, પ્રભુને તેનો ખપછે. અને તેને ઈશુની પાસે લાવ્યા ને બચ્ચા
૩૬ પર પોતાનાં લુગડાં નાખીને ઈશુને બેસાડયો. અને તે જતો હતો
૩૭ ત્યારે તેઓએ પોતાનાં લુગડાં માર્ગે પાથરયાં. અને તે જૈતુન
પહાડના ઢાળ પાસે આવી પહોંચ્યા, ત્યારે જે પરાક્રમી
કામો જોયાં હતાં, તે સઘળાંને લીધે શિષ્યોનો આખો જથો
મોટે ઘાંટે હર્ષ કરીને દેવની સ્તુતિ કરતાં કહેવા લાગ્યો કે,
૩૮ પ્રભુને નામે જે રાજા આવેછે તે સ્તુતિમાન છે; આકાશમાં
૩૯ શાંતિ તથા પરમ ઉંચામાં મહિમા. અને લોકમાંથી ફરોશી-
ઓમાંના કેટલાએકે તેને કહ્યું કે, ઉપદેશક, તારા શિષ્યોને
૪૦ ધમકાવ. અને તેણે તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, હું તમને
કહુંછું કે, જો એઓ છાના રહે, તો આ પત્થરો ઘાંટો પાડે.
૪૧ અને તે પાસે આવ્યો ત્યારે શહેરને જોઈને તે વિષે રડયો.
૪૨ ને કહ્યું કે, જો તારી શાંતિ સંબંધીનું આ તારે દિવસે તેં જાણ્યું
હોત, તો કેવું સારૂં! પણ હમણાં તે તારી આંખોથી ઢંકાયું છે,
૪૩ કેમકે તારા ઉપર એવા દિવસો આવશે કે તારા વૈરીઓ તારી
સામા પાળ બાંધશે, ને તને ઘેરો ઘાલશે, ને ચારેગમથી તને
૪૪ સંકડાવશે. અને તેઓ તને તથા તારામાં તારાં છોકાંને જમીન-

દોસ્ત કરશે, ને તેઓ તારામાં પત્થર પર પત્થર રહેવા દેશે
નહિ, એને લીધે કે તારી કૃપાદૃષ્ટિનો સમય તેં જાણ્યો નહિ.
અને તે મંદિરમાં ગયો ને તેમાં જે વેચતા તથા વેચાતું લેતા ૪૫
હતા, તેઓને કહાડી મૂકવા લાગ્યો, ને તેઓને કહ્યું કે, એમ ૪૬
લખ્યું છે કે, "મારૂં ઘર પ્રાર્થનાનું ઘર છે," પણ તમે તેને
લુટારાની ગુફા કીધી છે.
અને તે નિત્ય મંદિરમાં ઉપદેશ કરતો હતો, ને મુખ્ય ૪૭
યાજકોએ તથા શાસ્ત્રીઓએ તથા લોકમાંના મુખ્યોએ તેને
મારી નાખવા શોધ્યું. અને શું કરવું તે તેઓને સુજ્યું નહિ, ૪૮
કેમકે બધા લોક આતુરતાથી તેનું સાંભળતા હતા.

**અ**ને તે દહાડાઓમાંના એક દહાડે એમ થયું કે તે લોકોને ૨૦
મંદિરમાં ઉપદેશ કરતો ને સુવાર્ત્તા કહેતો હતો, ત્યારે મુખ્ય
યાજકો તથા શાસ્ત્રીઓ વડીલો સુદ્ધાં પાસે આવીને ઉભા રહ્યા.
અને તેની સાથે વાત કરતાં કહ્યું કે, અમને કહે કે, કયા અધિ- ૨
કારથી તું આ કામો કરેછે, ને આ અધિકાર તને કોણે આપ્યો
છે? અને તેણે તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, હું પણ તમને ૩
એક વાત પુછું, તેનું ઉત્તર મને આપો. યોહાનનું બાપ્તિસ્મા ૪
આકાશથી હતું કે માણસોથી? ને તેઓએ માંહોમાંહે વિચાર ૫
કરીને કહ્યું કે, જો કહિયે કે આકાશથી તો તે કહેશે, તો તમે
તેને કેમ માન્યો નહિ? અને જો કહિયે કે માણસોથી, તો બધા ૬
લોક આપણને પત્થરે મારશે, કેમકે તેઓ ખચીત માનેછે કે
યોહાન ભવિષ્યવાદી હતો. અને તેઓએ ઉત્તર આપ્યું કે તે ૭
કયાંથી હતું એ અમે નથી જાણતા. અને ઈશુએ તેઓને કહ્યું કે, ૮
હું પણ તમને કહેતો નથી કે કયા અધિકારથી હું આ કામો કરૂંછું.
અને તેણે લોકોને એ દૃષ્ટાંત કહેવા માંડયું, કે એક માણસે ૯
દ્રાક્ષવાડી રોપી, ને તે ખેડુતોને ઈજારે આપી, ને ઘણા દહાડા
લગી પરદેશ જઈ રહ્યો. અને ઋતુએ ખેડુતોની પાસે ચાકરને ૧૦
મોકલ્યો કે તેઓ દ્રાક્ષવાડીના ફળમાંનું તેને આપે; પણ
ખેડુતોએ તેને મારીને તેને ખાલી હાથે પાછો મોકલ્યો. વળી ૧૧

તેણે બીજા ચાકરને મોકલ્યો; ને તેઓએ તેને પણ મારીને,
૧૨ તથા અપમાન કરીને ખાલી હાથે પાછો મોકલ્યો. વળી તેણે
ત્રીજાને મોકલ્યા, ને તેઓએ તેને પણ ઘાયલ કરીને બહાર
૧૩ કહાડયો. ત્યારે દ્રાક્ષવાડીના ધણીએ કહ્યું કે હું શું કરૂં? હું મારા
વહાલા દીકરાને મોકલીશ; તેને જોઈને કદાપિ તેઓ દબી જશે.
૧૪ અને ખેડુતોએ તેને જોઈને માહોમાંહે મનસુબો કરીને કહ્યું કે,
આ વારસ છે, ચાલો, આપણે તેને મારીનાખિયે કે વારસો
૧૫ આપણને મળે. અને તેઓએ તેને વાડીમાંથી બહાર કહાડીને
૧૬ મારીનાખ્યો. માટે દ્રાક્ષવાડીનો ધણી તેઓને શું કરશે? તે
આવીને તે ખેડુતોને મારીનાખશે, ને દ્રાક્ષવાડી બીજાઓને
૧૭ આપશે. અને તેઓએ સાંભળીને કહ્યું કે, એવું ન થાઓ. અને
તેણે તેઓ પર જોઈને કહ્યું, તો આ જે લખ્યું તે શું છે, એટલે,
જે પત્થરને બાંધનારાઓએ નાપસંદ કીધો તે ખુણાનું મથાળું
૧૮ થયો. તે પત્થર પર જે કોઈ પડશે તે કચડાશે, પણ જેના
પર તે પડે તેનો ચુરેચુરો તે કરશે.

૧૯ અને મુખ્ય યાજકોએ તથા શાસ્ત્રીઓએ તે વખત તેના પર
હાથ નાખવા ચાહ્યું, કેમકે તેઓએ જાણ્યું કે, તેણે આ દૃષ્ટાંત
૨૦ આપણા પર કહ્યું છે, પણ તેઓ લોકથી બિહીધા. અને તેને
તાકી રહીને, જેઓ ન્યાયીઓનો વેશ ધારણ કરતા હતા,
એવા ભેદીઓને તેઓએ મોકલ્યા, કે વાતમાં તેને પકડે, એવા
હેતુથી કે તેઓ તેને અધિપતિની સત્તા તથા અધિકારને
૨૧ સ્વાધીન કરે. અને તેઓએ તેને પુછતાં કહ્યું કે, ઉપદેશક, અમે
જાણિયેછિયે, કે તારૂં કહેવું અને શીખવવું યથાર્થ છે, ને તું
કોઈનું મહો રાખતો નથી, પણ સાચાઈથી દેવનો માર્ગ
૨૨ શીખવેછે; તો કાઈસારને કર આપવો ઉચિત છે કે નહિ?
૨૩ ને તેણે તેઓનું કપટ જાણીને તેઓને કહ્યું કે, તમે મારૂં
૨૪ પરીક્ષણ કેમ કરોછો? મને એક દીનાર દેખાડો; એના પર
કોણની પ્રતિમા તથા સિક્કો છે? તેઓએ ઉત્તર આપતાં કહ્યું
૨૫ કે, કાઈસારનાં. ત્યારે તેણે તેઓને કહ્યું, તો કાઈસારનું
૨૬ કાઈસારને આપો, ને દેવનું દેવને. અને લોકની આગળ તેઓ

ઓ તેની વાત પકડી શકયા નહિ, ને તેના ઉત્તરથી અચરત
થઈને છાના રહ્યા.
અને સાદુકીઓ જે કહેછે કે પુનરૂત્થાન થશે નહિ, ૨૭
તેઓમાંના કેટલાએકે આવીને તેને પુછતાં કહ્યું કે, ઉપદેશક, ૨૮
મુસાએ અમને લખી આપ્યું છે કે, જો કોઈનો ભાઈ બાયડી
[ જીવતી ] છતાં નછુરવો મરીજાય, તો તેના ભાઈએ તેની
વહુને લેવી, ને પોતાના ભાઈને સારૂ વંશ ઉપજાવવો. વારૂ, સાત ૨૯
ભાઈ હતા, ને પહેલો બાયડીને પરણીને નછોરવો મરીગયો. અને ૩૦
બીજાએ બાયડીને લીધી, તે નછોરવો મરીગયો. અને ત્રીજાએ ૩૧
તેને લીધી, ને તેજ પ્રમાણે સાતોએ તેને લીધી, ને વંશ મૂકયા
વગર મરીગયા. અને સહુથી છેલ્લી બાયડી પણ મરીગઈ. ૩૨
તો પુનરૂત્થાનમાં તેઓમાંના તે કોણની બાયડી થશે? કેમકે ૩૩
સાતે તેને બાયડી કરી લીધી હતી. અને ઈશુએ તેઓને ઉત્તર ૩૪
આપતાં કહ્યું કે, આ જગતનાં છોકરાં પરણેછે તથા પરણા-
વાયછે; પણ જેઓ તે જગત તથા મુએલાંમાંથી પુનરૂત્થાન ૩૫
પામવા યોગ્ય ગણાયછે, તેઓ પરણતા નથી તથા પરણાવાતા
નથી. કેમકે તેઓ ફરીથી મરી નથી શકતા; કારણ કે તેઓ ૩૬
દૂતના સરખા છે ને પુનરૂત્થાનના દિકરા છતાં દેવના દિકરા છે.
વળી ઝાડ [નામે પ્રકરણમાં] જ્યારે મુસા પ્રભુને ઈબ્રાહીમનો ૩૭
દેવ તથા ઈસહાકનો દેવ તથા યાકુબનો દેવ કહેછે, ત્યારે તેણે
પણ એવું જણાવ્યું કે મુએલાં ઉઠડાયછે. હવે તે મુએલાંઓનો ૩૮
દેવ નથી, પણ જીવતાંઓનો છે, કેમકે સઘળાં તેને લીધે
જીવેછે. અને શાસ્ત્રીઓમાંના કેટલાએકે ઉત્તર આપતાં કહ્યું ૩૯
કે, ઉપદેશક, તેં સારૂં કહ્યું; ને પછી તેને કંઈ પુછવાને કોઈની ૪૦
છાતી ચાલી નહિ.
અને તેણે તેઓને કહ્યું કે, ખ્રીસ્ત દાવુદનો દિકરો છે, એમ ૪૧
કેમ કહેછે? દાવુદ તો પોતે ગીતોના પુસ્તકમાં કહેછે કે, પ્રભુએ ૪૨
મારા પ્રભુને કહ્યું કે, "હું તારા શત્રુઓને તારૂં પાયાસન કરૂં ૪૩
ત્યાં લગી તું મારે જમણે હાથે બેસ." માટે દાવુદ તેને પ્રભુ ૪૪
કહેછે, તો તે તેનો દીકરો કેમ હોય?

૪૫ અને સઘળા લોકના સાંભળતાં તેણે પોતાના શિષ્યોને કહ્યું
૪૬ કે, શાસ્ત્રીઓથી સાવધાન રહો, જેઓ જામો પહેરીને ફરવા
ચાહેછે, ને ચહુટાઓમાં સલામો તથા સભાઓમાં મુખ્ય
૪૭ આસન તથા જમણમાં પહેલી બેઠકને ઇચ્છેછે. જેઓ
વિધવાઓનાં ઘર ખાઈ જાયછે, ને ઢોંગથી લાંબી પ્રાર્થના
કરેછે; તેઓ વિશેષ દંડ ભોગવશે.

૨૧ અને તેણે ઉંચે જોઈને શ્રીમંતોને ધર્મભંડારમાં પોતાનાં
૨ દાન નાખતાં દીઠા. અને એક દરિદ્રી વિધવાને પણ તેમાં બે
૩ પઈ નાખતી દીઠી, ને તેણે કહ્યું કે, હું તમને સાચું કહુંછું કે, આ
૪ દરિદ્રી વિધવાએ સઘળા કરતાં વત્તું નાખ્યું. કેમકે એ સહુએ
પોતાના વધારામાંથી દેવનાં દાનોમાં કંઈ નાખ્યું, પણ એણીએ
પોતાની તંગીમાંથી તેની જે ઉપજીવિકા હતી તે બધી નાખી.
૫ અને સુંદર પત્થરોથી તથા દાનોથી મંદિર કેવું સુશોભિત છે
૬ તે વિષે કેટલાએક વાત કરતા હતા; ત્યારે તેણે કહ્યું કે, આ બધું
તમે જુઓછો ખરા, પણ એવા દિવસો આવશે કે જેમાં એક
૭ પત્થર પર પત્થર પાડી નાખ્યા વિના રહેવા દેવાશે નહિ. અને
તેઓએ તેને પુછતાં કહ્યું કે, ઉપદેશક, એ કયારે થશે? ને આ
૮ થવાનું હશે તે વારની શી નિશાણી થશે? ને તેણે કહ્યું કે,
જોજો, કે કોઈ તમને નહિ ભુલાવે; કેમકે મારે નામે ઘણા
આવીને કહેશે કે, તે હું છું, ને સમય પાસે આવ્યો છે; તમે તો
૯ તેઓની પછવાડે જશો મા. અને જ્યારે તમે લડાઈઓ તથા
દંગાઓના સમાચાર સાંભળશો ત્યારે ગભરાશો મા, કેમકે
પહેલવહેલાં આ બધું થવું જોઈએ, પણ આટલામાં અંત નથી.
૧૦ ત્યારે તેણે તેઓને કહ્યું કે, દેશ દેશની સામા તથા રાજ્ય
૧૧ રાજ્યની સામા ઉઠશે; ઠામેઠામ મોટા ધરતીકંપો તથા દુકાલો
તથા મરકીઓ થશે; ને આકાશમાંથી ભયંકર ઉત્પાત તથા
૧૨ મોટી નિશાણીઓ થશે. એ સર્વેની પહેલાં મારા નામને લીધે
તેઓ પોતાના હાથ તમારા પર નાખશે, ને તમારી પુઠે લાગીને
સભાઓમાં તથા બંદીખાનામાં તમને હવાલે કરશે, ને

રાજાઓ તથા અધિપતિઓની આગળ લઈજશે. અને એ ૧૩
તમારે સારૂ સાક્ષીને અર્થે થશે. માટે તમે પોતાના મનમાં ઠરાવો ૧૪
કે પ્રત્યુત્તર દેવાની ચિંતા આગળથી ન રાખવી. કેમકે હું તમને ૧૫
મુખ તથા બુદ્ધિ એવાં આપીશ, કે તમારા સર્વ વિરોધીઓ
પ્રત્યુત્તર આપી અથવા સામા થઈ નહિ શકશે. અને માબાપથી ૧૬
તથા ભાઈઓથી તથા સગાંથી તથા મિત્રોથી તમે પરસ્વાધીન
કરાશો, ને તમારામાંના કેટલાએકને તેઓ મારીનંખાવશે. અને ૧૭
મારા નામને લીધે સઘળા તમારો દ્વેષ કરશે. પણ તમારા ૧૮
માથાનો એક નીમાળો નાશ પામશે નહિ. તમારી ધીરજથી ૧૯
તમારા જીવને તમે બચાવશો.

અને જ્યારે યરૂશાલેમને ફોજથી ઘેરેલું જોશો ત્યારે જાણજો ૨૦
કે તેનું ઉજડપણું પાસે આવ્યું છે. ત્યારે જેઓ યહુદામાં હોય ૨૧
તેઓએ પહાડો પર નહાસી જવું; ને જેઓ તે મધ્યે હોય
તેઓએ નિકળી જવું; ને જેઓ પ્રાંતોમાં હોય તેઓએ તેમાં
આવવું નહિ. કેમકે એ બદલો લેવાના દિવસો છે, કે જે જે ૨૨
લખ્યું છે, તે બધું પુરૂ થાય. અને તે દિવસોમાં જે ગર્ભવતી ૨૩
તથા ધવડાવતી હશે તેઓને અફસોસ છે; કેમકે દેશ પર મોહું
સંકટ, ને આ લોક પર ક્રોધ થશે. અને તેઓ તરવારની ૨૪
ધારથી મારયા જશે, ને બધા દેશમાં ગુલામ થઈને લઈજવાશે,
ને વિદેશીઓના સમયો પુરા થશે, ત્યાં લગી યરૂશાલેમ
વિદેશીઓથી છુંદી નંખાશે. અને સુરજ તથા ચંદ્ર તથા તારા- ૨૫
ઓમાં નિસાણીઓ થશે, ને પૃથ્વી પર દેશ દેશના લોકને
વિપત્તિ, ને સમુદ્ર તથા મોજા ગરજવાથી અકળામણ; પૃથ્વી ૨૬
ઉપર જે આવી પડવાનું છે તેની રાહ જોયાથી તથા તેની
બિહીકથી માણસો નિર્ગત થશે; કેમકે આકાશનાં પરાક્રમો
હલાવાશે. ત્યારે પરાક્રમ તથા ઘણા મહિમાસહિત માણસના ૨૭
દીકરાને વાદળામાં આવતો જોશે. અને એ થવા માંડે ૨૮
ત્યારે તમે ઉભા થાઓ, ને તમારાં માથાં ઉંચાં કરો, કેમકે
તમારો ઉદ્ધાર પાસે આવ્યો છે.

અને તેણે તેઓને દૃષ્ટાંત કહ્યું કે, અંજીરી તથા સર્વ ઝાડોને ૨૯

૩૦ જુઓ. જ્યારે તેઓ ફુટેછે ત્યારે તમે જોઈને પોતાની મેળે
૩૧ જાણોછો કે હમણાં ઉન્હાળો પાસે છે. તેમ આ સઘળાં થતાં
૩૨ જોશો, ત્યારે જાણજો કે દેવનું રાજ્ય પાસે છે. હું તમને
ખચીત કહુંછું કે, સઘળાં થાય ત્યાં લગી આ પહેડી ટળી જશે
૩૩ નહિ. આકાશ તથા પૃથ્વી ટળી જશે, પણ મારી વાતો ટળી
નહિ જશે.

૩૪ પણ તમે પોતા વિષે સાવધાન રહો, રખે ખાધાથી તથા
પીધાથી તથા સંસારી ચિંતાથી તમારાં મન જડ થાય, ને તે
૩૫ દિવસ તમારા ઉપર ઓચીંતો આવી પડે. કેમકે તે દિવસ
ફાંદાની પેઠે આખી પૃથ્વી ઉપરના સર્વે વસનારા પર આવશે.
૩૬ માટે હરેક વખતે જાગરૂત રહો, ને વિનંતી કરો કે આ બધું
જે થવાનું છે, તેમાંથી છુટા થવાને તથા માણસના દીકરાની
આગળ ઉભા થવાને તમે યોગ્ય ગણાઓ.
૩૭ અને દિવસે તે મંદિરમાં ઉપદેશ કરતો હતો, ને રાત્રે નિક-
૩૮ ળીને જૈતુન કહેવાયલા પહાડ પર રહેતો હતો. અને બધા લોક
તેનું સાંભળવા સારૂ મળસકે તેની પાસે મંદિરમાં આવતા હતા.

૨૨ અને વગર ખમીરના રોટલાનું પર્વ, જે પાસ્ખા કહેવાયછે, તે
૨ પાસે આવ્યું. અને તેને શી રીતે મારીનાખવો, એનો શોધ મુખ્ય
યાજકો તથા શાસ્ત્રીઓએ કીધો, કેમકે તેઓ લોકથી બિહીધા.
૩ અને યહુદા જે ઈસ્કારયોત કહેવાયછે, જે બારમાંનો એક
૪ હતો, તેમાં શેતાન પેઠો. અને તેણે જઈને મુખ્ય યાજકો તથા
સરદારોને તેને શી રીતે સ્વાધીન કરે તે સંબંધી તેઓની
૫ સાથે વાત કરી. અને તેઓએ આનંદ કીધો, ને તેને નાણું
૬ આપવાનું વચન દીધું, ને તેણે કબૂલ કીધું, ને લોક ન હોય
ત્યારે તેને પરસ્વાધીન કરવાનો સારો લાગ શોધ્યો.
૭ અને વગર ખમીરના રોટલાનો દિવસ આવ્યો જેમાં પાસ્ખા
૮ યજ્ઞ કરવો જોઈએ. અને તેણે પીતરને તથા યોહાનને એમ
કહીને મોકલ્યા, કે આપણને સારૂ પાસ્ખા સિદ્ધ કરો કે આપણે
૯ ખાઈએ. અને તેઓએ તેને કહ્યું કે, અમે કયાં સિદ્ધ કરિયે એ

વિષે તારી શી ઈચ્છા છે? ને તેણે તેઓને કહ્યું કે, જુઓ, ૧૦
તમને શહેરમાં પેસતાં પાણીની ગાગર લઈને એક માણસ
સામો મળશે, તે જે ઘરમાં જાય ત્યાં તેની પાછળ ચાલો. અને ૧૧
ઘરના ધણીને કહો કે ઉપદેશક તને કહેછે કે, જેમાં હું મારા
શિષ્યોની સાથે પારુખા ખાઉં, તે ઓરડી કયાં છે? ને તે ૧૨
તમને તૈયાર કરેલી એક મોટી મેડી દેખાડશે, ત્યાં સિદ્ધ કરો.
અને તેઓ ગયા ને જેમ તેણે તેઓને કહ્યું હતું તેમ તેઓને ૧૩
જડયું, ને તેઓએ પારુખા સિદ્ધ કરયું.

અને વેળા આવી ત્યારે તે બેઠો તથા બાર પ્રેરિતો તેની સાથે ૧૪
બેઠા. અને તેણે તેઓને કહ્યું કે, મરણ સહ્યા પહેલાં મેં આ ૧૫
પારુખા તમારી સાથે ખાવાની ઘણી ઈચ્છા કીધી. કેમકે હું ૧૬
તમને કહુંછું કે, દેવના રાજ્યમાં તે પુરૂં થાય ત્યાં લગી હું તેમાંનું
ફરી ખાઈશ નહિ. અને તેણે વાટકો લઈને સ્તુતિ કરીને કહ્યું ૧૭
કે, આ લો ને પોતાનામાં વહેંચો. કેમકે હું તમને કહુંછું કે, દેવનું ૧૮
રાજ્ય આવે ત્યાં લગી હું ફરી દ્રાક્ષવેલાના ફળનું પીશ નહિ.
અને તેણે રોટલો લઈને સ્તુતિ કરીને ભાંગ્યો, ને તેઓને ૧૯
આપીને કહ્યું કે, આ મારૂં શરીર જે તમારે સારૂ અપાયછે,
મારા સંભારણને વાસ્તે આ કરો. તે પ્રમાણે વાળું કરયા પછી ૨૦
તેણે વાટકો લઈને કહ્યું કે, આ વાટકો મારા લોહીમાંનો નવો
કરાર છે, જે તમારે સારૂ વહેવડાવાયછે. પણ જુઓ, જે ૨૧
મને પરસ્વાધીન કરેછે તેનો હાથ મેજ પર મારી સાથે છે.
માણસનો દીકરો ઠરાવ્યા પ્રમાણે જાયછે ખરો, પણ જે ૨૨
માણસથી તે પરસ્વાધીન કરાયછે તેને અફસોસ છે. અને ૨૩
તેઓ માહોમાંહે વિચાર કરવા લાગ્યા, કે આપણામાંનો કોણ
આ કામ કરવાનો હશે?

અને આપણામાં કોણ મોટો હશે તે સંબંધી તેઓમાં વિવાદ ૨૪
પણ થયો. અને તેણે તેઓને કહ્યું કે, વિદેશીઓના રાજાઓ ૨૫
તેમના પર ધણીપણું કરેછે; ને જેઓ તેમના પર અધિકાર
કરેછે તેઓ પરોપકારી કહેવાયછે. પણ તમે એવા ન થાઓ, ૨૬
પણ તમારામાં જે મોટો તેણે નાના થવું, ને આગેવાને સેવા

૨૭ કરનારના જેવા થવું. કેમકે મોટો કોણ છે, જમવા બેઠો છે
તે, કે સેવા કરેછે તે? શું જે જમવા બેઠો તે નહિ? પણ હું
૨૮ તમારામાં સેવા કરનારના જેવો છું. તમે તો મારાં પરીક્ષણોમાં
૨૯ મારી સાથે રહ્યા છો; ને મારા બાપે મને રાજ્ય ઠરાવી આપ્યું,
૩૦ તેમ હું તમને તે ઠરાવી આપુંછું; કે તમે મારા રાજ્યમાં મારી
મેજ પર ખાઓ તથા પીઓ; ને તમે ઈસ્રાઈલના બાર કુળોનો
૩૧ ન્યાય ઠરાવતાં રાજ્યાસન પર બેસશો. અને પ્રભુએ કહ્યું,
સીમોન, સીમોન, જો, શેતાને તને ઘઉંની પઠે ચાળવા સારૂ તને
૩૨ લેવા ચાહ્યું. પણ મેં તારે સારૂ પ્રાર્થના કરી છે કે, તારો વિશ્વાસ
ખુટે નહિ; ને તારા ફરવા પછી તારા ભાઈઓને સ્થિર કરજે.
૩૩ અને તેણે તેને કહ્યું કે, પ્રભુ, હું તારી સાથે બંદીખાનામાં તથા
૩૪ મરણ લગી જવા સિદ્ધ છું. અને તેણે કહ્યું કે, પીતર, હું તને
કહુંછું કે, આજ મરઘો બોલ્યા અગાઉ, હું તેને ઓળખતો નથી,
એમ [કહીને] તું ત્રણ વાર મારો નકાર કરશે.

૩૫ અને તેણે તેઓને કહ્યું કે, જ્યારે થેલી તથા ઝોળણા તથા
જોડા વિના મેં તમને મોકલ્યા ત્યારે તમને કંઇ ઓછું પડયું?
૩૬ ને તેઓએ કહ્યું કે, ના. ત્યારે તેણે તેઓને કહ્યું, પણ હમણાં
જેની પાસે થેલી હોય તે લે, ને ઝોળણું પણ લે, ને જેની પાસે
૩૭ તરવાર નહિ હોય તે પોતાનું લુગડું વેચીને લે. કેમકે હું તમને
કહુંછું કે, "તે અપરાધીઓની સાથે ગણાયો" એ જે લખેલું તે
મારામાં હજી પુરૂ થવું જોઈએ; કારણ કે મારા સંબંધીનું પુરૂ
૩૮ થાયછે. અને તેઓએ કહ્યું કે, પ્રભુ, જો, હિયાં બે તરવાર
છે; ને તેણે તેઓને કહ્યું કે, એ ઘણી છે.

૩૯ અને તે બહાર જઈને રીત પ્રમાણે જૈતુન પહાડ પર ગયો,
૪૦ ને તેના શિષ્યો પણ તેની પાછળ ગયા. અને તે તે ઠેકાણે આવ્યો,
ત્યારે તેણે તેઓને કહ્યું કે, પરીક્ષણમાં નહિ પડો માટે પ્રાર્થના
૪૧ કરો. અને આસરે પત્થર ફેંકાય તેટલે છેટે તે તેઓથી વેગળો
૪૨ થયો, ને ઘુંટણ ટેકવીને પ્રાર્થના કરીને કહ્યું કે, હે બાપ, જો
તારી ઈચ્છા હોય, તો આ વાટકો મારાથી વેગળો કર, તો પણ
૪૩ મારી ઈચ્છા નહિ, પણ તારી ઈચ્છા પુરી થાય. અને તેને બળ

આપતો આકાશથી એક દૂત તેને દેખાયો. અને તેણે કષ્ટિત ૪૪
થઈને આગ્રહથી પ્રાર્થના કરી, ને ભોંઈ પર પડતાં લોહીનાં ટીપાં
જેવો તેનો પરસેવો હતો. અને પ્રાર્થના કરી ઉઠીને તે પોતાના ૪૫
શિષ્યોની પાસે આવ્યો, ત્યારે તેઓને શોકને લીધે હંઘેલા
દીઠા, ને તેણે તેઓને કહ્યું કે, કેમ હંઘોછો? ઉઠીને પ્રાર્થના ૪૬
કરો, રખે તમે પરીક્ષણમાં પડો.

અને તે બોલતો હતો એટલામાં જુઓ, ઘણા લોક આવ્યા, ૪૭
ને યહુદા નામે, બારમાંનો એક, તેઓની આગળ ચાલતો હતો,
ને તે ઈશુને ચુંબન કરવા સારૂ તેની પાસે આવ્યો. અને ઈશુએ ૪૮
તેને કહ્યું. યહુદા, શું તું માણસના દીકરાને ચુંબન કરીને પર-
સ્વાધીન કરેછે? ને જેઓ તેની આસપાસ હતા તેઓએ જે ૪૯
થવાનું હતું તે જોઈને તેને કહ્યું, પ્રભુ, અમે તરવારથી મારીએ
કે નહિ? ને તેઓમાંના એકે મુખ્ય યાજકના ચાકરને ઝટકો ૫૦
મારયો, ને તેનો જમણો કાન કાપીનાખ્યો. અને ઈશુએ ઉત્તર ૫૧
આપતાં કહ્યું કે, આટલું થવા દો; ને તેણે તેના કાનને
અડકીને તેને સારો કીધો. અને જે મુખ્ય યાજકો તથા મંદિરના ૫૨
સરદારો તથા વડીલો તેની પાસે આવ્યા હતા, તેઓને ઈશુએ
કહ્યું, જેમ લુટારા ઉપર તેમ તરવારો તથા લાકડીઓ લઈને
તમે આવ્યા છો શું? હું નિત્ય તમારી સાથે મંદિરમાં હતો, ૫૩
ત્યારે તમે મારા પર હાથ નહોતા નાખ્યા; પણ આ તમારો
વખત તથા અંધકારનું સામર્થ છે.

અને તેઓ તેને પકડીને લઈ ગયા, ને મુખ્ય યાજકના ઘરમાં ૫૪
તેને લાવ્યા, ને પીતર વેગળેથી પછવાડે ચાલ્યો. ચોકની ૫૫
વચમાં તેઓએ અગ્નિ સળગાવ્યો, ને એકઠા બેઠા હતા, ત્યારે
પીતર તેઓની વચમાં બેઠો. અને એક છોકરીએ તેને [અગ્નિના] ૫૬
પ્રકાશમાં બેઠેલો દીઠો, ને તેને ધારી જોઈને કહ્યું કે, એ પણ તેની
સાથે હતો. પણ તેણે તેને નકાર કરીને કહ્યું કે, બાઈ, હું તેને ૫૭
ઓળખતો નથી. અને થોડી વાર પછી બીજાએ તેને જોઈને ૫૮
કહ્યું કે, તું પણ તેઓમાંનો એક છે; પણ પીતરે કહ્યું, ઓ
માણસ, હું નથી. અને બેએક ઘડી થયા પછી બીજાએ હઠેઠથી ૫૯

કહ્યું કે, ખરેખર તેની સાથે આ પણ હતો, કેમકે તે ગાલીલનો
૬૦ છે. પણ પીતરે કહ્યું, એ માણસ, જે તું કહેછે તે હું જાણતો
૬૧ નથી; ને તે બોલતો હતો એટલામાં મરઘો બોલ્યો. અને પ્રભુએ
ફરીને પીતરની ગમ જોયું, ને પીતરે પ્રભુની વાત સંભારી કે,
તેણે કહ્યું હતું કે, મરઘો બોલ્યા અગાઉ તું મારો ત્રણ વાર
૬૨ નકાર કરશે. અને પીતર બહાર જઈને ઘણોજ રડ્યો.

૬૩ અને જે માણસો ઈશુને રાખતા હતા તેઓએ તેની ઠઠ્ઠા
૬૪ કરીને મારયો. અને તેની આંખોએ પાટો બાંધીને તેના મહો
પર મારયું, ને તેને પુછતાં કહ્યું કે, બતાવ, તને કોણે મારયો.
૬૫ અને તેઓએ દુર્ભાષણ કરીને તેની વિરૂદ્ધ બીજું ઘણું કહ્યું.
૬૬ અને દહાડો ઉગ્યો ત્યારે લોકના વડીલો તથા મુખ્ય યાજકો
તથા શાસ્ત્રીઓ એકઠા થયા, ને તેને પોતાની ન્યાયસભામાં
૬૭ તેડીને કહ્યું કે, અમને કહે કે, તું ખ્રીસ્ત છે કે નહિ? પણ તેણે
તેઓને કહ્યું કે, જો હું તમને કહું, તો તમે વિશ્વાસ કરશો
૬૮ નહિ; ને જો હું પણ પુછીશ તો તમે મને ઉત્તર નહિ આપશો,
૬૯ ને મને છોડશો નહિ. હવે પછી માણસનો દીકરો દેવના
૭૦ પરાક્રમને જમણે હાથે બેસશે. અને બધાએ કહ્યું, શું તું દેવનો
દીકરો છે? ને તેણે તેઓને કહ્યું કે, તમે કહોછો કે હું તે છું.
૭૧ અને તેઓએ કહ્યું કે, હવે આપણને શાહેદીની શી અગત્ય છે?
આપણે તો તેના મહોથી સાંભળ્યું છે.

૨૩ અને તેઓનો આખો સમુદાય ઉઠીને તેને પીલાતની પાસે
૨ લઈ ગયો. અને તેઓએ તેના પર દોષ મૂકવા માંડયો, ને કહ્યું
કે, અમને એવું માલમ પડયું છે કે તે લોકને ભુલાવેછે, અને
કાઈસારને ખંડણી આપવાને વારેછે, ને કહેછે કે, હું પોતે
૩ ખ્રીસ્ત રાજા છું. અને પીલાતે તેને પુછતાં કહ્યું, શું તું યહુદીઓનો
૪ રાજા છે? ને તેણે તેને ઉત્તર આપતાં કહ્યું, તું કહેછે. અને
પીલાતે મુખ્ય યાજકોને તથા લોકોને કહ્યું, આ માણસમાં
૫ મને કંઈ અપરાધ જણાતો નથી. પણ તેઓએ આગ્રહથી કહ્યું
કે, ગાલીલથી માંડીને હિયાં લગી આખા યહુદામાં ઉપદેશ

કરતો કરતો લોકને ઉસ્કેરેછે. અને ગાલીલનું નામ સાંભળીને ૬
પીલાતે પુછયું કે, શું આ માણસ ગાલીલનો છે? અને તે ૭
હેરોદના અધિકાર તળે છે એમ તેણે જાણ્યું, ત્યારે તેને
હેરોદની પાસે મોકલ્યો; તે દિવસોમાં તે યરૂશાલેમમાં હતો.

હવે હેરોદ ઈશુને જોઈને ઘણો હરખાયો; કેમકે તે સંબંધી ૮
તેણે ઘણું સાંભળ્યું હતું, માટે તેને જોવાને તે ઘણા દહાડાથી
ચાહાતો હતો; ને તેનાથી કંઈ ચમત્કાર કરાયલો જોવાની તે
આશા રાખતો હતો. અને તેણે ઘણા પ્રશ્ન તેને પુછયા; પણ તેણે ૯
તેને કંઈ ઉત્તર આપ્યું નહિ. અને મુખ્ય યાજકો તથા ૧૦
શાસ્ત્રીઓ તેના ઉપર આગ્રહથી દોષ મૂકતા ઉભા થયા. અને ૧૧
હેરોદે પોતાના સિપાઈઓ સહિત તેનો તુચ્છકાર કરીને તથા
ઠઠ્ઠા કરીને ઉજળું વસ્ત્ર તેને પહેરાવીને, પીલાતની પાસે તેને
પાછો મોકલ્યો. અને તેજ દહાડે પીલાત તથા હેરોદ માહોમાંહે ૧૨
મિત્ર થયા, તેઓ તો આગળ એક બીજા પર વૈર રાખતા હતા.

અને પીલાતે મુખ્ય યાજકોને તથા અધિકારીઓને તથા ૧૩
લોકને એકઠા બોલાવીને તેઓને કહ્યું કે, આ માણસ લોકને
ભુલાવેછે, એવું કહીને તમે તેને મારી પાસે લાવ્યા છો, પણ, ૧૪
જુઓ, મેં તેની ચોકસાઈ તમારી આગળ કરચા છતાં, જે
વાતોનું તમે તેના પર તોહોમત મૂકોછો તે સંબંધી કંઈ અપરાધ
આ માણસમાં મને જણાયો નહિ; ને તેમ હેરોદને પણ ૧૫
નહિ, કેમકે તેણે તેને અમારી પાસે પાછો મોકલ્યો, ને જુઓ,
મરણયોગ્ય તેણે કંઈ કરયું નહિ; માટે હું તેને કંઈ શિક્ષા ૧૬
કરીને છોડીશ. અને તે પર્વે તેને તેઓને સારૂ કોઈએકને છોડી ૧૭
આપવો પડતો હતો. પણ તેઓએ સર્વે મળીને મોટો ઘાંટો ૧૮
પાડીને કહ્યું કે, એને લઈ જા, ને બારાબાસને અમારે વાસ્તે
છોડી આપ. શહેરમાં કંઈ દંગો તથા હત્યા કરવાને લીધે તે ૧૯
બંદીખાનામાં નંખાયો હતો. ત્યારે ઈશુને છોડવાની ઇચ્છા ૨૦
રાખીને પીલાત ફરીથી તેઓને બોલવા લાગ્યો. પણ તેઓએ ૨૧
પોકારીને કહ્યું કે, એને વધસ્તંભે જડાવ, વધસ્તંભે જડાવ.
અને તેણે ત્રીજી વાર તેઓને કહ્યું કે, તેણે શું ભુંડું કરયું છે? ૨૨

તેનામાં મરણયોગ્ય મને કંઈ જણાયું નથી, માટે હું તેને કંઈ
૨૩ શિક્ષા કરીને છોડીશ. અને તેઓએ મોટા ઘાંટાથી આગ્રહ
કરીને તેને વધસ્તંભે જડાવવાનું માગ્યું, ને તેઓના તથા મુખ્ય
૨૪ યાજકોના ઘાંટા પ્રબળ થયા. ને તેઓના માગ્યા પ્રમાણે
૨૫ થાય એવો ઠરાવ પીલાતે કીધો. અને જે દંગા તથા હત્યાને
લીધે બંદીખાનામાં નંખાયો હતો, જેને તેઓએ માગ્યો હતો
તેને છોડી આપ્યો, ને ઈશુને તેઓની ઈચ્છાને સ્વાધીન કીધો.
૨૬ અને તેઓ તેને લઈ જતા હતા ત્યારે સીમોન નામે એક
કુરેનીને સીમમાંથી આવતો પકડયો, ને તેના પર ઈશુની
પાછળ ઉંચકી લઈજવા સારૂ તેઓએ વધસ્તંભ ચઢાવ્યો.

૨૭ અને લોકનો તથા બાયડીનો મોટો જથો તેની પાછળ
ચાલ્યો, ને તેઓ તેને લીધે છાતી કુટતી ને વિલાપ કરતી હતી.
૨૮ પણ ઈશુએ તેઓની ગમ ફરીને કહ્યું કે, યરૂશાલેમની દીકરીઓ,
મારે લીધે રડો મા, પણ પોતાને લીધે તથા પોતાનાં છોકરાંને
૨૯ લીધે રડો. કેમકે, જુઓ, એવા દિવસો આવેછે જેમાં કહેશે કે,
જે વાંઝણીઓ છે તથા જેઓ પેટે જણી નહિ, ને જેઓએ
૩૦ ધાઈએ ધવાડયું નહિ, તેઓને ધન્ય છે. ત્યારે તેઓ પહાડોને
કહેવા માંડશે કે, અમારા પર પડો, ને ટેકરાઓને કે, અમને
૩૧ ઢાંકો. કેમકે જો લીલા ઝાડ વિષે એમ કરેછે તો સુકા
વિષે શું થાય?

૩૨ અને બીજા બે માણસ, જે કુકર્મી હતા, તેઓને મારી નંખાવા
૩૩ સારૂ તેની સાથે લઈ જવાયા. અને ખોપરી કહેવાયલે ઠેકાણે
આવ્યા, ત્યારે ત્યાં તેઓએ તેને તથા કુકર્મીઓમાંના એકને
જમણી ગમ, ને બીજાને ડાબી ગમ એમ તેઓને વધસ્તંભે
૩૪ જડયા. અને ઈશુએ કહ્યું, હે બાપ, તેઓને માફ કર, કેમકે જે
કરેછે તે તેઓ જાણતા નથી. ને તેનાં લુગડાં કહાડીને તેઓએ
૩૫ ચિઠ્ઠી નાંખી. અને લોક જોતા ઉભા રહ્યા, ને તેઓની સાથે
અધિકારીઓએ ઉપહાસ કરીને કહ્યું કે, તેણે બીજાઓને બચાવ્યા
હતા; જો તે દેવનો પસંદ કરેલો ખ્રીસ્ત હોય તો તે પોતાને
૩૬ બચાવે. અને સિપાઈઓએ પણ તેની ઠઠ્ઠા કરી, ને આવીને

સીરકો આપ્યો, ને કહ્યું કે, જો તું યહુદીઓનો રાજા છે તો તું ૩૭
પોતાને બચાવ. અને તેના ઉપર હેલેની તથા રૂમી તથા હેબ્રી ૩૮
ભાષામાં એક લેખ લખેલો હતો, એટલે, આ યહુદીઓનો રાજા છે.
અને તેની સાથે ટંગાએલા કુકર્મીઓમાંના એકે તેને ૩૯
દુર્ભાષણ કરીને કહ્યું, શું તું ખ્રીસ્ત છે કે નહિ? તો તું પોતાને
તથા અમને બચાવ. પણ બીજાએ ઉત્તર આપતાં તેને ૪૦
ધમકાવીને કહ્યું કે, શું તું દેવથી બિહાતો નથી? કેમકે તું તેવીજ
શિક્ષા ભોગવેછે, ને આપણે તો વાજબી રીતે, કેમકે જે કામ ૪૧
કરયાં છે, તેનું યોગ્ય ફળ પામિયેછિયે, પણ એણે કંઇ ખોટું
કરયું નથી. અને તેણે ઈશુને કહ્યું કે, પ્રભુ, તું તારા રાજ્યમાં ૪૨
જાય ત્યારે તું મને સંભારજે. અને ઈશુએ તેને કહ્યું કે, હું તને ૪૩
ખચીત કહુંછું કે, આજ તું મારી સાથે સ્વર્ગમાં હોઇશ.

અને આસરે બપોર હતા ને ત્રીજા પોહોર લગી આખી ૪૪
પૃથ્વી પર અંધકાર પડયો. અને સુરજ અંધરાયો, ને મંદિરનો ૪૫
પડદો વચમાંથી ફાટી ગયો. અને ઈશુએ મોટા ઘાંટા પાડીને કહ્યું ૪૬
કે, ઓ બાપ, હું મારો આત્મા તારા હાથમાં સોંપુંછું, ને તેણે
એમ કહીને પ્રાણ છોડયો. અને જે થએલું હતું તે જોઇને ૪૭
સુબેદારે દેવનો મહિમા કરીને કહ્યું કે, આ માણસ ખરેખર
ન્યાયી હતો. અને જે લોક એ જોવા સારૂ એકઠા થયા હતા ૪૮
તેઓ સઘળા, જે થએલું હતું તે જોઈને, પોતાની છાતી કુટતા
પાછા ગયા. અને તેના સઘળા ઓળખીતાઓ તથા જે ૪૯
બાયડીઓ ગાલીલમાંથી તેની સંઘાતે આવી હતી, તેઓ આ
જોતાં જોતાં વેગળેથી ઉભાં રહ્યાં હતાં.

અને, જુઓ, યુસફ નામે ન્યાયસભાસદોમાંનો એક સારો ૫૦
તથા ન્યાયી પુરૂષ, યહુદીઓના એક શહેર આરમથીઆનો ૫૧
હતો, તેણે તેઓના મનસુબા તથા કામમાં પોતાની સમ્મતિ
આપી નહોતી. અને તે પણ દેવના રાજ્યની રાહ જોતો હતો. ૫૨
તેણે પીલાતની પાસે જઈને ઈશુનું શબ માગ્યું. અને તેને ૫૩
ઉતારીને સણને લુગડે વીંટાળ્યું, ને તેને ખડકમાં ખોદેલી
કબરમાં મૂકયું, જયાં કોઇ કદી નહોતો મૂકાયો. અને સિદ્ધિ- ૫૪

૫૫ કરણનો દિવસ હતો, ને વિશ્રામવાર થવા આવ્યો. અને જે
બાયડીઓ તેની સાથે ગાલીલમાંથી આવી હતી, તેઓએ પણ
પાછળ જઈને કબરને જોઈને તેનું શબ શી રીતે મૂકાયું તે જોયું.
૫૬ અને તેઓએ પાછી ફરીને સુગંધી તથા અત્તર સિદ્ધ કરયાં,
ને આજ્ઞા પ્રમાણે વિશ્રામવારે વિશ્રામ કીધો.

૨૪ અને અઠવાડિયાને પહેલે દહાડે પ્રભાત થયો, ત્યારે જે
સુગંધીઓ સિદ્ધ કરી તે લઈને તેઓ કબરે આવી, ને તેઓની
૨ સાથે કેટલીએક બીજી પણ હતી. અને તેઓએ કબર પરથી
૩ પત્થર ખસેડેલો દીઠો. અને તેઓ માંહે પેઠી, ત્યારે પ્રભુ ઈશુનું
૪ શબ દીઠું નહિ. અને એમ થયું કે, એ સંબંધી તેઓ સંદેહમાં
પડી હતી, ત્યારે જુઓ, ચળકતાં લુગડાંવાળા બે પુરૂષો
૫ તેઓની આગળ ઉભા રહ્યા. અને તેઓ બિહીને ભોંયગમ મહો
નમાવતી હતી, ત્યારે તેઓએ તેઓને કહ્યું કે, મુએલાંઓમાં
૬ જીવતાને કેમ શોધોછો? તે હિયાં નથી, પણ ઉઠયો છે,
૭ સંભારો કે તે ગાલીલમાં હતો, ત્યારે તેણે તમને કહ્યું કે, પાપી
માણસના હાથમાં માણસના દીકરાએ પરસ્વાધીન થવું તથા
વધસ્તંભે જડાઈ જવું તથા ત્રીજે દહાડે પાછા ઉઠવું જોઈએ.
૮ અને તેઓએ તેની વાતો સંભારી, ને કબર પાસેથી પાછી
૯ ફરીને અગિયારેને તથા બીજા સર્વેને એ બધી વાતો કહી.
૧૦ હવે જેઓએ આ વાતો પ્રેરિતોને કહી તે મરિયમ માગદાલેણ,
તથા યોહાના તથા યાકુબની મા મરિયમ તથા તેઓની બીજી
૧૧ સંગાતેણો હતી. અને તેઓની વાતો તેઓને અમથી જેવી
૧૨ લાગી, ને તેઓએ તેઓનું માન્યું નથી. અને પીતર ઉઠીને કબરે
દોડી ગયો, ને નીચા વળીને લુગડાં એકલાં પડેલાં દીઠાં, ને જે
થયું તે સંબંધી પોતાના મનમાં અચરત થઈને તે ત્યાંથી ગયો.
૧૩ અને જુઓ, તેજ દહાડે તેઓમાંના બે, ઈમાઉ નામનું એક
ગામ યરૂશાલેમથી સાઠ સ્તાદી [ ચારેક ગાઉ ] વેગળું છે, ત્યાં
૧૪ જતા હતા. અને આ બધી થએલી વાતો સંબંધી તેઓ
૧૫ માહોમાંહે વાત કરતા હતા. અને એમ થયું કે તેઓ માહોમાંહે

બોલતા હતા તથા વિચાર કરતા હતા, ત્યારે ઈશુ પોતે
તેઓની પાસે આવીને તેઓની સાથે ચાલ્યો. અને તેઓની ૧૬
આંખો રોકાઈ હતી, કે તેઓ તેને ઓળખે નહિ. અને તેણે ૧૭
તેઓને કહ્યું કે, તમે ચાલતાં ચાલતાં એક બીજાની સાથે શી
વાતો કરોછો? ને તેઓ ઉદાસ થઈને ઉભા રહ્યા. અને કલીઓ- ૧૮
પાસ નામે એકે ઉત્તર આપતાં કહ્યું કે, શું યરૂશાલેમમાં તુંજ
એકલો પરદેશી છે, ને આ દિવસોમાં જે કામ થયાં છે તે તું નથી
જાણતો? ને તેણે તેઓને કહ્યું કે; કયાં કામ? ને તેઓએ ૧૯
તેને કહ્યું કે, ઇશુ નાઝારી સંબંધીનાં, કે જે દેવની આગળ
તથા સઘળા લોકની આગળ કામમાં તથા વાતમાં પરાક્રમી
ભવિષ્યવાદી હતો; અને કયી રીતે મુખ્ય યાજકોએ તથા ૨૦
અમારા અધિકારીઓએ તેને મરણદંડ ભોગવવા સારૂ
પરસ્વાધીન કરયો, ને તેને વધસ્તંભે જડાવ્યો. પણ અમે ૨૧
આશા રાખતા હતા કે, જે ઈસ્રાએલને ઉદ્ધાર આપવાનો હતો
તે એ છે; વળી એ સર્વ વાત ઉપરાંત આ કામ થયાને આજ
ત્રીજો દહાડો થયો. અને વળી અમારામાંની કેટલીએક બાય- ૨૨
ડીઓ જેઓ કબરે વહેલી ગઈ હતી, તેઓએ અમને આશ્ચર્ય
પમાડયું, ને તેનું શબ તેઓએ દીઠું નહિ, ત્યારે તેઓએ આવીને ૨૩
કહ્યું કે, અમે દૂતોનું દર્શન દીઠું, કે જેઓ કહેછે કે તે જીવતો
છે. અને અમારી સાથેના કેટલાએક કબરે ગયા, ને જેમ ૨૪
બાયડીઓએ કહ્યું હતું તેમજ તેઓને માલમ પડયું, પણ તેને
જોયો નહિ. અને તેણે તેઓને કહ્યું કે, ઓ અણસમજ્યા, ૨૫
તથા જે ભવિષ્યવાદીઓએ કહ્યું છે, તે સર્વ પર વિશ્વાસ કરવાને
જડબુદ્ધિના; શું ખ્રીસ્તે એ સેહેવું ને પોતાના મહિમામાં પેસવું ૨૬
જોઇતું નહોતું? ને મુસાથી તથા સઘળા ભવિષ્યવાદીઓથી ૨૭
માંડીને તેણે બધા ધર્મલેખોમાં પોતા સંબંધીનાંનો અર્થ દેખાડયો.
અને જે ગામ તેઓ જતા હતા તેની પાસે તેઓ પહોંચ્યા, ૨૮
ને તેણે જાણે કે જરા આગળ જવાનું કરયું. અને તેઓએ તેને ૨૯
આગ્રહ કરીને કહ્યું કે, અમારી સાથે રહે; કેમકે સાંજ થવા
આવી ને દહાડો નમી ગયો, ને તેઓની સાથે રહેવા સારૂ તે

૩૦ માંહે ગયો. અને એમ થયું કે, તે તેઓની સાથે જમવા બેઠો,
ત્યારે તેણે રોટલી લઈને સ્તુતિ કરીને ભાંગી, ને તેઓને
૩૧ આપી. અને તેઓની આંખો ઉઘડી, ને તેઓએ તેને
૩૨ ઓળખ્યો, ને તેઓથી અલોપ થયો. અને તેઓએ એક
બીજાને કહ્યું કે, જ્યારે તે માર્ગે આપણને બોલતો હતો, ને
ધર્મલેખોનો અર્થ આપણને દેખાડતો હતો, ત્યારે આપણાં મન
૩૩ આપણામાં ઉહ્લાસી નહોતાં થયાં શું? અને તેજ ઘડી તેઓ
ઉઠીને યરૂશાલેમ ભણી પાછા વળ્યા, ને અગિયારેને તથાં
૩૪ તેઓના સાથીઓને એકઠા થએલા દીઠા, કે જેઓ કહેતા હતા
૩૫ કે, પ્રભુ ખરેખરો ઉઠયો છે, ને સીમોનને દેખાઓ. ત્યારે
પેલાઓએ માર્ગની વાત તથા રોટલી ભાંજવામાં તે તેઓથી
શી રીતે ઓળખાયો હતો તે કહી દીધું.

૩૬ અને તેઓ એ વાતો કહેતા હતા, ત્યારે ઈશુ પોતે તેઓની
વચમાં ઉભો રહ્યો, ને તેઓને કહ્યું કે, તમને કુશળતા થાઓ.
૩૭ પણ તેઓએ ગભરાઈને તથા ભય પામીને એમ ધાર્યું કે,
૩૮ આત્મા દેખાયછે. અને તેણે તેઓને કહ્યું કે, તમે કેમ ગભરાયા
૩૯ છો, ને તમારા મનમાં કલ્પના કેમ ઉઠેછે? મારા હાથોને તથા
મારા પગોને જુઓ, કે હું તેજ છું; મને હાથ અડકાડો તથા
જુઓ, કેમકે તમે જુઓછો કે મને માંસ તથા હાડકાં છે, તે
૪૦ આત્માને હોતાં નથી. અને એ કહ્યા પછી તેણે હાથો તથા
૪૧ પગો તેઓને દેખાડયા. અને તેઓએ હર્ષને લીધે વિશ્વાસ
કીધો નહિ, ને અચરતી કરતા હતા, ત્યારે તેણે તેઓને કહ્યું કે,
૪૨ તમારી પાસે હિયાં કંઈ ખાવાનું છે? ને તેઓએ તેને સેકેલી
૪૩ માછલીનો કકડો, ને મધપુડાનું કંઈ આપ્યું. અને તેણે લઈને
તેઓની આગળ ખાધું.

૪૪ અને તેણે તેઓને કહ્યું કે, હું તમારી સાથે હતો, ત્યારે મેં
એ વાતો તમને કહી હતી કે, જે મુસાના નિયમશાસ્ત્રમાં તથા
ભવિષ્યવાદીઓમાં તથા ગીતોમાં મારા સંબંધી લખ્યું છે તે બધું
૪૫ પુરૂં થવું જોઈએ. ત્યારે ધર્મલેખો સમજવા સારૂ તેણે તેઓની
૪૬ સમજ ઉઘાડી. અને તેઓને કહ્યું કે એમ લખ્યું છે, ને એમ

થવું જોઈતું હતું કે ખ્રીસ્ત મરણ સેહે, ને ત્રીજે દહાડે મુએલાં-
ઓમાંથી ઉઠે; અને યરૂશાલેમથી માંડીને સઘળા દેશોમાં ૪૭
તેના નામથી પશ્ચાત્તાપ તથા પાપનિવારણ પ્રગટ કરાય. અને ૪૮
એ વાતના સાક્ષીઓ તમે છો. અને જુઓ, હું મારા બાપનું ૪૯
વચન તમારા પર મોકલુંછું, ને તમે ઉપરથી પરાક્રમે વેષ્ટિત
થાઓ ત્યાં સુધી યરૂશાલેમ શહેરમાં રહેજો.

અને બેથાની લગી તે તેઓને બહાર તેડીગયો, ને પોતાના ૫૦
હાથ ઉંચા કરીને તેઓને આશીર્વાદ દીધો. અને એમ થયું કે તે ૫૧
તેઓને આશીર્વાદ દેતો હતો એટલામાં તે તેઓથી અલગ
થયો, ને આકાશમાં લઈ જવાયો. અને તેનું ભજન કરીને ૫૨
તેઓ મોટે હર્ખે યરૂશાલેમમાં પાછા વળ્યા. અને તેઓ નિત્ય ૫૩
મંદિરમાં દેવને માન આપતા તથા સ્તુતિ કરતા રહ્યા. આમેન.



# યોહાનની લખેલી સુવાર્ત્તા.



**આ**દિએ શબ્દ હતો, ને તે શબ્દ દેવ સાથે હતો, ને તે 1
શબ્દ દેવ હતો. તેજ આદિએ દેવ સાથે હતો. તેથી સઘળાં 2
ઉત્પન્ન થયાં, એટલે જે થયું તે તે વિના કંઈજ ઉત્પન્ન થયું 3
નથી. તેમાં જીવન હતું, ને તે જીવન માણસોનું અજવાળું 4
હતું. અને તે અજવાળું અંધારામાં પ્રકાશ કરેછે, પણ અંધારાએ 5
તેને માની લીધું નહિ. દેવનો મોકલેલો એક માણસ હતો, 6
જેનું નામ યોહાન હતું. તે શાહેદીને સારૂ આવ્યો કે અજવાળા 7
વિષે તે શાહેદી આપે, એ માટે કે સર્વે તેનાથી વિશ્વાસ કરે.
તેજ તે અજવાળું ન હતો, પણ તે અજવાળા વિષે શાહેદી 8
આપવાને આવ્યો. તે ખરૂં અજવાળું હતું. કે જે જગતમાં 9
દરેક આવનાર માણસને પ્રકાશિત કરેછે. તે જગતમાં હતો, 10
ને જગત તેનાથી ઉત્પન્ન થયું, તો પણ જગતે તેને જાણ્યો
નહિ. તે પોતાનાંની પાસે આવ્યો, પણ પોતાનાએ તેનો 11
અંગીકાર કીધો નહિ. પણ જેટલાએ તેનો અંગીકાર કીધો, 12
એટલે તેના નામ પર વિશ્વાસ કીધો, તેટલાને તેણે દેવનાં
છોકરાં થવાનો અધિકાર આપ્યો. તેઓ લોહીથી નહિ, કે 13
દેહની ઈચ્છાથી નહિ, કે માણસની ઈચ્છાથી નહિ, પણ દેવથી
જન્મ પામ્યા. અને તે શબ્દ સદેહ થયો, ને આપણામાં વસ્તી 14
કીધી, ને બાપના એકાકીજનિત દીકરાના મહિમા સરખો તેનો
મહિમા અમે દીઠા ; તે કૃપા તથા સત્યતાથી ભરપુર હતો.
યોહાને તે વિષે શાહેદી આપી, ને ઘાંટો પાડતાં કહ્યું કે, જે 15

વિષે મેં કહ્યું કે, મારી પાછળ જે આવેછે તે મારાથી આગળ
૧૬ થયો, કાંજે તે મારાથી પહેલો હતો, તે એજ છે. અને અમે સર્વે
૧૭ તેની ભરપુરીમાંથી કૃપા પર કૃપા પામ્યા છિયે. કેમકે નિયમ-
શાસ્ત્ર મુસાની મારફતે અપાયું, પણ કૃપા તથા સત્યતા ઈશુ
૧૮ ખ્રીસ્તથી થઈ. દેવને કદી કોઈએ દીઠો નથી; એકાકીજનિત
દીકરો, જે બાપની છાતી પર છે, તેણેજ તેને પ્રગટ કીધો છે.

૧૯ અને જ્યારે યહુદીઓએ યરૂશાલેમથી યાજકોને તથા
લેવીઓને યોહાનને પુછવા સારૂ મોકલ્યા કે, તું કોણ છે? ત્યારે
૨૦ તેની શાહેદી એ હતી. અને તેણે કબૂલ કીધું, ને નકાર કીધો
૨૧ નહિ, પણ કબૂલ કીધું કે, હું ખ્રીસ્ત નથી. અને તેઓએ તેને
પુછયું, તો કોણ? શું તું એલિયા છે? ને તેણે કહ્યું કે, હું તે નથી.
તો શું, તું તે [આવનાર] ભવિષ્યવાદી છે? ને તેણે ઉત્તર
૨૨ આપ્યું કે, ના. ત્યારે તેઓએ તેને કહ્યું કે, તું કોણ છે? કે
જેઓએ અમને મોકલ્યા તેઓને અમે ઉત્તર આપિયે? તું
૨૩ પોતા વિષે શું કહેછે? તેણે કહ્યું કે, યશાયા ભવિષ્યવાદીએ
જેમ કહ્યું કે, "પ્રભુનો માર્ગ પાધરો કરો," તે પ્રમાણે રાનમાં
૨૪ ઘાંટો પાડનારની વાણી હું છું. અને જે મોકલાયા હતા, તેઓ
૨૫ ફરોશીઓમાંના હતા. અને તેઓએ તેને પુછયું, ને તેને કહ્યું કે,
જો તું તે ખ્રીસ્ત નથી, અથવા એલિયા નથી, અથવા તે
૨૬ ભવિષ્યવાદી નથી, તો તું બાપ્તિસ્મા કેમ કરેછે? યોહાને
તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, હું પાણીથી બાપ્તિસ્મા કરૂંછું,
પણ તમારી વચ્ચે એક ઉભો રહેલો છે, જેને તમે નથી
૨૭ જાણતા; તેજ એ છે કે, જે મારી પાછળ આવતાં મારાથી
આગળ થયો, તેના ચંપલના બંધ છોડવા હું યોગ્ય નથી.
૨૮ યરદનને પેલે પાર બેથાબારામાં જ્યાં યોહાન બાપ્તિસ્મા કરતો
હતો, ત્યાં એ બધું થયું.

૨૯ બીજે દહાડે યોહાને પોતાની પાસે ઈશુને આવતો જોઈને
કહ્યું કે, જુઓ, દેવનું હલવાન, જે જગતનું પાપ હરણ કરેછે.
૩૦ જે વિષે મેં કહ્યું કે, મારી પાછળ એવો પુરૂષ આવેછે કે જે
મારી આગળ થયો છે, કેમકે તે મારાથી પહેલો હતો, તે એજ

છે. અને મેં તેને જાણ્યો ન હતો; પણ તે ઈસ્રાયલને પ્રગટ ૩૧
થાય, એ માટે હું પાણીથી બાપ્તિસ્મા કરતો આવ્યો છું. અને ૩૨
યોહાને શાહેદી આપતાં કહ્યું કે, આત્માને ખબુતરની પેઠે
આકાશથી ઉતરતો મેં દીઠો, ને તે પર રહ્યો. અને મેં તેને ૩૩
જાણ્યો ન હતો, પણ જેણે મને પાણીથી બાપ્તિસ્મા કરવાને
મોકલ્યો, તેણેજ મને કહ્યું કે, જેના પર આત્માને ઉતરતો
તથા રહેતો તું જોશે તેજ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરનાર
છે. અને મેં જોયું, ને શાહેદી આપી કે એજ દેવનો ૩૪
દીકરો છે.

બીજે દહાડે યોહાન પોતાના શિષ્યોમાંના બે સુદ્ધાં ફરી ઉભો ૩૫
રહેલો હતો. અને તેણે ઈશુને ચાલતો જોઈને કહ્યું કે, જુઓ, ૩૬
દેવનું હલવાન. અને તે બે શિષ્યોએ તેનું બોલવું સાંભળ્યું, ૩૭
ને તેઓ ઈશુની પાછળ ગયા. ત્યારે ઈશુએ ફરીને તેઓને ૩૮
પાછળ આવતા જોઇને તેઓને કહ્યું કે, તમે શું શોધોછો? ને
તેઓએ તેને કહ્યું, રાબી, (જેનો અર્થ ગુરૂ) તું કયાં રહેછે?
તેણે તેઓને કહ્યું કે, આવીને જુઓ. તેઓ આવ્યા, ને જ્યાં તે ૩૯
રહેતો હતો તે જોયું, ને તે દહાડે તેની સાથે રહ્યા, કેમકે આસરે
પાછલો પહોર થયો હતો. જે બે યોહાનનું સાંભળીને તેની ૪૦
પાછળ ગયા, તેઓમાંનો એક સીમોન પીતરનો ભાઈ
આંદ્રયા હતો. તેને તેનો ભાઈ સીમોન પહેલો મળ્યો, ને ૪૧
એને તેણે કહ્યું કે, મશીહ, (જેનો અર્થ ખ્રીસ્ત) અમને
મળ્યો છે, અને તે તેને ઈશુની પાસે લઈ આવ્યો; પછી ઈશુએ ૪૨
તે પર ધારીને કહ્યું કે, તું યોનાનો દીકરો સીમોન છે, તું કેફા
(એટલે પત્થર) કહેવાશે.

બીજે દહાડે ઈશુએ ગાલીલમાં પેસવાની ઈચ્છા કીધી, ને ૪૩
ફીલીપને મળીને તેને કહ્યું કે, મારી પાછળ આવ. આ ફીલીપ ૪૪
તો બેથસાયદાનો, એટલે આંદ્રયા તથા પીતરના શહેરનો હતો.
ફીલીપને નાથાનાએલ મળ્યો, ને એને તેણે કહ્યું કે, નિયમ- ૪૫
શાસ્ત્રમાં જેના સંબંધી મુસાએ તથા ભવિષ્યવાદીઓએ પણ
લખ્યું, એટલે, નાઝારેથનો ઈશુ, યુસફનો દીકરો, અમને

૪૬ મળ્યો છે. ત્યારે નાથાનાએલે તેને કહ્યું કે, શું નાઝારેથથી કંઈ
૪૭ સારૂં નિકળી શકે? ફીલીપ તેને કહેછે કે, આવીને જો. ઈશુ
નાથાનાએલને પોતાની પાસે આવતો જોઈને તેના વિષે કહેછે
કે, જુઓ, આ ખરેખરો ઈસ્રાએલી, જેનામાં કપટ નથી.
૪૮ નાથાનાએલ તેને કહેછે કે, તું મને ક્યાંથી ઓળખેછે? ને ઈશુએ
ઉત્તર દેતાં તેને કહ્યું કે, ફીલીપે તને તેડયા અગાઉ, જ્યારે તું
૪૯ અંજીરી તળે હતો, ત્યારે મેં તને દીઠો. નાથાનાએલે ઉત્તર
દેતાં તેને કહ્યું કે, રાબ્બી, તું દેવનો દીકરો છે, તું ઈસ્રાઈલનો
૫૦ રાજા છે. ઈશુએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, તને અંજીરી
તળે દીઠો, એવું મેં તને કહ્યું તેથી શું તું વિશ્વાસ કરેછે? એ
૫૧ કરતાં તું વધારે જોશે. અને તેણે તેને કહ્યું કે, હું તમને ખચીત
ખચીત કહુંછું કે, હવે પછી આકાશ ઉઘડેલું, ને દેવના દૂતોને
માણસના દીકરા ઉપર ચડતા ને ઉતરતા તમે જોશો.

૨ **અ**ને ત્રીજે દહાડે ગાલીલના કાનામાં લગ્ન હતું, ને ઈશુની
૨ મા ત્યાં હતી. અને ઈશુ તથા તેના શિષ્યો પણ તે લગ્નમાં
૩ નહોતરાયા હતા. અને દ્રાક્ષરસ ખુટયો ત્યારે ઈશુની માએ
૪ તેને કહ્યું કે, તેઓની કને દ્રાક્ષરસ નથી. ઈશુએ તેને કહ્યું કે,
૫ બાઈ, મારે ને તારે શું? મારો સમય હજી નથી આવ્યો. તેની
૬ મા ચાકરોને કહેછે કે, જે કંઈ તે તમને કહે તે કરો. ત્યારે
યહુદીઓની શુદ્ધ કરવાની રીત પ્રમાણે પત્થરનાં છ કુંડાં ત્યાં
મૂકેલાં હતાં, હરેકમાં બબે કે ત્રણ ત્રણ મણ પાણી માય
૭ એવાં હતાં. ઈશુ તેઓને કહેછે કે, તે કુંડાં પાણીથી ભરો; ને
૮ તેઓએ મહો સુધી તેઓને ભરયાં. ત્યારે તે તેઓને કહેછે
કે, હવે કહાડો, ને જમણના કારભારી પાસે લઈજાઓ. અને
૯ તેઓ લઈગયા. અને જયારે જમણના કારભારીએ પાણીનો
બનેલો દ્રાક્ષરસ ચાખ્યો, ને ક્યાંથી છે એ જાણ્યું નહિ (પણ
જે ચાકરોએ પાણી કહાડયું તેઓએ જાણ્યું), ત્યારે જમણનો
૧૦ કારભારી વરને બોલાવીને કહેછે કે, હરેક માણસ પહેલાં
સારો દ્રાક્ષરસ મૂકેછે, ને સારી પેઠે પીધા પછી નરસ, પણ તેં

હમણાં સુધી સારો દાક્ષરસ રાખ્યો છે. ઈશુએ ચમત્કારનો ૧૧
એ આરંભ ગાલીલના કાનામાં કરચો, ને પોતાનો મહિમા
દેખાડયો, ને તેના શિષ્યોએ તેનાં પર વિશ્વાસ કીધો.

એ પછી તે તથા તેની મા તથા તેના ભાઈઓ તથા તેના ૧૨
શિષ્યો કાપરનાહુમમાં ઉતરી આવ્યાં, પણ ત્યાં ઘણા દહાડા
રહ્યાં નહિ.

અને યહુદીઓનું પાસ્ખા પર્વ પાસે આવ્યું હતું, ને ઈશુ યરૂશા- ૧૩
લેમમાં ગયો. અને મંદિરમાં ઢોર તથા ઘેટાં તથા ખબુતર ૧૪
વેચનારાઓને તથા નાણાવટીઓને બેઠેલા દીઠા. ત્યારે તેણે ૧૫
ઝીણી દોરીનો કોરડો કરીને તે સર્વેને, ઘેટાં તથા ઢોર સુદ્ધાં,
મંદિરમાંથી કહાડી મૂકયાં, ને નાણાવટીઓનાં નાણાં વેરી
નાખ્યાં, ને પાટિયાં ઉલટાવી નાખ્યાં. અને ખબુતર વેચ- ૧૬
નારાઓને કહ્યું કે, એ બધું હિયાંથી લઈજાઓ, મારા બાપના
ઘરને વેપારનું ઘર ન કરો. ત્યારે તેના શિષ્યોએ સંભારયું કે ૧૭
એમ લખ્યું છે કે, "તારા ઘરની આસ્થાએ મને ખાઈ નાખ્યો."

ત્યારે યહુદીઓએ ઉત્તર દેતાં તેને કહ્યું કે, તું એ કામો ૧૮
કરેછે, એ માટે અમને શી નિસાણી દેખાડેછે? ઈશુએ ઉત્તર ૧૯
દેતાં તેઓને કહ્યું કે, આ મંદિરને પાડી નાખો, ને ત્રણ દહાડામાં
હું એને ઉભું કરીશ. ત્યારે યહુદીઓએ કહ્યું કે, આ મંદિરને ૨૦
બાંધતાં છેંતાળીસ વર્ષ લાગ્યાં છે, ને શું તું એને ત્રણ દહાડામાં
ઉભું કરશે? પણ તેણે તો પોતાના શરીરરૂપી મંદિર વિષે કહ્યું. ૨૧
તે માટે જ્યારે તે મરીગએલાંઓમાંથી ઉઠડાયો ત્યારે તેના ૨૨
શિષ્યોએ સંભારયું કે, તેણે તેઓને એ કહ્યું હતું, ને તેઓએ
લેખ પર તથા ઈશુના કહેલા વચન પર વિશ્વાસ કીધો.

અને પાસ્ખા પર્વને વખતે તે યરૂશાલેમમાં હતો, ત્યારે ૨૩
ઘણાએ તેના કરેલા ચમત્કારો જોઈને તેના નામ પર વિશ્વાસ
કીધો. પણ ઈશુએ પોતા વિષે તેઓનો ભરોસો ન કીધો, ૨૪
કેમકે તે સર્વેને જાણતો હતો. અને માણસ વિષે કોઈ શાહેદી ૨૫
આપે એવી તેને અગત્ય ન હતી, કાંજે માણસમાં શું છે એ તે
જાણતો હતો.

૩ અને ફરોશીઓમાંનો નીકોદેમસ નામે એક જણ યહુદીનો
૨ અધિકારી હતો. તેણે રાત્રે ઈશુની પાસે આવીને તેને કહ્યું કે,
રાબી, અમે જાણિયેછિયે કે તું દેવની પાસેથી આવેલો ઉપદેશક
છે, કેમકે જે ચમત્કારો તું કરેછે તેઓ જો કોઈ માણસની સાથે
૩ દેવ ન હોય તો તે કરી નહિ શકે. ઈશુએ ઉત્તર આપતાં કહ્યું
કે, હું તને ખચીત ખચીત કહુંછું, જો માણસ ફરીથી જન્મ્યો
૪ નહિ હોય, તો દેવનું રાજ્ય તે જોઈ શકતો નથી. નીકોદેમસ
તેને કહેછે કે, માણસ ઘરડો થઈને જન્મ કેમ પામી
શકે? તે શું ફરીથી પોતાની માના પેટમાં પેસીને જન્મ
૫ લઈ શકેછે? ઈશુએ ઉત્તર આપ્યું કે, હું તને ખચીત ખચીત
કહુંછું, કે જો માણસ પાણીથી તથા આત્માથી જન્મ્યું ન હોય,
૬ તો દેવના રાજ્યમાં તે જઈ શકતું નથી. જે દેહથી જન્મેલું
૭ તે દેહ છે; ને જે આત્માથી જન્મેલું તે આત્મા છે. મેં તને
કહ્યું કે, તમારે ફરીથી જન્મ પામવો જોઈએ, એથી અચરત
૮ ન થા. વા જ્યાં ચાહેછે ત્યાં વાયછે, ને તું તેનો અવાજ
સાંભળેછે, પણ તે ક્યાંથી આવેછે, ને ક્યાં જાયછે, એ તું નથી
૯ જાણતો; હરેક જે આત્માથી જન્મેલો તે તેવોજ છે. નીકોદેમસે
૧૦ ઉત્તર દેતાં તેને કહ્યું કે, એ વાતો કેમ બની શકે? ઈશુએ
ઉત્તર આપતાં તેને કહ્યું કે, તું ઈસ્રાઈલનો ઉપદેશક છે, ને શું
૧૧ એ વાતો નથી જાણતો? હું તને ખચીત ખચીત કહુંછું કે, અમે
જે જાણિયેછિયે તે કહિયેછિયે, ને જે દીઠું છે તેની શાહેદી
૧૨ પુરિયેછિયે, પણ તમે અમારી શાહેદી માનતા નથી. જો મેં
તમને પૃથ્વી પરની વાતો કહી, ને તમે વિશ્વાસ કરતા નથી,
તો હું તમને આકાશમાંની વાતો કહું તો તમે કેમ વિશ્વાસ
૧૩ કરશો? ને આકાશમાંથી ઉતરેલો માણસનો દીકરો જે
૧૪ આકાશમાં છે તે વિના આકાશમાં કોઈ નથી ચહડ્યું. અને
જેમ મુસાએ રાનમાં સર્પને ઉંચો કીધો, તેમ માણસના પુત્રને
૧૫ ઉંચો કરવો જોઈએ કે જે કોઈ તે પર વિશ્વાસ કરે તેનો નાશ
ન થાય, પણ તે અનંત જીવન પામે.
૧૬ કેમકે દેવે જગત પર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો

એકાકીજનિત દીકરો આપ્યો એ સારૂ કે, જે કોઈ તે પર
વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે અનંત જીવન પામે.
કેમકે જગતને અપરાધી ઠરાવવા સારૂ દેવે પોતાના દીકરાને ૧૭
જગતમાં નથી મોકલ્યો, પણ એ માટે કે તેનાથી જગતનું
તારણ થાય. તેના પર જે વિશ્વાસ કરેછે, તે અપરાધી ૧૮
ઠરાવાતો નથી; પણ જે વિશ્વાસ નથી કરતો, તેનો અપરાધ
હમણાંજ ઠરચો છે; કાંજે દેવના એકાકીજનિત દીકરાના
નામ પર તેણે વિશ્વાસ કીધો નથી. અને અપરાધી ઠરાવવાનું ૧૯
કારણ એ છે કે, જગતમાં અજવાળું આવ્યા છતાં માણસોએ
અજવાળાના કરતાં અંધારૂં ચાહ્યું, કાંજે તેઓનાં કામ ભુંડાં
હતાં. કેમકે જે કોઈ ભુંડું કરેછે તે અજવાળાનો દ્વેષ કરેછે, ને ૨૦
પોતાનાં કામ ન વખોડાય માટે અજવાળા પાસે આવતો નથી.
પણ સત્યમાં જે ચાલેછે તે, પોતાનાં કામ દેવથી કરાયાં એ ૨૧
પ્રગટ થાય માટે, અજવાળા પાસે આવેછે.

એ પછી ઈશુ પોતાના શિષ્યો સુદ્ધાં યહુદાના દેશમાં આવ્યો, ૨૨
ને ત્યાં તેઓની સાથે રહ્યો, ને બાપ્તિસ્મા કીધું. અને યોહાન ૨૩
પણ શાલીમની પાસેના એનોનમાં બાપ્તિસ્મા કરતો હતો, કેમકે
ત્યાં પાણી ઘણું હતું, ને લોકોએ આવીને બાપ્તિસ્મા પામી લીધું.
કાંજે હજી સુધી યોહાન કેદખાનામાં નંખાયો ન હતો. ૨૪
ત્યારે શુદ્ધ કરવા વિષે યહુદીઓ સાથે યોહાનના શિષ્યોમાંના- ૨૫
ઓને વાદવિવાદ થયો. ત્યારે તેઓએ યોહાનની પાસે આવીને ૨૬
તેને કહ્યું કે, રાબી, જે તારી સાથે યરદનને પેલે પાર હતો, જેની
શાહેદી તેં પુરી, જુઓ, તે બાપ્તિસ્મા કરેછે ને સઘળા તેની પાસે
આવેછે. યોહાન ઉત્તર દેતાં બોલ્યો કે, જો માણસને આકાશથી ૨૭
અપાયું ન હોય, તો તે કંઈ પામી શકતો નથી. તમે પોતે મારી ૨૮
શાહેદી પુરોછો કે, મેં કહ્યું કે, હું તે ખ્રીસ્ત નથી, પણ તેની
આગળ મોકલાયલો છું. જેને કન્યા છે, તેજ વરરાજા છે, પણ ૨૯
વરરાજાનો મિત્ર જે ઉભો રહેછે, ને તેનું સાંભળેછે, તેજ વર-
રાજાની વાણીથી બહુ આનંદ પામેછે; એ માટે મારો એ
આનંદ સંપૂર્ણ થયો છે. તેણે વધતાં જવું, પણ મારે ઘટતાં જવું. ૩૦

૩૧ જે ઉપરથી આવેછે તે સર્વેના ઉપર છે; જે પૃથ્વીનો છે તે
પૃથ્વીનોજ છે, ને પૃથ્વીનું કહેછે; જે આકાશથી આવેછે તે
૩૨ સર્વેના ઉપર છે. અને તેણે જે દીઠું ને સાંભળ્યું છે, તેની
૩૩ શાહેદી તે આપેછે; પણ તેની શાહેદી કોઈ માનતું નથી. જેણે
તેની શાહેદી માની છે, તેણે દેવ ખરો છે, એ વાત પર મહોર
૩૪ કીધી છે. કાંજે જેને દેવે મોકલ્યો છે તે દેવની વાતો કહેછે;
૩૫ કેમકે દેવ તેને આત્મા માપ વિના આપેછે. બાપ દીકરા પર
૩૬ પ્રીતિ કરેછે, ને તેણે સઘળાં તેના હાથમાં સોંપ્યાં છે. દીકરા
પર જે વિશ્વાસ કરેછે, તેને અનંત જીવન છે; પણ દીકરા
પર જે વિશ્વાસ નથી કરતો, તે જીવન નહિ દેખશે, પણ તે
પર દેવનો ક્રોધ રહેછે.

૪ અને ફરોશીઓએ સાંભળ્યું કે યોહાનના કરતાં ઈશુ
૨ ઘણાને શિષ્ય કરીને તેઓનું બાપ્તિસ્મા કરેછે, (ઈશુ પોતે તો
૩ નહિ, પણ તેના શિષ્યો બાપ્તિસ્મા કરતા હતા), એ પ્રભુએ
૪ જાણ્યું, ત્યારે તે યહુદા મૂકીને ફરી ગાલીલમાં ગયો. અને
૫ સમારીઆમાં થઈને જવાની તેને અગત્ય હતી. ત્યારે જે
ખેતર યાકુબે પોતાના દીકરા યુસફને આપ્યું હતું તેની પાસે
સમારીઆના સૈખાર કહેવાએલા એક શહેરની પાસે તે
૬ આવેછે. અને ત્યાં યાકુબનો કુઓ હતો, ને ઈશુ ચાલવાથી
થાકેલો છતાં કુઆ પર તેવોજ બેઠો; તે વેળા આસરે બપોર
૭ હતાં. અને સમરૂની એક સ્ત્રી પાણી ભરવાને આવેછે; ઈશુ
૮ તેને કહેછે કે, મને પીવાને આપ. કેમકે તેના શિષ્ય ખાવાનું
૯ વેચાતું લેવાને શહેરમાં ગયા હતા. ત્યારે તે સમરૂની સ્ત્રી તેને
કહેછે કે, હું સમરૂની સ્ત્રી છતાં, તું યહુદી થઈને મારી કને
પીવાને કેમ માગેછે? કેમકે સમારીઓ જોડે યહુદીઓ વહેવાર
૧૦ રાખતા નથી. ઈશુએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, દેવના
દાનને તથા જે તને કહેછે કે, મને પીવાને આપ, તે કોણ છે,
એ જો તેં જાણ્યું હોત, તો તું તેની કને માગત, ને તે તને જીવતું
૧૧ પાણી આપત. સ્ત્રી તેને કહેછે કે, પ્રભુ, તારી પાસે દોરી લોટો

નથી, ને કુઓ ઉંડો છે, તો તે જીવતું પાણી તારી પાસે ક્યાંથી
હોય? અમારા પિતા યાકુબ, જેણે અમને આ કુઓ આપ્યો, ૧૨
અને જેણે પોતે, ને જેનાં છોકરાંએ તથા ઢોરોએ એમાંનું
પાંધું, તે કરતાં શું તું મોટો છે? ઈશુએ ઉત્તર દેતાં તેને કહ્યું કે, ૧૩
જે કોઈ આ પાણીમાંથી પીએ તેને ફરી તરસ લાગશે. પણ ૧૪
જે પાણી હું આપીશ, તેમાંથી જે પીએ તેને સર્વકાળ સુધી
તરસ નહિ લાગશે; પણ જે પાણી હું તેને આપીશ તે તેમાં
અનંત જીવનને સારૂ ઝરતા પાણીનો કુઓ થશે. સ્ત્રી તેને ૧૫
કહેછે કે, પ્રભુ, તે પાણી મને આપ, કે મને તરસ ન લાગે, ને
પાણી ભરવા મારે હિયાં આવવું ન પડે. ઈશુ તેને કહેછે કે, ૧૬
જા, તારા વરને હિયાં તેડી આવ. સ્ત્રીએ ઉત્તર દેતાં કહ્યું કે, ૧૭
મને વર નથી. ઈશુ તેને કહેછે, તેં ઠીક કહ્યું કે, મને વર નથી; ૧૮
કેમકે તને પાંચ વર હતા, ને હમણાં જેની સાથે તું રહેછે તે
તારો વર નથી, એ તેં ખરૂં કહ્યું. સ્ત્રી તેને કહેછે કે, પ્રભુ, તું ૧૯
ભવિષ્યવાદી છે એમ મને દીસેછે. અમારા પિતાઓ આ ૨૦
પહાડ પર ભજન કરતા હતા, પણ તમે કહોછો કે, જે જગ્યાએ
ભજન કરવું જોઈએ તે યરૂશાલેમમાં છે. ઈશુ તેને કહેછે ૨૧
કે, બાઈ, મારૂં માન, એવી વેળા આવેછે કે જેમાં તમે આ
પહાડ પર અથવા યરૂશાલેમમાં પણ બાપનું ભજન નહિ
કરશો. જે તમે ભજોછો તે તમે જાણતા નથી; અમે જે ૨૨
ભજીયેછિયે તે અમે જાણિયેછિયે, કેમકે તારણ યહુદીઓમાંથી
છે. પણ એવી વેળા આવેછે, ને હમણાં પણ છે, કે જેમાં ૨૩
ખરા ભજનારા આત્માથી તથા સત્યતાથી બાપનું ભજન
કરશે; કેમકે એવા ભજનારાઓને બાપ ઈચ્છેછે. દેવ આત્મા ૨૪
છે, ને જે તેને ભજેછે, તેઓએ તેને આત્માથી તથા સત્યતાથી
ભજવો જોઈએ. સ્ત્રી તેને કહેછે કે મશીહ (જે ખ્રીસ્ત ૨૫
કહેવાયછે) તે આવેછે એ હું જાણુંછું. તે આવશે ત્યારે
આપણને બધું જણાવશે. ઈશુ તેને કહેછે કે, જે તારી સાથે ૨૬
બોલેછે તે હું તેજ છું.

એટલામાં તેના શિષ્યો આવ્યા; ને સ્ત્રીની સાથે તે બોલતો ૨૭

હતો માટે તેઓ વિસ્મયી થયા, તો પણ તું શું ચાહેછે, અથવા
૨૮ તેની જોડે શા વાસ્તે બોલેછે, એમ કોઈએ કહ્યું નહિ. ત્યારે
તે સ્ત્રી પોતાની ગાગેર મૂકીને શહેરમાં ગઇ, ને લોકોને કહેછે
૨૯ કે, આવો, જેટલાં મેં કીધાં તે બધાં જેણે મને કહ્યાં તે માણસને
૩૦ જુઓ; તેજ શું ખ્રીસ્ત નથી? ત્યારે તેઓ શહેરમાંથી
નિકળીને તેની પાસે આવ્યા.

૩૧ તેટલામાં શિષ્યોએ તેને વિનંતી કરતાં કહ્યું કે, રાબી, જમ.
૩૨ પણ તેણે તેઓને કહ્યું કે, જે અન્ન મારી પાસે ખાવાનું છે તે
૩૩ તમે નથી જાણતા. ત્યારે શિષ્યોએ માહોમાંહે કહ્યું કે, એને
૩૪ સારૂ શું કોઈ કંઈ ખાવાને લાવ્યો છે? ઈશુ તેઓને કહેછે કે,
જેણે મને મોકલ્યો છે, તેની ઈચ્છા પ્રમાણે કરવું, ને તેનું
૩૫ કામ સંપૂર્ણ કરવું, એ મારૂં અન્ન છે. તમે શું નથી કહેતા કે,
ચાર મહિના પછી કાપણીની વેળા આવશે? જુઓ, હું
તમને કહુંછું કે, તમારી આંખો ઉઘાડીને ખેતરો જુઓ,
૩૬ કેમકે તેઓ હવે કાપણી સારૂ પાકી ચૂકયાં છે. અને જે
કાપેછે તે વેતન પામેછે, ને અનંત જીવનને સારૂ ફળ એકઠાં
૩૭ કરેછે, કે વાવનાર તથા કાપનાર બેહુ સાથે હરખાય. માટે
એમાં એ કહેવત ખરી છે કે, એક વાવેછે, ને બીજો કાપેછે.
૩૮ જે પર તમે કંઈ મહેનત નથી કરી, તે કાપવાને મેં તમને
મોકલ્યા છે; બીજાઓએ મહેનત કીધી, ને તમે તેઓની
મહેનતમાં પેઠા છો.

૩૯ તો તે સ્ત્રીએ શાહેદી આપી કે, જેટલાં મેં કીધાં તે બધાં
તેણે મને કહ્યાં, આ તેની વાતથી તે શહેરના ઘણા સમારી-
૪૦ ઓએ તેના પર વિશ્વાસ કીધો. એ સારૂ સમારીઓએ તેની
પાસે આવીને તેની વિનંતી કીધી કે, તું અમારી સાથે રહે;
૪૧ ને બે દહાડા તે ત્યાં રહ્યો. અને તેની વાતથી બીજા ઘણાએ
૪૨ વિશ્વાસ કીધો; ને તે સ્ત્રીને કહ્યું કે, હવે અમે એકલા તારા
કહેવાથી વિશ્વાસ નથી કરતા; કેમકે અમે પોતે સાંભળીને
જાણિયેછિયે કે ખ્રીસ્ત જે જગતનો ત્રાતા તે નિશ્ચે એજ છે.
૪૩ અને બે દહાડા પછી તે ત્યાંથી નિકળીને ગાલીલમાં ગયો.

કેમકે ઈશુએ પોતે શાહેદી આપી કે, ભવિષ્યવાદીને પોતાના ૪૪
દેશમાં માન નથી. જ્યારે તે ગાલીલમાં આવ્યો, ત્યારે ૪૫
ગાલીલીઓએ તેનો અંગીકાર કરયો; કાંજે જે સઘળાં કામ
યરૂશાલેમમાં પર્વની વેળા તેણે કીધાં હતાં, તે તેઓએ દીઠાં
હતાં; કેમકે તેઓ પણ પર્વમાં ગયા હતા.

ત્યારે ઈશુ ફરી ગાલીલમધ્યેના કાના, જ્યાં તેણે પાણીનો ૪૬
દ્રાક્ષરસ કીધો હતો, ત્યાં ગયો; ને ત્યાં એક અમીર હતો, કે
જેનો દીકરો કાપરનાહુમમાં માંદો હતો. તેણે સાંભળ્યું કે ૪૭
ઈશુ યહુદાથી ગાલીલમાં આવ્યો છે, ત્યારે તેની પાસે જઈને
તેની વિનંતી કીધી કે, આવીને મારા દીકરાને સાજો કર, કેમકે
તે મરવા પડયો હતો. ત્યારે ઈશુએ તેને કહ્યું કે, નિસાણીઓ ૪૮
તથા આશ્ચર્યો દીઠા વગર તમે વિશ્વાસ નહિજ કરશો. અમીર ૪૯
તેને કહેછે કે, પ્રભુ, મારા દીકરાના મરવા અગાઉ આવ. ઈશુ ૫૦
તેને કહેછે કે, ચાલ્યો જા, તારો દીકરો જીવતો રહ્યો છે. ત્યારે
જે વાત ઈશુએ તેને કહી, તે પર તે માણસે વિશ્વાસ કીધો, ને
ચાલ્યો ગયો. અને તે ચાલ્યો જતો હતો એટલામાં તેના ૫૧
ચાકરો તેને મળ્યા, ને ખબર આપતાં કહ્યું કે, તારો દીકરો
જીવતો રહ્યો છે. ત્યારે તેણે તેઓને પુછયું કે, કયી ઘડીથી ૫૨
તે સાજો થવા માંડયો? ને તેઓએ તેને કહ્યું કે, કાલે બપોર
ઉપર અડી ઘડીએ તાવે તેને છોડયો. એથી બાપે જાણ્યું કે, ૫૩
જે ઘડી ઈશુએ તેને કહ્યું હતું કે, તારો દીકરો જીવતો રહ્યો છે
તેમાંજ એ થયું; ને તેણે તથા તેના ઘરનાં સઘળાંએ વિશ્વાસ
કીધો. ઈશુએ ફરી યહુદાથી ગાલીલમાં આવીને આ બીજો ૫૪
ચમત્કાર કીધો.

**એ** પછી યહુદીઓનું એક પર્વ હતું, ને ઈશુ યરૂશાલેમ **૫**
ગયો.

અને યરૂશાલેમમાં ઘેટાંના દરવાજાની પાસે એક કુંડ છે, ૨
જે હેબ્રી ભાષામાં બેથેસ્દા કહેવાયછે, તેને લગતી પાંચ
પરશાળ હતી. તેઓમાં રોગી, આંધળા, લંગડા, લુલા, ઘણા ૩

૪ લોક પાણી હાલવાની વાટ જોતા પડી રહેતા હતા. કેમકે કોઈ
કોઈ વેળા એક દૂત તે કુંડમાં ઉતરીને પાણીને હલાવતો હતો;
ત્યારે પાણી હલાવ્યા પછી જે કોઈ પહેલાં તેમાં ઉતરતો, તેને
૫ જે કાંઈ રોગ લાગેલો હોય તેથી તે નિરોગી થતો હતો. અને
ત્યાં એક જણ હતો, જે આડત્રીસ વરસ થયાં માંદો હતો.
૬ ઈશુ તેને પડેલો જોઈને તથા ઘણા કાળથી એવોજ છે, એ
૭ જાણીને, તેને કહેછે કે, શું તું સાજો થવા ચાહેછે? તે માંદાએ
તેને એવું ઉત્તર આપ્યું કે, પ્રભુ, જે વેળા પાણી હલાવાયછે, તે
વેળા કુંડમાં મને ઉતારવાને મારે કોઈ નથી, પણ હું જાઉંછું
૮ એટલામાં બીજો મારી અગાઉ ઉતરેછે. ઈશુ તેને કહેછે કે,
૯ ઊઠ, તારો ખાટલો હંચકીને ચાલ. અને તરત તે માણસ
સાજો થયો, ને પોતાનો ખાટલો હંચકીને ચાલ્યો.

૧૦ અને તે દહાડે વિશ્રામવાર હતો. તે માટે જે સાજો કરાયો
હતો તેને યહુદીઓએ કહ્યું કે, આ વિશ્રામવાર છે, તારે
૧૧ ખાટલો ઉપાડવો ઉચિત નથી. તેણે તેઓને એવું ઉત્તર
આપ્યું કે, જેણે મને સાજો કીધો તેણે મને કહ્યું કે, તારો
૧૨ ખાટલો હંચકીને ચાલ. ત્યારે તેઓએ તેને પુછયું કે, તને
જેણે એમ કહ્યું કે, તારો ખાટલો હંચકીને ચાલ, તે માણસ
૧૩ કોણ છે? પણ તે કોણ છે, એ પેલો સાજો થએલો જાણતો
નહોતો, કેમકે તે ઠેકાણે ભીડ છતાં ઈશુ ત્યાંથી ખસી ગયો
૧૪ હતો. એ પછી ઈશુ મંદિરમાં તેને મળ્યો, ને તેને કહ્યું કે,
જો, તું સાજો થયો છે, તને કંઈ વત્તું ભુંડું ન થાય માટે હવેથી
૧૫ પાપ ન કરતો. તે માણસે જઈને યહુદીઓને કહ્યું કે, જેણે
૧૬ મને સાજો કીધો તે ઈશુ છે. એ માટે યહુદીઓ ઈશુની પુઠે
લાગ્યા, ને તેઓએ તેને મારી નાખવાનો પ્રયત્ન કીધો, કાંજે
૧૭ એ કામો તેણે વિશ્રામવારે કીધાં હતાં. પણ ઈશુએ તેઓને
ઉત્તર દીધું કે, મારો બાપ હજી સુધી કામ કરેછે, ને હું પણ
૧૮ કામ કરૂંછું. તે માટે તેને મારી નાખવાનો યહુદીઓએ વત્તો
પ્રયત્ન કીધો; કાંજે તેણે વિશ્રામવાર ભંગ કીધો એટલુંજ નહિ,
પણ દેવને પોતાનો બાપ કહીને, પોતાને દેવસમાન કીધો.

ત્યારે ઈસુએ ઉત્તર આપતાં તેઓને કહ્યું કે, હું તમને ૧૯
ખચીત ખચીત કહુંછું કે, દીકરો બાપને જે કંઈ કરતો જુએછે
તે સિવાય પોતે કંઈ કરી નથી શકતો; કેમકે તે જે જે કરેછે,
તે તે દીકરો પણ તેજ પ્રમાણે કરેછે. કેમકે બાપ દીકરા પર ૨૦
પ્રેમ કરેછે, ને પોતે જે કરેછે તે બધાં તેને દેખાડેછે, ને એ
કરતાં તે તેને મોટાં કામ દેખાડશે એ માટે કે તમે અચરતી
પામો. કાંજે જેમ બાપ મુએલાંઓને ઉઠાડેછે, ને જીવાડેછે, ૨૧
તેમ દીકરો પણ જેઓને ચાહેછે તેઓને જીવાડેછે. વળી, બાપ ૨૨
કોઈનો ન્યાય કરતો નથી, પણ સઘળું ન્યાયકરણ દીકરાને
સોંપ્યું છે. તે એ સારૂ કે જેમ બધા બાપને માન આપેછે, તેમ ૨૩
દીકરાને પણ માન આપે. દીકરાને જે માન નથી આપતો,
તે તેના મોકલનાર બાપને માન નથી આપતો. હું તમને ૨૪
ખચીત ખચીત કહુંછું કે, જે મારાં વચન સાંભળેછે, ને મારા
મોકલનાર પર વિશ્વાસ કરેછે, તેને અનંત જીવન છે; ને તે
અપરાધી નહિ ઠરશે, પણ મરણમાંથી નિકળીને જીવનમાં
આવ્યો છે. હું તમને ખચીત ખચીત કહુંછું કે, એવી વેળા ૨૫
આવેછે, ને હમણાં પણ છે, કે જેમાં મુએલાઓ દેવના
દીકરાની વાણી સાંભળશે, ને સાંભળનારા જીવતા થશે. કેમકે ૨૬
જેમ બાપને પોતામાં જીવન છે, તેમ દીકરાને પણ પોતામાં
જીવન રાખવાનું તેણે આપ્યું. અને ન્યાયકરણનો અધિકાર ૨૭
પણ તેને આપ્યો, કેમકે તે માણસનો દીકરો છે. એ વાત ૨૮
પર તમે અચરત મા થાઓ; કેમકે એવી વેળા આવેછે કે,
જેમાં સર્વે જે કબરોમાં છે તેઓ તેની વાણી સાંભળશે; ને ૨૯
જેઓએ સારાં કામ કીધાં છે, તેઓ જીવનના ઉત્થાનને સારૂ,
અને જેઓએ ભુંડાં કીધાં છે, તેઓ દંડના ઉત્થાનને સારૂ,
નિકળી આવશે.

હું પોતાથી કંઈ કરી શકતો નથી; જેમ હું સાંભળુંછું, તેમ ૩૦
ન્યાય ઠરાવુંછું; ને મારો ન્યાય યથાર્થ છે. કેમકે હું પોતાની
ઈચ્છા નહિ, પણ બાપ, જેણે મને મોકલ્યો છે, તેની ઈચ્છા પુરી
કરવા ચાહુંછું. જો હું પોતા વિષે શાહેદી આપું, તો મારી શાહેદી ૩૧

૩૨ ખરી ન હોય. મારા વિષે જે શાહેદી આપેછે, તે બીજો છે;
ને જે શાહેદી મારા વિષે તે આપેછે, તે ખરી છે, એ હું જાણુંછું.
૩૩ તમે યોહાન પાસે મોકલ્યા, ને તેણે સત્ય વિષે શાહેદી આપી.
૩૪ તો પણ હું માણસથી શાહેદી લેતો નથી; પણ તમે તારણ
૩૫ પામો માટે હું એ વાતો કહુંછું. તે સળગેલો તથા પ્રકાશી દીવો
હતો, ને તેના અજવાળામાં ઘડીભર આનંદ કરવાને તમે રાજી
૩૬ હતા. પણ યોહાન કરતાં મને મોટી શાહેદી છે; કેમકે જે
કામો બાપે મને પુરાં કરવાને આપ્યાં છે, તેજ કામો હું કરૂંછું,
ને તેઓ મારા વિષે શાહેદી આપેછે કે બાપે મને મોકલ્યો છે.
૩૭ અને બાપ, જેણે મને મોકલ્યો છે, તેણે પોતેજ મારા વિષે
શાહેદી આપી છે. તમે કદી તેની વાણી નથી સાંભળી, ને તેનું રૂપ
૩૮ નથી દીઠું. અને તેની વાત તમારામાં રહેલી નથી; કેમકે જેને
૩૯ તેણે મોકલ્યો, તે પર તમે વિશ્વાસ નથી કરતા. તમે શાસ્ત્ર
તપાસી જુઓ; કેમકે તેઓથી તમને અનંત જીવન છે, એમ
તમે ધારોછો, ને જેઓ મારા વિષે શાહેદી આપેછે તેઓ એજ
૪૦ છે. તો પણ જીવન પામવા સારૂ તમે મારી પાસે આવવા
૪૧ ૪૨ ચાહાતા નથી. હું માણસોથી મહિમા લેતો નથી. પણ હું તમને
૪૩ જાણુંછું કે દેવ પરની પ્રીતિ તમારામાં નથી. હું મારા બાપને
નામે આવ્યો છું, પણ તમે મને માનતા નથી; જો કોઈ બીજો
૪૪ પોતાને નામે આવશે, તો તમે તેને માનશો. તમે એક બીજાથી
મહિમા લોછો; પણ જે મહિમા એકલા દેવથી છે, તે ન
૪૫ શોધતાં તમે વિશ્વાસ કેમ કરી શકશો? હું બાપની આગળ તમ
પર દોષ મૂકીશ, એમ ન ધારો; તમ પર દોષ મૂકનાર મુસા
૪૬ છે, જેના પર તમે ભરોસો રાખોછો. કેમકે જો તમે મુસા પર
વિશ્વાસ કર્યો હોત, તો તમે મારા પર વિશ્વાસ કરત; કાંજે
૪૭ તેણે મારા વિષે લખ્યું છે. અને જો તમે તેના લેખો પર વિશ્વાસ
નથી કરતા, તો મારી વાતો પર તમે કેમ વિશ્વાસ કરશો?

૬ **એ** પછી ગાલીલનો સમુદ્ર જે તીબેરીઅસનો છે, તેને પેલે
૨ પાર ઈશુ ગયો. અને મોટો સમુદાય તેની પાછળ ગયો; કાંજે

તેના ચમત્કાર, જે તેણે માંદાઓ પર કીધા, તે તેઓએ દીઠા
હતા. ત્યારે ઈશુ એક પહાડ પર ગયો, ને ત્યાં પોતાના શિષ્યો ૩
સુદ્ધાં બેઠો. અને યહુદીઓનું પાસ્ખા પર્વ પાસે આવ્યું હતું ૪
ત્યારે ઈશુએ આંખો ઉઘાડીને ને પોતાની પાસે મોટો સમુદાય ૫
આવતો જોઈને ફીલીપને કહ્યું કે, એઓ ખાય માટે આપણે
રોટલી કયાંથી વેચાતી લઈશું? પણ તેણે તેને પારખવા સારૂ ૬
એ કહ્યું; કેમકે તે શું કરવાનો હતો, એ તે પોતે જાણતો
હતો. ફીલીપે તેને ઉત્તર આપ્યું કે, બસેં દીનારની રોટલી ૭
એઓને સારૂ બસ નથી કે તેઓમાંનો એકેક થોડું લે. તેના ૮
શિષ્યોમાંનો એક, એટલે સીમોન પીતરનો ભાઈ આંદ્રયા,
તેને કહેછે કે, એક જુવાન હિયાં છે, તેની પાસે જવની પાંચ ૯
રોટલી, ને બે નાની માછલી છે, પણ એથી આટલાને શું થશે?
ત્યારે ઈશુએ કહ્યું કે, લોકોને બેસાડો. અને તે ઠેકાણે ઘણું ૧૦
ઘાસ હતું. અને ગણત્રીમાં પાંચેક હજાર પુરૂષ બેઠા. અને ૧૧
ઈશુએ તે રોટલી લીધી, ને સ્તુતિ કરીને શિષ્યોને આપી, ને
શિષ્યોએ તે બેઠેલાંઓને પિરસી; માછલીમાંનું પણ જેટલું
જોઈતું હતું તેટલુંજ એજ રીતે આપ્યું. અને તેઓ ધરાયા પછી ૧૨
તે પોતાના શિષ્યોને કહેછે કે, કંઈ નકામું ન જાય માટે છાંડેલા
કકડા એકઠા કરો. તે માટે તેઓએ એકઠા કરયા, ને તે ૧૩
જવની પાંચ રોટલીમાંના જે કકડા જમનારાંઓએ છાંડયા
હતા, તેઓની બાર ટોપલી ભરી. ત્યારે તે માણસોએ ઈશુનો ૧૪
કરેલો એ ચમત્કાર જોઈને કહ્યું કે, જે ભવિષ્યવાદી જગતમાં
આવનાર છે, તે નિશ્ચે એજ છે. તે માટે લોક આવીને મને ૧૫
રાજા કરવા સારૂ જબરદસ્તીથી પકડવાના છે, એ જાણીને
ઈશુ બીજી વાર પહાડ પર એકલો ગયો.

અને સાંજ પડી ત્યારે તેના શિષ્યો સમુદ્ર પાસે ગયા. ૧૬
અને હોડી પર ચહડીને કાપરનાહુમની ગમ સમુદ્રને પેલે પાર ૧૭
જતા હતા, એટલામાં અંધારૂં થયું હતું; પણ ઈશુ તેઓની
પાસે આવ્યો ન હતો. અને વા ભારે વાયાથી સમુદ્ર ઉછળતો ૧૮
થયો. જયારે તેઓ પચીસ ત્રીસ સ્તાદી [ આસરે બે ત્રણ ૧૯

ગાઉ ] હલેશાં મારીને ગયા હતા, ત્યારે ઈશુને સમુદ્ર પર
૨૦ ચાલતો, ને હોડીની પાસે આવતો દેખીને તેઓ બિહીધા. પણ
૨૧ તે તેઓને કહેછે કે, હું છું, બિહો મા. ત્યારે ખુશીથી તેઓએ
તેને હોડીમાં લીધો, ને જ્યાં તેઓ જતા હતા તે જગ્યાએ
હોડી તરત આવી પહોંચી.

૨૨ બીજે દહાડે, જે લોક સમુદ્રને પેલે પાર રહ્યા હતા તેઓએ
જોયું કે, જે એક હોડી પર તેના શિષ્યો ચહડયા તે વિના
બીજી તે ઠેકાણે ન હતી, ને ઈશુ પોતાના શિષ્યો સાથે તે હોડી
૨૩ પર ચહડયો ન હતો, પણ એકલા તેના શિષ્યો ગયા હતા; (તો
પણ જ્યાં પ્રભુએ સ્તુતિ કીધા પછી તેઓએ રોટલી ખાધી
હતી, તે ઠેકાણા પાસેના તીબેરીઅસથી બીજી હોડીઓ આવી.)
૨૪ માટે જ્યારે તે લોકોએ જોયું કે ઈશુ અથવા તેના શિષ્યો તે
ઠેકાણે ન હતા, ત્યારે તેઓ પણ હોડીઓ પર ચહડીને ઈશુનો
૨૫ શોધ કરતા કાપરનાહુમમાં આવ્યા. પછી સમુદ્રને પેલે પાર
તેઓએ તેને મળીને તેને કહ્યું કે, રાબી, તું કયારે હિયાં આવ્યો?
૨૬ ઈશુએ તેઓને ઉત્તર દેતાં કહ્યું કે, હું તમને ખચીત ખચીત
કહુંછું કે, ચમત્કાર જોયા તે માટે તમે મને શોધતા નથી, પણ
૨૭ તમે રોટલી ખાઈને ધરાયા તેને માટે. જે અન્ન નાશવંત છે
તેને સારૂ નહિ, પણ જે અન્ન અનંત જીવન સુધી ટકેછે, જે
માણસનો દીકરો તમને આપશે, તેને સારૂ મહેનત કરો; કાંજે
૨૮ દેવ બાપે તેના પર મહોર કીધી છે. ત્યારે તેઓએ તેને કહ્યું
કે, અમે દેવનાં કામ કરિયે તે સારૂ અમારે શું કરવું જોઈયે?
૨૯ ઈશુએ ઉત્તર આપતાં તેઓને કહ્યું કે, જેને તેણે મોકલ્યો છે તે
૩૦ પર વિશ્વાસ કરવો, એજ દેવનું કામ કરવું છે. ત્યારે તેઓએ
તેને કહ્યું કે, અમે જોઈને તારા પર વિશ્વાસ કરિયે તે માટે તું
૩૧ શો ચમત્કાર દેખાડેછે? તું શું કામ કરેછે? અમારા બાપ-
દાદાઓએ તો રાનમાં માણા ખાધું, જેમ લખ્યું છે કે,
૩૨ "તેણે આકાશથી તેઓને રોટલી ખાવાને આપી." ત્યારે
ઈશુએ તેઓને કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહુંછું કે, તે
રોટલી મુસાએ આકાશથી તમને આપી નથી, પણ આકાશથી

જે ખરી રોટલી છે, તે મારો બાપ તમને આપેછે. કાંજે ૩૩
આકાશથી જે ઉતરેછે, ને જગતને જીવાડેછે, તે દેવની રોટલી
છે. ત્યારે તેઓએ તેને કહ્યું કે, પ્રભુ, તે રોટલી સદા અમને ૩૪
આપ. ત્યારે ઈશુએ તેઓને કહ્યું કે, જીવનની રોટલી હું છું, ૩૫
જે મારી પાસે આવેછે તેને ભૂખ નહિજ લાગશે; ને જે મારા
પર વિશ્વાસ કરેછે, તેને કદી તરસ નહિજ લાગશે. પણ ૩૬
મેં તમને કહ્યું છે કે, તમે મને દીઠો છે, તો પણ વિશ્વાસ નથી
કરતા. હરેક જે બાપથી મને અપાયછે તે મારી પાસે આવશે; ૩૭
ને જે મારી પાસે આવેછે તેને હું કહાડી નહિજ મૂકીશ. કેમકે ૩૮
હું મારી પોતાની ઈચ્છા નહિ, પણ જેણે મને મોકલ્યો છે તેની
ઈચ્છા પુરી કરવાને આકાશથી ઉતર્યો છું. અને બાપ, જેણે ૩૯
મને મોકલ્યો છે તેની ઈચ્છા એ છે કે, તેણે મને જે હરેક
આપ્યું છે, તેમાંથી હું કંઈ ખોઉં નહિ, પણ છેલ્લે દહાડે તેને
પાછો ઉઠાડીશ. અને જેણે મને મોકલ્યો છે તેની ઈચ્છા એ છે ૪૦
કે, હરેક જે દીકરાને જુએછે, ને તેના પર વિશ્વાસ કરેછે, તેને
અનંત જીવન થાય; ને છેલ્લે દહાડે હું તેને પાછો ઉઠાડીશ.

ત્યારે યહુદીઓએ તે વિષે કચકચ કીધી; કેમકે તેણે કહ્યું કે, ૪૧
આકાશથી ઉતરેલી રોટલી હું છું. અને તેઓએ કહ્યું કે, યુસફનો ૪૨
દીકરો, ઈશુ, જેનાં માબાપને અમે ઓળખિયેછિયે, તે શું એજ
નથી? તો એ કેમ કહેછે કે, આકાશથી હું ઉતર્યો છું? ત્યારે ૪૩
ઈશુએ ઉત્તર આપતાં તેઓને કહ્યું કે, તમે માહોમાંહે કચકચ
ના કરો. બાપ, જેણે મને મોકલ્યો છે, તેના ખેંચ્યા વિના ૪૪
કોઈ પણ મારી પાસે આવી નથી શકતો; ને છેલ્લે દહાડે હું
તેને પાછો ઉઠાડીશ. ભવિષ્યવાદીઓમાં એમ લખ્યું છે કે, ૪૫
તેઓ સઘળા દેવથી શીખેલા થશે, એ માટે હરેક જે બાપની
પાસેથી સાંભળેછે, ને શીખેછે, તે મારી પાસે આવેછે. કેમકે ૪૬
કોઈએ બાપને દીઠો નથી; દેવની પાસે જે હોયછે, તેણે
એકલાએ બાપને દીઠો છે. હું તમને ખચીત ખચીત કહુંછું કે, ૪૭
મારા પર જે વિશ્વાસ કરેછે, તેને અનંત જીવન છે. હું ૪૮
જીવનની રોટલી છું. તમારા બાપદાદાઓએ રાનમાં માણા ૪૯

૫૦ ખાધું, તો પણ તેઓ મરીગયા. જે રોટલી આકાશથી ઉતરેછે,
૫૧ તે એજ છે કે કોઈ તેમાંથી ખાય તો તે મરે નહિ. આકાશથી
જે જીવતી રોટલી ઉતરી તે હુંજ છું; જો કોઈ એ રોટલીમાંનું
ખાય, તો તે સદા જીવતો રહેશે; વળી જે રોટલી હું આપીશ,
તે મારૂં માંસ છે; જગતના જીવનને સારૂ હું તે આપીશ.

૫૨ એ માટે યહુદીઓએ માહોમાંહે વાદવિવાદ કરતાં કહ્યું કે,
એ પોતાનું માંસ આપણને ખાવાને શી રીતે આપી શકશે?
૫૩ ત્યારે ઈશુએ તેઓને કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહુંછું કે,
જો તમે માણસના દીકરાનું માંસ નથી ખાતા, ને તેનું લોહી
૫૪ નથી પીતા, તો તમારામાં જીવન નથી. જે કોઇ મારૂં માંસ
ખાયછે, ને મારૂં લોહી પીએછે, તેને અનંત જીવન છે; ને
૫૫ છેલ્લે દહાડે હું તેને પાછો ઉઠાડીશ. કેમકે મારૂં માંસ ખરેખરૂં
૫૬ ખાવાનું છે, ને મારૂં લોહી ખરેખરૂં પીવાનું છે. જે મારૂં માંસ
ખાયછે, ને મારૂં લોહી પીએછે, તે મારામાં રહેછે, ને હું તેમાં
૫૭ રહુંછું. જેમ જીવતા બાપે મને મોકલ્યો છે, ને હું બાપથી
૫૮ જીવુંછું, તેમ જે મને ખાયછે, તે પણ મારાથી જીવશે. જે
રોટલી આકાશથી ઉતરી તે એજ છે; જેમ તમારા બાપ-
દાદાઓએ રાનમાં માણા ખાધું, ને તેઓ મરણ પામ્યા તેમ
૫૯ આ નથી; આ રોટલી જે ખાયછે, તે સદા જીવતો રહેશે. તેણે
કાપરનાહુમમાંના સભાસ્થાનમાં ઉપદેશ કરતાં એ વાતો કહી.

૬૦ એ માટે તેના શિષ્યોમાંના ઘણાએ સાંભળીને કહ્યું કે, આ
૬૧ કઠણ વાત છે, એ કોણ સાંભળી શકે? ઈશુએ પોતાના
મનમાં જાણ્યું કે, એ વિષે મારા શિષ્યોએ કચકચ કીધી,
ત્યારે તેણે તેઓને કહ્યું કે, શું એ તમને ઠોકર ખવડાવેછે?
૬૨ ને માણસનો દીકરો જ્યાં પહેલાં હતો ત્યાં પાછો ચહડતાં જો
તમે તેને દેખશો, તો શું? જે જીવાડેછે તે આત્મા છે, માંસથી
૬૩ કાંઈ લાભ થતો નથી. જે વાતો હું તમને કહુંછું, તેજ આત્મા
૬૪ તથા જીવન છે. પણ વિશ્વાસ કરતા નથી એવા કેટલાએક
તમારામાં છે; કેમકે કોણ વિશ્વાસ કરતા નથી, ને કોણ તેને
૬૫ પરસ્વાધીન કરશે, એ ઈશુ પ્રથમથી જાણતો હતો. અને તે

બોલ્યો, એ માટે મેં તમને કહ્યું કે, મારા બાપ તરફથી અપાયું
ન હોય, તો કોઈ માણસ મારી પાસે આવી નથી શકતો.

ત્યારથી તેના શિષ્યોમાંના ઘણાએક પાછા ગયા, ને તે પછી ૬૬
તેની સાથે ચાલ્યા નહિ. તે માટે ઈશુએ બારોને કહ્યું કે, શું ૬૭
તમે પણ જવા ચાહોછો? ત્યારે સીમોન પીતરે તેને ઉત્તર ૬૮
દીધું કે, પ્રભુ, અમે કોણની પાસે જઈયે? અનંત જીવનની
વાતો તો તારી પાસે છે. અને અમે વિશ્વાસ કરિયેછિયે ને ૬૯
જાણિયેછિયે કે, દેવનો પવિત્ર તે તું છે. ઈશુએ તેઓને ઉત્તર ૭૦
દીધું કે, તમ બારોને શું મેં પસંદ નથી કીધા? તો પણ
તમારામાંનો એક સેતાન છે. તેણે તો સીમોનના દીકરા યહુદા ૭૧
ઈસકારીઓત વિષે કહ્યું; કેમકે એ, તે બારમાંનો એક છતાં,
તેને પરસ્વાધીન કરનાર હતો.

અને એ પછી ઈશુ ગાલીલમાં ફરયો, કેમકે યહુદીઓ તેને ૭
મારી નાખવા શોધતા, માટે યહુદામાં ફરવાને તેણે ન ચાહ્યું.
ત્યારે યહુદીઓનું માંડવા પર્વ પાસે આવ્યું હતું. માટે તેના ૨
૩
ભાઈઓએ તેને કહ્યું કે, હિયાંથી નિકળીને યહુદામાં જા, કે તું
જે કામો કરેછે તે તારા શિષ્યો પણ જુએ. કેમકે કોઈ પોતે ૪
પ્રગટમાં આવવા ચાહાતાં ગુપ્તમાં કંઈ કરતો નથી; જો તું એ
કામો કરેછે, તો જગતની આગળ પોતાને દેખાડ. કેમકે તેના ૫
ભાઈઓએ પણ તેના પર વિશ્વાસ કીધો નહોતો. ત્યારે ઈશુ ૬
તેઓને કહેછે કે, મારો સમય હજી આવ્યો નથી, પણ તમારો
સમય સદા તૈયાર છે. જગત તમારો દ્વેષ કરી નથી શકતું, ૭
પણ મારો દ્વેષ કરેછે; કેમકે તે વિષે હું એવી શાહેદી આપુંછું
કે, તેનાં કામ ભુંડાં છે. તમે આ પર્વમાં જાઓ; મારો સમય ૮
હજી પુરો આવ્યો નથી, માટે હું હજી એ પર્વમાં જતો નથી. અને ૯
તે તેઓને એ વાત કહીને ગાલીલમાં રહ્યો. અને તેના ભાઈઓ ૧૦
ગયા પછી તે પણ પર્વમાં ગયો, પ્રગટરૂપે તો નહિ, પણ છાની
રીતે. ત્યારે યહુદીઓએ પર્વમાં તેનો શોધ કરતાં કહ્યું કે, તે ૧૧
ક્યાં છે? ને તે વિષે લોકોમાં ઘણી કચકચ થઈ; કેમકે ૧૨

કેટલાએકે કહ્યું કે, તે ભલું માણસ છે; બીજાઓએ કહ્યું કે,
૧૩ ના, પણ લોકોને તે ઠગેછે. તો પણ યહુદીઓના ધાકને લીધે
તે વિષે કોઈ પ્રગટરૂપે બોલ્યું નહિ.
૧૪ અને પર્વ અધવારચા પછી ઈશુએ મંદિરમાં જઈને ઉપદેશ
૧૫ કીધો. ત્યારે યહુદીઓએ અચરત થઈને કહ્યું કે, એ માણસ
૧૬ શીખેલો ન છતાં વિદ્યા ક્યાંથી જાણેછે? ઈશુએ તેઓને ઉત્તર
આપતાં કહ્યું કે, મારો ઉપદેશ તો મારોજ નથી, પણ જેણે
૧૭ મને મોકલ્યો તેનો છે. જો કોઈ તેની ઇચ્છા પુરી કરવા
ચાહેછે, તો આ ઉપદેશ વિષે તે સમજશે, કે એ દેવથી છે, કે
૧૮ હું પોતાથી કહુંછું. જે પોતાથી કહેછે, તે પોતાનો મહિમા
શોધેછે; પણ જે પોતાના મોકલનારનો મહિમા શોધેછે, તેજ
૧૯ ખરો છે, ને તેમાં અન્યાય નથી. શું મુસાએ તમને નિયમ-
શાસ્ત્ર આપ્યું નથી? પણ તમારામાંનો કોઈ તે નિયમશાસ્ત્ર
પાળતો નથી. તમે મને મારી નાખવા સારૂ કેમ શોધોછો?
૨૦ લોકોએ ઉત્તર આપતાં કહ્યું કે, તું ભૂતવળગેળો છે; કોણ તને
૨૧ મારી નાખવા સારૂ શોધેછે? ઈશુએ ઉત્તર આપતાં તેઓને
કહ્યું કે, મેં એક કામ કીધું છે, ને એથી તમે સઘળા અચરતી
૨૨ કરોછો. મુસાએ તમને સુનતનો નિયમ આપ્યો (તે મુસાથી
એમ નહિ, પણ બાપદાદાઓથી છે), ને તમે વિશ્રામવારે
૨૩ માણસની સુનત કરોછો. મુસાનું નિયમશાસ્ત્ર ઉલ્લંઘન ન
થાય એટલા સારૂ જો કોઈ માણસની સુનત વિશ્રામવારે
કરાયછે, તો મેં વિશ્રામવારે એક માણસને પુરો સાજો કીધો,
૨૪ તે માટે શું તમે મારા પર રીસ ચહડાવોછો? જોયા પ્રમાણે
ન્યાય ન ઠરાવો, પણ યથાર્થ ન્યાય ઠરાવો.

૨૫ ત્યારે યરૂશાલેમમાંના કેટલાએકે કહ્યું કે, જેને તેઓ મારી
૨૬ નાખવા શોધેછે, તે શું એજ નથી? પણ જુઓ, એ તો
પ્રગટરૂપે બોલેછે, ને તેઓ તેને કંઈ કહેતા નથી! અધિકારીઓ
૨૭ શું એમ નિશ્ચે જાણેછે કે, એ તે ખ્રીસ્ત છે ખરો? પણ એ
ક્યાંથી છે, તે તો અમે જાણિયેછિયે; પણ જ્યારે ખ્રીસ્ત
૨૮ આવેછે, ત્યારે તે ક્યાંથી છે, એ કોઈ નથી જાણતું. ત્યારે

ઈશુએ મંદિરમાં ઉપદેશ કરતાં ઘાંટો પાડીને કહ્યું કે, તમે મને
જાણોછો, ને હું કયાંથી છું તે પણ તમે જાણોછો. તો પણ હું
પોતાથી નથી આવ્યો, પણ જેણે મને મોકલ્યો છે તે સત્ય છે,
તેને તમે જાણતા નથી. પણ હું તેને જાણુંછું; કેમકે હું તેની ૨૯
પાસેથી છું, ને તેણે મને મોકલ્યો છે. ત્યારે તેઓએ તેને ૩૦
પકડવાનો પ્રયત્ન કીધો, પણ તેનો સમય ત્યાં સુધી આવ્યો
ન હતો, માટે કોઈએ તે પર હાથ નાખ્યો નહિ. અને લોકોમાંથી ૩૧
ઘણાએ તે પર વિશ્વાસ કીધો, ને કહ્યું કે, ખ્રીસ્ત આવશે,
ત્યારે એણે જે ચમત્કાર કીધા તે કરતાં શું તે વત્તા કરશે? તે ૩૨
વિષે લોક એવી કચકચ કરતા હતા, એ ફરોશીઓએ સાંભળ્યું,
ત્યારે ફરોશીઓએ તથા મુખ્ય યાજકોએ તેને પકડવાને
ભાલદાર મોકલ્યા. ત્યારે ઈશુએ તેઓને કહ્યું કે, હજી થોડી ૩૩
વાર હું તમારી સાથે છું, પછી જેણે મને મોકલ્યો છે તેની
પાસે જઈશ. તમે મને શોધશો, પણ હું નહિ જડીશ; ને ૩૪
જયાં હું છું, ત્યાં તમે આવી નથી શકતા. ત્યારે યહુદીઓએ ૩૫
માહોમાંહે કહ્યું કે, તે કયાં જશે કે આપણને જડશેજ નહિ?
શું હેલેનીઓમાં વેરાઈગએલાંઓની પાસે તે જશે, ને હેલેની-
ઓને ઉપદેશ કરશે? તમે મને શોધશો, પણ હું નહિ જડીશ, ૩૬
ને જ્યાં હું છું, ત્યાં તમે આવી નથી શકતા, એવી વાત જે તેણે
કહી તે શી છે?

અને પર્વને છેલ્લે તથા મોટે દહાડે ઈશુએ ઉભા રહીને ૩૭
ઘાંટો પાડતાં કહ્યું કે, જો કોઈ તરસ્યો હોય, તો તે મારી પાસે
આવીને પીએ. જેમ શાસ્ત્રમાં લખ્યું છે તેમ, જે મારા પર ૩૮
વિશ્વાસ કરેછે, તેના પેટમાંથી જીવતા પાણીની નદીઓ
વહેશે. પણ તે પરના વિશ્વાસ કરનારાઓ જે આત્મા ૩૯
પામવાના હતા, તે વિષે તેણે એ કહ્યું, કાંજે હજી પવિત્ર
આત્મા અપાયો ન હતો, કેમકે ત્યાં લગી ઈશુ મહિમાવાન
કરાયો ન હતો. તે માટે લોકોમાંથી ઘણાએ એ વાત ૪૦
સાંભળીને કહ્યું કે, આવનાર ભવિષ્યવાદી ખચીત એજ છે.
બીજાઓએ કહ્યું કે, એજ ખ્રીસ્ત છે. પણ કેટલાએક કહ્યું કે, ૪૧

૪૨ શું ગાલીલથી ખ્રીસ્ત આવેછે? શું શાસ્ત્રમાં નથી કહ્યું કે,
દાવુદના વંશમાંથી તથા બેથલેહમ શહેર જ્યાં દાવુદ હતો
૪૩ ત્યાંથી ખ્રીસ્ત આવેછે? એ માટે તે વિષે લોકોમાં ફૂટ પડી.
૪૪ અને તેઓમાંથી કેટલાએકે તેને પકડવા ચાહ્યો; પણ તે પર
કોઈએ હાથ નાખ્યો નહિ.

૪૫ તે વેળા મુખ્ય યાજકોની તથા ફરોશીઓની પાસે ભાલદારો
આવ્યા, ને તેઓએ તેઓને કહ્યું કે, તમે તેને કેમ લાવ્યા
૪૬ નહિ? ભાલદારોએ ઉત્તર આપ્યું કે, એ માણસના જેવું કદી
૪૭ કોઈ માણસ બોલ્યું નથી. ત્યારે ફરોશીઓએ તેઓને ઉત્તર
૪૮ દીધું કે, તમે પણ શું ભુલાવો ખાધો? અધિકારીઓમાંથી
અથવા ફરોશીઓમાંથી શું કોઈએ તે પર વિશ્વાસ કીધો છે?
૪૯ પણ આ લોક જે નિયમશાસ્ત્ર નથી જાણતા તેઓ શાપિત
૫૦ છે. નીકોદેમસ તેઓમાંનો એક, જે રાત્રે તેની પાસે આવ્યો
૫૧ હતો, તે તેઓને કહેછે, માણસનું સાંભળ્યા અગાઉ, ને જે
તેણે કીધું છે તે જાણ્યા વિના, આપણું નિયમશાસ્ત્ર શું તેનો
૫૨ ન્યાય ઠરાવેછે? ને તેઓએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, તું
પણ શું ગાલીલનો છે? શોધ કરીને જો, કેમકે કોઈ ભવિષ્યવાદી
૫૩ ગાલીલથી ઉત્પન્ન થયો નથી. ત્યારે હરેક પોતપોતાને ઘેર ગયો.

૮ અને ઈશુ જૈતુનના પહાડ પર ગયો. ને સવારે ફરી તે
૨ મંદિરમાં આવ્યો, ને સઘળા લોક તેની પાસે આવ્યા, ને
૩ તેણે બેસીને તેઓને ઉપદેશ કીધો. ત્યારે શાસ્ત્રીઓ તથા
ફરોશીઓ વ્યભિચારમાં પકડાએલી એક બાયડીને તેની પાસે
૪ લાવેછે, ને તેઓ તેણીને વચમાં ઉભી કરીને કહેછે કે, ગુરૂ,
૫ આ બાયડી વ્યભિચાર કરતાંજ પકડાઈ છે. અને મુસાએ
નિયમશાસ્ત્રમાં આપણને આજ્ઞા આપી છે કે, એવીઓને
૬ પત્થરે મારવી; પણ તું શું કહેછે? પણ તેઓએ તેનું
પરીક્ષણ કરતાં, તે પર દોષ મુકવાનું તેઓને કંઈ મળી આવે,
માટે એ કહ્યું. ત્યારે ઈશુએ નીચા વળીને ભોંય પર આંગળીએ
૭ લખ્યું. અને તેઓએ તેને પુછયા કીધું, ત્યારે તેણે ઉભા થઈને

તેઓને કહ્યું કે, તમારામાં જે નિષ્પાપ છે, તે પહેલાં તેના પર
પત્થર નાખે. અને ફરી તેણે નીચા વળીને ભોંય પર લખ્યું. ૮
ત્યારે તેઓ સાંભળીને તથા પોતાના મનથી અપરાધી ઠરીને, ૯
ઘરડાથી માંડીને છેલ્લા સુધી, એક પછી એક, નિકળી ગયા,
ને એકલા ઈશુને તથા વચમાં ઉભી રહેલી બાયડીને મૂકી
ગયા. ત્યારે ઈશુ ઉભો થયો, ને તે બાયડી વિના કોઈને ન ૧૦
જોઈને તેને કહ્યું કે, બાઈ, તારા પર દોષ મૂકનારા ક્યાં છે? શું ૧૧
કોઈએ તારો દંડ નથી ઠરાવ્યો? ને તે બોલી કે, પ્રભુ, કોઈએ
નહિ. ત્યારે ઈશુએ તેને કહ્યું કે, હું પણ તારો દંડ નથી
ઠરાવતો. તું જા, ને હવેથી પાપ કરતી ના.

ત્યાર પછી ઈશુએ બોલીને તેઓને કહ્યું કે, જગતનું ૧૨
અજવાળું હું છું; જે મારી પાછળ આવેછે, તે અંધકારમાં
નહિ ચાલશે, પણ તે જીવનનું અજવાળું પામશે. ત્યારે ફરો- ૧૩
શીઓએ તેને કહ્યું કે, તું પોતા વિષે શાહેદી આપેછે; તારી
શાહેદી ખરી નથી. ઈશુએ ઉત્તર આપતાં તેઓને કહ્યું કે, ૧૪
જો હું પોતા વિષે શાહેદી આપુંછું, તો પણ મારી શાહેદી ખરી
છે, કાંજે હું ક્યાંથી આવ્યો છું, ને ક્યાં જાહુંછું, એ હું જાણુંછું;
પણ તમે નથી જાણતા કે હું ક્યાંથી આવ્યો છું, અથવા ક્યાં
જાહુંછું. તમે દેહ પ્રમાણે ન્યાય ઠરાવોછો; હું કોઈનો ન્યાય ૧૫
ઠરાવતો નથી. વળી જો હું ન્યાય ઠરાવું, તો મારો ન્યાય ખરો ૧૬
છે; કેમકે હું એકલો નથી, પણ હું છું ને બાપ જેણે મને
મોકલ્યો તે પણ છે. અને તમારા નિયમશાસ્ત્રમાં પણ એમ ૧૭
લખ્યું છે કે, બે માણસની શાહેદી ખરી છે. હું પોતા વિષે શાહેદી ૧૮
આપનાર છું, ને બાપ જેણે મને મોકલ્યો છે તે મારા વિષે
શાહેદી આપેછે. ત્યારે તેઓએ તેને કહ્યું કે, તારો બાપ ક્યાં ૧૯
છે? ઈશુએ ઉત્તર આપ્યું કે, તમે મને અથવા મારા બાપને
પણ જાણતા નથી; જો તમે મને જાણત, તો મારા બાપને
પણ જાણત. ઈશુએ મંદિરમાં ઉપદેશ કરતાં ભંડાર આગળ ૨૦
એ વાતો કહી, પણ કોઈએ તેને પકડ્યો નહિ; કેમકે ત્યાં
લગી તેનો સમય આવ્યો ન હતો.

૨૧ ત્યારે ઈશુએ તેઓને ફરી કહ્યું કે, હું જાઉંછું, ને તમે મને
શોધશો, પણ પોતાનાં પાપમાંજ મરશો; જ્યાં હું જાઉંછું,
૨૨ ત્યાં તમે આવી શકતા નથી. ત્યારે યહુદીઓએ કહ્યું કે, એ
શું પોતાને મારીનાખશે? કેમકે એ કહેછે કે, જ્યાં હું જાઉંછું,
૨૩ ત્યાં તમે આવી શકતા નથી. અને તેણે તેઓને કહ્યું કે, તમે
નીચેના છો, હું ઉપરનો છું; તમે આ જગતના છો, હું આ
૨૪ જગતનો નથી. એ માટે મેં તમને કહ્યું કે, તમે પોતાનાં
પાપમાં મરશો; કેમકે હું તે છું, એનો જો તમે વિશ્વાસ
૨૫ કરતા નથી, તો તમે પોતાનાં પાપમાં મરશો. તે માટે તેઓએ
તેને કહ્યું કે, તું કોણ છે? ને ઈશુએ તેઓને કહ્યું કે, પ્રથમથી
૨૬ જે હું તમને કહેતો આવ્યો તેજ; તમારા વિષે કહેવાનાં તથા
ન્યાય ઠરાવવાનાં મારે ઘણાં છે; પણ જેણે મને મોકલ્યો
છે, તે ખરો છે; ને મેં તેની પાસેથી જે સાંભળ્યાં છે,
૨૭ તે જગતને હું કહુંછું. તેઓ સમજ્યા નહિ કે, તેણે તેઓને
૨૮ બાપ વિષે કહ્યું. ત્યારે ઈશુએ તેઓને કહ્યું કે, જ્યારે તમે
માણસના દીકરાને ઉંચો કરશો, ત્યારે તમે જાણશો, કે હું
તેજ છું; ને હું પોતાથી કંઈ કરતો નથી, પણ જેમ મારા બાપે
૨૯ મને શીખવ્યું છે, તેમ એ વાતો હું કહુંછું. અને જેણે મને
મોકલ્યો તે મારી સાથે છે; બાપે મને એકલો નથી મૂક્યો;
૩૦ કેમકે તેને ગમતાં કામ નિત્ય હું કરૂંછું. તે એ વાતો કહેતો
હતો, ત્યારે ઘણાએ તે પર વિશ્વાસ કીધો.

૩૧ ત્યારે જે યહુદીઓએ તે પર વિશ્વાસ કીધો, તેઓને ઈશુએ
કહ્યું કે, જો તમે મારા વચનમાં રહો, તો ખચીત તમે મારા
૩૨ શિષ્યો છો. અને તમે સત્યને જાણશો, ને સત્ય તમારો છુટકો
૩૩ કરશે. તેઓએ તેને ઉત્તર આપ્યું કે, અમે ઈબ્રાહીમનો વંશ છિયે,
ને કદી પણ કોઈના દાસપણામાં ન હતા; તો તું કેમ કહેછે
૩૪ કે, તમે છુટેલા થશો? ઈશુએ તેઓને ઉત્તર દીધું કે, હું તમને
ખચીત ખચીત કહુંછું કે, જે કોઈ પાપ કરેછે, તે પાપનો દાસ
૩૫ છે; ને દાસ સદા ઘરમાં રહેતો નથી, પણ દીકરો સદા રહેછે.
૩૬ માટે જો દીકરો તમને છુટેલા કરશે, તો તમે ખરેખરા છુટેલા

થશો. હું જાણુંછું કે, તમે ઈબ્રાહીમનો વંશ છો; પણ મારા ૩૭
વચનને સારૂ તમારામાં જગ્યા નથી, માટે તમે મને મારી-
નાખવા શોધોછો. મેં મારા બાપની પાસે જે દીઠું છે, તે હું ૩૮
કહુંછું; ને તમે પણ પોતાના બાપની પાસે જે દીઠું છે, તે
કરોછો. તેઓએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, ઈબ્રાહીમ ૩૯
અમારો બાપ છે. ઈશુએ તેઓને કહ્યું કે, જો તમે ઈબ્રાહીમનાં
છોકરાં હોત, તો ઈબ્રાહીમનાં કામ તમે કરત. પણ મને, ૪૦
એટલે જેણે દેવની પાસેથી સત્ય સાંભળીને તે તમને કહ્યું,
એવા માણસને તમે હમણાં મારીનાખવા શોધોછો. ઈબ્રા-
હામે એવું કીધું ન હતું. તમે પોતાના બાપનાં કામ કરોછો. ૪૧
ત્યારે તેઓએ તેને કહ્યું કે, અમે વ્યભિચારથી નથી જન્મ્યાં;
અમારો એક બાપ છે, તે દેવ. ત્યારે ઈશુએ તેઓને કહ્યું, ૪૨
જો દેવ તમારો બાપ હોત, તો તમે મારા પર પ્રેમ કરત;
કાંજે હું દેવ પાસેથી નિકળ્યો અને આવ્યો છું; કેમકે હું
પોતાથી આવ્યો નથી, પણ તેણે મને મોકલ્યો છે. મારૂં ૪૩
બોલવું તમે શા માટે સમજતા નથી? મારી વાત તમે સાંભળી
નથી શકતા તે માટે. તમે તમારા બાપ સેતાનના છો; ને ૪૪
તમારા બાપની કુવાસના કરવા તમે ચાહોછો; તે પ્રથમથી
મનુષ્યઘાતક હતો, ને તેમાં સત્ય નથી, તે માટે સત્યમાં તે
સ્થિર રહ્યો નથી; તે જ્યારે જુઠું બોલેછે, ત્યારે પોતાનામાંથી
બોલેછે, કાંજે તે જુઠો, ને જુઠાનો બાપ છે. પણ હું સત્ય ૪૫
કહુંછું, માટે તમે મારા પર વિશ્વાસ કરતા નથી. તમારામાંથી ૪૬
કોણ મારા પર પાપ સાબીત કરે? ને જો હું સત્ય કહુંછું, તો
શા માટે તમે મારા પર વિશ્વાસ કરતા નથી? જે દેવનો છે, ૪૭
તે દેવની વાતો સાંભળેછે; તમે દેવના નથી, માટે સાંભળતા
નથી. ત્યારે યહુદીઓએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, તું ૪૮
સમારી, ને ભુતવળગેલો છે, એ શું અમે ઠીક નથી કહેતા?
ઈશુએ ઉત્તર દીધું કે, હું ભુતવળગેલો નથી, પણ મારા બાપને ૪૯
માન આપુંછું, ને તમે મારૂં અપમાન કરોછો. પણ હું મારૂં માન ૫૦
નથી શોધતો; શોધનાર તથા ન્યાય કરનાર એવો એક છે. હું ૫૧

તમને ખચીત ખચીત કહુંછું કે, જો કોઈ મારી વાત પાળે, તો
૫૨ તે કદીજ મોત નહિ દેખશે. ત્યારે યહુદીઓએ તેને કહ્યું, હવે
અમે જાણીયેછિયે કે તું ભૂતવળગેલો છે. ઈબ્રાહીમ તથા
ભવિષ્યવાદીઓ મરીગયા છે; પણ તું કહેછે કે જો કોઈ મારી
૫૩ વાતો પાળે, તો તે કદીજ મોત નહિ ચાખશે. તું શું અમારા
બાપ ઈબ્રાહીમ કરતાં મોટો છે? તે મરીગયો, ને ભવિષ્ય-
૫૪ વાદીઓ પણ મરીગયા. તું પોતાને કોણ ઠરાવેછે? ઇશુએ
ઉત્તર દીધું કે, જો હું પોતાને માન આપું, તો મારૂં માન કંઇ
નથી; મને માન આપનાર મારો બાપ છે, જે વિષે તમે
૫૫ કહોછો કે, તે અમારો દેવ છે. તો પણ તમે તેને જાણ્યો
નથી, પણ હું તેને જાણુંછું, ને જો હું કહું, કે હું તેને નથી
જાણતો, તો તમારા જેવો હું જુઠો થઇશ; પણ હું તેને
૫૬ જાણુંછું, ને તેની વાત પાળુંછું. તમારો બાપ ઈબ્રાહીમ મારો
૫૭ દહાડો જોવાને હરખાયો, ને તેણે તે જોઈને આનંદ કીધો. તે
પર યહુદીઓએ તેને કહ્યું કે, હજી તું પચાસ વર્ષનો થયો
૫૮ નથી, ને શું તેં ઈબ્રાહીમને દીઠો છે? ઇશુએ તેઓને કહ્યું કે,
હું તમને ખચીત ખચીત કહુંછું કે, ઈબ્રાહીમ થયા અગાઉ હું
૫૯ છું. ત્યારે તેઓએ તે પર નાખવાને પત્થર ઉઠાવ્યા; પણ
ઇશુ સંતાયો, ને તેઓની વચમાં થઇને મંદિરમાંથી નિકળ્યો,
ને એમ ત્યાંથી ગયો.

૯ અને તેણે આગળ જતાં જન્મના આંધળા એક જણને
૨ દીઠો. ત્યારે તેના શિષ્યોએ તેને પુછતાં કહ્યું કે, રાબી, જે
પાપને લીધે એ આંધળો જન્મ્યો, તે કોણે કીધું? એણે કે
૩ એનાં માબાપે? ઈશુએ ઉત્તર આપ્યું કે, એણે કે એનાં
માબાપે પણ પાપ કીધું નથી; પણ દેવનાં કામ તેનામાં પ્રગટ
૪ થાય એ માટે. જ્યાં સુધી દહાડો છે, ત્યાં સુધી જેણે મને
મોકલ્યો છે તેનાં કામ કરવાં મને જરૂર છે; રાત આવેછે,
૫ ત્યારે કોઈથી કામ કરાતું નથી. હું જગતમાં છું ત્યાં સુધી હું
૬ જગતનું અજવાળું છું. તે એ વાતો કહીને ભોંય પર થુંક્યો, ને

થુંકે કાદવ કીધો. ને તે કાદવ તે આંધળાની આંખો પર તેણે
ચોપડયો; ને તેને કહ્યું કે, તું જઈને શીલોહા (કે જેનો અર્થ ૭
મોકલેલો) તે હોજમાં ધો. ત્યારે તે ગયો, ને ધોઈને દેખતો
થઈને આવ્યો. તે માટે પડોસીઓએ તથા જેઓએ તેને ૮
અગાઉ આંધળો દીઠો હતો તેઓએ કહ્યું કે, જે બેસતો ને
ભીખ માગતો હતો, તે શું એજ નથી? કેટલાએકે કહ્યું કે, એ ૯
તેજ છે; બીજાઓએ કહ્યું કે, એ તેના જેવો છે; પણ તેણે
કહ્યું કે, હું તેજ છું. ત્યારે તેઓએ તેને કહ્યું કે, તારી આંખો ૧૦
શી તરેહ ઉઘડી ગઈ? તેણે ઉત્તર દેતાં કહ્યું કે, ઈશુ કહેવાએલા ૧૧
એક જણે કાદવ કીધો, ને મારી આંખો પર ચોપડયો, ને મને
કહ્યું કે, તું જઈને શીલોહાના હોજમાં ધો, માટે હું ગયો, ને
ધોઈને દેખતો થયો. ત્યારે તેઓએ તેને કહ્યું કે, તે કયાં છે? ૧૨
તે કહેછે કે, હું જાણતો નથી.

જે પહેલાં આંધળો હતો, તેને તેઓ ફરોશીઓ પાસે લઈ ૧૩
આવ્યા. અને જ્યારે ઈશુએ કાદવ કરીને તેની આંખો ઉઘાડી ૧૪
હતી, ત્યારે વિશ્રામવાર હતો. તે માટે ફરોશીઓએ પણ ૧૫
ફરીથી તેને પુછયું કે, શી તરેહ તું દેખતો થયો? ને તેણે
તેઓને કહ્યું કે, તેણે મારી આંખો પર કાદવ ચોપડયો, ને હું
ધોઈને દેખતો થયો. તે પર ફરોશીઓમાંના કેટલાએકે કહ્યું ૧૬
કે, તે માણસ દેવની પાસેથી નથી; કેમકે વિશ્રામવાર તે
પાળતો નથી; બીજાઓએ કહ્યું કે, પાપી માણસ એવાં
ચમત્કાર શી તરેહ કરી શકે? અને તેઓમાં ફૂટ પડી. ફરી ૧૭
તેઓએ તે આંધળાને કહ્યું કે, તેણે તારી આંખો ઉઘાડી, માટે
તેના વિષે તું શું કહેછે? ત્યારે તેણે કહ્યું કે, તે ભવિષ્યવાદી
છે. પણ યહુદીઓએ તે દેખતા થએલાનાં માબાપને તેડાવ્યાં ૧૮
ત્યાં સુધી માન્યું નહિ, કે તે આંધળો હતો, ને દેખતો થયો. અને ૧૯
તેઓએ તેઓને પુછતાં કહ્યું કે, શું એ તમારો દીકરો છે, જે
વિષે તમે કહોછો કે, એ જન્મનો આંધળો હતો? તો હવે
એ શી તરેહ દેખેછે? તેનાં માબાપે તેઓને ઉત્તર આપતાં ૨૦
કહ્યું કે, એ અમારો દીકરો છે, ને એ જન્મનો આંધળો હતો,

૨૧ એ અમે જાણિયેછિયે. પણ હમણાં એ શી તરેહ દેખેછે, તે
અમે જાણતાં નથી, અથવા એની આંખો કોણે ઉઘાડી, તે
પણ અમે જાણતાં નથી, એ પુરા વયનો છે, એને પુછો, એ
૨૨ પોતા વિષે કહેશે. તેનાં માબાપે યહુદીઓની બિહીક રાખીને
એમ કહ્યું; કેમકે યહુદીઓએ એવો ઠરાવ અગાઉથી કીધો
હતો, કે જો કોઇ તેને ખ્રીસ્ત કરી માને, તો તેને સભાની બહાર
૨૩ કહાડી મૂકવો. તે માટે તેનાં માબાપે કહ્યું કે, એ પુરા વયનો
૨૪ છે, એને પુછો. ત્યારે જે આંધળો હતો, તે માણસને તેઓએ
ફરી તેડીને કહ્યું કે, દેવને મહિમા આપ, તે માણસ તો પાપી
૨૫ છે, એ અમે જાણિયેછિયે. ત્યારે તેણે ઉત્તર દેતાં કહ્યું, તે
પાપી છે કે નહિ, એ હું નથી જાણતો; હું એક વાત જાણુંછું,
૨૬ કે હું આંધળો હતો, ને હવે હું દેખુંછું. ત્યારે તેઓએ તેને ફરી
પુછયું કે, તેણે તને શું કીધું? તારી આંખો તેણે શી તરેહ
૨૭ ઉઘાડી? તેણે તેઓને ઉત્તર દીધું કે, મેં હમણાં તમને કહ્યું,
પણ તમે સાંભળ્યું નહિ; ફરી તમે શા માટે સાંભળવા
૨૮ ચાહોછો? શું તમે પણ તેના શિષ્યો થવા ચાહોછો? ત્યારે
તેઓએ તેની નિંદા કરતાં કહ્યું કે, તું તેનો શિષ્ય છે; પણ
૨૯ અમે તો મુસાના શિષ્ય છિયે. દેવ મુસા સાથે બોલ્યો, એ
અમે જાણિયેછિયે; પણ એ માણસ કયાંનો છે, તે અમે
૩૦ જાણતા નથી. તે માણસે ઉત્તર આપતાં તેઓને કહ્યું કે,
એમાં તો અચરતી છે, કે તેણે મારી આંખો ઉઘાડી તે છતાં
૩૧ પણ તે કયાંનો છે, એ તમે નથી જાણતા. આપણે તો
જાણિયેછિયે કે, દેવ પાપીઓનું સાંભળતો નથી; પણ જો
કોઈ દેવનો ભકત હોય, ને તેની ઈચ્છા પ્રમાણે કરે, તો તેનું
૩૨ તે સાંભળેછે. જગતના આરંભથી એવું સંભળાયું નથી, કે
૩૩ જન્મના આંધળાની આંખો કોઇએ ઉઘાડી હતી. જો એ
૩૪ દેવની ગમથી ન હોત, તો કંઈ કરી ન શકત. તેઓએ ઉત્તર
આપતાં તેને કહ્યું કે, તું તો કેવળ પાપોમાં જન્મ્યો છે, ને શું
તું અમને શીખવેછે? પછી તેઓએ તેને બહાર કહાડી મૂકયો.
૩૫ ઈસુએ સાંભળ્યું કે, તેઓએ તેને બહાર કહાડી મૂકયો;

પછી તેણે તેને મળીને કહ્યું કે, તું શું દેવના પુત્ર પર વિશ્વાસ
કરેછે? તેણે ઉત્તર આપતાં કહ્યું કે, પ્રભુ, તે કોણ છે કે હું તે ૩૬
પર વિશ્વાસ કરૂં? ત્યારે ઈશુએ તેને કહ્યું કે, તેં તેને દીઠો છે, ૩૭
અને જે તારી સાથે બોલેછે, તેજ તે છે. અને તેણે કહ્યું કે, પ્રભુ, ૩૮
હું વિશ્વાસ કરૂંછું. પછી તેણે તેનું ભજન કીધું. ત્યારે ઈશુએ ૩૯
કહ્યું કે, જે દેખતા નથી, તેઓ દેખે, ને જે દેખતા છે, તેઓ
આંધળા થાય, માટે ન્યાય કરવા સારૂ આ જગતમાં હું
આવ્યો છું. ત્યારે તેની પાસે ફરોશીઓમાંના જે હતા તેઓએ ૪૦
એ વાતો સાંભળીને તેને કહ્યું કે, તો શું અમે પણ આંધળા
છિયે? ઈશુએ તેઓને કહ્યું કે, જો તમે આંધળા હોત તો ૪૧
તમને પાપ ન હોત; પણ હવે તમે કહોછો કે, અમે દેખતા
છિયે, માટે તમારૂં પાપ રહેછે.

હું તમને ખચીત ખચીત કહુંછું કે, બારણેથી ઘેટાંના ૧૦
વાડામાં જે નથી પેસતો, પણ બીજે કોઈ રસ્તે ચહડેછે, તેજ
ચોર તથા લુટારો છે. પણ બારણેથી જે પેસેછે, તે ઘેટાપાળક ૨
છે. દરવાન તેને સારૂ ઉઘાડેછે, ને ઘેટાં તેનો ઘાંટો સાંભળેછે; ૩
ને તે પોતાનાં ઘેટાંનાં નામ લઈને બોલાવેછે, ને તેઓને બહાર
લઈજાયછે. અને જ્યારે તે પોતાનાં ઘેટાંને બહાર કહાડેછે, ૪
ત્યારે તે તેઓની આગળ ચાલેછે, ને ઘેટાં તેની પાછળ ચાલેછે,
કેમકે તેઓ તેનો ઘાંટો ઓળખેછે. પણ તેઓ પારકાની ૫
પાછળ નથી ચાલતાં, પણ તેની પાસેથી નહાસી જાયછે;
કાંજે પારકાઓનો ઘાંટો તેઓ ઓળખતાં નથી. ઈશુએ ૬
તેઓને એ દૃષ્ટાંત કહ્યું, પણ જે તેણે તેઓને કહ્યું, તે તેઓ
ન સમજ્યા.
તે માટે ઈશુએ ફરી તેઓને કહ્યું કે, હું તમને ખચીત ખચીત ૭
કહુંછું કે, ઘેટાંનું બારણું હું છું. જેટલા મારાથી આગળ ૮
આવ્યા, તેઓ સઘળા ચોર તથા લુટારા હતા; પણ ઘેટાંએ
તેઓનું સાંભળ્યું નહિ. હું બારણું છું, મારાથી જો કોઈ પેસે, ૯
તો તે ઉદ્ધાર પામશે, ને માંહે આવશે ને બહાર જશે, ને ચારો

૧૦ પામશે. ચોરી કરવા તથા મારી નાખવા તથા નાશ કરવા
વગર બીજે કારણે ચોર આવતો નથી. તેઓને જીવન થાય,
૧૧ ને તેઓને તે ઘણું વત્તું થાય, માટે હું આવ્યો છું. હું ઉત્તમ
ઘેટાંપાળક છું, ઉત્તમ ઘેટાંપાળક ઘેટાંને સારૂ પોતાનો જીવ
૧૨ આપેછે. પણ વેતની જે ઘેટાંપાળક નથી, જે પોતે ઘેટાંનો
ધણી નથી, તે વરૂ આવતું દેખીને ઘેટાંને મૂકીને નહાસી
જાયછે; પછી વરૂ ઘેટાંને પકડીને તેઓને વિખેરી નાખેછે.
૧૩ વેતની નહાસી જાયછે, કેમકે તે વેતની છે, ને ઘેટાં વિષે તેને
૧૪ ચિંતા નથી લાગતી. હું ઉત્તમ ઘેટાંપાળક છું, ને મારાંને
૧૫ ઓળખુંછું, ને મારાંથી ઓળખાઉંછું. જેમ બાપ મને જાણેછે
તેમ હું બાપને જાણુંછું; ને ઘેટાંને સારૂ હું પોતાનો જીવ
૧૬ આપુંછું. અને મારાં બીજાં ઘેટાં છે, તેઓ આ વાડામાંનાં
નથી; તેઓને પણ મારે લાવવાં પડેછે, ને તેઓ મારો ઘાંટો
૧૭ સાંભળશે; પછી એક ટોળું તથા એક ઘેટાંપાળક થશે. મારો
બાપ મારા પર પ્રેમ કરેછે, કારણ કે હું પોતાનો જીવ આપુંછું
૧૮ એ માટે કે હું તે પાછો લઉં. કોઈ મારી પાસેથી તે નથી લેતો,
પણ હું પોતાથી તે આપુંછું; તે આપવાનો મને અધિકાર છે,
ને તે પાછો લેવાનો મને અધિકાર છે; એ આજ્ઞા હું મારા
બાપથી પામ્યો છું.
૧૯ ત્યારે આ વાતોને લીધે યહુદીઓમાં ફરીથી ફૂટ પડી.
૨૦ અને તેઓમાંના ઘણાએ કહ્યું કે, તે ભૂતવળગેલો છે, ને તે ઘેલો
૨૧ છે, તમે તેનું કેમ સાંભળોછો? બીજાઓએ કહ્યું કે, ભૂત-
વળગેલાની એ વાતો નથી, ભૂત શું આંધળાઓની આંખો
ઉઘાડી શકેછે?
૨૨ ત્યારે યરૂશાલેમમાં પ્રતિષ્ઠાપર્વ હતું, ને શિયાળો હતો. અને
૨૩ ઈશુ મંદિરમાં સુલેમાનની પરશાળમાં ફરતો હતો. ત્યારે
૨૪ યહુદીઓએ તેની આસપાસ આવીને તેને કહ્યું, કયાં સુધી તું
અમારો જીવ સંદેહમાં રાખશે? જો તું તે ખ્રીસ્ત છે તો અમને
૨૫ સાફ કહે. ઈશુએ તેઓને ઉત્તર દીધું કે, મેં તો તમને કહ્યું,
પણ તમે માન્યું નહિ; જે કામો હું મારા બાપના નામે કરૂંછું,

તેઓ મારા વિષે શાહેદી આપેછે. પણ તમે માનતા નથી, ૨૬
કેમકે તમે મારાં ઘેટાંમાંનાં નથી, જેમ મેં તમને કહ્યું તેમ.
મારાં ઘેટાં મારો ઘાંટો સાંભળેછે, ને હું તેઓને જાણુંછું, ને ૨૭
તેઓ મારી પાછળ આવેછે. અને હું તેઓને અનંત જીવન ૨૮
આપુંછું, ને તેઓનો નાશ કદી નહિજ થશે, ને મારા હાથમાંથી
તેઓને કોઈ છીનવી નહિજ લેશે. મારો બાપ, જેણે મને ૨૯
તેઓને આપ્યાં છે, તે સહુથી મોટો છે; ને મારા બાપના
હાથમાંથી કોઈ તેઓને છીનવી લઈ નથી શકતો. હું તથા ૩૦
બાપ એક છિયે. ત્યારે તેને પત્થરે મારવાને યહુદીઓએ ફરી ૩૧
પત્થર ઉઠાવ્યા. ઈશુએ તેઓને ઉત્તર આપ્યું કે, મેં મારા ૩૨
બાપથી સારાં કામો ઘણાં દેખાડયાં છે, તેઓમાંના કયા કામને
લીધે તમે મને પત્થરે મારોછો? યહુદીઓએ તેને ઉત્તર ૩૩
આપતાં કહ્યું કે, કંઈ સારા કામને લીધે અમે તને પત્થરે મારતા
નથી, પણ દુર્ભાષણને લીધે, ને એ માટે કે તું માણસ છતાં
પોતાને દેવ ઠરાવેછે. ઈશુએ તેઓને ઉત્તર દીધું, શું તમારા ૩૪
શાસ્ત્રમાં એ લખ્યું નથી કે, "મેં કહ્યું કે, તમે દેવો છો"?
જેઓ દેવની વાત પામ્યા, તેઓને જો તેણે દેવો કહ્યા, (ને ૩૫
શાસ્ત્રનો ભંગ થતો નથી), તો જેને બાપે ઠરાવ્યો ને જગતમાં ૩૬
મોકલ્યો, તેને શું તમે એમ કહોછો કે, તું દુર્ભાષણ કરેછે, કેમકે
મેં કહ્યું કે, હું દેવનો દીકરો છું? જો હું મારા બાપનાં કામ નથી ૩૭
કરતો, તો મારા પર વિશ્વાસ ન કરો. પણ જો હું કરૂંછું, તો ૩૮
તમે મારા પર કદાપિ વિશ્વાસ નથી કરતા, તો પણ તે કામો
પર વિશ્વાસ કરો; એ માટે કે તમે જાણો, ને વિશ્વાસ કરો,
કે બાપ મારામાં છે, ને હું તેનામાં છું. એ માટે ફરી તેઓએ ૩૯
તેને પકડવા શોધ્યો, પણ તે તેઓના હાથમાંથી નિકળી ગયો.

અને યરદનને પેલે પાર, જ્યાં પહેલાં યોહાન બાપ્તિસ્મા ૪૦
કરતો હતો, તે ઠેકાણે તે પાછો જઈને ત્યાં રહ્યો. ત્યારે ૪૧
ઘણા લોક તેની પાસે આવ્યા, ને બોલ્યા કે, યોહાને કંઈ
ચમત્કાર કીધો ન હતો ખરો, પણ યોહાને એના વિષે જે
કહ્યું, તે બધું ખરૂં હતું. ને ત્યાં ઘણાએ તે પર વિશ્વાસ કીધો. ૪૨

૧૧ ત્યારે મરિયમ તથા તેની બેહેન મારથાના બેથાનિયા
૨ ગામનો લાજરસ નામે એક જણ માંદો હતો. અને જે મરિયમે
પ્રભુને અત્તર ચોળ્યું હતું, ને તેના પગ પોતાને ચોટલે લુછયા
૩ હતા, તેનો ભાઈ લાજરસ માંદો હતો. એ માટે બેહેનોએ
તેને કહેવાડી મોકલ્યું કે, પ્રભુ, જો, જેના પર તું પ્રેમ કરેછે, તે
૪ માંદો છે. ત્યારે ઈશુએ સાંભળીને કહ્યું કે, જેથી મરણ થાય
એવો આ મંદવાડ નથી, પણ એથી દેવના દીકરાનો મહિમા
૫ થાય, માટે દેવના મહિમાને સારૂ એ છે. અને મારથા તથા
તેની બેહેન તથા લાજરસ, એમના ઉપર ઈશુ પ્રેમ કરતો
૬ હતો. ત્યારે તે માંદો છે, એ સાંભળ્યા પછી જ્યાં તે પોતે
૭ હતો, તેજ ઠેકાણે બે દહાડા રહ્યો. ત્યારે એ પછી તે શિષ્યોને
૮ કહેછે કે, ફરી આપણે યહુદામાં જઈએ. શિષ્યો તેને
કહેછે કે, રાબી, થોડા દહાડા પર તો યહુદીઓ તને પત્થરે
૯ મારવાને શોધતા હતા, ને શું ફરી તું ત્યાં જાયછે? ઈશુએ
ઉત્તર આપ્યું કે શું દિવસના બાર કલાક નથી? જો કોઈ
દિવસે ચાલેછે, તો તે આ જગતનું અજવાળું દેખેછે, માટે
૧૦ ઠોકર નથી ખાતો. પણ જો કોઈ રાત્રે ચાલેછે, તો તેને
૧૧ અજવાળું નથી, માટે ઠોકર ખાયછે. તેણે એ વાતો કહી,
અને ત્યાર પછી તે તેઓને કહેછે કે, આપણો મિત્ર લાજરસ
૧૨ ઉંઘી ગયો છે, પણ હું તેને જગાડવા સારૂ જાઉંછું. ત્યારે તેના
શિષ્યોએ કહ્યું કે, પ્રભુ, જો તેને ઉંઘ આવી હોય તો તે સારો
૧૩ થશે. ઈશુએ તો તેના મરણ વિષે કહ્યું હતું, પણ તેઓને એમ
૧૪ લાગ્યું કે, તેણે ઉંઘનો વિસામો લેવા વિષે કહ્યું. ત્યારે તો
૧૫ ઈશુએ તેઓને સાફ કહ્યું કે, લાજરસ મરીગયો. અને હું ત્યાં
ન હતો, માટે હું તમારે લીધે હરખાઉંછું, એટલા સારૂ કે તમે
૧૬ વિશ્વાસ કરો; પણ આપણે તેની પાસે જઈએ. ત્યારે થોમા
જે દીદીમસ કહેવાયછે, તેણે પોતાના સાથી શિષ્યોને કહ્યું કે,
આપણે પણ જઈએ કે તેની સાથે મરિયે.

૧૭ જ્યારે ઈશુ આવ્યો ત્યારે તેણે જોયું કે, તેને કબરમાં રહ્યાને
૧૮ ચાર દહાડા થયા. અને બેથાનિયા યરૂશાલેમથી આસરે પંદર

સ્તાદી [ ગાઉ એક ] આઘું હતું. અને મારથા તથા મરિયમની ૧૯
પાસે તેઓના ભાઈ સંબંધી દીલાસો દેવા સારૂ યહુદીઓમાંના
ઘણાએક આવ્યા હતા. ઈશુ આવેછે, એ મારથાએ સાંભળ્યું, ૨૦
ત્યારે તે જઈને તેને મળી; પણ મરિયમ ઘરમાં બેસી રહી.
ત્યારે મારથાએ ઈશુને કહ્યું કે, પ્રભુ, જો તું હિયાં હોત, તો ૨૧
મારો ભાઈ ન મરત. અને હજુ પણ તું દેવ પાસે જે કંઈ ૨૨
માગશે, તે દેવ તને આપશે, એ હું જાણુંછું. ઈશુ તેને કહેછે ૨૩
કે, તારો ભાઈ પાછો ઉઠશે. મારથા તેને કહેછે કે, છેહલે ૨૪
દહાડે પુનરૂત્થાનમાં તે પાછો ઉઠશે, એ હું જાણુંછું. ઈશુએ તેને ૨૫
કહ્યું કે, પુનરૂત્થાન તથા જીવન હું છું; જે મારા પર વિશ્વાસ
કરેછે, તે જો કે મુઓ હોય તો પણ જીવતો થશે. અને જે કોઈ ૨૬
જીવતાં મારા પર વિશ્વાસ કરેછે, તે કદી નહિજ મરશે; તું
શું એનો વિશ્વાસ કરેછે? તે તેને કહેછે કે, હા, પ્રભુ, મેં ૨૭
વિશ્વાસ કરયો છે કે તું તે ખ્રીસ્ત, દેવનો દીકરો, જે જગતમાં
આવનાર તેજ છે. અને એમ કહીને તે ચાલી ગઈ, ને પોતાની ૨૮
બેહેન મરિયમને તેડતાં છાની રીતે કહ્યું કે, ગુરૂ આવ્યો છે,
ને તને તેડેછે. એ સાંભળતાંજ તે વહેલી ઉઠીને તેની ૨૯
પાસે આવી. અને ઈશુ હજી ગામમાં આવ્યો ન હતો, પણ જ્યાં ૩૦
મારથા તેને મળી હતી તે જગ્યામાં હતો. ત્યારે જે યહુદીઓ ૩૧
તેની સાથે ઘરમાં હતા ને તેને દીલાસો આપતા હતા, તેઓએ
દીઠું કે મરિયમ વહેલી ઉઠીને બહાર ગઈ, ત્યારે તેઓએ તેની
પાછળ જતાં કહ્યું કે, કબર પર રડવાને તે જાયછે. જ્યાં ૩૨
ઈશુ હતો ત્યાં મરિયમે આવીને તેને દીઠો, ત્યારે તેના પગ
પાસે પડીને તેને કહ્યું કે, પ્રભુ, જો તું હિયાં હોત, તો મારો
ભાઈ ન મરત. જ્યારે ઈશુએ તેને રડતી જોઈ, ને જે ૩૩
યહુદીઓ તેની જોડે આવ્યા તેઓને પણ રડતા જોયા, ત્યારે
તેણે મનમાં નિસાસો મૂકયો, ને પોતે વ્યાકુળ થયો. અને કહ્યું ૩૪
કે, તમે તેને કયાં મૂકયો છે? તેઓએ તેને કહ્યું કે, આવીને
જો. ઈશુ રડયો. એ માટે યહુદીઓએ કહ્યું કે, જુઓ, તે ૩૫ ૩૬
તેના પર કેટલો પ્રેમ રાખતો હતો! ને તેઓમાંના કેટલાએકે ૩૭

કહ્યું કે, જેણે આંધળાની આંખો ઉઘાડી, તેને શું આ મરે
૩૮ નહિ એવું પણ કરવાની શકિત ન હતી? ત્યારે ઈશુ પોતામાં
ફરી નિસાસો મૂકતો કબર આગળ આવેછે. તે તો ગુફા હતી,
૩૯ ને તે પર પત્થર મૂકયો હતો. ઈશુ કહેછે કે, પત્થરને ખસેડો.
તે મુએલાની બેહેન માર્થા તેને કહેછે કે, પ્રભુ, હવે તે તો
૪૦ ગંધાતો હશે; કેમકે આજ તેને ચાર દહાડા થયા. ઈશુ તેને
કહેછે કે, જો તું વિશ્વાસ કરશે, તો દેવનો મહિમા દેખશે, શું
૪૧ મેં તને એ નથી કહ્યું? ત્યારે જ્યાં તે મુએલાને મૂકયો હતો,
ત્યાંથી તેઓએ પત્થર ખસેડયો, ને ઈશુએ આંખો ઉંચી કરીને
કહ્યું કે, ઓ બાપ, તેં મારૂં સાંભળ્યું છે, માટે હું તારી સ્તુતિ
૪૨ કરૂંછું. અને તું નિત્ય મારૂં સાંભળેછે, એ હું જાણુંછું; પણ જે
લોક આસપાસ ઉભા રહેલા છે, તેઓ વિશ્વાસ કરે કે, તેં મને
૪૩ મોકલ્યો છે, માટે તેઓને લીધે મેં એ કહ્યું. એમ બોલ્યા પછી
૪૪ તેણે મોટે ઘાંટે હાંક મારી કે, લાજરસ, બહાર આવ. ત્યારે
જે મરીગએલો તે હાથ પગે પાટા બાંધેલો બહાર નિકળ્યો,
ને તેનું મહો રૂમાલે વીટાળેલું હતું. અને ઈશુએ તેઓને કહ્યું,
એને છોડો, ને જવા દેો.

૪૫ અને જે યહુદીઓ મરિયમની પાસે આવ્યા હતા, ને ઈશુએ
જે કીધાં તે જોયાં હતાં, તેઓમાંથી ઘણાએ તેના પર વિશ્વાસ
૪૬ કીધો. પણ તેઓમાંના કેટલાએકે ફરોશીઓની પાસે જઈને,
ઈશુએ જે કીધાં હતાં, તે તેઓને કહ્યાં.

૪૭ ત્યાર પછી મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ સભા
મેળવીને કહ્યું કે, આપણે શું કરિયે? કેમકે એ માણસ તો
૪૮ ઘણાં અચરત કામો કરેછે. જો આપણે તેને એમનો એમજ
રહેવા દઈશું, તો સઘળા તે પર વિશ્વાસ કરશે, ને રૂમી લોક
૪૯ આવીને આપણી જગ્યા તથા દેશનાઓને લઈ લેશે. અને
કાયાફા નામે તેઓમાંના એકે, તે વરસમાં પ્રમુખ્ય યાજક
૫૦ છતાં તેઓને કહ્યું કે, તમે કંઈજ જાણતા નથી, ને વિચારતા
નથી કે પ્રજાની વતી એક માણસનું મરવું, ને દેશના સઘળાઓ
૫૧ નાશ ન પામે, એ આપણે સારૂ ગુણકારી છે. અને એ તેણે

પોતાથી કહ્યું ન હતું, પણ તે વરસમાં મુખ્ય યાજક છતાં
તેણે ભવિષ્ય કહ્યું કે, દેશનાઓની વતી ઈશુ મરશે. અને ૫૨
એકલા તે દેશનાઓની વતી નહિ, પણ એ માટે કે દેવનાં
વેરાઈ ગએલાં છોકરાંઓને પણ તે એકઠાં મેળવે. તો તે ૫૩
દહાડાથી તેને મારી નાખવાનો તેઓએ મનસુબો કીધો.

તે માટે ત્યારથી યહુદીઓમાં પ્રગટરૂપે ઈશુ ફરચો નહિ, પણ ૫૪
ત્યાંથી રાનની પાસેના પ્રાંતના એફ્રાઈમ કહેવાએલા શહેરમાં
ગયો, ને પોતાના શિષ્યો સુદ્ધાં ત્યાં રહ્યો. ત્યારે યહુદીઓનું ૫૫
પાસ્ખા.પર્વ પાસે હતું, ને પાસ્ખા અગાઉ ઘણા લોકો પોતાને
શુદ્ધ કરવાને તે પ્રાંતથી યરૂશાલેમમાં ગયા. તે વેળા તેઓએ ૫૬
ઈશુનો શોધ કીધો, ને મંદિરમાં ઉભા રહેતાં માહોમાંહે કહ્યું કે,
તમને શું લાગેછે? શું પર્વમાં તે આવનાર નથી? વળી ૫૭
મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ, એવી આજ્ઞા આપી હતી
કે, જો કોઈ માણસ જાણે કે તે કયાં છે તો તે ખબર આપે એ
માટે કે તેઓ તેને પકડે.

ત્યારે પાસ્ખા પર્વના છ દહાડા અગાઉ ઈશુ બેથાનિ- ૧૨
યામાં આવ્યો, જ્યાં લાજરસ હતો, જેને ઈશુએ મરિગએલાં-
ઓમાંથી ઉઠાડયો. માટે તેઓએ તેને કાજે ત્યાં જમણ ૨
કીધું, ત્યારે માર્થા સેવા કરતી હતી, પણ લાજરસ તેની
સાથે બેસનારાઓમાંનો એક હતો. તે વેળા ઘણા મુલનું ૩
નરી જટામાંસીનું શેર અત્તર મરિયમે લઈને ઈશુને પગે
ચોળ્યું, ને પોતાને ચોટલે તેના પગ લુછયા, ત્યારે અત્તરની
સુગંધીએ ઘર ભરાઈ ગયું. એ માટે તેના શિષ્યોમાંનો એક ૪
સીમોનનો દીકરો યહુદા ઈસકારીઓત, જે તેને પરસ્વાધીન
કરનાર હતો, તે કહેછે કે, એ અત્તર ત્રણસેં દીનારે વેચીને ૫
દરિદ્રીઓને શા માટે અપાયું નહિ? તેને દરિદ્રીઓની ચિંતા ૬
લાગી, માટે એ કહ્યું એમ નહિ; પણ તે ચોર હતો, ને થેલી
રાખતો હતો, ને તેમાં જે નંખાતું તે ઉપાડી લઈ જતો હતો, તે
માટે કહ્યું. ત્યારે ઈશુએ કહ્યું કે, તેને છેડ મા; મારા દાટવાના ૭

૮ દહાડાને સારૂ તેણીએ એ રાખી મૂકયું છે. કેમકે દરિદ્રીઓ તો
સદા તમારી સાથે છે, પણ હું સદા તમારી સાથે નથી.
૯ જયારે યહુદીઓના ઘણા લોકોએ જાણ્યું કે તે ત્યાં છે,
ત્યારે તેઓ એકલા ઈશુને સારૂ નહિ, પણ તેણે જે લાજરસને
મરીગએલાંઓમાંથી ઉઠાડયો હતો, તેને પણ જોવા સારૂ
૧૦ આવ્યા. અને મુખ્ય યાજકોએ લાજરસને પણ મારી
૧૧ નાખવાનો મનસુબો કીધો. કાંજે તેના કારણથી યહુદીઓમાંના
ઘણાએ જઈને ઈશુ પર વિશ્વાસ કીધો.

૧૨ બીજે દહાડે પર્વમાં આવેલા ઘણાએક લોકોએ એવું સાંભળ્યું
૧૩ કે, ઈશુ યરૂશાલેમમાં આવેછે; ત્યારે ખજુરીનાં ઝાડની
ડાળીઓ તેઓએ લીધી, ને તેને મળવાને બહાર ગયા; ને
એવી બૂમ પાડી કે, હોશાના, પ્રભુના નામે ઈસ્રાએલનો જે
૧૪ રાજા આવેછે, તે ધન્ય છે. અને ઈશુને એક જુવાન ગધેડું
૧૫ મળ્યું ત્યારે તેના પર તે બેઠો, જેમ લખ્યું છે તેમ કે, "ઓ
શીઓનની દીકરી, બિહી મા; જો, તારો રાજા ગધેડાના બચ્ચા
૧૬ પર બેસીને આવેછે." તો પણ પ્રથમ તેના શિષ્યો એ વાતો
સમજ્યા ન હતા, પણ ઈશુ મહિમાવાન કરાયો, ત્યારે તેઓએ
સંભારયું કે તે સંબંધી એ લખ્યું છે, ને તેજ પ્રમાણે તેને અમે
૧૭ કીધું. તેણે લાજરસને કબરમાંથી બોલાવ્યો, ને મરીગએ-
લાંઓમાંથી ઉઠાડયો, તે વખતે જે લોક તેની સાથે હતા,
૧૮ તેઓએ તો શાહેદી આપી. અને તેજ કારણથી લોકો તેને
મળવા ગયા; કેમકે તેઓએ સાંભળ્યું કે તેણે એ ચમત્કાર
૧૯ કીધો હતો. તે માટે ફરોશીઓએ માહોમાંહે કહ્યું કે, આપણું
કંઈ ચાલતું નથી એ શું તમે દેખોછો? જુઓ, આખું જગત
તેની પછવાડે ગયું છે.

૨૦ અને પર્વમાં ભજન કરવાને જે આવ્યા હતા, તેઓમાંના
૨૧ કેટલાએક હેલેની હતા. તેઓ ગાલીલના બેથસાઈદાના
ફીલીપની પાસે આવ્યા, ને તેની વિનંતી કરતાં કહ્યું કે,
૨૨ સાહેબ, અમે ઈશુને જોવા ચાહિયેછિયે. ફીલીપ આવીને
આંદ્રયાને કહેછે, ને પછી આંદ્રયા તથા ફીલીપ ઈશુને

કહેછે. ત્યારે ઈશુએ તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, માણસના ૨૩
દીકરાને મહિમાવાન થવાની ઘડી આવી છે. હું તમને ૨૪
ખચીત ખચીત કહુંછું, જો ઘઉંનો દાણો ભોંયમાં પડીને નથી
મરતો, તો તે એકલો રહેછે; પણ જો મરે, તો ઘણાં ફળ
આપેછે. જે પોતાના જીવ પર પ્રીતિ કરેછે, તે તેને ખોશે; પણ ૨૫
જે આ જગતમાં પોતાના જીવ પર દ્વેષ કરેછે, તે અનંત
જીવનને સારૂ તેને રાખશે. જો કોઈ મારી સેવા કરતો હોય, ૨૬
તો તેણે મારી પાછળ ચાલવું; ને જ્યાં હું છું, ત્યાં મારો સેવક
પણ રહેશે. અને જો કોઇ મારી સેવા કરતો હોય, તો બાપ તેને
માન આપશે. હવે મારો જીવ વ્યાકુળ થયો છે, ને હું શું કહું? ૨૭
ઓ બાપ, મને આ ઘડીથી બચાવ. પણ એને લીધેજ હું તો
આ ઘડી સુધી આવ્યો છું. ઓ બાપ, તારા નામનો મહિમા કર. ૨૮
એ પર આકાશવાણી થઈ કે, મેં તેનો મહિમા કીધો છે, ને ફરી
મહિમા કરીશ. ત્યારે જે લોકો પાસે ઉભા રહીને સાંભળતા ૨૯
હતા, તેઓએ કહ્યું કે, ગરજના થઇ. બીજાઓએ કહ્યું કે, દૂતે
તેની જોડે વાત કીધી. ઈશુએ ઉત્તર આપતાં કહ્યું કે, એ વાણી ૩૦
મારે સારૂ નહિ, પણ તમારે કાજે થઇ. હવે આ જગતનો ન્યાય ૩૧
ઠરવાનો છે; હવે આ જગતનો અધિકારી બહાર કહડાશે. અને
જો હું પૃથ્વી પરથી ઉંચો કરાયો, તો સહુને હું પોતાની ગમ ૩૨
ખેંચીશ. પોતે શી તરેહના મોતથી મરવાનો એ જણાવતાં તેણે ૩૩
એમ કહ્યું. લોકોએ તેને ઉત્તર દીધું કે, ખ્રીસ્ત સદા રહેશે, એ ૩૪
અમે શાસ્ત્રમાંથી સાંભળ્યું છે; તો માણસના દીકરાને ઉંચો
કરાવવો જોઇએ, એમ તું કેમ કહેછે? એ માણસનો દીકરો
કોણ છે? ત્યારે ઈશુએ તેઓને કહ્યું કે, હજી થોડી વાર ૩૫
અજવાળું તમારી સાથે છે; જ્યાં સુધી તમને અજવાળું છે,
ત્યાં સુધી ચાલો, રખે અંધકાર તમ પર આવી પડે, અને
અંધકારમાં જે ચાલેછે તે જાણતો નથી કે પોતે કયાં જાયછે.
જ્યાં સુધી તમને અજવાળું છે, ત્યાં સુધી અજવાળા પર ૩૬
વિશ્વાસ કરો, એ માટે કે તમે અજવાળાનાં છોકરાં થાઓ. એ
વાતો ઈશુએ કહી, પછી જઇને તેઓની પાસેથી સંતાતો રહ્યો.

૩૭ તેણે એટલાં અચરત કામો તેઓનાં દેખતાં કીધાં છતાં,
૩૮ પણ તેઓએ તે પર વિશ્વાસ ન કીધો. એ માટે કે યશાયા
ભવિષ્યવાદીએ જે વાત કહી, તે પૂરી થાય કે, "પ્રભુ,
અમારા સમાચારનો કોણે વિશ્વાસ કીધો છે? ને પ્રભુનો
૩૯ હાથ કોણને પ્રગટ થયો છે?" તે માટે તેઓ વિશ્વાસ કરી ન
૪૦ શકયા, કેમકે યશાયાએ ફરી કહ્યું હતું, "તેઓ આંખોએ ન
દેખે, ને અંતઃકરણથી ન સમજે, ને પાછા ન ફરે, ને હું તેઓને
સારા ન કરૂં, એ માટે તેણે તેઓની આંખો આંધળી કીધી છે,
૪૧ ને તેઓનાં મન જડ કર્યાં છે." જ્યારે યશાયાએ તેનો
૪૨ મહિમા દીઠો, ને તે સંબંધી કહ્યું ત્યારે એ વાતો કહી. તો
પણ અધિકારીઓમાંના ઘણાએ તે પર વિશ્વાસ કરયો
ખરો; પણ પોતે સભામાંથી કહાડી ન મૂકાય, માટે ફરોશી-
૪૩ ઓને લીધે તેઓએ તેને કબૂલ ન કીધો. કેમકે દેવના વખાણ
કરતાં તેઓને માણસોનું વખાણ વત્તું ગમતું હતું.
૪૪ ત્યારે ઈશુએ બૂમ પાડતાં કહ્યું કે, મારા પર જે વિશ્વાસ
કરેછે, તે એકલા મારા પર નહિ, પણ જેણે મને મોકલ્યો છે,
૪૫ તે પર વિશ્વાસ કરેછે. અને જે મને દેખેછે, તે જેણે મને મોકલ્યો
૪૬ તેને દેખેછે. જે કોઈ મારા પર વિશ્વાસ કરેછે, તે અંધારામાં
૪૭ ન રહે, માટે જગતમાં હું અજવાળું આવ્યો છું. અને જો કોઈ
મારી વાતો સાંભળીને વિશ્વાસ નથી કરતો, તો હું તેનો ન્યાય
કરતો નથી; કેમકે હું જગતનો ન્યાય કરવા માટે નહિ, પણ
૪૮ જગતનો ઉદ્ધાર કરવા માટે આવ્યો છું. જે મને તુચ્છ કરેછે,
ને મારી વાતો માનતો નથી, તેનો ન્યાય કરનાર એક છે. જે
૪૯ વાત મેં કહી છે, તેજ છેલ્લે દહાડે તેનો ન્યાય કરશે. કેમકે મેં
પોતાથી નથી કહ્યું, પણ હું શું કહું, ને હું શું બોલું, એ વિષે બાપ
૫૦ જેણે મને મોકલ્યો તેણે મને આજ્ઞા આપી છે. અને તેની
આજ્ઞા અનંત જીવન છે, એ હું જાણુંછું; તે માટે જે જે હું
કહુંછું, તે જેવું બાપે મને કહ્યું તેવુંજ બોલુંછું.

૧૩ **અ**ને ઈશુને આ જગતમાંથી બાપની પાસે પોતાનો જવાનો
વખત આવ્યો, એ પાસ્ખા પર્વ અગાઉ જાણીને તેણે જગતમાંના

પોતાના પર પ્રેમ કરચા છતાં, અંત સુધી તેઓ પર પ્રેમ કીધો.
અને જમણ થતું હતું એટલામાં શેતાને સીમોનના દીકરા યહુદા ૨
ઈસકારીઓતના મનમાં તેને પકડાવવાનું મૂક્યું. અને બાપે ૩
સઘળાં વાનાં મારા હાથમાં આપ્યાં, ને હું દેવની પાસેથી આવ્યો
છું, ને દેવની પાસે જાઉંછું, એ જાણીને ઈશુ જમણ પરથી ઉઠેછે ૪
ને પોતાનાં લુગડાં ઉતારેછે, ને રૂમાલ લઈને તેણે પોતાની કમ્મરે
બાંધ્યો. ત્યાર પછી એક વાસણમાં પાણી નાખીને, શિષ્યોના ૫
પગ ધોવા તથા જે રૂમાલે પોતાની કમ્મર બાંધી હતી તેથી
લુછવા લાગ્યો. ત્યારે સીમોન પીતરની પાસે તે આવેછે, ને ૬
પીતર તેને કહેછે કે, પ્રભુ, શું તું મારા પગ ધોયછે? ઈશુએ ઉત્તર ૭
આપતાં તેને કહ્યું કે, હું જે કરૂંછું, તે તું હમણાં જાણતો નથી,
પણ એ પછી તું જાણશે. પીતર તેને કહેછે કે, તને કદી મારા ૮
પગ ધોવા નહિ દઈશ. ઈશુએ તેને ઉત્તર દીધું કે, જો હું તને
ન ધોઉં, તો મારી સાથે તારો કાંઈ ભાગ નથી. સીમોન પીતર ૯
તેને કહેછે કે, પ્રભુ, એકલા મારા પગજ નહિ, પણ મારા હાથ
તથા માથું પણ ધો. ઈશુ તેને કહેછે, જે નાહેલો છે, તેને પગ ૧૦
ધોવા વગર બીજી અગત્ય નથી; પણ તે પુરો શુદ્ધ છે; ને
તમે શુદ્ધ છો, પણ સહુ નહિ. કેમકે તેણે પોતાના પરસ્વાધીન ૧૧
કરનારને જાણ્યો હતો, માટે તેણે કહ્યું કે તમે સહુ શુદ્ધ નથી.
તે તેઓના પગ ધોઈ રહ્યો, ત્યારે પોતાનાં લુગડાં લઈને ૧૨
ફરી જમવા બેસીને તેઓને કહ્યું કે, મેં તમને શું કીધું છે, તે
તમે સમજોછો? તમે મને ગુરૂ તથા પ્રભુ એમ કહોછો, ને ૧૩
તમે ઠીક કહોછો, કાંજે હું એજ છું. એ માટે મેં પ્રભુએ તથા ૧૪
ગુરૂએ જો તમારા પગ ધોયા, તો તમે પણ એક બીજાના પગ
ધોવાને બંધાયલા છો. કેમકે જેવું મેં તમને કીધું, તેવું તમે ૧૫
પણ કરો, માટે મેં તમને નમુનો આપ્યો છે. હું તમને ખચીત ૧૬
ખચીત કહુંછું કે, ચાકર પોતાના શેઠ કરતાં મોટો નથી, ને જે
મોકલેલો તે પોતાના મોકલનાર કરતાં મોટો નથી. જો તમે એ ૧૭
વાતો જાણીને તેઓને પાળો, તો તમને ધન્ય છે. હું તમ સહુ ૧૮
સંબંધી નથી કહેતો, જેઓને મેં પસંદ કીધા તેઓને હું જાણુંછું;

પણ આ લેખ પુરા થવા સારૂ, જે મારી સાથે રોટળી ખાયછે
૧૯ તેણે મારે ઉલટી પોતાની લાત ઉઠાવી છે. હવે તે થયાની
અગાઉ હું તમને એ માટે કહુંછું કે, જ્યારે એ થાય, ત્યારે તમે
૨૦ વિશ્વાસ કરો, કે હું તે છું. હું તમને ખચીત ખચીત કહુંછું કે, જે
કોઈને હું મોકલુંછું તેને જે અંગીકારેછે, તે મને અંગીકારેછે; ને
જે મને અંગીકારેછે તે જેણે મને મોકલ્યો છે તેને અંગીકારેછે.
૨૧ એમ કહીને ઇશુ મનમાં અકળાયો; ને શાહેદી પુરતાં કહ્યું
કે, હું તમને ખચીત ખચીત કહુંછું કે, તમારામાંનો એક મને
૨૨ પરસ્વાધીન કરશે. ત્યારે તે કોણના વિષે બોલેછે એ સંબંધી
૨૩ શિષ્યોએ સંદેહમાં પડીને એક બીજા પર જોયું. ત્યારે તેના
શિષ્યોમાંનો એક, જેના પર ઈશુ પ્રેમ કરતો, તે ઇશુની છાતી
૨૪ પર અઢેલેલો હતો. માટે જે સંબંધી તેણે કહ્યું, તે કોણ હશે,
૨૫ એ પુછવાને સીમોન પીતરે તેને ઇસારો કીધો. ત્યારે જે
ઇશુની છાતી પર અઢેલેલો હતો તેણે તેને પુછયું કે, પ્રભુ, તે
૨૬ કોણ છે? ઈશુએ ઉત્તર દીધું કે, હું કોળીઓ બોળીને જેને
આપીશ, તેજ તે છે. પછી તેણે કોળીઓ બોળીને સીમોનના
૨૭ દીકરા યહુદા ઈસકારીઓતને આપ્યો. અને કોળીઓ આપ્યા
પછી તેમાં શેતાન પેઠો, માટે ઈશુ તેને કહેછે કે, જે તું કરવાનો
૨૮ છે, તે વહેલો કર. અને તેણે તેને શા માટે એમ કહ્યું એ બેસ-
૨૯ નારાઓમાંનો કોઈ સમજ્યો નહિ. કેમકે યહુદાની પાસે થેલી
હતી, એ માટે પર્વને સારૂ અમને જેની જેની અગત્ય છે તે
વેચાતું લે, અથવા દરિદ્રીઓને કંઈ આપે, એ માટે ઈશુએ તેને
૩૦ કહ્યું, એમ કેટલાએકે ધારયું. અને કોળીઓ લઈને તે તરત
બહાર ગયો; ને તે વેળા રાત હતી.
૩૧ અને તે બહાર ગયા પછી ઈશુએ કહ્યું કે, હવે માણસનો
દીકરો મહિમા પામ્યો છે, ને તેનામાં દેવ પણ મહિમા પામ્યો
૩૨ છે. જો દેવ તેનામાં મહિમા પામ્યો છે, તો તેને દેવ પણ
પોતામાં મહિમા પમાડશે, ને તેને વહેલો મહિમા પમાડશે.
૩૩ ઓ નાના છોકરાઓ, હવેથી તમારી જોડે હું થોડી વાર છું;
તમે મને શોધશો, ને જેમ મેં યહુદીઓને કહ્યું હતું કે, જ્યાં હું

જાઉંછું ત્યાં તમે આવી નથી શકતા, તેમ હવે હું તમને પણ
કહુંછું. હું તમને નવો હુકમ આપુંછું, કે તમે એક બીજા પર ૩૪
પ્રેમ કરો, જેવો મેં તમ પર પ્રેમ કીધો તેવો તમે પણ એક
બીજા પર પ્રેમ કરો. જો એક બીજા પર તમે પ્રેમ રાખો તો ૩૫
તેથી સર્વ જાણશે કે તમે મારા શિષ્યો છો.

સીમોન પીતર તેને કહેછે કે, પ્રભુ, તું કયાં જાયછે? ઈશુએ ૩૬
તેને ઉત્તર દીધું કે, જ્યાં હું જાઉંછું, ત્યાં હમણાં તું મારી પાછળ
આવી નથી શકતો, પણ પછી મારી પાછળ આવીશ. પીતર ૩૭
તેને કહેછે કે, પ્રભુ, હમણાં તારી પાછળ હું કેમ નથી આવી
શકતો? તારે સારૂ તો મારો જીવ આપીશ. ઈશુએ તેને ૩૮
ઉત્તર દીધું કે, શું મારે સારૂ તું તારો જીવ આપશે? હું
તને ખચીત ખચીત કહુંછું કે, તું મને ત્રણ વાર નાકબૂલ
કરશે, ત્યાં સુધી મરઘો બોલશે નહિ.

**તમા**રાં મનને ગભરાવા ન દો; તમે દેવ પર વિશ્વાસ ૧૪
કરો, મારા પર પણ વિશ્વાસ કરો. મારા બાપના ઘરમાં ૨
રહેવાનાં ઠેકાણાં ઘણાં છે, નહિ તો હું તમને કહેત; તમારે કાજે
જગ્યા તૈયાર કરવાને હું જાઉંછું. અને જો હું જઈને તમારે ૩
કાજે જગ્યા તૈયાર કરીશ, તો પાછો આવીશ, ને તમને મારી
પાસે લઈશ, એ માટે કે, જ્યાં હું છું ત્યાં તમે પણ રહો. અને ૪
જ્યાં હું જાઉંછું તે તમે જાણોછો, રસ્તો પણ તમે જાણોછો.
થોમા તેને કહેછે કે, પ્રભુ, તું કયાં જાયછે, તે અમે જાણતા નથી; ૫
ત્યારે અમે રસ્તો કેમ જાણી શકિયે? ઈશુ તેને કહેછે કે, રસ્તો ૬
તથા સત્ય તથા જીવન હું છું, મારા આશ્રા વિના બાપની
પાસે કોઈ આવતું નથી. તમે જો મને જાણત તો મારા બાપને ૭
પણ જાણત, ને હવેથી તમે તેને જાણ્યો છે ને તેને દીઠો છે.
ફીલીપ તેને કહેછે કે, પ્રભુ, અમને બાપ દેખાડ, એટલે અમારે ૮
બસ છે. ઈશુ તેને કહેછે કે, ફીલીપ, આટલી વાર હું તમારી જોડે ૯
રહ્યો છું તો પણ શું તેં મને જાણ્યો નથી? જેણે મને દીઠો છે
તેણે બાપને દીઠો છે, તો તું શા માટે કહેછે કે, અમને બાપ

૧૦ દેખડાવ? હું બાપમાં ને બાપ મારામાં એનો વિશ્વાસ તું
કરેછે કે નહિ? જે વાતો હું તમને કહુંછું તે પોતાથી નથી
૧૧ કહેતો, પણ બાપ જે મારામાં રહેછે તે એ કામો કરેછે. હું
બાપમાં ને બાપ મારામાં એવો વિશ્વાસ મારા પર કરો, નહિ
૧૨ તો તે કામોને લીધે મારા પર વિશ્વાસ કરો. હું તમને ખચીત
ખચીત કહુંછું કે, હું જે કામો કરૂંછું તેજ મારા પર વિશ્વાસ
કરનાર પણ કરશે, ને તેથી મોટાં કામ કરશે, કાંજે હું બાપની
૧૩ પાસે જાઉંછું. અને જે કંઈ મારે નામે તમે માગશો, તે હું એ માટે
૧૪ કરીશ કે બાપ દીકરામાં મહિમા પામે. જો તમે મારે નામે કંઈ
૧૫ માગશો તો તે હું કરીશ. જો તમે મારા પર પ્રેમ કરોછો તો
૧૬ મારી આજ્ઞાઓ પાળો. અને હું બાપની વિનંતી કરીશ, ને તે
તમને બીજો સંબોધક તમારી પાસે સદા રહેવા માટે આપશે,
૧૭ એટલે સત્યનો આત્મા, જેને જગત લઈ નથી શકતું, કાંજે
તેને તે દેખતું નથી, ને તેને જાણતું નથી, પણ તમે તેને
૧૮ જાણોછો, કેમકે તે તમારી સાથે રહેછે, ને તમારામાં વસશે. હું
૧૯ તમને અનાથ નહિ મૂકીશ, હું તમારી પાસે આવીશ. થોડી
વાર પછી જગત મને ફરી નહિ દેખશે, પણ તમે મને દેખશો;
૨૦ હું જીવુંછું, માટે તમે પણ જીવશો. તે દહાડે તમે જાણશો કે,
૨૧ હું મારા બાપમાં છું, ને તમે મારામાં છો, ને હું તમમાં છું. જે
મારી આજ્ઞાઓ પામેછે, ને તેઓને પાળેછે તેજ મારા પર પ્રેમ
કરેછે, ને જે મારા પર પ્રેમ કરેછે તેના પર મારા બાપનો પ્રેમ
થશે, ને હું તે પર પ્રેમ કરીશ, ને તેની પાસે હું પોતાને પ્રગટ
૨૨ કરીશ. યહુદા, જે ઈસકારીઓત ન હતો, તે તેને કહેછે કે,
પ્રભુ, એ કેમ, કે તું પોતાને અમારી પાસે પ્રગટ કરનાર છે, ને
૨૩ જગતની પાસે નહિ? ઈશુએ ઉત્તર આપતાં તેને કહ્યું, જો
કોઈ મારા પર પ્રેમ કરે તો તે મારી વાતો પાળશે, ને મારો
બાપ તે પર પ્રેમ કરશે, ને અમે તેની પાસે આવીને તેની સાથે
૨૪ રહીશું. જે મારા પર પ્રેમ નથી કરતો તે મારી વાતો નથી
પાળતો, ને જે વાત તમે સાંભળોછો તે મારી નથી, પણ બાપ
જેણે મને મોકલ્યો છે તેનીજ છે.

મેં તમારી સાથે રહેતાં તમને એ વાતો કહી છે. પણ ૨૫ ૨૬
સંબોધક, જે પવિત્ર આત્મા, જેને બાપ મારા નામથી મોકલી
દેશે, તે તમને બધાં શીખવશે, ને મેં જે સર્વે તમને કહ્યાં તે
બધાં તમને સંભરાવશે. હું તમને શાંતિ આપીને જાઉંછું; ૨૭
મારી શાંતિ હું તમને આપુંછું; જેમ જગત આપેછે તેમ હું
તમને આપતો નથી; તમારાં મનને ગભરાવા ન દેો, ને
બિહીવા ન દેો. મેં જે તમને કહ્યું તે તમે સાંભળ્યું છે કે, હું ૨૮
જાઉંછું, ને તમારી પાસે પાછો આવુંછું. જો તમે મારા પર પ્રેમ
કરત, તો હું બાપની પાસે જાઉંછું, એ મારા કહ્યાથી તમે
હરખાત, કેમકે મારો બાપ મારા કરતાં મોટો છે. અને જ્યારે ૨૯
એ થાય ત્યારે તમે વિશ્વાસ કરો માટે થયા અગાઉ મેં
હમણાંથી તમને કહ્યું છે. હવેથી તમારી જોડે હું ઘણી વાતો ૩૦
નહિ કરીશ, કાંજે આ જગતનો અધિકારી આવેછે, ને મારામાં
તેનું કંઈ નથી. પણ એ માટે કે જગત જાણે કે હું બાપ પર ૩૧
પ્રેમ કરૂંછું, ને બાપે જેવી મને આજ્ઞા કીધી છે, તેવું હું કરૂંછું.
ઉઠો, હિયાંથી આપણે જઈએ.

હું ખરો દ્રાક્ષનો વેલો છું, ને મારો બાપ માળી છે. ૧૫
મારામાંની હરેક ડાળી જે ફળ નથી આપતી તેને તે કહાડી ૨
નાખેછે, ને હરેક જે ફળ આપેછે, તે વત્તાં ફળ આપે માટે તેને
શુદ્ધ કરેછે. જે વાત મેં તમને કહી છે તેના આશ્રાથી હવે ૩
તમે શુદ્ધ છો. તમે મારામાં રહો, ને હું તમમાં રહીશ; જેમ ૪
ડાળી વેલામાં રહ્યા વિના પોતાથી ફળ આપી નથી શકતી,
તેમ તમે પણ મારામાં રહ્યા વિના આપી શકતા નથી. હું ૫
દ્રાક્ષનો વેલો છું, તમે ડાળીઓ છો; જે મારામાં રહેછે, ને હું
તેમાં તેજ ઘણાં ફળ આપેછે; કેમકે મારા વિનાં તમે કંઈ
કરી નથી શકતા. જો કોઈ મારામાં રહેતો નથી, તો ડાળીની ૬
પેઠે તે બહાર ફેંકાયછે, ને સુકાઈ જાયછે, પછી લોક તેઓને
એકઠી કરીને વસ્તેવમાં નાખેછે, ને તેઓ બળીજાયછે. જો ૭
તમે મારામાં રહો, ને મારી વાતો તમારામાં રહે, તો જે તમે

૮ ચાહો તે તમે માગશો, ને તે તમને મળશે. એમાં મારો બાપ
મહિમા પામેછે કે તમે બહુ ફળ આપો, એમ તમે મારા શિષ્ય
૯ થશો. જેમ બાપે મારા પર પ્રેમ કીધો, તેમ મેં તમારા પર
૧૦ પ્રેમ કીધો; તમે મારા પ્રેમમાં રહો. જો તમે મારી આજ્ઞાઓ
પાળો તો તમે મારા પ્રેમમાં રહેશો, જેમ હું મારા બાપની
૧૧ આજ્ઞાઓ પાળીને તેના પ્રેમમાં રહુંછું તેમ. તમમાં મારો
આનંદ રહે, ને તમારો આનંદ સંપુરણ થાય, માટે મેં તમને
૧૨ એ વાતો કહી છે. મારી આજ્ઞા એ છે કે, જેમ મેં તમ પર
૧૩ પ્રેમ કીધો છે, તેમ તમે એક બીજા પર પ્રેમ કરો. પોતાના
મિત્રોને સારૂ પોતાનો જીવ આપવા કરતાં કોઈનો પ્રેમ મોટો
૧૪ નથી. હું તમને જે કંઈ આજ્ઞા આપુંછું તે જો તમે કરો તો તમે
૧૫ મારા મિત્ર છો. હવેથી હું તમને દાસ નહિ કહીશ, કેમકે
પોતાનો શેઠ જે કરેછે તે દાસ જાણતો નથી, પણ મેં તમને
મિત્ર કહ્યા છે, કેમકે જે મેં મારા બાપથી સાંભળ્યાં તે બધાં મેં
૧૬ તમને જણાવ્યાં છે. તમે મને પસંદ નથી કીધો, પણ મેં તમને
પસંદ કીધા છે, ને તમને ઠરાવ્યા છે, કે તમે જઈને બહુ ફળ
આપો, ને તમારાં ફળ રહે, એ માટે કે તમે મારા નામે જે
૧૭ કંઈ બાપની કને માગો તે તમને તે આપે. તમે એક બીજા
૧૮ પર પ્રેમ કરો માટે હું તમને એ આજ્ઞા આપુંછું. જો જગત
તમારો દ્વેષ કરેછે તો એથી અગાઉ તેણે મારો દ્વેષ કીધેલો
૧૯ છે, એ તમે જાણોછો. જો તમે જગતના હોત તો જગત
પોતાનાના ઉપર પ્રેમ કરત; પણ તમે જગતના નથી, પણ
મેં તમને જગતમાંથી પસંદ કીધા છે, તે માટે જગત તમારો
૨૦ દ્વેષ કરેછે. દાસ પોતાના શેઠથી મોટો નથી, એવી જે વાત મેં
તમને કહી તે સંભારો, જો તેઓ મારી પછવાડે લાગ્યા, તો
તમારી પછવાડે પણ લાગશે; જો તેઓએ મારી વાત પાળી,
૨૧ તો તમારી પણ પાળશે. પણ એ બધાં મારા નામને સારૂ
તેઓ તમને કરશે, કેમકે જેણે મને મોકલ્યો છે તેને તેઓ
૨૨ જાણતા નથી. જો હું આવ્યો ન હોત, ને તેઓને કહ્યું ન હોત,
તો તેઓને પાપ ન લાગત; પણ હમણાં તેઓનાં પાપ સંબંધી

તેઓને બહાનું નથી. જે મારા પર દ્વેષ કરેછે, તે મારા બાપના ૨૩
પર પણ દ્વેષ કરેછે. જે કામો બીજા કોઈએ કીધાં નથી, તે જો ૨૪
મેં તેઓમાં ન કીધાં હોત, તો તેઓને પાપ ન લાગત; પણ
હવે તેઓએ મને તથા મારા બાપને પણ દીઠા છે, ને દ્વેષ
કીધો છે. પણ તેઓના શાસ્ત્રમાં એ વાત લખેલી છે કે, ૨૫
તેઓએ કારણ વગર મારો દ્વેષ કીધો, તે પુરી થવા સારૂ
[એમ થયું]. પણ સંબોધક, જેને હું બાપની પાસેથી ૨૬
તમારી પાસે મોકલી દઈશ, એટલે સત્યનો આત્મા જે બાપની
પાસેથી નિકળેછે, તે જ્યારે આવશે, ત્યારે મારા સંબંધી
શાહેદી આપશે. અને તમે આરંભથી મારી જોડે છો, માટે તમે ૨૭
પણ શાહેદી આપશો.

તમે ઠોકર ન ખાઓ માટે મેં તમને એ વાતો કહી છે. ૧૬
તેઓ તમને સભાઓમાંથી કહાડી મૂકશે, ને એવો સમય ૨
આવેછે કે જે કોઈ તમને મારી નાખે તે દેવની સેવા કરેછે,
એમ તેને લાગશે. અને તેઓ બાપને તથા મને જાણતા ૩
નથી, માટે તેઓ તમને એવું કરશે. પણ એ બધાં મેં તમને એ ૪
માટે કહ્યાં છે કે, જ્યારે તે સમય આવે ત્યારે તમે સંભારો કે
એ વાતો મેં તમને કહી; પહેલાંથી એ વાતો મેં તમને કહી ન
હતી: કેમકે હું તમારી જોડે હતો. પણ જેણે મને મોકલ્યો છે ૫
તેની પાસે હવે હું જાઉંછું; પણ તું ક્યાં જાયછે એમ તમારા-
માંનો કોઇ મને પુછતો નથી. પણ મેં તમને એ વાતો કહી છે, ૬
માટે તમારાં મન શોકે ભરાઈ ગયાં છે. પણ જે સાચું તે હું ૭
તમને કહુંછું; મારૂં જવું તમને ગુણકારી છે, કેમકે જો હું જાઉં
નહિ, તો સંબોધક તમારી પાસે નહિ આવશે. પણ જો હું
જાઉં, તો તેને તમારી પાસે હું મોકલી દઈશ. અને તે આવીને ૮
પાપ વિષે તથા ન્યાયપણા વિષે તથા ન્યાય ઠરાવવા વિષે,
જગતની ખાતરી કરશે. પાપ વિષે, કેમકે તેઓ મારા પર ૯
વિશ્વાસ કરતા નથી; ને ન્યાયીપણા વિષે, કેમકે હું બાપની પાસે ૧૦
જાઉંછું, ને તમે હવેથી મને નહિ જોશો; ને ન્યાય ઠરાવવા ૧૧

વિષે, કેમકે આ જગતના અધિકારીઓનો ન્યાય ઠરાવાયછે.
૧૨ હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે, પણ હમણાં તે તમે
૧૩ ખમી શકતા નથી. તો પણ જે સત્યનો આત્મા, તે જ્યારે
આવશે, ત્યારે તે તમને સર્વ સત્યમાં લઈજશે; કેમકે તે
પોતાથી નહિ કહેશે, પણ જે કંઈ તે સાંભળશે તેજ કહેશે, ને
૧૪ જે જે થનાર છે તે તમને કહી દેખાડશે. અને તે મને મહિમા-
વાન કરશે, કેમકે તે મારા વિષેનું લઈને તમને કહી દેખાડશે.
૧૫ જે બાપનાં છે તે સર્વ મારાં છે, તે માટે મેં કહ્યું કે, તે મારા
૧૬ વિષેનું લઈને તમને કહી દેખાડશે. થોડી વાર પછી તમે
મને નહિ જોશો, ને ફરી થોડી વાર પછી તમે મને જોશો;
૧૭ કેમકે હું નિકળીને બાપની પાસે જાઉંછું. એ માટે તેના
શિષ્યોમાંના કેટલાએકે માહોમાંહે કહ્યું, એ આપણને કહેછે કે,
થોડી વાર પછી તમે મને નહિ જોશો, ને ફરી થોડી વાર પછી
તમે મને જોશો, કેમકે હું નિકળીને બાપની પાસે જાઉંછું, તે શું
૧૮ છે? તે માટે તેઓએ કહ્યું કે, એ થોડી વાર કહેછે તે શું છે?
૧૯ તે શું કહેછે એ આપણે જાણતા નથી. તેઓ તેને પુછવા
ચાહાતા હતા, એ ઈશુએ જાણ્યું, તે માટે તેણે તેઓને કહ્યું કે,
થોડી વાર પછી તમે મને નહિ જોશો, ને ફરી થોડી વાર પછી
તમે મને જોશો એ જે મેં કહ્યું, તે વિષે તમે માહોમાંહે પુછોછો
૨૦ શું? હું તમને ખચીત ખચીત કહુંછું કે, તમે રડશો ને શોક
કરશો, પણ જગત હરખાશે; તમે દલગીર થશો, પણ તમારી
૨૧ દલગીરી આનંદરૂપ થઈજશે. જ્યારે બાયડી જણવાની છે
ત્યારે તેને દુઃખ થાયછે, કેમકે તેનો વખત આવ્યો છે; પણ
જ્યારે છોકરૂં જણ્યું ત્યારે જગતમાં માણસ જન્મ્યું તેના
૨૨ આનંદથી તે દુઃખ ફરી સંભારતી નથી. અને હમણાં તમને
તો દલગીરી લાગેછે ખરી, પણ હું તમને ફરી જોઈશ, પછી
તમારાં મન આનંદ કરશે, ને તમારો આનંદ તમારી પાસેથી
૨૩ કોઈ લઈ લેનાર નથી. અને તે દહાડે તમે મારી પાસે કંઈ
માગશો નહિ; હું તમને ખચીત ખચીત કહુંછું કે, મારે નામે
૨૪ જે કંઈ તમે બાપ પાસે માગશો તે તમને તે આપશે. હજી

સુધી મારે નામે તમે કંઈ માગ્યું નથી; માગો, ને તમે પામશો,
એ માટે કે તમારો આનંદ સંપૂર્ણ થાય.
એ વાતો મેં તમને દૃષ્ટાંતોમાં કહી છે, પણ એવો સમય ૨૫
આવેછે કે, જેમાં દૃષ્ટાંતોમાં હું તમારી સાથે નહિ બોલીશ,
પણ બાપ સંબંધી હું તમને ઉઘાડું કહી દેખાડીશ. તે દહાડે ૨૬
મારે નામે તમે માગશો, ને હું તમને એમ નથી કહેતો કે હું
તમારે સારૂ બાપની પાસે વિનંતી કરીશ. કેમકે બાપ પોતેજ ૨૭
તમારા પર પ્રેમ કરેછે, કાંજે તમે મારા પર પ્રેમ કીધો છે, ને
હું દેવની પાસેથી નિકળ્યો, એનો વિશ્વાસ પણ કીધો છે. હું ૨૮
બાપ પાસેથી નિકળીને જગતમાં આવ્યો છું, વળી હું જગત
મૂકીને બાપની પાસે જાઉંછું. તેના શિષ્યોએ તેને કહ્યું કે, જો, ૨૯
હવે તું ઉઘાડું બોલેછે, ને કંઈ દૃષ્ટાંત નથી કહેતો. હવે અમે ૩૦
જાણિયેછિયે કે તું સઘળાં જાણેછે, ને તને પુછવાની અગત્ય
કોઈને નથી; એ ઉપરથી અમે વિશ્વાસ કરિયેછિયે કે તું દેવ
પાસેથી આવ્યો છે. ઈશુએ તેઓને ઉત્તર દીધું કે, તમે શું ૩૧
હવે વિશ્વાસ કરોછો? જુઓ, એવી ઘડી આવેછે, ને હમણાં ૩૨
આવી છે કે, તમે હરેક માણસ પોતપોતાનાંની ગમ વેરાશો, ને
મને એકલો મૂકશો, તો પણ હું એકલો નથી, કેમકે બાપ મારી
જોડે છે. મારામાં તમને સમાધાન થાય માટે મેં તમને એ ૩૩
વાતો કહી છે; જગતમાં તમને સંકટ થશે, પણ છાતી રાખો,
જગતને મેં જીત્યું છે.

ઈશુએ એ વાતો કહી રહ્યા પછી આકાશની ગમ પોતાની ૧૭
આંખો ઉંચી કરીને કહ્યું કે, બાપ, સમય આવ્યો છે, તું તારા
દીકરાનો મહિમા એ માટે કર, કે તારો દીકરો પણ તારો
મહિમા કરે. કેમકે તેં સર્વ લોકો પર તેને અધિકાર આપ્યો ૨
છે કે, જેટલા તેં તેને આપ્યા તે સર્વને અનંત જીવન તે આપે.
અને અનંત જીવન એ છે કે તેઓ તને એકલા ખરા દેવને ૩
તથા ઈશુ ખ્રીસ્ત જેને તેં મોકલ્યો છે તેને જાણે. મેં પૃથ્વી ૪
પર તારો મહિમા કીધો છે, જે કામ તેં મને કરવાને આપ્યું છે

૫ તે મેં પુરૂં કીધું છે. અને, ઓ બાપ, જગત થયા અગાઉ તારી
પાસે મારો જે મહિમા હતો તેથી તું હમણાં પોતાની પાસે મને
૬ મહિમાવાન કર. જગતમાંથી જે માણસો તેં મને આપ્યાં છે,
તેઓને તારૂં નામ મેં પ્રગટ કીધું છે; તેઓ તારાં હતાં, ને તેં
૭ તેઓને મને આપ્યાં છે, ને તેઓએ તારી વાત પાળી છે. હવે
તેઓએ જાણ્યું છે કે જેટલાં તેં મને આપ્યાં, તે સઘળાં તારાથી
૮ છે. કેમકે જે વાતો તેં મને આપી છે તે મેં તેઓને આપી છે,
ને તેઓએ તે લીધી, ને હું તારી પાસેથી નિકળીને આવ્યો છું,
એ તેઓએ નિશ્ચે જાણ્યું, ને તેં મને મોકલ્યો છે, એમ તેઓએ
૯ વિશ્વાસ કીધો. તેઓને સારૂ હું વિનંતી કરૂંછું; જગતને સારૂ
હું વિનંતી કરતો નથી, પણ જેઓ તેં મને આપ્યાં છે તેઓને
૧૦ સારૂ; કેમકે તેઓ તારાં છે. અને જે મારાં તે બધાં તારાં છે, ને
૧૧ જે તારાં તે મારાં છે, ને હું તેઓમાં મહિમા પામેલો છું. અને
હવેથી હું જગતમાં નથી, પણ તેઓ જગતમાં છે, ને હું તારી
પાસે આવુંછું. ઓ પવિત્ર બાપ, તેં જેઓ મને આપ્યાં છે,
તેઓને આપણ સરખા એક થવા સારૂ તારા નામથી બચાવી
૧૨ રાખ. હું તેઓની જોડે જગતમાં હતો ત્યાં સુધી તારા નામથી
મેં તેઓને બચાવી રાખ્યાં; જેઓ તેં મને આપ્યાં તેઓને મેં
બચાવી રાખ્યાં છે; લેખ પુરા થવા સારૂ વિનાશના દીકરા
૧૩ વિના તેઓમાંના કોઈનો વિનાશ નથી થયો. પણ હવે હું
તારી પાસે આવુંછું, ને તેઓમાં મારો આનંદ સંપૂર્ણ થાય,
૧૪ માટે હું જગતમાં એ વાતો કહુંછું. તારી વાત મેં તેઓને
આપી છે, ને જગતે તેઓનો દ્વેષ કીધો છે; કેમકે જેમ હું
૧૫ જગતનો નથી, તેમ તેઓ પણ જગતના નથી. તું તેઓને
જગતમાંથી કહાડે એવી વિનંતી હું નથી કરતો, પણ એવી કે
૧૬ ભુંડાથી તું તેઓને બચાવે. જેમ હું જગતનો નથી, તેમ તેઓ
૧૭ જગતના નથી. તું પોતાના સત્યથી તેઓને પવિત્ર કર, તારૂં
૧૮ વચન સત્ય છે. જેમ તેં મને જગતમાં મોકલ્યો છે, તેમ મેં
૧૯ પણ તેઓને જગતમાં મોકલ્યા છે. અને તેઓ પણ સત્યથી
૨૦ પવિત્ર થાય માટે તેઓને સારૂ હું પોતાને પવિત્ર કરૂંછું. હું

એકલા તેઓને સારૂ નહિ, પણ તેઓની વાતથી મારા પર જે
વિશ્વાસ કરશે, તેઓને સારૂ પણ વિનંતી કરૂંછું કે, તેઓ બધા ૨૧
એક થાય. ઓ બાપ, જેમ તું મારામાં ને હું તારામાં, તેમ
તેઓ પણ આપણામાં એક થાય, એ સારૂ કે તેં મને મોકલ્યો
છે, એમ જગત વિશ્વાસ કરે. અને જે મહિમા તેં મને આપ્યો ૨૨
છે તે મેં તેઓને એ માટે આપ્યો છે, કે જેવા આપણે એક
છિયે તેવા તેઓ પણ એક થાય; હું તેઓમાં ને તું મારામાં, ૨૩
એ માટે કે તેઓ એકરૂપ સંપૂર્ણ કરાય, અને કે તેં મને
મોકલ્યો છે, ને જેમ તેં મારા પર પ્રેમ કીધો છે, તેમ તેઓના
પર પ્રેમ કીધો છે, એ જગત જાણે. બાપ, હું એમ ચાહુંછું કે, ૨૪
જ્યાં હું છું ત્યાં જેઓ તેં મને આપ્યાં છે તેઓ પણ મારી પાસે
હોય કે મારો મહિમા જે તેં મને આપ્યો છે તે તેઓ જુએ;
કેમકે જગતનો પાયો નાખ્યા અગાઉ તેં મારા પર પ્રેમ કીધો
છે. ઓ યથાર્થી બાપ, જગતે તો તને જાણ્યો નથી; પણ ૨૫
મેં તને જાણ્યો છે; ને તેં મને મોકલ્યો છે, એમ તેઓએ
જાણ્યું છે. અને તેઓને તારૂં નામ મેં જણાવ્યું છે, ને વળી ૨૬
જણાવીશ કે, જે પ્રેમથી તેં મારા પર પ્રેમ કીધો છે, તે
તેઓમાં રહે, ને હું પણ તેઓમાં રહું.

ઈશુ એ વાતો કહીને પોતાના શિષ્યો સુદ્ધાં કેદરોનના નાળા ૧૮
પાર ગયો, જ્યાં વાડી હતી, તેમાં તે તથા તેના શિષ્યો પેઠા.
અને તેને પકડાવનાર યહુદા પણ તે ઠેકાણું જાણતો હતો, કાંજે ૨
ઈશુ પોતાના શિષ્યોની સાથે ઘણી વાર ત્યાં જતો હતો. ત્યારે ૩
યહુદા મુખ્ય યાજકોની તથા ફરોશીઓની પાસેથી સિપાઈઓને
તથા ભાલદારોને લઈને ફાનસ તથા મશાલ તથા હથિયાર
સુદ્ધાં ત્યાં આવ્યો. ઈશુ પોતા પર જે સઘળાં થવાનાં હતાં તે ૪
જાણતો હતો, તે માટે તેણે બહાર જઈને તેઓને કહ્યું કે, તમે
કોણને શોધોછો? તેઓએ તેને ઉત્તર દીધું કે, ઈશુ જે નાઝારી ૫
તેને. ઈશુ તેઓને કહેછે કે, હું તે છું. અને યહુદા તેને પકડા-
વનાર પણ તેઓની જોડે ઉભો રહ્યો હતો. હું તે છું, એમ તેણે ૬

૭ તેઓને કહેતાંજ તેઓ પાછા હટીને ભોંય પર પડયા. ત્યારે
તેણે ફરી તેઓને પુછયું કે, તમે કોણને શોધોછો? ને તેઓએ
૮ કહ્યું કે, ઈશુ નાઝારીને. ઈશુએ ઉત્તર દીધું કે, મેં તમને
કહ્યું છે કે, હું તે છું, એ માટે જો તમે મને શોધોછો તો એઓને
૯ જવા દો. એ માટે કે જે વાત તેણે કહી હતી કે, જેઓ તેં મને
આપ્યાં છે તેઓમાંથી એકને પણ મેં ખોયો નથી, તે પુરી
૧૦ થાય. ત્યારે સીમોન પીતરની પાસે તરવાર છતાં તેણે તે
કહાડીને મુખ્ય યાજકના ચાકરને મારીને તેનો જમણો કાન
૧૧ કાપી નાખ્યો, ને તે ચાકરનું નામ માલખ હતું. એ માટે
ઈશુએ પીતરને કહ્યું કે, તારી તરવાર મીઆનમાં ઘાલ, જે
વાટકો મારા બાપે મને આપ્યો છે તે શું હું નહિજ પીઉં?

૧૨ ત્યારે સિપાઈઓએ તથા જમાદારે તથા યહુદીઓના ભાલ-
૧૩ દારોએ ઈશુને પકડયો, ને તેને બાંધ્યો. અને પહેલાં તેને
આનાસની પાસે લઈ ગયા, કેમકે તે વરસના પ્રમુખ્ય યાજક
૧૪ કાયાફાનો તે સસરો હતો. અને જે કાયાફાએ યહુદીઓને
બતાવ્યું હતું કે, લોકોને સારૂ એક માણસનું મરવું ગુણકારી
છે, તે એજ હતો.

૧૫ અને સીમોન પીતર તથા બીજો શિષ્ય ઈશુની પાછળ ગયા,
ને તે શિષ્ય પ્રમુખ્ય યાજકનો ઓળખીતો છતાં ઈશુની સાથે
૧૬ પ્રમુખ્ય યાજકના ઘરમાં ગયો. પણ પીતર બારણા આગળ
બહાર ઉભો રહ્યો માટે તે બીજો શિષ્ય જે પ્રમુખ્ય યાજકનો
ઓળખીતો હતો તે બહાર આવ્યો, ને જે દરવાન હતી તેણીને
૧૭ કહીને પીતરને માંહે લાવ્યો. ત્યારે તે દરવાન દાસી પીતરને
કહેછે કે, શું તું પણ તે માણસના શિષ્યોમાંનો નથી? તે
૧૮ કહેછે કે, હું નથી. અને ચાકરો તથા ભાલદારો કોએલાનો
વસ્તેવ કરીને ઉભા રહીને તાપતા હતા, કાંજે ટહાડ હતી, ને
પીતર પણ તેઓની જોડે ઉભો રહીને તાપતો હતો.

૧૯ ત્યારે પ્રમુખ્ય યાજકે ઈશુને તેના શિષ્યો વિષે તથા તેના
૨૦ ઉપદેશ વિષે પુછયું. ઈશુએ તેને ઉત્તર આપ્યું કે, જગતની
આગળ પ્રગટરૂપે હું બોલતો આવ્યો; સભામાં તથા મંદિરમાં

જ્યાં યહુદીઓ નિત્ય એકઠા થાયછે ત્યાં હું નિત્ય શીખવતો
આવ્યો, ને મેં ગુપ્તમાં કંઈ નથી કહ્યું. તું મને કેમ પુછેછે? તેઓને ૨૧
મેં શું કહ્યું તે મારા સાંભળનારાઓને પુછ; જો, મેં જે કહ્યાં તે
તેઓ જાણેછે. અને તેણે એમ કહેતાંજ ભાલદારોમાંનો એક ૨૨
જે પાસે ઉભો હતો, તેણે ઈશુને થબડાક મારીને કહ્યું કે,
પ્રમુખ્ય યાજકને તું એવી રીતે ઉત્તર દેછે? ઈશુએ તેને ઉત્તર ૨૩
દીધું કે, જો મેં ભુંડું કહ્યું હોય તો તે ભુંડા વિષે શાહેદી આપ;
પણ જો ઠીક તો તું મને કેમ મારેછે? ત્યારે કાયાફા પ્રમુખ્ય ૨૪
યાજકની પાસે આનાસે તેને બાંધેલો મોકલ્યો.
અને સીમોન પીતર ઉભો રહીને તાપતો હતો, ત્યારે ૨૫
તેઓએ તેને કહ્યું કે, તું શું એના શિષ્યોમાંનો નથી? તેણે
નકાર કરતાં કહ્યું કે, હું નથી. જેનો કાન પીતરે કાપી નાખ્યો ૨૬
તેનો સગો જે પ્રમુખ્ય યાજકના ચાકરોમાંનો એક તે કહેછે કે,
વાડીમાં મેં તને તેની સાથે દીઠો નથી શું? ત્યારે પીતરે ફરી ૨૭
નકાર કીધો, ને તરત મરઘો બોલ્યો.
ત્યારે તેઓ ઈશુને કાયાફા પાસેથી કચેરીમાં લઈ જાયછે, ૨૮
એટલામાં મોટી સવાર થઈ, ને તેઓ અશુદ્ધ ન થાય, પણ
પાસ્ખા ખાય, માટે તેઓ કચેરીમાં ન ગયા. એ માટે પીલાતે ૨૯
તેઓની પાસે બહાર જઈને કહ્યું કે, એ માણસ પર તમે શો
બટ્ટો મૂકોછો? તેઓએ ઉત્તર દેતાં તેને કહ્યું કે, જો એ ભુંડું ૩૦
કરનાર ન હોત તો અમે એને તને ન સોંપત. ત્યારે પીલાતે ૩૧
તેઓને કહ્યું કે, તમે એને લઈને તમારા શાસ્ત્ર પ્રમાણે એનો
ન્યાય કરો. ત્યારે યહુદીઓએ તેને કહ્યું કે, કોઇને મારી-
નાખવો એવો અધિકાર અમને નથી. પોતે કયા મોતથી ૩૨
મરનાર હતો તે જણાવતાં ઈશુએ જે વાત કહી તે પુરી
થાય માટે [એમ થયું].
ત્યારે પીલાતે ફરી કચેરીમાં જઈને ઈશુને પાસે તેડીને તેને ૩૩
કહ્યું કે, તું શું યહુદીઓનો રાજા છે? ઈશુએ તેને ઉત્તર દીધું ૩૪
કે, એ શું તું પોતાથી કહેછે, કે કોઈ બીજાઓએ મારા સંબંધી
તને કહ્યું છે? પીલાતે ઉત્તર દીધું કે, હું શું યહુદી છું? તારા ૩૫

દેશનાઓએ તથા મુખ્ય યાજકોએ તને મારે હવાલે કીધો; તેં
૩૬ શું કીધું છે? ઈશુએ ઉત્તર આપ્યું કે, મારૂં રાજ્ય આ જગતનું
નથી; જો મારૂં રાજ્ય આ જગતનું હોત, તો મારા ચાકરો
લડત, એ માટે કે હું યહુદીઓને સ્વાધીન ન કરાઉં; પણ હવે
૩૭ મારૂં રાજ્ય હિયાંનું નથી. ત્યારે પીલાતે તેને કહ્યું કે, તો શું તું
રાજા છે? ઈશુએ ઉત્તર આપ્યું કે, તું કહેછે તેજ, હું રાજા
છું; એજ માટે હું જન્મ્યો છું, ને એજ સારૂ હું જગતમાં
આવ્યો છું, કે સત્ય વિષે શાહેદી આપું; દરેક જે સત્યનો છે,
૩૮ તે મારો ઘાંટો સાંભળેછે. પીલાત તેને કહેછે કે, સત્ય શું છે?
અને એમ કહીને ફરી યહુદીઓની પાસે બહાર ગયો, ને
૩૯ તેઓને કહેછે કે, હું તેમાં કાંઈ અપરાધ દેખતો નથી. પણ
પાસ્ખા પર્વમાં તમારે સારૂ એકને હું મૂકીદઉં, એવી તમારી
રીત છે, માટે હું તમારે સારૂ યહુદીઓના રાજાને મૂકીદઉં? શું
૪૦ તમે એમ ચાહોછો? ત્યારે તે બધાએ ફરી બૂમ પાડતાં કહ્યું
કે, એને નહિ, પણ બારાબાસને. બારાબાસ તો લુટારો હતો.

૧૯ ત્યાર પછી પીલાતે ઈશુને લઈને કોરડા મારયા.
૨ અને સિપાઈઓએ કાંટાનો મુગટ ગુંથીને તેના માથા પર મૂકયો,
૩ ને જાંબુડું વસ્ત્ર તેને પહેરાવીને કહ્યું કે, ઓ યહુદીઓના રાજા,
૪ સુખી રહે! ને તેઓએ તેને થબડાકો મારી. એ માટે
પીલાત ફરી બહાર જઈને તેઓને કહેછે કે, એમાં મને કાંઈ
અપરાધ જડતો નથી; જુઓ, એ તમને જણાવવાને હું
૫ તમારી પાસે એને બહાર લાવુંછું. ત્યારે ઈશુ કાંટાનો મુગટ
તથા જાંબુડું વસ્ત્ર પહેરેલો બહાર નિકળ્યો. પછી પીલાત
૬ તેઓને કહેછે કે, જુઓ આ માણસ! જયારે મુખ્ય યાજકોએ
તથા ભાલદારોએ તેને દીઠો, ત્યારે તેઓએ બૂમ પાડતાં કહ્યું
કે, એને વધસ્તંભ પર જડાવ, વધસ્તંભ પર જડાવ. પીલાત
તેઓને કહેછે કે, તમે એને લઈને વધસ્તંભ પર જડાવો;
૭ કાંજે મને એમાં કાંઇ અપરાધ જડતો નથી. યહુદીઓએ તેને
ઉત્તર દીધું કે, અમારે શાસ્ત્ર છે, ને અમારા શાસ્ત્ર પ્રમાણે

એણે મરણ ભોગવવું જોઈએ; કેમકે એણે પોતાને દેવનો
દીકરો ઠરાવ્યો છે. એ માટે પીલાત એ વાત સાંભળ્યા પર ૮
વત્તો બિહીધો. અને ફરી કચેરીમાં જઈને ઈશુને કહેછે કે, તું ૯
કયાંનો છે? પણ ઈશુએ તેને ઉત્તર ન દીધું. ત્યારે પીલાત ૧૦
તેને કહેછે કે, મને તું કેમ કહેતો નથી? તને વધસ્તંભ પર
જડવાનો અધિકાર મને છે. ને તને છોડવાનો અધિકાર મને
છે, એ તું જાણતો નથી શું? ઈશુએ ઉત્તર દીધું કે, ઉપરથી ૧૧
તને અપાયા વગર મારા પર તારો કાંઈ અધિકાર ન હોત;
તે માટે જેણે મને તને સોંપ્યો તેનું પાપ વત્તું છે. ત્યારથી ૧૨
પીલાતે તેને મૂકી દેવાની મેહેનત કીધી; પણ યહુદીઓએ
બૂમ પાડતાં કહ્યું કે, જો તું એ માણસને મૂકીદે, તો તું
કાઈસારનો મિત્ર નથી; જે કોઈ પોતાને રાજા ઠરાવેછે, તે
કાઈસારને વિરૂદ્ધ બોલેછે. ત્યારે એ વાત સાંભળીને પીલાત ૧૩
ઈશુને બહાર લાવ્યો, ને ફરસબંદી કહેવાએલી જગ્યા જે હેબ્રી
બોલીમાં ગાબ્બાથા કહેવાયછે, ત્યાં ન્યાયની ગાદી પર તે
બેઠો. અને પાસ્ખાની તૈયારીનો એ દહાડો હતો, ને આસરે ૧૪
બપોર હતા. ત્યારે તે યહુદીઓને કહેછે કે, જુઓ તમારો
રાજા! પણ તેઓએ મોટે ઘાંટે કહ્યું કે, એને દૂર કર, દૂર કર, ૧૫
વધસ્તંભ પર જડાવ. પીલાત તેઓને કહેછે કે, શું હું તમારા
રાજાને વધસ્તંભ પર જડાવું? મુખ્ય યાજકોએ ઉત્તર દીધું
કે, કાઈસાર વગર અમારો કોઈ રાજા નથી. ત્યારે તેને ૧૬
વધસ્તંભ પર જડવાને તેણે તેઓને સોંપ્યો. ત્યારે તેઓ
ઈશુને પકડી લઈ ગયા.

પછી તે પોતાનો વધસ્તંભ ઉંચકી લેતો ખોપરી નામે ૧૭
જગ્યા જે હેબ્રી બોલીમાં ગલગથા કહેવાયલી છે ત્યાં બહાર
ગયો. ત્યાં તેઓએ તેને તથા તેની સાથે બીજા બેને વધસ્તંભ ૧૮
પર જડયા; એકેક બાજુ પર એકને તથા વચમાં ઈશુને. અને ૧૯
પીલાતે સરનામું લખીને વધસ્તંભ પર ચહોંટાડયું; ને લખેલું
એમ હતું કે, ઈશુ નાઝારી યહુદીઓનો રાજા. અને જ્યાં ઈશુ ૨૦
વધસ્તંભ પર જડાયો હતો, તે ઠેકાણું શેહેરની પાસે હતું,

ને તે સરનામું હેબ્રી તથા હેલેની તથા રૂમી ભાષામાં લખ્યું
૨૧ હતું, માટે ઘણા યહુદીઓએ વાંચ્યું. ત્યારે યહુદીઓના
મુખ્ય યાજકોએ પીલાતને કહ્યું કે, યહુદીઓનો રાજા, એમ ન
લખ, પણ એમ કે, તેણે કહ્યું કે, હું યહુદીઓનો રાજા છું.
૨૨ પીલાતે ઉત્તર દીધું કે, મેં જે લખ્યું છે તે લખ્યું.
૨૩ જ્યારે સિપાઈઓએ ઈશુને વધસ્તંભ પર જડયો, ત્યારે
તેઓએ તેનાં લુગડાં લીધાં, ને ચાર વાંટા પાડયા, હરેક
સિપાઈને વાસ્તે એક; ને ડગલો પણ લીધો, ને તે ડગલો સીવણ
૨૪ વગર, ઉપરથી પુરો વણેલો હતો. એ માટે તેઓએ માહોમાંહે
કહ્યું કે, આપણે એ ફાડિયે નહિ; પણ તે કોણ લે, એ સંબંધી
ચિઠ્ઠી નાખિયે. તે એ માટે થયું કે, શાસ્ત્ર જે કહેછે તે પુરૂં થાય
કે, "તેઓએ માહોમાંહે મારાં લુગડાં વેહેંચી લીધાં, ને મારા
ડગલા ઉપર ચિઠ્ઠી નાખી." તો સિપાઈઓએ એ કામો કીધાં.
૨૫ અને ઈશુના વધસ્તંભ પાસે તેની મા, તથા તેની માસી,
ક્લોપાસની વહુ મરિયમ તથા મરિયમ માગદાલીન ઉભાં
૨૬ રહેલાં હતાં. તે માટે ઈશુએ જ્યારે પોતાની માને તથા જેના
પર પોતે પ્રેમ કરતો તે શિષ્યને પાસે ઉભાં રહેલાં દીઠાં, ત્યારે
૨૭ પોતાની માને કહ્યું કે, બાઈ, જો, તારો દીકરો. ત્યાર પછી તેણે
તે શિષ્યને કહ્યું કે, જો, તારી મા. અને તેજ ઘડીથી તે શિષ્યે
તેને પોતાના ઘરમાં લીધી.
૨૮ એ પછી હવે સઘળાં પુરાં થયાં, એ ઈશુ જાણીને ધર્મલેખ
૨૯ પુરો થવા સારૂ કહેછે કે, મને તરસ લાગી છે. અને ત્યાં
સીરકાએ ભરેલું એક વાસણ મૂકયું હતું, ને તેઓએ એક
વાદળી સીરકાએ ભરીને, જુફા પર મૂકીને તેના મહો આગળ
૩૦ ધરી. માટે ઈશુએ સીરકો લીધા પર કહ્યું કે, સંપૂર્ણ થયું;
ને માથું નમાવીને પ્રાણ છોડયો.
૩૧ ત્યારે સિદ્ધિકરણનો દિવસ હતો, ને તે વિશ્રામનો દિવસ
મોટો દિવસ હતો, એ માટે વિશ્રામવારે તેઓનાં મુડદાં
વધસ્તંભ પર ન રહેવા સારૂ તેઓના ટાંટિયા ભંજાય, ને
તેઓ લઈજવાય, એમ યહુદીઓએ પીલાતની વિનંતી કીધી.

પછી સિપાઈઓએ આવીને તેની સાથે વધસ્તંભ પર જડાએલા ૩૨
પહેલાના તથા બીજાના ટાંટિયા ભાંગ્યા. પણ ઈશુની પાસે ૩૩
આવીને તેને મરેલો દીઠો, ત્યારે તેના ટાંટિયા ભાંગ્યા નહિ.
તો પણ સિપાઈઓમાંથી એકે ભાલાથી તેની કૂખ વીંધી, ને ૩૪
તરત તેમાંથી લોહી તથા પાણી નિકળ્યાં. અને જેણે જોયું ૩૫
તેજ આ શાહેદી આપેછે, ને તેની શાહેદી ખરી છે. અને તમે ૩૬
વિશ્વાસ કરો તે માટે તે ખરૂં કહેછે, એ તે જાણેછે. કાંજે
"તેનું એક પણ હાડકું ભંગાશે નહિ," એ લેખ પુરો થવા
સારૂ એમ થયું; ને ફરી બીજો લેખ કહેછે કે, "જેને તેઓએ ૩૭
વીંધ્યો તે પર તેઓ જોશે."

અને એ પછી આરમથિયાનો યુસફ, (જે ઈશુનો શિષ્ય ૩૮
હતો પણ યહુદીઓના ધાકને લીધે ગુપ્ત રીતે), તેણે ઈશુનું મુડદું
લઈજવાને પીલાતની વિનંતી કીધી; ત્યારે પીલાતે રજા
આપી. તે માટે તેણે આવીને ઈશુનું મુડદું ઉતારી લીધું. અને ૩૯
નીકોદેમસ પણ, જે પહેલાં રાત્રે ઈશુની પાસે આવ્યો હતો, તે
બોળ તથા અગર ભેળશેળ આસરે સો સેર લઇ આવ્યો. ત્યારે ૪૦
યહુદીઓની દાટવાની રીત પ્રમાણે તેઓએ ઈશુનું મુડદું લઈને,
સુગંધીઓ સુદ્ધાં, શણનાં લુગડાંમાં તે લપેટ્યું. અને જ્યાં તે ૪૧
વધસ્તંભ પર જડાયો, તે જગ્યામાં વાડી હતી, ને તે વાડીમાં
નવી કબર હતી, જેમાં કોઈને ત્યાં સુધી મૂકેલો ન હતો. એ ૪૨
વાસ્તે તેઓએ ઈશુને યહુદીઓના સિદ્ધિકરણના દિવસને લીધે
ત્યાંજ મૂક્યો, કેમકે તે કબર પાસે હતી.

ત્યારે અઠવાડિયાને પહેલે દહાડે, મોટી સવારે અંધારૂં ૨૦
હતું એટલામાં મરિયમ માગદાલીન કબરની પાસે આવી, ને
કબર પરથી પત્થર ખસેડેલો તેણે દીઠો. ત્યારે તે દોડીને ૨
સીમોન પીતરની પાસે તથા જે બીજા શિષ્ય પર ઈશુએ પ્રેમ
કીધો તેની પાસે પણ, આવીને તેઓને કહ્યું કે, પ્રભુને તેઓએ
કબરમાંથી કહાડી લીધો, ને તેઓએ તેને કયાં મૂકયો છે એ
અમે જાણતાં નથી. તે માટે પીતર તથા તે બીજો શિષ્ય ૩

૪ નિકળીને કબરની પાસે જતા હતા. ત્યારે તે બંને સાથે
દોડયા; પણ તે બીજો શિષ્ય પીતર કરતાં જલદી દોડીને
૫ કબર પર પહેલો પહોંચ્યો. અને તેણે નીચા વળીને શણનાં
૬ લુગડાં મૂકેલાં દીઠાં, તો પણ તે માંહે ગયો નહિ. ત્યારે સીમોન
પીતર તેની પાછળ ચાલતો આવીને કબરમાંહે ગયો, ને
૭ શણનાં લુગડાં પડેલાં દીઠાં. અને જે રૂમાલ તેના માથા પર હતો,
તે શણનાં લુગડાંની જોડે મૂકેલો નહિ, પણ જુદે ઠેકાણે મૂકેલો
૮ હતો. પછી બીજો શિષ્ય કબર પાસે જે પહેલો આવ્યો હતો,
૯ તેણે પણ માંહે જઈને જોયું, ને વિશ્વાસ કીધો. કેમકે ત્યાં સુધી
તેઓ આ લેખ સમજતા ન હતા કે, તેણે મરીગએલાંઓમાંથી
૧૦ ઉઠવું જોઈએ. ત્યારે શિષ્યો ફરી પોતપોતાને ઘેર ગયા.
૧૧ પણ મરિયમ, બહાર કબરની પાસે રડતી ઉભી રહીને,
૧૨ રડતાં રડતાં કબરમાં ડોકિયાં કરતી હતી; ને જ્યાં ઈશુનું
મુડદું મૂકેલું હતું, ત્યાં ઉજળાં લુગડાં પહેરેલા બે દૂતને એકને
૧૩ ઓશીશે, ને બીજાને પાંગતે, બેઠેલા તેણે દીઠા. અને તેઓ
તેને કહેછે કે, બાઈ, તું કેમ રડેછે? તે તેઓને કહેછે, એ માટે કે
તેઓ મારા પ્રભુને લઇગયા છે, ને તેઓએ તેને કયાં મૂકયો છે
૧૪ તે હું જાણતી નથી. અને એમ કહીને તેણે મહો ફેરવ્યું, ને ઈશુ
ઉભો રહેલો દીઠો; પણ એ ઈશુ છે એમ તેણે જાણ્યું નહિ.
૧૫ ઈશુ તેને કહેછે કે, બાઈ, તું કેમ રડેછે? તું કોણને શોધેછે?
તે માળી છે એમ ધારીને તેણે તેને કહ્યું કે, સાહેબ, જો તેં તેને
હિયાંથી ઉઠાવી લીધો હોય, તો તેને કયાં મૂકયો છે એ મને
૧૬ કહે, ને હું તેને લઇ જઈશ. ઈશુ તેને કહેછે કે, મરિયમ; તે
૧૭ ફરીને તેને કહેછે કે, રાબઓની! એટલે ગુરૂ. ઈશુ તેને કહેછે કે,
હજી સુધી હું મારા બાપ પાસે ચહડી નથી ગયો, માટે મને
અડક મા; પણ મારા ભાઇઓની પાસે જઈને તેઓને કહે કે,
જે મારો બાપ તથા તમારો બાપ, ને મારો દેવ તથા તમારો
૧૮ દેવ, તેની પાસે હું ચહડી જાઉંછું. મરિયમ માગદાલીને
આવીને શિષ્યોને ખબર આપી કે, મેં પ્રભુને દીઠો, ને તેણે
મને એ વાતો કહી.

ત્યારે તેજ દહાડે, એટલે અઠવાડિયાને પહેલે દિવસે, સાંજ ૧૯
પડયા પર યહુદીઓના ભયથી શિષ્યો જ્યાં એકઠા થયા હતા,
ત્યાંનાં બારણાં બંધ કીધાં હતાં; ત્યાં ઈશુ આવ્યો ને વચમાં
ઉભો રહીને તેઓને કહેછે કે, તમને શાંતિ થાઓ. અને તેણે ૨૦
એમ કહીને પોતાના હાથ તથા કૂખ તેઓને દેખાડયાં, માટે
શિષ્યો પ્રભુને જોઇને હરખાયા. ત્યારે ઈશુએ ફરી તેઓને ૨૧
કહ્યું કે, તમને શાંતિ થાઓ. જેમ બાપે મને મોકલ્યો છે, તેમ હું
પણ તમને મોકલુંછું. અને તેણે એમ કહીને તેઓ પર ફૂંક મારી ૨૨
ને તેઓને કહેછે કે, તમે પવિત્ર આત્મા પામો. જેઓનાં પાપ ૨૩
તમે માફ કરોછો, તેઓનાં તેમને માફ કરાયછે; ને જેઓનાં
પાપ તમે રાખોછો, તેઓનાં રખાયછે.
પણ જ્યારે ઈશુ આવ્યો ત્યારે થોમા, બારમાંનો એક, જે ૨૪
દીદીમસ કહેવાયછે, તે તેઓની સાથે ન હતો. તે માટે બીજા ૨૫
શિષ્યો તેને કહેછે કે, અમે પ્રભુને દીઠો છે. પણ તેણે તેઓને
કહ્યું કે, તેના હાથમાં ખીલાઓના વેહ જોયા વિના તથા મારી
આંગળી ખીલાઓના વેહમાં મૂકયા વિના તથા તેની કૂખમાં
મારો હાથ ઘાલ્યા વિના, હું વિશ્વાસ કરનાર નહિ.
અને આઠ દહાડા પછી ફરી તેના શિષ્ય માંહે હતા; ને ૨૬
થોમા તેઓની સાથે હતો; ત્યારે બારણાં બંધ કીધાં છતાં,
ઈશુએ આવીને વચમાં ઉભા રહીને કહ્યું કે, તમને શાંતિ
થાઓ. ત્યારે ઈશુ થોમાને કહેછે કે, તારી આંગળી હિયાં સુધી ૨૭
પહોંચાડીને મારા હાથ જો, ને તારો હાથ લાંબો કરીને મારી
કૂખમાં ઘાલ, ને અવિશ્વાસી ન રહે, પણ વિશ્વાસી થા. ત્યારે ૨૮
થોમાએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, મારા પ્રભુ, ને મારા
દેવ. ઈશુ તેને કહેછે કે, થોમા, તેં મને દીઠો માટે વિશ્વાસ ૨૯
કીધો; જેઓએ દીઠા વિના વિશ્વાસ કીધો તેઓને ધન્ય છે.
અને ઘણા બીજા ચમત્કાર ઈશુએ પોતાના શિષ્યોની આગળ ૩૦
દેખાડયા ખરા, જે આ પુસ્તકમાં લખેલા નથી. પણ ઈશુ તે ૩૧
ખ્રીસ્ત, દેવનો દીકરો છે, એવો તમે વિશ્વાસ કરો, ને વિશ્વાસ
કરીને તેના નામથી તમે જીવન પામો માટે આ લખેલા છે.

૨૧ એ પછી તીબેરીઅસના સમુદ્રને કાંઠે શિષ્યોને ફરીથી
ઈશુએ પોતાને દેખાડયો; અને એવી રીતે પોતાને દેખાડયો.
૨ સીમોન પીતર, તથા થોમા જે દીદીમસ કહેવાયછે તે, તથા
ગાલીલના કાનાનો નાથાનાએલ, તથા જેબેદીના દીકરા, તથા
૩ તેના શિષ્યોમાંના બે બીજા એકઠા હતા. ત્યારે સીમોન પીતર
તેઓને કહેછે કે, હું માછલાં પકડવા જાઉંછું. તેઓ તેને કહેછે
કે, અમે પણ તારી સાથે આવિયેછિયે. ત્યારે તેઓ નિકળીને
૪ તરત હોડી પર ચહડયા; પણ તે રાત્રે કંઈ પકડયું નહિ. અને
સવાર થયા પર ઈશુ કાંઠે ઉભો હતો; પરંતુ શિષ્યોએ ન
૫ જાણ્યું કે તે ઈશુ છે. ત્યારે ઈશુ તેઓને કહેછે કે, છોકરાઓ,
તમારી પાસે કંઈ ખાવાનું છે? તેઓએ તેને ઉત્તર દીધું કે,
૬ નથી. ત્યારે તેણે તેઓને કહ્યું કે, હોડીની જમણીગમ જાળ
નાખો, ને તમને મળશે. તે માટે તેઓએ નાખી; પછી
એટલાં ઘણાં માછલાં ભરાઈ આવ્યાં કે તેઓ તેને ખેંચી ન
૭ શકયા. તે માટે જે શિષ્ય પર ઈશુ પ્રેમ કરતો, તે પીતરને
કહેછે કે, એ તો પ્રભુ છે. જ્યારે સીમોન પીતરે સાંભળ્યું કે,
એ પ્રભુ છે, ત્યારે તેણે ડગલો પહેરયો, કેમકે તે ઉઘાડો હતો,
૮ ને પોતે સમુદ્રમાં કુદી પડયો. પછી બીજા શિષ્ય માછલાંથી
ભરાએલી જાળ ખેંચતા હોડીમાં આવ્યા, કેમકે તેઓ કિનારેથી
૯ બસેં હાથ કરતાં વત્તા આઘા ન હતા. અને કિનારે ઉતરયા
ત્યારે ત્યાં કોએલાનો વંસ્તેવ મૂકેલો તથા તે પર માછલું
૧૦ મૂકેલું તથા રોટલી પણ, એ દીઠાં. ઈશુએ તેઓને કહ્યું કે, તમે
૧૧ હમણાંનાં પકડેલાં માછલાંઓમાંથી લાવો. સીમોન પીતર
ચહડયો ને એકશો ત્રેપન મોટાં માછલાંએ ભરેલી જાળ
૧૨ કિનારે ખેંચી; એટલાં છતાં પણ જાળ ન ફાટી. ઈશુ તેઓને
કહેછે, આવો, જમો. ને તે પ્રભુ છે, એ જાણીને શિષ્યોમાંથી
૧૩ કોઈને તેને પુછવાની હિમ્મત ન હતી કે, તું કોણ છે? ત્યારે
ઈશુએ આવીને રોટલી લઈને તેઓને આપી; ને તેજ રીતે
૧૪ માછલી પણ. ઈશુ મરીગએલાંઓમાંથી પાછો ઉઠયા પછી
પોતાના શિષ્યોને આ ત્રીજીવાર પ્રગટ થયો.

તેઓ જમ્યા પછી ઈસુ સીમોન પીતરને કહેછે કે, યોનાના ૧૫
દીકરા સીમોન, તું શું મારા પર એઓ કરતાં વત્તી પ્રીતિ
કરેછે? તે તેને કહેછે કે હા, પ્રભુ, તું જાણેછે કે હું તારા પર
પ્રેમ કરૂંછું. તે તેને કહેછે કે, મારાં હલવાનોને પાળ. તે ફરી ૧૬
બીજીવાર તેને કહેછે કે, યોનાના દીકરા સીમોન, તું શું મારા
પર પ્રીતિ કરેછે? તે તેને કહેછે કે, હા, પ્રભુ, તું જાણેછે કે હું
તારા પર પ્રેમ કરૂંછું. તે તેને કહેછે કે, મારાં ઘેટાંને સાચવ.
તે ત્રીજીવાર તેને કહેછે કે, યોનાના દીકરા સીમોન, તું શું ૧૭
મારા પર પ્રેમ કરેછે? પીતર દલગીર થયો, કારણ કે તેણે
ત્રીજીવાર તેને કહ્યું હતું કે, તું શું મારા પર પ્રેમ કરેછે? અને
તેણે કહ્યું કે, પ્રભુ, તું સઘળાં જાણેછે; હું તારા પર પ્રેમ કરૂંછું,
એ તું જાણેછે. ઈસુ તેને કહેછે કે, મારાં ઘેટાંને પાળ. હું તને ૧૮
ખચીત ખચીત કહુંછું કે જ્યારે તું જુવાન હતો ત્યારે તું પોતાની
કમ્મર બાંધીને જ્યાં તું ચાહાતો હતો ત્યાં તું જતો, પણ જ્યારે
તું ઘરડો થશે, ત્યારે તું તારા હાથ લાંબા કરશે, ને બીજા તને
બાંધીને જ્યાં તું જવા નહિ ચાહે ત્યાં તને લઈ જશે. કયી ૧૯
તરેહના મોતથી દેવનો મહિમા તે કરશે, એ સુચવતાં તેણે
એમ કહ્યું, ને એમ બોલીને તે તેને કહેછે કે, તું મારી પાછળ
આવ. ત્યારે જે પર ઈસુ પ્રેમ કરતો, જેણે જમતી વેળા પણ ૨૦
ઈસુની છાતી પર અઢેલીને કહ્યું હતું કે, પ્રભુ, જે તને
પરસ્વાધીન કરશે તે કોણ છે? તે શિષ્યને પાછળ આવતો
પીતરે પાછા ફરીને દીઠો. પીતર તેને જોઈને ઈસુને કહેછે કે, ૨૧
પ્રભુ, એ માણસ શું કરશે? ઈસુ તેને કહેછે કે, હું આવું ત્યાં ૨૨
લગી તે રહે એવી મારી ઈચ્છા હોય તો તે તારે શું? તું
મારી પાછળ આવ. ત્યારે એ વાત ભાઈઓમાં ફેલી ગઈ કે, ૨૩
તે શિષ્ય નહિ મરશે. પણ ઈસુએ તેને કહ્યું નથી કે, તું નહિ
મરીશ; પણ એ કે, હું આવું ત્યાં લગી તે રહે એવી મારી
ઈચ્છા હોય, તો તે તારે શું?

જે શિષ્યે આ કામો સંબંધી શાહેદી આપી, ને આ વાતો લખી, ૨૪
તે એજ છે; ને તેની શાહેદી ખરી છે, એ અમે જાણિયેછિયે.

૨૫ અને ઈસુનાં કરેલાં કામ બીજાં પણ ઘણાં છે, ને તેઓમાંનું
દરેક જો લખવામાં આવે તો તે લખેલાં પુસ્તકો આ જગતમાં
સમાય પણ નહિ, એમ હું ધારૂંછું. આમેન.



# પ્રેરિતોનાં કૃત્ય.



**એ** થીઓફીલ, ઈશુએ પોતાના પસંદ કીધેલા પ્રેરિતોને 1
પવિત્ર આત્માથી આજ્ઞા આપી, ને તે ઉપર લઈ જવાયો, તે 2
દિવસ સુધી પોતે જે કરવા તથા શીખવવા લાગ્યો, તે સઘળાં
વિષે મેં પહેલું પુસ્તક લખ્યું છે. તેણે મરણ સહ્યા પછી 3
તેઓને ઘણાં દૃઢ પ્રમાણોથી પોતાને સજીવન દેખાડ્યો,
એટલે ચાળીસ દિવસ સુધી તે તેઓથી દેખાતો રહ્યો, ને
દેવના રાજ્ય વિષેની વાતો કહેતો હતો. અને તેણે તેઓની 4
સાથે એકઠા મળીને તેઓને આજ્ઞા કીધી કે, યરૂશાલેમથી
જતા મા, પણ બાપનું વચન જે તમે મારાથી સાંભળ્યું
છે તેની વાટ જોતા રહેજો. કેમકે યોહાને તો પાણીથી 5
બાપ્તિસ્મા કીધું, પણ થોડા દિવસ પછી પવિત્ર આત્માથી તમે
બાપ્તિસ્મી થશો.

અને તેઓ એકઠા થયા હતા ત્યારે તેને પુછીને કહ્યું કે, 6
પ્રભુ, તું આ વેળાએ ઈસ્રાએલનું રાજ્ય પુનઃસ્થાપન કરેછે શું?
ને તેણે તેઓને કહ્યું કે, જે કાળ તથા સમય બાપે પોતાને 7
સ્વાધીન રાખ્યા છે, તે જાણવાનું તમારૂં કામ નથી. પણ 8
પવિત્ર આત્મા તમારા પર આવ્યા પછી તમે સામર્થ્ય પામશો,
ને યરૂશાલેમમાં તથા આખા યહુદામાં તથા સમારિયામાં
તથા પૃથ્વીના છેડા સુધી તમે મારા સાક્ષી થશો. અને એ 9
વાતો કહી રહ્યા પછી તેઓના દેખતાં તે ઉપર લઈ જવાયો, ને
વાદળાંએ તેઓની દૃષ્ટિથી તેને ઢાંકી લીધો. અને તેના જતાં 10

તેઓ આકાશની ગમ ધારીને જોયા કરતા હતા; ત્યારે જુઓ,
૧૧ ઉજળાં વસ્ત્ર પહેરેલા બે પુરૂષ તેઓની પાસે ઉભા રહ્યા. અને
તેઓએ કહ્યું કે, ગાલીલના માણસો, તમે આકાશની ગમ જોતાં
કેમ ઉભા રહ્યા છો? એજ ઈસુ જે તમારી પાસેથી આકાશમાં
ઉપર લેવાયો છે તેને તમે જેમ આકાશમાં જતાં દીઠો તેમજ
૧૨ તે આવશે. ત્યારે જૈતુન કહેવાએલો પહાડ જે યરૂશાલેમથી
એક વિશ્રામવારની મજલે છે, ત્યાંથી તેઓ યરૂશાલેમમાં
પાછા ગયા.

૧૩ અને તેઓ ત્યાં આવ્યા ત્યારે એક મેડી પર ચહડયા,
જ્યાં પીતર તથા યાકુબ, યોહાન તથા આંદ્રયા, ફીલીપ તથા
થોમા, બારથલમી તથા માત્થી, અલફીનો [દીકરો] યાકુબ
તથા સીમોન ઝેલોતસ, તથા યાકુબનો [ભાઈ] યહુદા રહેતા
૧૪ હતા. એ સઘળા, બાયડીઓ સુદ્ધાં, તથા ઈસુની મા મરિયમ
તથા તેના ભાઈઓ સુદ્ધાં, એક ચિત્તે પ્રાર્થના તથા વિનંતી
કરવામાં તત્પર રહેતા હતા.

૧૫ અને તે દિવસોમાં શિષ્યો (જેઓનાં નામની સંખ્યા
આસરે એકસો વીસ હતી) તેઓની વચ્ચે પીતરે ઉભા થઈને
૧૬ કહ્યું કે, ભાઈઓ, જેઓએ ઈસુને પકડયો તેઓને વાટ
દેખડાવનાર યહુદા વિષે દાવુદના મહોથી પવિત્ર આત્માએ
અગાઉથી જે કહ્યું હતું તે લેખ પુરો થવાની અગત્ય હતી.
૧૭ કેમકે તે આપણી સાથે ગણાયો હતો, ને આ સેવાનો ભાગ
૧૮ પામ્યો હતો. (તેણે અન્યાયના મૂલથી ખેતર વેચાતું લીધું,
પછી તે ઉંધો પડીને વચમાંથી ફાટી ગયો, ને તેનાં સર્વ
૧૯ આંતરડાં નિકળી પડચાં. અને યરૂશાલેમના સઘળા રહેવા-
સીઓને તે માલુમ પડયું, તેથી તે ખેતર તેઓની ભાષામાં
૨૦ આકેલદમા, એટલે લોહીનું ખેતર, કહેવાયું.) ગીતોના પુસ્તકમાં
પણ એમ લખેલું છે કે, "તેની રહેવાની જગ્યા ઉજડ થાઓ,
ને તેમાં રહેનાર કોઈ ન હો, ને તેની અધ્યક્ષતા બીજો લે.'
૨૧ માટે યોહાનના બાપ્તિસ્માથી માંડીને પ્રભુ ઈસુ આપણી પાસેથી
ઉપર લેવાયો તે દિવસ સુધી તેણે આપણામાં આવજા કીધી,

તે સઘળા વખતમાં જે માણસો આપણી સાથે ચાલતા હતા ૨૨
તેઓમાંથી એકને. આપણી સાથે તેના પુનરૂત્થાનની સાક્ષી
ઠરાવવાની અગત્ય છે. ત્યારે યુસફ જે બારસાબા કહેવાયછે, ૨૩
જેની અટક યુસતસ હતી, તથા માત્થીઅસ, એ બેને તેઓએ
ઉભા કીધા. અને તેઓએ પ્રાર્થના કરતાં કહ્યું કે, હે પ્રભુ, સર્વેના ૨૪
અંતઃકરણ જાણનાર, જે સેવા તથા પ્રેરિતપણામાંથી યહુદા
પતિત થયો કે તે પોતાની જગ્યાએ જાય, તેમાં ભાગ લેવાને આ ૨૫
બેમાંથી કોણને તેં પસંદ કીધો છે તે દેખાડ. અને તેઓએ ૨૬
તેઓને વાસ્તે ચિઠ્ઠીઓ નાખી, ને માત્થીઅસના [ નામની ]
ચિઠ્ઠી નિકળી, પછી અગીઆર પ્રેરિતોની સાથે તે ગણાયો.

અને પચાસમો દિવસ આવ્યો, ત્યારે તેઓ સર્વે એક ૨.
ચિત્તથી એકઠા હતા. ત્યારે ભારે ફુંકતા વાના જેવો આકાશથી ૨
એકાએક અવાજ આવ્યો, ને જે ઘરમાં તેઓ બેઠા હતા તે
બધું તેથી ભરાઈ ગયું. અને અગ્નિની પઠે જૂદી જૂદી થયલી ૩
જીભોના જેવું કંઈ તેઓને દેખાયું, ને તેઓમાંના એકએક પર
તે બેઠું. અને તેઓ સર્વે પવિત્ર આત્માથી ભરાઈ ગયા, ને ૪
આત્માએ જેમ તેઓને ઉચ્ચારણ આપ્યું તેમ તેઓ અન્ય
ભાષાઓમાં બોલવા લાગ્યા.

અને આકાશની તળેના પ્રત્યેક દેશમાંથી ધાર્મિક યહુદી ૫
માણસો યરૂશાલેમમાં રહેતા હતા. અને તે અવાજ થયો ત્યારે ૬
ઘણા લોકો એકઠા થયા, ને તેઓ દંગ થઈ ગયા, કેમકે
તેઓમાંના પ્રત્યેકે પોતપોતાની ભાષામાં તેઓને બોલતા
સાંભળ્યા. અને તેઓ સઘળા વિસ્મિત થયા, ને અચરત થઈને ૭
એક બીજાને કહેવા લાગ્યા કે, જુઓ, આ સઘળા બોલનારા
ગાલીલના નથી શું? તો આપણે પ્રત્યેક પોતપોતાની જન્મ- ૮
ભાષામાં તેઓને કેમ સાંભળિયેછિયે? પારથીઓ તથા ૯
માદીઓ તથા એલામીઓ, ને મેસોપટામ્યાના તથા યહુદાના
તથા કાપાદોકિયાના, પંતસના તથા આશિયાના, ફરૂગ્યાના ૧૦
તથા પાંફુલ્યાના, મિસરના તથા કુરેની પાસેના લીબયાના

પ્રાંતોમાંના રહેવાસીઓ તથા રોમી પ્રવાસીઓ, યહુદીઓ
૧૧ તથા થએલા યહુદીઓ પણ, ક્રેતીઓ તથા અરબો, તેઓને
આપણે પોતપોતાની ભાષાઓમાં દેવનાં મોટાં કામો વિષે કહેતાં
૧૨ સાંભળિયેછિયે. અને તેઓ સર્વે વિસ્મિત થયા, ને સંદેહમાં
૧૩ પડીને એક બીજાને કહ્યું કે, આ શું હશે? પણ બીજાઓએ
થઠ્ઠા કરતાં કહ્યું કે, એ માણસોએ નવો દ્રાક્ષરસ પીધેલો છે.
૧૪ ત્યારે પીતરે અગિયાર સુદ્ધાં ઉભા રહીને પોતાનો ઘાંટો
પાડીને તેઓને કહ્યું કે, યહુદાનાં માણસો, તથા યરૂશાલેમના
સર્વે રહેવાસીઓ, તમને એ માલુમ થાય, માટે મારી વાતો
૧૫ પર કાન ધરો. તમારા ધારચા પ્રમાણે એઓ તો પીધેલા
૧૬ નથી, કેમકે દિવસનો પહેલોજ પોહોર છે. પણ એ તો યોએલ
૧૭ ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે છે કે, "દેવ કહેછે કે, છેહલા
દિવસોમાં એમ થશે કે, હું મારો આત્મા સર્વે માણસો પર
રેડીશ, ને તમારા દીકરાઓ તથા તમારી દીકરીઓ ભવિષ્ય
કહેશે, ને તમારા જુવાનો દર્શનો પામશે, ને તમારા વૃદ્ધો
૧૮ સ્વપ્નો જોશે; ને તે દિવસોમાં હું મારા દાસો પર તથા મારી
દાસીઓ પર મારો આત્મા રેડીશ, તે તેઓ ભવિષ્ય કહેશે;
૧૯ ને ઉપર આકાશમાં અદભુત કામ, તથા નીચે પૃથ્વીમાં ચિન્હો
હું દેખાડીશ, લોહી તથા અગ્નિ તથા ધુમાડાના ગોટેગોટા;
૨૦ પ્રભુનો તે મોટો તથા ભયંકર દિવસ આવ્યા અગાઉ સુરજ
૨૧ અંધકારરૂપ, ને ચંદ્ર લોહીરૂપ થઈજશે; ને એમ થશે કે જે કોઈ
૨૨ પ્રભુના નામની પ્રાર્થના કરશે તે તારણ પામશે." ઈસ્રાએલી
માણસો, તમે આ વાતો સાંભળો. ઈશુ નાઝારી, જેને આસરે
દેવે તમારામાં જે પરાક્રમી કામો તથા આશ્ચર્યો તથા ચિન્હો
કરાવ્યાં, જે વિષે તમે પોતે પણ જાણોછો. તેથી દેવનો તે એક
૨૩ ભાવિક માણસ છતાં, દેવના ઠરાવેલા મનસુબા તથા
ભવિષ્યજ્ઞાન પ્રમાણે તે સ્વાધીન કરાયલો, તેને તમે પકડીને
૨૪ ભુંડાઓના હાથથી વધસ્તંભે જડાવીને મારી નાંખ્યો; તેને દેવે
મરણની વેદનાથી છોડીને ઉઠાડયો, કેમકે તે તેથી બંધાઈ
૨૫ રહે એ અશક્ય હતું. કેમકે દાવુદ તેના વિષે કહેછે કે, "મેં

પોતાની આગળ પ્રભુને સદા દીઠો, કેમકે તે મારી જમણી
ગમ છે, એ માટે કે હું ગભરાઉં નહિ. તે સારૂ મારૂં અંતઃ- ૨૬
કરણ મગ્ન થયું, ને મારી જીભ હરખાઈ, ને મારો દેહ
આશામાં વાસો કરશે. કેમકે તું મારા આત્માને હાદેસમાં ૨૭
રહેવા નહિ દઈશ, ને તું પોતાના પવિત્રને કોહોવાણ પણ જોવા
નહિ દઈશ; તેં મને જીવનના માર્ગ જણાવ્યા છે, તું પોતાનાં ૨૮
દર્શનથી મને આનંદે ભરીશ.'' માણસો, ભાઈઓ, આદિપિતા ૨૯
દાવુદ વિષે મને નિર્ભયથી કહેવા દો, કે તે મરણ પામ્યો છે,
ને દટાયો છે, ને તેની કબર આજ લગી આપણામાં છે. તે ૩૦
ભવિષ્યવાદી છતાં, તથા એ જાણ્યા છતાં કે દેવે સમ ખાઈને
તેને કહ્યું કે, તારા રાજ્યાસન પર બેસવા સારૂ દેહ પ્રમાણે
તારા વંશમાંથી ખ્રીસ્તને હું ઉઠાડીશ; એવું આગળથી જાણીને ૩૧
તેણે ખ્રીસ્તના પુનરૂત્થાન વિષે કહ્યું કે, તેનો આત્મા હાદેસમાં
મૂકી દેવાયો નહિ, ને તેનો દેહ પણ કોહોવાણ પામ્યો નહિ.
તે ઈશુને દેવે ઉઠાડયો છે, ને તેના અમે સર્વે સાક્ષી છિયે. ૩૨
માટે દેવને જમણે હાથે ઉંચો કરાઈને, તથા બાપ પાસેથી ૩૩
પવિત્ર આત્માનું વચન પામીને હમણાં તમે જે જુઓછો, ને
સાંભળોછો, તે તેણે રેડયું છે. કેમકે દાવુદ આકાશમાં ગયો ૩૪
નથી, પણ તે કહેછે, ''પ્રભુએ મારા પ્રભુને કહ્યું કે, તારા
શત્રુઓને હું તારા પગનું આસન કરૂં ત્યાં લગી તું મારી ૩૫
જમણી ગમ બેસ.'' એ માટે ઈસ્રાએલના આખા વંશને ૩૬
નિશ્ચે જણાય કે, જે ઈશુને તમે વધસ્તંભ પર મારી નાખ્યો,
તેનેજ દેવે પ્રભુ તથા ખ્રીસ્ત કીધો છે.

અને તેઓ એ સાંભળીને પોતાના મનમાં વીંધાઈ ગયા, ને ૩૭
પીતરને તથા બીજા પ્રેરિતોને કહ્યું કે, માણસો, ભાઈઓ, અમે
શું કરિયે? ત્યારે પીતરે તેઓને કહ્યું કે, પાપનિવારણને ૩૮
અર્થે પસ્તાવો કરો, ને ઈશુ ખ્રીસ્તને નામે તમારામાંનો પ્રત્યેક
બાપ્તિસ્મા પામો, ને તમે પવિત્ર આત્માનું દાન પામશો. કેમકે ૩૯
તે વચન તમારે તથા તમારાં છોકરાંને તથા બધા વેગળાઓને,
એટલે આપણો દેવ પ્રભુ જેટલાંને તેડશે તેઓને સારૂ છે. અને ૪૦

તેણે બીજી ઘણી વાતોથી શાહેદી આપી, તથા બોધ કીધો કે,
૪૧ તમે આ અડીયલ પહેડીથી પોતાને બચાવો. ત્યારે જેઓએ
તેની વાત આનંદથી અંગીકારી તેઓ બાપ્તિસ્મા પામ્યા,
૪૨ ને તેજ દિવસે ત્રણેક હજાર માણસ ઉમેરાયાં. અને તેઓ
પ્રેરિતોના ઉપદેશમાં તથા મેળાપમાં તથા રોટલી ભાંજવામાં
તથા પ્રાર્થનામાં તત્પર રહ્યા.
૪૩ અને પ્રત્યેક માણસને ભય પ્રાપ્ત થયું, ને પ્રેરિતોથી ઘણાં
૪૪ અદભુત કામ તથા ચિન્હો થયાં. અને સઘળા વિશ્વાસીઓ
૪૫ એકઠા રહ્યા, ને તેઓને બધું સમાન હતું. અને તેઓએ પોતાની
મિલકત તથા સામાન વેચી નાખ્યાં, ને પ્રત્યેકની અગત્ય
૪૬ પ્રમાણે સર્વેને વહેંચી આપ્યું. અને તેઓ નિત્ય મંદિરમાં એક
ચિત્તે તત્પર રહીને તથા ઘેરેઘેર રોટલી ભાંજીને, હરખે
૪૭ તથા મનના ભોળાપણાએ ભોજન કરતા રહ્યા, અને તેઓ
દેવની સ્તુતિ કરતા હતા, ને સર્વે લોકોથી સન્માન પામતા
હતા, ને પ્રભુ નિત્ય તારણ પામનારાઓને તેઓમાં
ઉમેરતો હતો.

૩ અને પ્રાર્થનાની વેળા, ત્રીજે પહોરે, પીતર તથા યોહાન
૨ મંદિરમાં જતા હતા. ત્યારે પોતાની માના પેટથી લંગડા એક
માણસને ઉંચકી જતા હતા, ને મંદિરમાં જનારાની પાસે ભીખ
માગવા સારૂ મંદિરના સુંદર કહેવાએલા બારણા આગળ તેને
૩ તેઓ નિત્ય મૂકતા હતા. તેણે પીતરને તથા યોહાનને મંદિરમાં
૪ જતા જોઇને ભીખ માગી. ત્યારે પીતરે યોહાન સુદ્ધાં તેને
૫ ધારી જોઇને કહ્યું કે, અમારી ગમ જો. અને તેઓ પાસેથી કંઇ
૬ મળશે એવી આશાએ તેણે તેઓ પર ધ્યાન લગાડયું. ત્યારે
પીતરે કહ્યું કે, રૂપું, કે સોનું મારી પાસે નથી, પણ મારી પાસે
જે છે તે હું તને આપુંછું, ઈશુ ખ્રીસ્ત નાઝારીના નામથી ઉઠીને
૭ ચાલ. અને તેણે તેનો જમણો હાથ પકડીને તેને ઉઠાડયો, ને
૮ તરત તેના પગમાં તથા ઘુંટીઓમાં જોર આવ્યું. અને કુદીને તે
ઉભો થયો, ને ચાલ્યો; ને ચાલતો, કુદતો, તથા દેવની સ્તુતિ

કરતો તેઓની સાથે મંદિરમાં ગયો. અને સર્વ લોકે તેને ૯
ચાલતો તથા દેવની સ્તુતિ કરતો દીઠો. અને તેને ઓળખ્યો ૧૦
કે મંદિરના સુંદર બારણા પર જે ભીખ માગવાને બેસતો હતો
તે એજ છે, ને તેને જે થયું હતું તેથી તેઓ અચરત તથા
વિસ્મયથી ભરાઈ ગયા.

અને જે લંગડો સાજો થયો તે પીતર તથા યોહાનને પકડી ૧૧
રહ્યો હતો, ત્યારે બધા લોક બહુ વિસ્મિત થઈને સુલેમાનની
કહેવાએલી પરશાળમાં તેઓની પાસે દોડી આવ્યા. તે જોઈને ૧૨
પીતરે લોકોને ઉત્તર આપ્યું કે, ઈસ્રાએલી માણસો, તમે તેના
વિષે કેમ અચરતી કરોછો? ને જાણે અમે પોતાના સામર્થ્યથી
અથવા ધાર્મિકપણાથી તેને ચાલતો કીધો હોય તેમ શા માટે
અમને ધારીને જુઓછો? ઈબ્રાહીમના તથા ઈસહાકના તથા ૧૩
યાકુબના દેવે, એટલે આપણા પૂર્વજોના દેવે, પોતાના દીકરા
ઈશુને મહિમાવાન કીધો, જેને તમે પકડાવ્યો, ને પીલાતે તેને
મુકી દેવાનું ઠરાવ્યું ત્યારે તેની આગળ તમે તેનો નકાર કીધો.
પણ તમે તે પવિત્ર તથા ન્યાયીનો નકાર કીધો; ને એવું ૧૪
માગ્યું કે એક ખુની તમને અપાય. અને જીવનના અધિકારીને ૧૫
મારી નાખ્યો, તેને દેવે મરીગએલાંઓમાંથી ઉઠાડયો, ને તેના
શાહેદ અમે છિયે. અને તેના નામના વિશ્વાસથી આ માણસ ૧૬
જેને તમે જુઓછો ને ઓળખોછો, તેને તેના નામે બળવાન
કીધો, હા, તે પરના વિશ્વાસે તેને આ પુરૂ સાજાપણું તમ
સર્વેની આગળ આપ્યું છે. હવે ભાઈઓ, તમે તેમજ તમારા ૧૭
અધિકારીઓએ પણ અજ્ઞાનપણાએ તે કીધું એ હું જાણુંછું.
પણ દેવે પોતાના બધા ભવિષ્યવાદીઓના મહોથી જે આગ- ૧૮
ળથી કહ્યું હતું કે, ખ્રીસ્ત દુઃખ સહેશે, તે એ રીતે તેણે પુરૂ કીધું.
માટે તમે પસ્તાવો કરો, ને ફરો, એ સારૂ કે, તમારાં પાપ ૧૯
ભુંસાઈ જાય; કે પ્રભુની આગળથી સુખચેનના સમયો
આવે; ને ઈશુ ખ્રીસ્ત જે તમને અગાઉ પ્રગટ થયો તેને તે ૨૦
મોકલે. અને દેવે જગતના આરંભથી પોતાના સઘળા પવિત્ર ૨૧
ભવિષ્યવાદીઓના મહોથી જે વિષે કહ્યું છે તે સઘળાં સંપૂર્ણ

૨૨ કરવાના સમયો સુધી આકાશમાં તેને રહેવું જોઈએ. કેમકે
મુસાએ તો પૂર્વજોને કહ્યું હતું કે, "તમારો દેવ પ્રભુ તમારા
ભાઈઓમાંથી મારા જેવા એક ભવિષ્યવાદીને તમારે સારૂ
૨૩ ઉઠાડશે, તે જે તમને કહે તે સઘળું તમારે સાંભળવું. અને
એમ થશે કે જે માણસ તે ભવિષ્યવાદીનું નહિ સાંભળશે,
૨૪ તેનો લોકમાંથી પુરો નાશ થશે." વળી સર્વ ભવિષ્યવાદીઓએ
સામુએલથી માંડીને તેના પછીના જેટલાએ કહ્યું, તેઓએ પણ
૨૫ આ દિવસોના સમાચાર અગાઉથી કહ્યા છે. તમે ભવિષ્ય-
વાદીઓનાં સંતાન છો; ને તારા વંશથી પૃથ્વી પરના સઘળા
લોકોને ધન્ય થશે, એવું ઈબ્રાહીમને કહીને દેવે આપણા
૨૬ પૂર્વજો સાથે કરાર કીધો, તેનાં [સંતાન] તમે છો. દેવે પોતાના
દીકરા ઈશુ ખ્રીસ્તને ઉઠાડીને તેને પહેલાં તમારી પાસે
મોકલ્યો, એ માટે કે તમ હરેકને તમારાં ભુંડાં કામથી ફેરવીને
તે તમને આશીર્વાદ દે.

૪ **અ**ને તેઓ લોકોને વાત કરતા હતા, ત્યારે યાજકો, તથા
મંદિરનો સરદાર, તથા સાદુકીઓ તેઓ ઉપર ઉઠી આવ્યા.
૨ કેમકે તેઓ ઉપદેશ કરતા, ને ઈશુમાં મુએલાંઓમાંથી પુનરૂ-
૩ ત્થાન જણાવતા હતા, તે તેઓને માઠું લાગ્યું. અને તેઓએ
તેઓ પર હાથ નાખ્યા, ને તે વેળા સાંજ પડી હતી, માટે
૪ બીજા દિવસ લગી તેઓને બંદીખાનામાં રાખ્યા. તો પણ
જેઓએ વાત સાંભળી હતી તેઓમાંથી ઘણાએ વિશ્વાસ
કીધો, ને તે લોકોની ગણના પાંચેક હજાર થઈ.
૫ અને બીજે દિવસે એમ થયું કે, તેઓના અધિકારીઓ
૬ તથા વૃદ્ધો તથા શાસ્ત્રીઓ તથા હનાનિયા પ્રમુખ્ય યાજક
તથા કાયાફા, યોહાન તથા આલેકસાંદ્ર તથા પ્રમુખ્ય યાજકના
૭ સગામાંના જેટલા હતા તેઓ યરૂશાલેમમાં એકઠા થયા. અને
એઓએ તેઓને વચમાં ઉભા રાખીને પુછયું કે, કયા પરાક્રમે,
૮ કે કયા નામે તમે એ કરયું છે? ત્યારે પીતરે પવિત્ર આત્માથી
ભરપુર થઈને તેઓને કહ્યું કે, ઓ લોકોના અધિકારીઓ,

તથા ઈસ્રાએલના વૃદ્ધો, જે સારૂં કામ આ નબળા માણસ ૯
પર થયું, તે વિષે જો આજ અમારી પરીક્ષા થાયછે કે તે
શાથી સાજો થયો, તો તમ સર્વેને તથા ઈસ્રાએલી સંઘા ૧૦
લોકોને એ માલુમ થાય કે, ઈશુ ખ્રીસ્ત નાઝારી, જેને તમે
વધસ્તંભ પર મારી નાખ્યો, જેને દેવે મરીગએલાંઓમાંથી
ઉઠાડયો, તેના નામથી આ માણસ તમારી સામા હિયાં
સાજો ઉભો રહ્યો છે. જે પત્થર તમ બાંધનારાઓએ નકારયો ૧૧
તે એજ, તે ખુણાનું મથાળું થયો છે. અને બીજા કોઈથી તારણ ૧૨
નથી, કેમકે જેથી આપણું તારણ થાય એવું બીજું કોઈ નામ
આકાશ તળે માણસોમાં આપેલું નથી.

ત્યારે પીતર તથા યોહાનનું નિર્ભયપણું જોઈને, તથા તેઓ ૧૩
અભણ તથા અજ્ઞાની એ ધ્યાનમાં આણીને એઓ અચરતી
પામ્યા, ને તેઓને ઓળખ્યા કે તેઓ ઈશુની સાથે હતા. અને ૧૪
તે સાજા કરાએલા માણસને તેઓની સાથે ઉભો રહેલો
જોઈને એઓથી કંઈ ઉલટું કહી શકાયું નહિ. પણ તેઓને ૧૫
સભામાંથી બહાર જવાનો હુકમ કીધા પછી તેઓએ માહોમાંહે
વિચાર કરીને કહ્યું કે, તે માણસોને આપણે શું કરિયે? કેમકે ૧૬
તેઓએ એક પ્રસિદ્ધ ચમત્કાર કીધો એ તો યરૂશાલેમના
સઘળા રહેનારાઓને પ્રગટ છે, ને આપણાથી ના કહેવાતી
નથી. પણ લોકોમાં તે વધારે ફેલાય નહિ, માટે આપણે તેઓને ૧૭
સારી પઠે ધમકાવિયે કે તેઓ ફરી એ નામ વિષે લોકોમાંના
કોઈને કંઈ કહે નહિ. અને એઓએ તેઓને બોલાવીને આજ્ઞા ૧૮
દીધી કે, ઈશુના નામ વિષે તમારે કદાપિ બોલવું નહિ, ને
ઉપદેશ પણ કરવો નહિ. પણ પીતરે તથા યોહાને તેઓને ૧૯
ઉત્તર દેતાં કહ્યું કે, દેવના કરતાં તમારૂં સાંભળવું દેવની આગળ
યોગ્ય છે કે નહિ, એ તમેજ ઠરાવો. પણ અમે જે દીઠું, ને ૨૦
સાંભળ્યું છે, તે કહ્યા વિના અમે રહી શકતા નથી. અને ૨૧
લોકોને લીધે તેઓને શિક્ષા દેવાનું સુજયું નહિ, કેમકે જે
થયું હતું તેને લીધે સઘળા દેવને મહિમા આપતા હતા,
માટે તેઓએ તેઓને ફરી ધમકાવીને મૂકી દીધા. કેમકે જે ૨૨

માણસ પર આ સાજા કરવાનો ચમત્કાર થયો તે ચાળીસ
વરસથી વધારે વયનો હતો.
૨૩ અને તેઓ છુટીને પોતાના સાથીઓ પાસે ગયા, ને મુખ્ય
યાજકોએ તથા વૃદ્ધોએ જે કંઈ કહ્યું હતું, તે સઘળું તેઓને
૨૪ કહી સંભળાવ્યું. અને તે સાંભળીને તેઓએ એક ચિત્તે દેવને
હાંક મારીને કહ્યું કે, ઓ પ્રભુ, આકાશ તથા પૃથ્વી તથા
૨૫ સમુદ્ર ને તેઓમાંનાં સર્વને ઉત્પન્ન કરનાર દેવ તું છે; તેં
તારા સેવક દાવુદના મહોથી કહ્યું છે કે, "વિદેશીઓએ શા
માટે ખળભળ કીધી છે? ને લોકોએ વ્યર્થ વિચાર કેમ
૨૬ કીધો? પ્રભુને વિરૂદ્ધ તથા તેના ખ્રીસ્તને વિરૂદ્ધ પૃથ્વીના
૨૭ રાજાઓ ઉભા થયા, તથા અધિકારીઓ એકઠા થયા." કેમકે
ખરાખર તારો પવિત્ર દીકરો ઈશુ જેને તેં અભિષેક કીધો,
તેને ઉલટા હેરોદ, તથા પંતીઅસ પીલાત, વિદેશીઓ તથા
૨૮ ઈસ્રાએલી લોકો સુદ્ધાં એકઠા થયા; એ સારૂ કે તારા હાથે
તથા તારા મનસુબાએ જે થવાનાં આગળથી ઠરાવ્યાં હતાં તે
૨૯ સઘળાં તેઓ કરે. હવે, પ્રભુ, તું તેઓની ધમકીઓ જો, ને તારા
સેવકોને તારી વાત પુરી છાતી રાખીને બોલવાનું આપ;
૩૦ તેટલામાં તું પણ લોકોને નિરોગી કરવાને તારો હાથ લાંબો
કર, ને તારા પવિત્ર દીકરા ઈશુને નામે ચમત્કાર તથા અદ્ભુત
૩૧ કામ કરાવ. અને તેઓએ પ્રાર્થના કીધા પર જે જગ્યામાં તેઓ
એકઠા હતા તે હાલી; ને તેઓ સર્વે પવિત્ર આત્માએ ભરાઈ
ગયા, ને દેવની વાત છાતી રાખીને બોલવા લાગ્યા.
૩૨ અને વિશ્વાસીઓનો સમુદાય એક અંતઃકરણનો તથા એક
જીવનો હતો; ને જે વાનાં પોતાનાં હતાં તેઓમાંનું કશું
કોઈએ પોતાનું ગણ્યું નહિ, પણ તેઓને સઘળાં વાનાં સમાનિક
૩૩ હતાં. અને પ્રેરિતોએ મોટા સામર્થ્યથી પ્રભુ ઈશુના પુનરૂત્થાનની
૩૪ સાક્ષી પુરી, ને તેઓ સર્વે પર ઘણી કૃપા થઈ. અને તેઓમાંના
કોઈને પણ કશાની અગત્ય ન હતી. કેમકે ભોંયના કે ઘરોના
૩૫ જેટલા ધણી હતા તેઓ તે વેચીને વેચેલાંનાં મૂલ લાવ્યા; ને
પ્રેરિતોના પગ પાસે મૂક્યાં, ને જેવી જેને અગત્ય હતી તેવું તેને

વેહેંચી અપાયું. અને યોસે કરીને એક લેવી જે કુપ્રસનો ૩૬
હતો, અને જેની અટક પ્રેરિતોએ બાર્નાબા, એટલે દિલાસાનો
દીકરો પાડી, તેને ભોંય હતી તે તેણે વેચી, ને નાણું લાવીને ૩૭
પ્રેરિતોના પગ પાસે મૂકયું.

**અ**ને અનાન્યા નામે એક માણસે તથા તેની વહુ સાફીરાએ **૫**
મિલકત વેચી. અને તેની વહુના પણ જાણતાં તેણે મૂલમાંથી ૨
કંઇ પાછું રાખ્યું, ને કંઈક ભાગ પ્રેરિતોના પગ પાસે મૂકયો.
ત્યારે પીતરે કહ્યું કે, ઓ અનાન્યા, પવિત્ર આત્માને જુઠું ૩
બોલવું, તથા ભોંયના મૂલમાંથી કંઇ પાછું રાખવું એ શેતાને તારા
મનમાં કેમ ભરયું છે? તે તારી પાસે હતી ત્યારે શું તારી ન ૪
હતી? ને વેચ્યા પછી શું [મૂલ] તારે સ્વાધીન ન હતું? આ
વિચાર તેં પોતાના મનમાં કેમ આવવા દીધો? તેં માણસોને
નહિ પણ દેવને જુઠું કહ્યું. અને એ વાતો સાંભળતાં ૫
અનાન્યાએ પડીને પ્રાણ મૂકયો, ને જેઓએ એ વાત સાંભળી
તે સર્વેને ઘણું ભય લાગ્યું. અને જુવાનોએ ઉઠીને તેને ૬
વીટાળ્યો, ને બહાર લઈ જઈને દાટયો.

અને કલાક ત્રણેક પછી જે થયું તે જાણ્યા વિના તેની ૭
બાયડી માંહે આવી. ત્યારે પીતરે તેને કહ્યું કે, મને કહે, તમે ૮
શું એટલા સારૂ તે ભોંય વેચી? તેણીએ તેને કહ્યું કે, હા,
એટલાજ સારૂ. ત્યારે પીતરે તેને કહ્યું કે, પ્રભુના આત્માની ૯
પરીક્ષા કરવાને તમે કેમ સંપ કરયો છે? જુઓ, જેઓએ
તારા વરને દાટયો તેઓના પગ બારણા આગળ છે, ને તેઓ
તને પણ લઈ જશે. ત્યારે તત્કાળ તેણીએ તેના પગ પાસે ૧૦
પડીને પ્રાણ મૂકયો, પછી તે જુવાનોએ માંહે આવીને તેને
મુએલી દીઠી, ને બહાર લઈજઈને તેના વર પાસે તેને દાટી.
અને આખી મંડળીને તથા જે લોકોએ એ વાતો સાંભળી તે ૧૧
સઘળાને ઘણું ભય લાગ્યું.

અને પ્રેરિતોના હાથોથી લોકોમાં ચમત્કારો તથા અદ્ભૂત ૧૨
કામો ઘણાં થયાં; (ને તેઓ સર્વે એક ચિત્તે સુલેમાનની

૧૩ પરશાળમાં હતા. પણ બીજાઓમાંથી કોઈને તેઓની સાથે
મળી જવા સારૂ હિમ્મત ન હતી, તોએ લોકોએ તેઓને માન
૧૪ આપ્યું; અને પુષ્કલ પુરૂષો તથા બાયડીઓ પ્રભુ પર વિશ્વાસ
૧૫ રાખીને મેળવાયાં); એ રીતે કે તેઓએ માંદાઓને માર્ગમાં
આણ્યા, ને પથારીઓ તથા ખાટલાઓ પર તેઓને સુવાડયા,
એ સારૂ કે પીતરના આવતાં તેનો પડછાયો પણ તેઓમાંના
૧૬ કોઈ પર પડે. અને આસપાસનાં શહેરોમાંના ઘણા લોક
માંદાઓને તથા અશુદ્ધ આત્માઓથી પીડાએલાઓને લઈને,
યરૂશાલેમમાં આવ્યા, ને તેઓ બધા સાજા કરાયા.

૧૭ ત્યારે પ્રમુખ્ય યાજક તથા તેના સઘળા સાથીઓ જે
૧૮ સાદુકીના તડના હતા, તેઓ ક્રોધે ભરાઈને ઉઠયા, ને પોતાના
હાથ પ્રેરિતો ઉપર નાખ્યા, ને તેઓને બંદીખાનામાં ઘાલ્યા.
૧૯ પણ રાત્રે પ્રભુના દૂતે બંદીખાનાનાં બારણાં ઉઘાડયાં, ને
૨૦ તેઓને બહાર લાવીને કહ્યું કે, તમે જાઓ, ને મંદિરમાં ઉભા
૨૧ રહીને એ જીવનની સઘળી વાતો લોકોને કહો. અને એ
સાંભળીને તેઓએ મળશકે મંદિરમાં જઈને ઉપદેશ કીધો, પણ
પ્રમુખ્ય યાજકે તથા તેના સાથીઓએ આવીને સભાને તથા
ઈસ્રાઈલી લોકોના વૃદ્ધોને એકઠા બોલાવ્યા, પછી તેઓને
૨૨ લાવવાને બંદીખાનામાં મોકલ્યું. પણ સિપાઈઓએ જઈને
તેઓને બંદીખાનામાં દીઠા નહિ, ત્યારે પાછા આવીને
૨૩ ખબર આપી કે, અમે બંદીખાનું સારીપઠે બંધ કરેલું, તથા
ચોકીદારો બારણા આગળ ઉભા રહેલા દીઠા, પણ અમે
૨૪ ઉઘાડયું ત્યારે માંહે કોઈને દીઠો નહિ. પ્રમુખ્ય યાજકે તથા
મંદિરના સરદારે તથા મુખ્ય યાજકોએ આ વાતો સાંભળી
ત્યારે એ સંબંધી તેઓ સંદેહમાં પડયા કે, એનું પરિણામ શું
૨૫ થશે? એટલામાં એકે પાસે આવીને તેઓને ખબર આપી
કે, જુઓ, જે માણસોને તમે બંદીખાનામાં ઘાલ્યા હતા,
૨૬ તેઓ મંદિરમાં ઉભા રહીને લોકોને ઉપદેશ કરેછે. ત્યારે
સરદાર સિપાઈઓ સાથે જઈને બલાત્કાર કરયા વિના તેઓને
લાવ્યો, કેમકે તેઓ લોકોથી બિહીધા, રખે તેઓ તેઓને પત્થરે

મારે. અને તેઓએ તેઓને લાવીને સભા આગળ ઉભા રાખ્યા, ૨૭
ને પ્રમુખ્ય યાજકે તેઓને પુછતાં કહ્યું કે, શું અમે તમને ૨૮
હઠથી આજ્ઞા નહોતી આપી કે એ નામે ઉપદેશ કરવો નહિ?
પણ જુઓ, તમે તમારા ઉપદેશથી યરૂશાલેમને ભરયું છે, ને તે
માણસનું લોહી [પાડવાનો દોષ] અમારા પર લાવવાને
ઈચ્છોછો. ત્યારે પીતરે તથા પ્રેરિતોએ ઉત્તર દેતાં કહ્યું કે, ૨૯
માણસો કરતાં દેવને અમારે વધારે માનવો જોઈએ. જે ૩૦
ઈશુને તમે વધસ્તંભ પર ટાંગીને મારી નાખ્યો, તેને આપણા
પૂર્વજોના દેવે ઉઠાડયો છે; ને પોતાને જમણે હાથે રાજા તથા ૩૧
તારનાર થવાને દેવે તેને ઉંચો કીધો છે, કે તે ઈસ્રાઈલને
પશ્ચાત્તાપ તથા પાપની માફી આપે. અને અમે એ વાતો ૩૨
વિષે તેના સાક્ષી છિયે, ને જે પવિત્ર આત્મા દેવે પોતાના
માનનારાઓને આપ્યો છે તે પણ સાક્ષી છે.

અને તેઓ તે સાંભળીને મનમાં વીંધાઈ ગયા, ને તેઓને ૩૩
મારી નાખવાનો મનસુબો કીધો. પણ ગમાલિયલ નામે એક ૩૪
ફરોશી ન્યાયશાસ્ત્રી જે સઘળા લોકોમાં સન્માની હતો, તેણે
સભામાં ઉઠીને પ્રેરિતોને થોડી વાર લગી બહાર કહાડવાનો
હુકમ આપ્યો. પછી તેણે તેઓને કહ્યું કે, ઓ ઈસ્રાઈલી ૩૫
માણસો, તમે આ માણસોને જે કરવાના છો તે વિષે પોતાને
સંભાળો. કેમકે આ દહાડા અગાઉ થયુદા ઉઠયો ને કહ્યું કે, હું ૩૬
કોઈ મોટો છું, તેની સાથે આસરે ચારસેં માણસ મળ્યા હતા,
તે મારયો ગયો, ને જેટલાઓએ તેને માન્યો તેઓ સર્વે
વેરાઈ જઈને નાશ પામ્યા. ત્યાર પછી નામનીસી લખવાના ૩૭
દિવસોમાં ગાલીલનો યહુદા ઉઠયો, ને બહુ લોકોને પોતાની
પછવાડે ખેંચ્યા, તે પણ નાશ પામ્યો, ને જેટલા લોકોએ તેને
માન્યો તેઓ સઘળા વેરાઈ ગયા; ને હવે હું તમને કહુંછું કે, ૩૮
આ માણસોથી તમે વેગળા રહો, ને તેઓને રહેવા દો, કેમકે
જો એ મત અથવા એ કામ માણસોથી હશે તો ઉથલી પડશે;
પણ જો દેવથી હશે તો તમથી ઉથલાવી નંખાતું નથી; નહિ તો ૩૯
તમે દેવની સામા પણ લડનારા માલુમ પડશો. અને તેઓએ ૪૦

તેનું માન્યું, પછી તેઓએ પ્રેરિતોને બોલાવીને મરાવ્યા;
ને ઇસુને નામે કંઈ બોલવું નહિ, એવી આજ્ઞા કરીને તેઓને
૪૧ છોડી દીધા. અને તેઓ તેના નામને લીધે અપમાન પામવા
જોગ ગણાયા માટે હરખ પામીને તેઓ સભાની આગળથી
૪૨ ચાલ્યા ગયા. અને નિત્ય મંદિરમાં તથા ઘેરેઘેર ઇસુ તેજ ખ્રીસ્ત
છે તે વિષે શિખવવાનું તથા પ્રગટ કરવાનું તેઓએ મૂક્યું નહિ.

૬ **અ**ને તે દિવસોમાં શિષ્યો ઘણા થયા, ત્યારે હેબ્રીઓ પર
હેલેની યહુદીઓએ કચકચ કીધી, કેમકે નિત્યની સેવામાં
૨ તેઓની વિધવાઓ પડતી મૂકાઈ. ત્યારે બારોએ શિષ્યોના
સમુદાયને એકઠા બોલાવીને કહ્યું કે, દેવની વાત મૂકીને અમે
૩ પંક્તિની સેવા કરિયે, એ લાયક નથી. માટે, ભાઈઓ, તમે
પોતાનામાંથી પવિત્ર આત્માએ તથા જ્ઞાને ભરપુર એવા સાત
કીર્ત્તિમાન માણસ શોધી કહાડો, જેઓને અમે એ કામ પર
૪ ઠરાવિયે. પણ અમે તો પ્રાર્થના તથા વાતની સેવામાં તત્પર
૫ રહીશું. અને એ વાત આખા સમુદાયને સારી લાગી, ને
વિશ્વાસે તથા પવિત્ર આત્માએ ભરપુર સ્તેફન નામે એક
માણસને, તથા ફીલીપને, તથા પ્રોખરસને, તથા નીકાનોરને,
તથા તીમોનને, તથા પાર્મેનાને, તથા અંત્યોખના થએલા
૬ યહુદી નીકોલાસને, તેઓએ પસંદ કરયા. અને તેઓએ તેઓને
પ્રેરિતોની આગળ ઉભા કરયા, અને એઓએ પ્રાર્થના કરીને
૭ તેમના પર હાથ મૂકયા. અને દેવની વાત ફેલી ગઇ, ને
યરૂશાલેમમાં શિષ્યોની સંખ્યા ઘણી વધી ગઈ. અને યાજકો-
માંના ઘણાજ વિશ્વાસને આધીન થયા.

૮ અને સ્તેફને વિશ્વાસે તથા સામરથે ભરપુર થઈને મોટાં
૯ અદ્ભુત કામો તથા ચમત્કારો લોકોમાં કરયાં. ત્યારે
લાબેરતીની કહેવાએલી સભામાંના, તથા કુરેનીના, તથા
આલેકસાંદ્રિયાના, તથા કીલકીમાંના, તથા આશીઆમાંના
કેટલાએક ઉભા થઈને સ્તેફન સાથે વાદવિવાદ કરવા લાગ્યા.
૧૦ પણ જે જ્ઞાને તથા આત્માએ તે બોલ્યો તેની સામા તેઓ

ઉભા રહી શકયા નહિ. ત્યારે તેઓએ કેટલાએક માણસોને ૧૧
સમજાવી લીધા; જેઓએ કહ્યું કે, અમે તેને મુસા તથા દેવને
ઉલટુ દુર્ભાષણ કરતો સાંભળ્યો. અને તેઓએ લોકોને તથા ૧૨
વૃદ્ધોને તથા શાસ્ત્રીઓને ઉસ્કેરયા, ને તેઓએ ઉઠીને તેને
પકડી લીધો, ને સભામાં લાવ્યા. અને જુઠા સાક્ષીઓ ઉભા ૧૩
કીધા જેઓએ કહ્યું કે, એ માણસ આ પવિત્ર જગ્યા તથા
નિયમશાસ્ત્રને ઉલટું દુર્ભાષણ કરયા વિના રહેતો નથી;
કેમકે અમે તેને એમ કહેતો સાંભળ્યો કે, એ ઇશુ નાઝારી આ ૧૪
જગ્યાનો નાશ કરશે, ને જે રીતિઓ મુસાએ આપણને સોંપી
છે તેઓને એ બદલશે. અને જેઓ સભામાં બેઠા હતા તે ૧૫
સર્વેએ તેને ધારી જોતાં તેનું મહો દૂતના મહો સરખું દીઠું.

ત્યારે પ્રમુખ્ય યાજકે કહ્યું કે, એ વાતો શું એમજ છે? ૭
ને તેણે કહ્યું કે, ભાઈઓ, તથા બાપો, તમે સાંભળો. આપણો ૨
પૂર્વજ ઈબ્રાહીમ ખારાનમાં રહ્યા અગાઉ મેસોપોતામ્યામાં
હતો, ત્યારે મહિમાવાન દેવે તેને દર્શન આપ્યું; ને તેને કહ્યું ૩
કે, તું તારા દેશમાંથી, તથા તારા સગામાંથી નિકળ, ને જે દેશ
હું તને દેખાડું તેમાં જા. ત્યારે ખાલદી દેશમાંથી નિકળીને ૪
ખારાનમાં તે વસ્યો, ને ત્યાંથી તેનો બાપ મરણ પામ્યા પછી,
આ દેશ જેમાં તમે હમણાં રહોછો, તેમાં તેણે તેને લાવી રાખ્યો.
અને દેવે એમાં તેને વતન આપ્યું નહિ, પગલુંભર પણ નહિ, ૫
પણ તેને છોકરૂં નહોતું ત્યારે તેને તથા તેના પછી તેના વંશને
વતનને સારૂ આ દેશ આપવાનું વચન આપ્યું; ને દેવે એમ ૬
કહ્યું કે, તેનો વંશ પરદેશમાં પ્રવાસી થશે, ને તેઓ ચારસેં
વરસ સુધી તેઓને દાસ કરી રાખશે, ને દુઃખ દેશે. અને દેવે ૭
એમ કહ્યું કે, જે દેશના દાસ તેઓ થશે, તેના પર હું ન્યાય
ઠરાવીશ, ને ત્યાર પછી તેઓ નિકળશે, ને આ જગ્યામાં તેઓ
મારી સેવા કરશે. અને તેણે તેને સુનતનો કરાર આપ્યો, પછી ૮
તેણે ઇસહાકને જન્માવ્યો, ને આઠમે દિવસે તેની સુનત કીધી,
પછી ઇસહાકે યાકુબને, ને યાકુબે બાર પૂર્વજોને જન્માવ્યા.

૯ પછી પૂર્વજોએ અદેખાઈ આણીને યુસફને મિસરમાં [ લઈ
૧૦ જવા સારૂ ] વેચ્યો, પણ દેવ તેના સાથે હતો. અને તેનાં સઘળાં
દુઃખથી તેને છોડાવ્યો, ને મિસરના રાજા ફારૂનની આગળ
તેને કૃપા તથા બુદ્ધિ આપી, ને તેણે તેને મિસર પર તથા
૧૧ પોતાના આખા ઘર પર અધિકારી ઠરાવ્યો. પછી મિસરના
આખા દેશમાં તથા ખનાનમાં દુકાળ પડયો, તથા મોટું સંકટ
૧૨ થયું, ને આપણા પૂર્વજોને ખાવાનું મળ્યું નહિ. પણ યાકુબે
સાંભળ્યું કે મિસરમાં દાણા છે, ત્યારે તેણે આપણા પૂર્વજોને
૧૩ પહેલાં ત્યાં મોકલ્યા. પછી બીજી વખતે યુસફે પોતાના
ભાઈઓને પોતાને ઓળખાવ્યો, ને યુસફનું કુળ ફારૂનને
૧૪ જણાયું. ત્યારે યુસફે મોકલીને પોતાના બાપ યાકુબને તથા
૧૫ પોતાનાં સઘળાં સગાં પોણોસો માણસને તેડાવ્યાં. અને યાકુબ
૧૬ મિસરમાં ગયો, ને તે તથા આપણા પૂર્વજો ત્યાં મરીગયા. અને
તેઓને શેખેમમાં લઈગયા ને જે કબર ઈબ્રાહીમે નાણું આપીને
શેખેમના બાપ અમોરના દીકરાઓ પાસેથી વેચાતી લીધી
૧૭ હતી તેમાં દાટયા. પણ વચનનો સમય જે વિષે દેવે
ઈબ્રાહીમને સમ ખાઈને કહ્યું હતું, તે જેમ પાસે આવ્યો તેમ તે
૧૮ લોક મિસરમાં વધ્યા, ને પુશ્કળ થયા. તેટલામાં બીજો
૧૯ રાજા ઉભો થયો, જે યુસફને જાણતો નહોતો. તેણે આપણાં
ગોત્ર સાથે કપટ કરીને આપણા પિતાઓને એવું દુઃખ દીધું
કે, તેઓએ પોતાનાં બાળકોને બહાર નાખ્યાં એ માટે કે તેઓ
૨૦ જીવે નહિ. તે વખતમાં મુસા જન્મ્યો, ને તે ઘણો સુંદર
હતો, ને ત્રણ મહિના સુધી પોતાના બાપના ઘરમાં તેનું પાલન
૨૧ થયું. અને તે બહાર નંખાયો ત્યારે ફારૂનની દીકરીએ તેને
૨૨ ઉપાડયો, ને પોતાનો દીકરો થવાને તેને પાળ્યો. અને મુસા
મિસરીઓની સર્વ વિદ્યામાં ભણેલો થયો; અને વાતોમાં તથા
૨૩ કામોમાં પરાક્રમી હતો. અને લગભગ ચાળીસ વરસનો થયો
ત્યારે ઈસ્રાઈલના વંશને, એટલે પોતાના ભાઈઓને, મળવાનું તેના
૨૪ મનમાં આવ્યું. અને તેઓમાંના એકને અન્યાય સહેતો જોઈને
તેણે તેની સાહે કીધી, ને મિસરીને મારી નાખીને જુલમ

પામેલાનો બદલો લીધો. અને તેણે ધારયું કે, મારા ભાઈઓ ૨૫
સમજશે કે દેવ મારા હાથથી તેઓને છુટકો આપશે, પણ
તેઓ સમજયા નહિ. અને બીજે દિવસે તેઓ લડતા હતા ૨૬
ત્યારે તે તેઓને દેખાયો, ને તેઓને માહોમાંહે સલાહ કરવાનું
સમજાવતાં કહ્યું કે, ઓ માણસો, તમે ભાઈઓ છો, તો તમે
કેમ એક બીજાનો અન્યાય કરોછો? પણ જેણે પોતાના ૨૭
પડોસી પર અન્યાય કીધો તેણે તેને રોકીને કહ્યું કે, તને
અમારા પર અધિકારી તથા ન્યાયાધીશ કોણે ઠરાવ્યો છે?
ગઈ કાલે જેમ મિસરીને મારી નાખ્યો તેમ શું મને મારી ૨૮
નાખવા ચાહેછે? ત્યારે એ વાતને લીધે મુસા નહાઠો, ને ૨૯
મિદિયાન દેશમાં પ્રવાસી થયો, ત્યાં તેને બે દીકરા જન્મ્યા.
અને ચાળીશ વરસ પુરાં થયાં ત્યારે પ્રભુના દૂતે સીનાય પહાડના ૩૦
રાનમાં બળતા ઝાડવાના ભડકામાં તેને દર્શન આપ્યું. અને ૩૧
મુસા જોઈને તે દેખાવથી અચરત થયો, ને ચોકસાઈથી
જોવા સારૂ પાસે જતો હતો એટલામાં પ્રભુની વાણી થઈ કે,
"હું તારા બાપદાદાઓનો દેવ, એટલે ઈબ્રાહીમનો દેવ તથા ૩૨
ઈસહાકનો દેવ તથા યાકુબનો દેવ છું." ત્યારે મુસા કાંપ્યો,
ને તેને ધારી જોવાને છાતી રહી નહિ. અને પ્રભુએ તેને કહ્યું કે, ૩૩
"તું તારા પગમાંથી જોડા કહાડ, કેમકે જે જગ્યાએ તું ઉભો
છે તે પવિત્ર ભોંય છે. મિસરમાં જે મારા લોક છે તેઓનું ૩૪
દુઃખ મેં જોઈ લીધું છે, ને તેઓના નિશાસા મેં સાંભળ્યા છે,
ને તેઓને છોડાવવા હું ઉતરયો છું, ને હવે ચાલ, હું તને
મિસરમાં મોકલીશ." જે મુસાનો તેઓએ નકાર કરીને કહ્યું ૩૫
કે, તને કોણે અધિકારી તથા ન્યાયાધીશ ઠેરવ્યો, તેને દેવે
અધિકારી તથા છોડાવનાર થવા સારૂ જે દૂત તેને ઝાડવામાં
દેખાયો તેની હસ્તક મોકલ્યો. તેઓને બહાર લાવતાં મિસર ૩૬
દેશમાં તથા લાલ સમુદ્રમાં તથા રાનમાં ચાળીશ વરસ સુધી
તેણે અદ્દભુત કામો તથા ચમત્કારો કીધાં. જે મુસાએ ૩૭
ઈસ્રાઈલીઓને કહ્યું હતું કે, "તમારો દેવ પ્રભુ તમારા
ભાઈઓમાંથી મારા જેવો એક ભવિષ્યવાદી તમારે સારૂ ઉભો

૩૮ કરશે, તેનું તમારે સાંભળવું," તે એજ છે. રાનમધ્યે
મંડળીમાં સિનાય પહાડ પર બોલનાર દૂતની સાથે તથા
આપણા પૂર્વજોની સાથે જે હતો તે એજ છે; તે આપણને
૩૯ આપવાને જીવનની વાતો પામ્યો. આપણા પૂર્વજોએ તેને
માનવાને ઈચ્છયું નહિ, પણ તેનો ત્યાગ કીધો, ને મિસરની
૪૦ ગમ પોતાનાં મન ફેરવ્યાં; ને હારૂનને કહ્યું કે, "અમારી
આગળ ચાલે એવા દેવો અમારે સારૂ તું બનાવ, કેમકે એ
મુસા જે અમને મિસરમાંથી લાવ્યો તેને શું થયું એ અમે
૪૧ જાણતા નથી." અને તે દિવસોમાં તેઓએ વાછરડું બનાવ્યું,
ને તે મૂર્ત્તિની આગળ બળિદાન કીધું, ને પોતાના હાથના કામ
૪૨ વિષે આનંદ કીધો. ત્યારે દેવ તેઓને ઉલટો થયો, ને આકાશની
ફોજની પૂજા કરવા સારૂ તેઓને સોંપી દીધા, જેમ ભવિષ્ય-
વાદીઓના પુસ્તકમાં લખ્યું છે કે, "ઓ ઈસ્રાઈલના વંશ,
તમે ચાળીસ વરસ લગી યજ્ઞ તથા બળિદાન રાનમાં શું
૪૩ મને કીધાં હતાં? તમે મલખનો માંડવો તથા રેમફાન
તમારા દેવનો તારો, એટલે જે જે મૂર્ત્તિઓ પૂજવાને તમે
બનાવી, તેઓને તમે ઉંચકી લઈ ગયા, અને હું તમને બાબેલને
૪૪ પેલે પાર લઈ જઈશ." જેમ તેણે મુસાને બોલીને ઠરાવ્યું કે,
તેં જે નમુનો દીઠો હતો તે પ્રમાણે તું સાક્ષીનો માંડવો બનાવ,
તેમ રાનમાં આપણા બાપદાદાઓ મધ્યે તે માંડવો હતો.
૪૫ યહોશુઆ સાથે આપણા પૂર્વજો તે પામી લઈને વિદેશીઓના
વતનમાં લાવી મૂકયો, જેઓને આપણા પૂર્વજોની આગળથી
૪૬ દેવે દાવુદના દિવસ સુધી કહાડી મૂકયા. તે દેવની આગળ
કૃપા પામ્યો, ને યાકુબના દેવને સારૂ રહેઠાણ પ્રાપ્ત કરવાની
૪૭ રજા માગી; પણ સુલેમાને તેને સારૂ એક ઘર બાંધ્યું. તો
૪૮ પણ હાથથી બાંધેલાં મંદિરોમાં પરાત્પર દેવ રહેતો નથી, જેમ
૪૯ ભવિષ્યવાદી કહેછે તેમ, "આકાશ મારૂં રાજ્યાસન તથા
પૃથ્વી મારૂં પાયાસન છે, તો તમે મારે સારૂ કયું ઘર બનાવશો,
૫૦ એમ પ્રભુ કહેછે. અથવા મારા વિશ્રામની શી જગ્યા હોય?
શું એ સઘળાં મારા હાથથી નથી બન્યાં?"

ઓ હઠીલાઓ, ને મન તથા કાન વિષે સુનત વગરનાઓ, ૫૧
તમે સદા પવિત્ર આત્માને ઉલટું કરોછો, જેમ તમારા બાપ-
દાદાઓએ કીધું તેમજ તમે કરોછો. ભવિષ્યવાદીઓમાંના ૫૨
કોણને તમારા બાપદાદાઓએ સતાવ્યો ન હતો? ને જેઓએ
તે ન્યાયીના આવવા વિષે આગળથી સમાચાર આપ્યા
તેઓને તેઓએ મારી નાખ્યા, ને તેને પરસ્વાધીન કરનારા
તથા હત્યા કરનારા હવે તમે થયા છો. તમે દૂતોની હસ્તક ૫૩
નિયમ પામ્યા, પણ તે પાળ્યો નહિ.

આ વાતો સાંભળીને તેઓ પોતાના મનમાં વીંધાઈ ગયા, ને ૫૪
તેના પર દાંત પીસ્યા. પણ પવિત્ર આત્માથી ભરપુર થઈને તેણે ૫૫
આકાશની ગમ તાકી જોતાં, દેવનો મહિમા તથા દેવની જમણી
ગમ ઈસુને ઉભેલો દીઠો. અને તેણે કહ્યું કે, જુઓ, આકાશ ૫૬
ઉઘડેલું તથા દેવની જમણી ગમ માણસના દીકરાને ઉભો રહેલો
હું જોઉંછું. ત્યારે તેઓએ મોટે ઘાંટે બૂમ પાડતાં પોતાના કાન ૫૭
બંધ કરયા, ને તેના પર એકચિત્તે ધસી આવ્યા. અને તેને શહેર ૫૮
બહાર કહાડીને પત્થરે મારચો, ને સાઉલ નામે એક જુવાનના
પગ આગળ સાક્ષીઓએ પોતાનાં લુગડાં મૂકયાં. અને સ્તેફન ૫૯
પ્રાર્થના કરતાં કહેતો હતો કે, ઓ પ્રભુ ઈસુ, મારા આત્માનો
અંગીકાર કર, એટલામાં તેઓએ તેને પત્થરે મારયો. અને ૬૦
તેણે ઘુંટણ ટેકવીને મોટો ઘાંટો પાડીને કહ્યું કે, ઓ પ્રભુ, એ ઓ
પર આ દોષ મૂકતો ના; એમ કહીને તે ઉંઘી ગયો.

**અ**ને સાઉલ તેનો ઘાત કરવામાં રાજી હતો. અને તેજ ૮
દહાડે યરૂશાલેમમાંની મંડળી પર મોટી સતાવણી થઈ, માટે
પ્રેરિતો શિવાય તેઓ સર્વે યહુદા તથા સમારીઆના પ્રાંતોમાં
વેરાઇ ગયા. અને ધાર્મિક પુરૂષો સ્તેફનને દાટવા લઈ ગયા, ૨
ને તેને સારૂ ઘણો વિલાપ કીધો. અને સાઉલે મંડળીને બહુ ૩
વિપત્તિ પાડી, ને ઘેરેઘેર જઈને પુરૂષો તથા બાયડીઓને
ખેંચી લઈજઇને બંદીખાનામાં નાખ્યાં.

અને વેરાઈગયલાઓ સુવાર્ત્તાની વાત પ્રગટ કરતા ચારો- ૪

૫ ગમ ફરચા. અને ફીલીપે સમારીઆ શહેરમાં જઈને તેઓને
૬ ખ્રીસ્ત પ્રગટ કરચો. અને ફીલીપે જે ચમત્કારો કીધા તે
સાંભળી તથા જોઈને લોકોએ તેની કહેલી વાતો પર એક
૭ ચિત્તે ધ્યાન રાખ્યું. કેમકે જેઓને અશુદ્ધ આત્માઓ વળગ્યા
હતા તેઓમાંના ઘણાઓમાંથી તેઓ મોટો ઘાંટો પાડતાં બહાર
૮ નિકળ્યા, ને ઘણા પક્ષાઘાતી તથા લુલાઓ સમા થયા. અને
તે શહેરમાં બહુ આનંદ થયો.
૯ પણ સીમોન નામે એક જણ તે શહેરમાં અગાઉ જાદુ
કરતો હતો, ને હું કોઈ મોટો છું એમ કહીને સમારીઆના
૧૦ લોકોનાં મન હરી લેતો હતો. તેને નાનાથી મોટા સુધી સર્વે
માનતા, ને એમ કહેતા કે, એ માણસ દેવનો મોટો પરાક્રમ છે.
૧૧ અને તેણે ઘણી મુદ્દતથી જાદુગરીએ તેઓનાં મન હરી લીધાં
૧૨ હતાં માટે તેઓ તેને માનતા હતા. પણ ફીલીપે દેવના રાજ્ય
તથા ઈશુ ખ્રીસ્તના નામ વિષે સુવાર્તા પ્રગટ કીધી તેનો
તેઓએ વિશ્વાસ કીધો, ત્યારે પુરૂષો તથા બાયડીઓનું
૧૩ બાપ્તિસ્મા થયું. ત્યારે સીમોને પણ વિશ્વાસ કીધો, ને
બાપ્તિસ્મા લઈને ફીલીપની સાથે રહ્યો, ને નિસાણીઓ તથા
મોટાં પરાક્રમી કામો થતાં જોઈને અચરત થયો.
૧૪ પછી સમારીઆઓએ દેવની વાત અંગીકારી એવું યરૂશાલે-
મમાંના પ્રેરિતોએ સાંભળ્યું, ત્યારે તેઓએ પીતરને તથા
૧૫ યોહાનને તેઓની પાસે મોકલ્યા. અને તેઓએ ત્યાં પહોંચ્યા
પછી તેઓને સારૂ પ્રાર્થના કરી કે એઓ પવિત્ર આત્મા પામે.
૧૬ (કેમકે તેઓમાંના કોઈ પર ત્યાં લગી તે ઉતરચો ન હતો, પણ
૧૭ કેવળ પ્રભુ ઈશુને નામે તેઓ બાપ્તિસ્મા પામ્યા હતા.) ત્યારે
તેઓએ તેઓ પર હાથ મૂક્યા, ને તેઓ પવિત્ર આત્મા પામ્યા.
૧૮ અને પ્રેરિતોના હાથ મૂકવાથી પવિત્ર આત્મા અપાયછે,
૧૯ એ જોઈને સીમોને તેઓને નાણું આપવાનું કરીને કહ્યું કે, તમે
મને પણ એ અધિકાર આપો કે જેના પર હું હાથ મૂકું તે પવિત્ર
૨૦ આત્મા પામે. ત્યારે પીતરે તેને કહ્યું કે, દેવનું દાન નાણાથી
વેચાતું લેવાય, એવું તેં ધારયું માટે તારૂં નાણું તારી સાથે નાશ

થાઓ. એ વાતમાં તારો ભાગ કે હિસ્સો નથી, કેમકે તારૂં ૨૧
અંતઃકરણ દેવની આગળ સીધું નથી. એ માટે તું તારી ૨૨
ભુંડાઈનો પસ્તાવો કર, ને દેવની વિનંતી કર કે, તારા અંતઃ-
કરણની કલ્પના કદાચ તને માફ થાય. કેમકે તું પિત્તની ૨૩
કડવાસમાં, ને ભુંડાઈનાં બંધનોમાં છે, એ હું જોહુંછું. ત્યારે ૨૪
સીમોને ઉત્તર દેતાં કહ્યું કે, તમારી કહેલી વાતોમાંની કોઈ મારા
પર ન આવે માટે તમે મારે સારૂ પ્રભુની વિનંતી કરો. અને ૨૫
તેઓ શાહેદી આપીને તથા પ્રભુની વાત કહીને, સમરૂનનાં
ઘણાં ગામોમાં સુવાર્ત્તા પ્રગટ કરતા યરૂશાલેમમાં પાછા ગયા.

પછી પ્રભુના દૂતે ફીલીપ સાથે બોલતાં કહ્યું કે, યરૂશાલેમથી ૨૬
ગાઝામાં જવાયછે તે માર્ગે દક્ષિણની ગમ તું ઉઠીને જા, તે
રાન છે. અને તે ઉઠીને ગયો, ને જુઓ, એક હબશી માણસ, ૨૭
ખોજો, જે હબશીઓની રાણી કાંડાકીનો પ્રધાન, તથા તેના
સઘળા ભંડારનો કારભારી હતો, તે ભજન કરવા સારૂ
યરૂશાલેમમાં આવ્યો હતો. અને તે પાછો જતાં પોતાના રથમાં ૨૮
બેસીને યશાયા ભવિષ્યવાદીનું પુસ્તક વાંચતો હતો. ત્યારે ૨૯
આત્માએ ફીલીપને કહ્યું કે, તું જઈને એ રથની સંગાતે થા.
ત્યારે ફીલીપ પાસે દોડી ગયો, ને તેને યશાયા ભવિષ્યવાદીનું ૩૦
પુસ્તક વાંચતો સાંભળીને પુછયું કે, તું વાંચેછે તે શું તું
સમજેછે? ત્યારે તેણે કહ્યું કે, મને કોઈના બતાવ્યા વિના હું ૩૧
કેમ સમજી શકું? પછી પોતાની સાથે ચહડી બેસવાની તેણે
ફીલીપની વિનંતી કીધી. અને શાસ્ત્રમાંની જે વાત તે વાંચતો ૩૨
હતો તે એ હતી કે, "ઘેટાની પઠે મારી નંખાવાને તે લઇ
જવાયો, ને જેમ હલવાન પોતાના કાતરનારની આગળ
અણબોલ્યું રહેછે, તેમ તેણે પોતાનું મહો ઉઘાડયું નહિ;
તેની દીનાવસ્થામાં તેનો ન્યાય ડુબી ગયો, ને તેનો જીવ પણ ૩૩
પૃથ્વી પરથી કહડાયો, માટે તેની પહેડીનું વર્ણન કોણ કહી
દેખાડશે?" ત્યારે તે ખોજાએ ફીલીપને ઉત્તર દેતાં કહ્યું કે, હું ૩૪
તારી વિનંતી કરૂંછું કે, ભવિષ્યવાદી કોણ વિષે એ કહેછે? પોતા
વિષે અથવા કોઈ બીજા વિષે? ત્યારે ફીલીપે પોતાનું મહો ૩૫

૩૬ ઉઘાડયું, ને તેજ શાસ્ત્રથી માંડીને તેને ઈશુ પ્રગટ કીધો. અને
તેઓ માર્ગે જતાં પાણી આગળ આવ્યા, ત્યારે ખોજાએ કહ્યું
કે, જો, પાણી છે, મારે બાપ્તિસ્મા પામવાને શો અટકાવ છે?
૩૭ ત્યારે ફીલીપે કહ્યું કે, જો તું તારા આખા મનથી વિશ્વાસ કરેછે
તો ઉચિત છે; ને તેણે ઉત્તર દેતાં કહ્યું કે, ઈશુ ખ્રીસ્ત તે દેવનો
૩૮ દીકરો છે, એવો વિશ્વાસ હું કરૂંછું. પછી તેણે રથ ઉભો
રાખવાનો હુકમ કીધો, ને ફીલીપ તથા ખોજો બેઉ પાણીમાં
૩૯ ઉતરયા, ને તેણે તેનું બાપ્તિસ્મા કીધું. અને તેઓ પાણીમાંથી
ઉપર આવ્યા પર પ્રભુનો આત્મા ફીલીપને લઈ ગયો, ને
ખોજાએ ફરી તેને દીઠો નહિ, ત્યારે તે આનંદ કરતો પોતાને
૪૦ માર્ગે ચાલ્યો ગયો. પણ ફીલીપ આશ્દોટમાં દેખાયો, ને
કાઈસારીમાં પહોંચ્યો ત્યાં લગી સઘળાં શહેરોમાં ફરીને
સુવાર્ત્તા પ્રગટ કરતો ગયો.

૯ અને સાઉલ હજુ સુધી પ્રભુના શિષ્યો પર ધમકીઓનો
તથા હત્યાનો શ્વાસ લેતો લેતો પ્રમુખ્ય યાજક પાસે ગયો.
૨ અને તેની પાસેથી દમશકમાંની સભાઓ પર પત્રો માગ્યાં કે
જો તેને એ માર્ગના પુરૂષ તથા બાયડી કોઈ મળે, તો તેઓને
૩ બાંધીને યરૂશાલેમમાં લાવે. અને ચાલતાં ચાલતાં દમશક પાસે
તે પહોંચ્યો ત્યારે એકાએક તેની આસપાસ આકાશથી પ્રકાશ
૪ ચમક્યો. અને તે ભોંય પર પડયો, ને પોતાની સાથે બોલતી
એવી એક વાણી સાંભળી કે, સાઉલ, સાઉલ, તું મને કેમ
૫ સતાવેછે? ત્યારે તેણે કહ્યું કે પ્રભુ, તું કોણ છે? ને પ્રભુએ
કહ્યું કે, હું ઈશુ છું, જેને તું સતાવેછે, આરો પર લાત મારવી
૬ તને કઠણ છે. ત્યારે તે ધ્રુજતાં તથા અચરત થતાં બોલ્યો કે,
૭ પ્રભુ, હું શું કરૂં તે વિષે તારી શી મરજી છે? ને પ્રભુએ તેને
કહ્યું કે, તું ઊઠ, ને શહેરમાં જા, ને તારે જે કરવું જોઈએ તે તને
૮ કહેવાશે. અને તેની સાથે જનારા માણસો અણબોલ્યા ઉભા
રહ્યા, તેઓએ વાણી સાંભળી ખરી, પણ કોઈને દીઠો ન હતો.
પછી સાઉલ ભોંય પરથી ઉઠયો, ને તેની આંખો ઉઘડી, તો

પણ તેણે કોઈને દીઠો નહિ, ને તેઓ તેનો હાથ પકડીને
દમશકમાં લઈ ગયા. અને ત્રણ દિવસ સુધી તે દેખ્યા વિના ૯
રહ્યો, ને કાંઈ ખાધું પીધું નહિ.

ત્યારે દમશકમાં હનાનિયા નામે એક શિષ્ય હતો, તેને ૧૦
પ્રભુએ દર્શનમાં કહ્યું કે, હનાનિયા, ને તેણે કહ્યું કે, પ્રભુ, જો, હું
હિયાં છું. ત્યારે પ્રભુએ તેને કહ્યું કે, ઉઠીને પાધરા કહેવાયલા ૧૧
રસ્તામાં જા, ને યહુદાના ઘરમાં તારસસના સાઉલ નામના
એકનો શોધ કર, કેમકે જો, તે પ્રાર્થના કરેછે; અને તેણે ૧૨
દર્શનમાં જોયું છે કે, હનાનિયા નામે એક માણસ આવેછે, ને
તે દેખતો થાય માટે તેના પર હાથ મૂકેછે. ત્યારે હનાનિયાએ ૧૩
ઉત્તર દીધું કે, પ્રભુ, મેં ઘણાથી એ માણસ વિષે સાંભળ્યું છે
કે યરૂશાલેમમાંના તારા પવિત્રો પર તેણે કેટલી બધી ભુંડાઈ
કીધી છે. અને તારા નામથી જે પ્રાર્થના કરેછે તે સર્વેને બાંધવા ૧૪
સારૂ મુખ્ય યાજકો પાસેથી હિયાં પણ તેને અધિકાર છે. પણ ૧૫
પ્રભુએ તેને કહ્યું કે, તું ચાલ્યો જા, કેમકે વિદેશીઓ, તથા
રાજાઓ, તથા ઈસ્રાઈલના વંશની આગળ મારૂં નામ લઈજવા
સારૂ એજ મારૂં પસંદ કરેલું પાત્ર છે. કેમકે તેને મારા નામને ૧૬
લીધે કેટલાં દુઃખ સહેવાં પડશે, એ હું તેને દેખાડીશ. ત્યારે ૧૭
હનાનિયા ચાલ્યો ગયો, ને તે ઘરમાં પેઠો, ને તે પર પોતાના
હાથ મૂકીને કહ્યું કે, ભાઈ સાઉલ, પ્રભુ, એટલે ઈસુ જે તને
માર્ગે આવતાં દેખાયો તેણે મને મોકલ્યો છે, એ માટે કે તું
દેખતો થાય, ને પવિત્ર આત્માથી ભરાય. ત્યારે તેની ૧૮
આંખોપરથી તત્કાળ છાલાં સરખાં કંઈ ખરી પડયાં, ને તરત
તે દેખતો થયો, ને ઉઠીને તે બાપ્તિસ્મા પામ્યો; ને અન્ન ખાધા ૧૯
પર તેને શક્તિ આવી.

પછી સાઉલ દમશકમાંના શિષ્યોની સાથે કેટલાએક દિવસ ૨૦
રહ્યો. અને તેણે લાગલોજ સભાસ્થાનોમાં ખ્રીસ્તને પ્રગટ કીધો
કે, તે દેવનો દીકરો છે. અને જેઓએ તેનું સાંભળ્યું તેઓ ૨૧
સર્વે વિસ્મિત થઈને બોલ્યા કે, જેણે આ નામથી પ્રાર્થના
કરનારાઓનો નાશ યરૂશાલેમમાં કીધો, ને જે એજ કામને

સારૂ હિયાં આવ્યો કે તેઓને બાંધીને મુખ્ય યાજકોની પાસે
૨૨ લઈજાય, તે શું એ નથી? પણ સાઉલ વધારે સામર્થ્ય
પામ્યો ને [ઈશુ] તેજ ખ્રીસ્ત છે એનાં પ્રમાણો આપીને તેણે
દમશકમાં રહેનારા યહુદીઓને હરાવી નાખ્યા.
૨૩ અને ઘણા દિવસ વિત્યા પછી યહુદીઓએ તેને મારી
૨૪ નાખવાનો મનસુબો કીધો. પણ તેઓનો ઠરાવ સાઉલને
માલુમ પડયો, ને તેઓએ તેને મારી નાખવા સારૂ રાત દહાડો
૨૫ ભાગળોની ચોકી કરી. ત્યારે શિષ્યોએ તેને રાત્રે લઇને
ટોપલામાં કોટ ઉપરથી ઉતારી મૂકયો.
૨૬ પછી સાઉલે યરૂશાલેમમાં આવીને શિષ્યોની સાથે મળી
જવાનું બહુ ચાહ્યું, પણ બધા તેથી બિહીધા, ને તે શિષ્ય છે,
૨૭ એવું તેઓએ માન્યું નહિ. ત્યારે બાર્નાબા તેને પ્રેરિતોની
પાસે તેડી ગયો, ને તેણે માર્ગમાં પ્રભુને કયી રીતે દીઠા, ને તે
તેની સાથે બોલ્યો, ને તેણે દમશકમાં નિર્ભયથી ઈશુને નામે
વાત શી તરેહ કહી, એ સઘળું તેણે તેઓને વિસ્તારે કહી
૨૮ દેખાડયું. અને યરૂશાલેમમાં તેઓની સાથે તે આવ જા કરતો
૨૯ રહ્યો. અને તેણે નિર્ભયથી પ્રભુ ઈશુને નામે વાત કહી, ને
હેલેની યહુદીઓ સાથે વાદવિવાદ કરચો, પણ તેઓએ તેને
૩૦ મારી નાખવાનું કીધું; તે જાણીને ભાઈઓ તેને કાઈસારીમાં
૩૧ લઈ ગયા, ને ત્યાંથી તેઓએ તેને તારસસ મોકલી દીધો. ત્યારે
આખા યહુદા, તથા ગાલીલ, તથા સમારીઆમાંની મંડળીઓને
શાંતિ થઈ, ને તેઓ દૃઢ થઇને પ્રભુના ભય તથા પવિત્ર
આત્માના દિલાસાએ ચાલતાં વધી ગઈ.
૩૨ અને એમ થયું કે પીતર સઘળા પ્રાંતોમાં ફરતાં લુદાના
૩૩ રહેનારા પવિત્ર લોકો પાસે પણ આવ્યો. અને ત્યાં એનયસ
નામે એક જણને દીઠો, જે આઠ વરસ થયાં ખાટલા પર
૩૪ પડેલો પક્ષાઘાતી હતો. ત્યારે પીતરે તેને કહ્યું કે, એનયસ,
ઈશુ ખ્રીસ્ત તને સાજો કરેછે, ઊઠ, ને તારૂં બીછાનું પાથર;
૩૫ ને તે તરત ઉઠયો. અને લુદા તથા શારોનના બધા રહેવાસીઓ
તેને જોઈને પ્રભુની ગમ ફરચા.

અને જોપામાં તાબીથા, જેનો અર્થ દરકાસ, એવે નામે એક ૩૬
શિષ્યેણ હતી, તે રૂડી કરણીઓ તથા દાન કરવામાં સંપૂર્ણ
હતી. અને એમ થયું કે તે દિવસોમાં તે માંદી પડીને મરી ગઈ, ૩૭
ને તેઓએ તેને નહવડાવીને મેડી ઉપર મૂકી. અને લુદા જોપા ૩૮
પાસે હતું માટે પીતર ત્યાં છે એવું સાંભળીને શિષ્યોએ બે
માણસને તેની પાસે એવી વિનંતી કરવાને મોકલ્યા કે, અમારી
પાસે આવવાને તું ઢીલ કરતો ના. ત્યારે પીતર ઉઠીને તેઓની ૩૯
સાથે ગયો, ને તે પહોંચ્યો એટલે તેઓ તેને મેડી ઉપર તેડી
ગયા, ને સઘળી વિધવાઓ તેની પાસે રડતી, ને દરકાસ
તેઓની સાથે હતી ત્યારે તેણે જે અંગરખા તથા લુગડાં
બનાવ્યાં હતાં તે દેખાડતી તેની પાસે ઉભી રહી. પણ પીતરે ૪૦
તે સર્વેને બહાર કહાડીને ઘુંટણ ટેકવીને પ્રાર્થના કીધી, પછી
મુડદાની ગમ ફરીને કહ્યું કે, તાબીથા, ઊઠ; ત્યારે તેણે પોતાની
આંખો ઉઘાડી, ને પીતરને જોઈને ઉઠી બેઠી. પછી તેણે ૪૧
તેને હાથ દઈને ઉભી કરી, ને પવિત્રોને તથા વિધવાઓને
બોલાવીને તેને જીવતી દેખાડી. અને આખા જોપામાં એ ૪૨
માલુમ થયું, ને ઘણાએ પ્રભુ પર વિશ્વાસ કરયો. પછી એમ ૪૩
થયું કે જોપામાં સીમોન નામે એક ચામડિયાને ત્યાં તે ઘણા
દહાડા રહ્યો.

અને કાઈસારીમાં કરનેલ્યસ નામે એક માણસ ઇતાલી ૧૦
કહેવાએલી પલટનનો સુબેદાર હતો. તે ધાર્મિક હતો, ને ૨
પોતાના ઘરના સહુ સુદ્ધાં દેવનું ભય રાખતો, ને લોકોને ઘણાં
દાન આપતો, ને નિત્ય દેવની પ્રાર્થના કરતો હતો. તેણે ૩
દિવસના ત્રીજા પહોરને આસરે દેવના એક દૂતને પોતાની
પાસે આવતો, તથા, ઓ કરનેલ્યસ, એમ કહેતો દર્શનમાં
પ્રત્યક્ષ દીઠો. ત્યારે તે પર ધારીને તથા ભયભીત થઈને તેણે ૪
કહ્યું કે, પ્રભુ, શું છે? ને તેણે તેને કહ્યું કે, તારી પ્રાર્થનાઓ
તથા તારાં દાન દેવની આગળ સંભારણને સારૂ પહોંચ્યાં છે.
અને હવે તું માણસોને જોપામાં મોકલીને સીમોન જેની અટક ૫

૬ પીતર છે તેને તેડાવ. સીમોન ચામડિયાને ત્યાં તે ઉતરયો
છે, જેનું ઘર સમુદ્રને કાંઠે છે; તે તને તારે શું કરવું જોઈએ તે
૭ કહેશે. અને જે દૂત કરનેલ્યસને બોલ્યો હતો, તેના ગયા પછી
તેણે પોતાના ઘરના ચાકરોમાંના બેને, તથા જે નિત્ય તેની સેવા
૮ કરતા હતા તેઓમાંથી એક ધાર્મિક સિપાઈને બોલાવ્યો. અને
તેઓને બધી વાત કહીને તેણે તેઓને જોપામાં મોકલ્યા.
૯ અને બીજે દિવસે તેઓ ચાલતાં ચાલતાં શહેરની પાસે
પહોંચ્યા, તેટલામાં બપોરને આસરે પીતર પ્રાર્થના કરવાને
૧૦ ઘરના ધાબા પર ગયો. અને બહુ ભુખ્યો થઈને તેણે ખાવા
ચાહ્યું, ને તેઓ તૈયાર કરતા હતા એટલામાં તે મૂર્છાગત થયો.
૧૧ અને આકાશ ઉઘડેલું તથા એક વાસણ મોટી ચાદરના સરખું
ચારે ખુણે બાંધેલું તથા ધરતી પર પોતાની પાસે ઉતરી આવતું
૧૨ તેણે દીઠું. તેમાં પૃથ્વી પરનાં સઘળી જાતનાં ચોપગાં તથા
રાનપશુઓ તથા પેટે ચાલનારાં તથા આકાશનાં પક્ષીઓ
૧૩ હતાં. અને તેને વાણી થઈ કે, પીતર, ઊઠ, માર, ને ખા.
૧૪ પણ પીતરે કહ્યું કે, પ્રભુ, એમ નહિ, કેમકે કોઈ અપવિત્ર તથા
૧૫ અશુદ્ધ વસ્તુ મેં કદી ખાધી નથી. ત્યારે બીજી વાર તેની
પાસે એવી વાણી આવી કે, દેવે જે શુદ્ધ કીધું છે, તેને તું
૧૬ અપવિત્ર ન સમજ. અને એ ત્રણ વાર થયું; પછી તરત
તે વાસણ આકાશમાં ઉઠાવી લેવાયું.
૧૭ અને પીતર મનમાં સંદેહ આણતો હતો કે, આ જે દર્શન હું
પામ્યો તે શું હશે, એટલામાં જુઓ કરનેલ્યસે મોકલેલા
માણસો સીમોનનું ઘર શોધી કહાડીને બારણા આગળ ઉભા
૧૮ રહ્યા. અને તેઓએ હાંક મારીને પુછયું કે, સીમોન જેની અટક
૧૯ પીતર છે તે શું હિયાં ઉતરેલો છે? ને પીતર તે દર્શન વિષે
વિચારતો હતો ત્યારે આત્માએ તેને કહ્યું કે, જો, ત્રણ માણસો
૨૦ તને શોધેછે. માટે તું ઊઠ ને ઉતર, ને કાંઈ સંદેહ આણ્યા
૨૧ વિના તેઓની સાથે જા, કેમકે મેં તેઓને મોકલ્યા છે. ત્યારે
પીતરે પોતાની પાસે કરનેલ્યસે મોકલેલા માણસોની પાસે
ઉતરી આવીને કહ્યું કે, જુઓ, જેને તમે શોધોછો તે હું છું,

તમે શા માટે આવ્યા છો? ત્યારે તેઓએ કહ્યું કે, કરનેલ્યસ ૨૨
નામે એક સુબેદાર ન્યાયી તથા દેવનું ભય રાખનાર એક
માણસ, જે સર્વે યહુદી લોકોમાં માન પામેલો તે પવિત્ર
દૂતથી ચેતાવાયો કે તે તને પોતાને ઘેર તેડાવે, એ માટે કે
તારી વાતો સાંભળે.

ત્યારે તેણે તેઓને માંહે બોલાવીને પરોણા રાખ્યા, તે બીજે ૨૩
દિવસે પીતર તેઓની સાથે ગયો, ને જોપામાંના કેટલાએક
ભાઈઓ પણ તેની સાથે ગયા. અને બીજે દિવસે તેઓ કાઈ- ૨૪
સારીમાં પહોચ્યા; ને કરનેલ્યસ પોતાનાં સગાંઓને તથા પ્રિય
મિત્રોને એકઠાં કરીને તેઓની વાટ જોતો હતો. અને પીતર ૨૫
આવતો હતો તેટલામાં કરનેલ્યસ તેને સામો મળ્યો, ને પગ
આગળ પડીને પ્રણામ કીધો. પણ પીતરે તેને ઉઠાડીને કહ્યું ૨૬
કે, ઉભો થા, હું પણ માણસ છું. અને તેની સાથે વાતો કરતો ૨૭
કરતો તે માંહે ગયો, ને ઘણાઓને એકઠા થએલા દીઠા. ત્યારે ૨૮
તેણે તેઓને કહ્યું કે, તમે જાણો છો કે બીજા લોકોની સાથે
સંગત રાખવી, અથવા તેઓને મળવું, યહુદી માણસને ઉચિત
નથી, પણ દેવે મને દેખાડ્યું છે કે, મારે કોઈ માણસને
અપવિત્ર અથવા અશુદ્ધ કહેવો નહિ. એ સારૂ હું તેડાયો, ૨૯
તેવોજ ઉલટું બોલ્યા વિના આવ્યો છું; માટે હું પુછુંછું કે, તમે શા
કારણથી મને તેડાવ્યો છે? ત્યારે કરનેલ્યસે કહ્યું કે, ચાર ૩૦
દિવસ ઉપર હું આ ઘડી સુધી ઉપવાસ કરતો હતો, ને ત્રીજા
પહોરની વેળા હું મારા ઘરમાં પ્રાર્થના કરતો હતો, ત્યારે જુઓ
ચળકતાં લુગડાં પહેરેલો એક જણ મારી સામા ઉભો રહ્યો, ને ૩૧
કહ્યું કે, કરનેલ્યસ, તારી પ્રાર્થના સંભળાઈ, ને તારાં દાન દેવના
સંભારણમાં આવ્યાં છે; એ માટે તું જોપામાં મોકલીને સીમોન
જે પીતર કહેવાયછે તેને હિયાં તેડાવ, તે સમુદ્રને કાંઠે સીમોન ૩૨
ચામડિયાના ઘરમાં ઉતરેલો છે, તે આવીને તને વાતો
કહેશે. તે સારૂ મેં તરત તને તેડાવ્યો, ને તું આવ્યો તેમાં ૩૩
તેં સારૂં કીધું છે, હવે દેવથી જે આજ્ઞા તું પામ્યો છે, તે
સાંભળવા સારૂ અમે સઘળા દેવની આગળ હાજર છિયે.

૩૪ ત્યારે પીતરે મ્હો ઉઘાડીને કહ્યું કે, મને ખચીત જણાયછે
૩૫ કે દેવ પક્ષપાતી નથી. પણ હરેક દેશમાં જે કોઈ તેથી બિહેછે,
૩૬ ને ન્યાયીપણું કરેછે, તે તેને માન્ય છે. ઈશુ ખ્રીસ્ત જે સર્વેનો
પ્રભુ છે તેને આસરે કુશળના સમાચાર પ્રગટ કરતાં દેવે
૩૭ ઈસ્રાએલના વંશની પાસે જે વાત મોકલી, એટલે યોહાને
બાપ્તિસ્મા પ્રગટ કીધું, ત્યાર પછી ગાલીલથી માંડીને આખા
૩૮ યહુદામાં જે વાત બની તે તમે જાણોછો; કે દેવે પવિત્ર
આત્માથી તથા સામરથથી નાજરથના ઈશુને અભિષેક કીધો,
તે રૂડું કરતો તથા શેતાનથી જે પીડાએલા હતા તેઓ સઘળાને
૩૯ આરામ કરતો ફરયો, કેમકે દેવ તેની સાથે હતો. અને તેણે
યહુદીઓના પ્રાંતમાં તથા યરૂશાલેમમાં જે કામો કીધાં તે
સર્વેના અમે સાક્ષી છિયે, તેને તેઓએ લાકડા પર ટાંગીને
૪૦ મારી નાખ્યો. તેને દેવે ત્રીજે દિવસે ઉઠાડયો, ને સર્વ લોકોને
૪૧ નહિ, પણ અગાઉથી દેવના પસંદ કીધેલા સાક્ષીઓ, જેઓએ
તેના મુએલાંમાંથી ઉઠયા પછી તેની સાથે ખાધું પીધું, એટલે
૪૨ અમોને, તે પ્રગટ કીધો, અને તેણે અમને આજ્ઞા કીધી
કે લોકોની પાસે વાત પ્રગટ કરો, ને સાક્ષી આપો કે
જીવતાઓનો તથા મુએલાઓનો દેવથી ઠરાવેલો ન્યાયાધીશ
૪૩ એજ છે, ને તેના વિષે સઘળા ભવિષ્યવાદીઓ સાક્ષી આપેછે
કે, જે કોઈ તેના પર વિશ્વાસ કરેછે, તે તેના નામથી પાપની
માફી પામશે.

૪૪ પીતર એ વાતો કહેતો હતો એટલામાં જે લોકો એ વાતો
૪૫ સાંભળતા હતા તે સર્વ ઉપર પવિત્ર આત્મા ઉતરયો. ત્યારે
સુનત કરેલાઓમાંના જેટલા વિશ્વાસીઓ પીતરની સાથે
આવ્યા હતા તેઓ અચરતી પામ્યા, કે વિદેશીઓ પર પણ
૪૬ પવિત્ર આત્માનું દાન રેડાયું. કેમકે તેઓને બીજી ભાષાઓમાં
૪૭ બોલતા, તથા દેવની સ્તુતિ કરતા સાંભળ્યા. ત્યારે પીતરે
ઉત્તર આપ્યું કે, જેમ અમે તેમ તેઓ પણ પવિત્ર આત્મા
પામ્યા, તેથી તેઓનું બાપ્તિસ્મા ન થાય માટે કોણ પાણીની મના
૪૮ કરી શકે? ને પ્રભુના નામે તેઓનું બાપ્તિસ્મા કરવાને તેણે

આજ્ઞા કીધી, પછી કેટલાએક દિવસ રહેવાની તેઓએ તેની
વિનંતી કીધી.

**અને** જે પ્રેરિતો તથા ભાઈઓ યહુદામાં હતા તેઓએ ૧૧
સાંભળ્યું કે, વિદેશીઓએ પણ દેવની વાત માની. અને પીતર ૨
યરૂશાલેમમાં આવ્યો, ત્યારે સુનત કરાએલાઓએ તેની સાથે
વાદ કરતાં કહ્યું કે, તું બેસુનતી માણસોની પાસે ગયો, ને ૩
તેઓની સાથે ખાધું. ત્યારે પીતરે આરંભથી તે વાત તેઓને ૪
વિસ્તારે કહી કે, હું જોપા શહેરમાં પ્રાર્થના કરતો હતો, ને ૫
મને મૂર્છા આવી, ને મેં દર્શનમાં એક વાસણ, એક મોટી
ચાદર સરખું, ચારેખુણે બાંધેલું આકાશથી ઉતરતું દીઠું, ને
તે મારી આગળ આવ્યું. તે પર મેં તાકી જોઈને ધ્યાન રાખ્યું, ૬
ને પૃથ્વી પરનાં ચોપગાં તથા રાનપશુઓ, તથા પેટે ચાલનારાં,
તથા આકાશનાં પક્ષીઓ મેં દીઠાં, ને મને એવું કહેતી એક ૭
વાણી સાંભળી કે, પીતર, ઊઠ, માર, ને ખા. પણ મેં કહ્યું, ૮
પ્રભુ, એમ નહિ, કેમકે જે અપવિત્ર અથવા અશુદ્ધ તે મારા
મોહોમાં કદી પેઠું નથી. પણ આકાશથી વાણીએ મને બીજીવાર ૯
ઉત્તર આપ્યું કે, જે કંઈ દેવે શુદ્ધ કીધું, તેને તું અપવિત્ર ન
કહે. એમ ત્રણ વાર થયું, પછી બધાં આકાશમાં પાછાં ૧૦
ખેંચાયાં. અને જુઓ, એટલામાં કાઈસારીથી મારી પાસે ૧૧
મોકલેલા ત્રણ માણસ જે ઘરમાં હું હતો તેની આગળ આવી
ઉભા હતા. અને આત્માએ મને કહ્યું કે, કાંઈ સંદેહ રાખ્યા ૧૨
વિના તેઓની સાથે જા, ને આ છ ભાઈ મારી સાથે ચાલ્યા,
ને અમે તે માણસના ઘરમાં પેઠા. ત્યારે તેણે અમને એવા ૧૩
સમાચાર આપ્યા કે તેણે પોતાના ઘરમાં દૂત દીઠો, જેણે ઉભા
રહીને તેને કહ્યું કે, જોપામાં માણસો મોકલી સીમોન, જેની
અટક પીતર છે તેને, તેડાવ. તે તને એવી વાતો કહેશે કે, ૧૪
જેથી તું તારા આખા ઘરના સુદ્ધાં તારણ પામશે. અને મેં ૧૫
બોલવા માંડયું એટલે આરંભે આપણા પર પવિત્ર આત્મા
ઉતરયો, તે પ્રમાણે તેઓ ઉપર પણ ઉતરયો. ત્યારે પ્રભુની ૧૬

કહેલી વાત મેં સંભારી કે, યોહાને તો પાણીએ બાપ્તિસ્મા કીધું,
૧૭ પણ તમે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા પામશો. એ માટે પ્રભુ
ઈશુ ખ્રીસ્ત પર જેમ આપણ વિશ્વાસ કરનારાઓને તેમ
તેઓને દેવે સમાનદાન આપ્યું, તો હું કોણ હતો, કે દેવને
૧૮ રોકું? ને તેઓ આ વાતો સાંભળીને છાના રહ્યા, ને દેવને
મહિમા આપતાં કહ્યું કે, દેવે વિદેશીઓને પણ જીવનને સારૂ
પસ્તાવો આપ્યો છે.

૧૯ અને સ્તેફન વિષે જે સતાવણી થઈ તેથી જેઓ વેરાઈ ગયા
હતા તેઓ ફેનીકે તથા કુપરસ તથા અંત્યોખ લગી ગયા, પણ
૨૦ યહુદીઓ વગર કોઈને વાત પ્રગટ કીધી નહતી. અને તેઓમાંના
કેટલાએક કુપરસના, તથા કુરેનીના માણસો હતા, તેઓએ
૨૧ અંત્યોખમાં પહોંચીને હેલીનીઓને પ્રભુ ઈશુને પ્રગટ કીધો. અને
પ્રભુનો હાથ તેઓની સાથે હતો, ને ઘણાઓ વિશ્વાસ કરીને
૨૨ પ્રભુની ગમ ફરયા. અને એ વાત વિષેના સમાચાર યરૂશાલેમની
મંડળીને કાને પડયા, ને તેઓએ બાર્નાબાને અંત્યોખ લગી
૨૩ જવા સારૂ મોકલ્યો. તે ત્યાં આવ્યો, ત્યારે દેવની કૃપા જોઈને
આનંદ પામ્યો, ને તેઓ સર્વેને મનના ઠરાવથી પ્રભુને વળગ્યા
૨૪ રહેવાનો બોધ કીધો. કેમકે તે સારો માણસ, ને પવિત્ર
આત્માએ તથા વિશ્વાસે ભરેલો હતો, ને ઘણા લોક પ્રભુની
ગમ મેળવાયા.

૨૫ અને બાર્નાબા સાઉલનો શોધ કરવા સારૂ તારસસમાં
૨૬ ગયો, તે જડયા પર તે તેને અંત્યોખમાં લાવ્યો. અને એમ
થયું કે તેઓ એક આખું વરસ મંડળીમાં એકઠા રહ્યા, ને
ઘણા લોકોને ઉપદેશ કીધો, ને શિષ્યો પહેલાં અંત્યોખમાં
ખ્રીસ્તી કહેવાયા.

૨૭ અને તે દિવસોમાં ભવિષ્યવાદીઓ યરૂશાલેમથી અંત્યોખમાં
૨૮ આવ્યા. તેઓમાંના આગાબસ નામે એકે ઉભા થઈને આત્મા-
વડે ચેતાવ્યું કે, આખા જગતમાં મોટો દુકાળ પડશે, તેમજ
૨૯ કલાદીઅસ કાઈસારના દિવસોમાં તે પડયો. ત્યારે શિષ્યોએ
ઠરાવ્યું કે, આપણે દરેક માણસે પોતપોતાની શક્તિ પ્રમાણે

યહુદામાં રહેનારા ભાઈઓની સાહે કરવા સારૂ કંઈ મોકલવું.
અને તેઓએ તેમ કીધું, ને બાર્નાબા તથા સાઉલની હસ્તક ૩૦
વડીલોની પાસે તે મોકલ્યું.

**અ**ને તે વેળાએ હેરોદ રાજાએ મંડળીના કેટલાએકને દુઃખ **૧૨**
દેવા સારૂ હાથ લાંબા કીધા. અને યોહાનના ભાઈ યાકુબને ૨
તરવારથી મારી નાખ્યો. અને યહુદીઓને એ ગમતું છે એમ ૩
જોઈને તેણે પીતરને પણ પકડી લીધો, ત્યારે બેખમીરી
રોટલીના દિવસ હતા. અને તેણે તેને પકડીને બંદીખાનામાં ૪
નાખ્યો, ને તેને રાખવા સારૂ ચાર ચાર સિપાઈઓના ચાર
પહેરાને સોંપ્યો, ને પાસ્ખા પછી લોકોની પાસે તેને બહાર
લાવવાનું ઠેરવ્યું. એ માટે પીતર બંદીખાનામાં રખાયો, પણ ૫
મંડળીએ તેને સારૂ આગ્રહથી દેવની પ્રાર્થના કીધી. અને હેરોદ ૬
તેને બહાર લાવવાનો હતો તેજ રાત્રે પીતર બે સિપાઈની
વચ્ચે બે સાંકળોએ બાંધેલો ઉંઘતો હતો, ને ચોકીદારો બંદી-
ખાનાનાં બારણાં આગળ ચોકી કરતા હતા. ત્યારે જુઓ, ૭
પ્રભુનો દૂત પાસે ઉભો રહ્યો, ને બંદીખાનામાં અજવાળું
ચમક્યું, ત્યારે તેણે પીતરને કુખમાં મારીને તેને ઉઠાડ્યો, ને
કહ્યું કે, તું વહેલો ઊઠ; ત્યારે તેની સાંકળો હાથ પરથી નિકળી
પડી. અને દૂતે તેને કહ્યું કે, તું કમ્મર બાંધ, ને તારાં ચંપલ ૮
પહેર, ને તેણે તેમ કીધું, પછી તેણે તેને કહ્યું કે, તારૂં લુગડું
ઓઢીને મારી પછવાડે આવ. અને તે બહાર નિકળીને તેની ૯
પછવાડે ગયો, ને દૂતે જે કીધું તે ખરૂં છે, એમ તે સમજ્યો
નહિ, પણ મને દર્શન થયું એમ ધાર્યું. અને તેઓ પહેલી ૧૦
તથા બીજી ચોકી મૂકીને લહોડાને દરવાજે પહોંચ્યા, જેથી
શહેરમાં જવાયછે, ને તે પોતાની મેળે તેઓને સારૂ ઉઘડી ગયો,
ને તેઓ નિકળીને એક મહોલ્લા જેટલું આગળ ચાલ્યા; ને
તરત દૂત તેની પાસેથી ગયો. અને પીતરે સાવચેત થઈને કહ્યું, ૧૧
હવે હું ખચીત જાણુંછું કે, પ્રભુએ પોતાના દૂતને મોકલીને
હેરોદના હાથથી તથા યહુદીઓની સઘળી ધારણાથી મને

૧૨ છોડાવ્યો છે. પછી તે વિચાર કરીને યોહાન, જેની અટક
માર્ક છે, તેની મા મરિયમના ઘર પાસે આવ્યો, જ્યાં ઘણાં
૧૩ એકઠાં થઈને પ્રાર્થના કરતાં હતાં. અને પીતર આગલું બારણું
ઠોકતો હતો ત્યારે રોદા નામે એક જુવાન બાયડી સાંભળવા
૧૪ આવી. અને તેણીએ પીતરનો ઘાંટો ઓળખીને આનંદને લીધે
બારણું ઉઘાડયું નહિ, પણ માંહે દોડી જઈને કહ્યું કે, પીતર
૧૫ બારણા આગળ ઉભો છે. અને તેઓએ તેને કહ્યું કે, તું ઘેલી
છે, પણ તેણીએ હઠથી કહ્યું કે, [હું કહુંછું] તેમજ છે, ત્યારે
૧૬ તેઓએ કહ્યું કે, તેનો દૂત હશે. પણ પીતરે ઠોકયા કીધું, ને
તેઓએ બારણું ઉઘાડીને તેને જોયો; ત્યારે તેઓ અચરતી
૧૭ પામ્યાં. પણ છાના રહેવા સારૂ તેણે તેઓને હાથે ઈસારો
કીધો; ને શી રીતે પ્રભુ તેને બંદીખાનામાંથી બહાર લાવ્યો તે
વિસ્તારીને તેઓને કહ્યું, ને એમ કહ્યું કે, એ સમાચાર યાકુબને
તથા બીજા ભાઈઓને પહોંચાડજો, પછી તે નિકળીને બીજી
૧૮ જગ્યામાં ગયો. અને પ્રભાત થયો ત્યારે સિપાઈઓમાં ઘણી
૧૯ ગડબડ થઈ કે, પીતર કયાં ગયો હશે? ને હેરોદે તેને
શોધ્યો, પણ ન જડયો, ત્યારે ચોકીદારોની તજવીજ કરીને
તેઓને મારી નાખવાનો હુકમ કીધો; પછી તે યહુદાથી
નિકળીને કાઈસારીમાં જઈ રહ્યો.

૨૦ અને તુરના તથા સીદોનના લોક પર હેરોદ કોપાયમાન
હતો, પણ તેઓ સર્વે એકચિત્તે તેની પાસે આવ્યા, ને
રાજાની વિશ્રામશાળાના ઉપરી બ્લાસ્તસને પોતાની ગમનો
કરી લઈને સલાહ માગી, કેમકે તેઓનો દેશ રાજાના
૨૧ દેશથી પળાતો હતો. પછી એક ઠરાવેલે દિવસે હેરોદે રાજ-
પોશાક પહેરીને, તથા રાજ્યાસન પર બેસીને, તેઓની
૨૨ આગળ ભાષણ કીધું. ત્યારે લોકોએ બૂમ પાડી કે, આ
૨૩ વાણી દેવની છે, માણસની નથી. અને તેણે દેવને મહિમા
આપ્યો નહિ, માટે પ્રભુના દૂતે તરત તેને મારયો, ને
૨૪ કીડાથી ચવાઈને તેણે પ્રાણ છોડયો. પણ દેવની વાત
વધી, ને ફેલાઈ ગઈ.

અને બાર્નાબા તથા સાઉલ તે દાનસેવા પુરી કરીને ૨૫
યરૂશાલેમથી ફરયા, ને યોહાન જેની અટક માર્ક તેને
પણ સાથે લીધો.

અને અંત્યોખમાં જે મંડળી હતી તેમાં કેટલાએક ભવિષ્ય- ૧૩
વાદીઓ તથા ઉપદેશકો હતા, એટલે બાર્નાબા, તથા સીમોન
જે નીગેર કહેવાયછે, તથા લુકીઅસ કુરેની, તથા મનાએન
હેરોદ રાજાનો દુધભાઈ, તથા સાઉલ. અને તેઓ પ્રભુની સેવા ૨
કરતા તથા ઉપવાસ કરતા હતા, ત્યારે પવિત્ર આત્માએ
કહ્યું કે, જે કામને વાસ્તે બાર્નાબા તથા સાઉલને મેં તેડયા
છે તે વાસ્તે તમે તેઓને મારે સારૂ જુદા કરો. ત્યારે તેઓએ ૩
ઉપવાસ તથા પ્રાર્થના કરીને તથા તેઓ પર હાથ મૂકીને
તેઓને વિદાય કીધા. અને પવિત્ર આત્માથી મોકલેલા થઈને ૪
તેઓ સલુકિયામાં ગયા, ને ત્યાંથી વહાણે કુપરસમાં ગયા. અને ૫
તેઓ સાલામીસમાં આવ્યા, ત્યારે યહુદીઓનાં સભાસ્થાનોમાં
દેવની વાત પ્રગટ કીધી; ને યોહાન તેઓનો સેવક હતો. અને ૬
તેઓ તે બેટમાં ફરીને પાફસ સુધી ગયા, ત્યાં તેઓએ એક
માયાક્રિયાકર્ત્તા જુઠા ભવિષ્યવાદી યહુદીને દીઠા, તેનું નામ
બારઈશુ હતું. તે બેટના અધિકારી, સરજીઅસ પાઉલ, ૭
બુદ્ધિવાન માણસની સાથે તે હતો; તેણે બાર્નાબા તથા
સાઉલને બોલાવીને તેઓથી દેવની વાત સાંભળવાનું ચાહ્યું.
પણ તે એલીમાસ માયાક્રિયાકર્ત્તા, (કેમકે તેના નામનો અર્થ ૮
એજ છે,) તે અધિકારીને વિશ્વાસથી ફેરવવાને ચાહીને તેઓને
ઉલટો થયો. ત્યારે સાઉલ જે પાઉલ પણ કહેવાયછે, તેણે ૯
પવિત્ર આત્માથી ભરપુર થઈને તે પર ધારી જોઈને કહ્યું કે,
અરે સર્વે કપટ તથા સર્વે કાવતરાં ભરેલા, શેતાનના દીકરા, ૧૦
સઘળા ન્યાયીપણાના શત્રુ, પ્રભુના પાધરા માર્ગ વાંકા
કરવાનું શું તું નહિ મૂકી દઈશ? પણ હવે, જો, પ્રભુનો હાથ ૧૧
તારા પર છે, ને તું કેટલાએક દિવસ સુધી આંધળો થઇને
સુરજ દેખશે નહિ. ત્યારે એકાએક ધુંવર તથા અંધકાર

૧૨ તેના પર આવ્યાં, ને કોઇ દોરનારને તે શોધતો ફરયો. અને
જે થયું તે જોઈને અધિકારીએ પ્રભુના ઉપદેશથી વિસ્મિત
થઈને વિશ્વાસ કીધો.
૧૩ પછી પાઉલ તથા તેના સાથીઓ પાફસથી વહાણે નિકળીને
પામ્ફુલ્યાના પેરગામાં આવ્યા, ને યોહાન તેઓને મૂકીને
૧૪ પાછો યરૂશાલેમમાં ગયો. પણ તેઓ પેરગાથી આગળ જતાં
પીસીદીના અંત્યોખમાં આવ્યા, ને વિશ્રામવારે સભાસ્થાનમાં
૧૫ જઈને બેઠા. ત્યારે નિયમશાસ્ત્રની તથા ભવિષ્યવાદીઓની
વાતો વાંચ્યા પછી સભાસ્થાનના આગેવાનોએ તેઓને કહી
મોકલ્યું કે, ભાઈઓ, જો લોકોને બોધની કાંઇ વાત તમારે
કહેવી હોય; તો કહો.
૧૬ ત્યારે પાઉલ ઉભો થઈને ને હાથે ઈસારો કરીને બોલ્યો કે,
ઓ ઈસ્રાએલી માણસો, તથા દેવનું ભય રાખનારા, તમે
૧૭ સાંભળો ; આ ઈસ્રાએલી લોકોના દેવે આપણા પૂર્વજોને પસંદ
કીધા, ને તેઓ મિસર દેશમાં પ્રવાસી હતા, ત્યારે તેણે તેઓને
વધારયા, ને તેણે તેઓને ત્યાંથી ઘણા પરાક્રમથી બહાર
૧૮ કહાડ્યા. અને વરસ ચાળીસેક રાનમાં તેણે તેઓનું પાલન
૧૯ પોષણ કીધું. અને ખનાન દેશમાંના સાત રાજ્યના લોકનો
નાશ કરીને તેઓના દેશનું વતન એઓને વેહેંચી આપ્યું.
૨૦ ત્યાર પછી તેણે સાડીચારસેં વરસ લગી સમુએલ ભવિષ્ય-
૨૧ વાદીના વખત સુધી તેઓને ન્યાયાધીશો આપ્યા. ત્યાર
પછી તેઓએ રાજા માગ્યો. ત્યારે દેવે ચાળીસ વરસ સુધી
બન્યામીનના કુળનો કીસનો દીકરો સાઉલ તેઓને આપ્યો.
૨૨ પછી તેને દૂર કરીને તેઓનો રાજા થવા સારૂ દાવુદને ઉભો
કીધો; ને તેના સંબંધી સાક્ષી આપતાં કહ્યું કે, મારા મનગમતા
એક જણ, યસીના દીકરા દાવુદને મેં જોયો છે, તે મારી બધી
૨૩ ઈચ્છા પુરી કરશે. એ માણસના વંશમાંથી દેવે વચન પ્રમાણે
૨૪ ઈસ્રાએલને સારૂ એક તારનાર ઈસુને ઉભો કીધો. તેના આવ્યા
અગાઉ યોહાને સઘળા ઈસ્રાઈલી લોકને પસ્તાવો કરવા સારૂ
૨૫ બાપ્તિસ્મા પ્રગટ કરયું. અને યોહાન પોતાનો વારો પુરો

કરતાં બોલ્યો કે, તમે શું ધારોછો કે હું કોણ છે? હું તે નથી,
પણ, જુઓ, એક જણ મારી પછવાડે આવેછે, તેના ચંપળની
વાધરી છોડવાજોગ હું નથી. ભાઈઓ, ઈબ્રાહીમના વંશના ૨૬
દીકરા, તથા તમારામાં દેવનું ભય રાખનારાઓ, તમારી પાસે
એ તારણની વાત મોકલાઈ છે. કેમકે યરૂશાલેમમાંના રહેવા- ૨૭
સીઓએ, તથા તેઓના અધિકારીઓએ, તેને તથા ભવિષ્ય-
વાદીઓની જે વાતો હરેક વિશ્રામવારે વંચાયછે તે પણ ન
જાણતાં તેને અપરાધી ઠરાવ્યાથી તેજ વાતો પુરી કીધી. તેઓને ૨૮
મોતનું કંઈ કારણ ન મળ્યા છતાં પણ તેઓએ તેને મારી નંખા-
વવાનું પીલાત પાસે માગ્યું. અને તેના વિષે જે લખ્યું હતું તે ૨૯
સઘળું પુરૂં કરતાં તેઓએ તેને લાકડા ઉપરથી ઉતારીને કબરમાં
મૂકયો; પણ દેવે મુએલાંઓમાંથી તેને ઉઠાડયો. અને તેની ૩૦
સાથે ગાલીલથી યરૂશાલેમમાં જે આવ્યા હતા તેઓથી
ઘણા દિવસ સુધી તે દેખાતો રહ્યો, તેઓ લોકોની આગળ ૩૧
તેના સાક્ષી છે. અને જે વચન બાપદાદાઓને કહેવાયું તેની ૩૨
વધામણી અમે તમને પ્રગટ કરિયેછિયે કે, ઈશુને પાછો ઉઠાડ- ૩૩
વાથી દેવે તેઓનાં છોકરાંઓ પર, એટલે આપણા ઉપર,
તે પુરૂં કીધું, જેમ બીજા ગીતમાં પણ લખેલું છે કે, "તું
મારો દીકરો છે, આજ મેં તને જન્માવ્યો છે." અને તેણે તેને ૩૪
મુએલાંઓમાંથી ઉઠાડયો, એવો કે, તે કદી કહોવાણ પાછો
ન પામે, તે વિષે તેણે એમ કહ્યું કે, "દાવુદ પરના પવિત્ર
તથા અચળ આશીર્વાદો હું તમને આપીશ." એ માટે બીજે ૩૫
ઠેકાણે પણ તે કહેછે કે, "તું પોતાના પવિત્રને કહોવાણ
જોવા નહિ દઈશ." કેમકે દાવુદ તો પોતાની પહેડીમાં દેવની ૩૬
ઈચ્છા પ્રમાણે સેવા કરીને ઉંઘી ગયો, ને પોતાના બાપદાદાઓ
પાસે મૂકાયો, ને કહોવાણ દીઠું. પણ જેને દેવે ઉઠાડયો, તેણે ૩૭
કહોવાણ દીઠું નહિ. એ માટે, ભાઈઓ, તમને એ માલુમ ૩૮
થાય કે, એના વડે પાપોની માફી તમને પ્રગટ કરાયછે. અને ૩૯
જે વિષે મુસાના નિયમશાસ્ત્રથી તમે ન્યાયી ઠરી શકયા નહિ,
તે બધા વિષે હરેક વિશ્વાસ કરનાર તેનાથી ન્યાયી ઠરેછે. એ ૪૦

માટે સાવધાન થાઓ, રખે ભવિષ્યવાદીઓના લેખમાંની આ
૪૧ વાત તમારા ઉપર આવી પડે કે, “ઓ તુચ્છ કરનારાઓ,
તમે જુઓ, ને અચરત થાઓ, ને નાશ પામો, કેમકે તમારા
દિવસોમાં હું એવું કામ કરૂંછું કે, તે કામ સંબંધી જો કોઈ
તમને વિસ્તારે કહે, તો તમે વિશ્વાસ નહિ કરશો.”

૪૨ અને સભાસ્થાનમાંથી યહુદીઓ નિકળી ગયા ત્યારે વિદેશી-
ઓએ વિનંતી કરી કે, આવતે વિશ્રામવારે એ વાતો ફરી
૪૩ અમને સંભળાવજો. ને સભા ઉઠીગયા પછી યહુદીઓ તથા
સુભક્ત ધર્માનુસારીઓમાંના ઘણા પાઉલ તથા બાર્નાબાની
પાછળ ગયા, ને તેઓએ તેઓની સાથે વાત કીધી, ને તેઓને
સમજાવ્યું કે દેવની કૃપામાં લાગુ રહેવું.

૪૪ અને બીજે વિશ્રામવારે ઘણું કરીને આખું શહેર દેવની
૪૫ વાત સાંભળવા એકઠું થયું. પણ યહુદીઓએ લોકોની ભીડ
જોઈને અદેખાઈએ ભરાઈને ઉલટું બોલતાં તથા દુર્ભાષણ
૪૬ કરતાં જે વાતો પાઉલે કહી તેઓને વિરૂદ્ધ કહ્યું. ત્યારે પાઉલે
તથા બાર્નાબાએ નિર્ભયતાથી કહ્યું કે, દેવની વાત પહેલાં
તમને કહેવાની અગત્ય હતી. પણ તમે તેને વેગળી કરોછો,
ને અનંત જીવન પામવાને પોતાને અયોગ્ય ઠરાવોછો, માટે,
૪૭ જુઓ, અમે વિદેશીઓની ગમ ફરિયેછિયે. કેમકે અમને
પ્રભુએ એવો હુકમ આપ્યો કે, “મેં વિદેશીઓનું અજવાળું
તને ઠરાવ્યો છે કે તું પૃથ્વીના છેડા સુધી તારણને અર્થે
૪૮ થાય.” તે સાંભળીને વિદેશીઓ ખુશ થયા, ને પ્રભુની વાત
મહિમાવાન માની, ને અનંત જીવનને સારૂ જેટલા ઠરાવેલા
૪૯ હતા તેટલાએં વિશ્વાસ કીધો. અને તે આખા પ્રાંતમાં પ્રભુની
૫૦ વાત પ્રગટ કરાઈ. પણ યહુદીઓએ ધાર્મિક તથા આબરૂવાન
બાયડીઓને, તથા શહેરના અધિકારીઓને ઉસકેરીને પાઉલ
તથા બાર્નાબા પર સતાવણી ઉભી કરી, ને પોતાની સીમોમાંથી
૫૧ તેઓને કહાડી મૂકયા. ને તેઓ પોતાની પગની ધૂળ તેઓની
૫૨ સામા ખંખેરીને ઈકોનીમાં ગયા. ને શિષ્યો આનંદે તથા
પવિત્ર આત્માએ ભરાયલા હતા.

અને ઈકોનીમાં એમ થયું કે તેઓ યહુદીઓના સભા- ૧૪
સ્થાનમાં સાથે ગયા, ને એવી રીતે બોલ્યા કે અતિ ઘણા
યહુદીઓએ તથા હેલેનીઓએ વિશ્વાસ કીધો. પણ અવિશ્વાસી ૨
યહુદીઓએ વિદેશીઓને ઉસકેરીને, તેઓનાં મન ભાઈઓને
ઉલટાં કીધાં. તે માટે તેઓ ઘણા દિવસ લગી પ્રભુને નામે ૩
નિર્ભયથી બોલતા રહ્યા, ને તેણે પોતાની કૃપાની વાતની સાક્ષી
આપી, ને તેઓના હાથોવડે નિશાણીઓ તથા અચરત કામો
કરાવ્યાં. પણ શહેરના લોકોમાં ફુટ પડી, ને કેટલાએક ૪
યહુદીઓની ગમ થયા, ને કેટલાએક પ્રેરિતોની ગમ થયા. ને ૫
તેઓને સતાવવા તથા પત્થરે મારવા સારૂ જ્યારે વિદેશીઓએ
તથા યહુદીઓએ પોતાના અધિકારીઓ સુદ્ધાં ચહડાઈ કીધી,
ત્યારે તેઓ તે જાણીને લુકાનીનાં શહેરો, લુસ્ત્રા તથા દેરબે, ૬
તથા આસપાસના પ્રાંતોમાં નહાસી ગયા. ને ત્યાં તેઓએ ૭
સુવાર્ત્તા પ્રગટ કીધી.

અને લુસ્ત્રામાં એક પાંગળો માણસ બેઠેલો હતો, તે પોતાની ૮
માના પેટથી લંગડો છતાં કદી ચાલ્યો ન હતો. તેણે પાઉલને ૯
બોલતો સાંભળ્યો, ત્યારે પાઉલે તે પર ધારીને તથા તેને સમો
કરાઈજવાનો વિશ્વાસ છે, એ જાણીને મોટે ઘાંટે કહ્યું કે, તું ૧૦
પોતાને પગે સીધો ઉભો રહે, ત્યારે તે કુદીને ઉઠયો ને ચાલ્યો.
અને પાઉલે જે કીધું તે જોઈને લોકોએ લુકાનીની ભાષામાં મોટે ૧૧
ઘાંટે કહ્યું કે, માણસોનું રૂપ ધરીને દેવો આપણી પાસે ઉતરચા
છે. અને તેઓએ બાર્નાબાને જુસ કહ્યો, ને પાઉલને હેરમેસ ૧૨
કહ્યો, કેમકે તે મુખ્ય બોલનાર હતો. અને તેઓના શહેરની ૧૩
આગળ જુસ હતો તેના યાજકે ગોધાઓ તથા ફુલના હારો
ભાગળે લાવીને લોકો સુદ્ધાં બળિદાન કરવાનું ચાહ્યું. પણ ૧૪
બાર્નાબા તથા પાઉલ પ્રેરિતોએ તે સાંભળ્યું ત્યારે પોતાનાં
લુગડાં ફાડીને લોકોમાં દોડીને મોટે ઘાંટે કહ્યું કે, માણસો, તમે
એ કામ કેમ કરોછો ? અમે પણ તમારા સરખા વિકારપાત્ર ૧૫
માણસ છિયે, ને તમે આ વ્યર્થપણાથી, આકાશ, તથા પૃથ્વી,
તથા સમુદ્ર, તથા તેઓમાંનાં સઘળાંના ઉત્પન્નકર્ત્તા જીવતા

દેવની ગમ ફરો, માટે અમે તમને સુવાર્ત્તા પ્રગટ કરિયેછિયે.
૧૬ તેણે તો આગલા કાળમાં સર્વે લોકોને પોતપોતાને માર્ગે
૧૭ ચાલવા દીધા; તો પણ ઉપકાર કરીને, આકાશથી વરસાદ
તથા ફળવંત ઋતુઓ આપણને આપીને, અંનથી તથા
આનંદથી આપણાં મન ભરપુર કરીને તેણે સાક્ષી વિના
૧૮ પોતાને રાખ્યો નથી. અને તેઓએ એ વાતો કહીને પોતાની
આગળ બળિદાન કરવાથી લોકોને મુશ્કેલીએ અટકાવ્યા.

૧૯ પણ અંત્યોખ તથા ઈકોનીથી યહુદીઓ ત્યાં આવ્યા, ને
તેઓએ લોકોને સમજાવીને પાઊલને પત્થરે મરાવ્યો, ને તે
૨૦ મરીગયો છે એવું ધારીને તેને શહેર બહાર ઘસડી કહાડયો. પણ
તેની આસપાસ શિષ્યો ઉભા હતા તેવામાં તે ઉઠીને શહેરમાં
૨૧ આવ્યો, ને બીજે દિવસે બાર્નાબા સાથે દેરબેમાં ગયો. ને
તે શહેરમાં સુવાર્ત્તા પ્રગટ કરતાં ઘણાઓને ઉપદેશ આપીને
૨૨ તેઓ લુસ્ત્રા તથા ઈકોની તથા અંત્યોખમાં પાછા ફરયા. ને
શિષ્યોનાં મન સ્થિર કરતાં તેઓએ વિશ્વાસમાં રહેવા સારૂ
સુબોધ કીધો, ને કહ્યું કે, આપણને ઘણાં સંકટથી દેવના
૨૩ રાજ્યમાં જવું પડેછે. ને હરેક મંડળીમાં તેઓને સારૂ વડીલો
ઠરાવીને તેઓએ ઉપવાસ તથા પ્રાર્થના કરીને તેમને પ્રભુ,
૨૪ જેના પર તેઓએ વિશ્વાસ કરયો હતો તેને સોંપ્યા. પછી
૨૫ તેઓ પાસીદીમાં થઈને પામ્ફુલ્યામાં આવ્યા. ને પેરગામાં
૨૬ વાત કહ્યા પછી તેઓ આતાલીમાં આવ્યા. પછી ત્યાંથી વહાણે
અંત્યોખમાં ગયા, જ્યાંથી તેઓ જે કામ પુરૂં કરી આવ્યા તે
૨૭ સારૂ દેવની કૃપામાં સોંપાયા હતા. ને તેઓએ ત્યાં આવીને
મંડળીને એકઠી કરીને જે જે કામ દેવે તેઓથી કરાવ્યાં હતાં,
ને શી રીતે વિદેશીઓને સારૂ વિશ્વાસનું બારણું ઉઘાડયું હતું તે
૨૮ બધું કહ્યું. ને શિષ્યોની સાથે તેઓ ત્યાં ઘણા દિવસ રહ્યા.

**૧૫** **અને** કેટલાએકે યહુદાથી આવીને ભાઈઓને એમ સમ-
જાવ્યું કે, જો મુસાની રીત પ્રમાણે તમારી સુનત ન કરાય તો
૨ તમે તારણ પામી શકતા નથી. ત્યારે પાઊલ તથા બાર્નાબાને

તેઓની જોડે બહુ તકરાર ને વાદવિવાદ થયા પર તેઓએ ઠરાવ્યું
કે પાઉલ તથા બાર્નાબા તથા પોતાનામાંના બીજા કેટલાએક
એ વિવાદ વિષે યરૂશાલેમમાંના પ્રેરિતો તથા વડીલો પાસે
જાય. ત્યારે તેઓ મંડળીથી વિદાય થઈને ફેનીકેમાં તથા ૩
સમારિયામાં વિદેશીઓના [ પ્રભુની ગમ ] ફરયાના સમાચાર
વિગતવારે કહેતા ગયા, ને સઘળા ભાઈઓને તેઓએ ઘણો
આનંદ ઉપજાવ્યો. ને તેઓ યરૂશાલેમમાં પહોંચ્યા ત્યારે ૪
મંડળીએ તથા પ્રેરિતોએ તથા વડીલોએ તેઓને અંગીકાર કીધા,
ને દેવે જે સર્વ તેઓની મારફતે કરાવ્યાં હતાં તેના સમાચાર
તેઓએ કહ્યા. પણ ફરોશીઓના તડમાંના કેટલાએક વિશ્વાસ ૫
કરનારાઓએ ઉઠીને કહ્યું કે, તેઓની સુનત કરવી, તે મુસાનું
નિયમશાસ્ત્ર પાળવાની આજ્ઞા કરવી જોઈએ.

ત્યારે પ્રેરિતો તથા વડીલો એ વાત વિષે વિચાર કરવાને ૬
એકઠા થયા. ને ઘણો વાદવિવાદ થયા પછી પીતરે ઉઠીને ૭
તેઓને કહ્યું કે, ભાઈઓ, તમે જાણોછો કે ઘણાએક દિવસ
ઉપર દેવે તમારામાં પસંદ કીધું કે મારા મહોડાથી વિદેશીઓ
સુવાર્તાની વાત સાંભળે ને વિશ્વાસ કરે. ને અંતઃકરણના ૮
જાણનાર દેવે જેમ આપણને તેમ તેઓને પણ પવિત્ર આત્મા
આપવાથી તેઓની તરફ શાહેદી પુરી. અને વિશ્વાસથી ૯
તેઓનાં મન પવિત્ર કરીને આપણામાં તથા તેઓમાં કંઈ ભેદ
રાખ્યો નહિ. તો હવે જે ઝુસરી આપણા પૂર્વજો તથા ૧૦
આપણે સહી શકતા ન હતા તે શિષ્યોની ગરદન પર મૂકીને
દેવની પરીક્ષા કેમ કરોછો? પણ જેમ તેઓ તેમ આપણે ૧૧
પણ પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપાથી તારણ પામીશું, એવો આપણે
વિશ્વાસ કરિયેછિયે.

ત્યારે સઘળા લોક છાના રહ્યા, ને બાર્નાબા તથા પાઉલની ૧૨
પાસે દેવે જે ચમત્કારો તથા અચરત કામો વિદેશીઓમાં
કરાવ્યાં હતાં તેના સમાચાર તેઓથી સાંભળ્યા. ને તેઓ ૧૩
કહી રહ્યા પછી યાકુબે ઉત્તર આપતાં કહ્યું કે, ભાઈઓ, મારૂં
સાંભળો; પહેલાં દેવે વિદેશીઓમાંથી પોતાના નામને સારૂ ૧૪

લોકોને લેવાને કયી રીતે ધ્યાન કર્યું, એ તો સીમોને કહ્યું
૧૫ છે. ને ભવિષ્યવાદીઓની વાતો એની સાથે મળેછે, જેમ
૧૬ લખ્યું છે તેમ કે, "એ પછી હું પાછો ફરીશ, ને દાવુદનો માંડવો
જે ટુટી પડેલો છે તે હું પાછો બાંધીશ, ને તેની ભાંજતુટને ફરી
૧૭ બાંધીશ; ને તેને પાછો ઉભો કરીશ. એ માટે કે બાકી રહેલા
લોક તથા સઘળા વિદેશી જેઓ પર મારૂં નામ કહેવાછે તેઓ
૧૮ પ્રભુને શોધે; પ્રભુ જે એ બધું કરેછે તે એમ કહેછે." દેવને
૧૯ પોતાનાં સર્વે કામ જગતના આરંભથી માલુમ છે. માટે મારો
વિચાર એવો છે કે વિદેશીઓમાંથી દેવની ગમ જે ફરેછે
૨૦ તેઓને આપણે તસ્દી ન દઇયે. પણ તેઓને એમ લખી
મોકલીએ કે, મૂર્ત્તિઓના અમંગળપણાથી, તથા વ્યભિચારથી,
૨૧ તથા ગુંગળાઇને મરેલાંથી, તથા લોહીથી વેગળા રહેવું. કેમકે
મુસાની વાત દર વિશ્રામવારે સભાઓમાં વંચાયાથી તેના
પ્રગટ કરનારા પૂર્વેકાળથી હરેક શહેરમાં છે.
૨૨ ત્યારે આખી મંડળી સુદ્ધાં પ્રેરિતોને તથા વૃદ્ધોને સારૂ
લાગ્યું કે પોતાનામાંથી પસંદ કરેલા માણસોને, એટલે યહુદા
જેની અટક બાર્સબા, તથા સીલાસ, જેઓ ભાઈઓમાં મુખ્ય
પુરૂષ હતા, તેઓને પાઉલની તથા બાર્નાબાની સાથે અંત્યો-
૨૩ ખમાં મોકલે. તેઓની હસ્તક તેઓએ એમ લખી મોકલ્યું
કે, અંત્યોખમાં તથા શુરિયામાં, તથા કીલકીમાં, વિદેશી-
ઓમાંના જે ભાઈઓ છે, તેઓને પ્રેરિતો તથા વડીલ
૨૪ ભાઈઓની કુશળતા. અમે એવું સાંભળ્યું કે અમારામાંથી
કેટલાએકે જઈને વાતોથી તમને વ્યાકુળ કીધા, ને તમારી
સુનત થવી, ને નિયમશાસ્ત્ર પાળવું જોઈએ, એમ કહીને
તમારાં મન ઉલટાવી નાખ્યાં, તેઓને અમે એવી આજ્ઞા
૨૫ આપી ન હતી. તે માટે એક મતના થઈને અમોને સારૂં
૨૬ લાગ્યું કે, આપણા વહાલા બાર્નાબા તથા પાઉલ, જે માણસોએ
આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તના નામને સારૂ પોતાના જીવ સોંપ્યા
છે, તેઓની સાથે અમે પસંદ કરેલા માણસોને તમારી પાસે
૨૭ મોકલિયે. માટે અમે યહુદાને તથા સીલાસને મોકલ્યા છે, ને

તેઓ મહોડેથી પણ એમજ કહેશે. કેમકે પવિત્ર આત્માને તથા ૨૮
અમને સારૂં લાગ્યું કે એ અગત્યની વાતો વિના વધારે ભાર
તમારા પર નહિ મૂકવો; એટલે કે, મૂર્તિઓને અર્પણ કરેલાંથી, ૨૯
તથા લોહીથી, તથા ગુંગળાઈને મરેલાંથી તથા વ્યભિચારથી,
તમારે આઘા રહેવું, એથી જો તમે પોતાને સંભાળી રાખશો તો
સારૂં કરશો, કુશળતા થાઓ.

પછી તેઓ વિદાયગરી પામીને અંત્યોખમાં આવ્યા, ને ૩૦
લોકોને એકઠા કરીને પત્ર આપ્યું. ને તેઓ તે વાંચીને ૩૧
તેના સુબોધથી આનંદ પામ્યા. ને યહુદા તથા સીલાસે પોતે ૩૨
પણ ભવિષ્યવાદીઓ છતાં ઘણી વાતોથી ભાઈઓને ઉપદેશ
કીધો, ને તેઓનાં મન સ્થિર કીધાં. ને તેઓ કેટલાએક ૩૩
દિવસ રહ્યા પછી પ્રેરિતોની પાસે પાછા જવા સારૂ ભાઈઓથી
કુશળતાએ વિદાયગરી પામ્યા. પણ સીલાસને તો ત્યાં રહેવું ૩૪
સારૂં લાગ્યું. ને પાઉલ તથા બાર્નાબા પણ અંત્યોખમાં રહ્યા, ૩૫
ને બીજા ઘણાઓ સુદ્ધાં પ્રભુની વાતોનો ઉપદેશ તથા સુવાર્ત્તા
પ્રગટ કરતા હતા.

અને કેટલાએક દિવસ પછી પાઉલે બાર્નાબાને કહ્યું કે, ૩૬
ચાલો, જે હરેક શહેરમાં આપણે પ્રભુની વાત પ્રગટ કીધી
તેમાંના આપણા ભાઈઓને મળીને જોઈયે કે તેઓના શા
સમાચાર છે. ત્યારે યોહાન જેની અટક માર્ક તેને સાથે લેવાને ૩૭
બાર્નાબાએ ઠેરવ્યું. પણ પાઉલે એમ ધાર્યું કે જે આપણને ૩૮
પામ્ફુલ્યા મૂકીને ગયો, ને આપણી સાથે કામને સારૂ આવ્યો
ન હતો, તેને સાથે તેડી જવો યોગ્ય નથી. ત્યારે એવો ટંટો ૩૯
થયો કે તેઓ એક બીજાથી જુદા થયા, ને બાર્નાબા માર્કને
લઈને વહાણે કુપરસમાં ગયો. પણ પાઉલ સીલાસને પસંદ ૪૦
કરીને ભાઈઓથી દેવની કૃપામાં સોંપાયા પછી નિકળ્યો. ને ૪૧
તે સુરિયામાં તથા કીલકીઆમાં મંડળીઓને દૃઢ કરતો ફરયો.

પછી દેરબે તથા લુસ્ત્રામાં તે આવ્યો, ત્યારે, જુઓ, ૧૬
તીમોથીઅસ નામે એક શિષ્ય ત્યાં હતો, તે એક વિશ્વાસી

૨ યહુદેથનો દીકરો હતો, ને તેનો બાપ હેલેની હતો. લુસ્ત્રા
૩ તથા ઈકોનીમાંના ભાઈઓમાં તે સાક્ષી પામેલો હતો. તેને
પાઉલે પોતાની સાથે લઈ જવા ચાહ્યું, ને તે પ્રાંતોમાંના
યહુદીઓને લીધે તેને લઈને તેની સુંનત કીધી, કેમકે સર્વે
૪ જાણતા હતા કે તેનો બાપ હેલેની હતો: ને તેઓએ શહેરોમાં
ફરતાં જે ઠરાવો યરૂશાલેમના પ્રેરિતોએ તથા વડીલોએ કરયા
૫ હતા તે તેઓને પાળવાને આપ્યા. ને એ રીતે મંડળીઓ
વિશ્વાસમાં સ્થિર કરાઈ, ને નિત્ય સંખ્યામાં વધતી ગઈ.

૬ અને ફરૂજીઆના તથા ગલાતીના પ્રાંતોમાં ફરયા પછી
આશીઆમાં વાત પ્રગટ કરવા સારૂ પવિત્ર આત્માથી તેઓ
૭ રોકાયા. ત્યારે મુસયા સુધી આવીને તેઓએ બીથુન્યામાં
૮ જવાનું કીધું, પણ આત્માએ તેઓને જવા દીધા નહિ, માટે
૯ તેઓ મુસયા થઈને ત્રોઆસમાં આવ્યા. અને રાત્રે પાઉલે
દર્શનમાં દીઠું કે માકેદોન્યાના એક જણે ઉભા રહીને તેને
વિનંતી કરતાં કહ્યું કે, માકેદોન્યામાં આવીને અમારી સાહે
૧૦ કર. ને દર્શન દીઠા પછી તેઓને સુવાર્ત્તા પ્રગટ કરવા સારૂ
પ્રભુએ અમને બોલાવ્યા છે, એમ નિશ્ચે સમજીને અમે તરત
માકેદોન્યામાં જવાનું કરયું.

૧૧ એ સારૂ અમે ત્રોઆસથી હંકારીને પાધરા સામોથ્રાકીમાં
૧૨ આવ્યા, ને બીજે દિવસે નેઆપોલીસમાં પહોંચ્યા. અને
ત્યાંથી ફીલીપીમાં ગયા, જે માકેદોન્યા પ્રાંતમાંનું મુખ્ય
શહેર છે, ને [રૂમીઓએ] વસાવેલું; ને તે શહેરમાં અમે
૧૩ કેટલાએક દિવસ રહ્યા. અને વિશ્રામવારે અમે શહેર બહાર
નદીને કાંઠે જ્યાં ઘણું કરીને પ્રાર્થના થતી હતી ત્યાં ગયા, ને
બેસીને જે બાયડીઓ એકઠી થઈ હતી તેઓને વાતો કહી.
૧૪ અને થુઆતીરા શહેરની દેવને ભજનારી, લુદીઆ નામે,
એક બાયડી જાંબુઆં વસ્ત્ર વેચનારીએ અમારૂં સાંભળ્યું, તેનું
અંતઃકરણ પ્રભુએ ઉઘાડયું કે, પાઉલથી કહેવાયલી વાતો તે
૧૫ ધ્યાનમાં લાવી. ને તેનું તથા તેના ઘરનાનું બાપ્તિસ્મા થયા પછી
તેણીએ વિનંતી કરતાં કહ્યું કે, જો તમે મને પ્રભુ પર વિશ્વાસ

કરનારી ગણોછો તો મારા ઘરમાં આવીને રહો, ને તેણીએ
અમને ઘણો આગ્રહ કીધો.

અને અમે પ્રાર્થના કરવા જતા હતા, ત્યારે એમ થયું કે, ૧૬
એક જુવાન બાયડી અમને મળી, જેમાં અગમસુચક આત્મા
હતો, તેણીએ માંત્રિકપણાથી પોતાના ધણીઓને ઘણો લાભ
મેળવી આપ્યો હતો. તેણીએ પાઉલની તથા અમારી પાછળ ૧૭
આવીને બૂમ પાડતાં કહ્યું કે, આ માણસો પરાત્પર દેવના
સેવકો છે, જેઓ તારણનો માર્ગ આપણને દેખાડેછે. તેણીએ ૧૮
ઘણા દિવસ એમ કીધું, ત્યારે પાઉલે કલેશી થઇને પાછા ફરીને
આત્માને કહ્યું કે, ઈશુ ખ્રીસ્તના નામે હું તને આજ્ઞા કરૂંછું કે તું
એમાંથી નિકળ; ને તેજ વેળાએ તે નિકળ્યો.

ત્યારે તેના ધણીઓએ પોતાના લાભની આશા જતી રહી, ૧૯
એ જોઈને પાઉલ તથા સીલાસને પકડ્યા, ને ચહુટામાં
અધિકારીઓની પાસે ખેંચી લાવ્યા. અને તેઓને સરદારોની ૨૦
આગળ લાવીને કહ્યું કે, આ માણસો યહુદી છતાં આપણા
શહેરને બહુ ગભરાવેછે. ને આપણ રૂમીઓને જે રીતો માનવી ૨૧
અથવા પાળવી ઉચિત નથી, તે તેઓ શીખવેછે. ત્યારે લોકો ૨૨
એકદમ તેઓને ઉલટા થયા, ને સરદારોએ તેઓનાં લુગડાં
ફાડીનાખીને તેઓને ફટકા મારવાની આજ્ઞા આપી. અને ૨૩
ઘણા ફટકા મારીને તેઓને બંદીખાનામાં નાખ્યા, ને બંદી-
ખાનાના દરોગાને તેઓને ચોકસાઈથી રાખવા સારૂ આજ્ઞા
કીધી. તેણે એવી આજ્ઞા પામીને તેઓને માંહેના બંદી- ૨૪
ખાનામાં ઘાલ્યા, ને તેઓના પગ હેડમાં ઠોકયા. અને ૨૫
મધ્યરાત્રે પાઉલે તથા સીલાસે પ્રાર્થના કરીને દેવનાં સ્તોત્ર
ગાયાં, ને બંદીવાનોએ તેઓનું સાંભળ્યું. ત્યારે એકાએક ૨૬
એવો મોટો ધરતીકંપારો થયો કે, બંદીખાનાના પાયા હાલ્યા
ને સંધાં બારણાં તરત ઉઘડી ગયાં, ને સર્વેનાં બંધનો છુટી
ગયાં. અને બંદીખાનાનો દરોગો ઉંઘમાંથી ઉઠયો, ને બંદી- ૨૭
ખાનાનાં બારણાં ઉઘડેલાં જોઈને બંદીવાનો નહાઠા હશે, એમ
ધારીને તેણે તરવાર કહાડીને આપઘાત કરવાનું કીધું. પણ ૨૮

પાઉલે મોટો ઘાંટો પાડીને કહ્યું કે, અમે સહુ હિયાં છિયે, માટે
૨૯ તું પોતાને કંઇ ઈજા ન કરતો. ત્યારે તે દીવો માગીને માંહે
કુદતો આવ્યો, ને ધ્રુજતો ધ્રુજતો પાઉલની તથા સીલાસની
૩૦ આગળ પડ્યો. અને તેઓને બહાર લાવીને તેણે કહ્યું કે,
૩૧ ઓ સાહેબો, તારણ પામવા સારૂ મારે શું કરવું જોઈયે? ત્યારે
તેઓએ કહ્યું કે, પ્રભુ ઈશુ ખ્રીસ્ત પર વિશ્વાસ કર, એટલે
૩૨ પોતાના ઘરનાં સુદ્ધાં તું તારણ પામશે. ત્યારે તેઓએ તેને
૩૩ તથા જે તેના ઘરમાં હતાં તે સઘળાંને પ્રભુની વાત કહી. પછી
રાત્રે તેજ ઘડીએ તેણે તેઓને લઈને તેઓના ઘા ધોયા, ને
૩૪ તરત તેણે તથા તેનાં સઘળાંએ બાપ્તિસ્મા લીધું. ને તેણે
તેઓને પોતાને ઘેર લાવીને ભાણું પીરસ્યું, ને પોતાના ઘરનાં
સહુ સુદ્ધાં દેવ પર વિશ્વાસ કરીને આનંદ કીધો.
૩૫ અને દિવસ ઉગ્યા પર સરદારોએ ચોબદારોને મોકલીને
૩૬ કહેવાડ્યું કે, તે માણસોને છોડ. પછી બંદીખાનાના
દરોગાએ પાઉલને એ વાતો કહી કે, સરદારોએ તમને
છોડાવવાને મોકલ્યું છે, માટે હવે તમે નિકળીને કુશળતાથી
૩૭ ચાલ્યા જાઓ. પણ પાઉલે તેઓને કહ્યું કે, અમારો અપરાધ
ઠરાવ્યા વગર અમ રૂમીઓને પ્રગટ રીતે મારીને બંદીખાનામાં
નાખ્યા છે, ને હવે શું તેઓ અમને છાની રીતે બહાર કહાડી
મૂકશે? ના, એમ તો નહિ, પણ તેઓ પોતે આવીને અમને
૩૮ બહાર કહાડે. ત્યારે ચોબદારોએ સરદારોને એ વાતો કહી,
૩૯ ને તેઓ રૂમી છે, એ સાંભળીને તેઓ બિહીધા. પછી તેઓએ
આવીને તેઓને સમજાવ્યા, ને બહાર લાવીને શહેરમાંથી
૪૦ નિકળી જવાની વિનંતી કીધી. ને તેઓ બંદીખાનામાંથી
નિકળીને લુદીઆને ત્યાં આવ્યા, ને ભાઈઓને જોઈને તેઓને
બોધ કરયા પછી તેઓ નિકળ્યા.

૧૭ અને તેઓ આમફીપોલીસ તથા આપલોનીમાં થઈને
થેસ્સાલોનીકામાં આવ્યા, ત્યાં યહુદીઓનું સભાસ્થાન હતું.
૨ તેમાં પાઉલ પોતાની રીત પ્રમાણે તેઓની પાસે ગયો, ને

ત્રણ વિશ્રામવાર તેણે ધર્મલેખથી તેઓની સાથે વાદ કરીને
દેખાડયું, ને પ્રમાણો આપ્યાં કે ખ્રીસ્તે સહેવું, તથા મરીગએ- ૩
લાંઓમાંથી પાછા ઉઠવું જોઈતું હતું, ને જે ઈસુને હું તમને
પ્રગટ કરૂંછું તેજ ખ્રીસ્ત છે. ત્યારે તેઓમાંના કેટલાએકે, તથા ૪
ધાર્મિક હેલેનીઓમાંના ઘણા લોકે, તથા આબરૂવંતી ઘણી
બાયડીઓએ વિશ્વાસ કીધો, ને પાઉલ તથા સીલાસની ગમ
થયા. પણ અવિશ્વાસી યહુદીઓએ અદેખાઈ આણીને હલકા ૫
લુચ્ચા લોકોને સાથે લીધા, ને ભીડ મેળવીને આખા શહેરને
ખભળાવ્યું, ને યાસનના ઘર પર ચહડી આવીને તેઓને
લોકો પાસે બહાર કહાડવાનું કીધું. પણ તેઓ એઓને જડયા ૬
નહિ ત્યારે યાસનને તથા કેટલાએક ભાઈઓને શહેરના
અધિકારીઓ પાસે ઘસડી જઈને બૂમ પાડી કે, જેઓએ જગત
ઉથલ પાથલ કીધું છે, તેઓ હિયાં પણ આવ્યા છે. તેઓનો ૭
યાસને અંગીકાર કીધો છે, ને તેઓ સઘળા કાઈસારની
આજ્ઞાથી અવળું કરતાં કહેછે કે, બીજો એક રાજા ઈસુ છે.
એમ તેઓએ લોકોને તથા શહેરના અધિકારીઓને સંભળાવીને ૮
ગભરાવ્યા. ત્યારે તેઓએ યાસન તથા બીજાઓ પાસેથી ૯
જામીન લઈને તેઓને મુકી દીધા.

પછી ભાઈઓએ રાત્રે પાઉલ તથા સીલાસને તરત ૧૦
બેરીઆમાં મોકલી દીધા, તેઓ ત્યાં પહોંચીને યહુદીઓના
સભાસ્થાનમાં ગયા. ને થેસ્સાલોનીકાના કરતાં એઓ અધિક ૧૧
ગુણવાન હતા, કેમકે એઓએ મનના પુરા આવેશથી વાત
અંગીકાર કીધી, ને વાતો એમજ છે કે નહિ, એ વિષે નિત્ય
ધર્મલેખો તપાસતા હતા. એ સારૂ તેઓમાંના ઘણાઓએ ૧૨
વિશ્વાસ કીધો, ને આબરૂવંતી હેલેની બાયડીઓ તથા પુરૂષો
એઓમાંના પણ ઘણાંએ વિશ્વાસ કીધો. પણ જ્યારે થેસ્સા- ૧૩
લોનીકાના યહુદીઓએ જાણ્યું કે પાઉલ દેવની વાત બેરીઆમાં
પ્રગટ કરેછે ત્યારે ત્યાં પણ આવીને તેઓએ લોકોને ઉસ્કેરયા.
ત્યારે ભાઈઓએ તરત પાઉલને સમુદ્ર સુધી મોકલી દીધો, ૧૪
પણ સીલાસ તથા તીમોથેઅસ ત્યાં રહ્યા. ને પાઉલને માર્ગ ૧૫

દેખાડનાર જે હતા તેઓ તેને આથેનાય સુધી લાવ્યા, પછી
સીલાસ તથા તીમોથેઅસ તેની પાસે વહેલા આવે, એવી
આજ્ઞા એમના મત્યે પામીને તેઓ ચાલ્યા ગયા.
૧૬ અને પાઉલ આથેનાયમાં એમની વાટ જોતો હતો એટલામાં
તે શહેર ઘણું મૂર્તિપૂજનારૂં છે, એ જોઈને તેનો આત્મા બળી
૧૭ ઉઠયો. તે માટે તે સભાસ્થાનમાં યહુદીઓ તથા ધાર્મિકોની
સાથે, ને ચહુટામાં જેઓ તેને મળ્યા તેઓની સાથે નિત્ય વાદ
૧૮ કરતો હતો. ત્યારે એપીકુરી તથા સ્તોઈકી પંડિતોમાંના
કેટલાએકે તેની સાથે વિવાદ કીધો, ને કેટલાએકે કહ્યું કે, આ
બંડબડીઓ શું કહેવા ચાહે? ને બીજાઓએ કહ્યું કે, પારકા
દેવોનો પ્રગટ કરનાર એ દેખાયછે, કેમકે તે તેઓને ઈશુ
૧૯ તથા પુનરૂત્થાન વિષે કહેતો હતો. અને તેઓ તેને લઈને
અરૈઓપાગસમાં લાવ્યા, ને કહ્યું કે, જે નવો ઉપદેશ તું પ્રગટ
૨૦ કરેછે તે અમે સમજી શકિયે શું? કેમકે અમારા કાનોમાં તું
કેટલીએક નવતર વાતો નાખેછે, માટે એ શું હશે, તે અમે
૨૧ જાણવા ચાહિયેછિયે. (કેમકે સર્વે અથેનાયીઓ તથા ત્યાં
રહેનારા વિદેશીઓ કંઇ નવી વાત કહ્યા અથવા સાંભળ્યા
વિના બીજા કશામાં પોતાનો વખત કહાડતા ન હતા.)
૨૨ ત્યારે પાઉલે અરૈઓપાગસની વચ્ચે ઉભા રહીને કહ્યું કે,
અથેનાયી માણસો, હું જોઉંછું કે તમે વિશેષે કરીને દેવતાઓના
૨૩ ભકત છો. કેમકે જતાં જતાં હું તમારા પૂજનીકોને જોતો હતો,
ત્યારે એક વેદી દીઠી, જે પર એમ લખ્યું છે કે, અણજાણીતા
દેવને અર્થે; માટે જેને તમે જાણ્યા વિના ભજોછો તેને હું
૨૪ તમને પ્રગટ કરૂંછું. જે દેવે જગત તથા તેમાંનાં સઘળાં ઉત્પન્ન
કીધાં, તે આકાશ તથા પૃથ્વીનો પ્રભુ છતાં, હાથે બાંધેલાં
૨૫ મંદિરોમાં રહેતો નથી. અને જાણે તેને કંઈ ઓછું છે, માટે
માણસોના હાથોની સેવા તેને જોઈએ એમ નહિ, કેમકે જીવન
૨૬ તથા શ્વાસોશ્વાસ તથા સર્વ વસ્તુ સર્વેને તે પોતે આપેછે. અને
તેણે માણસોના સંધા વંશોને આખી પૃથ્વીની પીઠ પર રહેવાને
એક લોહીથી ઉત્પન્ન કીધા, ને તેણે તેઓના નીમેલા સમય

તથા તેઓના વાસાની સીમા ઠેરવી. એ માટે કે તેઓ પ્રભુને ૨૭
શોધે કે કદાપિ તેઓ તેને ટંટોળીને પામે, તો પણ આપણામાંના
કોઈથી તે વેગળો નથી. કેમકે આપણે તેનાથી જીવિયેછિયે, ૨૮
ને હાલિયેછિયે, ને હોઈયેછિયે, જેમ તમારા કવિઓમાંના
કેટલાએકે પણ કહ્યું છે કે, "આપણે તેનો વંશ છિયે." એ ૨૯
માટે આપણે દેવનો વંશ છતાં માણસોની કારીગરી તથા
ચતુરાઈથી કોરેલા સુંના કે રૂપા કે પત્થરના સરખું દેવપણું છે
એવો વિચાર કરવો નહિ. એ અણજાણપણાના સમયો પર ૩૦
દેવે અખાડા કીધા ખરા, પણ હવે સર્વે જગ્યામાં સઘળાં
માણસોને પસ્તાવો કરવાને તે આજ્ઞા કરેછે. કેમકે તેણે એક ૩૧
દિવસ ઠરાવ્યો છે જેમાં પોતાના ઠરાવેલા માણસવડે જગતનો
ન્યાય ન્યાયીપણાએ તે કરશે, જે વિષે તેણે તેને મરીગયલાંઓમાંથી પાછો ઉઠાડવાથી સર્વેને પ્રમાણ આપ્યું છે.

અને તેઓએ મરીગયલાંઓના પુનરૂત્થાન વિષે સાંભળ્યું, ૩૨
ત્યારે કેટલાએકે મશ્કરી કીધી, ને બીજાઓએ કહ્યું કે, અમે
એ સંબંધી ફરી તારૂં સાંભળીશું. અને પાઉલ તેઓમાંથી ૩૩
એમ નિકળી ગયો. પણ કેટલાએક માણસોએ તેની ગમ ૩૪
થઈને વિશ્વાસ કીધો, તેઓમાં દીઓનુશીઅસ અરેઓપાગસી,
ને દામરીસ નામે એક બાયડી, તથા બીજાં તેઓની સાથે હતાં.

**એ** પછી પાઉલ આથેનાયથી નિકળીને કરીંથમાં આવ્યો. **૧૮**
અને પંતસમાં જન્મેલા આકુલા નામે એક યહુદીને દીઠો, જે ૨
પોતાની વહુ પ્રિસ્કીલા સુદ્ધાં ઈતાલીથી તરત આવેલો હતો
(કેમકે બધા યહુદીઓને રૂમમાંથી નિકળવાની કલાદીઅસે
આજ્ઞા કરી હતી,) ને તેઓની પાસે તે ગયો. ને તેઓના ૩
સરખો તે ધંધો કરનાર હતો, માટે તેઓની સાથે કામ કરતો
રહ્યો, કેમકે તંબુ બનાવવાનો ધંધો તેઓ કરતા હતા. અને ૪
તેણે હરેક વિશ્રામવારે સભામાં વિવાદ કીધો, ને યહુદીઓને
તથા હેલેનીઓને સમજાવ્યા.

અને સીલાસ તથા તીમોથેઅસ માકેદોન્યાથી આવ્યા, ૫

ત્યારે પાઉલનું મન ઉભરાઈ આવ્યું, ને તેણે યહુદીઓને
૬ શાહેદી આપી કે, ઈશુ તેજ ખ્રીસ્ત છે. તેઓ અટકાવતા, તથા
દુર્ભાષણ કરતા હતા ત્યારે તેણે પોતાનાં લુગડાં ખંખેરીને
તેઓને કહ્યું કે, તમારૂં લોહી તમારે માથે છે, હું તો નિર્દોષી છું,
૭ હવેથી હું વિદેશીઓ પાસે જઈશ. પછી તે ત્યાંથી જઈને
યસ્તસ નામે એક જણ દેવનો ભક્ત હતો તેને ઘેર ગયો, તેનું
૮ ઘર સભાસ્થાનની જોડે હતું. અને સભાના આગેવાન ક્રિસ્પસે
પોતાના આખા ઘરનાં સુદ્ધાં પ્રભુ પર વિશ્વાસ કીધો, ને ઘણા
કરીંથીઓએ પણ સાંભળીને વિશ્વાસ કીધો, ને બાપ્તિસ્મા
૯ પામ્યા. અને પ્રભુએ રાત્રે પાઉલને દર્શનમાં કહ્યું કે, તું બિહીતો
૧૦ ના, પણ બોલજે, છાનો ન રહેતો. કેમકે હું તારી સાથે છું, ને
તને દુઃખ દેવા સારૂ કોઈ તારા પર આવી પડશે નહિ, કારણ
૧૧ કે આ શહેરમાં મારા ઘણા લોક છે. ત્યારે તે તેઓને દેવની
વાતનો ઉપદેશ કરતાં દહોડ વરસ લગી તેઓમાં રહ્યો.
૧૨ અને ગાલીઓ આખાયાનો અધિકારી હતો, ત્યારે યહુદીઓ
એકચિત્તે પાઉલપર તુટી પડયા, ને તેને ન્યાયાસન આગળ
૧૩ લાવીને કહ્યું કે, દેવનું ભજન નિયમશાસ્ત્રથી ઉલટું કરવાનું
૧૪ લોકોને એ સમજાવેછે. અને પાઉલ બોલવાનો હતો એટલામાં
ગાલીઓએ યહુદીઓને કહ્યું કે, ઓ યહુદીઓ, જો કાંઈ
અન્યાય, અથવા દુરાચરણ હોત, તો તમારૂં સહન કરવું એ
૧૫ મારે યોગ્ય થાત; પણ જો વાત, અથવા નામો, અથવા
તમારાં શાસ્ત્ર વિષે એ વિવાદ હોય તો તમે પોતે જોઈલો, કેમકે
૧૬ એવી વાતનો ન્યાય ઠરાવવા હું ઈચ્છતો નથી. અને તેણે તેઓને
૧૭ ન્યાયાસન આગળથી કહાડી મૂકયા. ત્યારે સર્વે હેલીનીઓએ
સભાના આગેવાન સોસ્થેનેસને પકડીને ન્યાયાસન આગળ
મારયો, પણ ગાલીઓએ તે વિષે કંઈ ધ્યાનમાં આણ્યું નહિ.
૧૮ અને ત્યાં ઘણા દિવસ રહ્યા પછી પાઉલ ભાઈઓથી
વિદાયગરી લઈને વહાણે સુરિયામાં ગયો, ને પ્રિસ્કીલા તથા
આકુલા તેની સાથે ગયાં, ને કેંખરીઆમાં તેણે માથું મુડાવ્યું,
૧૯ કેમકે માનતા લીધી હતી. અને તે એફેસસમાં પહોંચ્યો ત્યારે

તેણે તેઓને ત્યાં મૂકયાં, ને પોતે સભાસ્થાનમાં જઈને
યહુદીઓની સાથે વિવાદ કીધો. અને તેઓની સાથે ઘણી વાર ૨૦
રહેવા સારૂ તેઓએ તેની વિનંતી કીધી, પણ તેણે માન્યું
નહિ. પણ એ કહીને તેઓથી વિદાયગરી લીધી કે, હરેક ૨૧
પ્રકારે આવતું પર્વ મારે યરૂશાલેમમાં પાળવું જોઈએ, પણ
દેવની ઈચ્છા હશે તો હું ફરી તમારી પાસે પાછો આવીશ, ને તે
એફેસસથી નિકળ્યો. અને કાઈસારીમાં પહોંચ્યો, ત્યારે ઉપર ૨૨
જઈને ને મંડળીને ક્ષેમ કુશળ કહીને તે ફરી અંત્યોખમાં ગયો.
અને ત્યાં થોડી વાર રહ્યા પછી તે નિકળ્યો, ને સર્વ શિષ્યોને ૨૩
દૃઢ કરતો ગલાતીના તથા ફરૂગ્યાના પ્રાંતોમાં અનુક્રમે ફરયો.
અને ધર્મલેખોમાં પ્રવીણ એવો એક યહુદી વક્તા આલેક- ૨૪
સાંદ્રીયાનો વતની આપોલસ નામે એફેસસમાં આવ્યો.
એ માણસ પ્રભુનો માર્ગ શીખેલો હતો, ને આત્મામાં આતુર ૨૫
છતાં તેણે પ્રભુ વિષેની વાતો કહેતાં ચોકસાઈથી ઉપદેશ કીધો,
પણ એકલું યોહાનનું બાપ્તિસ્મા જાણતો હતો; અને તે ૨૬
નિર્ભયથી સભાસ્થાનમાં બોલવા લાગ્યો, ને પ્રિસ્કીલાએ તથા
આકુલાએ તેનું સાંભળીને તેને તેડી લીધો, ને દેવનો માર્ગ
વધારે ચોકસાઈથી તેને શીખવ્યો. અને તે આખાયામાં જવાને ૨૭
ઈચ્છતો હતો, ત્યારે ભાઈઓએ વિનંતી કરતાં શિષ્યો પર
લખી મોકલ્યું કે તેઓ તેનો આવકાર કરે, ને તે ત્યાં આવ્યો
ત્યારે જેઓએ અનુગ્રહથી વિશ્વાસ કીધો હતો, તેઓની તેણે
ઘણી સાહે કીધી. કેમકે ઈશુ તેજ ખ્રીસ્ત છે, એવું ધર્મલેખોથી ૨૮
બતાવીને એણે પ્રગટમાં યહુદીઓનું ખંડન સારી પઠે કીધું.

**અ**ને એમ થયું કે આપોલસ કરીંથમાં હતો, ત્યારે પાઉલ **૧૯**
ઉપલા પ્રાંતોમાં ફરીને એફેસસમાં આવ્યો, ને કેટલાએક
શિષ્યોને જોઈને તેઓને કહ્યું કે, તમે વિશ્વાસ કીધો ત્યારથી શું ૨
પવિત્ર આત્મા પામ્યા છો? ને તેઓએ તેને કહ્યું કે, પવિત્ર
આત્મા છે કે નહિ, એ તો અમે સાંભળ્યું પણ નથી. અને તેણે ૩
તેઓને કહ્યું કે, તમે શાને બાપ્તિસ્મી થયા? ને તેઓએ કહ્યું કે,

૪ યોહાનના બાપ્તિસ્માએ. ત્યારે પાઉલે કહ્યું કે, યોહાને પશ્ચા-
ત્તાપનું બાપ્તિસ્મા કીધું ખરૂં, ને લોકોને કહ્યું કે, મારી પાછળ જે
૫ આવેછે તેના પર એટલે ખ્રીસ્ત ઈશુ પર વિશ્વાસ કરજો. તેઓએ
૬ એ સાંભળીને પ્રભુ ઈશુના નામે બાપ્તિસ્મા લીધું. અને પાઉલે
તેઓ પર હાથ મૂકયા પછી પવિત્ર આત્મા તેઓ પર આવ્યો,
૭ ને તેઓ બીજી બોલીઓમાં બોલ્યા, તથા ભવિષ્ય કહ્યાં. તેઓ
સહુ મળીને બારેક પુરૂષ હતા.

૮ પછી તે સભાસ્થાનમાં જઈને નિર્ભયથી બોલ્યો, ને ત્રણ
મહિના સુધી વાદ કરીને તેણે દેવના રાજ્યની વાતો સમજાવી.
૯ પણ કેટલાએકે જડ થઈને, તથા વિશ્વાસ ન કરીને, લોકોની
આગળ એ માર્ગની નિંદા કીધી, ત્યારે તેણે તેઓની પાસેથી
જઈને શિષ્યોને જુદા કીધા, ને તુરાનસ નામે એકની
૧૦ નિશાળમાં નિત્ય વાદ કરતો હતો. અને વર્ષ બે સુધી એમ
થયાં કીધું, તેથી આશીઆમાં રહેનાર સર્વે યહુદીઓએ, તથા
૧૧ હેલેનીઓએ પણ પ્રભુ ઈશુની વાત સાંભળી. અને દેવે
૧૨ પાઉલના હાથથી અસાધારણ ચમત્કારો એવા કીધા કે, તેના
શરીર ઉપરથી રૂમાલો તથા લુગડાં કહાડીને માંદાઓની
પાસે લાવ્યા, ને રોગ તેઓથી દૂર થયા, ને અશુદ્ધ આત્મા
તેઓમાંથી નિકળ્યા.

૧૩ ત્યારે ભૂત કહાડનારા ભટકતા યહુદીઓમાંના કેટલાએકે
અશુદ્ધ આત્મા વળગેળાઓ ઉપર ઈશુનું નામ લેવા માંડીને
કહ્યું કે, જે ઈશુને પાઉલ પ્રગટ કરેછે, તેની દુવાહી અમે તમને
૧૪ દઈયેછિયે. અને સ્કેવા નામે એક યહુદી મુખ્ય યાજકના સાત
૧૫ દીકરા હતા, તેઓએ એમ કીધું. પણ અશુદ્ધ આત્માએ
ઉત્તર દેતાં કહ્યું કે, ઈશુને હું જાણુંછું, ને પાઉલને હું ઓળખુંછું,
૧૬ પણ તમે કોણ છો ? ને જે માણસમાં અશુદ્ધ આત્મા હતો તે
તેઓ પર કુદી આવ્યો, ને તેઓને સ્વાધીન કરીને તેઓ પર
એવો તો જય પામ્યો કે તેઓ તે ઘરમાંથી નાગા તથા ઘાયલ
૧૭ થઈને નહાઠા. અને એફેસસમાં જે યહુદીઓ તથા હેલેનીઓ
રહેતા હતા તેઓ સર્વેને એ માલુમ થયું, ને તે સર્વેને ભય

લાગ્યું, ને પ્રભુ ઈસુનું નામ મહિમાવાન થયું. અને વિશ્વાસી ૧૮
થયલાઓમાંના ઘણાએ આવીને પોતાનાં કર્મ કબૂલ કીધાં, ને
કહી દેખાડયાં. અને પાખંડ કરનારાઓમાંના ઘણાએ ૧૯
પોતાનાં પુસ્તકો એકઠાં કરીને સર્વેની આગળ બાળીનાખ્યાં, ને
તેઓનું મૂલ ગણી જોતાં પચાસ હજાર રૂપિયા થયા. એ રીતે ૨૦
પ્રભુની વાત પરાક્રમથી વધી ને પ્રબળ થઈ.

અને એ થયા પછી પાઉલે માકેદોન્યા તથા આખાયામાં ૨૧
થઈને યરૂશાલેમમાં જવાનું આત્મામાં ઠરાવીને કહ્યું કે, મારા
ત્યાં ગયા પછી રૂમ પણ મારે જોવું જોઈયે. અને તેણે ૨૨
પોતાની સેવા કરનારાઓમાંના બેને એટલે તીમોથેઅસ તથા
એરાસ્તસને માકેદોન્યામાં મોકલ્યા, ને પોતે કેટલાએક દિવસ
આસીઆમાં રહ્યો.

અને તે સમયે એ માર્ગ વિષે ઘણી ગડબડ થઈ. કેમકે ૨૩
દેમેત્રિયસ નામે એક સોની જે આર્તિમસના રૂપાના દેવસ્થાનો ૨૪
બનાવ્યાથી કારીગરોને ઘણું રળાવતો હતો; તેણે તેઓને ૨૫
તથા એવાં કામ કરનાર બીજાઓને એકઠા કરીને કહ્યું કે,
માણસો, તમે જાણોછો કે એ ધંધાથી આપણને સંપત
પ્રાપ્ત થાયછે. અને તમે જુઓછો ને સાંભળોછો કે, એકલા ૨૬
એફેસસમાં નહિ, પણ આસરે આખા આસીઆમાં, એ
પાઉલે બહુ લોકોને એવું કહી સમજાવીને ફેરવી નાખ્યા કે, જે
હાથથી બનાવેલા છે તે દેવો નથી. અને તેથી આપણા એ ૨૭
ધંધાનું અપમાન થાય એવું ભય છે એકલું એમ નહિ, પણ
આર્તિમસ મહાદેવી જેને આખો આસીઆ તથા જગત
પૂજેછે, તેનું મંદિર તુચ્છ ગણાવાનું ને તેનો મહિમા નાશ
થવાનો છે. અને તેઓ એ સાંભળીને ક્રોધે ભરાયા, ને બૂમ ૨૮
પાડતાં કહ્યું કે, એફેસસીઓની આર્તિમસ મોટી છે. અને ૨૯
આખું શહેર ગડબડાટથી ભરાઈ ગયું, ત્યારે તેઓ માકેદોન્યાના
ગાયસને તથા આરીસ્તાર્ખસને, જેઓ મુસાફરીમાં પાઉલના
સાથી હતા, તેઓને પકડીને તમાશાની જગ્યાએ એકચિત્તે
દોડી ગયા. ત્યારે પાઉલે લોકોમાં પેસવા ચાહ્યું, પણ શિષ્યોએ ૩૦

૩૧ તેને જવા દીધો નહિ. અને આસીઆના મુખ્ય લોકોમાંથી
કેટલાએક તેના મિત્ર હતા, તેઓએ તેને કહેવાડી મોકલ્યું કે,
૩૨ તમાશાની જગ્યાએ તમારે પોતાને સોંપવો નહિ. ત્યારે
કેટલાએકે કંઈ બૂમ પાડી, ને કેટલાએકે કંઈ બીજી બૂમ પાડી,
કેમકે સભા ગભરાયલી હતી, ને પોતે શા માટે એકઠા થયા,
૩૩ એ તેઓમાંના ઘણાઓએ જાણ્યું પણ નહિ. અને તેઓએ
આલેકસાંદને ભીડમાંથી આગળ હડસેલ્યો, ને યહુદીઓ તેને
આગળ કરતા હતા ત્યારે આલેકસાંદ હાથે ઈસારો કરીને
૩૪ લોકોની આગળ પ્રત્યુત્તર આપવા ચાહાતો હતો. પણ તે
યહુદી છે, એ તેઓએ જાણ્યું, ત્યારે તેઓ સઘળાએ બે કલાક
સુધી એક ઘાંટે બૂમ પાડી કે, એફેસસીઓની આર્તિમસ મોટી
૩૫ છે. ત્યારે શહેરના મેંતાએ લોકોને શાંત કરીને કહ્યું કે, ઓ
એફેસસી લોકો, કયું માણસ નથી જાણતું કે એફેસસીઓનું
શહેર, આર્તિમસ મહાદેવી તથા જુસ પાસેથી પડેલી મૂર્ત્તિનું
૩૬ પૂજનારૂં છે? એ વાતોનું ઉલટું કોઈથી કહેવાતું નથી, માટે
તમારે શાંત રહેવું જોઈએ, ને ઉતાવળા થઈને કંઈ કરવું નહિ.
૩૭ કેમકે તમે આ માણસોને હિયાં લાવ્યા છો, કે જેઓ મંદિરોના
લુટનારા નથી, ને તમારી દેવીની નિંદા કરનારા પણ નથી.
૩૮ એ સારૂ જો દેમેત્રિયસને તથા તેની સાથેના કારીગરોને કોઈના
પર કાંઈ દાવો હોય તો ન્યાયસભા બેસેછે, ને અધિકારીઓ
૩૯ પણ છે, માટે તેઓ વાદ પ્રતિવાદ કરે. પણ જો કંઈ બીજી
બાબતો વિષે પુછવું હોય, તો કાયદાસર નિમેલી મંડળીમાં તે
૪૦ ઠરાવાશે. કેમકે આ ભીડ થવાનું કારણ કહી શકિયે એવું
કંઈ નિમિત્ત ન છતાં આજના હંગામા વિષે આપણા ઉપર
૪૧ ફરિયાદ થાય એવું ભય છે; ને તેણે એ વાતો કહીને
સભાને વિદાય કીધી.

૨૦ અને હંગામો બંધ થયા પછી પાઉલે શિષ્યોને બોલાવ્યા,
૨ ને તેઓને ભેટીને માકેદોન્યામાં જવા સારૂ તે નિકળ્યો. અને
તે પ્રાંતોમાં ફરયા પછી, તથા ત્યાંનાઓને ઘણી વાતોથી બોધ

કરચા પછી તે હેલાસમાં આવ્યો. અને ત્યાં ત્રણ મહિના ૩
રહ્યો, પછી સુરિયામાં હંકારવાનો હતો, ત્યારે યહુદીઓ તેને
વિરૂદ્ધ મસલહત કરતા હતા, માટે તેણે માકેદોન્યામાં થઈને
પાછા જવાનું ઠેરવ્યું. ત્યારે બેરીઆનો સોપાતર, ને થેસ્સા- ૪
લોનીકેના આરીસ્તાર્ખસ તથા સેકુંદસ, ને દેરબેનો ગાયસ,
ને તીમોથેઅસ, ને આસીઆના તુખીકસ તથા ત્રોફીમસ,
તેની સાથે આસીઆ લગી ગયા. તેઓ આગળ જઈને ૫
ત્રોઆસમાં અમારી વાટ જોતા રહ્યા. અને બેખમીરી ૬
રોટલીના દિવસ પછી અમે વહાણે ફીલીપીથી નિકળ્યા, ને
પાંચ દિવસે ત્રોઆસમાં તેઓની પાસે પહોંચ્યા, ને સાત
દિવસ ત્યાં રહ્યા.

અને અઠવાડિયાને પહેલે દિવસે શિષ્યો રોટલી ભાંજવાને ૭
એકઠા થયા, ત્યારે પાઉલે તેઓની સાથે સંભાષણ કીધું, ને
પોતે બીજે દિવસે નિકળવાનો હતો, માટે મધરાત સુધી વાત
ચાલુ રાખી. અને જે મેડી પર તેઓ એકઠા થયા હતા ત્યાં ૮
ઘણા દીવા હતા. અને યુતુખસ નામે એક જુવાન બારીમાં ૯
બેઠેલો ભર ઉંઘમાં હતો, ને પાઉલ ઘણી વાર લગી ભાષણ
કરતો હતો માટે ભારે ઉંઘે ભરાઈને તે જુવાન ત્રીજા માળથી
હેઠલ પડયો, ને તેને મુએલો ઉપાડયો. ત્યારે પાઉલ ઉતરીને ૧૦
તેના પર પડયો ને કોટે વળગીને કહ્યું કે, ગભરાઓ મા, કેમકે
તેનો જીવ તેમાં છે. અને પાછા ઉપર આવીને તેણે રોટલી ૧૧
ભાંજીને ખાધી, ને તેઓની સાથે ઘણી વાર, એટલે પોહો
ફાટયા સુધી, વાત કીધી, ત્યાર પછી તે નિકળ્યો. અને તેઓ ૧૨
તે જુવાનને જીવતો લાવ્યા, ને તેથી ઘણો આનંદ પામ્યા.

અને અમે આગળથી વહાણ પર ચહડીને આસોસ ભણી ૧૩
હંકારી ગયા, ત્યાંથી પાઉલને વહાણમાં લેવાના હતા, કેમકે
તેણે એમ ઠરાવ્યું હતું કે હું પગવાટે ત્યાં સુધી જઈશ. અને ૧૪
આસોસમાં તે અમને મળ્યો, ત્યારે અમે તેને લઈને મીતુલેનેમાં
આવ્યા. અને ત્યાંથી વહાણે નિકળીને બીજે દિવસે ખીઅસની ૧૫
સામા પહોંચ્યા, ને બીજે દિવસે સામોસમાં પહોંચ્યા, ને

ત્રોગુલ્યામાં રહ્યા, પછી બીજે દિવસે અમે મીલેતસમાં આવ્યા.
૧૬ કેમકે આસીઆમાં વખત કહાડવો ન પડે તે માટે પાઉલે
એફેસસ મૂકીને હંકારી જવા ઠરાવ્યું, તેણે એવી ઉતાવળ એ
માટે કીધી કે જો બનીશકે તો પચાસમાને પર્વે યરૂશાલેમમાં
તે હાજર થાય.
૧૭ પછી તેણે મીલેતસથી એફેસસમાં મોકલીને મંડળીના
૧૮ વડીલોને બોલાવ્યા. અને તેઓ તેની પાસે આવ્યા, ત્યારે
તેણે તેઓને કહ્યું કે, આસીઆમાં મારા આવવાના પહેલા
દિવસથી હું તમારામાં શી રીતે ચાલતો હતો, એ તમે
૧૯ જાણોછો; કે પુરી નમ્રતાથી, તથા બહુ આંસુઓથી, તથા જે
સંતાપ યહુદીઓની કુયુક્તિથી મારા પર આવી પડયા તે
૨૦ સહીને હું પ્રભુની સેવા કરતો હતો. અને જે ગુણકારી તેમાંથી
મેં કંઈ ગુપ્ત નથી રાખ્યું, પણ પ્રગટ રીતે તથા ઘેરેઘેર તમને
૨૧ શીખવ્યું, ને ઉપદેશ કીધો; અને દેવની ગમ પસ્તાવો કરવો,
તથા આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખવો, એવી
૨૨ શાહેદી મેં યહુદીઓને તથા હેલેનીઓને આપી. અને હવે
જુઓ, હું આત્માએ બાંધેલો યરૂશાલેમમાં જાઉંછું, ત્યાં શું શું
૨૩ મારા પર આવશે એ હું જાણતો નથી, પણ એટલુંજ કે, પવિત્ર
આત્મા શાહેદી આપેછે કે હરેક શહેરમાં બંધનો તથા સંકટો
૨૪ મારી વાટ જુએછે. પણ હું એવાઓની કંઈ દરકાર કરતો નથી,
મારો જીવ પણ વહાલો ગણતો નથી, એ માટે કે મારી દોડ
અને દેવના અનુગ્રહની સુવાર્ત્તાની શાહેદી આપવાની જે સેવા
૨૫ પ્રભુ ઈશુથી હું પામ્યો તે આનંદથી હું પુરી કરૂં. અને હવે
જુઓ હું જાણુંછું કે, જેઓમાં હું દેવનું રાજ્ય પ્રગટ કરતો ફરયો
૨૬ છું, એટલે તમે સર્વે મારૂં મહો ફરી નહિ દેખશો. તે સારૂં
આજ હું તમને શાહેદી આપુંછું કે સર્વેના લોહી વિષે હું નિર્દોષી
૨૭ છું. કેમકે દેવનો પુરો મનોરથ તમને જણાવ્યા વિના હું રહ્યો
૨૮ નથી. એ સારૂ તમે પોતા સંબંધી તથા જે ટોળા ઉપર પવિત્ર
આત્માએ તમને અધ્યક્ષો ઠરાવ્યા તે સંબંધી સાવધાન રહો,
એ માટે કે દેવની મંડળી જે તેણે પોતાના લોહીથી વેચાતી

લીધી તેનું તમે પાલન કરો. કેમકે એ હું જાણુંછું કે, મારા ગયા ૨૯
પછી ટોળાં પર દયા નહિ કરે એવા ક્રૂર વરૂઓ તમારામાં
પેસશે. અને તમારામાંના પણ કેટલાએક માણસો ઉઠીને ૩૦
શિષ્યોને પોતાની પછવાડે ખેંચી લઈ જવા માટે વાંકી વાતો
કહેશે. એ સારૂ તમે ચોકી કરો, ને સ્મરણ રાખો કે ત્રણ ૩૧
વરસ લગી રાત દિવસ આંસુઓ સુદ્ધાં દરેકને બોધ કરવાનું
મેં મૂકયું નહિ. હવે ભાઈઓ, હું તમને દેવને તથા તેની દયાની ૩૨
વાત જે તમને દૃઢ કરવા, તથા સર્વે પવિત્ર થએલાઓમાં
તમને વતન આપવાને સમરથ છે, તેને સોંપુંછું. મેં કોઈના રૂપા ૩૩
પર કે સુંના પર કે લુગડાં પર લોભ કીધો નથી. અને તમે ૩૪
પોતે જાણોછો કે મને તથા મારા સાથીઓને જે જોઈતું હતું તે
આ હાથોએ પુરૂં કીધું છે. મેં તમને સઘળું દેખાડયું છે કે, તે ૩૫
પ્રમાણે ઉદ્યોગ કરીને નબળાઓની સાહે કરવી જોઈએ, ને પ્રભુ
ઈશુની વાત જે તેણે પોતે કહી, તેની યાદ રાખવી કે, પામવા
કરતાં આપવામાં વધારે ધન્યતા છે.

અને એ વાતો કહ્યા પછી તેણે પોતાના ઘુંટણ ટેકવીને તે ૩૬
સર્વેની સાથે પ્રાર્થના કરી. અને સઘળા બહુ રડયા, ને પાઉલની ૩૭
કોટે વળગીને તેઓએ તેને ચુંબન કીધું. અને તેઓ તેનું મહો ૩૮
ફરી જોનાર નથી એ જે વાત તેણે કહી તેથી તેઓ વધારે
ઉદાસી થયા, ને તેઓ તેને વહાણ લગી વળાવવા ગયા.

**અ**ને એમ થયું કે, અમે તેઓથી જુદા થયા પછી હંકારીને **૨૧**
પાધરે રસ્તે કોસમાં આવ્યા, ને બીજે દિવસે રોદસમાં, ને
ત્યાંથી પાતારામાં; ને ફીનીકેમાં જનાર એક વહાણ મળ્યાથી ૨
અમે તેમાં ચહડીને નિકળ્યા. પછી કુપરસને દેખીને, તથા ૩
તેને ડાબી ગમ મૂકીને અમે સુરિયામાં ગયા, ને તુરમાં ઉતરયા,
કેમકે ત્યાં વહાણનો માલ ઉતારવાનો હતો. અને અમને શિષ્યો ૪
મળ્યા માટે સાત દિવસ ત્યાં રહ્યા, તેઓએ આત્માથી પાઉલને
કહ્યું કે, યરૂશાલેમ જવું નહિ. અને તે દિવસો પુરા કીધા ૫
પછી અમે નિકળ્યા, ત્યારે તેઓ સર્વે, બાયડી છોકરાં સુદ્ધાં,

શહેર બહાર અમને વળાવવા આવ્યાં; ને અમે કાંઠા પર
૬ ઘુંટણ ટેકવીને પ્રાર્થના કરી. ને એક બીજાને ભેટીને અમે
વહાણ પર ચહડયા, ને તેઓ પોતપોતાને ઘેર પાછાં ગયાં.
૭ પછી અમે તુરથી જળમાર્ગ પુરો કરીને તાલેમાઈસમાં
ઉતરયા, ને ત્યાં ભાઈઓને ભેટીને એક દિવસ તેઓની સાથે
૮ રહ્યા. અને બીજે દિવસે અમે નિકળીને કાઈસારીમાં આવ્યા,
ને સુવાર્ત્તિક ફીલીપ જે સાતમાંનો હતો તેને ઘેર જઈને તેની
૯ સાથે રહ્યા. અને તે માણસને ચાર કુંઆરી દીકરી હતી, ને
૧૦ તેઓ ભવિષ્યવાદેણ હતી. ને અમે ત્યાં ઘણા દિવસ રહ્યા,
તેટલામાં આગાબસ નામે એક ભવિષ્યવાદી યહુદાથી આવ્યો.
૧૧ તેણે અમારી પાસે આવીને પાઉલનો પટકો લીધો; ને પોતાના
હાથ પગ બાંધીને કહ્યું કે, પવિત્ર આત્મા એમ કહેછે કે, જે
માણસનો આ પટકો છે તેને યરૂશાલેમમાં યહુદીઓ એ રીતે
૧૨ બાંધીને વિદેશીઓના હાથમાં સોંપશે. અમે એ સાંભળ્યું,
ત્યારે અમે તથા ત્યાંના લોકે પણ તેને યરૂશાલેમમાં ન જવાની
૧૩ વિનંતી કરી. પણ પાઉલે ઉત્તર દીધું કે, તમે શું કરવા રડોછો,
ને મારૂં મન દુખાવોછો, હું તો એકલા બંધાવાને નહિ, પણ
પ્રભુ ઈશુના નામને સારૂ યરૂશાલેમમાં મરવાને પણ તૈયાર છું.
૧૪ ને તેણે નહિ માન્યું, ત્યારે પ્રભુની ઈચ્છા પ્રમાણે થાઓ, એમ
કહીને અમે છાના રહ્યા.
૧૫ અને તે દિવસો પછી અમે પોતાનો સામાન લઈ યરૂશાલેમ
૧૬ ગયા. અને શિષ્યોમાંના કેટલાએક કાઈસારીથી અમારી સાથે
ગયા, ને કુપરસનો નાસોન નામે એક જુનો શિષ્ય, જેને ત્યાં
અમે ઉતરિયે તેને, તેઓ સાથે તેડી લાવ્યા.
૧૭ અને અમે યરૂશાલેમમાં પહોંચ્યા ત્યારે ભાઈઓએ
૧૮ આનંદથી અમારો અંગીકાર કીધો. અને બીજે દિવસે પાઉલ
અમારી સાથે યાકુબને ત્યાં ગયો, ને સઘળા વડીલો હાજર
૧૯ હતા. અને તેણે તેઓને ભેટીને દેવે તેની સેવાવડે વિદેશીઓમાં
૨૦ જે કરાવ્યું તે વિગતવાર કહ્યું. અને તેઓએ તે સાંભળીને
પ્રભુની સ્તુતિ કીધી, ને તેને કહ્યું કે, ભાઈ, યહુદીઓમાંના કેટલા

હજારો વિશ્વાસીઓ છે, એ તું જુએછે, ને તેઓ સર્વે નિયમ-
શાસ્ત્રનો આવેશ રાખેછે. અને તેઓએ તારા વિષે સાંભળ્યું ૨૧
છે કે, તું વિદેશીઓમાં રહેનાર યહુદીઓને મુસાનો ત્યાગ કરવા
શીખવેછે, ને કહેછે કે છોકરાઓની સુનત કરવી નહિ, ને રીતો
પ્રમાણે ચાલવું નહિ. તો શું કરવું? લોકો નિશ્ચે એકઠા થશે, ૨૨
કેમકે તેઓ સાંભળશે, કે તું આવ્યો છે. માટે અમે જે તને ૨૩
કહિયેછિયે તે કર, અમારામાં ચાર માણસોએ પોતાને માથે
માનતા રાખેલી છે. તેઓને લઈને તેઓ સમેત તું પોતાને શુદ્ધ ૨૪
કર, ને તેઓ પોતાનાં માથાં મુડાવે માટે તેઓની સાથે ખરચ
કર, અને સઘળા જાણશે કે, તારા વિષે તેઓએ જે સાંભળ્યું
તેમાં કંઈ નથી, પણ તું પોતે નિયમશાસ્ત્ર પાળીને ચાલેછે.
વિદેશી વિશ્વાસીઓ સંબંધી અમે ઠરાવીને લખી મોકલ્યું છે કે, ૨૫
તેઓ એવું કંઈ ન પાળે, પણ એટલું કે મૂર્ત્તિઓને અર્પણ
કરેલાથી, તથા લોહીથી, તથા ગુંગળાઈને મરેલાથી, તથા
વ્યભિચારથી, તેઓ પોતાને બચાવે. ત્યારે પાઉલ તે ૨૬
માણસોને લઈને બીજે દિવસે તેઓની સાથે શુદ્ધ થઈને
તેઓમાંના એક એકને સારૂ અર્પણ કરાય ત્યાં સુધી શુદ્ધ
થવાના દિવસનું પુરૂં થવું જણાવતો મંદિરમાં જઈ રહ્યો.

અને તે સાત દિવસ પુરા થવા આવ્યા ત્યારે આસીઆના ૨૭
યહુદીઓએ તેને મંદિરમાં જોઈને સર્વે લોકોને ઉસકેરીને તેના
પર હાથ નાખ્યા. અને બૂમ પાડી કે, ઈસ્રાઈલી લોકો, સાહે ૨૮
કરો, જે માણસ હરેક જગ્યામાં લોકોને તથા નિયમશાસ્ત્રને
તથા આ જગ્યાને ઉલટું સર્વેને શીખવેછે તે એજ છે; ને વળી
હેલેનીઓને મંદિરમાં લાવીને આ પવિત્ર જગ્યા અપવિત્ર કરી
છે. (કેમકે તેઓએ એફેસસી ત્રોફીમસને તેની સાથે ૨૯
શહેરમાં પહેલાં દીઠો હતો, ને પાઉલ તેને મંદિરમાં લાવ્યો હશે
એમ તેઓએ ધારયું). ત્યારે આખું શહેર ખભળ્યું, ને લોકોની ૩૦
દોડાદોડ થઈ, પછી તેઓએ પાઉલને પકડીને મંદિરમાંથી
બહાર કહાડયો, ને તરત બારણાં બંધ કર્યાં. અને તેઓ તેને ૩૧
મારીનાખવાને તૈયાર થતા હતા એટલામાં ફોજના સરદારને

૩૨ સમાચાર મળ્યા કે, આખા યરૂશાલેમમાં હુલ્લડ થયું. તેજ
વખત સિપાઈઓને તથા જમાદારોને લઈને તે તેઓ પર દોડી
આવ્યો, ને તેઓએ સરદારને તથા સિપાઈઓને દીઠા ત્યારે
૩૩ પાઉલને મારવું મૂકી દીધું. ત્યારે સરદારે પાસે આવીને તેને
પકડાવ્યો, ને બે સાંકળથી બાંધવાની આજ્ઞા આપી; પછી
૩૪ પુછ્યું કે, એ કોણ છે, ને એણે શું કર્યું છે? ત્યારે લોકોમાંના
કોઈએ એક વાત કહી, ને કોઈએ બીજી, ને ગડબડના
કારણથી તે કંઈ નિશ્ચે જાણી શક્યો નહિ, માટે તેને કિલ્લામાં
૩૫ લઈ જવાની આજ્ઞા આપી. અને તે પગથિયાં પર ચહડ્યો
ત્યારે એમ થયું કે, લોકોના હુમલાને લીધે સિપાઈઓને તેને
૩૬ ઉંચકી લઈ જવો પડ્યો. કેમકે ઘણાખરા લોકો પાછળ
આવીને બૂમ પાડતા હતા કે, એને મારીનાખો.

૩૭ અને પાઉલ કિલ્લામાં લઈ જવાતો હતો, ત્યારે તેણે
સરદારને કહ્યું કે, મને તારી સાથે બોલવાને આજ્ઞા છે? ત્યારે
૩૮ તેણે કહ્યું કે, શું તું હેલેની ભાષા જાણેછે? જે મિસરીએ આ
દિવસોથી પહેલાં હુલ્લડ કર્યું, ને ચાર હજાર ખુની માણસને
૩૯ રાનમાં બહાર લઈ ગયો, તે શું તું નથી? ને પાઉલે કહ્યું કે, હું
કીલીકીના તાર્સસનો યહુદી છું, હું અપ્રસિદ્ધ શહેરનો વતની
નથી, ને હું તારી વિનંતી કરૂંછું કે, લોકોની આગળ મને
૪૦ બોલવાની રજા આપ. અને તેણે તેને રજા આપી, ત્યારે પાઉલે
પગથિયાં પર ઉભા રહીને લોકોને હાથે ઈસારો કીધો, ને તેઓ
પુરા છાના રહ્યા, ત્યારે તેણે હેબ્રી ભાષામાં બોલતાં કહ્યું.

**૨૨ ભાઇ**ઓ તથા બાપો, હવે હું મારૂં પ્રત્યુત્તર તમને આપુંછું
૨ તે સાંભળો. અને તેને હેબ્રી ભાષામાં બોલતો સાંભળીને
૩ તેઓ વધારે છાના રહ્યા. ત્યારે તેણે કહ્યું કે, હું યહુદી
માણસ છું, કીલીકીના તાર્સસમાં જન્મેલો, પણ આ શહેરમાં
ગમાલીએલના ચરણની પાસે ઉછરેલો, પૂર્વજોના શાસ્ત્ર પ્રમાણે
પુરી રીતે શીખેલો, ને જેમ આજ તમે સર્વે દેવની ગમ આવેશી
૪ છો તેમ હું પણ હતો. અને મેં આ માર્ગના લોકોને મરણ સુધી

સતાવીને પુરૂષો તથા બાયડીઓને બાંધીને તેઓને બંદી-
ખાનામાં નાખ્યાં. અને પ્રમુખ્ય યાજક તથા વૃદ્ધોના આખા ૫
વરણ એ વિષે મારા શાહેદી છે; એઓથી ભાઈઓ ઉપર
પત્રો લઈને હું દમસ્ક જવા નિકળ્યો, એ માટે કે જેઓ ત્યાં
હતા તેઓને બાંધીને યરૂશાલેમમાં લાવું કે તેઓ શિક્ષા પામે.
અને ચાલતાં ચાલતાં હું દમસ્ક પાસે પહોંચ્યો, ત્યારે એમ ૬
થયું કે મધ્યાને મારી આસપાસ આકાશથી એકાએક મોટું
અજવાળું ચમક્યું. ત્યારે હું ભોંય પર પડીગયો, ને મારી સાથે ૭
બોલતી એવી એક વાણી મેં સાંભળી કે, સાઉલ, સાઉલ, તું
મને કેમ સતાવેછે? ત્યારે મેં ઉત્તર દીધું કે પ્રભુ, તું કોણ છે? ૮
ને તેણે મને કહ્યું કે, હું ઈશુ નાઝારી છું, જેને તું સતાવેછે.
અને મારી સાથે જે હતા તેઓએ તે અજવાળું દીઠું ખરૂં, ને ૯
બિહીધા, પણ મારી સાથે બોલનારની વાણી તેઓએ સાંભળી
નહિ. ત્યારે મેં કહ્યું કે પ્રભુ, હું શું કરૂં? ને પ્રભુએ મને કહ્યું ૧૦
કે, તું ઉઠીને દમસ્કમાં જા, ને જે સઘળાં તારે કરવાનાં
ઠરાવેલાં છે તે વિષે ત્યાં તને કહેવાશે. અને તે અજવાળાના ૧૧
તેજથી મને સુજ્યું નહિ, માટે સાથીઓના હાથ પકડીને હું
દમસ્કમાં આવ્યો. અને અનાન્યા નામે એક માણસ નિયમ- ૧૨
શાસ્ત્ર પ્રમાણે સુભક્ત ત્યાંના સંધા રહેનાર યહુદીઓથી માન
પામેલો હતો. તે મારી પાસે આવ્યો, ને ઉભા રહીને મને ૧૩
કહ્યું કે, ભાઈ સાઉલ, તું દેખતો થા, ને તેજ વેળા મેં તેને
જોયો. પછી તેણે કહ્યું કે, આપણા બાપદાદાઓના દેવે તને ૧૪
એ માટે પસંદ કીધો છે કે, તું તેની ઈચ્છા જાણે, ને તે ન્યાયીને
જુએ, ને તેના મહોની વાણી સાંભળે, કેમકે જે તેં દીઠાં છે, ૧૫
ને સાંભળ્યાં છે, તે વિષે સર્વ લોકોની આગળ તું તેનો શાહેદી
થશે; ને હવે તું કેમ ઢીલ કરેછે, ઉઠીને ને પ્રભુના નામની ૧૬
પ્રાર્થના કરીને બાપ્તિસ્મા લે, ને પોતાનાં પાપ ધોઈનાખ. પછી ૧૭
એમ થયું કે હું યરૂશાલેમમાં પાછો આવ્યો ને મંદિરમાં પ્રાર્થના
કરતો હતો, ત્યારે મૂર્છાંગત થઈગયો. અને મને એમ કહેતો ૧૮
મેં તેને જોયો કે, તું ઉતાવળ કર, ને યરૂશાલેમથી વહેલો નિકળ,

૧૯ કેમકે મારા વિષે તારી શાહેદી તેઓ માનશે નહિ. ત્યારે મેં
કહ્યું કે, પ્રભુ, તેઓ પોતે જાણેછે કે તારા પર વિશ્વાસ
કરનારાઓને હું બંદીખાનામાં નાખતો હતો, ને હરેક સભા-
૨૦ સ્થાનમાં તેઓને મારતો હતો; ને તારા શાહેદી સ્તેફનનું
લોહી વેહેવાડયું ત્યારે હું પોતે પાસે ઉભો હતો, ને તેના મરણ
વિષે રાજી હતો, ને તેના મારીનાખનારાઓનાં લુગડાં મેં
૨૧ સાચવ્યાં હતાં. ત્યારે તેણે મને કહ્યું કે, તું નિકળ, કેમકે
હું વિદેશીઓની પાસે તને વેગળે મોકલીશ.
૨૨ અને તેઓએ આ વાત લગી તેનું સાંભળ્યું, પછી તેઓએ
બૂમ પાડતાં કહ્યું કે, એવા માણસને પૃથ્વી પરથી ઉઠાવી
૨૩ નાખો, કેમકે એ જીવવા યોગ્ય નથી. અને તેઓ બૂમ પાડતા,
તથા પોતાનાં લુગડાં ફાડતા, તથા પવનમાં ધૂલ ઉડાવતા
૨૪ હતા. ત્યારે સરદારે તેને કિલ્લામાં લાવવાની આજ્ઞા કીધી,
ને તેઓએ શા કારણ માટે એવી બૂમ પાડી, તે જાણવા સારૂ
૨૫ તેને કોરડા મારીને તજવીજ કરવાનું કહ્યું. અને તેઓ તેને
વધારે બાંધતા હતા, ત્યારે પાઉલે પાસે ઉભેલા જમાદારને
કહ્યું કે, જે માણસ રૂમી, તથા અપરાધી ઠરાવાયો નથી,
૨૬ તેને કોરડા મારવા શું તમને ઘટારથ છે? અને જમાદારે તે
સાંભળ્યું એટલે તેણે જઈને સરદારને જણાવીને કહ્યું કે, તું
જે કરવાનો છે, તે વિષે સાવધાન રહે, કેમકે એ માણસ રૂમી
૨૭ છે. ત્યારે સરદારે આવીને તેને કહ્યું કે, મને કહે, તું શું
૨૮ રૂમી છે? ને તેણે કહ્યું, હા. ત્યારે સરદારે ઉત્તર દીધું કે, મેં
ઘણાં મૂલ્યથી એ વતનીપણું વેચાતું લીધું, પણ પાઉલે કહ્યું, હું
૨૯ તો જન્મથી વતની છું. ત્યારે જેઓ તેની તજવીજ કરવાને
તૈયાર હતા, તેઓ તરત તેને મૂકીને ગયા, ને તે રૂમી છે, એ
જાણીને સરદાર પણ બિહીધો, કેમકે તેણે તેને બંધાવ્યો હતો.
૩૦ અને યહુદીઓએ શા માટે તેના પર દોષ મૂકયો, એ ખચીત
જાણવા ચાહીને બીજે દિવસે બંધનોથી તેને છોડયો, ને મુખ્ય
યાજકોને, તથા તેઓની આખી ન્યાયસભાને હાજર થવાને આજ્ઞા
આપી, પછી પાઉલને લાવીને તેઓની આગળ ઉભો રાખ્યો.

ત્યારે પાઉલે ન્યાયસભા પર ધારીને કહ્યું કે, ભાઈઓ, હું ૨૩
આજ સુધી પુરા રૂડા અંતઃકરણથી દેવની આગળ ચાલ્યો
છું. ત્યારે અનાન્યા મમુખ્ય યાજકે પોતાની પાસે ઉભા ૨
રહેનારાઓને તેના મહો પર મારવાની આજ્ઞા કીધી. અને ૩
પાઉલે તેને કહ્યું કે, ઓ ધોળેલી ભીંત, દેવ તને મારશે, તું શાસ્ત્ર
પ્રમાણે મારો ન્યાય ઠરાવવા બેઠેલો છતાં શાસ્ત્રને ઉલટો થઈ
શું મને મરાવવાને આજ્ઞા કરેછે? ને પાસે ઉભા રહેનારાઓએ ૪
કહ્યું કે, શું તું દેવના પ્રમુખ્ય યાજકની નિંદા કરેછે? ત્યારે ૫
પાઉલે કહ્યું કે, ભાઈઓ, એ પ્રમુખ્ય યાજક છે, તે હું જાણતો ન
હતો, કેમકે એમ લખ્યું છે કે, "તારા લોકોના અધિકારીને તારે
ભુંડું કહેવું નહિ." અને પાઉલે જોયું કે એક ભાગ સાદુકીઓનો, ૬
ને બીજો ફરોશીઓનો છે, ત્યારે સભામાં બૂમ પાડી કે, ઓ
ભાઈઓ, હું ફરોશી ને ફરોશીનો દીકરો છું, ને મુએલાંઓના
પુનરૂત્થાનની આશા વિષે મારો ન્યાય ઠરાવાયછે. અને તેણે ૭
એમ કહ્યું, ત્યારે ફરોશીઓ તથા સાદુકીઓને પરસપર ઝઘડો
થયો, ને સમુદાયમાં ફૂટ પડી. કેમકે સાદુકીઓ કહેછે કે, પુનરૂ- ૮
ત્થાન નથી, ને દૂત કે આત્મા પણ નથી, પણ ફરોશીઓ એ બેઉ
વાત કબૂલ કરેછે. ત્યારે મોટો બુમાટો થયો, ને ફરોશીઓના ૯
પક્ષના શાસ્ત્રીઓ ઉઠયા, ને ભાંડતાં કહ્યું કે, આ માણસમાં
અમે કાંઈ અપરાધ જોતા નથી, પણ આત્માએ અથવા દૂતે
તેને કંઈ કહ્યું હોય તો આપણે દેવની સાથે લડવું નહિ. અને ૧૦
ઘણો ઝઘડો થયો, ત્યારે તેઓ પાઉલના કકડે કકડા કરશે,
એવું ભય આણીને સરદારે સિપાઈઓને આજ્ઞા કીધી કે, જઈને
બળાત્કારથી તેને તેઓમાંથી કહાડી લઈને કિલ્લામાં લાવો.

અને આવતી રાત્રે પ્રભુએ તેની પાસે ઉભા રહીને કહ્યું કે, ૧૧
પાઉલ છાતી રાખ, કેમકે જેમ મારી આ વાતો વિષે તેં યરૂશાલેમ-
માં સાક્ષી આપી છે, તેમ રૂમમાં પણ તારે સાક્ષી આપવી જોઈએ.

અને દિવસ ઉગ્યા પર કેટલાએક યહુદીઓએ સંપ કીધો, ૧૨
ને સમ ખાઈને કહ્યું કે, પાઉલને મારીનાખિયે ત્યાં સુધી
આપણે ખાઈશું નહિ, ને પીશું નહિ. અને જેઓએ એ સંપ ૧૩

૧૪ કીધો હતો, તેઓ ચાળીસથી અધિક હતા. અને તેઓએ મુખ્ય
યાજકો તથા વૃદ્ધોની પાસે જઈને કહ્યું કે, અમે પોતાને એવા
ભારે શ્રાપથી બાંધ્યા છે કે, પાઉલને મારીનાખિયે ત્યાં સુધી
૧૫ અમે કંઇ ચાખીશું નહિ. માટે જાણે કે તેના સંબંધી તમારે
વધારે ચોકસાઇ કરવાની છે, [ એવે બાને ] સભા સુદ્ધાં તમે
સરદારને કહી જણાવો કે, તે આવતી કાલે તેને તમારી પાસે
બહાર લાવે, ને અમે, તે પાસે આવ્યા અગાઉ, તેને મારી-
૧૬ નાખવાને તૈયાર છિયે. અને પાઉલના ભાણજાએ તેઓના
સંતાઇ રહેવા વિષે સાંભળ્યું, ત્યારે તે ગયો, ને કિલ્લામાં પેસીને
૧૭ પાઉલને કહ્યું. ત્યારે પાઉલે જમાદારોમાંના એકને બોલાવીને
કહ્યું કે, આ જુવાનને સરદારની પાસે લઈજા; કેમકે એ તેને
૧૮ કંઇ કહેવાનો છે. ત્યારે તેણે સરદારની પાસે તેને તેડી જઈને
કહ્યું કે, પાઉલ બંદીવાને મને બોલાવીને વિનંતી કીધી કે,
આ જુવાનને હું તારી પાસે લાવું, કેમકે એને કંઇ તને
૧૯ કહેવાનું છે. ત્યારે સરદારે તેનો હાથ પકડીને તેને એકાંત
૨૦ લઇ જઈને પુછયું કે, મને તારે શું કહેવાનું છે? ને તેણે કહ્યું
કે, યહુદીઓએ તારી પાસે વિનંતી કરવાને સંપ કીધો છે કે,
જાણે તેઓ પાઉલ સંબંધી વધારે ચોકસાઈ કરવાના હોય
૨૧ માટે તું આવતી કાલે તેને ન્યાયસભામાં લઈ આવે. પણ તું
તેઓનું માનતો ના, કેમકે તેઓમાંના ચાળીસ માણસથી
વધારે તેને સારૂ સંતાઈ રહ્યા છે, તેઓએ એવા સમ ખાધા છે
કે, તેને મારીનાખિયે ત્યાં સુધી ખાઈશું નહિ ને પીશું નહિ,
૨૨ ને હમણાં તેઓ તારા વચનની વાટ જોતા તૈયાર રહે છે. ત્યારે
સરદારે તે જુવાનને આજ્ઞા કરીને વિદાય કીધો કે, તેં એ વાત
૨૩ મને કહી દેખાડી, એવું તું કોઈને કહેતો ના. પછી તેણે જમા-
દારોમાંના બેને બોલાવીને કહ્યું કે, બસેં સિપાઈઓને, તથા
સિત્તેર સવારોને, તથા બસેં બરછીવાળાને, પહોર રાત્રે
૨૪ કાઈસારીઆ સુધી જવાને તૈયાર રાખો. ને સવારીનાં
જાનવર મેળવી રાખો કે પાઉલને બેસાડીને ફેલીક્સ અધિકારી
પાસે સલામતીએ પહોંચાડે.

અને તેણે એ પ્રમાણે પત્ર લખ્યું કે, રાજ્યમાન ફેલીક્સ ૨૫ ૨૬
અધિકારીને ક્લાદિયસ લુસયસની સલામ. આ માણસને ૨૭
યહુદીઓએ પકડયો, ને એને મારીનાખવાના હતા, ત્યારે એ
રૂમી છે એમ સાંભળીને મેં સિપાઈઓ સાથે જઈને એને
છોડાવ્યો. ને તેઓએ એના પર શા કારણથી દોષ મૂકયો, એ ૨૮
જાણવા સારૂ હું તેઓની ન્યાયસભામાં એને લઈગયો. ત્યારે ૨૯
મને માલુમ પડયું કે, તેઓના શાસ્ત્રની બાબત સંબંધી એના
પર દોષ મૂકયો છે, પણ મરવા અથવા બાંધવા યોગ્ય દોષ
એના પર મૂકયો નથી. અને જ્યારે મને ખબર પહોંચી કે એ ૩૦
માણસને સારૂ યહુદીઓ સંતાઈ રહ્યા છે, તેજ વેળા એને તરત
તારી પાસે મોકલ્યો છે, ને એના વાદીઓને પણ આજ્ઞા કીધી
કે, એને વિરૂદ્ધ જે કહેવું હોય તે તારી આગળ કહે. સલામ.

ત્યારે સિપાઈઓ આજ્ઞા પામ્યા પ્રમાણે પાઉલને લઈને ૩૧
રાતોરાત આંતીપાત્રસમાં આવ્યા. ને બીજે દિવસે સવારોને ૩૨
તેની સાથે જવા સારૂ મૂકીને તેઓ કિલ્લામાં પાછા આવ્યા. ને ૩૩
કાઈસારીઆમાં તેઓ પહોંચ્યા પછી અધિકારીને પત્ર આપ્યું,
ને પાઉલને પણ તેની આગળ ઉભો કીધો. અને અધિકારીએ ૩૪
પણ વાંચીને પુછયું કે, એ કયા પ્રાંતનો છે? ત્યારે માલુમ થયું
કે, તે કીલ્કીનો છે. પછી તેણે કહ્યું કે, તારા વાદીઓ આવ્યા ૩૫
પછી હું તારી વાત પુરી સાંભળીશ; ને તેને હેરોદના દિવાન-
ખાનામાં રાખવાની આજ્ઞા આપી.

**અ**ને પાંચ દિવસ પછી અનાન્યા પ્રમુખ યાજક, વૃદ્ધો ૨૪
તથા તરતલસ નામે એક સુભાષક સાથે, આવ્યો. તેઓએ
અધિકારીની આગળ પાઉલને ઉલટું કહી દેખાડયું ને તેને ૨
બોલાવ્યા પર તરતલસે તેના પર દોષ મૂકવા માડયો, ને કહ્યું,
ઓ રાજમાન ફેલીક્સ, તારાથી અમે ઘણું સુખ ચેન પામિયે-
છિયે, ને તારા અગમ જ્ઞાનથી યશસ્વી કામ આ દેશને સારૂ
થયાં છે, તે અમે સદા ને સર્વે જગ્યામાં પુરી કૃતજ્ઞતાથી ૩
માનિયેછિયે. પણ હું તને વધારે તસ્દી ન દેઉં માટે હું એટલી ૪

વિનંતી કરૂંછું કે, કૃપા કરીને અમારી થોડી વાતો સાંભળ.
૫ કેમકે આ માણસ પીડા દેનાર તથા આખા જગતમાં સઘળા
યહુદીઓમાં હંગામો ઉઠાવનાર તથા નાઝારીઓના તડનો
૬ આગેવાન અમને મળ્યો છે. મંદિરને પણ અશુદ્ધ કરવાને
એ ગયો, ત્યારે અમે એને પકડીને અમારા શાસ્ત્ર પ્રમાણે
૭ એનો ન્યાય કરવાને ચાહાતા હતા. પણ લુસયસ સરદારે
આવીને ઘણા બળથી અમારા હાથમાંથી એને કહાડી લીધો,
ને એના વાદીઓને તારી પાસે આવવાને આજ્ઞા કીધી.
૮ એઓની તજવીજ કીધાથી જે સઘળા વિષે અમે એના પર
૯ દોષ મૂકયો તે તું જાણી શકશે. અને યહુદીઓએ પણ કબૂલ
કરતાં કહ્યું કે, એ વાતો એમજ છે.

૧૦ અને અધિકારીએ પાઉલને બોલવાને માટે ઈસારો કીધો,
ત્યારે તેણે ઉત્તર દીધું કે, ઘણાં વરસ થયાં તું આ દેશનો
ન્યાયાધીશ છે, એ જાણીને હું વધારે સંતોષથી પોતાના વિષે
૧૧ પ્રત્યુત્તર આપુંછું. તારે એમ જાણવું કે હું ભજન કરવા સારૂ
યરૂશાલેમમાં ગયો, તેને બાર દિવસ કરતાં વધારે નથી થયા.
૧૨ ને મંદિરમાં કે સભાસ્થાનોમાં કે શહેરમાં કોઈની સાથે વિવાદ
કરતો, અથવા લોકોને હંગામો કરાવતો તેઓએ મને દીઠો
૧૩ નથી. ને મારા પર જે દોષ તેઓ હમણાં મૂકેછે તેની સાબિતી
૧૪ તેઓ કરી શકતા નથી. પણ તારી આગળ હું એ કબૂલ કરૂંછું
કે, જે માર્ગને તેઓ પાખંડ કહેછે તે પ્રમાણે હું પૂર્વજોના
દેવની ભકતી કરૂંછું, ને જે વાતો નિયમશાસ્ત્રમાં તથા ભવિષ્ય-
૧૫ વાદીઓના પુસ્તકમાં લખેલી છે તે સઘળી હું માનુંછું. અને હું
દેવની ગમ એવી આશા રાખુંછું, જેમ તેઓ પોતે પણ રાખેછે,
કે ધાર્મિકોનું તથા અધાર્મિકોનું મુએલાંઓમાંથી પુનરૂત્થાન
૧૬ થશે. અને હું એવો યત્ન કરૂંછું કે દેવની તથા માણસોની ગમ
૧૭ હું સદા નિર્દોષી અંતઃકરણ રાખું. હવે ઘણાં વરસ પછી હું
પોતાના લોકને દાન આપવાને અને અર્પણ કરવાને આવ્યો,
૧૮ ત્યારે આસિયાના કેટલાએક યહુદીઓએ મને મંદિરમાં શુદ્ધ
૧૯ થએલો દીઠો, પણ ભીડ કે ગડબડ સાથે નહિ. મારે ઉલટું

જો તેઓને કંઈ હોત તો તેઓએ તારી પાસે આવીને દોષ
મૂકવો જોઈતો હતો. નહિ તો જેઓ હિયાં છે તેઓ બતાવે ૨૦
કે, હું ન્યાયસભાની આગળ હતો ત્યારે મારામાં શો અપરાધ
માલુમ પડયો? એટલું તો ખરૂં, કે તેઓની આગળ હું ઉભો ૨૧
રહ્યો, ત્યારે મેં એ વાત કહી કે મુએલાંઓના પુનરૂત્થાન વિષે
તમારાથી મારો ન્યાય ઠરાવાયછે.

ફેલીક્સ તે માર્ગ વિષે પક્કું જાણતો હતો, માટે એ વાતો ૨૨
સાંભળીને તેઓને થોભાવ્યા, ને કહ્યું કે, લુસયસ સરદાર
આવશે ત્યારે હું તમારા વિષેનો નિર્ણય કરીશ. અને તેણે એક ૨૩
જમાદારને આજ્ઞા કીધી કે, પાઉલને રાખે, પણ તેને છૂટ
આપે, ને તેના મિત્રોમાંના કોઈને તેની સેવા કરવાને અથવા
તેને મળવાને રોકવો નહિ.

અને કેટલાએક દિવસ પછી ફેલીક્સ પોતાની વહુ દ્રુસીલા, ૨૪
જે યહુદેણ હતી, તેની સાથે આવ્યો, ને પાઉલને બોલાવીને
ખ્રીસ્ત પરના વિશ્વાસ વિષે તેનું સાંભળ્યું. અને ન્યાયપણા તથા ૨૫
સ્વદમન તથા આવનાર ન્યાયકાળ વિષે તે સમજાવતો હતો,
ત્યારે ફેલીક્સે ભયભીત થઇને ઉત્તર દીધું કે, હમણાં તો તું
જા, પ્રસંગ મળ્યા પર હું તને બોલાવીશ. અને તેણે એવી પણ ૨૬
આશા રાખી હતી કે, પાઉલ પોતાને છોડાવવા માટે મને નાણું
આપશે, એ સારૂ તે તેને ઘણી વાર બોલાવીને તેની સાથે
વાતચીત કરતો હતો. પણ બે વરસ પછી પોર્કીઅસ ફેસતસ ૨૭
ફેલીકસને ઠેકાણે આવ્યો, ને ફેલીક્સ યહુદીઓને પ્રસન્ન કરવા
ચાહીને પાઉલને બાંધેલો મૂકીગયો.

ફેસતસ અધિકાર પર આવીને ત્રણ દિવસ પછી કાઈસારી-૨૫
આથી યરૂશાલેમમાં ગયો. ત્યારે પ્રમુખ્ય યાજકે તથા યહુદીઓ- ૨
માંના મુખ્યોએ પાઉલને ઉલટું તેને કહ્યું, ને તેની વિનંતી કીધી.
અને તેને મારીનાખવા સારૂ માર્ગે સંતાઈ રહેવાનું ધારીને ૩
તેઓએ તેની વિરૂદ્ધતામાં કૃપા માગી કે, તે તેને યરૂશાલેમમાં
બોલાવે. પણ ફેસતસે ઉત્તર દીધું કે પાઉલને કાઈસારીઆમાંજ ૪

૫ રાખવો જોઈએ, ને હું પોતે ત્યાં વહેલો જવાનો છું. માટે તમા-
રામાંના જે શ્યાણા હોય તેઓ મારી સાથે આવીને એ માણસનો
જે કાંઈ અપરાધ હોય તેનો દોષ એ પર મુકે, એમ તેણે કહ્યું.
૬ અને દસ દિવસથી કંઈ વધારે તેઓ મધ્યે રહીને તે
કાઈસારીઆમાં ગયો, ને બીજે દિવસે ન્યાયાસન પર બેસીને
૭ પાઉલને લાવવાની આજ્ઞા કીધી. ને તે હાજર થયો ત્યારે
યરૂશાલેમથી આવેલા યહુદીઓએ આસપાસ ઉભા રહીને
ઘણા તથા ભારે દોષ પાઉલ પર મૂકયા, પણ તેઓનો પુરાવો
૮ તેઓ કંઈ કરી શકયા નહિ. ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યું કે,
યહુદીઓના શાસ્ત્રને અથવા મંદિરને અથવા કાઈસારને
૯ ઉલટો મેં કાંઈ અપરાધ કીધો નથી. પણ ફેસતસે યહુદીઓને
ખુશ કરવા ચાહીને પાઉલને ઉત્તર આપતાં કહ્યું કે, શું તું
યરૂશાલેમમાં જઈને ત્યાં એ વાતો વિષે મારી આગળ પોતાનો
૧૦ ન્યાય કરાવવાને રાજી છે? ત્યારે પાઉલે કહ્યું કે, કાઈસારના
ન્યાયાસન આગળ હું ઉભો છું, ત્યાં મારો ન્યાય ઠરાવવો
જોઈએ, મેં યહુદીઓનું કંઈ ભુંડું કીધું નથી, તે તું પણ સારી-
૧૧ પઠે જાણેછે. કેમકે જો હું અપરાધી હોઉં, અથવા મરણયોગ્ય
જો મેં કંઈ કર્યું હોય, તો હું મરવાને ના નથી કહેતો, પણ જે
વિષે તેઓ મારા પર દોષ મૂકેછે તેમાંનું જો કંઈ ખરૂં ન હોય
તો તેઓના હાથમાં કોઈ મને સોંપી શકતો નથી; હું કાઈસાર
૧૨ પાસે ન્યાય માગુંછું. ત્યારે ફેસતસે ન્યાયસભા સાથે મનસુબો
કરીને ઉત્તર આપ્યું કે, તેં કાઈસાર પાસે ન્યાય માગ્યો છે, તો
તું કાઈસાર પાસે જશે.

૧૩ અને કેટલાએક દિવસ વીત્યા પછી આગ્રીપા રાજા તથા
૧૪ બેરનીકે ફેસતસને ભેટવાને કાઈસારીઆમાં આવ્યા. અને તેઓ
ઘણા દિવસ ત્યાં રહ્યા પછી ફેસતસે પાઉલ સંબંધીની વાત
રાજાને કહી કે, ફેલીકસ એક બંદીવાન માણસને મૂકી ગયો
૧૫ છે; જ્યારે હું યરૂશાલેમમાં હતો ત્યારે મુખ્ય યાજકોએ તથા
યહુદીઓના વૃદ્ધોએ તેના સંબંધી કહી દેખાડયું, ને તેના પર
૧૬ ન્યાય ઠરાવવા માગ્યો. મેં તેઓને ઉત્તર દીધું કે, જેના પર

દોષ મૂકેલો હોય તેની સામા તેના વાદીઓ થાય, ને તે
પ્રત્યુત્તર આપવાનો પ્રસંગ પામે, ત્યાં સુધી કોઈ માણસને
મારીનાખવાને સોંપવો એ રૂમીઓનો ધારો નથી. તે માટે ૧૭
તેઓ હિયાં આવ્યા, ત્યારે મેં વિલંબ કરચા વિના બીજે દિવસે
ન્યાયાસન પર બેસીને તે માણસને લાવવાને હુકમ આપ્યો.
વાદીઓએ ઉભા રહીને જે જે સંબંધી મેં ધારયું, તેમાંનો કોઈ ૧૮
દોષ તેના પર લાવ્યા નહિ. પણ તેઓને પોતાના ધર્મ વિષે, ૧૯
તથા મરેલો એક ઈશુ જે સંબંધી પાઉલ કહેછે કે તે જીવતો છે,
તે વિષે તેના પર તેઓ કેટલાએક દોષ મૂકતા હતા. અને એ ૨૦
વિષે તજવીજ કરવા સંબંધી મને સંદેહ આવ્યો, માટે મેં પુછયું
કે, શું તું યરૂશાલેમમાં જઈને ત્યાં આ વાતો સંબંધી પોતાનો
ન્યાય કરાવવા ઈચ્છેછે? પણ પાઉલે સીબાસ્તસના ન્યાય પર ૨૧
પોતાને રાખવાનું માગ્યું, ત્યારે મેં હુકમ કીધો કે કાઈસારની
પાસે હું તેને મોકલું ત્યાં સુધી તેને રાખવો. ત્યારે આગ્રીપાએ ૨૨
ફેસતસને કહ્યું કે, એ માણસનું સાંભળવાને મારી પણ ઈચ્છા
છે; ત્યારે તેણે કહ્યું કે, કાલે તું તેનું સાંભળશે.

અને બીજે દિવસે આગ્રીપા તથા બેરનીકે મોટી ધામધુમથી ૨૩
આવ્યાં, ને સરદારો તથા શહેરના મુખીઓ સુદ્ધાં દરબારમાં
ગયા, ને ફેસતસે આજ્ઞા કીધા પર પાઉલને લાવ્યા. ત્યારે ૨૪
ફેસતસે કહ્યું કે, ઓ આગ્રીપા રાજા તથા તમ સઘળા માણસો,
જેઓ હિયાં હાજર છો, જેના વિષે યહુદીઓના આખા સમુદાયે
યરૂશાલેમમાં, તથા હિયાં પણ મારી વિનંતી કરી, ને બૂમ પાડી
કે, તેને જીવતો રહેવા દેવો ઠીક નથી, તેને તમે જુઓછો; પણ ૨૫
જ્યારે મને જણાયું કે તેણે મરણયોગ્ય કંઈ નથી કરયું, ને
તેણે પોતે સીબાસ્તસ પાસે ન્યાય માગ્યો, ત્યારે મેં તેને
મોકલવાનું ઠરાવ્યું છે. તેના વિષે મહારાજા ઉપર મારે કાંઈ ૨૬
ખચીત લખવાનું નથી, માટે મેં તમારી આગળ, ને, આગ્રીપા
રાજા, વિશેષ તારી આગળ તેને આણ્યો, એ માટે કે તજવીજ
થયા પછી મારે કંઈ લખવાનું થાય. કેમકે બંદીવાનને ૨૭
મોકલવો, ને તેના દોષ ન બતાવવા એ મને અયોગ્ય લાગેછે.

૨૬ ત્યારે આગ્રીપાએ પાઉલને કહ્યું કે, તને પોતાને વસ્તે
૨ બોલવાની રજા છે; ત્યારે પાઉલે હાથ લાંબો કરીને પ્રત્યુત્તર
આપ્યું કે, ઓ આગ્રીપા રાજા, જે વિષે યહુદીઓએ મારા પર
દોષ મૂકયો છે, તે સઘળાનું ઉત્તર હું આજ તારી આગળ
૩ દેવાનો છું, માટે હું પોતાને ધન્ય જાણુંછું; વિશેષે એ માટે કે
જે રીતો તથા મતો યહુદીઓમાં છે, તે સઘળામાં તું પ્રવીણ
છે, માટે હું તારી વિનંતી કરૂંછું કે, ધીરજ રાખીને મારૂં સાંભળ.
૪ બાળપણથી મારૂં જે આચરણ યરૂશાલેમમાં મારા લોકોમાં
૫ આરંભથી હતું, તે સર્વ યહુદીઓ જાણેછે. અને જો શાહેદી
આપવા ચાહે, તો તેઓ મને પહેલાંથી જાણેછે કે અમારા
ધર્મના સર્વથી ચોકસ પંથ પ્રમાણે મેં ફરોશીનાં આચરણ
૬ કીધાં. અને હવે દેવે જે વચન અમારા બાપદાદાઓને આપ્યું,
૭ તેની આશાને લીધે મને ઉભો કરીને મારો ન્યાય કરેછે; ને
અમારાં બારે કુળો પણ દેવની નિરંતર સેવા રાતદિવસ કરતાં
તે પામવાની આશા રાખેછે; ઓ આગ્રીપા રાજા, એજ
૮ આશાને લીધે યહુદીઓ મારા પર તહોમત મૂકેછે. દેવ
મરીગએલાંઓને પાછા ઉઠાડશે, શું એ તમને અસંભવિત
૯ લાગેછે? મેં તો પોતાના મનમાં એવું ધારયું હતું કે, ઈશુ
૧૦ નાઝારીના નામને ઉલટું મારે ઘણું કરવું જોઈએ. અને મેં
યરૂશાલેમમાં તેમજ કીધું, ને મુખ્ય યાજકોથી અધિકાર
પામીને પવિત્રોમાંના ઘણાને બંદીખાનામાં નાખ્યા, ને તેઓને
૧૧ મારીનાખવા મેં પણ તેઓને ઉલટુ મત આપ્યું. અને સર્વ
સભાસ્થાનમાં મેં ઘણી વાર તેઓને શિક્ષા દીધી, ને તેઓની
પાસે બલાત્કારે દુર્ભાષણ કરાવ્યું, ને તેઓ પર ઘણું વેર
૧૨ રાખીને પરાયા શહેરો સુધી પણ તેઓને સતાવ્યા. અને
મુખ્ય યાજકોથી અધિકાર તથા આજ્ઞા પામીને હું દમસ્ક
૧૩ જતો હતો. ત્યારે, ઓ રાજા, મધ્યાને માર્ગમાં આકાશથી
સુરજના તેજ કરતાં અતિ પ્રકાશિત એવું અજવાળું મેં દીઠું, જે
૧૪ મારી તથા મારી સાથે ચાલનારાઓની આસપાસ ચમક્યું. અને
અમે બધા ભોંય પર પડીગયા ત્યારે એક વાણી મેં સાંભળી,

જેણે હેબ્રી ભાષામાં મારી સાથે બોલતાં કહ્યું કે, સાઉલ,
સાઉલ, તું મને કેમ સતાવેછે? આરો પર લાત મારવી તને
કઠણ છે. ત્યારે મેં કહ્યું કે, પ્રભુ, તું કોણ છે? ને તેણે કહ્યું ૧૫
કે, હું ઈશુ છું, જેને તું સતાવેછે. પણ તું ઊઠ, ને તારે પગે ૧૬
ઉભો રહે, કેમકે મેં એ માટે તને દર્શન આપ્યું કે, તેં જે દીઠાં,
ને હું જે તને દેખાડીશ તેઓ વિષે હું તને સેવક તથા શાહેદી
ઠરાવું. હું તને આ લોકથી તથા વિદેશીઓ જેઓની પાસે હું ૧૭
હમણાં તને મોકલુંછું તેઓથી બચાવીશ, કે તું તેઓની આંખો ૧૮
ઉઘાડે, ને તેઓને અંધારામાંથી અજવાળામાં, તથા શેતાનના
અધિકાર તળેથી દેવની ગમ ફેરવે, એ સારૂ કે પાપની માફી
તથા પવિત્ર થએલાઓમાં વતન તેઓ મારા પરના વિશ્વાસથી
પામે. તે માટે, આગ્રીપા રાજા, આકાશી દર્શન માન્યા વિના ૧૯
હું રહ્યો નહિ. પણ પહેલાં દમસ્કમાંનાઓને, તથા યરૂશાલેમ- ૨૦
માંનાઓને, તથા યહુદીના બધા પ્રાંતમાંનાઓને, તથા વિદેશી-
ઓને પસ્તાવો કરવો, તથા પસ્તાવાયોગ્ય કામ કરતાં દેવની
ગમ ફરવું, એ પ્રગટ કર્યું. એ કારણ માટે યહુદીઓ મંદિરમાં ૨૧
મને પકડીને મારીનાખવાનું કરતા હતા. તો પણ દેવની ૨૨
સહેથી હું આજ સુધી રહ્યો છું, ને નાના મોટાને શાહેદી
આપુછું, ને ભવિષ્યવાદીઓએ તથા મુસાએ જે થવાનાં કહ્યાં
તે વિના હું બીજું કંઇ કહેતો નથી; એટલે કે ખ્રીસ્ત મરણ ૨૩
સહે, ને મરીગએલાંઓમાંના પાછા ઉઠવામાં તે પહેલો થઇને
લોકોને તથા વિદેશીઓને અજવાળું જણાવે.

અને તે પ્રત્યુત્તર આપતો હતો, ત્યારે ફેસતસે મોટે ઘાંટે કહ્યું ૨૪
કે, પાઉલ, તું ઘેલો છે, ઘણી વિદ્યાથી તને ઘેલાપણું લાગ્યું છે.
પણ તેણે કહ્યું કે, ઓ રાજમાન ફેસતસ, હું ઘેલો નથી, પણ ૨૫
સત્ય તથા ડહાપણની વાતો બોલુંછું. અને જેની આગળ હું ૨૬
ઉઘાડી રીતે બોલુંછું તે રાજા પણ એ વિષે જાણેછે, કેમકે મને
નિશ્ચે છે કે એઓમાંની કોઇ વાત તેનાથી ગુપ્ત નથી, કારણ કે
ખુણામાં એ થયું ન હતું. આગ્રીપા રાજા, તું શું ભવિષ્ય- ૨૭
વાદીઓની વાત પર વિશ્વાસ કરેછે? હા, હું જાણુંછું કે તું

૨૮ વિશ્વાસ કરેછે. ત્યારે આગ્રીપાએ પાઉલને કહ્યું કે, ખ્રીસ્તી
૨૯ થવાને તેં મને થોડામાં મનાવ્યો છે. અને પાઉલે કહ્યું કે, દેવની
આગળ એવી મારી પ્રાર્થના છે કે, થોડામાં હોય કે બહુમાં
હોય, એકલો તુંજ નહિ, પણ જે સઘળા આજ મારૂં સાંભળેછે
તેઓ પણ આ બેડીઓ શિવાય, મારા જેવા થાય.
૩૦ અને એમ કહ્યા પછી રાજા તથા હાકેમ તથા બેરનીકે તથા
૩૧ તેઓની સાથે બેઠેલાઓ ઉઠયાં; ને તેઓએ એકાંત જઈને
માહોમાંહે વાત કરી કે, એ માણસે મરણ અથવા બંધનયોગ્ય
૩૨ કંઈ કીધું નથી. ત્યારે આગ્રીપાએ ફેસતસને કહ્યું કે, જો એ માણસે
કાઈસારની પાસે ન્યાય માગ્યો ન હોત તો એ છોડી મૂકાત.

૨૭ અને અમે વહાણે ઈતાલી જઈએ એમ ઠરાવ્યા પર
તેઓએ પાઉલને તથા બીજા કેટલાએક બંદીવાનોને જુલયસ
૨ નામે સીબાસ્તસની પલટણના જમાદારને સોંપ્યા. ત્યારે અમે
આદ્રામીતિયમના એક વહાણમાં ચહડીને આસિયાને કિનારે
કિનારે જઈએ એવું ધારીને નિકળ્યા, ને માકેદોન્યાના
૩ થેસ્સાલોનીકેનો આરીસ્તાર્ખસ અમારો સાથી હતો. અને
બીજે દિવસે અમે સીદોનમાં ઉતરયા, ને જુલયસે પાઉલ સાથે
સલુકાઈ કરીને તેના મિત્રો પાસે જઈને તેને આરામ પામવા
૪ દીધો. અને ત્યાંથી નિકળ્યા પર પવન ઉલટો હતો માટે અમે
૫ કુપરસની પાસે થઈને હંકારી ગયા. અને કીલકીના તથા
પાંફુલ્યાના સમુદ્રમાંથી હંકારીને અમે લુકીઆના મુરામાં
૬ આવ્યા. ને ત્યાં જમાદારે આલેકસાંદ્રિયાનું એક વહાણ
ઈતાલીમાં હંકારી જનાર દીઠું, માટે તેણે અમને તેમાં ચઢાવ્યા.
૭ પણ અમે કેટલાએક દિવસ સુધી ધીમે ચાલ્યા પર પવને
અમને જવા દીધા નહિ, માટે કનીદસની સામા મહેનતથી
પહોંચ્યા, ત્યારે ક્રેતેને ઓથે સાલ્મોનની સામાથી હંકારી ગયા.
૮ અને મુશ્કેલીથી તે વટાવીને એક જગ્યામાં આવ્યા, જે સારૂં
બંદર કહેવાયછે, તેની પાસે લાસાઈ શહેર છે.
૯ અને ઘણો વખત ગયો, ને વહાણે જવાનું વિઘ્નકારી હતું,

કેમકે ઉપવાસનો દિવસ વીત્યો હતો, ત્યારે પાઉલે તેઓને
ચેતાવતાં કહ્યું કે, ઓ માણસો, મને માલુમ પડેછે કે, આ ૧૦
સફરમાં દુઃખ તથા ઘણું નુકસાન એકલા માલને તથા
વહાણનેજ નહિ, પણ આપણા જીવોને પણ થશે. પણ ૧૧
પાઉલે જે કહ્યું તે કરતાં ટંડેલ પર તથા વહાણના ધણી પર
જમાદારે વધારે ભરોસો રાખ્યો. શિયાળો કહાડવા સારૂ ૧૨
તે બંદર યોગ્ય નહોતું, માટે ઘણાએ સલાહ આપી કે, આપણે
હિયાંથી નિકળિયે, ને કોઈ તરેહથી ફેનીકે પહોંચીને ત્યાં
શિયાળો કહાડિયે; તે ક્રેતેનું બંદર છે, ને નૈરૂત દિશાએ તથા
વાવ્ય દિશાએ તેનું મહો હતું. અને દક્ષિણનો પવન નરમ ૧૩
નિકળ્યો, ત્યારે અમારી ઈચ્છા પ્રમાણે થયું એમ ધારતાં લંગર
ઉપાડીને ક્રેતેને કિનારે હંકારયું. પણ થોડી વાર પછી તેને ૧૪
ઉલટો તોફાની પવન નિકળ્યો, જે યુરાકુલોન કહેવાયછે. અને ૧૫
વહાણ અટકાવાયું, ને પવનની સામાં ઠરી ન શકયું, ત્યારે
અમે તેને તણાવા દીધું. અને કલાદા નામે એક બેટને ઓથે ૧૬
ગયા, ત્યારે મછવો ઝાલવાને ઘણી મહેનત પડી; ને તે હંચકી ૧૭
લીધા પછી તેઓએ વહાણની તળે બચાવના બંધ બાંધ્યા, ને
સીર્તસમાં ફસી જવાની બિહીકથી સહડ સામાન ઉતારચા, ને
એમનાએમ તણાઈ ગયા. અને અમને બહુ તોફાન લાગ્યાથી ૧૮
બીજે દિવસે તેઓએ માલ વામીનાખ્યો, ને ત્રીજે દિવસે અમે ૧૯
પોતાને હાથે વહાણનો સામાન નાખીદીધો. અને બહુ દિવસ ૨૦
સુધી સુરજ તથા તારાઓ દેખાયા નહિ, ને બહુ તોફાન
લાગ્યું, તેથી અમે બચીએ એવી આશા મૂકી દીધી. પણ ઘણી ૨૧
લાંઘણ થયા પછી પાઉલે તેઓની વચ્ચે ઉભા રહીને કહ્યું કે,
માણસો, તમારે મારૂં માનીને આ દુઃખ તથા નુકશાન પામવા
માટે ક્રેતેથી નિકળવું જોઈતું ન હતું. પણ હવે હું તમને કહુંછું ૨૨
કે, હિમ્મત ધરો, કેમકે તમારામાંના કોઈના જીવની હાનિ
નહિ થશે, એકલા વહાણની થશે. કેમકે જે દેવનો હું છું, ને ૨૩
જેની સેવા હું કરૂંછું તેના દૂતે આજ રાત્રે મારી પાસે ઉભા
રહીને કહ્યું કે, પાઉલ, બિહી મા, કાઈસારની પાસે તારે ઉભા ૨૪

રહેવું જોઈએ, ને જુઓ, તારી સાથે સફર કરનારા તે સઘળાને
૨૫ દેવે તને આપ્યા છે. એ માટે, માણસો, હિમ્મત ધરો, કેમકે
૨૬ દેવ પર હું વિશ્વાસ કરૂંછું કે, તેણે મને કહ્યું છે તેમજ થશે. પણ
આપણને એક બેટ પર પડવું જરૂર છે.
૨૭ અને ચૌદમી રાત્રી આવી ત્યારે અમે હાદરીઆમાં આમ
તેમ હડશેલાતા હતા, ને અરધી રાતને આસરે ખલાસીઓએ
૨૮ ધારયું કે કોઈ દેશે પહોંચ્યા છિયે. અને મુડદ નાખ્યું, ત્યારે
વીસ વામ [પાણી] મળ્યું, ને થોડે આગળ જઈને ફરી
૨૯ નાખ્યું, ત્યારે પંદર વામ મળ્યું. અને રખે ખડક પર અમે
અફળાઈએ, એવું બિહીને તેઓએ ડબુશા પરથી ચાર લંગર
૩૦ નાખ્યાં, ને દિવસ નિકળવાની વાટ જોતા હતા. અને
ખલાસીઓએ વહાણ પરથી નહાસી જવાનું ચાહ્યું, ને નાળ
પરથી લંગર નાખવાના હોય એવા બહાનાથી સમુદ્રમાં મછવો
૩૧ ઉતારયો. ત્યારે પાઉલે જમાદાર તથા સિપાઈઓને કહ્યું કે,
૩૨ વહાણમાં એઓ ન રહે તો તમે બચી શકતા નથી. ત્યારે
સિપાઈઓએ મછવાનાં દોરડાં કાપી નાખ્યાં ને તે પડવા દીધો.
૩૩ અને દિવસ ઉગવાનો હતો એટલામાં અન્ન ખાવા સારૂ પાઉલે
સર્વેની વિનંતી કરીને કહ્યું કે, આજ ચૌદ દિવસ થયા વાટ
૩૪ જોતાં જોતાં કંઈ ન ખાધાથી તમે લાંઘણ્યા રહ્યા છો. એ માટે
હું તમારી વિનંતી કરૂંછું કે, ભોજન કરો, કેમકે એ તમારા
રક્ષણને સારૂ છે, કારણ કે તમારામાંના કોઈના માથાનો એક
૩૫ નીમાળો ખરશે નહિ. અને તેણે એમ કહીને રોટલી લીધી,
ને તે સર્વેની આગળ દેવની સ્તુતિ કીધી, ને તે ભાંજીને ખાવા
૩૬ લાગ્યો. ત્યારે તેઓ સર્વેએ હિમ્મત ધરી, ને તેઓએ પણ
૩૭ અન્ન ખાધું. અને વહાણમાં અમે સર્વે મળીને બસેં છોતેર
૩૮ માણસ હતા. અને ખાઈને તૃપ્ત થયા પછી તેઓએ ઘઉં સમુદ્રમાં
૩૯ નાખી દઈને વહાણ હલકું કરયું. અને દિવસ ઉગ્યા પછી
તેઓએ તે દેશ ઓળખ્યો નહિ, પણ કાંઠાવાળી એક ખાડી
દીઠી, ને તેઓએ ઠરાવ્યું કે જો થઈ શકે તો વહાણ તેમાં
૪૦ ઘાલવું. અને લંગરો છુટાં કરીને સમુદ્રમાં રહેવા દીધાં, ને

સુકાનના બંધ છોડીને મોટો સઢ પવનની ગમ તાણ્યો, ને
કાંઠા ભણી જવા લાગ્યા. અને બે સમુદ્રના સંગમની જગ્યાએ ૪૧
પડયા, ત્યારે વહાણ છીતાવ્યું, ને નાળ ફસીગઈ, ને અચળ
રહી, ને મોજાના જોરથી ડબુશો ભાંગીગયો. ત્યારે સિપાઈ- ૪૨
ઓનો મનસુબો એવો હતો કે બંદીવાનોને મારીનાખિયે, રખે
તેઓમાંથી કોઈ તરીને નહાસી જાય. પણ જમાદારે પાઉલને ૪૩
બચાવવા ચાહીને એ મનસુબા પ્રમાણે કરવાથી તેઓને પાછા
રાખ્યા, ને આજ્ઞા કીધી કે, જેઓને તરતાં આવડે તેઓ
પહેલાં કુદી પડીને કાંઠે જાય; અને બાકીના પાટિયાં પર તથા ૪૪
વહાણના કાંઈ સામાન પર બેસીને કાંઠે જાય. ને એમ થયું કે
તેઓ સઘળા કિનારા પર સલામત પહોંચ્યા.

અને બચ્યા પછી તેઓએ જાણ્યું કે, તે બેટ મેલાટા ૨૮
કહેવાયછે. અને બરબરીઓએ અમારા પર બહુ ઉપકાર ૨
કીધો, કેમકે વરસાદ વરસતો હતો તે માટે, ને ટહાડને લીધે અગ્નિ
સળગાવીને તેઓએ અમારા સર્વેનો આવકાર કીધો. અને ૩
પાઉલે ઘણાંએક લાકડાં એકઠાં કરીને અગ્નિમાં નાખ્યાં, ત્યારે
તાપથી એક સર્પ નિકળીને તેને હાથે વળગ્યો. અને બરબરી- ૪
ઓએ તે એરૂ તેના હાથ પર લટકતું જોઈને પરસ્પર કહ્યું કે,
ખચીત આ માણસ ખુની છે, સમુદ્રમાંથી એ બચાવ પામ્યો
છે ખરો, પણ ન્યાય એને જીવવા નથી દેતો. અને તેણે તે ૫
એરૂ અગ્નિમાં ઝટકી નાખ્યું, ને તે કંઈ હાનિ પામ્યો નહિ. અને ૬
તેઓએ ધારયું કે, તે હમણાં સુજીજશે, અથવા એકાએક
મુએલો પડશે, પણ ઘણી વાર રાહ જોયા પછી તેઓને જણાયું
કે તેને કાંઈ અવગુણ થયો નથી, ત્યારે તેઓએ વિચાર
ફેરવીને કહ્યું કે, તે દેવ છે.

અને પબલિયસ નામે તે બેટના મુખ્ય માણસનો વાડો તે ૭
જગ્યા પાસે હતો, તેણે અમારો આવકાર કરીને ત્રણ દિવસ
સુધી અમને મિત્રાચારીથી પરોણા રાખ્યા. અને એમ થયું કે ૮
પબલિયસનો બાપ તાવે તથા આમલોહીએ માંદો પડેલો હતો,

તેની પાસે પાઉલ ગયો, ને પ્રાર્થના કરીને તેના પર પોતાના
૯ હાથ મૂકયા, ને તેને સારો કીધો. એ થયા પછી બેટમાંના
બીજા જેઓને મંદવાડ હતા તેઓ પણ આવ્યા, ને સાજા
૧૦ કરાયા. તેઓએ અમને ઘણું માન આપ્યું, ને અમે નિકળ્યા
ત્યારે અમને જે જોઈતું હતું તે આપ્યું.
૧૧ અને ત્રણ મહિના પછી આલેકસાંદ્રિયાનું એક વહાણ
શિયાળામાં તે બેટમાં રહ્યું હતું, જેની નિશાણી દિઓસ્કુરી
૧૨ [એટલે જોડ ભાઈ] હતી, તેમાં અમે નિકળ્યા. અને અમે
૧૩ સુરાકુશમાં આવીને ત્યાં ત્રણ દિવસ રહ્યા. ત્યાંથી અમે ફેરો
ખાઈને રેગીમાં આવ્યા, ને એક દિવસ પછી દક્ષિણનો પવન
૧૪ નિકળ્યો, ત્યારે અમે બીજે દિવસે પતીઓલામાં આવ્યા. ત્યાં
અમે ભાઈઓને મળ્યા, ને તેઓની સાથે સાત દિવસ રહેવા
સારૂ તેઓએ અમારી વિનંતી કીધી, ને એ રીતે અમે રૂમ
૧૫ ભણી ગયા. પછી ભાઈઓએ અમારા વિષે સાંભળીને ત્યાંથી
આપીફોરમ, તથા ત્રણ ધર્મશાળા લગી અમારી સામા મળવા
આવ્યા; પાઉલે તેઓને જોઇને દેવની સ્તુતિ કીધી, ને
હિમ્મત પકડી.
૧૬ અને અમે રૂમમાં આવ્યા, ત્યારે જમાદારે બંદીવાનોને
ચોકીનાં સરદારને સ્વાધીન કીધા, પણ તેના સાચવનાર
૧૭ સિપાઇની સાથે પાઉલને જૂદા રહેવાની રજા હતી. અને ત્રણ
દિવસ પછી એમ થયું કે, પાઉલે યહુદીઓના મુખ્યોને એકઠા
બોલાવ્યા, ને તેઓ એકઠા થયા, ત્યારે તેઓને કહ્યું કે,
ભાઈઓ, લોકોને ઉલટું, અથવા પૂર્વજોની રીતોને ઉલટું મેં
કંઇ કરયું નથી, તો પણ યરૂશાલેમથી રૂમીઓના હાથમાં હું
૧૮ બંદીવાન સોંપાયો. તેઓએ મારી તજવીજ કરી, ને મારામાં
૧૯ મરવાનું કંઈ કારણ ન હતું, માટે મને છોડાવવા ચાહ્યો. પણ
યહુદીઓ વિરૂદ્ધ બોલ્યા, ત્યારે કાઈસાર પાસે ન્યાય માગવાની
મને અગત્ય પડી; મારે પોતાના સ્વદેશીઓ પર કાંઇ દોષ
૨૦ મૂકવાનો છે એમ નહિ. એજ કારણ માટે મેં તમને જોવા
તથા તમારી સાથે વાતો કરવા સારૂ બોલાવ્યા, કેમકે

ઈસ્રાએલની આશાને લીધે હું આ સાંકળોથી બંધાએલો છું.
ત્યારે તેઓએ તેને કહ્યું કે, તારા વિષે યહુદામાંથી અમને કંઈ ૨૧
પત્રો મળ્યાં નથી, ને ભાઈઓમાંથી કોઈએ આવીને તારા
વિષે સમાચાર આપ્યા નથી, અથવા કંઈ ભુંડું કહ્યું નથી.
પણ તારૂં મત તારી પાસેથી અમે સાંભળવા ચાહિયેછિયે, ૨૨
કેમકે આ પંથ સર્વે જગ્યામાં વખોડાએલો છે તે અમે
જાણિયેછિયે. અને તેઓએ તેને સારૂ એક દિવસ ઠરાવ્યો, ૨૩
ત્યાર પછી ઘણા લોક તેની પાસે તેના ઉતારામાં આવ્યા,
તેઓને તેણે પ્રમાણો આપીને દેવના રાજ્ય વિષેની શાહેદી
આપી, ને મુસાના શાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ ઉપરથી ઈશુ
વિષે વાત સવારથી સાંજ સુધી તેઓને સમજાવી. અને જે ૨૪
વાતો કહી તે કેટલાએકે માની, ને કેટલાએકે માની નહિ. અને ૨૫
તેઓ માહોમાંહે જુદા મતના હોવાથી ઉઠી જતા, એટલામાં
પાઉલે આ વાત કહી કે, પવિત્ર આત્માએ યશાયા ભવિષ્ય-
વાદીની પાસે આપણા બાપદાદાઓને ઠીક કહેવડાવ્યું કે, "તું ૨૬
એ લોકની પાસે જઈને કહે કે, તમે સાંભળતાં સાંભળશો પણ
સમજશો નહિ, ને જોતાં જોશો પણ જાણશો નહિ. કેમકે ૨૭
એ લોકોનાં મન જડ થયાં છે, ને કાનોએ એઓ ધીમે
સાંભળેછે, ને એઓએ પોતાની આંખો મીંચેલી છે, રખે એઓ
આંખોએ જુએ, ને કાનોએ સાંભળે, ને મનથી સમજે, ને ફરે,
ને એઓને હું સમા કરૂં." એ માટે તમને જાણ થાય કે, ૨૮
દેવનું તારણ વિદેશીઓની પાસે મોકલાયું છે, ને તેઓ તે
સાંભળશે. અને તેણે એ વાતો કહી રહ્યા પછી યહુદીઓ ૨૯
માહોમાંહે ઘણો વિવાદ કરતા કરતા ગયા.

અને પાઉલ પોતાના ભાડાના ઘરમાં પુરાં બે વરસ રહ્યો, ૩૦
ને જેઓ તેની પાસે આવ્યા તે સર્વેનો તેણે આવકાર કીધો.
અને પુરા નિર્ભયથી તથા વગર અટકાવે દેવના રાજ્યનું ૩૧
સંભળાવતો, તથા પ્રભુ ઈશુ ખ્રીસ્ત વિષેનો ઉપદેશ કરતો હતો.

# રૂમીઓને

## પાઉલ પ્રેરિતનું પત્ર.

---

૧ દેવના વહાલાં, તથા પવિત્ર [થવા સારૂ] તેડાએલાં, જે
રૂમમાં છે, તેઓ સઘળાંની પ્રત્યે લખિતંગ ઈશુ ખ્રીસ્તનો દાસ
પાઉલ, જે પ્રેરિત થવા સારૂ તેડાએલો, તથા દેવ પાસેથી
૨ સુવાર્ત્તાને અર્થે જુદો કરાઈને ઠરાવેલો છે, તે સુવાર્ત્તા દેવે
પોતાના ભવિષ્યવાદીઓની મારફતે પવિત્ર લેખોમાં અગાઉ
૩ કહેવડાવી હતી; તે તેના દીકરા આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્ત
૪ વિષે છે, જે દેહ પ્રમાણે તો દાવુદના વંશનો થયો, પણ
પવિત્રાઈના આત્મા પ્રમાણે મુએલાંઓમાંથી પાછો ઉઠ્યાથી
૫ દેવનો દીકરો પરાક્રમ સહિત પ્રસિદ્ધ થએલો છે. તેની
મારફતે અમે કૃપા તથા પ્રેરિતપણું પામ્યા છિયે, એ માટે કે
તેના નામને સારૂ સર્વે લોકોમાં વિશ્વાસની આધીનતા થાય.
૬ અને એઓમાંના તમે પણ ઈશુ ખ્રીસ્તના તેડાએલાં છો.
૭ કૃપા તથા શાંતિ આપણા બાપ દેવ તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તની
પાસેથી તમને થાઓ.

૮ પ્રથમ તો, ઈશુ ખ્રીસ્તની મારફતે, તમ સઘળા વિષે, હું
મારા દેવનો ઉપકાર માનુંછું કે, આખા જગતમાં તમારા
૯ વિશ્વાસની ખબર પડેછે. કેમકે દેવ, જેની સેવા હું મારા
આત્માએ તેના દીકરાની સુવાર્ત્તામાં કરૂંછું, તે મારો શાહેદ છે કે
૧૦ નિરંતર હું તમારૂં સ્મરણ કરૂંછું. અને સદા મારી પ્રાર્થનાઓમાં
માગુંછું કે, જો કદાપિ હવે કોઈ તરેહ દેવની ઈચ્છાથી તમારી
૧૧ પાસે આવવાની મને સારી સફર મળે. કેમકે હું તમને જોવા

ઘણો ચાહું છું એ માટે કે તમારા, નીભાવને અર્થે તમને કોઈ
આત્મિકદાન પમાડું. એટલે પરસ્પર તમારા ને મારા વિશ્વાસથી ૧૨
હું તમ સહિત દિલાસો પામું. અને, ભાઈઓ, મારી ઈચ્છા નથી ૧૩
કે તમે એ વિષે અજાણ્યા રહો, કે મેં ઘણી વાર તમારી પાસે
આવવાનું ઠરાવ્યું, એ સારૂ કે જેમ બીજા લોકોમાં, તેમ
તમારામાં પણ હું કંઈ ફળ પામું, પણ હજી સુધી હું
અટકાવાયો. હેલેનીઓ તથા બરબરીઓ, જ્ઞાનીઓ તથા ૧૪
અજ્ઞાનીઓનો હું રૂણી છું. એમજ હું તમ રૂમીઓને પણ ૧૫
મારી શક્તિ પ્રમાણે સુવાર્ત્તા પ્રગટ કરવા તૈયાર છું. કેમકે ૧૬
ખ્રીસ્તની સુવાર્ત્તા વિષે હું શરમાતો નથી, કારણ કે તે પ્રત્યેક
વિશ્વાસ કરનારના તારણને અર્થે દેવનો પરાક્રમ છે, પ્રથમ
યહુદીના, ને પછી હેલેનીના. કેમકે તેમાં દેવનું ન્યાયીપણું જે ૧૭
વિશ્વાસથી, તે ન્યાયીપણું વિશ્વાસને અર્થે પ્રગટ થએલું છે,
જેમ લખ્યું છે કે, "ન્યાયી વિશ્વાસથી જીવશે."

કેમકે જે માણસો અન્યાયથી સત્યને દાબીં રાખેછે, તેઓની ૧૮
સર્વે અભક્તિ તથા અન્યાય પર દેવનો ક્રોધ આકાશથી
પ્રગટ કરાએલો છે. કારણ કે દેવ વિષેનું જ્ઞાન તેઓમાં પ્રસિદ્ધ ૧૯
છે, કાંજે દેવે તેઓને તે પ્રસિદ્ધ કીધું છે. કેમકે તે વિષે જે ૨૦
અણદીઠ, એટલે તેનો અનાદિ પરાક્રમ અને દેવપણું, જગતની
ઉત્પત્તિના વખતથી તેના કરેલાં કામો ધ્યાનમાં આણ્યાથી,
સ્પષ્ટ જણાયછે, ને તે માટે તેઓ નિરૂત્તર છે. કારણ કે ૨૧
દેવને જાણીને, દેવના જેવો મહિમા તેને દીધો નહિ, ને તેના
ઉપકાર માન્યા નહિ, પણ પોતાની કલ્પનામાં અવરથા થઈ
ગયા, ને તેઓનાં નિર્બુદ્ધ મનો અંધરાયાં. અમે ડાહ્યા ૨૨
છિયે, એમ કહેતાં તેઓ મૂર્ખ થયા, અને તેઓએ અવિનાશી ૨૩
દેવનો મહિમા, નાશવંત માણસ તથા પક્ષી તથા ચારપગાં
તથા સર્પોની મૂર્ત્તિની સરખાઈમાં ફેરવી નાખ્યો. એ માટે ૨૪
દેવે તેઓને તેઓનાં અંતઃકરણોની દુષ્ટ ઈચ્છાઓને લીધે
અશુદ્ધતામાં મેલી દીધા કે તેઓ માહોમાંહે પોતાનાં શરીરોનું
અપમાન કરે. તેઓએ દેવનું સત્ય જુઠાણામાં બદલી નાખ્યું, ૨૫

ને ઉત્પન્નકર્તા જે સર્વકાળ સુધી સ્તુતિવાન છે, આમેન, તેના
કરતાં ઉત્પન્ન કરેલાનું ભજન તથા સેવા કીધાં.
૨૬ તે માટે દેવે તેઓને અપમાની વિષયોમાં મેલી દીધા, કેમકે
તેઓની સ્ત્રીઓએ સ્વભાવિક વહેવારને ઉલટાવીને, જે
૨૭ સ્વભાવને વિરૂદ્ધ તેમાં તેને બદલ્યો. અને એમજ પુરૂષો પણ
સ્ત્રીઓ વિષે સ્વભાવિક વહેવાર મૂકીને, પરસ્પર પોતાની દુષ્ટ
ઈચ્છાઓમાં બળવા લાગ્યા, એટલે પુરૂષે પુરૂષની સાથે
અણઘટતાં કામ કીધાં, ને પોતામાં પોતાની ભુલને ઘટતું
તે ફળ પામ્યા.
૨૮ અને દેવને મનમાં રાખવો તે તેઓને ગમ્યું નહિ, માટે જે
ઘટારથ નથી, એ કરવા સારૂ દેવે તેઓને ભ્રષ્ટ બુદ્ધિમાં
૨૯ મેલી દીધા; એટલે, તેઓ સર્વ અન્યાયે, વ્યભિચારે,
દ્વેષબુદ્ધિએ, દ્રવ્યલોભે, ભુંડાઈએ ભરેલા થયા; ને વળી
અદેખાઈએ, હત્યાએ, લડાઈએ, કપટે તથા દુરાચારે ભરાયા.
૩૦ વળી ચાડિયા, નિંદક, દેવદ્વેષી, તિરસ્કારી, અભિમાની,
આપવખાણીઆ, નઠારાંની યુક્તી કહાડનારા, માબાપોને ન
૩૧ માનનારા, નિર્બુદ્ધ, વિશ્વાસઘાતી, અપ્રેમી, હાડવૈરી, તથા
૩૨ નિર્દય, એવા થયા. અને દેવનો નિયમ જાણ્યા છતાં કે એવાં
કામ કરનારાઓ મોતયોગ્ય છે, પોતે એવાંજ કરેછે, કેવળ
એમ નહિ, પણ જેઓ કરેછે તેઓ ઉપર સંતોષી થાયછે.

૨ **એ** માટે, ઓ ન્યાય ઠરાવનાર માણસ, જે કોઈ તું હોય,
તું નિરૂત્તર છે, કેમકે જે વિષે તું બીજાનો ન્યાય ઠરાવેછે, તેમાં
તું પોતાને અપરાધી ઠરાવેછે; કેમકે તું ન્યાય ઠરાવનાર પોતે
૨ પણ તેજ કામો કરેછે. અને આપણે જાણિયેછિયે કે એવાં
કામો કરનારાઓ પર દેવનું ન્યાયકરણ સત્ય પ્રમાણે છે.
૩ ત્યારે, ઓ માણસ, જે એવાં કામ કરનારાનો ન્યાય ઠરાવેછે,
ને પોતે તેજ કરેછે, તું દેવના ન્યાયકરણથી બચીશ, એવું તું
૪ ધારેછે શું? અથવા દેવનો અનુગ્રહ તને પસ્તાવામાં ખેંચેછે,
એ ન જાણીને, શું તેના અનુગ્રહની તથા સહનતાની તથા

દીર્ઘધૈર્યની સંપત તું તુચ્છ માનેછે? ને તારી કઠણતા તથા ૫
અણપસ્તાવિક અંતઃકરણને લીધે તું પોતાને સારૂ, ક્રોધના તથા
દેવના યથાર્થ ન્યાયના પ્રકટીકરણના દિવસ સુધી, ક્રોધનો
સંગ્રહ કરેછે. તે એકેકને પોતપોતાનાં કામ પ્રમાણે ફળ ૬
આપશે. એટલે જેઓ સારાં કામ ધીરજથી કરતાં મહિમા ૭
તથા માન તથા અવિનાશ શોધેછે, તેઓને સર્વકાળનું જીવન
મળશે; પણ જે વઢવાડિયા છે, ને સત્યને નથી માનતા, ૮
પણ અસત્યને માનેછે તેઓના ઉપર કોપ તથા ક્રોધ આવશે; ૯
માણસ જાતના હરેક ભુંડું કરનારને વિપત્તિ તથા વેદના થશે,
પ્રથમ યહુદીને પછી હેલેનીને; પણ હરેક સારૂં કરનારને, ૧૦
મહિમા તથા માન તથા શાંતિ થશે, પ્રથમ યહુદીને પછી
હેલેનીને; કેમકે દેવની પાસે પક્ષાપાત નથી. કેમકે જેટલાએ ૧૧ ૧૨
નિયમ વગર પાપ કીધું, તેઓ નિયમ વગર નાશ પામશે;
ને જેટલાએ નિયમ છતાં પાપ કીધું, તેઓનો ન્યાય નિયમ
પ્રમાણે ઠરાવાશે; કેમકે નિયમ સાંભળનારા દેવની પાસે ૧૩
ન્યાયી નથી, પણ નિયમ પાળનારા ન્યાયી ઠરશે; કેમકે ૧૪
વિદેશીઓ જેઓની પાસે નિયમ નથી, જ્યારે સ્વભાવથી
નિયમશાસ્ત્ર પ્રમાણે કરેછે, ત્યારે તેઓને નિયમશાસ્ત્ર ન છતાં
તેઓ પોતાને સારૂ નિયમ હોયછે; તેઓની પ્રેરકબુદ્ધિ શાહેદી ૧૫
આપતાં, તથા તેઓના વિચાર માહોમાંહે દોષી અથવા
નિર્દોષી ઠરાવતાં, તેઓ પોતાનાં અંતઃકરણમાં લખેલા
નિયમનું કામ દેખાડેછે; દેવ મારી સુવાર્ત્તા પ્રમાણે ઈશુ ૧૬
ખ્રીસ્તથી માણસોનાં ગુપ્ત કામોનો ન્યાય ઠરાવશે, તે દિવસે
[ એ બધું થશે ].

જો, તું યહુદી કહેવાયછે, ને નિયમશાસ્ત્ર પર આધાર રાખેછે, ૧૭
ને દેવ વિષે અભિમાન કરેછે, ને તેની ઇચ્છા જાણેછે; ને ૧૮
નિયમશાસ્ત્રનો ભણેલો થઈને જે ઉત્તમ તે પારખી લેછે. અને ૧૯
પોતાના વિષે એવો ભરોસો રાખેછે કે, હું આંધળાઓને
દોરનાર, તથા જે અંધકારમાં છે તેઓનો પ્રકાશ કરનાર,
તથા અજ્ઞાનીઓનો શીખવનાર, તથા બાળકોનો ઉપદેશ ૨૦

કરનાર છું, જેને નિયમશાસ્ત્રમાં જ્ઞાન તથા સત્યનું સ્વરૂપ
૨૧ છે. ત્યારે બીજાને શીખવનાર, તું પોતાને શીખવતો નથી શું?
ચોરી ન કરવી, એવું પ્રગટ કરનાર, તું પોતે ચોરી કરેછે શું?
૨૨ છિનાળું ન કરવાનું કહેનાર, તું છિનાળું કરેછે શું? મૂર્ત્તિઓથી
૨૩ કંટાળનાર, તું ધર્માદા લુટેછે શું? તું જે નિયમ વિષે વડાઈ
૨૪ કરેછે, તે નિયમ ઉલ્લંઘ્યાથી દેવનું અપમાન કરેછે શું? કેમકે
તમારે લીધે વિદેશીઓમાં દેવનું નામ નિંદાયછે, જેમ લખ્યું
૨૫ છે તેમ. જો તું નિયમ પાળે તો સુનત લાભકારક છે ખરી;
પણ જો તું નિયમનો ઉલ્લંઘનાર હોય, તો તારી સુનત બેસુનત
૨૬ થઈ. માટે જો બેસુનતી માણસ નિયમના ઠરાવો પાળે, તો
૨૭ તેની બેસુનત સુનત ગણાય નહિ શું? અને સ્વભાવિક રીતે
જે બેસુનતીઓ, તેઓ નિયમ પાળીને તને, એટલે લેખ તથા
સુનત છતાં નિયમશાસ્ત્ર ઉલ્લંઘનારને, અપરાધી ઠરાવશે નહિ
૨૮ શું? કેમકે જે દેખાઇતો યહુદી તે યહુદી નથી, ને જે દેખાઇતી
૨૯ એટલે દેહની સુનત તે સુનત નથી. પણ જે માંહેનો યહુદી તેજ
યહુદી, ને સુનત હૃદયની, જે અક્ષરિક નથી પણ આત્મિક છે
તેજ સુનત છે; જેનું વખાણ માણસથી નથી, પણ દેવથી છે.

૩ તો યહુદીની અધિકતા શી છે? અને સુનતથી શો લાભ
૨ છે? સર્વ પ્રકારે બહુ છે. પ્રથમ તો એ કે, દેવનાં વચનો
૩ તેઓને સોંપાયાં. અને જો કેટલાએકે વિશ્વાસ ન કીધો તો
શું? તેઓનો અવિશ્વાસ શું દેવના વિશ્વાસુપણાને નિરર્થક
૪ કરશે? ના, એવું ન થાય; હા, હરેક માણસ જુઠું તો પણ દેવ
સાચો મનાય; જેવું લખ્યું છે કે, "તું પોતાની વાતોમાં ન્યાયી
ઠરે, ને તારો ન્યાય ઠરાવવામાં આવે ત્યારે જીતી જાય."
૫ પણ જો અમારૂં અન્યાયીપણું દેવના ન્યાયને સ્થાપિત
કરેછે, તો અમે શું કહિયે? દેવ જે ક્રોધરૂપી શિક્ષા કરનાર
૬ તે અન્યાયી છે શું? (હું માણસની રીત પ્રમાણે બોલુંછું). ના,
એવું ન થાય; જો થાય તો દેવ જગતનો ન્યાય કેમ ઠરાવશે?
૭ કેમકે જો મારા જુઠાથી દેવનું સત્ય તેના મહિમાને સારૂ વધારે

પ્રગટ થયું, તો હજુ સુધી હું પણ અપરાધી જેવો કેમ ઠરાવાઉં?
ત્યારે જેવું કેટલાએક લોક અમારે વિરૂદ્ધ દુર્ભાષણ કરીને ૮
કહેછે કે તેઓનું બોલવું આ છે કે, સારૂં થાય માટે અમે ભુંડું
કરિયે [ તેવું અમે કહિયે ]? એવાઓનો દંડ વાજબી છે.
ત્યારે શું? આપણે બીજાઓ કરતાં શ્રેષ્ઠ છિયે? કાંઇજ ૯
નહિ, કારણ કે અમે અગાઉ યહુદીઓ તથા હેલેનીઓ વિષે
પ્રમાણ આપ્યું છે કે તેઓ સઘળા પાપ તળે છે. અને તે પ્રમાણે ૧૦
લખેલું છે કે, "કોઈ ન્યાયી નથી, એક પણ નથી; સમજનાર ૧૧
કોઈ નથી, દેવને શોધનાર કોઈ નથી; સઘળાએ માર્ગને મૂકી ૧૨
દીધો, એક સંગે સઘળા ભ્રષ્ટ થયા, સારૂં કરનાર કોઈ નથી,
એક પણ નથી: તેઓનું ગળું ઉઘાડી કબર છે; તેઓ પોતાની ૧૩
જીભથી કપટ કરયા કરેછે; તેઓના હોઠોમાં સર્પનું ઝેર છે:
તેઓનું મહોડું શરાપથી તથા કડવાસથી ભરેલું છે: ૧૪
તેઓના પગ લોહી વહેવડાવવા સારૂ વેગવાન છે: તેઓના ૧૫ ૧૬
માર્ગોમાં નાશ તથા સંતાપ છે: ને શાંતિનો માર્ગ તેઓએ ૧૭
જાણ્યો નથી: તેઓની આંખ આગળ દેવનું ભય નથી." ૧૮
હવે આપણે જાણિયેછિયે કે નિયમશાસ્ત્ર જે કંઈ કહેછે, ૧૯
તે જેઓ નિયમશાસ્ત્રને આધીન તેઓને કહેછે, એ માટે કે
હરેક મહોડું બંધ કરાય, ને આખું જગત દેવની આગળ
દોષિત ઠરે. તે માટે કોઈ માણસ નિયમની કરણીઓથી તેની ૨૦
આગળ ન્યાયી ઠરાવાશે નહિ, કારણ કે નિયમથી તો પાપનું
ઓળખાણ થાયછે.

પણ હમણાં દેવનું ન્યાયીપણું નિયમરહિત પ્રગટ થયું છે, ૨૧
એની શાહેદી નિયમશાસ્ત્રથી તથા ભવિષ્યવાદીઓથી અપાઈ
છે; એટલે દેવનું જે ન્યાયીપણું, ઈસુ ખ્રીસ્તપરના વિશ્વાસથી ૨૨
છે, તે સઘળાઓને અર્થે ને સઘળા વિશ્વાસીઓ ઉપર છે,
કેમકે કાંઈ ભેદ નથી; કારણ કે સઘળાએ પાપ કીધું છે, ને ૨૩
દેવના મહિમા વિષે સઘળા ઓછા થયા છે; [ પણ ] ઈસુ ૨૪
ખ્રીસ્તથી જે ઉદ્ધાર છે, તેની મારફતે દેવની કૃપાએ તેઓ
મફત ન્યાયી ગણાયલા છે. દેવે તેને પ્રાયશ્ચિત્ત થવા સારૂ ૨૫

ઠરાવ્યો, તે તેના લોહીની મારફતે વિશ્વાસથી છે, એ માટે કે
અગાઉ થએલાં પાપની માફી જે દેવની સહનતામાં થઇ તે
૨૬ વિષે તે પોતાનું ન્યાયીપણું દેખાડે; એટલે હમણાંના કાળમાં
પોતાનું ન્યાયીપણું દેખાડે, એ માટે કે પોતે ન્યાયી છતાં પણ
જે ઈશુ પર વિશ્વાસ રાખનાર છે તેને ન્યાયી ઠરાવનાર થાય.
૨૭ તો વડાઇ કરવાનું કયાં છે? તેનો સમાવેશ નથી. કયા
નિયમથી? શું કરણીના? ના, પણ વિશ્વાસના નિયમથી.
૨૮ એ માટે અમે એવું સમજીયેછિયે કે, માણસ નિયમની કરણીઓ
૨૯ વગર વિશ્વાસથી ન્યાયી ઠરાવાયછે. તો શું દેવ કેવળ
યહુદીઓનો છે? શું વિદેશીઓનો પણ નથી? હા, વિદેશીઓનો
૩૦ પણ છે. કારણ કે તેનેતેજ દેવ સુનતીને વિશ્વાસથી, ને
૩૧ બેસુનતીને વિશ્વાસેજ કરીને ન્યાયી ઠરાવેછે. ત્યારે અમે
વિશ્વાસથી નિયમશાસ્ત્રને નિરર્થક કરિયેછિયે શું? ના, એવું
ન થાય, ઉલટું અમે નિયમશાસ્ત્રને સ્થાપિયેછિયે.

૪ તો આપણા પૂર્વજ ઈબ્રાહીમને દેહ સંબંધી શું મળ્યું, તે
૨ વિષે શું કહિયે? કેમકે ઈબ્રાહીમ જો કરણીઓથી ન્યાયી ઠરયો
૩ હોત, તો તે વડાઇ કરી શકત, પણ દેવ આગળ નહિ. કેમકે
ધર્મલેખ શું કહેછે? એ કે "ઈબ્રાહીમે દેવ પર વિશ્વાસ કીધો,
૪ ને તે તેને સારૂ ન્યાયીપણાને અર્થે ગણાયો." હવે કામ
કરનારનું વેતન કૃપારૂપ ગણાતું નથી, પણ ઋણરૂપ ગણાયછે.
૫ અને કામ જે નથી કરતો પણ અભકતને ન્યાયી ઠરાવનાર
પર વિશ્વાસ કરેછે, તેનો વિશ્વાસ તેને સારૂ ન્યાયીપણાને
૬ અર્થે ગણાય છે. અને એ પ્રમાણે જે માણસને કરણીઓ
વગર દેવ ન્યાયી ઠરાવેછે તેની ધન્યતા વિષે દાવુદ પણ કહેછે
૭ કે, "જેઓના અપરાધોની માફી થઇ, ને જેઓનાં પાપ
૮ ઢંકાયાં છે, તેઓને ધન્ય છે. જેનું પાપ પ્રભુ નહિ ગણે તે
૯ માણસને ધન્ય છે." ત્યારે એ ધન્યતા કેવળ સુનતીને
થાયછે કે બેસુનતીને પણ થાયછે? આપણે એવું તો કહિયે-
છિયે કે વિશ્વાસ ઈબ્રાહીમને સારૂ ન્યાયીપણાને અર્થે ગણાયો

હતો. ત્યારે તે શી રીતે ગણાયો? તે સુનતમાં હતો ત્યારે? ૧૦
કે બેસુનતમાં હતો ત્યારે? સુનતમાં હતો ત્યારે નહિ, પણ
બેસુનતમાં હતો ત્યારે. અને જે ન્યાયીપણું વિશ્વાસથી તેને ૧૧
બેસુનતમાં હતું, તેની મુદ્રા થવા સારૂ તે સુનતની નિશાની
પામ્યો, એ માટે કે, સર્વ બેસુનતી વિશ્વાસીઓનો પૂર્વજ તે
થાય કે તેઓને સારૂ પણ ન્યાયીપણું ગણાય. અને સુનતીઓનો ૧૨
પૂર્વજ, એટલે જેઓ માત્ર સુનતી થએલા તેઓનો નહિ, પણ
આપણા બાપ ઈબ્રાહીમનો જે વિશ્વાસ બેસુનતમાં હતો તેના
પગલામાં જેઓ ચાલેછે તેઓનો પણ પૂર્વજ થાય. અને વળી ૧૩
જગતના વારસ થવાનું વચન ઈબ્રાહીમને કે તેના વંશને નિયમથી
ન હતું, પણ વિશ્વાસના ન્યાયીપણાથી હતું. કેમકે જો નિયમવંતો ૧૪
વારસ હોય, તો વિશ્વાસ અવરથા થયો, ને વચન રદ પડયું.
કેમકે નિયમ ક્રોધ ઉપજાવેછે, પણ જ્યાં નિયમ નથી ત્યાં ૧૫
ઉલ્લંઘન પણ નથી. અને તે એ સારૂ વિશ્વાસથી છે કે તે કૃપાથી ૧૬
થાય, એ માટે કે વચન સઘળા વંશને વાસ્તે સ્થિર રહે, જેઓ
નિયમતળેના કેવળ તેઓને નહિ, પણ જેઓ ઈબ્રાહીમના
વિશ્વાસના છે, તેઓને પણ થાય. દેવ જે મુએલાંઓને ૧૭
સજીવન કરનાર, ને જે નથી તે છે એવું પ્રગટ કરનાર, તેના
પર ઈબ્રાહીમે વિશ્વાસ કીધો, ને તેની આગળ તે આપણ
સઘળાનો પૂર્વજ છે; જેમ લખ્યું છે કે, "મેં તને ઘણા
દેશનાઓનો પૂર્વજ ઠરાવ્યો છે" તેમ. તેણે નિરાશ ન થતાં ૧૮
આશાથી વિશ્વાસ કીધો, ને [શાસ્ત્રના] કહેલા પ્રમાણે કે,
"તારો વંશ તેવો થશે," એમ તે ઘણા દેશનાઓનો પૂર્વજ
થયો. અને વિશ્વાસમાં દુર્બળ ન થતાં, પોતે આસરે સો ૧૯
વરસનો છતાં પણ પોતાનું શરીર હવે નિર્જીવ, ને સારાનું ગર્ભ-
સ્થાન મરેલું, એ તેણે ધ્યાનમાં આણ્યું નહિ. તેણે અવિશ્વા- ૨૦
સથી દેવના વચન વિષે સંદેહ ન આણ્યો, પણ દેવને મહિમા ૨૧
આપીને, તથા જે વચન તેણે આપ્યું હતું તે પુરૂં કરવાને તે
સમર્થ છે, એવો પુરો ભરોસો રાખીને તે વિશ્વાસમાં સ્થિર
રહ્યો. માટે તેનો વિશ્વાસ તેને સારૂ ન્યાયીપણાને અર્થે ૨૨

૨૩ ગણાયો. હવે તે તેને સારૂ ગણાયો, એ કેવળ તેનેજ માટે લખ્યું
૨૪ નથી, આપણે માટે પણ લખ્યું છે, એટલે જેણે આપણા પ્રભુ
ઈશુને મુએલાંમાંથી ઉઠાડયો, તેના પર જો વિશ્વાસ કરિયે,
૨૫ તો આપણે સારૂ પણ ગણાશે. તે આપણા અપરાધોને લીધે
પરાધીન કરાયો, ને આપણા ન્યાયીકરણને લીધે પાછો ઉઠાડાયો.

૫ ત્યારે વિશ્વાસથી ન્યાયી ઠરાવાએલા આપણને આપણા
૨ પ્રભુ ઈશુ ખ્રીસ્તને આસરે, દેવની સાથે સમાધાન છે. એટલે
તેનેજ આસરે આપણે જે કૃપામાં સ્થિર છિયે, તેમાં વિશ્વા-
સથી પ્રવેશ પામેલા છિયે, ને દેવના મહિમાની આશા પર
૩ આનંદ કરિયેછિયે. કેવળ એમજ નહિ, સંકટમાં પણ આનંદ
૪ કરિયેછિયે. કેમકે અમે જાણિયેછિયે કે સંકટ ધીરજને, ને ધીરજ
૫ અનુભવને, ને અનુભવ આશાને ઉપજાવેછે. અને આશા
લજાવતી નથી, કેમકે આપણને આપેલા પવિત્ર આત્માથી
૬ આપણાં અંતઃકરણમાં દેવનો પ્રેમ વહેવાડેલો છે. કેમકે
આપણે નિર્બળ હતા, એટલામાં ઠરાવેલે સમયે અધર્મીઓને
૭ સારૂ ખ્રીસ્ત મરણ પામ્યો. હવે ઘણું કરીને ન્યાયીને સારૂ
કોઈ મરે નહિ, પરોપકારીને સારૂ તો કોઈએક કદપિ મરવાને
૮ છાતી ચલાવે. પણ દેવ આપણા પર પોતાનો પ્રેમ એમ
પ્રગટ કરેછે કે, આપણે પાપી હતા તેટલામાં ખ્રીસ્ત આપણે
૯ સારૂ મરણ પામ્યો. ત્યારે આપણે હમણાં તેના લોહીથી
ન્યાયી ઠરાવાયા છિયે, તો તેની મારફતે ક્રોધથી કેટલા વત્તા
૧૦ બચીશું. કેમકે જ્યારે શત્રુ હતા, ત્યારે જો દેવની સાથે તેના
દીકરાના મરણે કરીને આપણો મિલાપ કરાયો, તો મિલાપ
૧૧ થયા પછી તેના જીવનને લીધે કેટલા વત્તા બચીશું. અને
એટલુંજ નહિ, પણ જે આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની મારફતે
હમણાં મિલાપ પામ્યા છિયે, તેનેજ લીધે આપણે દેવમાં
આનંદ કરિયેછિયે.

૧૨ તે માટે આ પ્રમાણે [ વાત છે ] કે, એક માણસથી પાપ
જગતમાં પેઠું, ને પાપથી મરણ, ને એમ સઘળાં માણ-

સોમાં મરણનો પ્રસાર થયો, કારણ કે સઘળાંએ પાપ કીધું.
કેમકે નિયમશાસ્ત્ર આવ્યા સુધી પાપ જગતમાં હતું, ને નિયમ ૧૩
ન છતાં પાપ ગણાતું નથી. તો પણ આદમથી મુસા સુધી મરણે ૧૪
રાજ્ય કીધું, જેઓએ આદમના ઉલ્લંઘન સમાન પાપ કીધું ન
હતું, તેઓના ઉપર પણ રાજ્ય કીધું; [આદમ] તો તે આવ-
નારનું નિદર્શન હતો. પણ જેવું પાપ તેવું કૃપાદાન એમ નથી; ૧૫
કેમકે જો એકના પાપને લીધે ઘણા મરણ પામ્યા, તો તે કરતાં
એક માણસ એટલે ઈશુ ખ્રીસ્તથી, ઘણાના ઉપર દેવની કૃપા
તથા કૃપાથી દાન વિશેષે કરીને ઘણાં થયાં છે. અને એકના ૧૬
પાપ કીધાથી જેવું થયું, તેવું દાન નથી; કેમકે ન્યાય ચુકાદો
એક અપરાધથી દંડને સારૂ થયો, પણ કૃપાદાન ઘણા અપ-
રાધોથી ન્યાયકરણને સારૂ છે. કેમકે જો એકથી તેના પાપને ૧૭
લીધે મરણે રાજ્ય કીધું, તો જેઓ કૃપા તથા ન્યાયીપણાનું દાન
પુષ્કળ પામેછે, તેઓ ઘણા વિશેષે કરીને એક એટલે ઈશુ
ખ્રીસ્તથી જીવનમાં રાજ્ય કરશે. માટે જેમ એક અપરાધથી ૧૮
સઘળાં માણસો પર દંડનો ઠરાવ આવ્યો, તેમ એક ન્યાય-
કર્મથી સઘળાં માણસો પર જીવનના ન્યાયીકરણનો ઠરાવ
આવ્યો. કેમકે જેમ એક માણસે આજ્ઞા ભંગ કરી, તેથી ઘણાં ૧૯
પાપી ઠરાવાયાં, તેમજ એકે આજ્ઞાપાલન કર્યું, તેથી ઘણાં
ન્યાયી ઠરાવાશે. અને અપરાધ અધિક થાય, માટે નિયમ- ૨૦
શાસ્ત્ર પ્રવેશ પામ્યું; પણ જ્યાં પાપ અધિક થયું, ત્યાં તે કરતાં
કૃપા ઘણી અધિક થઈ. એ માટે કે જેમ પાપે મરણે કરીને ૨૧
રાજ્ય કીધું તેમ કૃપા પણ આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની મારફતે
ન્યાયીકરણે કરીને સર્વકાળના જીવનને અર્થે રાજ્ય કરે.

ત્યારે શું કહિયે? કૃપા અધિક થાય માટે પાપ કરતા ૬
રહિયે શું? ના, એવું ન થાય; આપણે પાપ સંબંધી મુઆ ૨
છિયે, તો પછી એમાં જીવન કેમ કહાડિયે? શું તમે નથી ૩
જાણતા કે, આપણામાંના જેટલા ખ્રીસ્ત ઈશુમાં બાપ્તિસ્મા
પામ્યા, તેટલા તેના મરણમાં બાપ્તિસ્મા પામ્યા. તે માટે આપણે ૪
તેની સાથે મરણમાં બાપ્તિસ્માએ કરીને દટાયા, કે જેમ

ખ્રીસ્ત બાપના મહિમાએ કરીને મુએલાંમાંથી ઉઠડાયો, તેમજ
૫ આપણે પણ નવા જીવનમાં ચાલિયે. કારણ કે જો આપણે
તેના મરણની સમાનતામાં તેની સાથે રોપાયા, તો તેના પુનરૂ-
૬ ત્થાનની સમાનતામાં પણ થઈશું. અને એ જાણિયેછિયે કે
આપણું જુનું માણસપણું તેની સાથે વધસ્તંભે એ માટે જડાયું
કે, પાપ સમુળગું નાશ પામે; એટલે હવે પછી આપણે પાપની
૭ સેવા ન કરિયે. કેમકે જે મુઓ છે તે ન્યાયી ઠરીને પાપથી
૮ છુટયો છે. હવે જો આપણે ખ્રીસ્તની સાથે મુઆ, તો આપણને
૯ વિશ્વાસ છે કે તેની સાથે પણ જીવીશું. કેમકે આપણે જાણિયે-
છિયે કે ખ્રીસ્ત મુએલાંમાંથી ઉઠડાઈને પાછો મરતો નથી;
૧૦ મરણ ફરી તેના ઉપર રાજ્ય કરતું નથી. કેમકે તે મુઓ,
એટલે એકવાર પાપ સંબંધી મુઓ, પણ તે જીવેછે એટલે
૧૧ દેવ સંબંધી જીવેછે. તેમ તમે પોતે પણ પાપ સંબંધી મુઆ
ખરા, પણ આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તને આસરે, દેવ સંબંધી
જીવતા છો, એવું ગણો.

૧૨ એ માટે તમે પોતાના મરનાર શરીરમાં પાપને રાજ્ય કરવા
૧૩ ન દો, કે તમે તેની કુઈચ્છાઓમાં તેને આધીન થાઓ. અને
તમારાં અંગોને અન્યાયનાં હથિયાર થવા સારૂ પાપને ન સોંપો;
પણ મુએલાંમાંથી જીવતા થયા, એવા પોતાને દેવને સોંપો,
તથા પોતાનાં અંગો ન્યાયીપણાનાં હથિયાર થવાને દેવને સોંપો.
૧૪ કારણ કે પાપ તમારા પર રાજ્ય કરનાર નથી, કેમકે તમે
નિયમને આધીન નથી, પણ કૃપાને આધીન છો.

૧૫ તો શું? આપણે નિયમને આધીન નથી, પણ કૃપાને આધીન
૧૬ છિયે, તે માટે પાપ કરિયે શું? ના, એવું ન થાય. શું તમે નથી
જાણતા કે, જેને તમે દાસ થઈ આજ્ઞા પાળવા સારૂ પોતાને
સોંપોછો, એટલે જેની આજ્ઞા તમે પાળોછો, તેના દાસ તમે
છો; ગમે મોતને અર્થે પાપના, અથવા ન્યાયીપણાને અર્થે
૧૭ આજ્ઞાપાલનના. તમે પાપના દાસ હતા, પણ જે ઉપદેશધારાને
આધીન તમે સોંપાયા, તે તમે અંતઃકરણથી માની લીધો, એ
૧૮ માટે દેવની સ્તુતિ થાઓ. અને તમે પાપથી છુટા થઈને,

ન્યાયીપણાના દાસ થયા. તમારા દેહના નબળાપણાના ૧૯
કારણથી, હું માણસની રીતે વાત કરૂંછું કે, જેમ તમે પોતાનાં
અંગો દાસ થવા સારૂ અન્યાયને અર્થે અશુદ્ધતાને તથા
અન્યાયને સોંપ્યાં; તેમ હમણાં પોતાનાં અંગો દાસ થવા
સારૂ પવિત્રતાને અર્થે ન્યાયીપણાને સોંપો. કેમકે જેવારે તમે ૨૦
પાપના દાસ હતા તેવારે તમે ન્યાયીપણાથી છુટા હતા. અને વળી ૨૧
જે કામોથી તમે હમણાં શરમાઓછો, તેઓથી તમને તેવારે
શું ફળ હતું? કેમકે તેઓનો પરિણામ મરણ છે. પણ હમણાં ૨૨
પાપથી છોડાએલા, ને દેવના દાસ થએલા, તમને પવિત્રતાને
અર્થે ફળ છે, ને પરિણામે સર્વકાળનું જીવન. કેમકે પાપનું ૨૩
વેતન મરણ છે, પણ દેવનું કૃપાદાન, ઈશુ ખ્રીસ્ત આપણા
પ્રભુને આસરે, સર્વકાળનું જીવન છે.

ઓ ભાઈઓ, શું તમે એ નથી જાણતા, કેમકે જે ૭
નિયમશાસ્ત્ર જાણેછે તેઓને હું કહુંછું કે, માણસ જીવેછે ત્યાં
સુધી નિયમશાસ્ત્ર તેના પર ધણીપણું કરેછે? કેમકે જે બાયડીને ૨
વરં છે, તે પોતાના વરના જીવતાં સુધી નિયમથી તેની સાથે
બંધાયલી છે, પણ જો વર મરીગયો હોય તો તે વરના નિયમથી
છુટી છે. હવે વરના જીવતાં જો તે બીજો વર કરે, તો તે ૩
વ્યભિચારેણ કહેવાશે; પણ જો તેનો વર મરીગયો તો તે
નિયમથી છુટી છે, તેથી જો તે બીજો વર કરે તો પણ
વ્યભિચારેણ નથી. એમજ, મારા ભાઈઓ, તમે પણ ખ્રીસ્તના ૪
શરીરે નિયમશાસ્ત્ર સંબંધી મુએલા થયા છો, એ સારૂ કે
બીજાના એટલે જે મુએલાંમાંથી પાછો ઉઠયો છે તેના થાઓ,
કે આપણે દેવ સંબંધી ફળ ઉપજાવિયે. કેમકે જ્યારે આપણે ૫
દૈહિક હતા ત્યારે નિયમશાસ્ત્રથી પાપોના જે વિકારો, તેઓ
આપણાં અંગોમાં મરણને સારૂ ફળ ઉપજાવવાને અર્થે
પ્રયત્ન કરતા હતા. પણ હમણાં જેમાં આપણે બંધાયા હતા ૬
તે વિષે આપણે મુએલા થઈને નિયમશાસ્ત્રથી છુટા થયા,
એ માટે કે લેખના જુનાપણાએ નહિ, પણ આત્માના નવા-
પણાએ સેવા કરિયે.

૭ ત્યારે આપણે શું કહિયે? શું નિયમ પાપરૂપ છે? ના, એવું
ન થાય; પણ નિયમ વગર મેં પાપ જાણ્યું ન હોત; કેમકે
નિયમશાસ્ત્રે કહ્યું ન હોત કે "લોભ ન રાખ," તો મેં લોભ
૮ જાણ્યો ન હોત. પણ પાપે આજ્ઞાથી નિમિત્ત પામીને,
મારામાં સઘળા પ્રકારનો લોભ ઉપજાવ્યો; કેમકે નિયમ વિના
૯ પાપ મરેલું હતું. અગાઉ નિયમ વિના હું જીવતો હતો, પણ
૧૦ આજ્ઞા આવી એટલે પાપ સજીવ થયું, ને હું મુઓ; ને જે
આજ્ઞા જીવનને અર્થે હતી તે મરણને અર્થે મને થઈ પડી;
૧૧ કેમકે પાપે આજ્ઞાથી નિમિત્ત પામીને મને ઠગ્યો, ને તેથી
૧૨ મને મારીનાખ્યો. એ માટે નિયમશાસ્ત્ર પવિત્ર છે ખરૂં, ને
૧૩ આજ્ઞા પવિત્ર, પ્રમાણિક તથા હિતકારી છે. ત્યારે જે હિત-
કારી છે તે મારે સારૂ મરણ થયું શું? ના, એવું ન થાય; પણ
પાપ તે પાપજ જણાય, એ માટે એણે જે હિતકારી છે, તેણે
કરીને મારામાં મરણ ઉપજાવ્યું, એ માટે કે આજ્ઞાને આસરે,
૧૪ પાપ તે અતિશે પાપિષ્ટ થાય. કેમકે આપણે જાણિયેછિયે
કે નિયમ આત્મિક છે, પણ હું દૈહિક ને પાપને તાબે વેચા-
૧૫ યલો છું. કેમકે હું જે કરૂંછું, તે માન્ય કરતો નથી, કારણ કે
૧૬ જે ઇચ્છુંછું તે હું કરતો નથી, પણ જે ધિ:કારૂંછું તે કરૂંછું. ત્યારે
હું જે ઇચ્છતો નથી તે જો કરૂંછું, તો હું નિયમ વિષે કબુલ કરૂંછું
૧૭ કે તે સારો છે. તો હવે હું તે નથી કરતો, પણ મારામાં જે
૧૮ પાપ રહેછે તે કરેછે. કેમકે હું જાણુંછું કે મારામાં, એટલે મારા
દેહમાં, કાંઇજ સારૂં રહેતું નથી; કારણ કે મારાથી ઈચ્છવું
૧૯ તો થાયછે, પણ જે સારૂં છે તે કરવું એ થતું નથી. કેમકે હું
જે સારૂં ઇચ્છુંછું તે કરતો નથી; પણ જે ભુંડું હું ઇચ્છતો નથી તે
૨૦ કરૂંછું. હવે જો હું જે ઈચ્છતો નથી તે કરૂંછું, તો હુંજ તે કરતો
૨૧ નથી, પણ મારામાં જે પાપ વસેછે તે કરેછે. તો મને એવો
નિયમ માલમ પડેછે કે સારૂં કરવા હું ઈચ્છુંછું ત્યારે ભુંડું પાસે છે.
૨૨ કેમકે હું માંહેના માણસપણા પ્રમાણે દેવના નિયમમાં આનંદ
૨૩ કરૂંછું. પણ હું મારાં અંગોમાં એક જૂદો નિયમ જોઉંછું, જે
મારા મનના નિયમની સામો લડેછે, ને મને મારાં અંગોમાં

પાપનો નિયમ છે તેના બંધનમાં લાવેછે. હું કેવો ક્લેશી ૨૪
માણસ છું, મને આ મરણના શરીરથી કોણ છોડાવશે?
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તને આસરે હું દેવની ઉપકારસ્તુતિ ૨૫
કરૂંછું. માટે તો હું પોતે મનથી દેવના નિયમની, પણ દેહથી
પાપના નિયમની, સેવા કરૂંછું.

**એ** માટે જેઓ ખ્રીસ્ત ઈશુમાં છે તેઓને દંડાજ્ઞા નથી. ૮
કેમકે ઈશુ ખ્રીસ્તમાં જીવનના આત્માના નિયમે મને પાપના ૨
તથા મરણના નિયમથી છુટો કીધો છે. કેમકે દેહના કારણથી ૩
નિયમ નિર્બળ હતો, તેથી જે તેને અશક્ય હતું તે દેવે
[કીધું, એટલે] પોતાના દીકરાને પાપી દેહની સમાનતામાં
મોકલીને ને પાપને સારૂ [અર્પણ કરીને] દેહમાં પાપની સજા
ઠરાવી. એ માટે કે આપણામાં, એટલે દેહ પ્રમાણે નહિ; ૪
પણ આત્મા પ્રમાણે ચાલનારામાં નિયમનો ન્યાય પુરો થાય.
કેમકે જેઓ દેહ પ્રમાણે છે, તેઓ દેહનાં વાનાં ઉપર ચિત્ત ૫
લગાડેછે; પણ જેઓ આત્મા પ્રમાણે છે, તેઓ આત્માનાં વાનાં
ઉપર ચિત્ત લગાડેછે. અને દૈહિક ભાવ મરણ છે; પણ ૬
આત્મિક ભાવ જીવન તથા શાંતિ છે. કારણ કે દૈહિક ભાવ ૭
દેવ પર વૈર છે, કેમકે તે દેવના નિયમને આધીન નથી, ને થઈ
શકતો પણ નથી. તો જેઓ દૈહિક છે તેઓ દેવને પ્રસન્ન કરી ૮
શકતા નથી. અને જો દેવનો આત્મા તમારામાં વસેછે, તો તમે ૯
દૈહિક નથી, પણ આત્મિક છો; પણ જો કોઈને ખ્રીસ્તનો
આત્મા નથી, તો તે તેનો નથી. અને જો ખ્રીસ્ત તમારામાં ૧૦
છે તો પાપને લીધે શરીર મરેલું છે ખરૂં, પણ ન્યાયીપણાને
લીધે આત્મા જીવેછે. તો જેણે ઈશુને મુએલાંમાંથી ઉઠાડયો, ૧૧
તેનો આત્મા જો તમારામાં વસેછે, તો જેણે ખ્રીસ્તને મુએ-
લાંમાંથી ઉઠાડયો તે, પોતાનો જે આત્મા તમારામાં વસેછે
તેની મારફતે, તમારાં મરનાર શરીરોને પણ જીવાડશે.

એ માટે, ઓ ભાઈઓ, આપણે ઋણીઓ છિયે, પણ દેહ ૧૨
પ્રમાણે જીવવાને દેહના ઋણીઓ નથી. કેમકે જો તમે દેહ ૧૩
પ્રમાણે જીવો તો મરશો; પણ જો તમે આત્માએ કરીને શરી-

૧૪ રનાં કામોને મારીનાખો તો જીવશો. કેમકે જેટલા દેવના
૧૫ આત્માથી દોરાયછે, તેઓ દેવના દિકરા છે. કેમકે ફરી
ભયને સારૂ દાસપણાનો આત્મા તમે પામ્યા નથી; પણ તમે
દત્તકપુત્રપણાનો આત્મા પામ્યા છો, જેનાથી આપણે આબા,
૧૬ એટલે બાપ, એવી હાંક મારિયેછિયે. આત્મા પોતે આપણા
આત્માની સાથે સાક્ષી આપેછે કે આપણે દેવનાં છોકરાં છિયે.
૧૭ અને જો છોકરાં તો વારસ, એટલે દેવના વારસ, ને ખ્રીસ્તની
સંઘાતે સાથીવારસ છિયે; કે જો આપણે તેની સાથે દુઃખ
સહિયે તો તેની સાથે મહિમા પણ પામિયે.

૧૮ કેમકે હું એમ ગણુંછું કે આ વખતનાં દુઃખો, જે મહિમા
આપણામાં પ્રગટ થનાર છે તેની સાથે સરખાવવા જોગ નથી.
૧૯ કેમકે સૃષ્ટિની ઘણી અપેક્ષા દેવનાં છોકરાંના પ્રગટ થવાની
૨૦ વાટ જોયા કરેછે. કારણ કે સૃષ્ટિ પોતાની ઈચ્છાથી નહિ પણ
૨૧ સ્વાધીન કરનારને લીધે, વ્યર્થપણાને સ્વાધીન થઈ; ને
આશા છે કે સૃષ્ટિ પોતે પણ દેવના છોકરાંઓના મહિમાવાન
૨૨ મોકળાપણામાં નાશના દાસપણાથી મોકળી કરાશે. કેમકે
આપણે જાણિયેછિયે કે હમણાં સુધી સઘળી સૃષ્ટિ એક
૨૩ સરખી નિશાસા મૂકેછે, ને કષ્ટે કરીને પીડાયછે. અને એકલી
તે નહિ, પણ આપણે જેઓને આત્માનું પ્રથમ ફળ મળ્યું છે,
તે આપણે પોતે પણ દત્તકપુત્રપણાની એટલે આપણા શરીરની
૨૪ ખંડણીની વાટ જોતાં, પોતામાંહે નિશાસા મૂકિયેછિયે. કેમકે
આપણે આશાએ બચ્યા છિયે, પણ દીઠેલી આશા તે આશા
નથી; કમકે કોઈ માણસ જે દેખેછે તેની આશા કેમ કરે?
૨૫ પણ જે આપણે દેખતા નથી તેની આશા જ્યારે ધરિયેછિયે,
ત્યારે ધીરજથી તેની વાટ જોઈયેછિયે.

૨૬ અને તે પ્રમાણે આત્મા પણ આપણી દુર્બળતાની સહાય
કરેછે; કેમકે યથાયોગ્ય રીતે શી પ્રાર્થના કરવી એ આપણે
જાણતા નથી, પણ આત્મા પોતે અવાચ્ય નિશાસાએ કરીને
૨૭ આપણે સારૂ મધ્યસ્થિ કરેછે; પણ અંતઃકરણનો શોધનાર
જાણેછે કે આત્માની ઈચ્છા શી છે; કેમકે દેવની ઈચ્છા પ્રમાણે

પવિત્ર લોકોને સારૂ તે વિનંતી કરેછે. અને આપણે જાણિયે- ૨૮
છિયે કે જેઓ દેવના ઉપર પ્રેમ કરેછે, ને તેના મનોરથ
પ્રમાણે તેડાયલા છે, તેઓને સારૂ સઘળાં એકઠાં મળીને ફાયદો
ઉપજાવેછે. કેમકે જેઓને તેણે પૂર્વેથી જાણ્યા, તેઓના ૨૯
વિષે પૂર્વેથી પણ ઠરાવ્યું, કે તેના દિકરાની પ્રતિમા સરખા
તેઓ થાય, એ સારૂ કે ઘણા ભાઈઓમાંનો તે પ્રથમજનિત
થાય. વળી જેઓને તેણે પૂર્વેથી ઠરાવ્યા, તેઓને પણ તેણે ૩૦
તેડાવ્યા ; ને જેઓને તેણે તેડાવ્યા, તેઓને પણ તેણે ન્યાયી
ઠરાવ્યા ; ને જેઓને તેણે ન્યાયી ઠરાવ્યા, તેઓને પણ તેણે
મહિમાવંત કરચા.

ત્યારે એ વિષે આપણે શું કહિયે? જ્યારે દેવ આપણા ૩૧
પક્ષનો ત્યારે આપણી સામો કોણ? જેણે પોતાનાજ દિકરાને ૩૨
રાખી મૂક્યો નહિ, પણ આપણ સર્વેને લીધે તેને આપ્યો, તે
આપણને બધું તેની સાથે કેમ કૃપારૂપે આપશે નહિ? દેવના ૩૩
નિવડેલા ઉપર કોણ દોષ મૂકશે? તેઓને ન્યાયી ઠરાવનાર
દેવ છે ; તેઓને દોષિત ઠરાવનાર કોણ? જે મુઓ, ને ૩૪
વિશેષે કરીને જે પાછો ઉઠયો તે ખ્રીસ્ત છે, તે દેવની જમણા
ગમ છે, તે આપણે સારૂ મધ્યસ્થ પણ કરેછે. ખ્રીસ્તના ૩૫
પ્રેમથી આપણને કોણ જુદા કરશે? શું કલેશ, કે સંકટ, કે
સતાવણી, કે દુકાળ, કે નાગાઈ, કે જોખમ, કે તરવાર? અને ૩૬
એ પ્રમાણે લખ્યું છે કે, "તારે લીધે અમે આખો દિવસ મારચા
જઈયેછિયે, મારીનખાવવાના ઘેટાના જેવા અમે ગણાયલા
છિયે." તો પણ જેણે આપણા ઉપર પ્રીતિ કીધી, તેની ૩૭
મારફતે આપણે એ બધાં સંબંધી વિશેષ જય પામિયેછિયે.
કેમકે મારી ખાતરી એ છે, કે મરણ, કે જીવન, કે દૂતો, કે ૩૮
અધિકારીઓ, કે પરાક્રમીઓ, કે વર્તમાનકાળનાં જે છે,
કે ભવિષ્યકાળનાં જે થનાર, કે ઉંચાણ, કે ઉંડાણ, કે કોઈ પણ ૩૯
બીજી સૃજેલી વસ્તુ, દેવની જે પ્રીતિ ખ્રીસ્ત ઈશુ આપણા
પ્રભુમાં છે, તેથી આપણને જુદા કરી શકશે નહિ.

૯ હું ખ્રીસ્તના નામથી સાચું બોલુંછું, હું જુઠું બોલતો નથી,
મારૂં અંતઃકરણ પણ પવિત્ર આત્માથી મારી શાહેદી પુરેછે
૨ કે, મને મોટો શોક તથા અખંડ ખેદ મારા અંતઃકરણમાં છે;
૩ કેમકે એવી ઈચ્છા હું કરી શકું કે મારા ભાઈઓ, એટલે દેહ
સંબંધી મારાં સગાંવહાલાંને બદલે હું પોતે પણ શ્રાપિત થઈને
૪ ખ્રીસ્તથી જૂદો કરાઉં. તેઓ ઈસ્રાએલી છે, ને દત્તકપુત્રપણું
તથા મહિમા તથા કરારો તથા નિયમશાસ્ત્રદાન તથા ભજન-
૫ ક્રિયા તથા વચનો તેઓનાંજ છે. બાપદાદાઓ તેઓના છે,
ને દેહ સંબંધી તેઓમાંનો ખ્રીસ્ત થયો; જે સર્વકાળ સુધી સહુ
૬ ઉપર સ્તુતિવાન દેવ છે. આમેન. પણ દેવની વાત વ્યર્થ
થઈ એમ નહિ, કેમકે જેઓ ઈસ્રાએલના છે તેઓ સઘળા
૭ ઈસ્રાએલી નથી. અને તેઓ ઈબ્રાહીમનો વંશ છે માટે સઘળાં
છોકરાં છે, એમ પણ નથી; પણ [એવું લખેલું છે કે,] "ઈસ-
૮ હાકથી તારો વંશ કહેવાશે". એટલે જેઓ દેહ સંબંધી છોકરાં,
તેઓ દેવનાં છોકરાં એમ નથી; પણ જેઓ વચન સંબંધી
૯ છોકરાં, તેઓજ વંશ ગણાશે. કેમકે વચનની વાત એ છે કે,
૧૦ "આ સમે હું આવીશ, ને સારાને દિકરો થશે." અને
એટલું એમ નહિ, કેમકે રબેકાએ પણ એક એટલે આપણા બાપ
૧૧ ઈસહાકથી ગર્ભ ધરયો, ને [છોકરાંઓના] જન્મ્યા પહેલાં
જ્યારે તેઓએ કંઈ સારૂં કે ભુંડું કરયું ન હતું, ત્યારે દેવનો
મનોરથ જે પોતાની પ્રસન્નતા પ્રમાણે છે તે, કરણીઓથી નહિ,
૧૨ પણ તેડનારથીજ, સ્થિર રહે, માટે એણીને એમ કહ્યું હતું
૧૩ કે, "વડો નાનાની ચાકરી કરશે." તે પ્રમાણે લખ્યું છે કે,
"મેં યાકુબ ઉપર પ્રીતિ કરી, પણ ઈસાવ ઉપર દ્વેષ કરયો છે."
૧૪ ત્યારે આપણે શું કહિયે? દેવ પાસે અન્યાય છે શું?
૧૫ ના, એવું ન થાય; કેમકે તે મુસાને કહેછે કે, "જેના ઉપર
હું દયા કરૂં, તેના ઉપર હું દયા કરીશ; ને જેના ઉપર હું
૧૬ કરૂણા કરૂં, તેના ઉપર હું કરૂણા કરીશ." માટે તો ઈચ્છનારથી
નહિ, ને દોડનારથી નહિ, પણ દયા કરનાર દેવથી થાયછે.

વળી ધર્મલેખ ફારૂનને કહેછે કે, "મેં તને ઉભો કરયો છે, એ ૧૭
માટે કે, તારામાં મારો પરાક્રમ હું દેખડાવું, ને મારૂં નામ
આખી પૃથ્વીમાં પ્રસિદ્ધ થાય." એ માટે જેના પર તે દયા ૧૮
કરવા ઈચ્છેછે, તેના પર દયા કરેછે; ને જેને હઠીલો કરવા
ઈચ્છેછે, તેને હઠીલો કરેછે.

ત્યારે તું મને કહેશે કે, તો હવે તે દોષ કેમ કહાડેછે? કેમકે ૧૯
તેની ઈચ્છાને કોણ નડેછે? હે માણસ, પણ તું કોણ છે કે ૨૦
દેવની સામા જવાબ આપેછે? જે ઘડેલું, શું તે પોતાના ઘડ-
નારને કહેશે કે, તેં મને એવું કેમ ઘડયું? એકજ ગારાથી એક ૨૧
પાત્ર માનને સારૂ તથા બીજું અપમાનને સારૂ ઘડવાને
કુંભારને મટોડી ઉપર અધિકાર નથી શું? અને જો દેવે પોતાનો ૨૨
કોપ દેખાડવા તથા પોતાનું સામર્થ્ય જણાવવા ઈચ્છીને,
નાશને જોગ થયલા કોપના પાત્રોનું ઘણી ધીરજથી સહન કીધું;
ને જો દયાનાં પાત્રોમાં પોતાના મહિમાની સંપત્તિ જણાવવા ૨૩
તેણે તેઓને મહિમાને સારૂ આગળ તૈયાર કરચાં હતાં તો શું?
તેઓને, એટલે આપણ જેઓને તેણે કેવળ યહુદીઓમાંથી ૨૪
નહિ, પણ વિદેશીઓમાંથી પણ તેડાવ્યા છે. અને તે પ્રમાણે ૨૫
તે હોશીઆમાં કહેછે કે, "જે મારા લોક ન હતા તેઓને હું
મારા લોક, ને જે વહાલી ન હતી તેને હું વહાલી કરી
કહીશ. અને એમ થશે કે જે ઠેકાણે તેઓને કહેવાતું હતું કે ૨૬
તમે મારા લોક નથી, ત્યાં તેઓ જીવતા દેવના દીકરાઓ
કહેવાશે." પણ યશાયા ઈસ્રાએલ સંબંધી ઘાંટો પાડીને ૨૭
કહેછે કે, "ઈસ્રાએલના દિકરાઓની ગણતી જો સમુદ્રની રેતી
સરખી હોય, તો પણ થોડાજ તારણ પામશે. કેમકે વાતને તે ૨૮
પુરી કરનાર તથા ન્યાયમાં તેને ટુંકી કરનાર છે, કેમકે પ્રભુ
દેશ પર ટુંકામાં વાત પુરી કરશે." અને તે પ્રમાણે યશાયાએ ૨૯
આગળ પણ કહ્યું હતું કે, "સેનાના પ્રભુએ આપણને સારૂ
બીજ જો રાખ્યું ન હોત, તો આપણે સદોમના જેવા થાત
તથા ગમોરાના સરખા થઈ જાત."

ત્યારે શું કહિયે? એ કે વિદેશીઓ ન્યાયીપણાને શોધતા ન ૩૦

હતા, તો પણ તેઓએ ન્યાયીપણાને, એટલે જે ન્યાયીપણું
૩૧ વિશ્વાસથી છે તેને, પામી લીધું. પણ ઈસ્રાએલ ન્યાયીપણાના
નિયમની પછવાડે લાગતાં, તેઓને ન્યાયીપણાનો નિયમ
૩૨ જડયો નહિ. શા માટે નહિ? કેમકે તેઓ વિશ્વાસથી નહિ,
પણ જેમ નિયમની કરણીઓથી તેમ [પછવાડી લાગતા]. કેમકે
તેઓએ ઠેસવાળા ખડકની ઠેસ ખાધી; જેમ લખ્યું છે
૩૩ તેમ કે, "જુઓ, સીઓનમાં હું ઠેસવાળા ખડક, ને ઠોકર-
વાળા પત્થરને રાખુંછું, ને જે કોઇ તેના ઉપર વિશ્વાસ કરશે
તે શરમાશે નહિ."

૧૦ **ઓ** ભાઇઓ, ઈસ્રાએલને સારૂ મારા અંતઃકરણની
ઈચ્છા તથા દેવની પાસે મારી પ્રાર્થના, તેઓના તારણને
૨ અર્થે છે. કેમકે હું તેઓની એ શાહેદી પુરૂંછું કે, તેઓમાં દેવ
૩ સંબંધીની આસ્થા છે ખરી, પણ તે જ્ઞાન પ્રમાણે નથી. કેમકે
દેવના ન્યાયીપણાને ન જાણીને તથા પોતાનાજ ન્યાયીપણાને
સ્થાપન કરવા ઈચ્છીને, તેઓ દેવના ન્યાયીપણાને આધીન
૪ થયા નહિ. ખ્રીસ્ત તો હરેક વિશ્વાસ રાખનારને ન્યાયી-
૫ પણાને અર્થે નિયમની સંપૂર્ણતા છે. અને નિયમશાસ્ત્રથી જે
ન્યાયીપણું છે, તેનું એવું વર્ણન મુસા લખેછે કે, "જે માણસ
૬ તેનાં [કામો] કરશે તે તેઓથી જીવશે." પણ જે ન્યાયીપણું
વિશ્વાસથી છે, તે એવું કહેછે કે, "તું તારા અંતઃકરણમાં ન
કહે કે આકાશમાં કોણ ચઢશે," એટલે ખ્રીસ્તને નીચે લાવ-
૭ વાને; અથવા એ કે "ઉંડાણમાં કોણ ઉતરશે," એટલે
૮ ખ્રીસ્તને મુએલાંઓમાંથી ઉપર લાવવાને. પણ તે શું કહેછે? એ
કે, "વાત તારી પાસે, તારા મહોમાં તથા તારા અંતઃકરણમાં
છે," એટલે વિશ્વાસની જે વાત અમે પ્રગટ કરિયેછિયે તે
૯ એ છે કે, જો તું તારે મહોડે પ્રભુ ઈશુને કબુલ કરીશ, ને દેવે
તેને મુએલાંઓમાંથી પાછો ઉઠાડયો, એવો વિશ્વાસ તારા
૧૦ અંતઃકરણમાં કરીશ, તો તું તારણ પામીશ. શા માટે કે
ન્યાયીપણાને અર્થે અંતઃકરણથી વિશ્વાસ રખાયછે, ને

તારણને અર્થે મહોડે કરીને સ્વીકાર થાયછે. કેમકે ધર્મલેખ ૧૧
કહેછે કે, "એના ઉપર જે કોઈ વિશ્વાસ કરશે તે શરમાશે નહિ,"
કેમકે યહુદી તથા હેલેનીઓમાં ભેદ નથી. કેમકે સર્વેનો તેજ પ્રભુ ૧૨
પોતાના સર્વે ભજનારાઓને સારૂ સંપત્તિવાન છે. કેમકે જે ૧૩
કોઈ પ્રભુના નામ પર હાંક મારશે તે તારણ પામશે. પણ જેના ૧૪
ઉપર તેઓએ વિશ્વાસ નથી કર્યો, તેના પર તેઓ કેમ હાંક
મારશે? વળી જેના વિષે તેઓએ સાંભળ્યું નથી, તેના ઉપર
વિશ્વાસ કેમ કરશે? વળી સંભળાવનાર વગર કેમ સાંભળશે.
વળી તેઓ મોકલાયા વગર કેમ સંભળાવે? તે પ્રમાણે લખ્યું ૧૫
છે કે, "વધામણીની સુવાર્તાના સંભળાવનારાઓના પગો
કેવા સુંદર છે."

પણ સઘળાએ તે સુવાર્તા માની નહિ, કેમકે યશાયા કહેછે ૧૬
કે, "ઓ પ્રભુ, અમારા કહી સંભળાવ્યા પર કોણે વિશ્વાસ
કીધો છે?" ત્યારે સાંભળવાથી વિશ્વાસ તથા દેવની વાતની ૧૭
મારફતે સાંભળવું થાયછે. પણ હું કહુંછું કે શું તેઓએ નથી ૧૮
સાંભળ્યું? હા, નિશ્ચે આખી પૃથ્વિમાં તેઓનો અવાજ તથા
જગતના છેડાઓ સુધી તેઓની વાતો નિકળી છે. પણ હું ૧૯
કહુંછું કે, શું ઈસ્રાએલે જાણ્યું નથી? પ્રથમ મુસા કહેછે કે,
"જેઓ લોક નથી તેઓની અદેખાઈ હું તમારી પાસે કરાવીશ;
અજ્ઞાની લોકે કરીને તમને ચિડવીશ." વળી યશાયા છાતી ૨૦
રાખીને કહેછે કે, "જેઓ મને શોધતા ન હતા તેઓને હું
મળ્યો. જેઓ મારા સંબંધી પુછતા ન હતા તેઓને હું
પ્રસિદ્ધ થયો." પણ ઈસ્રાએલ વિષે તે કહેછે કે, "આખો ૨૧
દિવસ, ન માનનારા તથા ઉલટું બોલનારા લોકોની ગમ મેં
મારા હાથો લાંબા કીધા."

ત્યારે હું કહુંછું, શું દેવે પોતાના લોકને કહાડી મૂક્યા? ૧ ૧
ના, એવું ન થાય, કેમકે હું પણ ઈસ્રાએલી, ઈબ્રાહિમના
વંશનો, ને બન્યામીનના કુળનો છું. પોતાના જે લોકોને દેવે ૨
અગાઉ જાણ્યા તેઓને કહાડી મૂક્યા નથી; એલિયા સંબંધી

ધર્મલેખ શું કહેછે, એ તમે નથી જાણતા? કે તે શી રીતે દેવની
૩ પાસે ઈસ્રાએલની ઉલટી વિનંતી કરીને કહેછે કે, "ઓ પ્રભુ,
તેઓએ તારા ભવિષ્યવાદીઓને મારીનાખ્યા છે, ને તારી
યજ્ઞવેદીઓને ખોદી નાખી છે, ને હું એકલો રહ્યો, ને તેઓ મારો
૪ જીવ લેવાને શોધેછે." પણ દેવનું ઉત્તર તેને શું કહેછે?
"મેં પોતાને સારૂ સાત હજાર પુરૂષોને રાખી મૂક્યા છે, કે
૫ જેઓએ બાલની આગળ ઘુંટણ ટેકયું નથી." અને એમજ
હાલના કાળમાં પણ કૃપાના પસંદ કરચા પ્રમાણે કેટલાએક
૬ બાકી રહેલાં છે. અને જો એ કૃપાથી થયું, તો કરણીઓથી
નહિ, નહિ તો કૃપા તો કૃપાજ નથી, ને જો કરણીઓથી થયું, તો
૭ કૃપાથી નહિ, નહિ તો કરણી તો કરણીજ નથી. ત્યારે શું?
ઈસ્રાએલ જે શોધેછે તે તેઓને પ્રાપ્ત થયું નથી, પણ પસંદ
૮ કરેલાઓને પ્રાપ્ત થયું છે, ને બાકીના જડ કરાયા; જે પ્રમાણે
લખ્યું છે કે, "દેવે તેઓને આ દિવસ સુધી મૂઢ આત્મા
તથા નહિ દેખે એવી આંખો તથા નહિ સાંભળે એવા કાનો
૯ આપ્યાં છે." અને દાવુદ કહેછે કે, "તેઓની મેજ તેઓને
વાસ્તે ફાંદો તથા ફાંસ તથા ઠોકર તથા પ્રતિકુળ થાઓ.
૧૦ તેઓની આંખો અંધકારરૂપ થાઓ, એવી કે તેઓ દેખે નહિ,
ને તેઓની પીઠ સદા તું વાંકી વાળ."
૧૧ ત્યારે હું કહુંછું કે, તેઓએ ઠોકર ખાધી એ માટે કે તેઓ
પડી જાય? ના, એવું ન થાય, પણ ઉલટું તેઓના પડવાથી,
વિદેશીઓને તારણ મળે, કે તેઓ [ઈસ્રાએલીઓ] અદેખાઈથી
૧૨ ઉશ્કેરાય. ત્યારે જો તેઓનું પડવું એ જગતને સંપત્તિરૂપ, ને
તેઓની દુર્દશા એ જો વિદેશીઓને સંપત્તિરૂપ થયું, તો તેઓનું
સંપૂર્ણ થવું એ કેટલું અધિક થશે?
૧૩ હું તો તમ વિદેશીઓને બોલુંછું; વિદેશીઓ સંબંધી હું તો
૧૪ પ્રેરિત છું, તેટલા માટે હું મારા કારભારને મોટો માનુંછું; એ માટે
કે કોઈ પ્રકારે મારા સ્વદેશી ભાઈઓને હું અદેખાઈથી ઉશ્કેરૂં
૧૫ તથા તેઓમાંના કેટલાએકને બચાવું. કેમકે તેઓને કહાડી
નાખવું એ જો જગતનો મિલાપ [દેવ સાથે] થયો, તો

તેઓને ફરી અંગીકારવું, એ તો મુએલાંમાંથી જીવન શિવાય
બીજું શું થશે?

વળી જો પ્રથમ ફળ પવિત્ર છે, તો લોંદો પણ પવિત્ર; ને ૧૬
જો જડ પવિત્ર તો ડાળીઓ પણ પવિત્ર. વળી જો ડાળી- ૧૭
ઓમાંની કેટલીએક ભાંગી નંખાઈઓ, ને તું જંગલી જૈતુન
છતાં કલમરૂપે તેઓને ઠેકાણે મેળવાયો, ને જૈતુનની જડ
તથા રસનો ભાગીઓ થયો, તો એ ડાળીઓ પર તું ગર્વ ન ૧૮
કર; પણ જો તું ગર્વ કરે, તો પણ જડને તારો આધાર નથી
પણ તને જડનો. ત્યારે તું કહેશે કે હું કલમરૂપે મેળવાઉં ૧૯
માટે ડાળીઓ ભાંગી નંખાઈઓ. વારૂ, અવિશ્વાસને લીધે ૨૦
તેઓ ભાંગી નંખાઈઓ, ને તું વિશ્વાસથીજ સ્થિર રહેછે,
ગર્વિષ્ઠ ન થા, પણ ભય રાખ. કેમકે જો દેવે અસલ ૨૧
ડાળીઓને બચાવી નહિ તો તને પણ નહિ બચાવશે. ત્યારે ૨૨
દેવની મેહેરબાનીને તથા તેની કઠણતાને પણ જો; જેઓ પડી
ગયા તેઓ પર તો કઠણતા, પણ જો તું તેની મેહેરબાનીમાં
રહે તો તારા ઉપર મેહેરબાની, નહિ તો તું પણ કાપી નંખાઈશ.
અને તેઓ જો અવિશ્વાસમાં નહિ રહેશે, તો કલમરૂપે મેળ- ૨૩
વાશે; કેમકે દેવ તેઓને કલમરૂપે પાછા મેળવી શકેછે. કેમકે ૨૪
જે જૈતુનનું ઝાડ સ્વભાવથી જંગલી જો તેમાંથી તું કાપી કહડાયો,
ને સ્વભાવથી ઉલટી રીતે સારા જૈતુનના ઝાડમાં કલમરૂપે
મેળવાયો, તો તે કરતાં સ્વભાવિક ડાળીઓ કેટલી અધિકતાથી
પોતાના જૈતુનના ઝાડમાં કલમરૂપે પાછી મેળવાશે.

કેમકે, ઓ ભાઈઓ, મારી ઈચ્છા નથી કે તમે આ ભેદ ૨૫
સબંધી અજાણ્યા રહો રખેને તમે પોતાને બુદ્ધિવાન સમજો,
કે વિદેશીઓની સંપૂર્ણતા માંહે આવે ત્યાં સુધી ઈસ્રાએલના
કાંઈક ભાગને કઠણતા થઈ છે. અને એમ બધા ઈસ્રાએલ ૨૬
બચશે, જેમ લખ્યું છે તેમ કે, "શીઓનમાંથી બચાવનાર
આવશે, ને તે યાકુબની પાસેથી અભક્તિને ફેરવી નાખશે;
જ્યારે હું તેઓનાં પાપ નિવારણ કરીશ, ત્યારે એ તેઓને ૨૭
સારૂ મારી પાસેથી બંદોબસ્ત છે." સુવાર્તા સંબંધી તમારે ૨૮

લીધે તેઓ શત્રુ છે ખરા, પણ પસંદ થયા સંબંધી બાપદાદા-
૨૯ ઓને લીધે તેઓ વહાલા છે. કેમકે દેવનાં કૃપાદાન તથા તેડાં
૩૦ અચળ છે. કેમકે જેમ તમે પહેલાં દેવને માનતા ન હતા, ને
હમણાં તેઓના ન માન્યાના કારણથી તમારા પર દયા આવી;
૩૧ તેમ તેઓ હમણાં માનતા નથી, એ સારૂ કે, તમારા પરની
૩૨ દયાના કારણથી, તેઓ પર પણ દયા આવે. કેમકે દેવે તેઓ
બધાને અવિશ્વાસમાં બંધ કરયા છે, એ સારૂ કે બધા ઉપર
તે દયા કરે.
૩૩ આહા! દેવની સંપત્તિનું તથા બુદ્ધિનું તથા જ્ઞાનનું ઉંડાપણું.
તેના ઠરાવો કેવા અશોધ્ય, ને તેના માર્ગો કેવા અગમ્ય છે!
૩૪ કેમકે પ્રભુનું મન કોણે જાણ્યું છે, અથવા તેને બોધ આપનાર
૩૫ કોણ થયો છે, અથવા કોણે તેને પહેલાં કંઈ આપ્યું, ને તે
૩૬ તેને પાછું વળાશે? કેમકે તેનાથી, તથા તેના વડે, તથા તેને
અર્થે બધું થાયછે. તેનો સર્વકાળ સુધી મહિમા થાઓ. આમેન.

૧૨ ત્યારે, ઓ ભાઈઓ, દેવની ઘણી દયાને લીધે, હું તમારી
વિનંતી કરૂંછું કે, તમે પોતાના શરીરોનું જીવતું તથા પવિત્ર
તથા દેવને પ્રસન્ન કરનાર અર્પણ કરો; એ તમારી બુદ્ધિસંપન્ન
૨ સેવા છે. અને આ જગતનું રૂપ તમે ન ધરો, પણ તમારાં
મનો નવાં થઈ જતાં પરમ રૂપમાં તમે બદલાઓ, એવા કે
દેવની ઇચ્છા શી છે, એટલે જે સારી ને સુખદાયક ને સંપૂર્ણ
છે, તે સંબંધી તમે પારખ થાઓ.
૩ વળી જે કૃપા મને પ્રાપ્ત થએલી છે, તેના આસરાથી, હું
તમારામાંના એકેકને કહુંછું કે, પોતાને ગણવાને જે યોગ્ય છે,
તે કરતાં વધારે ન ગણવો, પણ નમ્ર બુદ્ધિથી ગણવો, જેમ દેવે
૪ એકેકને વિશ્વાસનું માપું વેહેંચી આપ્યું છે, તેમ. કેમકે જેમ
આપણને એક શરીરનાં ઘણાં અંગો છે, ને સઘળાં અંગોને
૫ એકજ કામ નથી; તેમ ખ્રીસ્તમાં આપણે ઘણાં છતાં એક
૬ શરીર છિયે, ને માહોમાંહે એકમેકનાં અંગો. અને આપણને જે
કૃપા પ્રાપ્ત થએલી છે, તે પ્રમાણે જુદાં જુદાં કૃપાદાનો મળ્યાં છે;

તેથી જો ભવિષ્ય કહેવાનું, તો વિશ્વાસના માપા પ્રમાણે કહેવું;
અથવા જો સેવાનું તો સેવામાં લાગુ રહેવું; વળી જે શીખા- ૭
મણ આપનાર તેણે શીખામણ આપવામાં, ને જે સુબોધ ૮
કરનાર તેણે સુબોધ કરવામાં લાગુ રહેવું; જે બીજાને કંઈ
આપેછે તેણે ઉદારપણાથી આપવું; જે અધિકાર કરેછે તેણે
આતુરતાથી કરવો; ને જે દયા કરેછે તેણે ખુશીથી કરવી.

પ્રેમ ઢોંગ વગર થાય, જે ભુંડું છે તેનો તમે દ્વેષ કરો, જે ૯
સારૂં છે તેને વળગી રહો. ભાઈ પરના પ્રેમે કરીને એકમેક ૧૦
ઉપર પ્રીતિ કરનારા; માન સંબંધી એક બીજાને શ્રેષ્ઠ
ગણનારા; આતુરતામાં આળસ વગરના; આત્મામાં હોંશીલા; ૧૧
પ્રભુની સેવા કરનારા; આશામાં હરખ કરનારા; સંકટમાં ૧૨
ધીરજ રાખનારા; પ્રાર્થનામાં લાગુ રહેનારા; પવિત્રોનો ૧૩
ખપ પુરો પાડનારા; પરોણાગત કરનારા, એવા તમે થાઓ.
તમારા સતાવનારાઓને આશીર્વાદ આપો, આશીર્વાદજ આપો, ૧૪
ને શ્રાપ આપતા ના. હરખનારાઓની સાથે તમે હરખાઓ, ૧૫
ને રડનારાઓની સાથે રડો. માહોમાંહે તમે એકજ મન ધરો, ૧૬
મોટાઈ પર મન ન રાખો પણ દીનોની સાથે મળતા જાઓ;
તમે પોતાને બુદ્ધિવંત ન સમજો. ભુંડાને બદલે ભુંડું કોઈને ૧૭
વાળતા ના, સઘળાં માણસોનાં દેખતાં જે સુશોભિત છે, તે
[કરવાને] ધ્યાનમાં આણો. જો બની શકે, તો જેમ તેમ ૧૮
કરીને સઘળાં માણસોની સાથે સમાધાનમાં ચાલો. ઓ વહા- ૧૯
લાઓ, તમે પોતા પરનું વૈર ન વાળો, પણ કોપને સારૂ જગ્યા
છોડો, કેમકે લખેલું છે કે, "પ્રભુ કહેછે કે વૈર વાળવું એ મારૂં
છે, હું પાછું વાળી આપીશ." એ માટે જો તારો વૈરી ભુખ્યો ૨૦
હોય, તો તેને ખાવાનું આપ; જો તૃષિત હોય તો તેને પીવાનું
આપ, કેમકે એવું કરતાં તું તેના માથા પર આગના અંગારા
ઢગલાએ મૂકીશ. જે ભુંડું તેથી તું જીતેલો ન થા, પણ જે ૨૧
સારૂં તેથી ભુંડું જીત.

દરેક માણસે મુખ્ય અધિકારીઓને આધીન થવું; કેમકે ૧૩

જે દેવથી નથી એવો કોઈ અધિકાર નથી; જે અધિકારીઓ
૨ છે તેઓ દેવના ઠરાવેલા છે; એ માટે અધિકારીની સામો જે
થાયછે તે દેવના ઠરાવને નડેછે, ને નડનારા પોતાને સારૂ દંડ
૩ પ્રાપ્ત કરશે. કેમકે હાકેમો સારાં કામ સંબંધી ભયરૂપ નથી,
પણ ભુંડાં સંબંધી; ત્યારે અધિકારીથી તને બિહીક ન લાગે,
એવી તારી ઈચ્છા છે શું? તો તું સારૂં કર ને તું તેની પાસે
૪ વખાણ પામીશ. કેમકે તારા હિતને અર્થે તે દેવનો કારભારી
છે; પણ જો તું ભુંડું કરે તો બિહી, કેમકે તે તરવાર નિરર્થક
રાખતો નથી, કેમકે તે દેવનો કારભારી છે, એટલે, કોપને
૫ અર્થે ભુંડું કરનાર પર તે બદલો વાળનાર છે. તે માટે
કેવળ કોપને લીધે નહિ, પણ પ્રેરકબુદ્ધિને લીધે પણ તમારે
૬ તેને આધીન થવું જોઈએ. અને એ કારણ માટે તમે કર પણ
આપોછો, કેમકે તેઓ દેવના ચાકર છે ને તેજ કામમાં લાગુ
૭ રહેછે. ત્યારે સઘળાને પોતાનો હક આપો; જેને કરનો તેને
કર; જેને દાણનો તેને દાણ; જેને બિહીકનો તેને બિહીક;
જેને માનનો તેને માન.

૮ એક બીજા ઉપર પ્રેમ રાખવો એ શિવાય બીજું દેવું કોઈનું
ન કરો, કેમકે જે બીજા ઉપર પ્રેમ રાખેછે તેણે નિયમને પુરો
૯ પાળ્યો છે. કારણ કે "તારે વ્યભિચાર ન કરવો, હત્યા ન
કરવી, ચોરી ન કરવી, જુઠી શાહેદી ન પુરવી, લોભ ન
રાખવો," ઇત્યાદિ, જે આજ્ઞાઓ છે તેઓ સંક્ષેપે કરીને આમાં
સમાયલી છે, એટલે "જેવો પોતા પર તેવો પોતાના પડોશી
૧૦ પર પ્રેમ રાખવો." પ્રેમથી પડોશીનું કંઈ ભુંડું કરાતું નથી,
તેથી પ્રેમ નિયમની સંપૂર્ણતા છે.

૧૧ અને વળી કાળને જાણીને કે હમણાં ઉંઘમાંથી ઉઠવાની
વેળા આવી છે, કારણ કે જે વેળાએ આપણે વિશ્વાસ કરવા
૧૨ માંડયો, તે કરતાં હાલ આપણું તારણ પાસે છે. રાત ઘણી
ગઈ, દિવસ પાસે છે, માટે આપણે અંધકારનાં કામો ત્યાગ
૧૩ કરિયે, ને અજવાળાનાં હથિયારો બાંધિયે. અને દિવસે
જેમ શોભે તેવી રીતે ચાલિયે, રંગભોગમાં તથા છાકટાઈમાં

નહિ, સંભોગમાં તથા કામીપણામાં નહિ, ઝઘડામાં તથા
મત્સરમાં નહિ. પણ તમે પ્રભુ ઈશુ ખ્રીસ્તને પહેરી લો, ને ૧૪
દેહ સંબંધી, એટલે તેની દુષ્ટ ઈચ્છાઓને અર્થે ચિંતા ધ્યાનમાં
ન આણો.

વિશ્વાસમાં જે નબળો તેનો અંગીકાર કરો, પણ સંદેહ ૧૪
વિષેના વિવાદને સારૂ નહિ. કોઈએક તો એવું ધારેછે કે હું બધું ૨
ખાઉં, ને બીજો નબળો છે માટે શાકજ ખાયછે. જે ખાયછે તેણે ૩
ન ખાનારને તુચ્છ ન કરવો; ને જે ખાતો નથી તેણે ખાના-
રને અપરાધી ન ઠરાવવો, કારણ કે દેવે તેનો અંગીકાર
કરયો છે. તું કોણ છે કે બીજાના ચાકરને અપરાધી ઠરાવે? ૪
પોતાના ધણી આગળ તે ઉભો રહેછે અથવા પડેછે, પણ તે
ઉભો રખાશે, કેમકે દેવ તેને ઉભો રાખી શકેછે. કોઈ એક ૫
તો એક દિવસને બીજા કરતાં વધારે માનેછે, ને બીજો સઘળા
દિવસને સરખા માનેછે; હરેકે પોતપોતાના મનમાં સંપૂર્ણ
નિશ્ચે કરવો. દિવસને જે ગણકારેછે તે પ્રભુને સારૂ ગણકારેછે; ૬
ને દિવસને જે ગણકારતો નથી તે પ્રભુને સારૂ ગણકારતો
નથી; જે ખાયછે તે પ્રભુને સારૂ ખાયછે, કેમકે તે દેવનો ઉપકાર
માનેછે ને જે નથી ખાતો તે પ્રભુને સારૂ નથી ખાતો, ને
દેવનો ઉપકાર માનેછે. કેમકે આપણામાંનો કોઈ પોતાને સારૂ ૭
જીવતો નથી, ને કોઈ પોતાને સારૂ મરતો નથી. કારણ કે જો ૮
જીવિયેછિયે, તો પ્રભુને સારૂ જીવિયેછિયે, અથવા જો મરિયે-
છિયે, તો પ્રભુને સારૂ મરિયેછિયે, તે માટે આપણે જો
જીવિયે અથવા જો મરિયે તો પ્રભુનાજ છિયે. કેમકે એ માટે ૯
ખ્રીસ્ત મરણ પામ્યો, ને પાછો ઉઠયો ને જીવેછે કે, મુએલાં-
ઓનો તથા જીવતાંઓનો પણ તે પ્રભુ થાય. પણ તું પોતાના ૧૦
ભાઈને કેમ અપરાધી ઠરાવેછે? અથવા તું પોતાના ભાઈને
કેમ તુચ્છ કરેછે? કેમકે આપણે સહુ ખ્રીસ્તના ન્યાયાસન
આગળ ઉભા રહીશું. કાંજે લખ્યું છે, "પ્રભુ કહેછે કે, હું ૧૧
પોતાના જીવના સમ ખાઉંછું કે, હરેક ઘુંટણ મારી આગળ વાંકો

૧૨ વળશે, ને હરેક જીભ દેવ આગળ સ્વીકાર કરશે." એ માટે
આપણામાંનો હરેક પોતપોતાનો હિસાબ દેવને આપશે.
૧૩ ત્યારે હવેથી આપણે એક બીજાને અપરાધી ન ઠરાવિયે,
પણ તે કરતાં એવું ઠરાવિયે કે, પોતાના ભાઈ આગળ, જેની
૧૪ ઠેસ કે ઠોકર લાગે, એવું કંઇ ન મૂકવું. હું પ્રભુ ઈશુથી જાણુંછું
ને મારી પુરી ખાતરી થએલી છે કે કંઈ તો જાતે અશુદ્ધ નથી,
૧૫ પણ જેને જે કંઇ અશુદ્ધ લાગેછે તેને તે અશુદ્ધ છે. પણ જો
તારો ભાઈ તારા ખાવાને લીધે ખેદ પામેછે, તો તેટલામાં તું
પ્રેમ પ્રમાણે ચાલતો નથી; જેને સારૂ ખ્રીસ્ત મરયો, તેનો નાશ
૧૬ તું તારા ખાવાનાથી ન કરાવ. ત્યારે તમારૂં જે સારૂં તે ભુંડું
૧૭ કહેવાય એવું થવા ન દો. કેમકે દેવનું રાજ્ય ખાવા પીવામાં
નથી, પણ ન્યાયીપણું, શાંતિ, ને પવિત્ર આત્માથી આનંદ,
૧૮ એઓમાં છે. કેમકે એઓમાં જે ખ્રીસ્તની સેવા કરેછે, તે
૧૯ દેવને પ્રસન્ન તથા માણસોને માનીતો થાયછે. ત્યારે જે
સમાધાનનું તથા જે પરસ્પરની સુધરાઈનું હોય તેની પછવાડે
૨૦ આપણે લાગવું. ખાવાના કારણે દેવનાં કામનો નાશ ન કરો;
બધું શુદ્ધ છે ખરૂં, પણ ખાવાથી જે ઠોકર ખવાડેછે તે માણ-
૨૧ સને તે ભુંડું છે. માંસ ન ખાવું, ને દ્રાક્ષારસ ન પીવો, ને
જે કંઈ બીજાથી તારો ભાઈ ઠેસ ખાયછે, અથવા ઠોકરાયછે,
અથવા નબળો થાયછે, તે ન [ કરવું ] એ તને ઘટારથ છે.
૨૨ શું તને વિશ્વાસ છે? તો તે પોતામાં દેવની આગળ રાખ;
પોતાને જે સારૂં લાગેછે, તે સંબંધી પોતાને અપરાધી જે નથી
૨૩ ઠરાવતો તે ધન્ય છે. પણ જેને સંદેહ છે તે જો ખાયછે તો તે
અપરાધી ઠરેછે, કેમકે તે વિશ્વાસથી [ ખાતો નથી]; ને જે
સઘળું વિશ્વાસથી નથી તે તો પાપ છે.

**૧૫** હવે અશક્તોની નિર્બળતાનું સહન કરવું, ને પોતાને ખુશી
૨ ન કરવા, એ આપણ શક્તિવંતોને જોગ છે. આપણામાંના
હરેકે પોતાના પડોશીને તેના કલ્યાણને અર્થે તેના સંસ્થાપન
૩ માટે ખુશી કરવો. કેમકે ખ્રીસ્તે પણ પોતાને ખુશી કીધો નહિ,
પણ જેમ લખ્યું છે કે, "નિંદાખોરો તારી જે નિંદા કરતા હતા

તે મારા પર પડી," તેમ. કેમકે જેટલું અગાઉ લખેલું હતું, ૪
તે આપણી શીખામણને સારૂ લખેલું હતું, એ માટે કે પવિત્ર-
લેખોને આસરે, જે ધીરજતા તથા દિલાસો છે, તેઓથી
આપણને આશા થાય. હવે તમે, ખ્રીસ્ત ઈશુ પ્રમાણે, એકજ ૫
મનના થાઓ, એવું ધીરજતાનો તથા દિલાસાનો દેવ તમને દેો;
એ માટે કે તમે એક ચિત્તથી તથા એક મુખથી, દેવનો, એટલે ૬
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના બાપનો, મહિમા પ્રગટ કરો. માટે, ૭
ખ્રીસ્તે જેમ દેવના મહિમાને અર્થે આપણો અંગીકાર કર્યો,
તેમ તમે એક બીજાનો અંગીકાર કરો. વળી હું કહુંછું કે, ઈશુ ૮
ખ્રીસ્ત દેવના સત્યને લીધે સુનતીઓનો સેવક થયો, એ માટે કે
જે વચનો બાપદાદાઓને આપેલાં હતાં, તેઓને તે સ્થિર કરે, ને
વળી કે વિદેશીઓ પણ તેની દયાને લીધે દેવનો મહિમા પ્રગટ કરે, ૯
જેમ લખ્યું છે તેમ કે, "એ કારણ માટે હું વિદેશીઓમાં તારી
સ્તુતિ કરીશ, ને તારા નામનું ગીત ગાઈશ." અને વળી કહેછે ૧૦
કે, "ઓ વિદેશીઓ, તમે તેના લોકોની સંઘાતે હરખાઓ."
અને વળી, "ઓ સઘળા વિદેશીઓ, પ્રભુને વખાણો, ને, ઓ ૧૧
સઘળા લોક, તેની સ્તુતિ કરો." અને વળી યશાયા કહેછે કે, ૧૨
"યેસીમાંની જડ થશે, એટલે વિદેશીઓ ઉપર રાજ્ય કરવાને
જે ઉઠવાનો છે, તેના પર વિદેશીઓ આશા રાખશે." હવે ૧૩
આશાનો દેવ તમને વિશ્વાસ રાખવામાં, સર્વ હર્ષ તથા શાંતિએ
ભરપુર કરો, એ સારૂ કે પવિત્ર આત્માની શક્તિએ કરીને
તમને આશા પુશ્કળ થાય.

અને, ઓ મારા ભાઈઓ, હું પોતે નિશ્ચે જાણુંછું કે તમે પોતે ૧૪
સારાપણાએ પૂર્ણ, સર્વ જ્ઞાને ભરપુર, ને એક બીજાને
ચેતાવવાને સારૂ તમે શક્તિમાન છો. તોએ પણ જાણે કે મારે ૧૫
તમને સ્મરણ કરાવવું, માટે કાંઈ વધારે છાતી ચલાવીને મેં
તમારા પર લખ્યું છે, કારણકે દેવથી મને આ કૃપા પ્રાપ્ત થયલી
છે, કે દેવની સુવાર્ત્તા વિષેનો યાજક થઈને, હું વિદેશીઓ ૧૬
સંબંધી ખ્રીસ્તનો સેવક થાઉં, એ સારૂ કે વિદેશીઓ પવિત્ર
આત્માથી પવિત્ર કરાઈને માનીતું અર્પણ થાય. ત્યારે જે દેવ ૧૭

વિષેનું છે તે સંબંધી મને ખ્રીસ્ત ઈશુથી મોટાઈ કરવાનું કારણ છે.
૧૮ કેમકે વિદેશીઓ આજ્ઞાપાલન કરે એ સારૂ ખ્રીસ્તે જે મારી પાસે
કરાવ્યું નથી, તે સંબંધીનું કાંઈ કહેવાને મારી છાતી ચાલનાર
૧૯ નથી, એટલે વાતમાં ને કામમાં ને ચિન્હોના તથા આશ્ચર્યોના
પરાક્રમમાં, કે જેઓ દેવના આત્માના પરાક્રમથી છે [ એવું
કરાવ્યું] કે, યરૂશાલેમથી તે ઈલુરીકમ સુધી ફેરો ખાઈને મેં
૨૦ ખ્રીસ્તની સુવાર્ત્તા સંપૂર્ણ પ્રકારે પ્રગટ કરી છે. અને એવી રીતે
તો મેં સુવાર્ત્તા પ્રગટ કરવાની મહેનત કીધી, કે જ્યાં ખ્રીસ્તનું
૨૧ નામ હતું ત્યાં નહિ, રખે બીજાના પાયા પર હું બાંધું. પણ જેમ
લખ્યું છે તેમ કે, "જેઓને તેના સંબંધીના સમાચાર ન હતા
તેઓ જોશે, ને જેઓએ સાંભળ્યું ન હતું તેઓ સમજશે."
૨૨ અને તેજ કારણથી તમારી પાસે આવતાં મને ઘણી અડ-
૨૩ ચણો પડી છે. પણ હમણાં આ પ્રાંતોમાં મને જગ્યા બાકી
રહેલી નથી, ને ઘણાં વરસ થયાં તમારી પાસે આવવાને મારી
૨૪ ઈચ્છા છે; જેવારે હું સ્પાનિયા તરફ જઈશ, તેવારે તમારી પાસે
આવીશ, કેમકે મને આશા છે કે ત્યાં જતાં હું તમને જોઈશ, ને
પ્રથમ તમારામાંથી કાંઈ તૃપ્ત થઈને તમારાથી ત્યાંની ગમ
૨૫ આગળ મોકલાઈશ. હાલ તો હું પવિત્રોની સેવામાં યરૂશાલેમ
૨૬ જાઉંછું. કેમકે યરૂશાલેમના પવિત્રોમાંના જેઓ દરિદ્રી, તેઓને
સારૂ કંઈ દાન કરવું, એ માકેદોન્યા તથા આખાયાને સારૂં લાગ્યું.
૨૭ એઓને સારૂં લાગ્યું, અને એઓ તેઓના ઋણીઓ પણ છે
ખરા. કેમકે જો વિદેશીઓ તેઓની આત્મિક વસ્તુઓમાં
ભાગિયા થયા, તો દૈહિક વસ્તુઓથી તેઓની ચાકરી કરવી
૨૮ એ તેઓની ફરજ છે. ત્યારે એ કામ પુરૂં કરીને, ને એ ફળ
તેઓને સારૂ નક્કી કરીને, હું તમારામાં થઈને સ્પાનિયા જઈશ.
૨૯ અને મને માલમ છે કે તમારી પાસે આવતાં હું ખ્રીસ્તની
સુવાર્ત્તાના સંપૂર્ણ આશીર્વાદ સુદ્ધાં આવીશ.
૩૦ અને, ઓ ભાઈઓ, હું તમારી વિનંતી કરૂંછું કે, આપણા
પ્રભુ ઈશુ ખ્રીસ્તને લીધે તથા પવિત્ર આત્માના પ્રેમને લીધે,
તમે મારી સાથે દેવની પાસે મારે સારૂ પ્રાર્થનામાં યત્ન કરો,

કે હું યહુદામાંના અવિશ્વાસીઓથી બચું, ને યરૂશાલેમને સારૂ ૩૧
જે મારી સેવા, તે પવિત્રોને માનીતી થાય; અને કે દેવની ૩૨
ઈચ્છાના આસરાથી હું આનંદે તમારી પાસે આવું, ને તમારા
સુદ્ધાં વિશામો પામું. હવે શાંતિનો દેવ તમારા સઘળાની ૩૩
સાથે હો. આમેન.

વળી આપણી બેહેન ફેબી જે કેંક્રીઆમાંની મંડળીની સેવકી ૧ ૧૬
છે, તે સંબંધી હું તમને ભલામણ કરૂંછું કે, જેમ પવિત્રોને લાયક ૨
છે, તેમ તમે પ્રભુને લીધે તેનો અંગીકાર કરો, ને જે કામમાં
તમારી પાસેથી તેને અગત્ય હોય તેમાં તમે તેની સાહ્ય કરો,
કેમકે તે પોતેજ ઘણાની તથા મારી પોતાની પણ સાહ્ય
કરનાર થઈ છે.

ખ્રીસ્ત ઈશુમાં મારી સાથે કામ કરનારાં પ્રીસ્કા તથા ૩
આકુલાને ખેમ કહો. તેઓએ મારા જીવને સારૂ પોતાની ૪
ગરદનો ધરી છે, તેઓનો ઉપકાર એકલો હુંજ નહિ પણ
વિદેશીઓમાંની સઘળી મંડળીઓ પણ માનેછે. અને જે ૫
મંડળી તેઓના ઘરમાં છે તેને ખેમ કહો. મારો વહાલો
એપાઈનેતસ જે ખ્રીસ્તને સારૂ આખાયાનું પહેલું ફળ છે, તેને
ખેમ કહો. મરિયમ જેણે અમારે સારૂ ઘણી મહેનત કીધી તેને ૬
ખેમ કહો. મારા સગા તથા મારી સાથેના બંદીવાન આંદ્રોની- ૭
કસ તથા જુનીઆને ખેમ કહો; તેઓ પ્રેરિતોમાં નામીચા
છે, ને મારાથી અગાઉ ખ્રીસ્તમાં હતા. પ્રભુમાં મારા વહાલા ૮
અંપ્લિઆસને ખેમ કહો. ખ્રીસ્તમાં મારી સાથે કામ કરનાર ૯
ઉરબાનને તથા મારા વહાલા સ્તખુસને ખેમ કહો. ખ્રીસ્તમાં
માનીતા આપેલેને ખેમ કહો. આરીસ્તબુલના ઘરનાંને ખેમ ૧૦
કહો. મારા સગા હેરોદીઓનને ખેમ કહો. નારકીસસના ૧૧
ઘરમાંનાં જેઓ પ્રભુમાં છે તેઓને ખેમ કહો. પ્રભુમાં મહેનત ૧૨
કરનારીઓ ત્રુફાઈનાને તથા ત્રુફોસાને ખેમ કહો. વહાલી
પેરસી જેણે પ્રભુમાં ઘણી મહેનત કીધી તેને ખેમ કહો. ૧૩
પ્રભુમાં પસંદ કરેલા રૂફસને ને તેની તથા મારી માને ખેમ
કહો. આસુનક્રિતસ, ફલેગોન, હેરમાસ, પાતરોબાસ તથા ૧૪

હેરમેસને, ને તેઓની સાથે જે ભાઈઓ છે, તેઓને ખેમ કહો.
૧૫ ફીલોલોગસને તથા જુલીયાને, નેરીઅસને તથા તેની બેહેનને,
ને અલુંપાસને તથા તેઓની સાથે જે સઘળા પવિત્રો છે
૧૬ તેઓને પણ ખેમ કહો. પવિત્ર ચુંબનથી તમે માહોમાંહે ખેમ
કહો. ખ્રીસ્તની મંડળીઓ તમને ખેમ કહેછે.
૧૭ હવે, ઓ ભાઈઓ, હું તમારી વિનંતી કરૂંછું, જે ઉપદેશ તમે
લીધો છે તેથી ઉલટા જેઓ તમારામાં ફુટ પાડે ને ઠેસ મૂકે,
૧૮ તેઓને તમે જાણી લો, ને તેઓથી દૂર રહો. કેમકે જેઓ એવા
છે, તેઓ આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની સેવા કરતા નથી, પણ
પોતાના પેટની સેવા કરેછે, ને મીઠી વાતોથી તથા ખુશામતોથી
૧૯ ભોળાઓનાં મનોને ભુલાવેછે. તમે આજ્ઞાપાલન કર્યું છે, તેના
સમાચાર બધા લોકોમાં ફેલાયા છે ખરા, ને હું તેથી તમારા
સંબંધી આનંદ કરૂંછું; ને મારી ઈચ્છા છે કે તમે જે સારૂં છે
તેને અર્થે ડાહ્યા, ને જે ભુંડું છે તેને અર્થે ભોળા એવા થાઓ.
૨૦ અને શાંતિનો દેવ શેતાનને વહેલો તમારા પગ તળે છુંદાવશે.
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા તમારા પર હો. આમેન.
૨૧ કામ કરવામાં મારો સાથી તીમોથી, ને મારા સગા લુકી-
૨૨ અસ તથા યાસન તથા સોસીપાતર તમને ખેમ કહેછે. હું
તેરતીઅસ, આ પત્રનો લખનાર, પ્રભુમાં તમને ખેમ કહુંછું.
૨૩ મને તથા આખી મંડળીને પરોણા રાખનાર ગાયસ તમને
ખેમ કહેછે. શેહેરનો ખજાનચી એરાસ્તસ તથા ભાઈ
૨૪ ક્વાર્તસ તમને ખેમ કહેછે. આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા
તમ સર્વે ઉપર હો. આમેન.
૨૫ હવે જે મર્મ જગતના મંડાણથી ગુપ્ત રાખેલો હતો, પણ આ
કાળમાં પ્રસિદ્ધ કરાયો છે, ને સનાતન દેવની આજ્ઞાથી
ભવિષ્યવાદીઓના લેખોમાં સર્વે દેશનાઓને વિશ્વાસના માન-
૨૬ વાને અર્થે જણાવ્યો છે, તે [મર્મ]ના પ્રકટીકરણ પ્રમાણે જે
૨૭ મારી સુવાર્ત્તા, એટલે ઈશુ ખ્રીસ્ત વિષેનો જે ઉપદેશ, તે પ્રમાણે
તમને નિભાવાને જે શક્તિવાન છે, તે એકલા જ્ઞાની દેવને,
ઈશુ ખ્રીસ્તને આસરે, સર્વકાળ સુધી મહિમા થાઓ. આમેન.

# કરીંથીઓને

## પાઉલ પ્રેરિતનું પહેલું પત્ર.

કરીંથમાં દેવની જે મંડળી છે, જેઓ ખ્રીસ્ત ઈશુથી પવિત્ર ૧
કરાએલા, જેઓ પવિત્રો થવાને તેડાએલા, તેઓના પર તથા
તેઓ સુદ્ધાં સર્વ જગ્યામાં જેઓ આપણા પ્રભુ, એટલે તેઓના
તથા આપણા પ્રભુ, ઈશુ ખ્રીસ્તનું નામ લેછે, એ સર્વ ઉપર, ૨
પાઉલ જે દેવની ઇચ્છાથી ઈશુ ખ્રીસ્તનો પ્રેરિત થવાને તેડા-
એલો, તથા ભાઈ સોસથેન લખેછે. દેવ આપણા બાપથી ૩
તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાંતિ થાઓ.

દેવની કૃપા ખ્રીસ્ત ઈશુમાં તમને આપેલી છે, તેને સારૂ હું ૪
તમારા વિષે મારા દેવનો ઉપકાર સદા માનુંછું; કેમકે જેમ ૫
ખ્રીસ્તની શાહેદી તમારામાં દૃઢ થઈ તેમ, સર્વ પ્રકારે, સર્વ ૬
બોલવામાં તથા સર્વ જ્ઞાનમાં, તમે તેનામાં ભરપૂર થયા;
માટે તમે કંઈ કૃપાદાનમાં ઓછા ન થતાં આપણા પ્રભુ ઈશુ ૭
ખ્રીસ્તના પ્રગટ થવાની વાટ જુઓછો. તે તમને આપણા ૮
પ્રભુ ઈશુ ખ્રીસ્તના દિવસમાં નિર્દોષ થવાને અંત સુધી દૃઢ
કરશે. દેવ વિશ્વાસુ છે, જેનાથી તમે તેના દિકરા આપણા ૯
પ્રભુ ઈશુ ખ્રીસ્તની સંગતમાં તેડાએલા છો.

ભાઈઓ, હું આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તને નામે, તમારી ૧૦
વિનંતી કરૂંછું, કે તમે સઘળા એકજ વાત બોલો, ને તમારામાં
ફુટો ન થાય, પણ એકજ મને તથા એકજ મતે મળેલા થાઓ.
કેમકે, મારા ભાઈઓ, તમારા સંબંધી ક્લોએના ઘરનાઓની ૧૧
પાસેથી મને માલૂમ થયું, કે તમારામાં કજીઆ છે. હવે ૧૨

હું એ કહુંછું, કે તમારામાંનો હરેક કહેછે, કે હું તો પાઉલનો,
૧૩ ને હું અપોલાનો, ને હું કેફાનો, ને હું ખ્રીસ્તનો. શું ખ્રીસ્ત
વિભાગેલો છે? શું પાઉલ તમારે સારૂ વધસ્તંભે જડાયો?
૧૪ અથવા શું તમે પાઉલને નામે બાપ્તિસ્મા પામ્યા? હું દેવની
સ્તુતિ કરૂંછું, કે ક્રિસ્પસ તથા ગાયસ વિના મેં તમારામાંના
૧૫ કોઇનું બાપ્તિસ્મા કરયું નહિ, રખે કોઈ કહે કે મેં પોતાને નામે
૧૬ બાપ્તિસ્મા કરયું. સ્તેફાનનાં કુટુંબનું પણ મેં બાપ્તિસ્મા કરયું;
એ શિવાય મેં બીજા કોઈનું બાપ્તિસ્મા કરયું, એ હું જાણતો
૧૭ નથી. કેમકે બાપ્તિસ્મા કરવા સારૂ ખ્રીસ્તે મને મોકલ્યો એમ
નહિ, પણ સુવાર્તા પ્રગટ કરવા સારૂ, વાતના જ્ઞાનથી નહિ
રખે ખ્રીસ્તનો વધસ્તંભ વ્યર્થ થાય.
૧૮ કેમકે નાશ પામનારાઓને વધસ્તંભની વાત મૂર્ખપણું છે;
૧૯ પણ અમ તારણ પામનારાઓને તે દેવનો પરાક્રમ છે. કેમકે
એમ લખ્યું કે, "હું જ્ઞાનીઓના જ્ઞાનનો નાશ કરીશ, ને બુદ્ધિ-
૨૦ વંતોની બુદ્ધિનો નકાર કરીશ." જ્ઞાની ક્યાં? શાસ્ત્રી ક્યાં?
આ કાળનો વિવાદી ક્યાં? શું દેવે જગતનું જ્ઞાન મૂર્ખપણું ઠરાવ્યું
૨૧ નથી? કેમકે જ્યારે દેવના જ્ઞાનમાં, જગતે તેના જ્ઞાનવડે દેવને
જાણ્યો નહિ, ત્યારે વાત પ્રગટ કરવાના મૂર્ખપણાવડે વિશ્વાસ
૨૨ કરનારાઓને તારવું તે દેવને પ્રસન્ન પડયું. યહુદીઓ નિશાની
૨૩ માગેછે, ને હેલેનીઓ જ્ઞાન શોધેછે; પણ અમે તો વધસ્તંભે
જડાયલા ખ્રીસ્તને પ્રગટ કરિયેછિયે, તે તો યહુદીઓને ઠોકર,
૨૪ ને હેલેનીઓને મૂર્ખપણું લાગેછે; પણ જે તેડાયલા, પછી તે
યહુદી હોય કે હેલેની હોય, તેઓને ખ્રીસ્ત દેવનો પરાક્રમ
૨૫ તથા દેવનું જ્ઞાન છે. કારણ કે દેવનું જે મૂર્ખપણું તે માણસો
કરતાં જ્ઞાની છે, ને દેવનું જે અબળપણું તે માણસો કરતાં
શક્તિમાન છે.
૨૬ કેમકે, ભાઈઓ, તમે તમારા તેડાને જુઓછો, કે દેહ
પ્રમાણે ઘણા જ્ઞાનીઓ, ઘણા પરાક્રમીઓ, ઘણા કુળવંતો
૨૭ [ તેડાયલા ] નથી; પણ દેવે જ્ઞાનીઓને લજાવવા સારૂ
જગતના મૂર્ખોને પસંદ કરયા છે, ને શક્તિમાનોને લજાવવા

સારૂ જગતના અબળોને પસંદ કરયા છે, ને જે છે તેઓને વ્યર્થ ૨૮
કરવા સારૂ, દેવે જગતના અકુલીનોને તથા ધિઃકારેલાઓને
તથા જે નથી તેઓને પણ પસંદ કરયા છે, કે માનવી જાત તેની ૨૯
આગળ અભિમાન ન કરે. પણ તેનાથી ઇશુ ખ્રીસ્તમાં તમે ૩૦
છો, ને એ આપણને સારૂ દેવ પાસેથી જ્ઞાન તથા ન્યાયીપણું
તથા પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો; એ માટે કે જેમ લખ્યું ૩૧
છે તેમ, "જે અભિમાન કરે તે પ્રભુમાં અભિમાન કરે."

અને, ભાઈઓ, હું તમારી પાસે આવ્યો, ત્યારે તમને દેવ **૨**
વિષેની શાહેદી પ્રગટ કરતાં વાતના કે જ્ઞાનના ઉત્તમપણાએ
આવ્યો નહિ. કેમકે ઇશુ ખ્રીસ્ત એટલે વધસ્તંભે જડાએલો, ૨
તે વિના હું તમારામાં કંઈજ ન જાણું, એવું મેં ઠરાવ્યું. અને હું ૩
અબળપણામાં તથા ભયમાં તથા ઘણી ધ્રુજારીમાં તમારી સાથે
હતો. અને મારી વાત તથા મારૂં ભાષણ માનવી જ્ઞાનની ૪
મનોહર વાતોથી નહિ, પણ આત્માના તથા પરાક્રમના પ્રમા-
ણથી હતાં, કે તમારો વિશ્વાસ માણસોના જ્ઞાનથી નહિ, ૫
પણ દેવના પરાક્રમથી થાય.

પણ જેઓ સંપૂર્ણ છે તેઓમાં અમે જ્ઞાનની વાત બોલિયે- ૬
છિયે; પણ આ કાળનું જ્ઞાન નહિ તથા આ કાળના નાશ
પામનાર અધિકારીઓનું પણ નહિ. પણ દેવનું જ્ઞાન, એટલે ૭
જે ગુપ્ત રખાયલું જ્ઞાન યુગોથી અગાઉ, દેવે આપણા મહિમાને
સારૂ ઠરાવ્યું, તેની વાત અમે મર્મમાં બોલિયેછિયે. તે આ ૮
કાળના કોઈ અધિકારીએ ન જાણ્યું; કેમકે જો જાણ્યું હોત
તો તેઓ મહિમાના પ્રભુને વધસ્તંભે ન જડત. પણ જેમ ૯
લખ્યું છે તેમ, "આંખે જે જોયું નથી, ને કાને જે સાંભળ્યું
નથી, ને માણસના મનમાં જે પેઠું નથી, દેવે પોતાના પ્રેમ
કરનારાઓને સારૂ જે સિદ્ધ કરયું છે, તે તો દેવે પોતાના ૧૦
આત્માથી આપણને પ્રગટ કરયું છે; કેમકે આત્મા સર્વેને,
હા દેવની ઉંડી વાતોને પણ શોધેછે. કેમકે માણસનો આત્મા ૧૧
જે તેનામાં છે તે વિના કયું માણસ માણસોની વાતો જાણેછે?

એમજ દેવના આત્મા વિના દેવની વાતો કોઈ જાણતો
૧૨ નથી. પણ અમે જગતનો આત્મા નહિ, પણ જે આત્મા
દેવથી છે તે પામ્યા છિયે, એ માટે કે દેવે આપણને કૃપાએ
૧૩ કરીને જે આપ્યું તે જાણિયે. તેજ અમે બોલિયેછિયે, માનવી
જ્ઞાનની શીખવેલી વાતોથી નહિ, પણ પવિત્ર આત્માની
શીખવેલી વાતોથી, આત્મિક આત્મિકની સાથે સરખાવતાં
૧૪ બોલિયેછિયે. પ્રાણિક માણસ દેવના આત્માની વસ્તુઓનો
અંગીકાર કરતું નથી; કેમકે તેઓ મૂર્ખપણું એવું તેને લાગેછે;
ને તેઓ આત્મિક રીતે સમજાયછે, માટે તે તેઓને જાણી
૧૫ શકતું નથી. પણ જે આત્મિક તે સર્વને પારખેછે, પણ પોતે
૧૬ કોઈથી પરખાતો નથી. કેમકે કોણે પ્રભુનું મન જાણ્યું છે,
કે તે તેને બોધ કરે? પણ અમને ખ્રીસ્તનું મન છે.

૩ અને, ભાઈઓ, જેમ આત્મિકોને તેમ તમને હું બોલી ન
શક્યો, પણ જેમ દૈહિકોને, એટલે ખ્રીસ્તમાં બાળકોને તેમ;
૨ મેં તમને દુધથી પાળ્યાં છે, ને અન્નથી નહિ; કેમકે હજુ સુધી
તમે સમર્થ ન હતા, ને હમણાં પણ સમર્થ નથી; કેમકે તમે
૩ હજી દૈહિક છો. કેમકે તમારામાં અદેખાઈ તથા કજીઆ તથા
ફાટફુટો છે માટે તમે દૈહિક છો કે નહિ, ને માણસોની પઠે
૪ ચાલોછો કે નહિ? કેમકે જ્યારે એક કહે કે હું પાઉલનો છું,
૫ ને બીજો કે હું અપોલોનો, ત્યારે તમે દૈહિક છો કે નહિ? તો
પાઉલ તે શું છે? ને અપોલો તે શું? તેઓ સેવકોજ,
જેમ પ્રભુએ પ્રત્યેકને દીધું તેમ તમે તેઓને આસરે વિશ્વાસ
૬ કીધો. મેં તો રોપ્યું, અપોલોએ પાયું, પણ દેવે ઉગાવ્યું.
૭ રોપનાર કંઈ નથી; ને પાનાર કંઈ નથી; પણ ઉગાવનાર દેવ
૮ તેજ [બધું] છે. રોપનાર તથા પાનાર એક છે; ને પ્રત્યેક
૯ પોતાની મહેનત પ્રમાણે પોતાનું વેતન પામશે. કેમકે અમે
દેવની સાથેના કામ કરનારા છિયે; તમે દેવની ખેતી,
દેવની રચના છો.

૧૦ દેવની જે કૃપા મને અપાઈ, તે પ્રમાણે જ્ઞાની મુખ્ય બાંધ-

નાર થઈ મેં પાયો નાખ્યો છે, ને બીજો તે પર બાંધેછે;
પણ પ્રત્યેકે સાવધાન રહેવું કે તે પર કેવી રીતે બાંધે. કેમકે ૧૧
નંખાયલો પાયો જે ઈશુ ખ્રીસ્ત તે વિના બીજાને કોઈ નાખી
શકતું નથી. પણ જો આ પાયા પર કોઈ સોનું, રૂપું, મુલ્યવાન ૧૨
પાષાણ, કાષ્ઠ, ઘાસ, ખુંપરા બાંધે, તો પ્રત્યેકનું કામ પ્રગટ ૧૩
કરાશે. કાંજે તે દિવસ તે દેખાડશે; કેમકે અગ્નિથી તે પ્રગટ
કરાશે; ને પ્રત્યેકનું કામ કેવું છે એ અગ્નિ પારખશે. જે કામ ૧૪
કોઈએ તે પર બાંધ્યું હોય, તે જો ટકે તો તે વેતન પામશે. જો ૧૫
કોઈનું કામ બળાઈ જાય, તો તેને નુકશાન થશે; પણ જાણે કે
અગ્નિમાં થઈને તે જાતે બચશે.

તમે દેવનું મંદિર છો, ને દેવનો આત્મા તમારામાં વસેછે, એ ૧૬
શું તમે જાણતા નથી? જો કોઈ દેવના મંદિરનો નાશ કરે, તો ૧૭
દેવ તેનો નાશ કરશે; કેમકે દેવનું મંદિર જે તમે છો તે પવિત્ર છે.
કોઈ પોતાને ન ભુલાવે; જો આ કાળમાં તમારામાંનો ૧૮
કોઈ પોતાને જ્ઞાની જાણે તો જ્ઞાની થવા સારૂ તે મૂર્ખ થાય.
કેમકે જગતનું જ્ઞાન દેવની આગળ મૂર્ખપણું છે; કેમકે લખ્યું ૧૯
છે કે, "જ્ઞાનીઓને પોતાની ચતુરાઈમાં તે પકડેછે." અને ૨૦
વળી, "પ્રભુ જ્ઞાનીઓનાં વિચાર જાણેછે કે તેઓ વ્યર્થ છે." ૨૧
તો માણસો વિષે અભિમાન કોઈ ન કરે. કેમકે સર્વ તમારાં ૨૨
છે, પાઉલ કે અપોલો કે કેફા કે જગત કે જીવન કે મરણ કે
વર્તમાન વસ્તુઓ કે ભવિષ્ય વસ્તુઓ, સર્વ તમારાં છે; ને ૨૩
તમે ખ્રીસ્તના; ને ખ્રીસ્ત દેવનો.

હરેક માણસે અમને ખ્રીસ્તના સેવકો તથા દેવના મર્મોના ૪
કારભારીઓના જેવા ગણવા. વળી કારભારીઓમાં એમ ૨
જોઈએ કે હરેક વિશ્વાસુ જણાય. પણ તમારાથી કે માણ- ૩
સના ઈન્સાફથી મારો ન્યાય કરાય, એ વિષે મને કંઈ ચિંતા
નથી; હું પોતાનો પણ ન્યાય કરતો નથી. કેમકે હું પોતાને ૪
ઉલટું કંઈ જાણતો નથી, પણ એથી હું ન્યાયી ઠરતો નથી;
પણ મારો ન્યાય કરનાર પ્રભુ છે. માટે તમે સમયની અગાઉ, ૫

એટલે પ્રભુ આવે ત્યાં સુધી, કંઈ ન્યાય ન ઠરાવો, તે અંધ-
કારની ગુપ્ત વસ્તુઓને દર્શાવશે, ને હૃદયોની ધારણા પ્રગટ
કરશે; ને તે વેળા હરેકનું વખાણ દેવથી થશે.
૬ પણ, ભાઈઓ, મેં એ વાતો દાખલારૂપે તમારે લીધે પોતાને
તથા અપોલોને લગાડી છે, એ માટે કે તમે અમારાથી એવું
શીખો કે જે લખેલું છે તેથી અધિક વિચારવું નહિ, એ સારૂ
૭ કે એકને વાસ્તે બીજાને વિરૂદ્ધ કોઈ ન ફુલે. કેમકે કોણ તને
જુદો પાડેછે? અને તું પામ્યો નહિ એવું તારૂં શું છે? પણ જો તું
પામ્યો, તો જેમ પામ્યો ન હોય, તેમ તું કેમ અભિમાન કરેછે?
૮ હવે તમે તૃપ્ત થયા, હવે દ્રવ્યવંત થયા, અમારા વિના તમે
રાજ્ય કરયું. અમારી ઈચ્છા એ છે કે તમે રાજ્ય કરો, કે
૯ અમે પણ તમારી સાથે રાજ્ય કરિયે. કેમકે મને એમ દીસેછે,
કે દેવે છેલ્લા અમ પ્રેરિતોને જાણે કે મરણાધીન ઠરેલા એવા
દેખાડયા છે; કેમકે અમે જગતને તથા દૂતોને તથા માણસોને
૧૦ તમાશાના જેવા થયા છિયે. ખ્રીસ્તને લીધે અમે મૂર્ખો, પણ
તમે ખ્રીસ્તમાં બુદ્ધિવંત; અમે અબળ, પણ તમે જોરાવર;
૧૧ તમે માનવંતા, પણ અમે અપમાનિત. હાલના સમય સુધી
અમે ભુખ્યા તથા તરસ્યા તથા નાગા છિયે, તથા માર ખાઈયે-
૧૨ છિયે, તથા ભટકિયેછિયે, તથા પોતાના હાથથી કામ કરીને
મહેનત કરિયેછિયે; વખોડેલા છતાં અમે આશીર્વાદ આપિયે-
૧૩ છિયે; સતાવેલા છતાં સહિયેછિયે; ધિ:કારેલા છતાં વિનંતી
કરિયેછિયે; અમે હજી સુધી જગતના મેલ તથા સર્વેના
કચરા સરખા થયા છિયે.

૧૪ હું તમને લજાવવાને એ વાતો લખતો નથી; પણ જેમ મારા
૧૫ પ્રિય બાળકોને તેમ તમને બોધ કરૂંછું. કેમકે જો તમને ખ્રીસ્તમાં
દસ હજાર ગુરૂઓ હોય, તો પણ ઘણા બાપ નહિ; કેમકે
ખ્રીસ્ત ઈશુમાં સુવાર્ત્તાને આસરે, મેં તમને જન્માવ્યા છે.
૧૬ એ માટે હું તમારી વિનંતી કરૂંછું કે, મારા અનુસારી થાઓ.
૧૭ એ કારણ માટે મેં તમારી પાસે તીમોથીને મોકલ્યો, તે ખ્રીસ્તમાં
મારૂં પ્રિય બાળક તથા પ્રભુમાં વિશ્વાસુ છે; તે, જેમ હું બધે

સર્વે મંડળીમાં શીખાવુંછું તેમ ખ્રીસ્તમાં મારા માર્ગો વિષે
તમને યાદ દેવડાવશે. હું તમારી પાસે આવવાનો ન હોઉં, ૧૮
એવું સમજીને કોઈ ફુલ્યા છે. પણ પ્રભુની ઈચ્છા હોય, તો ૧૯
હું તમારી પાસે વેહેલો આવીશ, ને ફુલનારાઓનું બોલવું તે
નહિ, પણ તેઓનું સામર્થ્ય જાણીશ. કેમકે દેવનું રાજ્ય ૨૦
બોલવામાં નહિ, પણ સામર્થ્યમાં છે. તમારી શી ઇચ્છા છે? ૨૧
હું તમારી પાસે કાઠી લઈને આવું, કે પ્રેમથી તથા નમ્રતાના
આત્માથી આવું?

**એ**વું ખરેખર સંભળાયછે કે તમારામાં વ્યભિચાર છે, **૫**
ને એવો વ્યભિચાર કે જેનું નામ વિદેશીઓ લેતા નથી;
એટલે કે કોઇ પોતાના બાપની વહુ રાખે. અને તમે ફુલેલા છો, ૨
ને તે કરતાં શોક ન કરયો, કે જેણે આ કામ કીધું તે તમારામાંથી
કહાડી નંખાય. કેમકે શરીરે ગેરહાજર, પણ આત્માએ ૩
હાજર છતાં, હાજરની પેઠે, હવે એ કામ એવી રીતે કરનારનો
મેં ન્યાય ઠરાવ્યો છે કે, આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તને નામે, ૪
જ્યારે તમે એકઠા થયલા છો ત્યારે તમે તથા મારો આત્મા,
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના પરાક્રમસહિત, એવાને દેહની ૫
હાનિને સારૂ શેતાનને સોંપે, એ માટે કે પ્રભુ ઈશુના દિવસમાં
આત્મા તારણ પામે. તમારૂં અભિમાન સારૂં નથી; શું તમે ૬
નથી જાણતા, કે થોડું ખમીર આખા લોંદાને ફુલાવેછે? તમે ૭
જુના ખમીરને કહાડી નાખો, એ માટે કે જેમ તમે બેખમીરા
છો, તેમ તમે નવો લોંદો થઇ જાઓ, કેમકે આપણો પાસ્ખા
યજ્ઞ, એટલે ખ્રીસ્ત, તે આપણી વતી મરાયો છે. એ માટે જુના ૮
ખમીરથી નહિ, ને ભુંડાઈ તથા દુષ્ટપણાના ખમીરથી નહિ,
પણ નિષ્કપટપણાની તથા ખરાપણાની બેખમીરી રોટલીથી
આપણે પર્વ પાળિયે.

મેં તમને પત્રમાં લખ્યું છે કે, તમે વ્યભિચારીઓની સોબત ૯
ન કરો, પણ આ જગતના વ્યભિચારીઓ કે લોભીઓ કે ૧૦
જુલમીઓ કે મૂર્તિભકતોની સોબત છેક ન કરો એમ નહિ;

કેમકે એમ હોય તો જગતમાંથી નિકળવાની તમને અગત્ય પડે.
૧૧ પણ હમણાં મેં તમને લખી જણાવ્યું છે, કે ભાઈ કહેવાયલો
એવો જો કોઈ વ્યભિચારી કે લોભી કે મુર્ત્તિભક્ત કે નિંદક કે
છાકટો કે જુલમી હોય, તો એવાની સોબત કરવી નહિ, ને
૧૨ તેની સાથે ખાવું પણ નહિ. કેમકે બહારનાઓનો ન્યાય
૧૩ ઠરાવવાનું મારે શું કામ છે? માંહેનાઓનો તમે ન્યાય ઠરાવોછો
કે નહિ? દેવ બહારનાઓનો ન્યાય કરેછે. તો તમે પોતાના-
માંથી તે દુષ્ટને કહાડી નાખો.

૬ તમારામાંના કોઈને બીજાની સાથે ફરિયાદ હોય, તો પવિત્રોની
આગળ નહિ પણ અધર્મિઓની આગળ કોણ ન્યાય માગવા
૨ ચાહે? શું તમે જાણતા નથી કે પવિત્રો જગતનો ન્યાય કરશે?
અને જો તમારાથી જગતનો ન્યાય કરાય તો શું તમે હલકાજ
૩ વાદોનો ન્યાય કરવાને નાલાયક છો? શું તમે જાણતા નથી કે
આપણે દૂતોનો ન્યાય કરીશું? તો કેમ આ આયુષ્યની વાતોનો
૪ નહિ? એ માટે જો તમને આ આયુષ્યમાંના વાદો હોય, તો
મંડળીમાં જેઓને તમે ગણકારતા નથી તેઓને તે પર
૫ બેસાડો. હું તમને લજાવવાને કહુંછું. શું પોતાના ભાઈઓમાં
૬ ન્યાય કરી શકે, એવો તમારામાં એકે જ્ઞાની નથી? પણ
ભાઈ ભાઈના પર ફરિયાદ કરેછે; ને તે વળી અવિશ્વાસી-
૭ ઓની આગળ. એ માટે હમણાં તમારામાં તદન ખોડ છે,
કે તમે એક બીજા પર ફરિયાદ કરોછો. તે કરતાં તમે કેમ
અન્યાય સહેતા નથી? તે કરતાં કેમ હાનિ ખમતા નથી?
૮ પણ તમે અન્યાય તથા હાનિ કરોછો, હા, ભાઈઓ પર કરોછો.
૯ શું તમે જાણતા નથી કે અન્યાયીઓ દેવના રાજ્યનો વારસો
પામશે નહિ? તમે ભૂલ ન કરો; વ્યભિચારીઓ તથા મૂર્ત્તિ-
ભકતો તથા છિનાળવાઓ તથા કામીઓ તથા પુંમૈથુનીઓ
૧૦ તથા ચોરો તથા લોભીઓ તથા છાકટા તથા નિંદકો તથા
૧૧ જુલમીઓ, એઓ દેવના રાજ્યનો વારસો પામશે નહિ; ને
તમારામાંના કેટલાએક એવા હતા, પણ તમે પ્રભુ ઈશુને નામે

તથા આપણા દેવના આત્માથી ધોવાયા તથા પવિત્રીકરણ
ને ન્યાયીકરણ પામ્યા.

સઘળાં તો મને ઉચિત છે, પણ સઘળાં ઉપયોગી નથી; ૧૨
સઘળાં મને ઉચિત છે, પણ હું કોઈને આધીન થવાનો નથી.
અન્ન પેટને સારૂ ને પેટ અન્નને સારૂ છે, પણ દેવ એનો તથા ૧૩
તેનો પણ નાશ કરશે. હવે શરીર વ્યભિચારને સારૂ નથી,
પણ પ્રભુને સારૂ છે, ને પ્રભુ શરીરને સારૂ. દેવે તો પ્રભુને ૧૪
ઉઠાડયો, ને પોતાને પરાક્રમે આપણને પણ ઉઠાડશે. તમારાં ૧૫
શરીર ખ્રીસ્તના અવયવો છે, એ શું તમે નથી જાણતા? વારૂ,
શું હું ખ્રીસ્તના અવયવો કહાડીને તેઓને વ્યભિચારિણીના
અવયવો કરૂં? એમ ન થાય. શું તમે નથી જાણતા કે ૧૬
વ્યભિચારિણીની સાથે જે જોડાયછે, તે એક શરીર થાયછે?
કેમકે તે કહેછે કે, "એ બેહુ એક દેહ થશે." પણ પ્રભુની ૧૭
સાથે જે જોડાયછે તે એક આત્મા છે. વ્યભિચારથી નહાસો.
જે સર્વ પાપ કોઈ માણસ કરે તે શરીર બહાર છે; પણ ૧૮
વ્યભિચારી પોતાના શરીરને ઉલટું પાપ કરેછે. શું તમે નથી ૧૯
જાણતા કે તમારામાં જે પવિત્ર આત્મા છે, જે તમને દેવ
પાસેથી છે, તેનું મંદિર તમારૂં શરીર છે? અને તમે પોતાના
નથી, કેમકે તમે મૂલ્યે ખરીદેલા હતા. તો તમારૂં શરીર તથા ૨૦
તમારો આત્મા દેવનાં છે, તેઓથી દેવને મહિમા આપો.

જે વાતો તમે મને લખી તે વિષે; માણસ બાયડીને ૭
ન અડકે તો સારૂં. પણ વ્યભિચારના કારણથી પ્રત્યેક પુરૂષે ૨
પોતાની વહુ રાખવી, ને પ્રત્યેક બાયડીએ પોતાનો વર
રાખવો. વરે વહુને જે યોગ્ય તે આપવું, ને એમજ વહુએ ૩
વરને પણ. વહુને પોતાના શરીરનો અધિકાર નથી, પણ ૪
વરને છે; ને એમજ વરને પોતાના શરીરનો અધિકાર નથી,
પણ વહુને છે. એક બીજાથી જૂદાં ના થાઓ, પણ પ્રાર્થનાને ૫
સારૂ અવકાશ મળે કેવળ એ કારણ માટે થોડી વાર સુધી
એક બીજાની સમ્મતિથી જૂદાં રહેવાય. અને પછી એકઠાં

થાઓ, રખે શેતાન તમારા અદમનને લીધે તમારી પરીક્ષા
૬ કરે. આજ્ઞા દાખલ નહિ પણ રજા દાખલ એ હું કહુંછું;
૭ કેમકે મારી ઇચ્છા છે કે, સઘળા માણસ મારા જેવાં હોય.
પણ દેવથી પ્રત્યેકને પોતપોતાનું કૃપાદાન છે, એકને આમ,
ને બીજાને તેમ.

૮ પણ અણપરણેલાઓને તથા વિધવાઓને હું કહુંછું કે,
૯ મારા જેવા રહે તો તેઓને ગુણકારી થાય. પણ જો પોતાને
કબજે રાખી ન શકે તો પરણે, કેમકે બળવા કરતાં પરણવું
૧૦ સારૂં છે. પણ પરણેલાઓને હું આજ્ઞા કરૂંછું, હું તો નહિ,
પ્રભુ કરેછે, કે વહુએ પોતાના વરથી જુદું થવું નહિ (પણ જો
૧૧ જુદી થાય તો પરણ્યા વિના રહેવું, અથવા વરની સાથે
૧૨ મેળાપ કરવો); ને વરે વહુને છોડવી નહિ. અને બાકી
રહેલાઓને પ્રભુ તો નહિ, પણ હું કહુંછું કે, જો કોઈ ભાઈને
અવિશ્વાસી વહુ હોય, ને એ તેની સાથે રહેવાને રાજી હોય,
૧૩ તો તેણે એને છોડવી નહિ; ને કોઈ વહુને અવિશ્વાસી
વર હોય, ને એ તેની સાથે રહેવાને રાજી હોય, તો તેણીએ
૧૪ એને છોડવો નહિ. કેમકે અવિશ્વાસી વર વહુથી પવિત્ર
કરાયલો છે, ને અવિશ્વાસી વહુ વરથી પવિત્ર કરાયલી છે;
નહિ તો તમારાં બાળકો અશુદ્ધ હોત, પણ હવે તેઓ પવિત્ર
૧૫ છે. પણ જો અવિશ્વાસી માણસ જુદું થાય, તો જુદું થવા
દો; એવા પ્રસંગમાં ભાઈ કે બહેન બંધનમાં નથી; પણ દેવે
૧૬ આપણને શાંતિમાં તેડયા છે. કેમકે, અરે વહુ, તું વરને
તારીશ કે નહિ એ વિષે તું શું જાણેછે? અથવા, અરે વર, તું
૧૭ વહુને તારીશ કે નહિ એ વિષે તું શું જાણેછે? કેવળ જેમ દેવે
પ્રત્યેકને વેહેંચી આપ્યું છે, જેમ પ્રભુએ પ્રત્યેકને તેડયું
છે, તેમ તેણે ચાલવું; ને એમજ હું સર્વ મંડળીઓમાં ઠરાવુંછું.
૧૮ શું કોઈ સુનતી તેડાએલો છે? તો બેસુનતી ન થવું. શું કોઈ
૧૯ બેસુનતીમાં તેડાએલો છે? તો સુનતી થવું નહિ. સુનત તો
કંઈ નથી, ને બેસુનત કંઈ નથી, પણ દેવની આજ્ઞાનું પાળન
૨૦ તેજ [બધું છે]. પ્રત્યેક જે સ્થિતિમાં તેડાયો છે તેમાંજ

તે રહે. શું તું દાસ છતાં તેડાયો છે? તો એની ચિંતા ન કર; ૨૧
પણ જો મોકળા થવાનો વગ મળે, તો તે કરી લે. કેમકે ૨૨
પ્રભુથી તેડાયલો જે દાસ તે પ્રભુનો મોકળો કરાએલો; ને
એમજ જે મોકળો છતાં તેડાએલો તે ખ્રીસ્તનો દાસ છે. તમે ૨૩
મૂલ્યથી ખરીદાએલા હતા; માણસના દાસો ન થાઓ.
ભાઈઓ, જેમાં પ્રત્યેક તેડાયો તેમાં દેવની સાથે તેણે રહેવું. ૨૪
હવે કુંવારીઓ વિષે મને પ્રભુની આજ્ઞા નથી; પણ જેમ ૨૫
વિશ્વાસુ થવાને પ્રભુ પાસેથી હું કૃપા પામ્યો, તેમ મત આપુંછું.
તો મને એ ગુણકારી દીસેછે, એટલે હાલના સંકટમાં માણસને ૨૬
એમનેએમ રહેવું તે ગુણકારી છે. શું વહુને તું બંધાએલો ૨૭
છે? તો છુટકાની ઈચ્છા ન કર. શું વહુથી છુટેલો છે? તો
વહુની ઈચ્છા ન કર. પણ જો તું પરણે, તો તું પાપ નથી ૨૮
કરતો; ને જો કુંવારી પરણે તો તે પાપ નથી કરતી; પણ
એવાંઓને દેહમાં વિપત્તિ થશે; પણ હું તમારા પર દયા
રાખુંછું. પણ ભાઈઓ, હું એ કહુંછું કે કાળ થોડો છે; માટે ૨૯
હવેથી જેઓ પરણેલા તેઓ વગરપરણેલા જેવા થાય; ને ૩૦
રડનારા ન રડનારા જેવા; ને હરખનારા ન હરખનારા
જેવા; ને વેચાતું લેનારા ન રાખનારા જેવા; ને આ જગતનો ૩૧
વહેવાર કરનારા એનો કુવેહેવાર કરનારા જેવા ન થાય.
કેમકે આ જગતનું ડોળ વીતી જાયછે. પણ તમે નિશ્ચિંત ૩૨
થાઓ, એવી મારી ઈચ્છા છે. જે પરણેલો નથી તે પ્રભુની
વાતોની ચિંતા રાખેછે, કે પ્રભુને કેમ પ્રસંન્ન કરવો; પણ ૩૩
પરણેલો જગતની વાતોની ચિંતા રાખેછે, કે વહુને કેમ પ્રસન્ન
કરવી. વહુ તથા કુંવારીમાં પણ ફેર છે. જે પરણેલી નથી ૩૪
તે પ્રભુની વાતોની ચિંતા રાખેછે, કે તે શરીરમાં તથા
આત્મામાં પવિત્ર થાય: પણ પરણેલી તે જગતની વાતોની
ચિંતા રાખેછે, કે વરને કેમ પ્રસન્ન કરવો. પણ તમારા ૩૫
પોતાના હિતને સારૂ હું તે કહુંછું; તમને ફાંદામાં નાખવાને
માટે નહિ, પણ એ સારૂ કે યોગ્ય રીતે [ તમે ચાલો ] તથા
એક મનથી વગર અકળામણે તમે પ્રભુની સેવા કરો. પણ ૩૬

જો કોઈ વિચારે, કે પોતે પોતાની કુંવારી [દીકરી] વિષે
અયોગ્ય કરેછે, ને તે પુખ્ત ઉમ્મરની થઈ હોય, ને અગત્ય
એવી હોય, તો જે ઈચ્છે તે કરે, તે પાપ કરતો નથી; એઓ
૩૭ પરણે. પણ અગત્ય ન છતાં, જે પોતાના હૃદયમાં સ્થિર
રહેછે, ને પોતાની ઈચ્છા પર અધિકાર રાખેછે, ને પોતાના
હૃદયમાં એમ ઠરાવ્યું છે, કે હું પોતાની કુંવારી એવીજ રાખીશ,
૩૮ તે સારૂં કરેછે. ત્યારે જે તેને પરણાવેછે તે સારૂં કરેછે, ને જે
૩૯ તેને પરણાવતો નથી તે વધારે સારૂં કરેછે. વહુ જ્યાં સુધી
તેનો વર જીવેછે, ત્યાં સુધી નિયમથી બંધાયલી છે; પણ જો
તેનો વર મરીગયો હોય, તો જેને તે ઈચ્છે, તેને પરણવાને તે
૪૦ છુટી છે, પણ કેવળ પ્રભુના લોકમાં. પણ જો તે એકલી રહે,
તો મારા ધારયા પ્રમાણે, તે વધતી કુશળ રહેશે; ને મને પણ
દેવનો આત્મા છે, એમ હું ધારૂંછું.

૮ મૂર્તિઓના નૈવેદ વિષે; આપણે જાણિયેછિયે, કે આપણ
૨ સર્વેને જ્ઞાન છે. જ્ઞાન ફુલાવેછે, પણ પ્રીતિ સુધારેછે. પણ
જો કોઈ એમ વિચારેછે કે હું કંઈ જાણુંછું, તો જેમ
૩ જાણવું જોઈએ તેમ તે હજી કંઈ જાણતો નથી. પણ જો કોઈ
૪ દેવની પ્રીતિ કરેછે, તો તે એનાથી જણાએલો છે. તો
મૂર્તિઓના નૈવેદ ખાવા વિષે, આપણે જાણિયેછિયે કે
જગતમાં મૂર્ત્તિ કંઈ નથી; ને એક વિના બીજો કોઈ દેવ
૫ નથી. કેમકે આકાશમાં કે પૃથ્વી પર જો કે કહેવાયલા દેવો
૬ છે (જેમ એવા ઘણા દેવો તથા ઘણા પ્રભુઓ છે તેમ); તો
પણ આપણને એક દેવ એટલે બાપ છે, જેનાથી સર્વે છે, ને
આપણે તેને સારૂ છિયે; ને એક પ્રભુ એટલે ઈસુ ખ્રીસ્ત, જેને
૭ આસરે સર્વે છે, ને આપણે પણ તેને આસરે. પણ સર્વેમાં
એ જ્ઞાન નથી, પણ કેટલાએક, મૂર્ત્તિ કંઈ છે, એવું ધારીને
હજી સુધી મૂર્ત્તિનું નૈવેદ ખાયછે; ને તેઓનું અંતઃકરણ
૮ અબળ છતાં મલિન થાયછે. પણ ખાવાનાથી આપણે દેવને
માન્ય થતા નથી; કેમકે જો ખાઈએ તો આપણે વધારે સારા

નથી, ને નહિ ખાઈએ તો વધારે ખરાબ નથી. પણ સાવધાન ૯
રહો, રખે આ તમારો અધિકાર અબળોને ઠોકરનું કારણ
થાય. કેમકે તને જ્ઞાન છતાં, જો કોઈ મૂર્ત્તિના મંદિરમાં તને ૧૦
બેઠેલો જોય, તો શું તે અબળ છતાં, તેનું અંતઃકરણ મૂર્ત્તિઓનું
નૈવેદ ખાવાને હિમ્મતવાન ન થશે? અને તારો અબળ ૧૧
ભાઈ જેને લીધે ખ્રીસ્ત મુઓ, શું તેનો નાશ તારા જ્ઞાનથી થશે?
પણ ભાઈઓને ઉલટું પાપ કરીને તથા તેઓના અબળ ૧૨
અંતઃકરણને ઘાએલ કરીને, તમે ખ્રીસ્તને ઉલટું પાપ કરોછો.
એ માટે જો ખાવાનું મારા ભાઈને ઠોકર ખવડાવે, તો હું ૧૩
કદીજ માંસ ન ખાઉં, રખે મારા ભાઈને ઠોકર ખવડાવું.

**શું** હું પ્રેરિત નથી? શું હું મોકળો નથી? શું મેં આપણા ૯
પ્રભુ ઇસુ ખ્રીસ્તને જોયો નથી? શું તમે પ્રભુમાં મારૂં કૃત્ય
નથી? જો હું બીજાઓને પ્રેરિત ન હોઉં, તો પણ ખરેખરો ૨
હું તમને છું. કેમકે પ્રભુમાં તમે મારા પ્રેરિતપણાની મુદ્રા છો.
મારી તપાસ કરનારાઓને મારૂં પ્રત્યુત્તર એ છે; શું અમને ૩ ૪
ખાવા પીવાનો અધિકાર નથી? શું જેવો બીજા પ્રેરિતોને તથા ૫
પ્રભુના ભાઈઓને તથા કેફાને તેવો મને પણ વિશ્વાસી વહુ
સાથે લઈ ફરવાનો અધિકાર નથી? અથવા મહેનત ન ૬
કરવી એવો અધિકાર કેવળ મને તથા બાર્નાબાને નથી શું?
પોતાના ખરચથી કોણ કદી લડાઈમાં જાયછે? કોણ દ્રાક્ષવાડી ૭
રોપીને તેનું ફળ ખાતો નથી? અથવા કોણ ટોળું પાળીને
ટોળાનું દૂધ પીતો નથી? હું માણસની રીતે એ વાતો બોલુંછું ૮
શું? કે નિયમશાસ્ત્ર પણ એ વાતો કહેતું નથી શું? કેમકે ૯
મુસાના નિયમશાસ્ત્રમાં લખ્યું છે, કે “મસલણી કરનાર
બળદના મહો પર જાળી ન બાંધ.” શું દેવ બળદની ચિંતા
કરેછે? કે વિશેષ આપણને લીધે તે એમ કહેછે? આપણને ૧૦
લીધે તો લખ્યું છે, કે જે ખેડેછે તે આશાથી ખેડે, ને જે મસલણી
કરેછે તે ફળ પામવાની આશાથી કરે. જો અમે તમારે સારૂ ૧૧
આત્મિક વસ્તુઓ વાવી છે, તો અમે તમારી દૈહિક વસ્તુઓ

૧૨ લઇયે એ શું ઘણું છે? જો બીજાઓ તમારા પર એ
અધિકારના ભાગીદાર છે, તો અમે વિશેષે નથી શું? તો પણ
એ અધિકાર અમે વાપરયો નથી, પણ ખ્રીસ્તની સુવાર્ત્તાને
૧૩ કંઇ અટકાવ ન પાડિયે માટે સર્વે ખમિયેછિયે. એ શું તમે
નથી જાણતા કે જેઓ મંદિરમાં સેવન કરેછે તેઓ મંદિરનું
ખાયછે; ને જેઓ હોમવેદી પાસે હાજર રહેછે, તેઓ
૧૪ હોમવેદીના ભાગીદાર છે? એમજ પ્રભુએ ઠરાવ્યું, કે જેઓ
૧૫ સુવાર્ત્તા પ્રગટ કરે, તેઓ સુવાર્ત્તાથી જીવે. પણ એવા
કશાનો વહીવટ મેં ન કરયો; ને મને એવું મળે, એ સારૂ મેં
આ વાતો લખી નથી; કેમકે કોઇ મારો અભિમાન વ્યર્થ કરે,
૧૬ એ કરતાં મરવું તે મારે વાસ્તે સારૂં છે. કેમકે જો હું સુવાર્ત્તા
પ્રગટ કરૂં, તો મને અભિમાનનું કારણ નથી; કેમકે મને
અગત્ય પડેછે, ને જો હું સુવાર્ત્તા પ્રગટ ન કરૂં, તો મને હાય હાય
૧૭ થાયછે. કેમકે જો હું ખુશીથી તે કરૂં, તો મને વેતન મળેછે; પણ
૧૮ જો ખુશીથી નહિ. તો મને કારભાર સોંપાએલો છે. માટે મારૂં
વેતન શું છે? એ કે સુવાર્ત્તા પ્રગટ કરતાં ખ્રીસ્તની સુવાર્ત્તા
મફત થાય, એવું હું કરૂં, એ માટે કે સુવાર્ત્તામાં જે મારો
૧૯ અધિકાર તે હું વિપરીત રીતે ન ચલાવું. કેમકે સર્વેથી
મોકળો છતાં, ઘણાઓને પ્રાપ્ત કરવા સારૂ, મેં પોતાને સર્વેનો
૨૦ દાસ કીધો. યહુદીઓને પ્રાપ્ત કરવા સારૂ, હું યહુદીઓમાં
૨૧ યહુદી જેવો થયો; નિયમાધીનોને પ્રાપ્ત કરવા સારૂ, હું
નિયમાધીન જેવો; નિયમરહિતોને પ્રાપ્ત કરવા સારૂ, નિયમ-
રહિત જેવો, દેવને તો નિયમરહિત નહિ પણ ખ્રીસ્તને
૨૨ નિયમસહિત; અબળોને પ્રાપ્ત કરવા સારૂ, અબળોની
સાથે હું અબળ જેવો થયો. હરેક રીતે કેટલાએકને તારવા
૨૩ સારૂ સર્વેની સાથે સર્વે જેવો થયો. હું સુવાર્ત્તાને લીધે એમ
૨૪ કરૂંછું, એ માટે કે હું તેનો સહભાગીદાર થાઉં. શું તમે નથી
જાણતા કે અખાડામાં સર્વે દોડનારા દોડેછે, પણ એકનેજ
૨૫ ઇનામ મળેછે? એમ દોડો કે તમને મળે. અને પ્રત્યેક પહેલવાન
સર્વે પ્રકારે સ્વદમન કરેછે; તેઓ તો વિનાશી મુગટ પામવા

સારૂ કરેછે; પણ આપણે અવિનાશી. એ માટે હું એમ ૨૬
દેડુંછું, પણ સંશય રાખનારની પેઠે નહિ; હું મુક્કીએ મારૂંછું,
પણ પવનને મારનારની પેઠે નહિ; ને હું મારા શરીરને ૨૭
દબાવુંછું, તથા વશ કરૂંછું, રખે બીજાઓને સુવાર્ત્તા પ્રગટ
કીધા છતાં હું પોતે નાપસંદ થાઉં.

**ભા**ઈઓ, હું ચાહાતો નથી કે તમે અજાણ્યા રહો કે, **૧૦**
આપણા સર્વે પિતૃઓ મેઘતળે હતા ને સમુદ્રમાં થઈને સર્વે
પાર ગયા, ને સર્વે મુસાને સારૂ મેઘમાં તથા સમુદ્રમાં ૨
બાપ્તિસ્મા પામ્યા; ને સર્વે એકજ આત્મિક અન્ન ખાધું, ને ૩
સર્વે એકજ આત્મિક પાણી પીધું; કાંજે સાથે ચાલનાર ૪
આત્મિક ખડકનું તેઓએ પીધું; તે ખડક તો ખ્રીસ્ત હતો.
પણ તેઓમાંના ઘણાખરા પર દેવ પ્રસન્ન ન હતો, કેમકે ૫
તેઓ રાનમાં પાડીનંખાયા. હવે આ વાત આપણને નિદર્શન ૬
જેવી થઈ એ સારૂ કે જેમ તેઓએ ભુંડી વસ્તુઓનો લોભ
કરયો તેમ આપણે ન કરિયે. અને જેમ તેઓમાંના કેટલાએક ૭
મૂર્ત્તિભક્ત થયા, તેમ તમે ન થાઓ; જેમ લખ્યું છે તેમ, કે
"લોક ખાવા પીવાને બેઠા ને રમવા ઉઠયા." અને જેમ ૮
તેઓમાંના કેટલાએકે વ્યભિચાર કરયો, ને એક દિવસમાં
તેવીસ હજાર પડયા, તેમ તમે ન કરો. અને જેમ તેઓમાંના ૯
કેટલાએકે ખ્રીસ્તનું પરીક્ષણ કીધું, ને સર્પોથી નાશ પામ્યા,
તેમ આપણે તેનું પરીક્ષણ કરવું નહિ. અને જેમ તેઓમાંના ૧૦
કેટલાએકે કચકચ કીધી ને સંહારકથી નાશ પામ્યા, તેમ તમે
કચકચ ન કરો. એ સર્વે નિદર્શન થવા સારૂ તેઓને થયાં. અને ૧૧
આપણા બોધને સારૂ તે લખ્યું છે જેઓના ઉપર કાળોનો
અંત આવ્યો છે. એ માટે જે પોતાને સ્થિર ધારેછે, તે ન પડે ૧૨
માટે સંભાળે. માણસથી સહેવાય તે વગર બીજું કંઈ ૧૩
પરીક્ષણ તમને થયું નથી. પણ દેવ વિશ્વાસુ છે, તે તમારી
શક્તિ કરતાં વત્તાં પરીક્ષણ તમ પર આવવા ન દેશે, પણ
તમે સહી શકો, માટે પરીક્ષણ સાથે છુટકાનો રસ્તો કરશે.

૧૪ એ માટે, મારા વહાલાઓ, મૂર્તિપૂજાથી નહાસી જાઓ.
૧૫ જેમ સમજુકોને, તેમ હું તમને કહુંછું, મારી વાતનો વિચાર
૧૬ કરો. આશીર્વાદનો વાટકો જે પર અમે આશીર્વાદ માગિયે-
છિયે, તે શું ખ્રીસ્તના રક્તની સંગત નથી? અમે જે રોટલી
૧૭ ભાંગિયેછિયે, તે શું ખ્રીસ્તના શરીરની સંગત નથી? માટે
આપણે ઘણા છતાં એક રોટલી, એક શરીર, એવા છિયે,
૧૮ કેમકે આપણ સર્વે એકજ રોટલીના ભાગિયા છિયે. દેહ
પ્રમાણે ઈસ્રાએલને જુઓ, શું હોમનું ખાનારા હોમવેદીના
૧૯ સહભાગીદાર નથી? તો હું શું કહુંછું? કે મૂર્ત્તિ કંઈ છે?
૨૦ અથવા મૂર્ત્તિનું નૈવેદ કંઈ છે? પણ વિદેશીઓ જે હોમ
કરેછે તે દેવને નહિ, પણ ભૂતોને કરેછે. તમો ભૂતોની સંગત
૨૧ કરનાર થાઓ, એવી મારી ઈચ્છા નથી. તમે પ્રભુના
વાટકાનું તથા ભૂતોના વાટકાનું પી શકતા નથી. તમે પ્રભુની
૨૨ મેજના તથા ભૂતોની મેજના ભાગીદાર થઈ શકતા નથી. શું
આપણે પ્રભુને ચિહીડવિયે? શું આપણે તેના કરતાં
જોરાવર છિયે?

૨૩ સઘળાં તો મને ઉચિત છે, પણ સઘળાં ઉપયોગી નથી;
૨૪ સઘળાં મને ઉચિત છે, પણ સઘળાં સંસ્થાપનકારક નથી. કોઈ
૨૫ પોતાનુંજ નહિ, પણ પ્રત્યેક બીજાનું હિત શોધે. જે કંઈ
બજારમાં વેચાયછે, તે પ્રેરકબુદ્ધિને લીધે કંઈ પુછયા વિના
૨૬ ખાઓ. કેમકે પૃથ્વી તથા તેનું ભરપુરપણું પ્રભુનાં છે. જો
૨૭ કોઈ અવિશ્વાસી તમને નહોતરૂં કરે, ને તમે જવા ચાહો, તો
તમને જે કંઈ પીરસાય તે પ્રેરકબુદ્ધિને લીધે કંઈ પુછયા વિના
૨૮ ખાઓ. પણ જો કોઈ તમને કહે કે, તે મૂર્ત્તિનું નૈવેદ છે, તો
જેણે તે દેખાડયું તેને લીધે તથા પ્રેરકબુદ્ધિને લીધે ન ખાઓ
૨૯ (કેમકે પૃથ્વી તથા તેનું ભરપુરપણું પ્રભુનાં છે). પ્રેરકબુદ્ધિ, હું
તો કહુંછું, તારી નહિ પણ બીજાની; કેમકે બીજાની પ્રેરક-
બુદ્ધિથી મારા મોકળાપણા વિષે ઈન્સાફ કેમ ઠરાવાયછે?
૩૦ પણ જો હું કૃપાએ ભાગીદાર થાઉં, તો જેને સારૂ હું ઉપકાર

માનુંછું, તે વિષે મારી નિંદા કેમ કરાયછે? એ માટે જો તમે ૩૧
ખાઓ, કે પીઓ, કે જે કંઇ કરો તો દેવના મહિમાને અર્થે
સર્વ કરો. તમે યહુદીઓને તથા હેલેનીઓને તથા દેવની ૩૨
મંડળીને ઠોકર ખવડાવનાર ન થાઓ; એ પ્રમાણે હું પણ ૩૩
સર્વને રાજી કરીને પોતાનો નહિ, પણ ઘણાઓનો લાભ
શોધુંછું, એ સારૂ કે તેઓ તારણ પામે.

જેમ હું પણ ખ્રીસ્તને તેમ તમે મને અનુસરો. ભાઈઓ, ૧૧ ૨
તમે સઘળાં વિષે મને સંભારોછો, ને જેમ મેં તમને વિધિઓ
સોંપી દીધા, તેમ તમે તે પાળ્યા, માટે હું તમને વખાણુંછું. હું ૩
તમને જણાવવા ચાહુંછું કે પ્રત્યેક પુરૂષનું શીર ખ્રીસ્ત છે, ને
બાયડીનું શીર પુરૂષ છે; ને ખ્રીસ્તનું શીર દેવ છે. જે કોઈ ૪
પુરૂષ પ્રાર્થના કે ભવિષ્યવાદ કરતાં પોતાનું માથું ઓઢેલું
રાખે, તે પોતાના માથાનું અપમાન કરેછે; પણ જે કોઈ ૫
બાયડી ઉઘાડે માથે પ્રાર્થના કે ભવિષ્યવાદ કરેછે, તે પોતાના
માથાનું અપમાન કરેછે. કેમકે તેમ કરવું તે મુંડાઈ જવું
બરાબર છે. કેમકે જો બાયડી ઘુંઘટ ન ધરે તો તેના વાળ ૬
કતરાય; પણ જો કતરાઈ જવા કે મુંડાઈ જવાથી બાયડીને
લાજ લાગે તો તે માથે કંઇ ઓઢે. કેમકે પુરૂષને માથું ઢાંકવું ૭
ઘટતું નથી, તે તો દેવની પ્રતિમા તથા મહિમા છે, પણ બાયડી
પુરૂષનો મહિમા છે; કેમકે પુરૂષ બાયડીથી થયો નથી, પણ ૮
બાયડી પુરૂષથી; ને પુરૂષ બાયડીને સારૂ સૃજાયો ન હતો, ૯
પણ બાયડી પુરૂષને સારૂ. એ માટે યોગ્ય છે કે દૂતોને લીધે ૧૦
બાયડી પોતાના માથા પર અધિકાર [તાબેની નિશાણી]
રાખે. તો પણ પ્રભુમાં પુરૂષ બાયડીરહિત નથી, ને બાયડી ૧૧
પુરૂષરહિત નથી. કેમકે જેમ બાયડી પુરૂષથી છે તેમ પુરૂષ ૧૨
બાયડીને આસરે, પણ સર્વ પ્રભુથી છે. તમે પોતામાં [એઓ ૧૩
વિષે] ઠરાવ કરો, બાયડીએ ઘુંઘટ વિના પ્રાર્થના કરવી એ શું
શોભે? અથવા શું પ્રકૃતિ પોતે તમને શીખવતી નથી, કે જો ૧૪
પુરૂષને લાંબા વાળ હોય તો તેથી તેને અપમાન છે? પણ ૧૫

જો બાયડીને લાંબા વાળ હોય તો તેથી તેને શોભા છે, કેમકે
૧૬ તેના વાળ આચ્છાદનને બદલે તેને આપેલા છે. પણ જો
કોઈ વિવાદી દેખાય, તો આપણને તથા દેવની મંડળીને પણ
એવી રીત નથી.

૧૭ પણ એ કહીને હું તમને વખાણતો નથી. કે સુધારાને
૧૮ સારૂ નહિ, પણ બગાડને સારૂ તમે એકઠા થાઓછો. કેમકે
પ્રથમ, તમે સભામાં એકઠા થાઓછો, ત્યારે તમારામાં ફુટો
૧૯ છે એવું હું સાંભળુંછું, ને એ હું થોડુંએક ખરૂં માનુંછું. કેમકે
જરૂર છે કે તમારામાં તડાં પડે એ માટે કે જેઓ પસંદ છે
૨૦ તેઓ પ્રગટ થાય. તો તમે એક ઠેકાણે મળોછો ત્યારે પ્રભુનું
૨૧ ભોજન કરવું એ થઈ શકતું નથી. કેમકે ખાવામાં પ્રત્યેક
પોતાનું ભોજન પહેલાં કરેછે, ને એક ભુખ્યો ને બીજો પીધેલો
૨૨ છે. શું તમને ખાવા પીવા સારૂ ઘરો નથી? કે શું તમે
દેવની મંડળીને ધિઃકારોછો, ને જેઓની પાસે નથી તેઓને
શરમાવોછો? હું તમને શું કહું? શું એમાં હું તમને વખાણું?
૨૩ વખાણતો નથી. કેમકે મેં તમને જે કહી દીધું તે હું પ્રભુથી
પામ્યો, કે જે રાતમાં પ્રભુ ઈશુ પરસ્વાધીન કરાયો, તેમાં તેણે
૨૪ રોટળી લીધી, ને સ્તુતિ કરીને ભાંજી, ને કહ્યું કે, લો ખાઓ, એ
મારૂં શરીર છે, જે તમારે સારૂ ભંજાએલું છે, મારી યાદગારીને
૨૫ સારૂ એ કરો. અને એમજ ભોજન કરયા પછી, વાટકો
પણ લઈને કહ્યું કે, આ વાટકો મારા રક્તમાં નવો કરાર છે;
તમે જેટલી વાર એ પીઓછો, તેટલી વાર મારી યાદગારીને
૨૬ સારૂ તે કરો. કેમકે જેટલી વાર તમે આ રોટલી ખાઓછો,
ને આ વાટકો પીઓછો તેટલી વાર તમે પ્રભુના આવ્યા સુધી
૨૭ તેનું મરણ દેખાડોછો. એ માટે જે કોઈ માણસ અયોગ્ય
રીતે પ્રભુની રોટળી ખાય, કે તેનો વાટકો પીએ, તે પ્રભુના
૨૮ શરીરનો તથા રક્તનો અપરાધી થશે. પણ પ્રત્યેકે પોતાને
પારખવું, ને એમ આ રોટળીમાંથી ખાવું ને આ વાટકામાંથી
૨૯ પીવું. કેમકે અયોગ્ય રીતે જે ખાય તથા પીએ તે, પ્રભુના
શરીરનો ભેદ ન જાણીને, ખાવાથી તથા પીવાથી પોતા પર

દંડ આણેછે. એને લીધે તમારામાં ઘણા અબળ તથા રોગી ૩૦
છે; ને ઘણાએક ઉંઘેછે. કેમકે જો આપણે પોતાનો ન્યાય ૩૧
કરિયે, તો આપણા પર ન્યાય ન ઠરાવાશે; પણ આપણા ૩૨
પર ન્યાય ઠરાવાયછે, ત્યારે પ્રભુથી શિક્ષા પામિયેછિયે, એ
માટે કે જગતની સાથે આપણો દંડ ન થાય. તો મારા ૩૩
ભાઈઓ, તમે ખાવાને એકઠા આવીને, એક બીજાની વાટ
જુઓ; ને કોઈ ભુખ્યો હોય, તો ઘરમાં ખાય, એ માટે કે ૩૪
તમે દંડને સારૂ એકઠા ન આવો. અને જે બાકી તે હું
આવીશ ત્યારે સુધારીશ.

**પણ**, ભાઈઓ, આત્મિક દાનો વિષે મારી ઈચ્છા નથી, કે **૧૨**
તમે અજાણ્યા રહો. તમે જાણોછો કે, તમે વિદેશી હતા, ૨
ત્યારે જેમ ચલાવાયા તેમ મુંગી મૂર્ત્તિઓ કણે ચાલતા હતા.
માટે હું તમને જણાવુંછું કે, કોઈ માણસ, દેવના આત્માથી ૩
બોલીને, ઈશુને શાપપાત્ર કહેતો નથી; ને કોઈ માણસ,
પવિત્ર આત્મારહિત, ઈશુ પ્રભુ છે, એમ કહી શકતો નથી.

પણ કૃપાદાનો અનેક પ્રકારનાં છે, તો પણ આત્મા ૪
એકનોએક; ને સેવા અનેક પ્રકારની છે, પણ પ્રભુ ૫
એકનોએક. અને કાર્યો અનેક પ્રકારનાં છે પણ દેવ ૬
એકનોએક છે, તે સર્વમાં સર્વ કરાવેછે. પણ આત્માની ૭
પ્રસિદ્ધતા પ્રત્યેકને ઉપયોગને સારૂ અપાએલી છે. કેમકે એકને ૮
આત્માથી જ્ઞાનની વાત અપાઈ છે; ને બીજાને એજ
આત્માથી વિદ્યાની વાત; ને બીજાને એજ આત્માથી ૯
વિશ્વાસ; ને બીજાને એજ આત્માથી સાજા કરવાનાં કૃપાદાન;
ને બીજાને ચમત્કારનાં કાર્યો; ને બીજાને ભવિષ્યવાદ; ને ૧૦
બીજાને આત્માઓને પારખી જાણવાનું; ને બીજાને જાત
જાતની ભાષાઓ; ને બીજાને ભાષાઓનું વ્યાખ્યાન અપાયું
છે. પણ એકજ તથા એજ આત્મા પોતાની ઈચ્છા પ્રમાણે ૧૧
પ્રત્યેકને વહેંચીને એ સર્વ કરાવેછે.

કેમકે જેમ શરીર એક છે, ને તેના અવયવો ઘણા છે, ને તે ૧૨

એક શરીરના અવયવો ઘણા છતાં પણ સર્વે મળીને એક શરીર
૧૩ છે, તેમ ખ્રીસ્ત પણ છે. કેમકે આપણે યહુદી કે હેલેની, દાસો
કે સ્વતંત્ર, સર્વે એક શરીરમાં એક આત્માથી બાપ્તિસ્મા
૧૪ પામ્યા; ને સર્વે એક આત્મામાં પીવડાએલા છિયે. અને
૧૫ શરીર તો એક અવયવ નથી, પણ ઘણા. જો પગ કહે કે, હું
હાથ નથી એ માટે હું શરીરનો નથી, તો તે કારણ માટે શું તે
૧૬ શરીરનો નથી? અને જો કાન કહે કે, હું આંખ નથી માટે હું
૧૭ શરીરનો નથી, તો શું એ કારણ માટે તે શરીરનો નથી? જો
આખું શરીર આંખ હોત તો શ્રવણ કયાં હોત? જો આખું
૧૮ શરીર શ્રવણ હોત તો ઘ્રાણ કયાં? પણ હવે દેવે અવયવોમાંના
૧૯ હરેકને જેમ ચાહ્યું તેમ તેણે શરીરમાં મૂકયો છે. અને જો સર્વે
૨૦ એક અવયવ હોત, તો શરીર કયાં હોત? પણ હવે અવયવો
૨૧ ઘણા તો પણ શરીર એક છે. આંખથી હાથને કહેવાતું
નથી કે મને તારી અગત્ય નથી; અથવા ફરી માથાથી પગોને
૨૨ કહેવાતું નથી કે, મને તમારી અગત્ય નથી; પણ શરીરના
જે અવયવો ઘણા અબળ દીસેછે તેઓની વિશેષ અગત્ય
૨૩ છે; ને શરીરના જે અધમ દીસેછે તેઓને આપણે વધતું
માન આપિયેછિયે; ને એમ આપણા કુરૂપ અવયવો વધારે
૨૪ સુરૂપ થાયછે. પણ જે સુરૂપ તેઓને અગત્ય નથી, પણ જેને
ઓછું હતું તેને દેવે વધતું માન આપીને, શરીરને ગોઠવ્યું
૨૫ છે, એવું કે શરીરમાં ફુટ ન હોય, પણ અવયવો એક બીજાની
૨૬ એક સરખી ચિંતા રાખે. અને જો એક અવયવ દુઃખી થાય,
તો તેની સાથે સર્વે અવયવો દુઃખી થાયછે; જો એક અવયવનું
૨૭ માન થાય, તો તેની સાથે સર્વે અવયવો આનંદ કરેછે. હવે
૨૮ તમે ખ્રીસ્તનું શરીર, ને જુદા જુદા અવયવો છો. અને દેવે
મંડળીમાં કેટલાએક મૂકયા છે, પ્રથમ પ્રેરિતો, બીજા ભવિષ્ય-
વાદીઓ, ત્રીજા ઉપદેશકો, પછી ચમત્કારો, પછી સાજા
કરવાનાં કૃપાદાન, મદદગારો, અધિકારો, જાત જાતની
૨૯ ભાષાઓ. શું સઘળા પ્રેરિતો? શું સઘળા ભવિષ્યવાદીઓ?
શું સઘળા ઉપદેશકો? શું સઘળા ચમત્કાર [કરનારા]?

શું સઘળાને સાજા કરવાનાં કૃપાદાન છે? શું સઘળા ભાષાઓ ૩૦
બોલેછે? શું સઘળા વ્યાખ્યાન કરેછે? તો સારાંજ કૃપાદાનો ૩૧
આસ્થાથી શોધો; તો પણ હું તમને એ કરતાં ઉત્તમ
માર્ગ બતાવુંછું.

જો હું માણસોની તથા દૂતોની પણ ભાષાઓ બોલું, ને ૧૩
મને પ્રીતિ ન હોય, તો વાજનાર પિત્તળ કે ઠણઠણનાર
ઝાંજના જેવો હું થયો છું. અને જો મને ભવિષ્યજ્ઞાન હોય, ને ૨
હું સર્વે મર્મો તથા સર્વે વિદ્યા જાણું, ને જો પુરો વિશ્વાસ મને
હોય, એવો કે મારાથી પર્વતો ખસેડાય, ને મને પ્રીતિ ન
હોય, તો હું કંઈ નથી. અને જો હું કંગાલોને પાળવાને મારી ૩
આખી સંપત આપું, ને જો હું મારૂં શરીર બળવાને સોંપું, ને
મને પ્રીતિ ન હોય, તો મને કંઈ લાભ થતો નથી. પ્રીતિ ૪
સહનશીલ તથા ઉપકારક છે. પ્રીતિ અદેખાઈ કરતી નથી;
પ્રીતિ વડાઈ કરતી નથી, ફુલતી નથી, વિશોભિત રીતે વર્ત્તતી ૫
નથી, પોતાનુંજ શોધતી નથી, સંતાપતી નથી, ભુંડું ધારતી
નથી, અન્યાયમાં હરખાતી નથી, પણ સત્યમાં હરખાયછે. ૬
સઘળું ખમેછે, સઘળું ખરૂં માનેછે, સઘળાની આશા રાખેછે, ૭
સઘળાનું સહન કરેછે. પ્રીતિ કદી ખુટતી નથી, પણ ભવિષ્યદાનો ૮
હોય તો તેઓ જતાં રહેશે; ભાષાઓ હોય, તો તેઓ સમાપ્ત
થશે; વિદ્યા હોય તો તે જતી રહેશે. કેમકે આપણે અપૂર્ણ ૯
જાણિયેછિયે; ને અપૂર્ણ ભવિષ્યવાદ કરિયેછિયે; પણ જ્યારે ૧૦
સંપૂર્ણતા આવશે, ત્યારે અપૂર્ણતા જતી રહેશે. જ્યારે હું બાળક ૧૧
હતો, ત્યારે બાળકના જેવો બોલતો હતો, બાળકના જેવો
વિચારતો હતો, બાળકના જેવો સમજતો હતો, પણ જ્યારે
પુરૂષ થયો, ત્યારે મેં બાળકની વાતો મૂકી દીધી. કેમકે ૧૨
હમણાં આપણે દરપણને આસરે ઝાખું ઝાખું જોઈએછિયે,
પણ ત્યારે મોહેમોહો જોઈશું; હમણાં હું અપૂર્ણ જાણુંછું, પણ
ત્યારે જેમ જણાએલો છું તેમ જાણીશ. અને હવે વિશ્વાસ તથા ૧૩
આશા તથા પ્રીતિ એ ત્રણે રહેછે; પણ તેઓમાં પ્રીતિ શ્રેષ્ઠ છે.

૧૪ પ્રીતિને અનુસરો; ને આત્મિક દાન ચાહો, પણ વિશેષ
૨ એ કે ભવિષ્યવાદ સમજાવતાં આવડે. કેમકે જે અન્ય-
ભાષા બોલેછે, તે માણસની સાથે નહિ, પણ દેવની સાથે
બોલેછે, કાંજે કોઈ તેનું સમજતું નથી, પણ આત્માએ તે મર્મો
૩ બોલેછે. પણ જે ભવિષ્યવાદ કરેછે, તે સંસ્થાપન તથા સુબોધ
૪ તથા દિલાસાને સારૂ માણસો સાથે બોલેછે. અને જે અન્ય-
ભાષા બોલેછે તે પોતાનું સંસ્થાપન કરેછે; પણ જે ભવિષ્યવાદ
૫ કરેછે તે મંડળીનું સંસ્થાપન કરેછે. મારી ઈચ્છા છે કે, તમે
સઘળા ભાષાઓ બોલો, પણ વિશેષ કે તમે ભવિષ્યવાદ
સમજાવો; કેમકે ભાષાઓ બોલનાર, જો મંડળીના સંસ્થાપનને
સારૂ વ્યાખ્યાન ન કરે, તો તે કરતાં ભવિષ્યવાદ સમજાવનાર
૬ મોટો છે. અને, ભાઈઓ, જો હું ભાષાઓ બોલીને તમારી
પાસે આવું, ને જો પ્રકટીકરણથી, કે જ્ઞાનથી, કે ભવિષ્ય-
વાદથી, કે શીખામણથી તમારી પાસે ન બોલું તો તમને શો
૭ લાભ કરૂં? એમજ અવાજ કહાડનારી નિર્જીવ વસ્તુઓ, પછી
તે વાંશળી હોય કે વીણા હોય, એ જો નાદનો ફેર ન પાડે, તો
૮ વાંશળીથી કે વીણાથી શું વજાયછે તે કેમ જણાશે? કેમકે જો
રણશીગડું સાફ વાણી ન કહાડે, તો કોણ લડાઈની તૈયારી
૯ કરશે? એમજ તમે પણ જો જીભવડે સાફ વાત ન કરો,
તો બોલેલી વાત કેમ સમજાય? કેમકે તમે હવામાં બોલનારા
૧૦ થશો. જગતમાં કદાપિ એટલી બધી જાતના અવાજો છે, ને
૧૧ તેઓમાંના કોઈ અર્થ વગરના નથી, એ માટે જો હું અવાજનો
અર્થ ન જાણું, તો બોલનારને હું મ્લેચ્છ ગણાઈશ, ને બોલનાર
૧૨ મને મ્લેચ્છ ગણશે. એ પ્રમાણે તમેં આત્મિક દાનો ચાહોછો,
માટે આસ્થાથી શોધો કે મંડળીના સંસ્થાપનને સારૂ તમે તેમાં
૧૩ વૃદ્ધિ પામો. તે માટે અન્યભાષા બોલનારે પોતાથી વ્યાખ્યાન
૧૪ થાય, એવી પ્રાર્થના કરવી. કેમકે જો હું અન્યભાષાએ
પ્રાર્થના કરૂં, તો મારો આત્મા પ્રાર્થના કરેછે, પણ મારૂં મન
૧૫ નિષ્ફળ છે. તો શું? હું આત્માથી પ્રાર્થના કરીશ ને મનથી

પણ પ્રાર્થના કરીશ, આત્માથી ગાઈશ ને મનથી પણ ગાઈશ.
નહિ તો જો તું આત્માથી સ્તુતિ કરીશ તો જે અણભણેલાની ૧૬
જગ્યામાં બેસેછે, તે તારી સ્તુતિની વાત પર કેમ આમેન
કહેશે? કાંજે તું શું કહેછે એ તે જાણતો નથી. કેમકે તું સારી- ૧૭
પઠે સ્તુતિ કરેછે; પણ બીજાનું સંસ્થાપન થતું નથી. હું ૧૮
દેવનો ઉપકાર માનુંછું, કે તમ સર્વ કરતાં વધારે ભાષાઓ મને
બોલતાં આવડેછે. તો પણ મંડળીમાં અન્યભાષાથી દશ ૧૯
હજાર શબ્દો બોલવા, તે કરતાં બીજાઓને શીખાવવા હું
પાંચ શબ્દ પોતાના મનથી બોલું એ મને સારૂ લાગે.

ભાઈઓ, બુદ્ધિમાં બાળક ન થાઓ; પણ ભુંડાઈમાં બાળકો ૨૦
થાઓ, ને બુદ્ધિમાં પ્રૌઢ થાઓ. નિયમશાસ્ત્રમાં લખ્યું છે કે, ૨૧
"અન્યભાષાઓથી તથા અન્યહોઠોથી, હું આ લોકોને બોલીશ,
તો પણ તેઓ મારૂં ન સાંભળશે," એમ પ્રભુ કહેછે. એ માટે ૨૨
ભાષાઓ વિશ્વાસીઓને નહિ, પણ અવિશ્વાસીઓને નિશાની-
રૂપ છે. પણ ભવિષ્યવાદ અવિશ્વાસીઓને નહિ પણ વિશ્વા-
સીઓને સારૂ છે. એ માટે જો આખી મંડળી એકઠી આવે, ૨૩
ને સઘળા ભાષાઓ બોલે, ને જો અણભણેલા કે અવિશ્વા-
સીઓ પેસે તો શું તેઓ કહેશે નહિ, કે તમે ઘેલા છો? પણ ૨૪
જો સર્વ ભવિષ્યવાદ કરે, ને કોઈ અવિશ્વાસી કે અણભણેલો
પેસે તો બધાથી તેની ખાતરી થાયછે; બધાથી તે પરખાયછે;
ને તેના હૃદયની ગુપ્તવાતો માલુમ થાયછે; ને એમ દેવ ૨૫
તમારામાં ખરેખરો છે એવું પ્રગટ કરીને, તે સર્વની આગળ
ઉંધો પડીને, દેવનું ભજન કરશે.

તો ભાઈઓ, શું છે? જ્યારે તમે એકઠા થાઓછો ત્યારે ૨૬
તમારામાંનાં પ્રત્યેકને ગીત કે શીખામણ કે અન્યભાષા કે
પ્રકટીકરણ કે વ્યાખ્યાન છે; સંસ્થાપનને સારૂ સર્વ થવું
જોઈએ. જો કોઈ અન્યભાષા બોલે, તો બે અથવા ઘણાંમાં ૨૭
ઘણાં તો ત્રણ માણસ, ને અનુક્રમે બોલે; ને એકે
વ્યાખ્યાન કરવું. પણ જો વ્યાખ્યાન કરનાર ન હોય, તો ૨૮
મંડળીમાં છાનું રહેવું, ને પોતાની સાથે તથા દેવની સાથે

૨૯ બોલવું. બે કે ત્રણ ભવિષ્યવાદીઓ બોલે, ને બીજાઓ પારખે.
૩૦ પણ જો બેઠેલાઓમાંના કોઈને કંઈ પ્રગટ થયું, તો પહેલાએ
૩૧ છાનું રહેવું. કેમકે તમે સર્વે એક પછી એક ભવિષ્યવાદ કહી
૩૨ શકોછો, કે સર્વે શીખે તથા સર્વે દિલાસો પામે. અને ભવિષ્ય-
૩૩ વાદીઓના આત્માઓ ભવિષ્યવાદીઓને આધીન છે. કેમકે
દેવ ગડબડનો નથી, પણ શાંતિનો દેવ છે; જેમ પવિત્રોની
સર્વે મંડળીઓમાં [ ચાલ છે ] તેમ.

૩૪ તમારી બાયડીઓએ મંડળીઓમાં છાનું રહેવું; કેમકે
બોલવાનો તેઓને અધિકાર નથી, પણ આધીન રહેવાનો,
૩૫ ને એમ નિયમશાસ્ત્ર પણ કહેછે. પણ જો તેઓ કાંઈ
શીખવા ચાહે, તો તેઓએ ઘરમાં પોતાના વરોને પુછવું; કેમકે
૩૬ મંડળીમાં બાયડીઓએ બોલવું એ લાજની વાત છે. શું તમારી
પાસેથી દેવની વાત નિકળી? કે શું તે એકલા તમને મળી છે?
૩૭ જો કોઈ પોતાને ભવિષ્યવાદી કે આત્મિક ધારે, તો જે
વાતો હું લખુંછું તેઓ પ્રભુની આજ્ઞાઓ છે એવું તેણે જાણવું.
૩૮ અને જો કોઈ અજાણ્યો હોય તો અજાણ્યો રહે.

૩૯ એ માટે, ભાઈઓ, ભવિષ્યવાદ કરવાને ચાહો, ને અન્ય-
૪૦ ભાષાઓ બોલવાને ન નિવારો. શોભતી રીતે તથા અનુક્રમે
સર્વે થાય.

૧૫ ભાઈઓ, જે સુવાર્તા મેં તમને પ્રગટ કીધી, જેને તમે પણ
૨ માની, ને જેમાં તમે સ્થિર પણ રહ્યા, ને જેથી, જે વાત મેં
તમને પ્રગટ કીધી તેને જો તમે પકડી રાખોછો ને વિશ્વાસ
અવર્થા કીધો ન હોય તો, તારણ પામોછો, તે સુવાર્તા હું
૩ તમને જણાવુંછું. કેમકે જે મેં માની લીધું, તે મેં પ્રથમ તમને
૪ સોંપી દીધું, કે લેખો પ્રમાણે ખ્રીસ્ત આપણાં પાપને સારૂ
મરણ પામ્યો; ને લેખો પ્રમાણે તે દટાયો, ને ત્રીજે દહાડે
૫ ઉઠયો; ને કેફાને પછી બારોને તે દેખાયો. ત્યાર પછી
૬ પાંચશે કરતાં વધારે ભાઈઓને એકી વેળાએ તે દેખાયો;
એઓમાંના ઘણા હજુ સુધી જીવતા રહ્યા છે, પણ કેટલાએક

ઉંઘી ગયા છે. ત્યાર પછી તે યાકુબને, પછી સર્વ પ્રેરિતોને ૭
દેખાયો. અને સર્વથી છેહલે જેમ અકાળ જન્મેલાને તેમ મને ૮
પણ તે દેખાયો. કેમકે પ્રેરિતોમાંના સર્વ કરતાં હું નાનો છું, ને ૯
પ્રેરિત કહેવાવા યોગ્ય નથી, કારણ કે મેં દેવની મંડળીની
સતાવણી કીધી. પણ હું જે છું તે દેવની કૃપાથી છું; ને મારા ૧૦
પર તેની જે કૃપા તે અમથી થઈ ન હતી, પણ તેઓ સર્વ
કરતાં મેં વધારે મેહેનત કીધી; મેં તો નહિ પણ દેવની જે
કૃપા મારી સાથે છે તેણે. તો હું કે તેઓ, એમ અમે વાત ૧૧
પ્રગટ કરિયેછિયે, ને એમ તમે વિશ્વાસ કરયો.

પણ ખ્રીસ્ત મુએલાંઓમાંથી ઉઠયો એમ જો પ્રગટ કરાય છે, ૧૨
તો તમારામાંના કેટલાએક કેમ કહેછે કે મુએલાંઓનું ઉત્થાન
નથી? પણ જો મુએલાંઓનું ઉત્થાન નથી, તો ખ્રીસ્ત પણ ૧૩
ઉઠયો નથી; ને જો ખ્રીસ્ત ઉઠયો નથી, તો અમારો ઉપદેશ ૧૪
વ્યર્થ, ને તમારો વિશ્વાસ પણ વ્યર્થ છે. અને અમે દેવના ૧૫
જુઠા સાક્ષી ઠરિયેછિયે, કારણ કે અમે દેવ વિષે એવી સાક્ષી
પુરી, કે તેણે ખ્રીસ્તને ઉઠાડયો, પણ જો મુએલાં ઉઠતાં નથી,
તો તેણે તેને ઉઠાડયો નથી. કેમકે જો મુએલાંઓનું ઉત્થાન ૧૬
નથી, તો ખ્રીસ્ત પણ ઉઠયો નથી. પણ જો ખ્રીસ્ત ઉઠયો ૧૭
નથી, તો તમારો વિશ્વાસ નિષ્ફળ છે; હજી સુધી તમે તમારા
પાપમાં છો; ને ખ્રીસ્તમાં જેઓ ઉંઘી ગયલાં તેઓ પણ નાશ ૧૮
પામ્યાં. જો કેવળ આ જીવનમાં આપણી આશા ખ્રીસ્તમાં ૧૯
છે, તો સર્વ માણસો કરતાં આપણે કરૂણાપાત્ર છિયે.

પણ હવે ખ્રીસ્ત મુએલાંઓમાંથી ઉઠયો છે, તે ઉંઘી ગય- ૨૦
લાંઓનું પ્રથમ ફળ થયો. કેમકે માણસથી મરણ થયું, એ ૨૧
માટે માણસથી મુએલાંઓનું ઉત્થાન પણ થયું. કેમકે જેમ ૨૨
આદમમાં સર્વ મરેછે તેમ ખ્રીસ્તમાં સર્વ સજીવ કરાશે. પણ ૨૩
પ્રત્યેક પોતપોતાને અનુક્રમે, ખ્રીસ્ત પ્રથમ ફળ, ત્યાર પછી
તેના આવવા પર જેઓ ખ્રીસ્તના તેઓ [ સજીવ કરાશે ].
જ્યારે તે દેવ બાપને રાજ્ય સોંપી દેશે, જ્યારે તે સઘળું ૨૪
ધણીપણું તથા સઘળો અધિકાર તથા પરાક્રમ તોડશે ત્યારે

૨૫ અંત થશે. કેમકે તે પોતાના પગતળે સર્વ શત્રુઓને પાડી-
૨૬ નાખે, ત્યાં સુધી તેણે રાજ્ય કરવું જોઇએ. જે છેલ્લો શત્રુ
નાશ પામશે તે મરણ છે. કેમકે તેણે પોતાના પગતળે સર્વ
૨૭ વસ્તુઓ આધીન કીધી; પણ જ્યારે તેણે કહ્યું કે, સર્વ
આધીન કરાયાં છે, ત્યારે સર્વેને સ્વાધીન કરનાર જુદો છે,
૨૮ તે સાફ દેખાયછે. પણ જ્યારે સર્વ તેને આધીન કરાશે, ત્યારે
જેણે સર્વ તેને આધીન કીધાં છે, એને દીકરો પોતે પણ
આધીન થશે, એ સારૂ કે દેવ સર્વમાં સર્વ થાય.

૨૯ નહિ તો જેઓ મુએલાંઓને સારૂ બાપ્તિસ્મા પામ્યા, તેઓ
શું કરશે? જો મુએલાં બિલકુલ ઉઠતાં નથી તો મુએલાંઓને
૩૦ વાસ્તે તેઓ શા સારૂ બાપ્તિસ્મા પામેછે? અમે પણ ઘડી ઘડી
૩૧ જોખમમાં શા સારૂ પડિયેછિયે? ખ્રીસ્ત ઈશુ આપણા પ્રભુમાં
તમારા વિષે મારો જે આનંદ તેના નિશ્ચયપણાથી કહુંછું કે, હું
૩૨ રોજ રોજ મરૂંછું. જો એફેસસમાં માણસની પઠે હું શ્વાપદોની
સામણે લડયો, તો મને શો લાભ છે? જો મુએલાં ઉઠતાં નથી
૩૩ તો ખાઈએ તથા પીઈએ, કેમકે કાલે મરવાના છિયે. ભુલો
૩૪ મા; દુષ્ટ શોબત સારા આચરણને બગાડેછે; ન્યાયીપણાએ
જાગતા થાઓ, ને પાપ ન કરો; કેમકે કેટલાએક દેવ વિષે
અજ્ઞાની છે; તમને લજાવવા સારૂ તે હું કહુંછું.

૩૫ પણ કોઈ કહેશે કે મુએલાં શી રીતે ઉઠડાયછે? અને કેવાં
૩૬ શરીરથી આવેછે? ઓ નિર્બુદ્ધ, તું જે વાવેછે તે જો મરે નહિ
૩૭ તો જીવાડાય પણ નહિ; ને તું જે વાવેછે તે થવાનું શરીર
નથી, પણ કેવળ દાણા વાવેછે, કદાપિ ઘઉં કે બીજા કોઈના.
૩૮ અને દેવ પોતાની ઈચ્છા પ્રમાણે તેને શરીર આપેછે, ને પ્રત્યેક
૩૯ બીને પોતપોતાનું શરીર. સર્વ દેહ એક સરખો દેહ નથી;
પણ માણસોનો દેહ જુદો, પશુઓનો જુદો, ને માછલાંઓનો
૪૦ જુદો, ને પક્ષીઓનો જુદો છે. અને આકાશી શરીરો તથા
પૃથ્વી પરનાં શરીરો છે; પણ આકાશીઓનો મહિમા જુદો
૪૧ તથા પૃથ્વી પરનાંનો જુદો. સૂર્યનો મહિમા જુદો, ને ચંદ્રનો
મહિમા જુદો, ને તારાઓનો મહિમા જુદો, કેમકે મહિમાએ

તારા તારામાં ફેર છે. અને મુએલાંઓનું પુનરૂત્થાન પણ એવું ૪૨
છે; વિનાશમાં તે વવાયછે, અવિનાશમાં ઉઠડાયછે; અપ- ૪૩
માનમાં વવાયછે, મહિમામાં ઉઠડાયછે; અબળપણામાં વવા-
યછે, પરાક્રમમાં ઉઠડાયછે. પ્રાણી શરીર વવાયછે, આત્મિક ૪૪
શરીર ઉઠડાયછે; પ્રાણી શરીર તો છે, ને આત્મિક શરીર
છે. અને એમજ લખ્યું છે કે, "પહેલો માણસ આદમ ૪૫
જીવતો પ્રાણી થયો," છેલ્લો આદમ જીવાડનાર આત્મા થયો.
પણ આત્મિક પહેલું ન હતું, પણ પ્રાણી ને પછી આત્મિક. ૪૬
પહેલો માણસ પૃથ્વીથી ધૂળનો છે, બીજો માણસ આકાશથી ૪૭
પ્રભુ છે. જે ધૂળનો તે જેવો છે તેવા જેઓ ધૂળના તેઓ પણ ૪૮
છે; ને જે આકાશી તે જેવો છે તેવા જેઓ આકાશી તેઓ
પણ છે. અને જેમ આપણે ધૂળનાની પ્રતિમા ધરી છે, તેમ ૪૯
આકાશીની પ્રતિમા પણ ધરીશું.

હવે ભાઈઓ, હું એ કહુંછું, કે માંસ તથા રક્ત દેવના ૫૦
રાજ્યના વારસ થઈ શકતાં નથી; ને વિનાશપણું અવિનાશી-
પણાનો વારસ થતું નથી. જુઓ, હું તમને મર્મ કહુંછું; આપણે ૫૧
સહુ ઉંઘીશું નહિ, પણ એક ક્ષણમાં, એક પલકભરમાં, છેલ્લા
રણસીંગડાના વાગતામાં સર્વ બદલાઇ જઈશું; કેમકે રણસીંગડું ૫૨
વાગશે, ને મુએલાં અવિનાશી ઉઠડાશે, ને આપણે બદલાઈશું.
કેમકે આ વિનાશીને અવિનાશીપણું પહેરવું તથા આ મર- ૫૩
નારને અમરપણું પહેરવું પડેછે. અને જ્યારે આ વિનાશી ૫૪
અવિનાશીપણું પહેરશે, ને આ મરનાર અમરપણું પહેરશે,
ત્યારે આ લખેલી વાત પુરી થશે કે, "મરણ જયમાં ગળાઈ
ગયું છે." અરે મરણ, તારો જય ક્યાં? અરે મરણ, ૫૫
તારો ડંખ ક્યાં? મરણનો ડંખ તો પાપ છે; ને પાપનું ૫૬
સામર્થ્ય નિયમ છે; પણ દેવ જે આપણા પ્રભુ ઇશુ ખ્રીસ્તને ૫૭
આશ્રે આપણને જય આપેછે, તેની સ્તુતિ થાઓ. એ માટે, ૫૮
મારા પ્રિય ભાઈઓ, તમે સ્થિર તથા દૃઢ તથા પ્રભુના
કામમાં સદા વધતા જાઓ, કેમકે તમે જાણોછો કે તમારૂં
કામ પ્રભુમાં નિશ્ફળ નથી.

૧૬ **પ**વિત્રોને સારૂ ઉઘરાણાં વિષે, જેમ મેં ગલાતિઓની
૨ મંડળીઓને આજ્ઞા આપી તેમ તમે પણ કરો. અઠવાડિયાને
પહેલે દિવસે તમારામાંના પ્રત્યેકે પોતાની કમાણી પ્રમાણે
૩ રાખી મૂકવું, એ માટે કે હું આવું ત્યારે ઉઘરાણાં ન થાય. અને
જ્યારે હું આવીશ ત્યારે જેઓને તમે પસંદ કરશો, તેઓને હું
તમારૂં ઉપકારદાન યરૂશાલેમમાં લઈ જવાને પત્રો આપીને
૪ મોકલીશ. અને જો મારે પણ જવું યોગ્ય થાય, તો તેઓ
૫ મારી સાથે આવશે. પણ જ્યારે હું માકેદોન્યામાં થઈને
જઈશ, ત્યારે હું તમારી પાસે આવીશ; કેમકે હું માકેદોન્યામાં
૬ થઈને જનાર છું; ને કદાપિ હું તમારી સાથે રહીશ, અથવા
શિયાળો પણ કહાડીશ, એ સારૂ કે જ્યાં હું જાઉં ત્યાં તમે મને
૭ પહોંચાડો. કેમકે હમણાં વાટે જતાંજ તમને મળવાની મારી
ઈચ્છા નથી; પણ જો પ્રભુને પ્રસન્ન હોય તો હું થોડી વાર
૮ તમારી પાસે રહીશ. પણ હું પચાસમા સુધી એફેસસમાં
૯ રહીશ; કેમકે મોહું તથા સાર્થક બારણું મારે સારૂ ઉઘડાયું છે,
ને અટકાવનારા ઘણા છે.

૧૦ પણ જો તીમોથી આવે તો જોજો, કે તે તમારી પાસે
નિર્ભયપણે રહે; કેમકે જેમ હું તેમ તે પણ પ્રભુનું કામ કરેછે.
૧૧ એ માટે કોઈ તેને ધિઃકારે નહિ; પણ શાંતિએ તમે તેને
પહોંચાડો, કે તે મારી પાસે આવે; કેમકે ભાઈઓની સાથે હું
૧૨ તેની વાટ જોઉંછું. હવે, ભાઈ અપોલ્લા વિષે એ છે કે
ભાઈઓની સાથે તે તમારી પાસે આવે માટે મેં તેની બહુ
વિનંતી કીધી; પણ હમણાં આવવાની તેની ઈચ્છા કંઈ ન
હતી; પણ જ્યારે સારો પ્રસંગ મળશે ત્યારે આવશે.

૧૩ સાવધાન રહો, વિશ્વાસમાં સ્થિર રહો, પુરૂષાર્થે ચાલો,
૧૪ બળવંત થાઓ. પ્રીતિએ તમારાં સઘળાં કામ કરો.

૧૫ ભાઈઓ, તમે સ્તેફાનના કુટુંબને જાણોછો કે, તેઓ
અખાયાનું પ્રથમ ફળ છે, ને તેઓએ પવિત્રોની સેવામાં
પોતાને તત્પર રાખ્યા છે, માટે હું તમારી વિનંતી કરૂંછું કે,

તમે એવાઓને ને જેટલા સહાય કરીને મહેનત કરેછે તેઓને ૧૬
પણ આધીન થાઓ. સ્તેફાનસ તથા ફરતુનાતસ તથા ૧૭
અખાઈકસના આવવાથી હું હરખાઉંછું; કેમકે તમારૂં જે ઓછું,
તે તેઓએ પુરૂં કરયું. કેમકે તેઓએ મારો તથા તમારો ૧૮
આત્મા પણ શાંત કરયો. માટે એવાઓનો અંગીકાર કરો.

આશિયાની મંડળીઓ તમને ક્ષેમ કુશળ કહેછે. આકુલા ૧૯
તથા પ્રિસ્કા પોતાના ઘરમાંની મંડળી સુદ્ધાં પ્રભુમાં તમને
ઘણા ક્ષેમ કુશળ કહેછે. સર્વે ભાઈઓ તમને ક્ષેમ કુશળ ૨૦
કહેછે. પવિત્ર ચુંબનથી એક બીજાને ક્ષેમ કુશળ કહો.

હું પાઉલ પોતાને હાથે ક્ષેમ કુશળ લખુંછું. જો કોઈ પ્રભુ ૨૧ ૨૨
ઈશુ ખ્રીસ્તપરની પ્રીતિ ન કરે, તો તે શ્રાપિત થાય. આપણો ૨૩
પ્રભુ આવનાર છે. પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા તમારી સાથે થાઓ.
ખ્રીસ્ત ઈશુમાં મારી પ્રીતિ તમ સર્વેની સાથે થાઓ. આમેન. ૨૪

---

# કરીંથીઓને

## પાઉલ પ્રેરિતનું બીજું પત્ર.

---

કરીંથમાં દેવની મંડળીને તથા તે સુદ્ધાં આખા અખાયા- ૧
માંના સર્વે પવિત્રોને, દેવની ઈચ્છાથી ઈશુ ખ્રીસ્તનો પ્રેરિત
પાઉલ તથા ભાઈ તીમોથી લખેછે. દેવ આપણા બાપથી ૨
તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાંતિ થાઓ.

આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તનો દેવ તથા બાપ, જે કરૂણાનો ૩
બાપ તથા બધા દિલાસાનો દેવ, તેની સ્તુતિ થાઓ. તે અમારી ૪
સર્વે વિપત્તિમાં અમને દિલાસો દેછે, એ સારૂ કે જે દિલાસો
અમે પોતે દેવથી પામિયેછિયે, તેણે કરીને સઘળી વિપત્તિમાં

જેઓ છે તેઓને અમે દિલાસો આપવાને શકિતમાન થઈએ.
૫ કેમકે જેમ ખ્રીસ્ત વિષેનાં દુઃખ અમારા પર ઘણાં થાયછે,
તેમજ ખ્રીસ્તને આસરે અમારો દિલાસો પણ ઘણો થાયછે.
૬ અને જો વિપત્તિ સહિયે, તો તે તમારા દિલાસા તથા તારણને
સારૂ છે, ને એ, જે દુઃખો અમે પણ વેઠિયેછિયે તેના
સહનની અસર [તમારામાં] કરેછે; ને જો દિલાસો
પામિયેછિયે, તો તે તમારા દિલાસા તથા તારણને સારૂ છે.
૭ અમારી આશા તમારે વાસ્તે સ્થિર છે, કારણ કે અમને
માલુમ છે કે જેમ તમે દુઃખોના ભાગિયા, તેમ દિલાસાના
૮ પણ થયા છો. કેમકે ભાઈઓ, અમારી ઈચ્છા એવી નથી કે,
જે અમારી વિપત્તિ આશિયામાં અમને પડી તે વિષે તમે
અજાણ્યા રહો, કે તે અમારા સામર્થ્ય ઉપરાંત અમને અતિ
૯ ભારે લાગી, એટલી કે અમે જીવવા વિષે નિરાશ થયા. પણ
અમે મરવાના છિયે એવું અમે નિશ્ચે સમજ્યા, એ સારૂ કે
અમે પોતા પર નહિ, પણ મુએલાંઓને ઉઠાડનાર દેવ પર
૧૦ વિશ્વાસ રાખિયે. તેણે એવા મરણથી અમારો છુટકો કરયો,
ને કરેછે; તેના પર અમે આશા રાખી, કે હજી પણ
૧૧ છોડાવશે; ને તમે પ્રાર્થનાથી અમારી સહાય કરજો, કે જે
કૃપાદાન ઘણાઓની મારફતે અમને અપાયું, તેને લીધે અમારે
સારૂ ઘણાથી સ્તુતિ કરાય.

૧૨ કેમકે અમારો અભિમાન એ છે, એટલે, અમારી પ્રેરક-
બુદ્ધિ એવી શાહેદી પુરેછે કે, દૈહિક જ્ઞાનમાં નહિ, પણ દેવની
કૃપામાં અમે જગતમાં ને વિશેષે કરીને તમારી તરફ દેવ
૧૩ વિષેના ભોળાપણાથી તથા શુદ્ધ મનથી વર્ત્યા. પણ તમે
જે વાંચોછો કે માનોછો, તે વિના અમે તમને બીજી વાતો
લખતા નથી; ને આશા રાખુંછું, કે તમે અંત સુધી પણ
૧૪ માનશો. તે પ્રમાણે તમે અમને કંઈ માન્યા, કે પ્રભુ ઈશુના
દહાડામાં જેમ તમે અમારા તેમ અમે તમારા અભિમાનનું
કારણ છિયે.

૧૫ અને એવા ભરોસાથી મેં આગળથી તમારી પાસે

આવવાને ચાહ્યું, કે તમને બીજું કૃપાદાન મળે; ને તમારી ૧૬
પાસે થઈને માકેદોન્યામાં જવાને, ને ફરી માકેદોન્યામાંથી
તમારી પાસે આવવાને, ને તમારાથી યહુદામાં પહોંચાડવાને
મેં ચાહ્યું. તો શું એમ ચાહીને, મેં કંઈ ચંચળપણું કીધું? ૧૭
અથવા જે હું ઠરાવુંછું, તે શું દેહ પ્રમાણે ઠરાવુંછું, એવું કે
મને હા હા તથા ના ના હોય? પણ જેમ દેવ વિશ્વાસુ ૧૮
છે તેમ તમારી પાસે મારી વાત હા તથા ના ન હતી. કેમકે ૧૯
દેવનો દીકરો ઈશુ ખ્રીસ્ત જે અમારાથી, એટલે મારાથી તથા
સીલવાનથી તથા તીમોથીથી, તમારામાં પ્રગટ કરાયો, તે હા
તથા ના ન થયો, પણ તેમાં હા થઈ. કેમકે દેવનાં જેટલાં ૨૦
વચનો, તે બધાં તેમાં હા તથા તેમાં આમેન છે, એ માટે કે
અમારાથી દેવનો મહિમા થાય. અને અમને તમારી સાથે ૨૧
ખ્રીસ્તમાં જે સ્થિર કરેછે તથા જેણે અમને અભિષેક કરયો,
તે દેવ છે; ને તેણે અમારા પર મુદ્રા કીધી, ને અમારા ૨૨
હૃદયમાં આત્માનું બેઆનું દીધું છે.

પણ મારા જીવના સમ ખાઈને દેવને સાક્ષી રાખુંછું, કે ૨૩
તમારા પર દયા કરીને હું હજી સુધી કરીંથમાં આવ્યો નથી;
અમે તમારા વિશ્વાસ પર ધણીપણું કરિયેછિયે એમ નહિ, ૨૪
પણ તમારા આનંદના સાહે કરનારા છિયે; કેમકે તમે
વિશ્વાસથી ઉભા રહોછો.

પણ મેં પોતાને સારૂ એવું ઠરાવ્યું, કે હું ફરી ખેદથી તમારી ૨
પાસે નહિ આવું. કેમકે જો હું તમને ખેદિત કરૂં, તો જે મારાથી ૨
ખેદ પામ્યો તે વિના કોણ મને આનંદ આપેછે? અને મેં ૩
તમને એજ લખ્યું, એ સારૂ કે જેઓથી મારે હરખ પામવો,
તેઓથી મારા આવ્યા પર મને ખેદ ન થાય; હું તમ સર્વેનો
ભરોસો રાખુંછું, કે મારો આનંદ તમ સર્વેનો છે. કેમકે ઘણી ૪
વિપત્તિથી તથા અંતઃકરણની વેદનાથી, મેં ઘણાં આંસુઓ
પાડીને, તમને લખ્યું, એ સારૂ નહિ કે તમે ખેદિત થાઓ,
પણ એ સારૂ, કે તમારા ઉપર મારી જે અતિ ઘણી પ્રીતિ
છે તે તમે જાણો.

૫ પણ જો કોઈએ ખેદ પમાડયો, તો મને નહિ, પણ થોડા-
એક (કેમકે હું વધારે ભાર ન નાખું) તમ સર્વને તેણે ખેદ
૬ પમાડયો. એવા માણસ પર આ શિક્ષા જે ઘણાઓથી
૭ અપાએલી છે, તે પુરી છે, માટે તેથી ઉલટું તમારે તેને વિશેષે
માફી તથા દિલાસો આપવો, રખે તે વધતા ખેદથી ડુબી
૮ જાય. એ માટે હું તમારી વિનંતી કરૂંછું કે તેના પર તમારો
૯ પ્રેમ સ્થિર કરો; કેમકે એજ સારૂ મેં લખ્યું છે, કે સર્વમાં તમે
૧૦ આજ્ઞાકારી છો કે નહિ એવી તમારી પરીક્ષા હું કરી લઉં. પણ
જેને તમે કંઇ માફ કરોછો, તેને હું પણ માફ કરૂંછું; કેમકે જો
મેં પણ કંઈ માફ કરયું, તો જે માફ કરયું, તે તમારે લીધે
૧૧ ખ્રીસ્તની આગળ માફ કરયું, એ સારૂ કે શેતાન આપણને
ન જીતે, કેમકે આપણે તેની યુક્તિઓ વિષે અજાણ્યા નથી.
૧૨ ખ્રીસ્તની સુવાર્ત્તાને સારૂ હું ત્રોઆસમાં આવ્યો, ને પ્રભુથી
મને બારણું ઉઘડાએલું છતાં પણ મારા આત્માને ચેન ન હતું,
૧૩ કેમકે તીતસ મારો ભાઈ મને મળ્યો નહિ; માટે તેઓથી
૧૪ રજા લઈને હું માકેદોન્યામાં ગયો. પણ દેવ જે સદા અમને
ખ્રીસ્તમાં જય આપેછે, ને અમારે આસરે પોતાના જ્ઞાનનો
૧૫ વાસ સર્વ જગ્યામાં ફેલાવેછે, તેની સ્તુતિ થાઓ. કેમકે તારણ
પામેછે તેઓમાં તથા નાશ પામેછે તેઓમાં, અમે દેવની આગળ
૧૬ ખ્રીસ્તનો સુગંધ છિયે. એઓને અમે મરણને સારૂ મરણનો
વાસ, ને તેઓને જીવનને સારૂ જીવનનો વાસ છિયે; તો એ
૧૭ કાર્યોને સારૂ કોણ યોગ્ય છે? કેમકે ઘણાઓના જેવા અમે
દેવની વાતમાં ભેળ કરતા નથી, પણ સાચાઈથી તથા દેવની
[સત્તાથી] દેવની આગળ ખ્રીસ્તમાં, એવી રીતે બોલિયેછિયે.

૩ શું અમે ફરી પોતાને વખાણવા માંડિયેછિયે? કે શું
જેમ બીજા કેટલાએકને, તેમ અમને તમારા ઉપર કે તમારી
૨ પાસેથી, ભલામણનાં પત્રો જોઈએ? અમારા દીલમાં લખેલું
ને સર્વ માણસથી જણાયલું તથા વંચાયલું એવું અમારૂં પત્ર
૩ તમે છો. તમે ખ્રીસ્તનું પત્ર, જે અમે સેવેલું, સાહીથી નહિ પણ

જીવતા દેવના આત્માથી; પત્થરની પાટીઓ પર નહિ પણ
હૃદયની દૈહિક પાટીઓ પર લખેલું, એવા તમે પ્રગટ છો.
પણ એવો ભરોસો દેવ વિષે અમને ખ્રીસ્તને આસરે છે. ૪
અમે પોતે પોતાની મેળે કંઇ વિચારવા સમર્થ છિયે એમ ૫
નથી; પણ અમારૂં સામર્થ્ય દેવથી છે; તેણે પણ અમને નવા ૬
કરારના, એટલે અક્ષરના નહિ પણ આત્માના, યોગ્ય સેવકો
કરચા, કેમકે અક્ષર મારીનાખેછે, પણ આત્મા જીવાડેછે.
અને મરણની સેવા, જેના અક્ષરો પત્થરો પર કોરેલા, તે જો ૭
એવી મહિમાવંતી થઈ, કે ઈસ્રાએલના દીકરાઓ, મુસાના
મહોડાનો મહિમા જે ટળી જવાનો હતો તેને લીધે, તેના
મહોડા પર તાકી જોઈ ન શકયા; તો તે કરતાં આત્માની ૮
સેવા વધતી મહિમાવંતી કેમ ન હોય? કેમકે જો દંડાજ્ઞાની ૯
સેવાને મહિમા હતો, તો ન્યાયીપણાની સેવા મહિમામાં કેટલી
વધતી છે! અને જે મહિમાવંત થએલું હતું તે, અધિક મહિમા ૧૦
થયાના કારણથી, એ પ્રકારે મહિમાવંત નથી. કેમકે જે ટળી ૧૧
જવાનું હતું તે જો મહિમા સહિત હતું, તો જે ટકનાર તેનો
મહિમા કેટલો વધતો છે!

એ માટે અમને આ આશા છતાં, અમે બહુ નિર્ભયતાથી ૧૨
બોલિયેછિયે; ને મુસાની પેઠે નહિ, જેણે પોતાના મહોડા ૧૩
પર ઘુંઘટ નાખ્યો, એ સારૂ કે ઈસ્રાએલના દીકરાઓ ટળી
જનારા [ મહિમાની ] સમાપ્તિ પર નિહાળી જુએ નહિ. પણ ૧૪
તેઓનાં મન કઠણ થયાં; કેમકે આજ સુધી જુનો કરાર
વાંચવામાં તેજ ઘુંઘટ કહાડયા વગર રહેછે; તે તો ખ્રીસ્તમાં
ટળી જાયછે. પણ આજ સુધી જ્યારે મુસાનું વાંચેછે, ત્યારે ૧૫
તેઓનાં હૃદય પર ઘુંઘટ રહેછે; પણ જ્યારે તે પ્રભુની ભણી ૧૬
ફરશે, ત્યારે તે ઘુંઘટ કહડાશે. હવે પ્રભુ તે આત્મા છે; ને ૧૭
જ્યાં પ્રભુનો આત્મા, ત્યાં મોકળાપણું છે. પણ આપણે ૧૮
સહુ ઉઘાડે મહોડે જેમ આરસીમાં, તેમ પ્રભુના મહિમાનું
પ્રતિબિંબ પાડીને, પ્રભુના આત્માથી તેજ રૂપમાં મહિમાથી
મહિમા સુધી રૂપાંતર પામિયેછિયે.

૪ એ માટે અમારા પર દયા થઈ તે પ્રમાણે, અમને આ
૨ સેવા છતાં, અમે થાકતા નથી; પણ લાજની ગુપ્ત વસ્તુઓને
નકારીને અમે કાવતરામાં ચાલતા નથી, ને દેવની વાતમાં
કપટ કરતા નથી; પણ સત્ય પ્રગટ કરયાથી, દેવની આગળ
અમે પોતા વિષે સર્વ માણસોના અંતઃકરણની ખાતરી
૩ કરિયેછિયે. પણ જો અમારી સુવાર્ત્તા ઢંકાએલી હોય, તો
૪ નાશ પામનારાઓને ઢંકાએલી છે: જેઓમાં આ જગતના
દેવે અવિશ્વાસીઓનાં મન આંધળાં કરયાં છે, એ સારૂ કે
ખ્રીસ્ત જે દેવની પ્રતિમા છે, તેના મહિમાની સુવાર્ત્તાના
૫ અજવાળાનો ઉદય તેઓ પર ન થાય. અમે પોતાને પ્રગટ
નથી કરતા, પણ ખ્રીસ્ત ઈશુ પ્રભુ છે ને અમે પોતે ઈશુને
૬ લીધે તમારા દાસો છિયે, એવું પ્રગટ કરિયેછિયે. કેમકે દેવ
જેણે અંધારામાંથી અજવાળાને પ્રકાશ થવાનું કહ્યું, તે ઈશુ
ખ્રીસ્તના મુખમાં દેવના મહિમાના જ્ઞાનનું તેજ પાડવા સારૂ
આપણાં હૃદયોમાં પ્રકાશ્યો છે.

૭ પણ અમને આ ખજાનો માટીનાં પાત્રોમાં છે, એ સારૂ કે
૮ પરાક્રમની ઉત્તમતા દેવની થાય, ને અમારી નહિ. સર્વ
પ્રકારે અમે વિપત્તિ પામેલા, પણ દબાએલા નથી; હેરાન
૯ થએલા, પણ નિરાશ નથી; સતાવેલા, પણ તજેલા નથી;
૧૦ નીચે પાડેલા, પણ નાશ પામેલા નથી; સદા શરીરમાં ઈશુનું
મરણ ઉંચકિયેછિયે, એ સારૂ કે ઈશુનું જીવન અમારા શરીરમાં
૧૧ પ્રગટ કરાય. કેમકે અમે જીવનારા ઈશુને લીધે સદા મરણને
સોંપાએલા છિયે, એ માટે કે ઈશુનું જીવન પણ અમારા
૧૨ મરનાર દેહમાં પ્રગટ કરાય. એમજ અમારામાં મરણ, પણ
૧૩ તમારામાં જીવન અસર કરેછે. વિશ્વાસનો તેજ આત્મા
અમને છતાં (આ લેખ પ્રમાણે "મેં વિશ્વાસ કરયો માટે હું
બોલ્યો"), અમે પણ વિશ્વાસ કરિયેછિયે, ને તેથી બોલિયેછિયે.
૧૪ એવું જાણિયેછિયે કે, જેણે પ્રભુ ઈશુને ઉઠાડયો, તે અમને
૧૫ પણ ઈશુની મારફતે ઉઠાડશે, ને તમારી સાથે ઉભા કરશે. કેમકે

સઘળાં તમારે સારૂ છે, એ માટે કે જે કૃપા ઘણાઓની મારફતે
પુશ્કળ થઈ તે દેવના મહિમાને અર્થે ઉપકાર સ્તુતિ વધારે.
એ કારણ માટે અમે થાકતા નથી; પણ જો અમારૂં ૧૬
બહારનું માણસપણું ક્ષય પામે, તો પણ માંહેનું રોજ રોજ
નવું થતું જાયછે. કેમકે અમારી ક્ષણિક હલકી વિપત્તિ ૧૭
અમારે સારૂ સદાકાલિક ભારી મહિમા બહુજ અતિશય
ઉપજાવેછે; એટલામાં જે દેખાયછે તેને નહિ, પણ જે દેખાતાં ૧૮
નથી તેને જોઈયેછિયે; કેમકે જે દેખાયછે તે ક્ષણિક, પણ જે
દેખાતાં નથી તે સર્વકાળનાં છે.

કેમકે અમને માલમ છે કે જો અમારૂં પૃથ્વી પરનું માંડવાનું ૫
ઘર પડી ગયું, તો આકાશમાં દેવની રચના, હાથે કીધેલું
નહિ, એવું સર્વકાળનું ઘર અમને છે. કેમકે અમારૂં ઘર જે ૨
આકાશથી છે, તેથી પહેરેલા થવા બહુ ચાહીને, અમે આ
માંડવામાં નિસાસો મૂકિયેછિયે; ને જો પહેરેલા હોઈયે, તો ૩
નાગા ન દેખાઈએ; કેમકે અમે આ માંડવામાં લાદેલા ૪
થઈને નિસાસો મૂકીયેછિયે; આચ્છાદન ઉતારવાને નહિ,
પણ પહેરેલા થવાને ચાહિયેછિયે, એ સારૂ કે મરણ જીવનથી
ગળાઈજાય. હવે જેણે અમને એને અર્થે તૈયાર કર્યા તે દેવ ૫
છે, તેણે અમને આત્માનું બેઆનું પણ આપ્યું છે. માટે અમે ૬
સદા હિમ્મતવાન છિયે, ને એવું જાણિયેછિયે કે, શરીરમાં
વાસો કરતાં અમે પ્રભુથી [ દૂર રહેતા ] પ્રવાસી છિયે. કેમકે ૭
અમે વિશ્વાસથી ચાલિયેછિયે, દૃષ્ટિથી નહિ. અમે હિમ્મત- ૮
વાન છિયે, ને શરીરથી પ્રવાસી થવું તથા પ્રભુની પાસે વાસો
કરવો, એ અમને વધતું સારૂં લાગેછે.
એ માટે અમે પ્રયત્ન કરિયેછિયે કે, જો શરીરમાં કે ૯
શરીર બહાર હોઈએ તો તેને પસંદ પડિયે. કેમકે આપણ ૧૦
સર્વેએ ખ્રીસ્તના ન્યાયાસનની આગળ પ્રગટ થવું જોઈએ, કે
પ્રત્યેક શરીરથી જે કીધું, સારૂં હોય કે ભૂંડું હોય, તે પ્રમાણે
તે ફળ પામે.

૧૧ માટે પ્રભુનું ભય જાણીને અમે માણસોને સમજાવિયેછિયે;
પણ અમે દેવને પ્રગટ થયા; ને મારી આશા છે કે તમારાં
૧૨ અંતઃકરણોમાં પણ પ્રગટ થયા છિયે. કેમકે અમે ફરી
તમારી પાસે પોતાને વખાણતા નથી, પણ અમારા વિષે
તમને અભિમાન કરવાનો પ્રસંગ આપિયેછિયે; એ માટે કે
જેઓ હૃદયથી નહિ, પણ ડોળથી અભિમાન કરેછે, તેઓને
૧૩ ઉત્તર આપવાનું તમારી પાસે હોય. કેમકે જો અમે ઘેલા
હોઈએ તો દેવને અર્થે છે, અથવા જો સાવધાન હોઈએ તો
૧૪ તમારે અર્થે. કેમકે ખ્રીસ્તની પ્રીતિ અમારૂં ગ્રહણ કરેછે,
કારણ કે અમે એવું સમજીયેછિયે કે, જો એક સર્વને વાસ્તે
૧૫ મુઓ તો સર્વ મુઆ. અને સર્વ વાસ્તે તે મુઓ, એ સારૂ કે
જેઓ જીવેછે તેઓ હવેથી પોતાને અર્થે નહિ, પણ જે
૧૬ તેઓને વાસ્તે મુઓ તથા ઉઠયો તેને અર્થે જીવે. એ માટે
હવેથી અમે દેહ પ્રમાણે કોઈને જાણતા નથી; ને જો પણ
અમે દેહ પ્રમાણે ખ્રીસ્તને જાણ્યો હતો તો પણ હવેથી તેને
૧૭ એમ જાણતા નથી. માટે, જો કોઈ માણસ ખ્રીસ્તમાં છે તો
તે નવી ઉત્પત્તિ થયો છે; જે જુનું તે વહી ગયું; જુઓ, બધું
૧૮ નવું થયું છે. અને સર્વ દેવથી છે, જેણે પોતાની સાથે ઈશુ
ખ્રીસ્તની મારફતે આપણો મિલાપ કરાવ્યો, ને તે મિલાપની
૧૯ સેવા અમને આપી છે; એટલે, દેવ ખ્રીસ્તમાં પોતાની સાથે
જગતનો મિલાપ કરાવતાં તેઓ પર તેઓના અપરાધો ગણતો
નથી, ને તેણે અમને મિલાપની સેવા સોંપેલી છે.

૨૦ એ માટે અમે ખ્રીસ્તને વાસ્તે એલચી છિયે, જાણે કે દેવ
અમારે આસરે વિનંતી કરેછે, તેમ અમે ખ્રીસ્તને વાસ્તે તમારી
૨૧ આજીજી કરિયેછિયે કે, દેવની સાથે મિલાપ કરો; કેમકે જેણે
પાપ જાણ્યું ન હતું, તેને તેણે આપણને વાસ્તે પાપરૂપ કીધો,
એ સારૂ કે આપણે તેનામાં દેવના ન્યાયીપણારૂપ થઈએ.

૬ અને અમે, તેની સાથે કામ કરનારા, તમારી વિનંતી
કરિયેછિયે, કે તમે દેવની કૃપાને અવર્થા અંગીકાર ન કરો,

(કેમકે તે કહેછે કે, "મેં માન્યકાળમાં તારૂં સાંભળ્યું, ને ૨
તારણના દિવસમાં મેં તારો સહાય કીધો;" જુઓ, હમણાંજ
માન્યકાળ, જુઓ, હમણાંજ તારણનો દિવસ છે). અમારી ૩
સેવાને દોષ ન લાગે, માટે અમે કશામાં કોઈને ઠોકરનું
કારણ આપતા નથી; પણ સર્વેથી અમે દેવના સેવકોના જેવા ૪
પોતાને દેખાડિયછિયે, ઘણી ધીરજથી, વિપત્તિથી, સંકટથી,
વેદનાથી, ફટકાઓથી, કેદોથી, હંગામાઓથી, કષ્ટોથી, જાગ- ૫
રણથી, ઉપવાસથી, શુદ્ધપણાથી, વિદ્યાથી, સહનશીળતાથી, ૬
ઉપકારીપણાથી, પવિત્ર આત્માથી, નિષ્કપટ પ્રીતિથી, સાચા- ૭
ઈની વાતથી, દેવના પરાક્રમથી, જમણા તથા ડાબા હાથ પર
ન્યાયના હથિયારોને આસરે, માન તથા અપમાનને આસરે, ૮
અપકીર્ત્તિ તથા સુકીર્ત્તિને આસરે; ઠગનારાના જેવા તો
પણ ખરા; નહિ ઓળખાયલાના જેવા તો પણ બહુ ઓળ- ૯
ખાયલા; મરનારાઓના જેવા તો પણ, જુઓ, જીવિયેછિયે;
શિક્ષા પામેલાઓના જેવા તો પણ મારીનંખાયલા નહિ;
શોકાતુરના જેવા તો પણ સદા હરખ કરનારા; દરિદ્રી- ૧૦
ઓના જેવા તો પણ ઘણાઓને ધનવાન કરનારા; નાદારના
જેવા તો પણ સઘળાંના માલિક છિયે.

ઓ કરીંથીઓ, તમારે સારૂ અમારૂં મહો ઉઘડેલું છે, ૧૧
અમારૂં હૃદય વિસ્તારેલું છે. તમે અમારામાં સંકોચિત થયા ૧૨
નથી, પણ પોતાનાં અંતઃકરણમાં સંકોચિત થયા છો. તો ૧૩
એને બદલે (જેમ બાળકોને તેમ તમને કહુંછું), તમે પણ
વિસ્તારેલા થાઓ.

અવિશ્વાસીઓની સાથે નાલાયક સંયોગ ન કરો; કેમકે ૧૪
ન્યાયીપણા તથા અન્યાયીપણામાં શો સંબંધ છે? અને
અજવાળા તથા અંધકારની શી સંગત છે? અને ખ્રીસ્ત તથા ૧૫
બેલ્યાલનો શો મિલાપ છે? કે વિશ્વાસીને અવિશ્વાસીની
સાથે શો ભાગ છે? અને દેવના મંદિરને મૂર્ત્તિઓની સાથે શો ૧૬
સંબંધ છે? કેમકે તમે જીવતા દેવનું મંદિર છો, જેમ દેવે કહ્યું
કે, "હું તેઓમાં રહીશ તથા ચાલીશ; ને તેઓનો દેવ થઈશ;

૧૭ ને તેઓ મારા લોક થશે." માટે, "તમે તેઓમાંથી નિકળી
આવો, ને જુદા થાઓ, એમ પ્રભુ કહેછે, ને મલિનને અડકો
૧૮ મા, ને હું તમારો અંગીકાર કરીશ, ને તમારો બાપ થઈશ,
ને તમે મારા દીકરા દીકરીઓ થશો, એમ સર્વસમર્થ
પ્રભુ કહેછે."

૭ એ માટે, વહાલાઓ, આપણને એવાં વચન છતાં, આપણે
દેહની તથા આત્માની સર્વે મલિનતાથી પોતાને શુદ્ધ કરિયે, ને
દેવના ભયથી પવિત્રતાને સંપૂર્ણ કરિયે.

૨ અમારો અંગીકાર કરો; અમે કોઈનો અન્યાય નથી કીધો;
૩ કોઈને બગાડયો નથી; કોઈને છેતરયો નથી. હું તમને દોષ
લગાડવાને બોલતો નથી; કેમકે મેં અગાઉ કહ્યું કે, તમારી
સાથે મરવા સારૂ તથા જીવવા સારૂ, તમે અમારાં હૃદયોમાં
૪ છો. તમારા વિષે મને બહુ નિર્ભયપણું છે, તમારે લીધે મને
બહુ અભિમાન છે, દિલાસાથી હું ભરપુર થયો છું, અમારી
સર્વે વિપત્તિમાં હું અધિક આનંદ પામુંછું.

૫ કેમકે માકેદોન્યામાં અમે આવ્યા ત્યારે અમારા દેહને કંઈ
ચેન ન હતું, પણ ચોતરફથી અમે વિપત્તિ પામ્યા; બહાર
૬ ભાડણો, માંહે બિહીકો હતી. પણ દેવ જે લીનોને દિલાસો
આપેછે, તેણે તીતસના આવ્યાથી અમને દિલાસો આપ્યો;
૭ ને કેવળ તેના આવ્યાથી નહિ, પણ જે દિલાસો તે તમારા
વિષે પામ્યો તેથી પણ; તેણે તમારી બહુ ઈચ્છા, તમારો
શોક, મારા વિષે તમારી આસ્થા, એઓની ખબર અમને
૮ આપી; તેથી મને બહુ આનંદ થયો. અને જો મેં તે પત્રથી
તમને ખેદ પમાડયો, ને જો મેં પસ્તાવો કરયો ખરો, તો
[હમણાં] પસ્તાવો કરતો નથી; કેમકે હું જાણુંછું કે થોડી-
૯ વારજ તે પત્રે તમને ખેદ પમાડયો. હવે હું હરખાઉંછું, તમે
ખેદિત થયા એ માટે નહિ, પણ એ માટે કે પસ્તાવાને સારૂ
તમે ખેદિત થયા; કેમકે તમને દેવની ઇચ્છા પ્રમાણે ખેદ
૧૦ થયો, કે અમારાથી તમારૂં કંઈ નુકશાન ન થાય. કેમકે દેવની

ઈચ્છા પ્રમાણે જે ખેદ, તે, અનુતાપ નહિ ઉપજાવે એવો
પસ્તાવો, તારણને સારૂ કરાવેછે; પણ જગતનો ખેદ મરણ
કરાવેછે. કેમકે તમને દેવની ઈચ્છા પ્રમાણેજ ખેદ થયો, તે ૧૧
જુઓ કે તેથી તમને કેટલી ચિંતા ઉત્પન્ન થઈ, વળી તોડ
કહાડવો, વળી સંતાપ, વળી ભય, વળી ઘણી ઈચ્છા, વળી
આસ્થા, વળી બદલો લેવો; તમે તે કામમાં સર્વ પ્રકારે
પોતાને નિર્દોષ દેખાડયા. વળી જો મેં તમને લખ્યું, તો જેણે ૧૨
અન્યાય કીધો તેને વાસ્તે નહિ, ને જે પર અન્યાય થયો તેને
વાસ્તે નહિ, પણ દેવની આગળ તમારા ઉપર અમારી ચિંતા
તમને પ્રગટ કરાય એ વાસ્તે લખ્યું. એ કારણ માટે તમારા ૧૩
દિલાસા પરથી અમે દિલાસો પામ્યા; પણ વિશેષે તીતસના
આનંદ પરથી અમે અધિક આનંદ પામ્યા; કેમકે તેનો
આત્મા તમ સઘળાથી વિસામો પામ્યો છે. એ માટે જો મેં ૧૪
તમારા વિષે તેની પાસે કંઈ વાતમાં અભિમાન કરયું, તો હું
શરમાતો નથી; પણ જેમ અમે તમને બધી વાતો સાચાઈથી
કહી, તેમ અમારૂં અભિમાન પણ તીતસ આગળ સાચું
ઠરયું. અને તેની મમતા તમારા ઉપર પુશ્કલ છે, કારણ કે ૧૫
તમ સર્વેનું આજ્ઞાંકિતપણું તે સંભારેછે કે જેથી તમે ભયથી
તથા ધ્રુજારીથી તેનો અંગીકાર કીધો. એ માટે હું હરખાઉંછું, ૧૬
કે સર્વ પ્રકારે તમારા પર મારો ભરોસો છે.

**ભા**ઈઓ, માકેદોન્યાની મંડળીઓ પર દેવની જે કૃપા થઈ ૮
તે અમે તમને જણાવિયેછિયે કે, વિપત્તિની મોટી પરીક્ષામાં, ૨
તેઓના આનંદની પુશ્કળતાથી તથા તેઓની ભારે દરિદ્રતાથી
તેઓનાં ઉદારપણાનાં ધન ઘણાં થયાં. કાંજે હું શાહેદી ૩
આપુંછું કે, સામર્થ્ય પ્રમાણે, હા સામર્થ્ય ઉપરાંત, તેઓએ
પોતાની મેળે તૈયાર થઈને, ઘણી અરજીથી પવિત્રોને સારૂ જે ૪
સેવા, તેની કૃપા તથા સંગત લેવાની અમારી ઘણી વિનંતી
કીધી. અને જેમ અમે આશા રાખી હતી, એમ નહિ; પણ ૫
તેઓએ પ્રથમ પ્રભુને, ને દેવની ઈચ્છા પ્રમાણે અમને પોતાને

૬ સોંપ્યા. માટે અમે તીતસની વિનંતી કરી કે, જેમ તેણે કરવા
માડયું હતું, તેમજ તે તમારે સારૂ આ કૃપા પણ સંપૂર્ણ કરે.
૭ પણ જેમ તમે સર્વમાં, એટલે વિશ્વાસ તથા વાત તથા જ્ઞાન
તથા સર્વ આસ્થામાં તથા અમારા ઉપર તમારા પ્રેમમાં,
૮ વધ્યા, તેમજ આ કૃપામાં પણ વધો. હું આજ્ઞાથી નહિ, પણ
બીજાઓની આસ્થાને લીધે, ને તમારી પ્રીતિનું ખરાપણું
૯ પારખવાને કહુંછું. કેમકે તમે આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની
કૃપા જાણોછો, કે તે ધનવાન છતાં, આપણને લીધે દરિદ્રી
૧૦ થયો, એ સારૂ કે તમે તેના દરિદ્રથી ધનવાન થઈજાઓ. અને
તેમાં હું સંમત આપુંછું; કેમકે તે તમને યોગ્ય છે, કારણ કે
એક વરસ ઉપર કેવળ [એ કામ] કરવાને નહિ, પણ
૧૧ ઈચ્છવાને પ્રથમ માડયું. એ માટે હમણાં તે કામ પુરૂં કરો,
કે જેમ તમારી ઈચ્છાની તૈયારી હતી, તેમ તમારી પાસે જે
૧૨ છે, તે પ્રમાણે કામ પુરૂં થાય. કેમકે જો ઈચ્છા હોય તો
કોઈની પાસે જે નથી તે પ્રમાણે નહિ, પણ જે છે તે પ્રમાણે
૧૩ તે માન્ય છે. બીજાઓને છુટકો, ને તમને સંકટ થાય, એમ
૧૪ નહિ; પણ સમાનતાની રીતે, એટલે કે હાલના કાળમાં,
તમારી પુશ્કળતા તેઓની તંગીને મટાડે, કે તેઓની પણ
પુશ્કળતા તમારી તંગીને મટાડે; એટલે સમાનતા થાય;
૧૫ જેમ લખ્યું છે, કે "જેનું ઘણું તેનું વધ્યું નહિ; ને જેનું થોડું
તેનું ખુટયું નહિ."

૧૬ પણ દેવની સ્તુતિ થાઓ, જેણે તીતસના હૃદયમાં તમારે
૧૭ વાસ્તે એવી કાળજી ઘાલી; કેમકે તેણે વિનંતી માની લીધી,
પણ ઘણી કાળજી રાખીને તે પોતાની મેળે તમારી પાસે
૧૮ આવ્યો. અને અમે તેની સાથે એક ભાઈ મોકલ્યો, જેની કીર્ત્તિ
૧૯ સુવાર્ત્તા વિષે સર્વ મંડળીઓમાં છે. અને કેવળ એમ નહિ,
પણ મંડળીઓથી તે ભાઈ પસંદ કરાએલો છે, એ સારૂ કે જે
કૃપા પ્રભુના મહિમા તથા તમારા ઉદારપણાને દેખાડવાને
૨૦ અમારાથી સેવાએલી, તે વિષે તે અમારી સાથે ચાલે. અમે
સંભાળ કરિયેછિયે કે આ દ્રવ્ય જે અમારાથી સેવાએલું છે, તે

વિષે કોઈ અમારા પર દોષ ન મુકે; જે સારૂં તેનો વિચાર, ૨૧
કેવળ પ્રભુની આગળ નહિ, પણ માણસોની આગળ કરિયેછિયે.
અને તેઓની સાથે અમે અમારા ભાઈને મોકલ્યો, જેને ઘણી ૨૨
વાતમાં ઘણીવાર પારખીને તે અમને ઉદ્યોગી માલમ પડ્યો
છે, ને હમણાં તમારા પરના ઘણા ભરોસાથી તે વધારે ઉદ્યોગી
છે. અને તીતસ વિષે, તે તો મારો સંગતી તથા તમારે સારૂ ૨૩
સહકારી; ને અમારા ભાઈઓ વિષે, તેઓ તો મંડળીઓના
પ્રેરિતો તથા ખ્રીસ્તનો મહિમા છે. એ માટે તમારા પ્રેમનું ૨૪
તથા તમારા વિષે અમારૂં અભિમાન કરવાનું પ્રમાણ, તેઓને
તથા મંડળીઓની આગળ દેખાડો.

**હવે** પવિત્રોને સારૂ જે સેવા તે વિષે, મારે તમને લખવાની ૯
અગત્ય નથી; કેમકે હું તમારી તૈયારી જાણુંછું; તે વિષે હું ૨
માકેદોન્યાના લોક પાસે તમારે લીધે અભિમાન કરયા કરૂંછું,
કે આખાયા એક વરસ ઉપર તૈયાર હતો; ને તમારી
આસ્થાએ ઘણાઓને ચેતાવ્યા. પણ મેં ભાઈઓને મોકલ્યા, ૩
એ સારૂ કે આ સંબંધમાં તમારા વિષે અમારૂં અભિમાન
અમથું ન થાય; કે જેમ મેં કહ્યું તેમ તમે તૈયાર થાઓ;
રખે માકેદોન્યાના માણસ મારી સાથે આવે, ને તમે તૈયાર ૪
નહિ એમ જુએ, તો અમને (કેમકે તમને અમે નથી કહેતા)
આ અભિમાનના નિશ્ચેથી શરમ લાગશે. માટે મને એ ૫
અગત્ય જણાઈ કે, ભાઈઓની વિનંતી કરવી કે તેઓ પહેલાં
તમારી પાસે આવીને, પહેલાં કહેલું તમારૂં ઉદારપણાનું દાન
સિદ્ધ કરાવે, એ સારૂ કે તે જેમ લોભથી નહિ પણ જેમ
દાતારપણાથી તેમ તૈયાર થાય.

અને એવું પણ છે, કે જે કૃપણતાએ વાવેછે, તે કૃપણ- ૬
તાએ લણશે; ને જે ઉદારપણાએ વાવેછે, તે ઉદારપણાએ
લણશે. જેમ પ્રત્યેકે પોતાના હૃદયમાં અગાઉ ઠરાવ્યું, તેમ ૭
આપવું; ખેદથી નહિ, ને અગત્યથી નહિ; કેમકે સંતોષથી
દેનાર પર દેવ હેત રાખેછે. અને દેવ તમારા પર સર્વે કૃપા ૮

વધારવાને સમરથ છે, કે તમને હર વખત સર્વમાં પુરી
૯ પુશ્કળતા છતાં, સર્વ સારાં કામમાં તમે વધતા જાઓ. જેમ
લખ્યું છે કે, "તેણે વેરયું છે, તેણે દરિદ્રીઓને દીધું છે, તેનું
૧૦ ન્યાયીપણું સદા રહેછે." હવે જે વાવનારને સારૂ બી તથા
ખોરાકને સારૂ રોટલી આપેછે, તે તમને આપશે, ને તમારૂં
વાવેલું ઘણું કરશે, ને તમારા ન્યાયીપણાની નીપજ વધારશે;
૧૧ કે જે ઉદારપણું અમારી મારફતે દેવની સ્તુતિ ઉપજાવેછે તે
૧૨ બધામાં તમે સર્વ પ્રકારે ધનવાન થાઓ. કાંજે એ સેવાનું કામ
પવિત્રોની ગરજ પુરી પાડેછે, કેવળ એમ નહિ, પણ દેવની ઘણી
૧૩ સ્તુતિથી બહુ સફળ થાયછે; એટલે આ સેવાના પ્રમાણથી,
તેઓ, ખ્રીસ્તની સુવાર્ત્તા વિષે તમારા માનવાના આધીનપણાને
સારૂ, ને તેઓ વિષે તથા સર્વ વિષે તમારા દાનની પુશ્કળતાને
૧૪ સારૂ, દેવની સ્તુતિ કરેછે. અને તેઓ, તમારે સારૂ, પોતાની પ્રા-
ર્થનામાં, તમારા પર દેવની ઘણી કૃપાને સારૂ, તમારા પર ઘણી
૧૫ પ્રીતિ કરેછે. દેવના અનિર્વાચ્યદાનને સારૂ તેની સ્તુતિ થાઓ.

૧૦ હવે હું પાઉલ પોતે ખ્રીસ્તની નમ્રતા તથા કોમળતાને
આસરે, તમને બોધ કરૂંછું. હું હાજર છતાં, તમારામાં દીન
૨ છું, પણ દૂર છતાં, તમારી ભણી નિર્ભય છું; જેઓ દેહ પ્રમાણે
ચાલનારના જેવા અમને ધારેછે, તેઓ પર જે નિશ્ચયથી હું
હિમ્મત કરવાનું ધારૂંછું, તેથી હું હાજર થઇને હિમ્મતવાન ન
૩ થાઉં એવું હું માગુંછું. કેમકે દેહમાં ચાલતાં, અમે દેહ પ્રમાણે
૪ લડાઈ કરતા નથી (કેમકે અમારી લડાઈનાં હથિયાર
દૈહિક નથી, પણ કિલ્લાઓ ભાંગી નાખવાને દેવથી સમરથ
૫ છે). કલ્પિત વાતોને તથા દેવના જ્ઞાન વિરૂદ્ધ જે કંઇ ઉંચું
ચઢેછે, તેને ભાંગી નાખિયેછિયે. ને ખ્રીસ્તને આધીન
૬ થવા સારૂ સર્વ વિચાર વશ કરિયેછિયે. અને જ્યારે
તમારો આજ્ઞાકાર સંપૂર્ણ થશે, ત્યારે સર્વ આજ્ઞાભંગનો
બદલો લેવાને તૈયાર છિયે.
૭ શું તમે કેવળ બહારનું જુઓછો? જો કોઈને પોતા વિષે

ભરોસો છે કે હું ખ્રીસ્તનો છું, તો ફરી પોતાથી વિચાર કરે, કે
જેમ તે ખ્રીસ્તનો છે તેમ અમે પણ ખ્રીસ્તના છિયે. કેમકે જે ૮
અધિકાર પ્રભુએ તમારા નાશને સારૂ નહિ, પણ સુધારાને
સારૂ અમને આપ્યો, તેમાં જો હું કંઈક અધિક અભિમાન
કરૂં, તો પણ હું શરમાઉં નહિ. એ સારૂ કે હું તમને પત્રોને ૯
આસરે બિહીવડાવનાર જેવો ન દીસું. કાંજે તેઓ કહેછે કે ૧૦
તેનાં પત્રો ભારે તથા સબળ છે, પણ તેના શરીરનો દેખાવ
અબળ ને તેનું બોલવું તુચ્છ છે. એવા માણસે સમજવું કે, ૧૧
અમે દૂર છતાં પત્રોને આસરે વાતથી જેવા છિયે, તેવા હાજર
છતાં કામથી પણ થઈશું. જે પોતાને વખાણેછે, તેઓમાંના ૧૨
કેટલાએકની સાથે અમે પોતાને ગણવા અથવા સરખાવવાને
છાતી ચલાવતા નથી; પણ તેઓ, પોતામાં પોતાને માપીને
તથા પોતાને પોતાની સાથે સરખાવીને, અજ્ઞાની છે;
પણ અમે હદ ઉપરાંત અભિમાન નહિ કરીશું, પણ જે ૧૩
નિયમનું માપ દેવે અમને વહેંચી આપ્યું છે, તે પ્રમાણે; તે
માપ તમ સુધી પણ પહોંચેછે. કેમકે જાણે કે અમે તમ ૧૪
સુધી પહોંચ્યા નહિ, એવા અમે પોતાને ઘણા આગળ
તાણતા નથી. કેમકે ખ્રીસ્તની સુવાર્ત્તા પ્રગટ કરીને અમે તમ
સુધી પણ આવ્યા; અમે પોતાની હદ ઉપરાંત બીજાની ૧૫
મહેનત પર અભિમાન કરતા નથી; પણ અમને આશા છે
કે, તમારો વિશ્વાસ વધ્યા પર અમે પોતાના નિયમ પ્રમાણે
તમારાથી બહુ વધિયે, એ સારૂ કે તમારા પેલીગમના પ્રાંતમાં ૧૬
અમે સુવાર્ત્તા પ્રગટ કરિયે; ને બીજાના નિયમે તૈયાર
થયલી વાત વિષે અભિમાન ન કરિયે. પણ જે અભિમાન ૧૭
કરેછે તે પ્રભુમાં અભિમાન કરે. કેમકે જે પોતાને વખાણેછે ૧૮
તે નહિ, પણ જેને પ્રભુ વખાણે છે તે પસંદ છે.

**ત**મે મારૂં મૂર્ખપણું જરા સહન કરો, એવી મારી **૧૧**
ઇચ્છા છે; તો મારૂં સહન કરો તો ખરા. કેમકે દેવની ૨
આસ્થાથી, હું તમારા ઉપર આસ્થા કરૂંછું. કેમકે તમને શુદ્ધ

કુંઆરીના જેવા ખ્રીસ્તને સોંપવા સારૂ, એક વરની સાથે મેં
૩ તમારો વિવાહ કરયો. પણ મને ભય લાગેછે, રખે જેમ સર્પે
પોતાની ચતુરાઈથી હવાને ભુલાવી, તેમ તમારાં મનો ખ્રીસ્ત-
ભણીનું ભોળાપણું તથા શુદ્ધતા [ મૂકી દઈને] કદાપિ બગડી
૪ જાય. કેમકે જે આવેછે, તે જો બીજા ઈશુને પ્રગટ કરે જેને
અમે પ્રગટ નથી કીધો; અથવા જો તમે બીજા આત્માને
પામોછો જેને તમે પામ્યા નહોતા; અથવા બીજી સુવાર્ત્તા
પામોછો જેનો અંગીકાર તમે કીધો નહોતો; તો તમારે એનું
૫ સહન કરવું યોગ્ય છે! કેમકે મુખ્ય પ્રેરિતો કરતાં હું પોતાને
૬ કંઈજ ઓછો ગણતો નથી. પણ જો બોલવામાં અધમ હોઉં,
તો પણ જ્ઞાનમાં નહિ; પણ સર્વ પ્રકારે અમે તમારે સારૂ
૭ સઘળાની આગળ પ્રગટ છિયે. તમને ઉંચા કરવા માટે મેં
પોતાને નીચો કીધો, એટલે તમને અમે દેવની સુવાર્ત્તા મફત
૮ પ્રગટ કીધી, એમાં મેં પાપ કીધું શું? તમારી સેવાને સારૂ
૯ બીજી મંડળીઓથી નાણાં લઈને મેં તેઓને લુટી. અને હું
તમારી પાસે હતો ત્યારે મને ખપ છતાં પણ મેં કોઈ પર ભાર
ન નાખ્યો; કેમકે માકેદોન્યામાંથી જે ભાઈઓ આવ્યા,
તેઓએ મારો ખપ પુરો પાડયો; ને હું સર્વ પ્રકારે તમારા
પર ભાર નાખ્યા વિના પોતાને રાખતો હતો, ને રાખીશ.
૧૦ ખ્રીસ્તની સત્યતા મારામાં છે, એ માટે આખાયા દેશમાં આ
૧૧ મારૂં અભિમાન મારે સારૂ બંધ થશે નહિ. શા માટે? શું એ
૧૨ માટે કે હું તમારા ઉપર પ્રેમ રાખતો નથી? દેવ જાણેછે. પણ
હું જે કરૂંછું, તે કરીશ, કે જેઓ નિમિત્ત શોધેછે, તેઓ પાસેથી
હું નિમિત્ત કાપીનાખું, કે જેમાં તેઓ અભિમાન કરેછે, તેમાં
૧૩ તેઓ અમારા જેવા પણ જણાય. કેમકે જે એવા તેઓ
ખોટા પ્રેરિતો, કપટ કરનારા, ખ્રીસ્તના પ્રેરિતોના વેશ
૧૪ ધરનારા છે. અને એમાં અચરત નથી, કેમકે શેતાન પોતે
૧૫ અજવાળાના દૂતનો વેશ ધરેછે; એ માટે જો તેના સેવકો
પણ ન્યાયીપણાના સેવકોનો વેશ ધરેછે, તો તે મોટી વાત
નથી; તેઓનાં કામ પ્રમાણે તેઓનો અંત થશે.

હું ફરીથી કહુંછું કે, કોઈ માણસે મને મૂર્ખ ન ગણવો, પણ ૧૬
જો કોઈ ગણે, તો મૂર્ખના જેવો મારો અંગીકાર કરવો,
એ માટે કે હું પણ થોડો અભિમાન કરૂં. જે હું કહુંછું, તે ૧૭
પ્રભુ પ્રમાણે નથી કહેતો; પણ અભિમાનના આ નિશ્ચય-
પણામાં જાણે કે મૂર્ખાઈથી હું બોલુંછું. દેહ પ્રમાણે ઘણા ૧૮
અભિમાન કરેછે, માટે હું પણ અભિમાન કરીશ. તમે ૧૯
બુદ્ધિવાન છતાં, ખુશીથી મૂર્ખોનું સહન કરોછો; કેમકે જો કોઈ ૨૦
તમને દાસ કરે, જો કોઇ તમારૂં ખાઇ જાય, જો કોઇ તમને
પકડી રાખે, જો કોઇ પોતાને મોટો કરે, જો કોઇ તમને મહો
પર મારે, તો તમે સહન કરોછો. જાણે કે અમે અબળ હતા, ૨૧
એવું હું પોતાને તુચ્છ કરતાં કહુંછું; પણ જેમાં કોઈ હિમ્મત-
વાન છે તેમાં હું પણ હિમ્મતવાન છું; એ હું મૂર્ખપણાથી
બોલુંછું. શું તેઓ હેબ્રી છે? હું પણ છું. શું ઈસ્રાએલી છે? ૨૨
હું પણ છું. શું ઈબ્રાહીમના સંતાન છે? હું પણ છું. શું તેઓ ૨૩
ખ્રીસ્તના સેવકો છે? (હું મૂર્ખના જેવો બોલુંછું) વધારે કામોથી,
અતિશે ફટકાઓથી, અદકી કેદોથી, વારે વારે મરણોથી
હું વત્તો છું. પાંચવાર મેં યહુદીઓથી ઓગણ ઓગણ ૨૪
ચાળીશ ફટકા ખાધા, ત્રણવાર મેં છડીનો માર ખાધો, એક ૨૫
વાર પત્થરનો માર ખાધો, ત્રણ વાર મારૂં વહાણ ભંગ થયું,
એક રાત દહાડો હું ઉંડાણમાં હતો; ઘણી સફરોમાં, નદીઓના ૨૬
ભયમાં, લૂટારાઓના ભયમાં, સ્વદેશીઓના ભયમાં, પરદેશી-
ઓના ભયમાં, શહેરના ભયમાં, રાનના ભયમાં, સમુદ્રના
ભયમાં, ખોટા ભાઈઓના ભયમાં, શ્રમ તથા કષ્ટમાં, વારં- ૨૭
વારના ઉજાગરાઓમાં, ભૂખ તથા તરસમાં, વારંવારના
ઉપવાસોમાં, ટહાડ તથા નાગાપણામાં હું હતો. બીજી ૨૮
વાતો ઉપરાંત, રોજ રોજ મારા પરનો બોજ એટલે સર્વે
મંડળીઓની ચિંતા થાયછે. કોણ અબળ છે, ને હું અબળ ૨૯
નથી? કોણ ઠોકર ખાયછે, ને હું બળતો નથી? જો અભિમાન ૩૦
કરવું જોઈએ, તો હું મારી અબળતાનું અભિમાન કરીશ.
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તનો દેવ તથા બાપ જે સર્વકાળ સુધી ૩૧

૩૨ આશીર્વાદિત છે, તે જાણેછે કે હું જુઠું કહેતો નથી. દમસ્કમાં
આરેત રાજાના દેશાધિકારીએ મને પકડવા ચાહીને, દમ-
૩૩ સ્કીઓના શહેર પર ચોકી મૂકી; પણ બારીમાંથી હું ટોપલીમાં
કોટથી ઉતરાયો, ને તેના હાથથી બચ્યો.

૧૨ અભિમાન કરવું મને ઘટતું નથી ખરૂં; પણ હું પ્રભુના
૨ દર્શન તથા પ્રકટીકરણની વાત કહેવા લાગીશ. ખ્રીસ્તમાં એક
માણસને હું જાણુંછું (શરીરમાં હતો તે હું જાણતો નથી, કે
શરીર બહાર હતો, તે પણ હું જાણતો નથી, દેવ તો જાણેછે),
૩ કે જે ચૌદ વર્ષ ઉપર ત્રીજા આકાશમાં લઈજવાયો. અને
એવા માણસને હું જાણુંછું (શરીરમાં હતો કે શરીર બહાર
૪ હતો, હું જાણતો નથી, દેવ તો જાણેછે), કે તે પારાદિસમાં
લઈજવાયો, ને જે વાતો બોલવી માણસને ઉચિત નથી, એવી
૫ અનિર્વાચ્ય વાતો તેણે સાંભળી. એવાનું હું અભિમાન કરીશ;
પણ પોતાનું અભિમાન નહિ કરીશ; કેવળ મારી અબળતાનું
૬ કરીશ. કેમકે જો હું અભિમાન કરવા ચાહીશ, તો હું મૂર્ખ
ન થઈશ; કેમકે સાચી વાત બોલીશ; પણ હું બંધ કરૂંછું, કે
કોઈ માણસ જેવો મને જુએ, અથવા મારૂં સાંભળે તે કરતાં
૭ મને કંઇ મોટો ન ગણે. અને પ્રકટીકરણોની અધિકતાથી હું
ન ફુલાઉં, માટે દેહમાં મને કાંટો, એટલે શેતાનનો દૂત શિક્ષા
૮ આપવા સારૂ, મને અપાયો, કે તેથી હું ન ફુલાઉં; એ વિષે મેં
ત્રણવાર પ્રભુની પ્રાર્થના કરી, કે તે મારી પાસેથી દૂર થાય.
૯ પણ તેણે મને કહ્યું, કે તારે વાસ્તે મારી કૃપા પુરી છે; કેમકે
મારો પરાક્રમ અબળતામાં પુરો થાયછે. એ માટે વિશેષે
કરીને હું ઘણી ખુશીથી મારી અબળતાનું અભિમાન કરીશ, કે
૧૦ ખ્રીસ્તનો પરાક્રમ મારા પર આવી રહે. એ માટે અબળતામાં,
નિંદામાં, સંકટમાં, સતાવણીમાં, ખેદમાં, ખ્રીસ્તને લીધે સંતુષ્ટ
રહુંછું; કેમકે જયારે હું અબળ છું, ત્યારે બળવાન છું.
૧૧ હું અભિમાન કરીને મૂર્ખ થયો, પણ તમે મને અગત્ય
પાડી; કેમકે તમારે મારૂં વખાણ કરવું જોઈતું હતું, કારણ

કે જો હું કંઈ ન હોઉં, તો પણ હું મુખ્ય પ્રેરિતો કરતાં
કાંઈ ઓછો નથી. બધી સહનતાએ કરીને, ચિન્હોથી તથા ૧૨
આશ્ચર્યથી તથા પરાક્રમી કામોથી પ્રેરિતનાં ચિન્હો તમારામાં
થયાંજ. કેમકે મેં તમારા પર ભાર ન નાખ્યો, એ શિવાય ૧૩
તમે બીજી મંડળીઓ કરતાં શામાં ઓછા હતા? મને આ
અપરાધ માફ કરો.

જુઓ, હું ત્રીજીવાર તમારી પાસે આવવાને તૈયાર છું; ને ૧૪
તમારા પર ભાર ન નાખીશ; કેમકે તમારૂં નહિ, પણ તમને
હું મેળવવા ચાહુંછું; કેમકે છોકરાંએ માબાપને સારૂ સંગ્રહ
કરવો તે ઘટતું નથી; પણ માબાપે છોકરાંને સારૂ. પણ હું ૧૫
તમારા જીવોને વાસ્તે ઘણી ખુશીથી ખરચીશ તથા પોતે
ખરચાઈ જઈશ; જો તમારા પર વધતો પ્રેમ રાખું, તો શું હું
ઓછો પ્રેમ પામું? વારૂ એમ હોય કે મેં તમારા પર બોજ ૧૬
ન નાખ્યો, પણ ચતુર છતાં મેં તમને કપટથી પકડયા.
જેઓને મેં તમારી પાસે મોકલ્યા, તેઓમાંના કોઈને આસરે ૧૭
મેં તમારાથી કંઈ સ્વાર્થ સાધ્યો શું? મેં તીતસની વિનંતી ૧૮
કીધી, ને તેની સાથે એક ભાઈ મોકલ્યો. તીતસે તમારાથી
કંઈ સ્વાર્થ સાધ્યો શું? એકજ આત્મામાં અમે ચાલ્યા નથી
શું? એકજ પગલામાં ચાલ્યા નથી શું?

આ બધી વખતે તમે ધારોછો, કે અમે તમારી પાસે તોડ ૧૯
કહાડિયે છિયે. ખ્રીસ્તમાં દેવની આગળ અમે બોલિયેછિયે,
પણ, વહાલાઓ, સર્વ તમારા સંસ્થાપનને વાસ્તે છે; કેમકે ૨૦
મને ભય લાગેછે, રખે મારા આવ્યા પર જેવા હું ચાહું,
તેવા હું તમને ન જોઉં, ને જેવો તમે ચાહાતા નથી, તેવો
મને જુઓ; રખે ભાંડણ, અદેખાઈ, રીસ, કજીઆ, ચુગલી,
કચકચ, ગર્વ તથા ગડબડો થાય; રખે ફરી આવ્યા પર, ૨૧
મારો દેવ મને નીચો કરે; ને જે ઘણા અગાઉ અશુદ્ધતા
તથા વ્યભિચાર તથા કામાતુરપણું કરતા હતા ને એવાં
પાપ કરીને તેનો પસ્તાવો કરયો ન હતો, તેઓમાંના ઘણા
વિષે હું શોકાતુર થાઉં.

૧૩ આ ત્રીજીવાર હું તમારી પાસે આવુંછું. બે કે ત્રણ સાક્ષી-
૨ ઓનાં મહોથી હરેક વાત સાબીત થશે. મેં આગળથી કહ્યું,
ને બીજીવાર હાજર હતો ત્યારે જેમ કહ્યું તેમ હું હમણાં
ગેરહાજર છતાં અગાઉના પાપ કરનારાઓને તથા બીજા સર્વને
૩ આગળથી કહુંછું કે, જો ફરી આવું તો દયા ન કરીશ. કારણ કે
ખ્રીસ્ત મારામાં બોલેછે એનું પ્રમાણ તમે શોધોછો; તે તમારે
૪ સારૂ અબળ નથી, પણ તમારામાં પરાક્રમી છે. કેમકે જો તે
અબળતાથી વધસ્તંભે જડાયો, તો પણ તે દેવના પરાક્રમથી
જીવેછે; ને અમે પણ તેમાં અબળ છિયે, પણ તમારે સારૂ
૫ દેવના પરાક્રમથી તેની સાથે જીવીશું. તમે વિશ્વાસમાં છો કે
નહિ, એ વિષે પોતાને પારખો; પોતાને તપાસો. જો તમે
નાપસંદ નથી તો ઈશુ ખ્રીસ્ત તમારામાં છે, એમ શું તમે પોતા
૬ વિષે નથી જાણતા? પણ તમે જાણશો કે અમે નાપસંદ નથી,
૭ એવી મારી આશા છે. હવે દેવની પાસે હું પ્રાર્થના કરૂંછું કે,
તમે કંઈ ભુંડું ન કરો, અમે પસંદ જણાઈએ એ માટે નહિ,
પણ એ સારૂ કે જો અમે નાપસંદ જેવા હોઈએ, તો પણ તમે
૮ ભલુંજ કરો. કેમકે સત્યને વિરૂદ્ધ અમે કાંઈ કરી શકતા નથી,
૯ પણ સત્યને સારૂ. કેમકે જ્યારે અમે અબળ છિયે, પણ
તમે સબળ છો, ત્યારે અમે હરખ પામિયેછિયે, ને તમારા
૧૦ સુધારાને સારૂ પણ અમે પ્રાર્થના કરિયેછિયે. એ માટે
ગેરહાજર છતાં હું આ વાતો લખુંછું, કે હાજર છતાં, જે
અધિકાર પ્રભુએ હાનિને સારૂ નહિ, પણ સંસ્થાપનને સારૂ
આપ્યો, તે પ્રમાણે હું કઠોર રીતે ન વર્ત્તું.

૧૧ છેલ્લું, ઓ ભાઈઓ, સુખી રહો, સુધરીજાઓ, દિલાસો ધરો,
એક મતના થાઓ, શાંત થાઓ, ને પ્રીતિ તથા શાંતિનો દેવ
૧૨ તમારી સાથે થશે. પવિત્ર ચુંબનથી એક બીજાને ખેમ કુશળ કહો.
૧૩ સર્વે પવિત્રો તમને ખેમ કુશળ કહેછે.
૧૪ પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા તથા દેવની પ્રીતિ તથા પવિત્ર
આત્માની સંગત તમ સર્વેની સાથે થાઓ. આમેન.

# ગલાતીઓને
## પાઉલ પ્રેરિતનું પત્ર.

**પાઉલ** પ્રેરિત (માણસોનો નહિ ને માણસથી નહિ, પણ ૧
ઈશુ ખ્રીસ્તથી તથા દેવ બાપ જેણે તેને મુએલાંમાંથી ઉઠાડયો
તેથી), ને મારી સાથેના સઘળા ભાઈઓ, ગલાતીઆની મંડળીઓ ૨
પર [લખિયેછિયે]. કૃપા તથા શાંતિ દેવ બાપથી તથા આપણા ૩
પ્રભુ ઈશુ ખ્રીસ્તથી તમને થાઓ, જેણે આપણાં પાપને સારૂ ૪
પોતાને આપ્યો, એ માટે કે દેવ આપણા બાપની ઈચ્છા
પ્રમાણે, આ ભુંડા જગતથી તે આપણને છોડાવે. દેવ બાપને ૫
સર્વકાળ સુધી મહિમા થાઓ. આમેન.

મને અચરત લાગેછે કે, જેણે તમને ખ્રીસ્તની કૃપામાં ૬
બોલાવ્યા, તેની પાસેથી તમે એટલા વહેલા જુદી સુવાર્ત્તામાં ફરી
જાઓછો. તે તો બીજી નથી, પણ જેઓ તમને ગભરાવેછે, ૭
ને ખ્રીસ્તની સુવાર્ત્તા ઉલટાવી નાખવા ચાહેછે, એવા કેટલાએક
છે. પણ જે સુવાર્ત્તા અમે તમને પ્રગટ કરી, તે વિના બીજી ૮
જો અમે અથવા આકાશનો કોઈ દૂત પણ તમને પ્રગટ કરે,
તો તે શ્રાપિત થાય. જેમ અમે અગાઉથી કહ્યું, તેમ હમણાં ૯
હું ફરી પણ કહુંછું, કે જે તમે પામી લીધી, તે વિના બીજી
સુવાર્ત્તા જો કોઈ તમને પ્રગટ કરે, તો તે શ્રાપિત થાય. તો ૧૦
હમણાં હું માણસોને મનાવુંછું કે દેવને? અથવા માણસોને
સંતુષ્ટ કરવા ચાહુંછું? જો હજી સુધી મેં માણસોને સંતુષ્ટ
કરયા હોત, તો હું ખ્રીસ્તનો સેવક ન થાત.

પણ, ભાઈઓ, હું તમને જણાવુંછું કે, જે સુવાર્ત્તા મેં પ્રગટ ૧૧
કરી, તે માણસ પ્રમાણે નથી. કેમકે હું માણસની પાસેથી તે ૧૨

પામ્યો કે શીખ્યો નથી, પણ ઈશુ ખ્રીસ્તના પ્રગટ કીધાથી.
૧૩ હું યહુદી ધર્મમાં હતો, ત્યારે જે મારી ચાલ હતી તે તો તમે
સાંભળી, કે હું દેવની મંડળીને અતીશે સતાવતો ને એનો
૧૪ નાશ કરતો હતો. અને મારા પિતૃઓના સંપ્રદાય વિષે હું બહુ
હોંસીલો થઈને, મારા દેશીના ઘણા સંઘાતીઓ કરતાં યહુદી
૧૫ ધર્મમાં વધારે પ્રવીણ થયો. પણ દેવ જેણે મને મારી માના
પેટથી જુદો કીધો તથા પોતાની કૃપામાં મને બોલાવ્યો, તેને
૧૬ જ્યારે એ પ્રસન્ન પડયું, કે પોતાનો દીકરો તે મારામાં પ્રગટ
કરે, એ માટે કે હું તેની સુવાર્ત્તા વિદેશીઓમાં પ્રગટ કરૂં, ત્યારેજ
૧૭ મેં માંસ તથા લોહીની સલાહ લીધી નહિ, ને મારાથી અગાઉ
જે પ્રેરિતો હતા તેઓની પાસે હું યરૂશાલેમ ગયો નહિ, પણ
અરબસ્થાનમાં ગયો, ને ફરીથી દમસ્કમાં પાછો આવ્યો.

૧૮ અને ત્રણ વરસ પછી કેફાની ઓળખાણ કરવાને હું
યરૂશાલેમ ગયો, ને તેની સાથે પંદર દિવસ રહ્યો; પણ
૧૯ પ્રેરિતોમાંના બીજાને મેં દીઠો નહિ, કેવળ પ્રભુના ભાઈ
૨૦ યાકુબને. હું તમને જે લખુંછું, જુઓ, તેમાં દેવની આગળ હું
૨૧ જુઠું કહેતો નથી. પછી હું સુરીઆના તથા કિલિકયાના દેશોમાં
૨૨ આવ્યો. અને ખ્રીસ્તમાંની જે યહુદા પ્રાંતની મંડળીઓ, તેઓને
૨૩ હું મહોડે ઓળખાયો ન હતો. તેઓએ એટલુંજ સાંભળ્યું
કે, જે પહેલાં અમને સતાવતો હતો, તે, જે વિશ્વાસનો નાશ
૨૪ અગાઉ કરતો હતો, તેને હમણાં પ્રગટ કરેછે. અને મારે લીધે
તેઓએ દેવને મહિમા આપ્યો.

૨ ફરી ચાૈદ વરસ પછી હું બાર્નાબાની સાથે પાછો યરૂશા-
૨ લેમ ગયો, ને તીતસને પણ સાથે લીધો. અને હું પ્રકટીકરણ
પ્રમાણે ગયો, ને જે સુવાર્ત્તા વિદેશીઓમાં પ્રગટ કરૂંછું, તે
તેઓને કહી દેખાડી, પણ જે પ્રસિદ્ધ હતા તેઓને ગુપ્તરીતે,
૩ રખે હું અમથો દોડું અથવા દોડયો હોઉં. પણ તીતસ જે મારી
સાથે હતો, તે હેલેની છતાં પણ સુનત લેવાની તેને કંઈ અગત્ય
૪ ઠરાવેલી ન હતી ગુપ્તરીતે માંહે આવેલા ભાઈઓને લીધે

એમ થયું, જેઓ ખ્રીસ્ત ઈશુમાં આપણું જે છુટકાપણું છે,
તે શોધી જોવાને છાના માંહે આવ્યા હતા, એ માટે કે તેઓ
આપણને દાસપણામાં લાવે. તેઓને અમે એક ઘડીભર પણ ૫
વશ થઈને માન્યા નહિ, એ માટે કે સુવાર્ત્તાની સાચાઇ
તમારામાં રહે. અને જે પ્રસિદ્ધ જેવા દેખાયા (તેઓ કેવા ૬
પણ હતા, તેની મને કંઈ પરવા નથી, દેવ કોઈ માણસના
મહોડાનો અંગીકાર કરતો નથી)—હા, જે પ્રસિદ્ધ દેખાયા,
તેઓએ મને કંઈ વધારે જણાવ્યું નહિ; પણ ઉલટું, જ્યારે ૭
તેઓએ જોયું કે, જેમ સુનતીઓને સારૂ સુવાર્ત્તા પીતરને, તેમ
બેસુનતીઓને સારૂ તે મને સોંપેલી છે, (કેમકે સુનતીઓની ૮
ગમના પ્રેરિતપણાને સારૂ જેણે પીતરને પ્રેરણા કરી, તેણે
વિદેશીઓને સારૂ મને પણ પ્રેરણા કરી); ને મને પ્રાપ્ત થયલો ૯
અનુગ્રહ જ્યારે તેઓએ જાણ્યો, ત્યારે યાકુબ તથા કેફા તથા
યોહાન, જે થંભ જેવા દેખાયા, તેઓએ મને તથા બાર્નાબાને
મિલાપનો જમણો હાથ આપ્યો, એ માટે કે અમે વિદેશીઓની
પાસે જઈએ, ને તેઓ સુનતીઓની પાસે જાય. તેઓએ ૧૦
એટલુંજ માગ્યું કે અમે દરિદ્રીઓને સંભારિયે; ને એજ
કરવાને હું તો તૈયાર હતો.

પણ જ્યારે પીતર અંત્યોખમાં આવ્યો, ત્યારે હું તેની સામા ૧૧
તેને ઉલટો થયો, કેમકે તે દોષિત હતો; કારણ કે યાકુબની ૧૨
પાસેથી કેટલાએકના આવ્યા પહેલાં, તે વિદેશીઓની સાથે
ખાતો હતો; પણ તેઓ આવ્યા પછી, સુનતીઓથી બિહીને
તે ખસી ગયો ને જુદો રહ્યો. અને બીજા યહુદીઓએ પણ ૧૩
તેની સાથે ઢોંગ કીધો, એવો કે બાર્નાબા પણ તેઓના ઢોંગથી
ખેંચાઇ ગયો. પણ તેઓ સુવાર્ત્તાની સાચાઇ પ્રમાણે ૧૪
પાધરા ચાલતા નથી, એ જ્યારે મેં દીઠું, ત્યારે મેં સહુની
આગળ પીતરને કહ્યું કે, જો તું યહુદી છતાં યહુદીઓની રીતે
નહિ, પણ વિદેશીઓની રીતે ચાલેછે, તો વિદેશીઓને યહુદી-
ઓની રીતે વરતવાની તું અગત્ય કેમ પાડેછે? અમે જન્મ ૧૫
સ્વભાવથી યહુદી છતાં, ને વિદેશીઓમાંના પાપી ન છતાં;

૧૬ એ જાણીને કે માણસ નિયમની કરણીઓથી ન્યાયી ઠરાવાતું
નથી, પણ ઈશુ ખ્રીસ્ત પરના વિશ્વાસથી, અમે પણ ઈશુ ખ્રીસ્ત
પર વિશ્વાસ કીધો, કે અમે નિયમની કરણીઓથી નહિ પણ
ખ્રીસ્ત પરના વિશ્વાસથી ન્યાયી ઠરાવાઈએ, કેમકે નિયમની
૧૭ કરણીઓથી કોઈ પણ માણસ ન્યાયી ઠરાવાશે નહિ. પણ
ખ્રીસ્તમાં ન્યાયી ઠરવાની ઈચ્છા રાખતાં, જો અમે પોતે પાપી
માલમ પડિયે, તો શું ખ્રીસ્ત પાપનો સેવક છે? એવું ન થાય.
૧૮ કેમકે જે મેં પાડીનાખ્યાં, તે જો ફરી બાંધું, તો હું પોતે ઉલ્લંઘન
૧૯ કરનાર છું એવું ઠરાવું. કેમકે હું દેવને સારૂ જીવવાને, નિયમથી
૨૦ નિયમ સંબંધી મુઓ છું. હું ખ્રીસ્તની સાથે વધસ્તંભ પર
જડાયો છું, પરંતુ હું જીવુંછું, તો પણ હું નહિ, પણ મારામાં
ખ્રીસ્ત જીવેછે; ને હવે દેહમાં જે મારૂં જીવવું છે, તે દેવના
દીકરા પરના વિશ્વાસથી છે; તેણે મારા પર પ્રેમ કીધો,
૨૧ ને મારે સારૂ પોતાને આપ્યો. હું દેવનો અનુગ્રહ નિષ્ફળ
કરતો નથી, કેમકે જો ન્યાયીપણું નિયમથી હોય તો ખ્રીસ્ત
વગર કારણે મુઓ.

૩ ઓ અણસમજુ ગલાતીઓ, જેઓની આંખો આગળ
ઈશુ ખ્રીસ્ત વધસ્તંભે જડાએલો, એવો તમારામાં પ્રગટ
દેખાડેલો હતો, તમને સત્ય ન માનવાને કોણે મોહિત કીધા?
૨ તમારી પાસેથી હું એટલુંજ જાણવા ચાહુંછું કે, તમે નિયમની
કરણીઓથી આત્મા પામ્યા, અથવા વિશ્વાસનું સાંભળવાથી
૩ પામ્યા? શું તમે એવા અણસમજુ છો? આત્મામાં આરંભ
૪ કરીને શું હમણાં દેહમાં સંપૂર્ણ થાઓછો? શું તમે એટલાં
૫ બધાં અવર્થા સહ્યાં? જો કદાપિ અવર્થા હોય તો. જે તમને
આત્મા આપેછે, ને તમારામાં ચમત્કારો કરેછે, તે શું નિયમની
૬ કરણીઓથી કે વિશ્વાસનું સાંભળવાથી [કરેછે]? એ પ્રમાણે
ઈબ્રાહીમે દેવ પર વિશ્વાસ કીધો, ને ન્યાયીપણાને અર્થે તે તેને
૭ ગણાયો. માટે જાણો કે જેઓ વિશ્વાસના છે, તેઓ ઈબ્રા-
૮ હીમના દીકરા છે. અને દેવ વિશ્વાસથી વિદેશીઓને ન્યાયી

ઠરાવશે, પવિત્રલેખે એ આગળથી જોઇને, ઈબ્રાહીમને સુવાર્ત્તા
પ્રગટ કરી કે, "તારામાં સઘળા વિદેશીઓ આશીર્વાદ
પામશે." એ માટે જેઓ વિશ્વાસના, તેઓ વિશ્વાસુ ઈબ્રા- ૯
હીમની સાથે આશીર્વાદ પામેછે. કેમકે નિયમની કરણીના ૧૦
જેટલા છે તેટલા શ્રાપ તળે છે, કાંજે એમ લખ્યું છે કે,
"નિયમશાસ્ત્રના પુસ્તકમાં જે લખેલાં છે તે બધાં કરવામાં
જે કોઈ ટકતો નથી, તે શ્રાપિત છે." તો નિયમથી દેવની ૧૧
આગળ કોઈ પણ ન્યાયી ઠરતું નથી, એ સાફ જણાયછે,
કેમકે "ન્યાયી વિશ્વાસથી જીવશે." પણ નિયમ વિશ્વાસનો ૧૨
નથી, પણ એવો કે, "જે કોઈ એ કરશે તેઓથી તે જીવશે."
ખ્રીસ્તે આપણી વતી શ્રાપિત થઇને, નિયમના શ્રાપથી આપણને ૧૩
છોડાવી લીધા, કેમકે લખ્યું છે કે, "જે કોઇ સ્તંભ પર ટાંગેલો
તે શ્રાપિત છે;" એ માટે કે ઈબ્રાહીમનો આશીર્વાદ ખ્રીસ્ત ૧૪
ઈશુમાં વિદેશીઓને મળે, એ સારૂ કે આપણે આત્મા વિષેનું
વચન વિશ્વાસથી પામિયે.

ભાઈઓ, હું માણસની રીત પ્રમાણે કહુંછું કે, માણસના ૧૫
નિશ્ચે કરેલા કરારને કોઈ રદ કરતો અથવા વધારતો નથી.
હવે ઈબ્રાહીમને તથા તેના સંતાનને વચનો કહ્યાં હતાં, "ને ૧૬
સંતાનોને" એમ ઘણા વિષે દેવ કહેતો નથી; પણ "તારા
સંતાનને," એમ એક વિષે, ને તે તો ખ્રીસ્ત છે. અને આ હું ૧૭
કહુંછું કે, જે કરાર દેવે ખ્રીસ્તમાં અગાઉ નિશ્ચે કીધો, તેને,
ચારસેં ત્રીસ વરસ પછીનો થએલો નિયમ રદ કરતો નથી,
એવો કે તેથી વચન અવર્થા કરાય. કેમકે જો વારસો ૧૮
નિયમથી છે, તો વચનથી નથી; પણ દેવે વચનથીજ ઈબ્રા-
હીમને તે આપ્યો. તો નિયમ શા માટે છે? તે ઉલ્લંઘનોને લીધે ૧૯
આપેલો હતો; જે સંતાનને વચન અપાયું તે આવે ત્યાં
લગણ તે આપેલો હતો; ને તે મધ્યસ્થને હાથે, દૂતોને આસરે
સ્થાપન કરાએલો હતો. મધ્યસ્થ તો એકનો નથી, પણ દેવ ૨૦
એક છે. ત્યારે શું નિયમ દેવના વચનોથી ઉલટો છે? એવું ૨૧
ન થાય, કેમકે જે જીવન આપી શકે એવો નિયમ જો આપ્યો

૨૨ હોત, તો નિશ્ચે નિયમથી ન્યાયીપણું થાત. પણ પવિત્રલેખે
બધાંઓને પાપમાં બંધ કરયાં, એ માટે કે ઈશુ ખ્રીસ્ત પરના
વિશ્વાસથી જે વચન, તે વિશ્વાસ કરનારાઓને અપાય.
૨૩ પણ વિશ્વાસ આવ્યા પહેલાં, આપણે નિયમ તળે રખાઈને,
જે વિશ્વાસ પ્રગટ થનાર હતો, તેને સારૂ બંધ કરાયલા હતા.
૨૪ એ રીતે આપણે ખ્રીસ્તની ભણી પહોંચાડવા સારૂ નિયમશાસ્ત્ર
આપણો બાળશિક્ષક હતો, એ માટે કે આપણે વિશ્વાસથી
૨૫ ન્યાયી ઠરિયે. પણ વિશ્વાસ આવ્યો ત્યાર પછી આપણે
૨૬ બાળશિક્ષકના હાથતળે નથી. કેમકે તમે બધા ખ્રીસ્ત ઈશુ
૨૭ પરના વિશ્વાસથી દેવના દીકરા છો; કેમકે તમારામાંના
જેટલા ખ્રીસ્તમાં બાપ્તિસ્મા પામ્યા તેટલાએ ખ્રીસ્તને પહેરયો.
૨૮ કોઈ યહુદી નથી કે હેલેની નથી, કોઈ દાસ નથી કે સ્વતંત્ર નથી,
કોઈ પુરૂષ નથી ને બાયડી નથી, કેમકે તમે બધા ખ્રીસ્તમાં
૨૯ એક છો. અને જો તમે ખ્રીસ્તના છો, તો તમે ઈબ્રાહીમના
સંતાન, ને વચન પ્રમાણે વારસ છો.

૪ અને હું કહુંછું કે વારસ જ્યાં સુધી બાળક છે, ત્યાં સુધી
૨ સઘળાનો ધણી છતાં પણ દાસ તથા તેમાં કંઈ ફેર નથી; પણ
બાપના ઠરાવેલા વખત સુધી સાચવનારાઓ તથા કાર-
૩ ભારીઓને આધીન છે. એ પ્રમાણે આપણે પણ જ્યારે
બાળક હતા, ત્યારે જગતના તત્વતળે રહીને દાસપણામાં હતા.
૪ પણ સમયની સંપૂર્ણતા આવી, ત્યારે દેવે પોતાનો દીકરો
૫ બાયડીથી જન્મેલો, ને નિયમતળે જન્મેલો, એવો મોકલ્યો, કે
નિયમતળે જેઓ હતા, તેઓને તે છોડાવી લે, એ માટે કે
૬ આપણે દત્તપુત્રપણું પામિયે. અને તમે દીકરા છો, એ માટે
દેવે આપણા હૃદયમાં પોતાના દીકરાનો આત્મા મોકલ્યો છે,
૭ જે આબા, બાપ, એમ હાંક મારેછે. એ સારૂ હમણાંથી તું
દાસ નથી પણ દીકરો, ને જો તું દીકરો, તો દેવને આસરે
વારસ પણ છે.
૮ પણ જ્યારે તમે દેવને જાણતા નહોતા, ત્યારે સ્વભાવે જે

દેવો નહિ, તેઓની સેવા તમે કીધી, પણ હમણાં તમે દેવને ૯
જાણીને, અથવા તેથી વિશેષ દેવથી જણાયલા થઈને, આ
નબળા તથા દરિદ્રી તત્વનું દાસપણું ફરી પહેલાંની પઠે
ચાહીને, તેઓની ભણી બીજીવાર શા માટે ફરોછો? તમે ૧૦
દહાડાઓ તથા મહિનાઓ તથા સમયો તથા વરસોને પાળોછો.
તમારા વિષે મને ભય લાગેછે, રખે કદાપિ તમારા પર મેં ૧૧
અમથો શ્રમ કીધો હોય.

ઓ ભાઈઓ, હું તમારી વિનંતી કરૂંછું કે, તમે મારા સરખા ૧૨
થાઓ, કેમકે હું તમારા સરખો છું; તમે મારો કાંઈ અન્યાય
કીધો નથી. અને તમે જાણોછો કે, પહેલાં મેં દેહના નબળા- ૧૩
પણાથી તમને સુવાર્ત્તા પ્રગટ કીધી. અને મારા શરીરમાં જે ૧૪
તમારૂં પરીક્ષણ હતું, તેની નિંદા તથા ધિઃકાર તમે લીધો નહિ,
પણ જેમ દેવનો દૂતનો, હા જેમ ખ્રીસ્ત ઈશુનો, તેમ મારો
અંગીકાર કીધો. તો તમને કેવું ધન્ય હતું? કેમકે હું તમારા ૧૫
વિષે શાહેદી આપુંછું કે જો થઈ શકત, તો તમે તમારી આંખો
કહાડીને મને આપત. ત્યારે શું સાચું બોલવાથી હું તમારો ૧૬
વૈરી થયો? તેઓ તમારા વિષે આસ્થા કરેછે, સારી રીતે તો ૧૭
નહિ; પણ તેઓ તમને જુદા કરવા ચાહેછે, એ માટે કે તમે
તેઓ વિષે આસ્થા કરો. પણ સારા કામમાં હરવખત ૧૮
આસ્થા કરવી, એ સારૂં છે, ને હું તમારી સાથે હાજર છું
કેવળ એટલામાંજ નહિ. ઓ મારા નાનાં છોકરાં, ઈશુ ૧૯
ખ્રીસ્તની પ્રતિમા તમારામાં ઉત્પન્ન થાય, ત્યાં સુધી તમારે
સારૂ જણવાનું કષ્ટ મને ફરીથી થાયછે. અને હમણાં તમારી ૨૦
પાસે હાજર થવાની, ને મારી વાણી બદલવાની મારી ઈચ્છા
છે, કેમકે તમારા વિષે મને સંદેહ છે.

નિયમતળે થવાને ચાહાનારાઓ, તમે શું નિયમ સાંભળતા ૨૧
નથી, તે મને કહો? કેમકે એમ લખ્યું છે કે, ઈબ્રાહીમને બે ૨૨
દીકરા હતા, એક દાસીનો, ને બીજો સ્વતંત્રણીનો. પણ જે ૨૩
દાસીનો તે દેહ પ્રમાણે જન્મેલો, ને જે સ્વતંત્રણીનો તે વચન
પ્રમાણે. તેઓ ઉપમારૂપ છે; કેમકે તેઓ બે કરાર છે, એક ૨૪

તો સીનાઈ પહાડથી, તે દાસપણાને સારૂ જન્માવેછે, એજ
૨૫ હાગાર છે. કેમકે હાગાર અરબસ્થાનમાંનો સીનાઈ પહાડ
છે, ને તે હાલના યરૂશાલેમને અનુરૂપ છે, કેમકે તે પોતાનાં
૨૬ છોકરાં સુદ્ધાં દાસપણામાં છે. પણ ઉપરની યરૂશાલેમ સ્વતંત્ર
૨૭ છે, તે આપણ સઘળાની મા છે; કેમકે એમ લખ્યું છે કે,
"ઓ વાંઝણી, જે જણતી નથી, તે તું આનંદ કર; જે
જણવાની પીડા પામતી નથી, તે તું હાંક મારીને બૂમ પાડ,
કેમકે જેને વર છે તેનાં છોકરાં કરતાં છડીનાં ઘણાં છે."
૨૮ અને ઓ ભાઈઓ, આપણે ઈસહાકની પેઠે વચનનાં છોકરાં
૨૯ છિયે. પણ તે વખત દેહ પ્રમાણે જે જન્મેલો, તેણે જેમ
આત્મા પ્રમાણે જન્મેલાને સતાવ્યો, તેમ હમણાં પણ છે.
૩૦ પણ પવિત્રલેખ શું કહેછે? "દાસીને તથા તેના દીકરાને
કાઢી મૂક, કેમકે દાસીનો દીકરો સ્વતંત્રણીના દીકરાની સાથે
૩૧ વારસો નહિ પામશે." માટે, ભાઈઓ, આપણે દાસીનાં છોકરાં
નથી; પણ સ્વતંત્રણીનાં છિયે.

૫ **મો**કળાપણાને સારૂ ખ્રીસ્તે આપણને મોકળાપણું આપ્યું છે;
માટે તેમાં ટકો, ને ફરીથી દાસપણાની ઝુંસરી તળે ન જોડાઓ.
૨ જુઓ, હું પાઉલ તમને કહુંછું કે, જો તમે સુનત લેઓછો, તો
૩ તમને ખ્રીસ્ત કંઈ ગુણકારી નથી. અને હરેક સુનત લેનાર
માણસને હું ફરીથી શાહેદી આપુંછું કે, તે આખું નિયમશાસ્ત્ર
૪ પાળવાને દેવાદાર છે. તમારામાંના જેટલા નિયમથી ન્યાયી
ઠરોછો તેટલા ખ્રીસ્તથી અળગા થયા, તમે કૃપામાંથી નિકળી
૫ ગયા છો. કેમકે અમે વિશ્વાસથી ન્યાયીપણાની આશાની
૬ રાહ આત્માએ જોઈયેછિયે. કેમકે ખ્રીસ્ત ઈશુમાં સુનત
ઉપયોગી નથી, ને બેસુનત પણ નથી, પણ જે વિશ્વાસ પ્રેમની
૭ મારફતે કાર્યકારક છે તે ઉપયોગી છે. તમે સારી રીતે દોડયા
૮ હતા, તમને કોણે રોકયા કે તમે સત્ય ન માનો? એ
૯ મનાવવું તમારા બોલાવનારથી નથી. થોડું ખમીર આખા
૧૦ લોંદાને ખમીરી કરેછે. તમારા પર પ્રભુમાં મને ભરોસો છે,

કે તમે બીજો ભાવ નહિ કરશો; ને તમને ગભરાવનાર જે કોઈ
હશે, તે દંડ ભોગવશે. અને ભાઈઓ, જો હું હજી સુધી ૧૧
સુનતનું પ્રગટ કરૂંછું, તો હજી સુધી મને સતાવણી કેમ
થાયછે? ત્યારે વધસ્તંભની ઠોકર મટી ગઈ છે. મારી ૧૨
ઈચ્છા એવી છે કે, જેઓ તમને ઉલટાવેછે, તેઓ પોતાને
કાપીનાખે.

કેમકે, ભાઈઓ, તમે મોકળાપણું પામવાને બોલાવેલા હતા, ૧૩
તે મોકળાપણું દેહના નિમિત્તને સારૂ ન લો, પણ પ્રેમથી એક
બીજાની સેવા કરો. કેમકે આખો નિયમ એક વાતમાં પૂરો ૧૪
થાયછે, એટલે, "તું જેમ પોતા પર, તેમ તારા પડોસી પર પ્રેમ
કર." પણ જો તમે એક બીજાને કરડો તથા ખાઈજાઓ, તો ૧૫
સાવધાન થાઓ, રખે કદાપિ તમે એક બીજાથી નાશ પામો.

અને હું તમને કહુંછું કે આત્માએ ચાલો, ને તમે દેહના ૧૬
વિશય પૂરા કરશો નહિ. કેમકે દેહ આત્માથી ઉલટી ઈચ્છા ૧૭
કરેછે, ને આત્મા દેહથી ઉલટી, ને તેઓ પરસ્પર વિરૂદ્ધ છે,
એવા કે જે તમે ચાહો તે તમે કરતા નથી. પણ જો તમે ૧૮
આત્માએ ચલાવેલા છો, તો તમે નિયમતળે નથી. દેહના ૧૯
કામ તો પ્રગટ છે, એટલે છિનાળું, અશુદ્ધતા, કામાતુરપણું,
મૂર્ત્તિભકિત, માયાક્રિયા, વૈર, કજીઆ, ઈર્ષા, ક્રોધ, ખટપટ, ૨૦
ફાટફુટો, તડ, અદેખાઈ, હત્યા, છાકટાઈ, વિલાસ તથા ૨૧
એઓનાં સરખાં જે કામો તે, તેઓ વિષે જેમ પહેલાં મેં કહ્યું
તેમ હમણાં તમને ચેતાવુંછું, કે જેઓ એવાં કામ કરેછે તેઓ
દેવના રાજ્યનો વારસો પામનાર નથી. પણ આત્માનું ફળ ૨૨
એ છે, પ્રેમ, આનંદ, શાંતિ, સહનતા, માયાળુપણું, ભલાઈ,
વિશ્વાસ, નમ્રતા, સ્વદમન, એવાંઓને ઉલટો કોઈ નિયમ ૨૩
નથી. અને જે ખ્રીસ્તના છે, તેઓએ દેહને તેના વિશય તથા ૨૪
ઈચ્છાઓ સુદ્ધાં વધસ્તંભે દીધો છે.

જો આપણે આત્માએ જીવિયે, તો આત્માએ પણ ચાલિયે. ૨૫
આપણે એક બીજાને ખીજવતાં તથા એક બીજા પર ૨૬
અદેખાઈ રાખતાં અમથી આબરૂ ન શોધિયે.

૬ ભાઇઓ, જો કોઇ માણસ કોઈ અપરાધમાં આવી પડે,
તો તમે, જે આત્મિક છો, એવાને નમ્રતાના આત્માથી યથા-
સ્થિત કરો; તું પોતા સંબંધી ચિંતા રાખ, રખે તું પણ
૨ પરીક્ષણમાં પડે. તમે એક બીજાના ભારો ઉંચકો, ને એમ
૩ ખ્રીસ્તનો નિયમ પૂરો કરો. કેમકે કોઇ કંઇ ન છતાં, હું કંઈ
૪ છું, એમ જો ધારેછે, તો તે પોતાને ભુલાવેછે. પણ હરેક
માણસ પોતાનું કામ તપાસે, ત્યારે બીજામાં નહિ, પણ કેવળ
૫ પોતામાં તેને અભિમાનનું કારણ થશે; કેમકે હરેક પોત-
પોતાનો બોજ ઉંચકશે.

૬ વાત વિષે જે શીખનાર તેણે શીખવનારને સઘળાં સારાં
૭ વાનાંમાંથી હિસ્સો આપવો. ભૂલો મા, દેવનો ઠઠ્ઠો કરાતો
૮ નથી; કોઈ માણસ જે કંઇ વાવે તેજ તે લણશે; કેમકે પોતાના
દેહને સારૂ જે વાવે, તે દેહથી વિનાશ લણશે; પણ આત્માને
૯ સારૂ જે વાવે, તે આત્માથી અનંત જીવન લણશે. તો સારૂં
કરતાં આપણે થાકવું નહિ; કેમકે જો કાયર ન થઈએ, તો
૧૦ ઠીક વખતમાં લણીશું. એ માટે આપણે જેમ પ્રસંગ મળે
તેમ બધાઓનું, પણ વિશેષે કરીને વિશ્વાસના કુટુંબનાં જે છે
તેઓનું, સારૂં કરિયે.

૧૧ જુઓ, મેં મારે પોતાને હાથે કેવડા અક્ષરોથી તમને
૧૨ લખ્યું છે. દેહ વિષે જેટલા સારૂં નામ ચાહેછે, તેટલા
તમારી સુનતની અગત્ય ઠરાવેછે, પણ કેવળ એ માટે કે
૧૩ તેઓ ખ્રીસ્તના વધસ્તંભને લીધે સતાવણી ન પામે. ' કેમકે
જે સુનતી થએલા તેઓ પોતે નિયમને પાળતા નથી; પણ
તમારા દેહમાં તેઓ અભિમાન કરે, એ માટે તેઓ તમારી
૧૪ સુનત થવાને ચાહેછે. પણ એમ ન થાઓ કે આપણા
પ્રભુ ઇશુ ખ્રીસ્તના વધસ્તંભ શિવાય હું કાંઈ બીજામાં
અભિમાન કરૂં, તેથી મારા સંબંધી જગત વધસ્તંભે દીધેલું
૧૫ છે, ને જગત સંબંધી હું. કેમકે ખ્રીસ્ત ઇશુમાં સુનત કંઇ
૧૬ નથી, ને બેસુનત પણ નથી; પણ નવી ઉત્પત્તિ છે. જેટલા

આ નિયમ પ્રમાણે ચાલેછે, તેટલા પર તથા દેવના ઈસ્રાએલ
પર શાંતિ તથા દયા થાઓ.
હવેથી કોઈ મને તસ્દી ન દે, કેમકે હું પ્રભુ ઈશુનાં ચિન્હ ૧૭
મારા શરીરમાં ઉંચકી રાખુંછું.
ભાઈઓ, આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા તમારા આત્માની ૧૮
સાથે થાઓ. આમેન.

---

# એફેસીઓને

## પાઉલ પ્રેરિતનું પત્ર.

એફેસસમાં જે પવિત્રો તથા ખ્રીસ્ત ઈશુ પર વિશ્વાસ ૧
કરનારા છે તેઓને, પાઉલ, દેવની ઈચ્છાથી ઈશુ ખ્રીસ્તનો
પ્રેરિત [લખેછે]. દેવ આપણા બાપ તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તથી ૨
તમને કૃપા તથા શાંતિ થાઓ.
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તનો દેવ તથા બાપ સ્તુતિવાન ૩
થાઓ; તેણે આકાશી જગ્યાઓમાં પ્રત્યેક આત્મિક આશી-
ર્વાદથી આપણને ખ્રીસ્તમાં આશીર્વાદિત કીધા છે; જેમ તેણે ૪
જગતના મંડાણની અગાઉ આપણને એમાં પસંદ કરચા છે,
એ સારૂ કે આપણે તેની આગળ પ્રીતિમાં પવિત્ર તથા
નિર્દોષ થઈએ. તેણે પોતાની ઈચ્છાની પ્રસન્નતા પ્રમાણે, ૫
પોતાને સારૂ, આપણને ઈશુ ખ્રીસ્તમાં દત્તપુત્રપણું પામવાને
અગાઉ ઠરાવ્યા, કે તેની કૃપાના મહિમાની સ્તુતિ થાય; તે ૬
કૃપા તેણે વહાલામાં આપણને મફત આપી. એમાં, એના ૭
લોહીને આસરે, તેની કૃપાની સંપત પ્રમાણે, આપણને ઉદ્ધાર
એટલે પાપની માફી છે. એ કૃપા તેણે સર્વ જ્ઞાનમાં તથા ૮

૯ વિવેકમાં અમારા પર બહુ વધારી છે. તેણે, પોતામાં અગાઉ
ઠરાવેલી પોતાની પ્રસન્નતા પ્રમાણે, પોતાની ઈચ્છાનો મર્મ
૧૦ અમને જણાવ્યો, કે સમયોની સંપૂર્ણતાની વ્યવસ્થામાં,
આકાશમાંનાં તથા પૃથ્વી પરનાં સઘળાંને ખ્રીસ્તમાં તે એકઠાં
૧૧ કરે, હા ખ્રીસ્તમાં; જેનામાં આપણે તેનો વારસો કરાયા; જે
પોતાની ઈચ્છાના ઈરાદા પ્રમાણે સર્વ કરાવેછે, તેના ઠરાવ
૧૨ પ્રમાણે, આપણે અગાઉ ઠરાવેલા હતા; એ સારૂ કે ખ્રીસ્ત
પર પ્રથમ આશા રાખનારા અમે તેના મહિમાની સ્તુતિને
૧૩ સારૂ થઈએ. તમે પણ, સત્યનું વચન એટલે તમારા તારણની
સુવાર્તા સાંભળીને, ને તેના પર વિશ્વાસ લાવીને, તેનામાં
૧૪ વચનના પવિત્ર આત્માથી મુદ્રિત થયા; એ આત્મા ખરી-
દાયલાઓના ઉદ્ધાર સંબંધી પ્રભુના મહિમાને અર્થે આપણા
વારસાનું બ્યાનું છે.

૧૫ એ માટે હું પણ, પ્રભુ ઈશુ પર તમારા વિશ્વાસ તથા સઘળા
૧૬ પવિત્રો પર તમારા પ્રેમ વિષે સાંભળીને, તમારે વાસ્તે
ઉપકાર માનવાનું મૂકતો નથી; મારી પ્રાર્થનાઓમાં તમારૂં
૧૭ સ્મરણ કરીને માગુંછું કે, આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તનો દેવ,
મહિમાનો બાપ, પોતા વિષેના જ્ઞાનને સારૂ બુદ્ધિનો તથા
૧૮ પ્રકટીકરણનો આત્મા તમને આપે; ને તમારા મનની
આંખો એ સારૂ પ્રકાશિત થાય, કે તેના નહોતરાની આશા શી
૧૯ છે, ને પવિત્રોમાં તેના વારસાના મહિમાની સંપત્તિ શી, ને તેની
બળવાન શકિતના પરાક્રમ પ્રમાણે હમ વિશ્વાસ કરનારાંઓમાં
૨૦ તેની શક્તિનું મોટાપણું શું, તે તમે જાણો. તેણે તે પરાક્રમ
૨૧ ખ્રીસ્તમાં કરીને તેને મુએલાંઓમાંથી ઉઠાડયો, ને સઘળી સત્તા
તથા અધિકાર તથા પરાક્રમ તથા ધણીપણું તથા પ્રત્યેક નામ
જે કેવળ આ કાળમાં નહિ, પણ ભવિષ્ય કાળમાં કહેલું
તેમનાં ઉપર, પોતાની જમણીગમ આકાશી જગ્યાઓમાં તેને
૨૨ બેસાડયો. અને સઘળાં તેના પગોતળે નાખ્યાં, ને તેને સર્વ
૨૩ પર મંડળીનું શીર કરીને ઠેરવ્યો; મંડળી તો તેનું શરીર છે,
એટલે જે સઘળાએ સઘળાંને ભરેછે તેનું ભરપૂરપણું.

અને તમે અપરાધોમાં તથા પાપોમાં મુએલા હતા, ત્યારે ૨
[તેણે તમને જીવતા કીધા]; તેમાં તમે આ જગતના ૨
ધોરણ પ્રમાણે, અંતરિક્ષની સત્તાના અધિકારી; એટલે જે
આત્મા આજ્ઞાભંજનના દિકરાઓમાં હમણાં જોર કરેછે, તે
પ્રમાણે પહેલાં ચાલતા; તેઓમાં આપણ સઘળા આપણા ૩
દેહની ઈચ્છાઓથી પહેલાં ચાલતા હતા, ને દેહની તથા મનની
વાસનાઓ પ્રમાણે કરતા હતા તથા મૂળસ્થિતિએ બીજાઓના
જેવાં કોપનાં છોકરાં હતાં. પણ દેવ જે દયામાં ભરપૂર છે ૪
તેણે, જે પ્રીતિ આપણા પર કીધી, તે પોતાની ઘણી પ્રીતિને
લીધે, આપણે પાપમાં મુએલા હતા ત્યારે ખ્રીસ્તની સાથે ૫
આપણને જીવતા કીધા (કૃપાથી તમે તરાએલા છો); ને ૬
સાથે ઉઠાડયા, ને ખ્રીસ્ત ઈશુથી આકાશી જગ્યાઓમાં તેની
સાથે બેસાડયા; એ સારૂ કે ખ્રીસ્ત ઈશુમાં આપણા પર તેની ૭
દયાથી તે આવતા યુગોમાં પોતાની કૃપાની અતિ ઘણી સંપત
દેખાડે. કેમકે તમે કૃપાએ વિશ્વાસને આસરે તરાયલા છો, ૮
ને એ તમારાથી નથી, દેવનું દાન છે; કરણીઓથી નહિ, રખે ૯
કોઈ અભિમાન કરે; કેમકે સારી કરણીઓ કરવાને ખ્રીસ્ત ૧૦
ઈશુમાં ઉત્પન્ન કીધેલા, આપણે તેનું કૃત્ય છિયે; તેઓ વિષે
દેવે અગાઉ એમ ઠરાવ્યું કે, આપણે તેઓમાં ચાલિયે.

એ માટે સંભારો કે, દેહ સંબંધી હાથે કરેલા સુનતી ૧૧
કહેવાએલાઓથી જેઓ બેસુનતી કહેવાયછે એવા તમે પહેલાં
દેહ સંબંધી વિદેશી હતા; ને તે સમયે તમે ખ્રીસ્તરહિત, ૧૨
ઈસ્રાઈલના પ્રજાપણાથી નોખા તથા વચનના કરારથી પારકા,
આશારહિત તથા દેવહીન, એવા જગતમાં હતા. પણ ૧૩
હમણાં ખ્રીસ્ત ઈશુમાં તમે જે પહેલાં દૂર હતા તે તમે ખ્રીસ્તના
લોહીથી પાસે થયા છો. કેમકે તે આપણું શાંત્યાસ્પદ છે, તેણે ૧૪
બેઉનું એક કીધું, ને વચલી આડી ભીત પાડી નાખી છે; તેણે ૧૫
પોતાના દેહથી વેર, એટલે વિધિઓમાંની આજ્ઞાઓનો નિયમ,
રદ કીધું, એ સારૂ કે સલાહ કરીને પોતામાં તે બેનું એક નવું

૧૬ માણસ સૃજે; અને કે વધસ્તંભે વેરને મારીનાખીને એને
આસરે તે એક શરીરમાં દેવની સાથે બેહુને મેળાપ કરાવે.
૧૭ અને તેણે આવીને તમ વેગળાઓને તથા જે પાસે તેઓને
૧૮ સુવાર્ત્તા પ્રગટ કીધી; કેમકે તેને આસરે એક આત્માથી
૧૯ આપણ બેહુને બાપની પાસે પ્રવેશ છે. એ માટે તમે હવે
પારકા તથા વિદેશી નથી, પણ પવિત્રોની સાથેના એક નગરના
૨૦ તથા દેવના ઘરના છો. પ્રેરિતો તથા ભવિષ્યવાદીઓના પાયા
પર બંધાયલા છો; ઈશુ ખ્રીસ્ત પોતે તો ખુણાનું મથાળું છે;
૨૧ એમાં દરેક બાંધણી જોડાએલી થવાથી પ્રભુમાં પવિત્ર મંદિર
૨૨ વધતી જાયછે; તેમાં તમે પણ દેવના રહેવાસ સારૂ આત્માએ
સાથે બંધાયલા છો.

૩ **એ** કારણ માટે, હું પાઉલ તમ વિદેશીઓને વાસ્તે ખ્રીસ્ત
૨ ઈશુનો બંદીવાન, દેવની જે કૃપા, તમારે સારૂ મને અપાએલી
૩ છે, તેના કારભાર વિષે તમે સાંભળ્યું હશે કે, પ્રકટીકરણથી
તેણે મને મર્મ જણાવ્યો; તે પ્રમાણે મેં અગાઉ થોડામાં
૪ લખ્યું; તેથી તમે વાંચીને ખ્રીસ્તના મર્મ વિષેની મારી સમજણ
૫ જાણી શકશો. તે જેમ હમણાં તેના પવિત્ર પ્રેરિતોને તથા ભવિ-
ષ્યવાદીઓને આત્માથી પ્રગટ થએલો છે, તેમ બીજી પેઢીઓમાં
૬ માણસના દીકરાઓને તે જણાએલો ન હતો, કે વિદેશીઓ,
ખ્રીસ્તમાં સુવાર્ત્તાને આસરે, સહવારસ તથા એક શરીરના
૭ તથા તેના વચનના સહભાગિયા છે. દેવના સામર્થ્યના પરાક્રમે
કરીને, તેની કૃપાનું દાન જે મને અપાયલું હતું તે પ્રમાણે, હું આ
૮ સુવાર્ત્તાનો સેવક થયલો છું. હું પવિત્રોમાંના નાનાઓમાંનો
નાનો છતાં આ કૃપા મને આપેલી છે કે, હું વિદેશીઓમાં
૯ ખ્રીસ્તની અશોધ્ય સંપતની સુવાર્ત્તા પ્રગટ કરૂં; ને દેવ જેણે
ખ્રીસ્તને આસરે બધાં સૃજ્યાં, તેમાં યુગોથી ગુપ્ત રહેલા મર્મનો
૧૦ કારભાર શો છે તે સઘળાને જણાવું. એ સારૂ કે જે સનાતન
કાળનો ઈરાદો તેણે આપણા પ્રભુ ખ્રીસ્ત ઈશુમાં કીધો, તે
૧૧ પ્રમાણે આકાશી જગ્યાઓમાં અધિપતિઓને તથા અધિકા-

રીઓને દેવનું બહુ પ્રકારનું જ્ઞાન મંડળીને આસરે જણાય. તેમાં ૧૨
તે પરના વિશ્વાસથી આપણને હિમ્મત તથા ભરોસાસહિત
પ્રવેશ છે. એ માટે હું માગુંછું કે, તમારે સારૂ જે મારી વિપત્તિ ૧૩
તેથી તમે નિર્ગત ન થાઓ, તે વિપત્તિ તમારો મહિમા છે.
એ કારણ માટે આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તનો બાપ, જેના ૧૪
નામપરથી આકાશમાં તથા પૃથ્વી પર સર્વે કુટુંબોને નામ ૧૫
અપાયેલું છે, તેની આગળ હું ઘુંટણ ટેકવુંછું, કે તે પોતાના ૧૬
મહિમાની સંપત પ્રમાણે તમને એવું આપે, કે તમે તેના
આત્માને આસરે માંહેના માણસપણામાં સામર્થ્યથી બળવાન
થાઓ; ને વિશ્વાસથી તમારાં હૃદયોમાં ખ્રીસ્ત વસે; ને ૧૭
પ્રીતિમાં જડ તથા પાયા ઘાલીને, સર્વે પવિત્રોની સાથે ૧૮
[ ખ્રીસ્તની પ્રીતિની ] ચોડાઈ તથા લંબાઈ તથા ઉંડાણ તથા
ઉંચાણ કેટલાં છે તે તમે સમજી શકો, ને ખ્રીસ્તની પ્રીતિ જે ૧૯
જાણ્યા કરતાં અધિક છે તે પણ તમે જાણી શકો; કે તમે
દેવના સર્વે ભરપૂરપણામાં ભરપૂર થાઓ.
હવે આપણે માગિયે કે કલ્પિયે તે કરતાં, જે, આપણામાં ૨૦
કરેલા સામર્થ્ય પ્રમાણે, આપણને ઘણું પુષ્કળ કરી શકેછે,
તેને ખ્રીસ્ત ઈશુમાં તથા મંડળીમાં સર્વકાળ સુધી પહેડી દર ૨૧
પહેડી મહિમા થાઓ. આમેન.

**એ** માટે હું પ્રભુને સારૂ બંદીવાન, તમારી વિનંતી કરૂંછું, ૪
કે જે તેડાથી તમે તેડાયા છો, તેને લાયક ચાલો; સર્વે ૨
લીનતા તથા નમણતાઈ તથા સહનશીળપણું રાખીને પ્રેમથી
એક બીજાને ખમો; સલાહના બંધને આત્માની એકતા ૩
રાખવાનું યત્ન કરો. એક શરીર તથા એક આત્મા છે, જેમ ૪
તમે તમારા તેડાની એક આશામાં તેડાએલા છો; એક પ્રભુ, ૫
એક વિશ્વાસ, એક બાપ્તિસ્મા, એક દેવ એટલે સર્વેનો બાપ, ૬
તે સર્વે પર તથા સર્વે મધ્યે તથા તમ સર્વેમાં છે. આપણા- ૭
માંના હરેકને ખ્રીસ્તના દાનના પરિમાણ પ્રમાણે કૃપા
અપાએલી છે. એ માટે તે કહેછે કે "ઉંચાણમાં ચઢીને; તે ૮

બંદીવાનોને બંધ કરીને લઈગયો તથા તેણે માણસોને દાન
૯ આપ્યાં." તે ચઢયો, એ શું છે? શું એ નહિ, કે પ્રથમ તે
૧૦ પૃથ્વીના નીચા ભાગોમાં ઉતરયો? જે ઉતરયો તે એ છે કે,
૧૧ જે સર્વે આકાશો પર ચઢયો, કે તે સર્વેને ભરપૂર કરે. અને
પવિત્રોની સંપૂર્ણતા કરવાને અર્થે, સેવાના કામને સારૂ,
૧૨ ખ્રીસ્તના શરીરનું સંસ્થાપન કરવા સારૂ, તેણે કેટલાએક
પ્રેરિતો, કેટલાએક ભવિષ્યવાદીઓ, કેટલાએક સુવાર્તિકો, ને
૧૩ કેટલાએક પાળકો તથા ઉપદેશકો આપ્યા; ત્યાં સુધી કે
આપણે સહુ દેવના દીકરા પરના વિશ્વાસ તથા જ્ઞાનની
એકતામાં સંપૂર્ણ પુરૂષપણાને, એટલે ખ્રીસ્તની સંપૂર્ણતાના
૧૪ કદના પરિમાણને પહોંચિયે; એ સારૂ કે હવેથી આપણે
માણસોની ઠગાઈથી, ભુલાવવાની યુક્તિના કપટથી, દરેક મતના
૧૫ પવનથી હલવાએલાં તથા ફેરવાએલાં બાળકો ન હોઈએ. પણ
પ્રેમથી સત્ય રાખીને, ખ્રીસ્ત જે શીર, તેમાં સર્વે પ્રકારે
૧૬ વધિયે; એથી આખું શરીર, હરેક સાંધાને આસરે રચાએલું,
તથા જોડાએલું, પરિમાણથી પ્રત્યેક અંગની શક્તિ પ્રમાણે,
પ્રેમમાં પોતાના સંસ્થાપનને સારૂ શરીરની વૃદ્ધિ કરેછે.

૧૭ એ માટે હું કહુંછું તથા પ્રભુમાં શાહેદી આપુંછું કે, જેમ બીજા
વિદેશીઓ પોતાના મનના અવસ્થાપણામાં ચાલેછે, તેમ
૧૮ હવેથી તમે ન ચાલો; તેઓ બુદ્ધિ વિષે અંધરાએલા છતાં
તેઓનાં હૃદયના કઠણપણાથી પોતામાં જે અજ્ઞાન છે, તેણે
૧૯ કરીને દેવના જીવનથી વેગળા છે. એઓએ જડ થઈને
આતુરતાથી સર્વે અશુદ્ધતાની કરણીને સારૂ, પોતાને કામાતુર-
૨૦ પણાને સોંપ્યા. પણ તમે એ પ્રમાણે ખ્રીસ્તને શીખ્યા નથી,
૨૧ જો એમ હોય કે તમે તેનું સાંભળ્યું તથા ઈશુમાં જે સત્ય
૨૨ છે તે પ્રમાણે તમે તે વિષેની શીખામણ પામ્યા, કે તમારે
પહેલાના વર્તણુકનું જુનું માણસપણું, જે કપટના વિષયો
૨૩ પ્રમાણે ભ્રષ્ટ છે તે ઉતારવું; ને તમારા મનના આત્મામાં
૨૪ નવાપણું પામવું; ને નવું માણસપણું જે દેવ પ્રમાણે ન્યાયી-
પણામાં તથા સત્યની શુદ્ધતામાં સૃજાએલું તે પહેરવું.

એ માટે જુઠાપણું દૂર કરીને પ્રત્યેક પોતાના પડોસીની ૨૫
સાથે સત્ય બોલો; કેમકે આપણે એકબીજાના અવયવો
છિયે. ઘુસ્સે થાઓ, પણ પાપ ન કરો; તમારા ઘુસ્સા પર ૨૬
સૂર્યને આથમવા ન દેઓ; ને શેતાનને જગ્યા ન આપો. જે ૨૭
ચોરી કરનાર તેણે હવેથી ચોરી ન કરવી; પણ તે કરતાં ૨૮
હાથોએ સારૂં કરીને ઉદ્યોગ કરવો, એ સારૂ કે જેને ગરજ છે
તેને આપવાનું પોતાની પાસે હોય. તમારા મુખમાંથી કંઈ ૨૯
મલિન વાત નહિ, પણ જે અગત્યના સુધારાની હોય તેજ
નીકળે, કે તેથી સાંભળનારાઓને કૃપા પ્રાપ્ત થાય. અને ૩૦
દેવનો પવિત્ર આત્મા, જેણે તમને ઉદ્ધારના દહાડાને સારૂ
મુદ્રિત કીધા, તેને ખેદિત ન કરો. સર્વ કડવાસ તથા ક્રોધ ૩૧
તથા કોપ તથા ગડબડ તથા નિંદા સર્વ ભુંડાઈ સુદ્ધાં, તમારાથી
દૂર કરો. પણ તમે એક બીજા પર ઉપકારી, કરૂણારૂપ ૩૨
થાઓ, ને જેમ ખ્રીસ્તમાં દેવે પણ તમને માફ કીધું તેમ તમે
એક બીજાને માફ કરો.

**એ** માટે તમે પ્રિય બાળકોના જેવા દેવને અનુસરનારા **૫**
થાઓ; ને પ્રેમમાં ચાલો, જેમ ખ્રીસ્તે પણ આપણા પર ૨
પ્રીતિ કીધી, ને દેવની આગળ સુગંધના વાસને અર્થે, આપણે
વાસ્તે અર્પણ તથા યજ્ઞ થવાને પોતાને આપ્યો. પણ ૩
વ્યભિચાર તથા સર્વ અશુદ્ધતા અથવા દ્રવ્યલોભ, એઓનાં
નામ તમારે કદી ન લેવાં, એમજ પવિત્રોને શોભેછે; ને ૪
નિર્લજ્જ તથા મૂર્ખ વાત અથવા ઠઠ્ઠો જેઓ ઘટતાં નથી
[તેઓ ન થાય]; પણ તે કરતાં ઉપકારસ્તુતિ. કેમકે તમે ૫
જાણોછો કે, વ્યભિચારી અથવા અશુદ્ધ અથવા દ્રવ્યલોભી
જે મૂર્તિભક્ત, એઓને ખ્રીસ્તના તથા દેવના રાજ્યમાં
વારસો નથી. તમે કોઈની અવર્થા વાતોથી ભૂલ ન ખાઓ, ૬
કેમકે તે કામોથી દેવનો કોપ આજ્ઞાભંજનના દિકરા પર
આવેછે. એ માટે તમે તેઓની સાથે ભાગિયા ન થાઓ. ૭
કેમકે તમે પહેલાં અંધકાર હતા, પણ હવે પ્રભુમાં અજવાળું ૮

૯ છો. અજવાળાના દિકરા જેવા ચાલો. (કેમકે અજવાળાનું
ફળ સર્વ સારાપણામાં તથા ન્યાયીપણામાં તથા ખરાપણામાં
૧૦ છે). પ્રભુને સંતોશકારક શું છે, તે પારખી લો. અને અંધ-
કારનાં નિષ્ફળ કામોના સંગતીઓ ન થાઓ; પણ તે કરતાં
૧૧ તેઓને વખોડો. કેમકે તેઓનાં ગુપ્તમાં કરેલાં જે કામો, તે
૧૨ કહેતાં પણ લાજ લાગેછે. જે સર્વ વખોડાએલું, તે અજ-
૧૩ વાળાથી પ્રગટ થાયછે; કેમકે જે પ્રગટ કરાએલું, તે અજવાળું
૧૪ છે. માટે તે કહેછે, કે "ઉંઘનાર, જાગ, ને મુએલાંમાંથી ઊઠ,
ને ખ્રીસ્ત તમને પ્રકાશ આપશે."

૧૫ તો સાંભળો કે તમે ચોકસાઈથી, નિર્બુદ્ધના જેવા નહિ પણ
૧૬ બુદ્ધિવંતોના જેવા, ચાલો; સમય ખંડી લો, કાંજે દહાડા ભુંડા
૧૭ છે. એ માટે તમે અણસમજુક ન થાઓ, પણ દેવની ઈચ્છા
૧૮ શી છે તે સમજો. દ્રાક્ષરસથી મસ્ત ન થાઓ, એમાં કુચાલ
૧૯ છે; પણ આત્માથી ભરપૂર થાઓ. ગીતોએ, સ્તોત્રોએ
તથા આત્મિક ગાનોએ એક બીજાને બોલતાં તમારાં હૃદયોમાં
૨૦ પ્રભુને ગાયનો તથા ગીતો ગાઓ; આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તને
નામે, દેવ બાપની ઉપકારસ્તુતિ સઘળાને સારૂ નિત્ય કરજો.
૨૧ દેવના ભયે એક બીજાને આધીન થાઓ.

૨૨ વહુઓ, જેમ પ્રભુને તેમ પોતાના વરોને, તમે આધીન
૨૩ થાઓ; કેમકે વર વહુનું શીર છે, જેમ ખ્રીસ્ત મંડળીનું શીર
૨૪ છે તેમ; ને તે શરીરનો ત્રાતા છે. અને જેમ મંડળી ખ્રીસ્તને
૨૫ આધીન છે, તેમ વહુઓએ સર્વમાં પોતાના વરોને થવું. વરો,
તમે પોતાની વહુઓ પર પ્રેમ કરો, જેમ ખ્રીસ્તે પણ મંડળી
૨૬ પર પ્રીતિ કીધી, ને તેને વાસ્તે પોતાને સોંપ્યો, એ સારૂ કે
૨૭ વાતથી પાણીને સ્નાને શુદ્ધ કરીને, તે એને પવિત્ર કરે, એ
સારૂ કે તેને પોતાની પાસે મહિમાવંતી રાખે, એટલે એવી
મંડળી કે જેને ડાઘ કે કરચલી કે એવું કંઈ ન હોય; પણ તે
૨૮ પવિત્ર તથા નિર્દોષ હોય. એમજ વરોએ જેમ પોતાનાં
શરીરો પર તેમ પોતાની વહુઓ પર પ્રેમ કરવો; જે પોતાની
૨૯ વહુ પર પ્રેમ કરેછે, તે પોતા પર પ્રેમ કરેછે; કેમકે કોઈ

માણસે પોતાના દેહનો દ્વેષ કદી કીધો નહિ; પણ તેનું પાળણ
તથા પોષણ કરેછે; જેમ પ્રભુ પણ મંડળીનું તેમ. કેમકે ૩૦
આપણે તેના શરીરના અવયવો, એટલે તેના માંસના તથા
હાડકાંઓના છિયે. એ માટે માણસ પોતાનાં માબાપને મૂકશે ૩૧
ને પોતાની વહુની સાથે જોડાશે, ને તે બંને એક દેહ થશે. આ ૩૨
મોટો ભેદ છે; પણ હું ખ્રીસ્ત તથા મંડળી સંબંધી બોલુંછું.
પરંતુ તમે પણ એમ કરો કે, હરેક જેમ પોતા પર તેમ પોતાની ૩૩
વહુ પર પ્રેમ કરે; ને વહુ પોતાના વરની મર્યાદા રાખે.

છોકરાં, પ્રભુમાં તમારાં માબાપને માનો, કેમકે એ યથા- ૬
ન્યાય છે. તારા બાપ તથા માનું સન્માન કર (તે વચન- ૨
સહિત પહેલી આજ્ઞા છે), એ સારૂ કે તારૂં ભલું થાય, ને પૃથ્વી ૩
પર તારૂં આયુષ્ય લાંબું થાય. અને બાપો, તમારાં છોકરાંને ૪
ન ચિહીડવો, પણ પ્રભુની શિક્ષા તથા બોધમાં તેઓને ઉછેરો.
દાસો, બિહીકથી તથા ધાકથી ને હૃદયના ભોળાપણામાં, જેમ ૫
ખ્રીસ્તને તેમ, દેહ પ્રમાણે જે ધણીઓ તેઓને માનો; માણસોને ૬
પ્રસન્ન કરનારા જેવા, આંખ આગળની ચાકરી પ્રમાણે નહિ,
પણ ખ્રીસ્તના દાસોના જેવા, જીવથી દેવની ઈચ્છા પૂરી કરો, ૭
માણસોની ચાકરી નહિ, પણ જાણે કે પ્રભુની છે તેમ સંતોષથી
કરો; એવું જાણીને કે જે કંઈ સારૂં કોઈ કરે, તે દાસ હોય કે ૮
મોકળો હોય પ્રભુથી તેજ પામશે. અને ધણીઓ, તમે તેઓ ૯
વિષે એમજ કરો; ધમકી છોડો, ને જાણો કે તમારો પણ
ધણી આકાશમાં છે, ને તેની પાસે પક્ષપાત નથી.

છેહલું, મારા ભાઈઓ, પ્રભુમાં તથા તેના સામર્થ્યના બળમાં ૧૦
શક્તિવાન થાઓ. શેતાનની યુક્તિઓની સામે, તમે સ્થિર ૧૧
રહી શકો, માટે દેવનાં સર્વ હથિયારો સજો. કેમકે રક્ત તથા ૧૨
માંસની સામે આપણું મલ્લયુદ્ધ નથી, પણ અધિપતિઓની
સામે, અધિકારીઓની સામે, જગતમાંના આ અંધકારના
સત્તાધારીની સામે, આકાશીઓમાં ભુંડાઈના આત્મિક
[ લશ્કરો ]ની સામે છે. એ માટે દેવનાં સર્વ હથિયારો લો, ૧૩

કે તમે ભુંડે દહાડે અટકાવી શકો, ને સર્વે કરીને ઉભારહી
૧૪ શકો. એ માટે સત્યથી તમારી કમ્મર બાંધીને તથા ન્યાયી-
૧૫ પણાનું બખ્તર પહેરીને તથા શાંતિની સુવાર્ત્તાની તૈયારી
૧૬ પગોમાં પહેરીને, ઉભારહો. સર્વે ઉપરાંત વિશ્વાસની ઢાલ
૧૭ લો, જેથી ભુંડાના બળતા ભાલાઓ હોલવી શકશો. અને
તારણનો ટોપ તથા આત્માની તરવાર જે દેવની વાત છે, તે
૧૮ લો. આત્મામાં સર્વે પ્રાર્થના તથા વિનંતી હરવખત કરો, ને
તેજ માટે સઘળા પવિત્રો વિષે સર્વે હઠેઠથી તથા વિનંતીથી
૧૯ જાગતા રહો, ને મારે વાસ્તે પણ, કે જે સુવાર્ત્તાને સારૂ હું
સાંકળોમાં સંદેશીઓ છું, તેનો ભેદ જણાવવાને મને મારૂં
૨૦ મહો ઉઘાડીને બોલવાનું અપાય. અને કે તેમાં જેમ બોલવું
ઘટારે છે, તેમ હું હિમ્મતવાન થાઉં.

૨૧ વળી મારા વિષેની વાતો, ને હું શું કરૂંછું, તે તમને પણ
જણાય, માટે તુખીકસ જે પ્રિય ભાઈ તથા પ્રભુમાં વિશ્વાસુ
૨૨ સેવક તે તમને સર્વે જણાવશે. તેને મેં તમારી પાસે એજ
માટે મોકલ્યો, કે તમે અમારી અવસ્થા જાણો, ને તે તમારાં
હૃદયોને દિલાસો દે.

૨૩ દેવ બાપથી તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તથી, ભાઈઓને શાંતિ
૨૪ તથા વિશ્વાસસહિત પ્રીતિ થાઓ. જેઓ આપણા પ્રભુ
ઈશુ ખ્રીસ્ત પર નિષ્કપટ પ્રીત રાખેછે તેઓ સર્વેની સાથે
કૃપા થાઓ. આમેન.



# ફિલિપીઓને

## પાઉલ પ્રેરિતનું પત્ર.

---

ફિલિપી મધ્યે ઈશુ ખ્રીસ્તમાં સહુ પવિત્રો, અધ્યક્ષો તથા 1
સહાયકારીઓ સુદ્ધાં, એઓની પ્રત્યે ખ્રીસ્ત ઈશુના દાસો
પાઉલ તથા તીમોથી [ લખેછે]. દેવ આપણા બાપથી તથા 2
પ્રભુ ઈશુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાંતિ થાઓ.

મારી સર્વે પ્રાર્થનામાં નિત્ય આનંદથી તમ સર્વેને સારૂ 3
વિનંતી કરીને, પહેલા દહાડાથી આજ સુધી સુવાર્ત્તામાં 4
તમારા ભાગિયાપણાને લીધે, હું જ્યારે જ્યારે તમારૂં સ્મરણ 5
કરૂંછું ત્યારે ત્યારે મારા દેવનો ઉપકાર માનુંછું. મને ભરોસો છે 6
કે, જેણે તમારામાં સારા કામનો આરંભ કીધો તે, ઈશુ ખ્રીસ્તના
દહાડા સુધી, સંપૂર્ણ કરતો જશે. એમજ તમ સર્વે વિષે એ 7
માનવું મને યોગ્ય છે; કારણ કે તમ બદ્ધા કૃપામાં મારી સાથે
ભાગિયા છતાં, હું મારાં બંધનોમાં ને સુવાર્ત્તાના પ્રત્યુત્તર
આપવામાં તથા તેને સાબીત કરવામાં, તમને મારા હૃદયમાં
રાખુંછું. કેમકે દેવ મારો સાક્ષી છે, કે હું ઈશુ ખ્રીસ્તની કરૂણામાં 8
તમ સર્વેને કેટલા ચાહુંછું. અને હું એવી પ્રાર્થના કરૂંછું કે, 9
જ્ઞાનમાં તથા સર્વે સમજમાં તમારી પ્રીતિ વધારે ને વધારે
થતી જાય. એ સારૂ કે જે ઉત્તમ તે તમે પારખી લો, કે તમે 10
ખ્રીસ્તના દહાડા સુધી નિષ્કપટ તથા નિર્દોષ થાઓ; ને દેવની 11
સ્તુતિ તથા મહિમા થવા સારૂ ન્યાયીપણાનાં જે ફળ ઈશુ
ખ્રીસ્તથી છે તેઓથી ભરાએલાં થાઓ.

ભાઈઓ, તમે જાણો એવું હું ચાહુંછું કે, મારા વિષે જે જે 12
થયાં, તે સુવાર્ત્તાની વધારે વૃદ્ધિના કામમાં આવ્યાં, એવાં કે 13

આખા રાજ્યદરબારમાં તથા બધા બીજાઓમાં ખ્રીસ્તને લીધે
૧૪ જે મારાં બંધનો છે તે પ્રગટ થયાં; ને પ્રભુમાંના ઘણા ખરા
ભાઈઓએ મારાં બંધનોથી ભરોસો પામીને, ભય વિના
૧૫ પ્રભુની વાત બોલવાની વધતી હિમ્મત રાખી. કેટલાએક તો
અદેખાઈ તથા વિરોધથી, ને કેટલાએક સુબુદ્ધિથી ખ્રીસ્તની
૧૬ વાત પ્રગટ કરેછે. પહેલા તો મારાં બંધનો પર સંકટ આણવા
ચાહીને, શુદ્ધ મનથી નહિ પણ વિરોધથી ખ્રીસ્તની વાત પ્રગટ
૧૭ કરેછે; પણ બીજા, સુવાર્ત્તા વિષે પ્રત્યુત્તર આપવા સારૂ હું
૧૮ ઠરાવાયો છું, એવું જાણીને પ્રેમથી કરેછે. તો શું? હરેક રીતે,
ઢોંગથી કે ખરાપણાથી ખ્રીસ્તની વાત કરાયછે, એથી હું આનંદ
૧૯ પામુંછું, ને પામીશ. કેમકે હું જાણુંછું કે, તમારી વિનંતીથી તથા
ખ્રીસ્તના આત્માના સહાયથી, આ મારા તારણને સારૂ કામમાં
૨૦ આવશે. એ પ્રમાણે મારી અપેક્ષા તથા આશા છે કે, હું
કશામાં શરમાઈશ નહિ; પણ સર્વે હિમ્મતથી, જેમ સદા તેમ
હમણાં પણ, મારા શરીરમાં જીવનથી હોય કે મરણથી હોય
૨૧ ખ્રીસ્ત મોટો મનાશે. કેમકે મને જીવવું તે ખ્રીસ્ત, ને મરવું તે
૨૨ લાભ છે. પણ દેહમાં જીવવું એ જો મારા કામનું ફળ હોય, તો
૨૩ હું શું પસંદ કરૂં, તે હું જાણતો નથી; કેમકે આ બે વિષે હું
તંગીમાં છું; નિકળવું તથા ખ્રીસ્તની સાથે હોવું એવી મારી
૨૪ ઈચ્છા છે, કેમકે તે બહુ વત્તું સારૂં છે; પણ દેહમાં રહેવું
૨૫ તમારે લીધે વધારે અગત્યનું છે; ને એ ભરોસો રાખીને, હું
જાણુંછું કે હું રહેવાનો, ને તમારા વિશ્વાસની વૃદ્ધિ તથા
૨૬ આનંદને સારૂ હું તમ સર્વેની સાથે રહીશ; એ સારૂ કે ફરી
તમારી પાસે મારા આવવાથી, મારા વિષે તમારો જે આનંદ,
૨૭ તે ખ્રીસ્તમાં ઘણો થાય. કેવળ ખ્રીસ્તની સુવાર્ત્તાને યોગ્ય
આચરણ કરો, એ સારૂ કે હું આવીને તમને જોઉં અથવા
વેગળો રહું તો પણ તમારા વિષે સાંભળું કે, તમે એક
આત્મામાં સ્થિર રહીને એક જીવથી સુવાર્ત્તાના વિશ્વાસને
૨૮ સારૂ પ્રયત્ન કરોછો, ને અટકાવનારાથી કશામાં બિહીતા
નથી; એ તેઓને વિનાશની, પણ તમને તારણની નિશાણી

છે, ને તે દેવથી છે. કેમકે ખ્રીસ્તને વાસ્તે તમને આ ૨૯
કૃપા અપાએલી છે, કે તે પર વિશ્વાસ કરવો કેવળ એમ
નહિ, પણ તે વાસ્તે દુઃખ પણ સહેવું; જેવું યુદ્ધ તમે ૩૦
મારામાં જોયું છે, ને મારામાં છે એ હમણાં સાંભળોછો,
તેવુંજ તમને પણ છે.

એ માટે જો ખ્રીસ્તમાં કોઇ દિલાસો, જો પ્રેમનું કંઈ સમા- ૨
ધાન, જો આત્માની કંઈ સંગત, જો કંઈ દયા તથા કૃપા હોય,
તો મારો આનંદ સંપૂર્ણ કરો, એવો કે તમે એકજ મનના ૨
થાઓ, એકજ પ્રેમ રાખો, એક જીવના તથા એક મનના
થાઓ. ભાંડણ કે વ્યર્થ અભિમાનથી કંઈ ન કરો, પણ હરેકે ૩
નમ્રભાવથી પોતા કરતાં બીજાઓને ઉત્તમ ગણવા. તમે હરેક ૪
જે જે પોતાનાં તે પરજ નહિ, પણ જે જે બીજાઓનાં તે પર
પણ લક્ષ રાખો. ખ્રીસ્ત ઈશુનું જે મન હતું, તે તમે પણ ૫
રાખો; તેણે દેવના રૂપમાં છતાં, દેવને સમાન હોવું એ પકડી ૬
રાખવાનું ચાહ્યું નહિ; પણ તેણે દાસનું રૂપ લઈને એટલે ૭
માણસોની પ્રતિમામાં થઈને પોતાને ખાલી કરયો; ને ૮
માણસના સરખા આકારમાં પ્રગટ થયો ત્યારે, મરણ હા
વધસ્તંભના મરણ સુધી આધીન થઈને, પોતાને લીન કર્યો.
એને લીધે, દેવે તેને ઘણો ઉંચો કીધો, ને સર્વ નામો કરતાં ૯
તેને મોટુ નામ આપ્યું; એવું કે આકાશમાંનાં તથા ભૂમિ પરનાં ૧૦
તથા ભૂમિ તળેનાં સર્વ ઈશુને નામે ઘુંટણ ટેકવે; ને ૧૧
દેવ બાપના મહિમાને સારૂ, પ્રત્યેક જીભ કબૂલ કરે કે ઈશુ
ખ્રીસ્ત તે પ્રભુ છે.

તો મારા વહાલાઓ, જેમ તમે હમેશાં આધીન હતા, મારી ૧૨
હાજરીમાં કેવળ એમ નહિ, પણ હવે વિશેષે કરીને મારી
ગેરહાજરીમાં, ભય તથા ધ્રુજારીસહિત પોતાના તારણનું
સાધન કરો. કેમકે જે પોતાની પ્રસન્નતાને લીધે તમારામાં ૧૩
ઈચ્છવાની તથા કરવાની પ્રેરણા કરેછે, તે દેવ છે. કચકચ ૧૪
તથા વિવાદ વિના બધાં કરો, કે તમે નિર્દોષ તથા સાલસ, ૧૫

દેવના નિષ્કલંક છોકરા, વાંકી તથા અડીએલ પેઢીમાં જેમાં
તમે જીવનનું વચન પ્રગટ કરીને જ્યોતીઓ સરખા જગતમાં
૧૬ દેખાઓછો એવા તમે થાઓ; એ સારૂ કે હું અમથોજ
દોડયો નહિ તથા મેં અમથી મેહેનત કીધી નહિ, એવો
૧૭ ખ્રીસ્તના દિવસમાં મને આનંદ થાય. પણ જો હું તમારા
વિશ્વાસના અર્પણ તથા સેવા પર રેડાઉં, તો હું આનંદ કરૂંછું,
૧૮ ને તમ સર્વેની સાથે પણ હરખાઉંછું. એમજ તમે પણ આનંદ
કરીને મારી સાથે હરખાઓ.
૧૯ પણ હું પ્રભુ ઈશુમાં આશા રાખુંછું, કે હું તીમોથીને તમારી
પાસે વહેલો મોકલીશ, એ સારૂ કે તમારી ખબર જાણીને હું પણ
૨૦ છાતી રાખું; કેમકે જે તમારી ચિંતા ખરી રીતે રાખશે, એવો
૨૧ સમાનશીલ કોઈ બીજો મારી પાસે નથી. કેમકે ખ્રીસ્ત ઈશુની
૨૨ વાત નહિ, પણ પોતાનીજ વાત સઘળા શોધેછે. પણ તમે તેને
પરખીને જાણોછો, કે જેમ દીકરો બાપની સાથે તેમ તેણે
૨૩ સુવાર્તાને સારૂ મારી સાથે સેવા કીધી. એ માટે હું આશા
રાખુંછું કે, જ્યારે હું પોતા વિષેની વાત જાણું, ત્યારેજ હું તેને
૨૪ મોકલીશ; ને પ્રભુમાં ભરોસો રાખુંછું, કે હું પોતે પણ વહેલો
૨૫ આવીશ. તો પણ એપાફ્રોદીત મારો ભાઈ તથા સાથે કામ
કરનાર તથા સહયોદ્ધો, ને તમારો મોકલેલો તથા મારો ખપ
પુરો પાડનાર, તેને તમારી પાસે મોકલવાની મને અગત્ય
૨૬ જણાઈ; કારણ કે તે તમ સર્વેને બહુ ચાહાતો હતો તથા ઉદાસ
૨૭ હતો, કેમકે તમે સાંભળ્યું કે તે માંદો હતો; કેમકે તે મરવા
જેવો માંદો હતો ખરો, પણ દેવે તેના પર દયા કીધી, ને કેવળ
તેના પર નહિ, પણ મારા પર પણ, કે મને શોક પર શોક ન
૨૮ થાય. એ માટે મેં બહુ ઉતાવળે તેને મોકલ્યો, કે તમે તેને
૨૯ જોઈને ફરીથી હરખાઓ, ને મારો ખેદ પણ ઓછો થાય. એ
માટે તમે સર્વે આનંદસહિત પ્રભુમાં તેનો અંગીકાર કરો; ને
૩૦ એવાઓને માનયોગ્ય ગણો; કેમકે ખ્રીસ્તના કામને સારૂ
તે મરણની પાસે થયો, ને મારે અર્થે તમારી સેવામાં જે ઓછું
તે સંપૂર્ણ કરવાને, પોતાનો જીવ જોખમમાં નાખ્યો.

છેલ્લું, મારા ભાઈઓ, પ્રભુમાં હરખાઓ. એજ વાતો ૩
તમને લખવી તેથી હું કાયર થતો નથી; પણ તે તમારા
સંરક્ષણને વાસ્તે છે. કુતરાઓથી સંભાળો, ભુંડાઈ કરનારા- ૨
ઓથી સંભાળો, વ્યંગ્યે સુનતથી સંભાળો. કેમકે આપણે ૩
આત્માએ દેવની સેવા કરનારા તથા ખ્રીસ્ત ઈશુમાં અભિમાન
કરનારા તથા દેહ પર ભરોસો ન રાખનારા, સુનતી છિયે. તો ૪
પણ દેહ પર ભરોસો રાખવાનું મારી પાસે પણ છે; જો
બીજો કોઈ વિચારે કે તેને દેહ પર ભરોસો રાખવાનું હોય,
તો મને વધતું; આઠમે દહાડે સુનત પામેલો, ઈસ્રાએલના ૫
સંતાનનો, બન્યામીનના કુળનો, હેબ્રીઓનો હેબ્રી, નિયમ
સંબંધી ફરોશી, આસ્થા સંબંધી મંડળીને સતાવનાર, ૬
નિયમના ન્યાયીપણા સંબંધી નિર્દોષ. પણ જે મને લાભના ૭
જેવાં હતાં, તે મેં ખ્રીસ્તને લીધે તોટા જેવાં ગણ્યાં. અને વળી ૮
ખ્રીસ્ત ઈશુ મારા પ્રભુના જ્ઞાનની ઉત્તમતાને લીધે, હું બધાંને
તોટો ગણુંછું; એને લીધે મેં સઘળાંનો તોટો સહ્યો, ને તેઓને
કચરૂંજ ગણુંછું, કે ખ્રીસ્તને મેળવું, ને તેનામાં મળી રહું, ને ૯
નિયમથી મારૂં જે ન્યાયીપણું તે નહિ, પણ ખ્રીસ્તના વિશ્વાસને
આસરે દેવથી જે ન્યાયીપણું વિશ્વાસને કારણે છે, તે મારૂં
થાય; એ માટે કે હું તેને તથા તેના ઉત્થાનના પરાક્રમને તથા ૧૦
તેના દુઃખોના ભાગિયાપણાને જાણું; એટલે તેના મરણને ૧૧
સમાનરૂપ થઉં કે, હું કોઈ પણ રીતે મુએલાંઓના ઉત્થાનને
પહોંચું. હજી સુધી હું મેળવી ચુકયો કે હજી સુધી સંપૂર્ણ ૧૨
થયો, એમ નહિ; પણ હું પછવાડે લાગુંછું, કે જેને સારૂ હું
ખ્રીસ્ત ઈશુથી પકડી લેવાયો; તેને હું પકડી લઉં. ભાઈઓ, ૧૩
મેં પકડી લીધું છે એમ હું ગણતો નથી, પણ એક કામ હું કરૂંછું,
જે પછવાડી તેને વિસરીને, ને જે અગાડી તેની ભણી ધાઈને,
ખ્રીસ્ત ઈશુમાં દેવથી ઉપરના તેડાના ઇનામને વાસ્તે, ૧૪
નિશાનની ભણી આગળ વધુંછું. માટે આપણામાંના જેટલા ૧૫
પૂર્ણ, તેટલાએ એજ ભાવ રાખવો; ને જો કોઈ વાત વિષે

તમે બીજો ભાવ રાખો, તો દેવ એ પણ તમને પ્રગટ કરશે.
૧૬ તો પણ આપણને પ્રાપ્ત થયો તેજ નિયમથી ચાલવું, તેજ
ભાવ રાખવો.
૧૭ ભાઈઓ, મને અનુસરો, ને અમે જે નમુનો તમને આપિયે-
૧૮ છિયે તે પ્રમાણે જે ચાલનારા તેઓને ધારી જુઓ. કેમકે ઘણા
એવા ચાલનારા છે, કે જેઓ વિષે મેં તમને ઘણી વાર કહ્યું,
ને હમણાં રડતો પણ કહુંછું કે, તેઓ ખ્રીસ્તના વધસ્તંભના
૧૯ શત્રુઓ છે; વિનાશ તેઓનો અંત, પેટ તેઓનો દેવ, લાજમાં
૨૦ તેઓનું અભિમાન છે, તેઓ સંસારી ચિત્ત રાખેછે. પણ આપણું
પ્રજાપણું આકાશમાં છે, ત્યાંથી પણ આપણે તારનાર એટલે
૨૧ પ્રભુ ઈશુ ખ્રીસ્તની રાહ જોઈયેછિયે. તે, જે સામર્થ્યથી સઘળાં
પોતાને આધીન કરી શકેછે, તે પ્રમાણે આપણી દીનાવસ્થામાંના
શરીરને બદલશે, કે તે પોતાના મહિમાના શરીર સરખું થાય.

૪ **એ** માટે, મારા પ્રિય તથા બહુ વહાલાં ભાઈઓ, મારા
આનંદ તથા મુગટ, પ્રિયો, પ્રભુમાં તેમજ સ્થિર રહો.
૨ યુઓદિયાને વિનંતી કરૂંછું તથા સુનતુખેને વિનંતી કરૂંછું કે,
૩ તેઓ પ્રભુમાં એક ચિત્તની થાય. અને ખરા સોબતી, હું
તમારી પાસે એવું માગુંછું કે તું એઓની સહાયતા કરે, કારણ કે
એણીઓએ મારી સાથે તથા કલેમેંટની સાથે તથા બીજા મારા
સહાયકારીઓ જેઓનાં નામ જીવનના પુસ્તકમાં છે તેઓની
સાથે સુવાર્ત્તામાં મહેનત કીધી.
૪ પ્રભુમાં સદા આનંદ કરો; હું ફરી કહુંછું કે, આનંદ કરો.
૫ તમારી સહનશીળતા સર્વે માણસોને જણાય; પ્રભુ પાસે છે.
૬ કશાની ચિંતા ન કરો; પણ સર્વે વિષે પ્રાર્થના તથા વિનંતીઓ
૭ ઉપકારસ્તુતિ સાથે, તમારી અરજીઓ દેવને જણાવો. અને
દેવની શાંતિ જે સર્વે સમજણ કરતાં અધિક, તે ખ્રીસ્ત ઈશુમાં
તમારાં હૃદયોને તથા મનોને સંભાળશે.
૮ છેહલું, ભાઈઓ, જે કાંઈ ખરાં, જે કાંઈ શોભાવંત, જે કાંઈ
યથાન્યાય, જે કાંઈ શુદ્ધ, જે કાંઈ પ્રીતિલાયક, જે કાંઈ સુકીર્ત્તિ-

માન છે, જો કોઈ સદ્‌ગુણ ને જો કોઈ વખાણ, તો તેઓનો
વિચાર કરો. જે તમે શીખ્યા તથા પામ્યા તથા સાંભળ્યાં તથા ૯
મારામાં જોયાં તે કરો; ને શાંતિનો દેવ તમારી સાથે થશે.

મેં પ્રભુમાં ઘણો આનંદ કીધો, કે મારાં વિષે ચિંતા કરવામાં ૧૦
તમે હમણાં પ્રફુલ્લિત થયા; તેમાં તો તમે ચિંતા કરતા હતા,
પણ તમને પ્રસંગ ન મળ્યો. હું અછતને લીધે બોલુંછું એમ ૧૧
નહિ, કેમકે જે અવસ્થામાં હું છું, તેમાં સંતોષી રહેવાને
શીખેલો છું. ગરીબ થવું હું જાણુંછું તથા પુશ્કળ પામવું પણ હું ૧૨
જાણુંછું; હરપ્રકારે તથા સર્વેમાં તૃપ્ત તથા ભુખ્યો થવાને, પુશ્કળ
પામવાને ને તંગીમાં રહેવાને હું શીખેલો છું. ખ્રીસ્ત જે મને ૧૩
પરાક્રમ આપેછે તેથી હું બધાં કરી શકુંછું. તો પણ તમે મારા ૧૪
સંકટમાં મારી મદદ કીધી તે સારૂં કીધું. અને, ઓ ફિલિપીઓ, ૧૫
તમે જાણોછો કે, સુવાર્ત્તાના આરંભમાં, જ્યારે હું માકેદો-
ન્યામાંથી નિકળ્યો, ત્યારે દેવા લેવાની વાતમાં એકલા તમારા
વિના બીજી કોઈ મંડળી મારી ભાગિદાર ન હતી. કેમકે ૧૬
થેસાલોનીકેમાં પણ તમે એકવાર ને બીજીવાર પણ મારા
ખપને સારૂ મોકલ્યું. હું કાંઈ દાન શોધુંછું, એમ નહિ, પણ ૧૭
જે ફળ તમારાં લેખામાં ઘણું થાય એવું શોધુંછું. મારી પાસે ૧૮
સઘળાં ને પુષ્કળ પણ છે; તમારાં દાન એપાફ્રોદીતથી પામીને
હું ભરપૂર છું; તે તો સુગંધનો વાસ, પસંદ અર્પણ, ને
દેવને ગમતું છે. અને મારો દેવ પોતાની સંપત પ્રમાણે મહિ- ૧૯
મામાં તમારી સર્વે ગરજ ખ્રીસ્ત ઈશુમાં પુરી પાડશે. આપણા ૨૦
દેવ તથા બાપને સર્વકાળ સુધી મહિમા થાઓ. આમેન.

ખ્રીસ્ત ઈશુમાં સર્વે પવિત્રોને ક્ષેમ કુશળ કહો. મારી સાથે ૨૧
જે ભાઈઓ તેઓ તમને ક્ષેમ કુશળ કહેછે. સર્વે પવિત્રો, ૨૨
વિશેષે જે કાયસારનાં ઘરમાંનાં, તેઓ તમને ક્ષેમ કુશળ કહેછે.

આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા તમારા આત્માની સાથે ૨૩
થાઓ. આમેન.

# કલોસીઓને
## પાઉલ પ્રેરિતનું પત્ર.

---

૧ કલોસે મધ્યે ખ્રીસ્તમાં પવિત્ર તથા વિશ્વાસી ભાઈઓને,
પાઉલ, દેવની ઈચ્છાથી ઈશુ ખ્રીસ્તનો પ્રેરિત, ને ભાઈ
૨ તીમોથી [ લખેછે ]. દેવ આપણા બાપથી તથા પ્રભુ ઈશુ
ખ્રીસ્તથી કૃપા તથા શાંતિ તમને થાઓ.

૩ અમે, ખ્રીસ્ત ઈશુમાં તમારા વિશ્વાસ વિષે, ને તમારે
સારૂ આકાશમાં રાખેલી આશાને લીધે સર્વ પવિત્રો પર
૪ તમારો જે પ્રેમ છે તે વિષે સાંભળ્યું, ત્યારથી તમારે સારૂ
હમેશાં પ્રાર્થના કરીને આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના દેવ તથા
૫ બાપની ઉપકારસ્તુતિ કરિયેછિયે; તે આશા વિષે તમે
૬ સુવાર્त्ताના ખરાપણાની વાતમાં અગાઉ સાંભળ્યું; તે તમારી
પાસે આવી છે, જેમ આખા જગતમાં પણ છે ને ફળ આપેછે
ને વધેછે; જે દહાડથી તમે ખરાપણામાં દેવની કૃપા સાંભળી
૭ તથા જાણી તે દહાડાથી તમારામાં પણ એમજ છે. એમજ
અપાફ્રા અમારા સાથીદાસ પાસેથી તમે શીખ્યા, તે તમારે
૮ સારૂ ખ્રીસ્તનો વિશ્વાસુ સેવક છે; આત્મામાં તમારો પ્રેમ
તેણે પણ અમને જણાવ્યો.

૯ એ માટે અમે તે સાંભળ્યું તે દહાડાથી તમારે સારૂ પ્રાર્થના
તથા અરજ કરવાને ચુકતા નથી, કે તમે સર્વ બુદ્ધિ તથા
આત્મિક સમજણમાં દેવની ઇચ્છાના જ્ઞાનથી ભરપૂર થાઓ,
૧૦ એવા કે તમે સર્વ રીતે પ્રસન્નતાને સારૂ પ્રભુને યોગ્ય ચાલો,
ને સર્વ સારાં કામમાં ફળ લાવો, ને દેવની ઓળખાણમાં વધતા
૧૧ જાઓ, ને આનંદસહિત સર્વ ધીરજ તથા સહનતાને સારૂ,

તેના મહિમાના પરાક્રમ પ્રમાણે સર્વ શક્તિવાન થાઓ; ને જે ૧૨
બાપે આપણને અજવાળામાંના પવિત્રોના વારસાના ભાગને
સારૂ યોગ્ય કીધા છે, તેની ઉપકારસ્તુતિ કરો. તેણે અંધકારના ૧૩
અધિકારમાંથી આપણને છોડાવ્યા તથા પોતાના પ્રિય પુત્રના
રાજ્યમાં પાર પાડયા. તેનામાં આપણને ઉદ્ધાર એટલે ૧૪
પાપોની માફી છે. તે અદૃશ્ય દેવની પ્રતિમા, સર્વ સૃષ્ટિનો ૧૫
પ્રથમજ છે; કેમકે તેનાથી બધાં ઉત્પન્ન થયાં, જે આકાશમાં ૧૬
તથા જે પૃથ્વી પર, જે દૃશ્ય તથા જે અદૃશ્ય, રાજ્યાસનો કે
ધણીપણાં કે અધિપતિઓ કે અધિકારો, સર્વ તેનાથી તથા
તેને સારૂ ઉત્પન્ન થયાં; ને તે સર્વ કરતાં પ્રથમ છે; ને તેનાથી ૧૭
સર્વ જારી રહેછે. અને તે શરીરનું એટલે મંડળીનું શીર છે; ૧૮
તે આરંભ એટલે મુએલાંઓમાંથી પ્રથમજ છે, કે સઘળાંમાં તે
ઉત્તમ થાય. કેમકે [બાપને] પસંદ લાગ્યું, કે તેમાં સર્વ ૧૯
સંપૂર્ણતા રહે; ને તેનાથી, તેના વધસ્તંભના લોહીથી, શાંતિ ૨૦
કરાવીને, જે સઘળાં પૃથ્વી પર છે કે આકાશમાં છે, તે
સઘળાંનો મેળાપ પોતાની સાથે તેનાથી કરાવે. અને તમને ૨૧
પણ જેઓ પહેલાં વેગળા, ને ભુંડાં કામોથી તમારા મનમાં
વેરી હતા, તેણે હમણાં પોતાના માંસના શરીરમાં મરણવડે
મેળાપ કરાવ્યો છે, એ સારૂ કે તમને પવિત્ર તથા નિર્દોષ તથા ૨૨
નિષ્કલંક પોતાની આગળ મૂકે; જો તમે વિશ્વાસમાં બાંધેલા ૨૩
તથા દૃઢ રહો; ને જે સુવાર્તા તમે સાંભળી છે, જે આકાશ
તળેના સર્વ પ્રાણીને પ્રગટ થઈ છે, જેનો સેવક હું પાઉલ થયો
છું, તેની આશાથી જો તમે ન ખસેડાઓ તો.

તમારે સારૂ જે મારાં દુઃખો તેમાં હું હમણાં હરખાઉંછું; ૨૪
ને ખ્રીસ્તના સંકટોનું ઓછાપણું, તેનું શરીર જે મંડળી છે
તેને સારૂ, હું મારા દેહમાં પૂરૂં કરૂંછું; દેવની વાત સંપૂર્ણ ૨૫
કરવાને, દેવનો જે કારભાર મને તમારે સારૂ આપેલો તે પ્રમાણે
હું મંડળીનો સેવક થયો છું; તે [વાત એટલે] મર્મ યુગોથી ૨૬
તથા પેઢીઓથી ગુપ્ત રાખેલો હતો, પણ હમણાં તે તેના
પવિત્રોને પ્રગટ થયો છે. તેઓને દેવે એ જણાવવા ચાહ્યું કે, ૨૭

વિદેશીઓમાં તે મર્મના મહિમાની સંપત શી છે, તે એ કે,
૨૮ તમારામાં ખ્રીસ્ત મહિમાની આશા. તેની વાત અમે પ્રગટ
કરિયેછિયે, ને પ્રત્યેક માણસને બોધ કરિયેછિયે તથા સર્વ
જ્ઞાનથી પ્રત્યેક માણસને શિખાવિયેછિયે, એ સારૂ કે પ્રત્યેક
૨૯ માણસને સંપૂર્ણ, ખ્રીસ્તમાં હાજર કરિયે. એને સારૂ હું
પણ, તેની પ્રેરણા જે બળથી મારામાં પ્રેરણા કરેછે, તે પ્રમાણે
કષ્ટ કરીને મેહેનત કરૂંછું.

૨ હું ચાહુંછું કે તમે એ જાણો, કે તમારા વિષે તથા જેઓ
લાઓદીકિયામાં છે તેઓ વિષે તથા જેટલાએ દેહમાં મારૂં
૨ મહો જોયું નથી તેઓ વિષે મને કેટલી ચિંતા છે કે, તેઓનાં
હ્રદયો સમાધાન પામે, ને દેવનો મર્મ એટલે ખ્રીસ્તને
જાણવાને જ્ઞાનની સંપૂર્ણતાની સંપત પ્રાપ્ત કરવા સારૂ,
૩ પ્રીતિથી જોડાયલાં થાય. તેનામાં જ્ઞાન તથા બુદ્ધિનો સર્વ સંગ્રહ
૪ ગુપ્ત રહેલો છે. અને કોઈ માણસ મનોહર વાતોથી તમને ન
૫ ભુલાવે માટે હું એ કહુંછું. કેમકે દેહમાં હું વેગળો છું, તો પણ
આત્મામાં તમારી પાસે છું; ને તમારી સારી રીત તથા ખ્રીસ્ત
પરના તમારા વિશ્વાસની સ્થિરતા જોઈને આનંદ કરૂંછું.
૬ એ માટે જેમ તમે ખ્રીસ્ત ઈસુ પ્રભુને માની લીધો છે,
૭ તેમ, તેમાં જડ ઘાલેલા તથા બાંધેલા તથા જેમ શીખામણ
પામ્યા તેમ વિશ્વાસમાં સ્થિર રહીને ને ઉપકારસ્તુતિ સાથે
તેમાં વધતા જઈને, તેનામાં ચાલો.

૮ સાવધાન રહો, રખે જ્ઞાન તથા ખાલી કપટ જે ખ્રીસ્ત
પ્રમાણે નહિ, પણ માણસોના સંપ્રદાય પ્રમાણે ને જગતનાં
૯ તત્વો પ્રમાણે છે, તેથી કોઈ તમારો ફસાવનાર થાય. કેમકે
૧૦ ખ્રીસ્તમાં દેવપણાની સર્વ સંપૂર્ણતા શરીરરૂપે વસેછે. અને
તમે તેમાં સંપૂર્ણ થયા છો; તે સર્વ ધણીપણાનું તથા અધિ-
૧૧ કારનું શીર છે; ને જે સુનત હાથે કરેલી નથી તેથી તમે તેમાં
સુનતી થયા, એટલે ખ્રીસ્તની સુનતને આસરે દેહના પાપી
૧૨ અંગને ઉતારવાથી. તેની સાથે તમે બાપ્તિસ્મામાં દટાયા, ને

તેમાં પણ દેવ, જેણે મુએલાંમાંથી તેને ઉઠાડયો, તેના
સામર્થ્યના વિશ્વાસથી તમે તેની સાથે ઉઠડાયા. અને તમે ૧૩
તમારા અપરાધોમાં તથા તમારા દેહની બેસુનતમાં મુએલા
છતાં, તેણે તમારા સર્વ અપરાધો માફ કરીને, તમને તેની
સાથે જીવાડયા; ને આપણા પર જે વિધિમાંનો હસ્તલેખ ૧૪
આપણને વિરૂદ્ધ હતો, તેને ભુંસીને તથા વધસ્તંભે તેને
ખીલા મારીને વચમાંથી કહાડીનાખ્યો. અને ધણીપણા તથા ૧૫
અધિકારો પાડીને, વધસ્તંભે તેઓ પર જય પામીને તેઓને
પ્રગટ દેખાડયા.

એ માટે ખાવા કે પીવા કે પર્વ કે ચાંદરાત કે વિશ્રામ- ૧૬
વારો વિષે, કોઈ તમારો ન્યાય ન કરે. તેઓ તો થનાર ૧૭
વાતનો ઓળો, પણ શરીર ખ્રીસ્તનું છે. નમણતાઈ તથા દૂતોની ૧૮
સેવા પર ભાવ રાખીને, કોઈ તમને ન ફસાવે, તેણે જે જોયાં
નથી તેમાં તે પેસેછે, ને પોતાના દૈહિક મનથી અમથો ફુલેછે, ને ૧૯
શીરને નથી રાખતો, કે જેથી આખું શરીર, સાંધાઓ તથા રગોને
આસરે, પોષણ પામીને તથા જડાઈને દેવની વૃદ્ધિથી વધેછે.

એ માટે જો તમે ખ્રીસ્તની સાથે જગતનાં તત્વોથી મુઆ છો, ૨૦
તો જગતમાં જીવનારાની પઠે વિધિ કેમ માનોછો? [જેવા ૨૧
કે] અડકવું નહિ, ચાખવું નહિ, હાથમાં લેવું નહિ (એ સઘળાં ૨૨
વાપરવાથી નાશને સારૂ છે) જેઓ માણસોની આજ્ઞા તથા
શીખામણ પ્રમાણે છે. એઓને, સ્વેચ્છિત સેવા તથા નમણતાઈ ૨૩
તથા શરીરના સ્વદમન વિષે જ્ઞાનનો દેખાવ તો છેજ, પણ
દેહના વિષયો વિરૂદ્ધ તેઓ કોઈ ઉપયોગનાં નથી.

**એ** માટે જો તમે ખ્રીસ્તની સાથે ઉઠડાએલા, જ્યાં ખ્રીસ્ત ૩
દેવને જમણે હાથે બેઠેલો ત્યાંની એટલે ઉપરની વાતો શોધો.
ઉપરની વાતો પર ચિત્ત લગાડો, પૃથ્વી પરની વાતો પર ૨
નહિ; કેમકે તમે મુઆ છો, ને તમારૂં જીવન ખ્રીસ્તની સાથે ૩
દેવમાં ગુપ્ત રાખેલું છે. જ્યારે ખ્રીસ્ત આપણું જીવન પ્રગટ ૪
થશે, ત્યારે તમે પણ તેની સાથે મહિમામાં પ્રગટ થશો.

૫ એ માટે પૃથ્વી પરના તમારા અવયવો, એટલે વ્યભિચાર,
અશુદ્ધપણું, કામાતુરપણું, ભુંડી ઈચ્છા તથા દ્રવ્યલોભ જે
૬ મૂર્તિભક્તિ છે, તેઓને મારીનાખો. એ કામોને લીધે આજ્ઞા-
૭ ભંજનના દીકરા પર દેવનો કોપ આવેછે. અને જ્યારે તમે
અગાઉ તેઓમાં જીવતા હતા, ત્યારે તેઓમાં તમે પણ ચાલ્યા.
૮ પણ હમણાં રીશ, ક્રોધ, બુડાઈ, દુર્ભાષણ, તમારા મુખમાંથી
૯ લજામણી વાત, એ સઘળાં દૂર કરો. એક બીજાની સાથે
જુઠું ન બોલો, કેમકે તમે જુના માણસપણાને તેની કરણીઓ
૧૦ સુદ્ધાં ઉતારયું છે; ને જે નવું માણસપણું તેના ઉત્પન્ન
કરનારની પ્રતિમા પ્રમાણે જ્ઞાનમાં નવું કરાયછે, તે તમે
૧૧ પહેરયું છે. હિયાં નથી હેલેની કે યહુદી, નથી સુનત કે બેસુનત,
નથી મ્લેચ્છ, નથી સ્કુથી, નથી દાસ કે સ્વતંત્ર; પણ ખ્રીસ્ત
સર્વે તથા સર્વમાં છે.
૧૨ એ માટે, પવિત્ર તથા વહાલાઓ, દેવના પસંદ કરેલાના
જેવા, દયાળુ મન, ઉપકારીપણું, નમણતાઈ, કોમળતા, સહનતા
૧૩ પહેરો. એક બીજાનું સહન કરો, ને જો કોઈને કોઈ સાથે
કજીયો હોય તો માફ કરો, જેમ ખ્રીસ્તે તમને માફ કીધું તેમ
૧૪ તમે પણ કરો. પણ એ સઘળાં ઉપરાંત પ્રીતિ જે સંપૂર્ણતાનું
૧૫ બંધન છે તે પહેરો. અને ખ્રીસ્તની જે શાંતિને સારૂ તમે એક
શરીરમાં તેડાએલા છો, તે તમારાં હૃદયોમાં ધણીપણું કરે; ને
૧૬ ઉપકારસ્તુતિ કરો. ખ્રીસ્તની વાત સર્વે જ્ઞાનમાં પુષ્કળતાથી
તમારામાં રહે, એક બીજાને શીખાવો તથા બોધ કરો, ગીતો,
સ્તોત્રો તથા આત્મિક પ્રબંધથી કૃપાએ તમારાં મનમાં પ્રભુની
૧૭ આગળ ગાઓ. અને વાતમાં કે કામમાં જે સર્વે તમે કરોછો,
તે સર્વે પ્રભુ ઈશુને નામે કરો, ને તેને આસરે દેવ એટલે
બાપની ઉપકારસ્તુતિ કરો.
૧૮ વહુઓ, તમે જેમ પ્રભુમાં ઘટમાન છે તેમ પોતાના વરોને
૧૯ આધીન થાઓ. વરો તમે પોતાની વહુઓ પર પ્રેમ કરો, ને
૨૦ તેઓની સાથે કડવા ન થાઓ. બાળકો, તમે સર્વે વાત વિષે
૨૧ તમારાં માબાપને માનો, કેમકે તે પ્રભુને ગમેછે. બાપો, તમે

તમારાં બાળકોને ન ચિહીડવો, રખે તેઓ નિરાશ થાય.
દાસો, તમે ખુશામતિયાની પઠે આંખ આગળની સેવાથી ૨૨
નહિ, પણ મનના ખરાપણાથી ને પ્રભુથી બિહીને, જે દેહ
સંબંધી તમારા ધણી તેઓને સર્વ વાત વિષે માનો. અને જે ૨૩
કંઈ તમે કરો, તે સઘળું જીવથી કરો, જાણે કે માણસોને સારૂ
નહિ પણ પ્રભુને સારૂ. કેમકે પ્રભુ પાસેથી વારસાનો બદલો ૨૪
પામશો એવું તમે જાણોછો; કારણ કે તમે પ્રભુ ખ્રીસ્તની
સેવા કરોછો. પણ જે ભુંડું કરેછે તેણે જે ભુંડું કરયું તેનું ફળ ૨૫
તે પામશે, ને પક્ષાપાત નથી.

ધણીઓ, જે વાજબી તથા બરાબર તે તમારા દાસોને ૪
આપો, એવું જાણીને કે આકાશમાં તમારો પણ ધણી છે.
પ્રાર્થનામાં ટકો, ને તેમાં ઉપકારસ્તુતિ સાથે જાગતા ૨
રહો. અને અમારે સારૂ પણ પ્રાર્થના કરો કે, ખ્રીસ્તના જે ૩
મર્મને સારૂ હું બંધાએલો છું, તે કહેવાને દેવ અમારે સારૂ
સુવાર્ત્તાનો દરવાજો ઉઘાડે, કે જેમ મારે બોલવું જોઈએ, તેમ ૪
હું તે પ્રગટ કરૂં. જેઓ બહાર છે, તેઓની સાથે ડહાપણમાં ૫
ચાલો; સમય ખંડી લો. તમારી વાત મીઠાથી સલુણી કરેલી ૬
હમેશાં કૃપાસહિત થાય, કે પ્રત્યેકને કેવું ઉત્તર આપવું એ
તમે જાણો.

તુખીકસ, જે પ્રભુમાં વહાલો ભાઈ તથા વિશ્વાસુ સેવક તથા ૭
સાથીદાસ, તે મારા વિષેની સઘળી વાત તમને જણાવશે; તેને ૮
મેં તમારી પાસે એજ સારૂ મોકલ્યો કે, તે તમારા વિષેની વાત
જાણે, ને તમારાં હૃદયને દિલાસો આપે; તેની સાથે ૯
અનેસીમસ, વિશ્વાસુ તથા વહાલો ભાઈ, જે તમારામાંનો છે,
તેને પણ મોકલ્યો; તેઓ હિયાંની સર્વ વાત તમને જણાવશે.

મારો સાથી બંદીવાન આરીસ્તાર્ખસ તથા બાર્નાબાનો ૧૦
પિત્રાઈ ભાઈ માર્ક (જે વિષે તમને આજ્ઞા મળી, જો તે
તમારી પાસે આવે તો તેને અંગીકાર કરો), ને ઈશુ જે યુસ્તસ ૧૧
કહેવાયછે, તેઓ સુનતીઓમાંના છે, તેઓ તમને ક્ષેમ કુશળ

કહેછે. એકલા તેઓ દેવના રાજ્યને સારૂ મારી સાથે કામ
૧૨ કરનારા છે; તેઓ મને દિલાસો દેનારા થયા છે. એપાફ્રા
તમારામાંનો એક, ખ્રીસ્તનો દાસ, તમને ક્ષેમ કુશળ કહેછે, તે
હમેશાં તમારે સારૂ પ્રાર્થનામાં પ્રયત્ન કરેછે, કે દેવની સર્વ
૧૩ ઈચ્છામાં તમે સંપૂર્ણ તથા ખાત્રીથી ભરપૂર રહો. કેમકે તે
વિષે હું શાહેદી આપુંછું કે, તમારે સારૂ તથા જેઓ લાઓ-
દીકીઆમાં તથા હીયરાપોલીમાં તેઓને સારૂ તે બહુ કામ
૧૪ કરેછે. વહાલો વૈદ લુક તથા દેમા તમને ક્ષેમ કુશળ કહેછે.
૧૫ લાઓદીકીઆમાંના ભાઈઓને તથા નુમફાને તથા તેમના
૧૬ ઘરમાંની મંડળીને ક્ષેમ કુશળ કહો. અને આ પત્ર તમારી
પાસે વંચાયા પછી, લાઓદીકીઆની મંડળીમાં પણ વંચાવજો,
૧૭ ને લાઓદીકીઆથી જે પત્ર તે તમે વાંચજો. અને આરખી-
પાને કહો કે, પ્રભુથી જે સેવા તને મળી છે, તે પૂરી કરવાને
તારે સાવધાન રહેવું.
૧૮ હું પાઉલનું આ મારા હાથથી ક્ષેમ કુશળ. મારાં બંધનને
સંભારો. તમારા પર કૃપા થાઓ. આમેન.

---

# થેસ્સાલોનીકીઓને
## પાઉલ પ્રેરિતનું પહેલું પત્ર.

---

૧ દેવ બાપમાં તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તમાં થેસ્સાલોનીકીઓની
મંડળીને પાઉલ તથા સીલવાનસ તથા તીમોથી [લખેછે].
દેવ આપણા બાપથી તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તથી, તમને કૃપા
તથા શાંતિ થાઓ.
૨ અમારી પ્રાર્થનાઓમાં તમારૂં સ્મરણ કરીને, અમે સદા તમ
૩ સર્વ વિષે દેવની ઉપકારસ્તુતિ કરિયેછિયે; કેમકે આપણા
દેવ તથા બાપની આગળ તમારા વિશ્વાસનું કામ તથા પ્રેમની

મહેનત તથા આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્ત પરની આશાની
સહનતા, અમે નિરંતર સંભારિયેછિયે; ઓ ભાઈઓ, દેવથી ૪
પ્રેમ પામેલા, તમે પસંદ કરાએલા એ અમે જાણિયેછિયે; કેમકે ૫
અમારી સુવાર્ત્તા કેવળ વાતથી નહિ, પણ પરાક્રમથી તથા
પવિત્ર આત્માથી તથા ઘણી ખાતરીથી પણ તમારી પાસે
આવી; એમજ અમે તમારે લીધે તમારામાં કેવા થયા એ
તમે જાણોછો. અને તમે ઘણી વિપત્તિમાં પવિત્ર આત્માના ૬
આનંદસહિત વાત સ્વિકારીને અમને તથા પ્રભુને અનુ-
સરનારા થયા. એવા કે તમે માકેદોન્યા તથા અખાયામાંના ૭
સર્વે વિશ્વાસીઓને નમુનારૂપ થયા. કેમકે માકેદોન્યા તથા ૮
અખાયામાં તમારાથી પ્રભુની વાત ફેલાઈ કેવળ એમ નહિ, પણ
સર્વે જગ્યાઓમાં દેવ પરનો તમારો વિશ્વાસ પ્રગટ થયો, એ
માટે અમારે કંઈ કહેવાની અગત્ય નથી. કેમકે તેઓ પોતે ૯
અમારા વિષે પ્રગટ કરેછે કે તમારામાં અમારો પ્રવેશ કયી
રીતે થયો, ને શી રીતે તમે મૂર્ત્તિઓ તરફથી દેવની ભણી
ફરયા, એ માટે કે તમે જીવતા તથા ખરા દેવની સેવા કરો ૧૦
ને તેનો પુત્ર, એટલે આવનાર કોપથી આપણો બચાવનાર
ઈશુ, જેને તેણે મુએલાંમાંથી ઉઠાડયો, તેની આકાશથી
આવવાની વાટ તમે જુઓ.

કેમકે, ઓ ભાઈઓ, તમારામાં અમારા પ્રવેશ વિષે તમે ૨
જાણોછો કે, તે અમથો નથી થયો; પણ જેમ તમે જાણોછો ૨
તેમ અમે પહેલાં ફિલિપીમાં દુઃખ તથા અપમાન સહ્યાં, તો
પણ ઘણા કષ્ટથી તમારી પાસે દેવની સુવાર્ત્તા કહેવાને
આપણા દેવમાં હિમ્મતવાન થયા. કેમકે અમારો બોધ ૩
છળથી કે અશુદ્ધપણાથી કે કપટમાં નહોતો; પણ જેમ દેવે ૪
સુવાર્ત્તાનો કારભાર ચલાવવાને અમને પસંદ કીધા, તેમ અમે
માણસોને પ્રસન્ન કરનારા જેવા નહિ, પણ અમારાં હૃદયોના
પારખનાર દેવને પ્રસન્ન કરવાને બોલિયેછિયે. કેમકે તમે ૫
જાણોછો કે, અમે કદી ખુશામતની વાતમાં નહોતા, અથવા

૬ દ્રવ્યલોભના ઢોંગમાં નહોતા; દેવ સાક્ષી છે. અને અમે
ખ્રીસ્તના પ્રેરિત છતાં ભાર મૂકવાને અધિકારી હતા, તો પણ
માણસોથી, તમારાથી કે બીજાથી, અમે મહિમા શોધતા
૭ નહોતા; પણ જેમ ધાવ મા પોતાનાં બાળકોને પાળેછે, તેમ
૮ અમે તમારામાં લીન હતા. તેમજ અમે તમારી બહુ મમતા
કરીને, તમને કેવળ દેવની સુવાર્ત્તા નહિ, પણ પોતાના જીવો
આપવાને રાજી હતા, કારણ કે તમે અમને વહાલા હતા.
૯ કેમકે, ભાઈઓ, તમે અમારો શ્રમ તથા મહેનત સંભારોછો,
કેમકે તમારામાંના કોઈ પર ભાર ન મૂકિયે માટે રાત દહાડો
૧૦ કામ કરતાં તમને દેવની સુવાર્ત્તા પ્રગટ કીધી. તમે તથા દેવ
પણ શાહેદ છો, કે તમ વિશ્વાસીઓની સાથે અમે કેવી રીતે
૧૧ પવિત્રાઈથી તથા નીતિથી તથા નિર્દોષપણાથી વર્ત્તતા હતા. તે
પ્રમાણે તમે જાણોછો, કે જેમ બાપ પોતાનાં છોકરાંને, તેમ
અમે તમારામાંના પ્રત્યેકને બોધ તથા દિલાસો આપતા હતા,
૧૨ ને પ્રમાણ આપીને કહેતા હતા કે દેવ જે તમને પોતાના
રાજ્ય તથા મહિમામાં તેડેછે, તેને યોગ્ય તમે ચાલો.
૧૩ અને એ કારણ માટે અમે દેવની ઉપકારસ્તુતિ નિરંતર
કરિયેછિયે કે, તમે જ્યારે અમારી પાસેથી દેવની વાત
સાંભળીને માની લીધી, ત્યારે તેને માણસોની વાતના જેવી
નહિ, પણ જેમ તે ખરીજ દેવની વાત છે તેમ તમે તેને માની;
૧૪ તેજ તમ વિશ્વાસીઓમાં પ્રેરણા કરેછે. કેમકે, ભાઈઓ,
ખ્રીસ્ત ઈશુમાં દેવની જે મંડળીઓ યહુદામાં છે તેઓના
અનુસરનારા તમે થયા; કેમકે જેમ તેઓએ યહુદીઓથી દુઃખ
સહ્યાં તેમ તમે પણ પોતાના દેશના લોકોથી તેવાંજ દુઃખ સહ્યાં
૧૫ છે. તેઓએ પ્રભુ ઈશુને તથા પોતાના ભવિષ્યવાદીઓને પણ
મારીનાખ્યા, ને અમારી સતાવણી કીધી; તેઓ દેવને પ્રસન્ન
૧૬ નથી, ને સઘળા લોકને ઉલટા છે; વિદેશીઓને તારણને
અર્થે વાત કહેવાને, તેઓ અમને વારેછે; તેથી તેઓ
નિત્ય પોતાનાં પાપ પૂરાં કરેછે ને અત્યંત કોપ તેઓ
પર આવ્યો છે.

પણ, ભાઈઓ, અમે મનથી નહિ, પણ દેહથીજ તમારી ૧૭
પાસેથી ઘડીભર વેગળા થઈને, ઘણી ઈચ્છાથી તમારાં મહોડાં
જોવાને ઘણી મહેનત કીધી. એ માટે અમે, એટલે મેં પાઉલે, ૧૮
એકવાર ને બીજીવાર પણ તમારી પાસે આવવાને ચાહ્યું, પણ
શેતાને અમને અટકાવ્યા. કેમકે અમારી આશા કે આનંદ કે ૧૯
ઉલ્લાસનો મુગટ શું છે? શું આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના ૨૦
આવવાની વેળામાં તેની આગળ તમેજ એ નથી? હા, તમે
અમારો મહિમા તથા આનંદ છો.

**માટે** જ્યારે અમારાથી વધારે સહેવાતું નહોતું ત્યારે ૩
અમે આથેનાયમાં એકલા રહિયે, એવું અમે ઠરાવ્યું. અને ૨
તીમોથી જે અમારો ભાઈ તથા દેવનો સેવક, ને ખ્રીસ્તની
સુવાર્ત્તામાં અમારી સાથે કામ કરનાર, તેને તમને સ્થિર
કરવાને ને તમારા વિશ્વાસ સંબંધી તમને દિલાસો આપવાને
અમે મોકલ્યો, એ સારૂ કે આ વિપત્તિથી કોઈ ન હલાવાય, ૩
કારણ કે તમે પોતે જાણોછો કે તે સારૂ આપણે ઠરાવાયા
છિયે. એ માટે જ્યારે અમે તમારી પાસે હતા ત્યારે અમે ૪
તમને અગાઉ કહ્યું કે, આપણને વિપત્તિ થનાર છે, તે પ્રમાણે
થયું, જેમ તમે પણ જાણોછો. એ કારણને લીધે જ્યારે ૫
મારાથી વધારે સહેવાતું નહોતું ત્યારે મેં તમારો વિશ્વાસ
જાણવા સારૂ મોકલ્યું; રખે પરીક્ષકે કોઇ રીતે તમારૂં પરીક્ષણ
કર્યું હોય ને અમારી મહેનત અમથી થાય. પણ હવે ૬
તીમોથી તમારે ત્યાંથી અમારી પાસે આવ્યો, ને તમારા
વિશ્વાસ તથા પ્રેમની સારી ખબર અમને આપી, ને [કહ્યું]
કે, જેમ અમે તમને તેમ તમે પણ અમને જોવાની ઘણી ઈચ્છા
રાખોછો, ને સદા અમારૂં શુભ સ્મરણ કરોછો. એ માટે, ૭
ભાઈઓ, અમારાં સર્વ સંકટ તથા વિપત્તિમાં તમારા
વિશ્વાસથી તમારા વિષે અમે દિલાસો પામ્યા. કેમકે હવે ૮
જો તમે પ્રભુમાં સ્થિર રહો તો અમે જીવિયે. કેમકે જે ૯
આનંદથી અમે અમારા દેવની આગળ તમારે લીધે આનંદ

करियेछिये, ते सघळांने सारू अमे तमारा विषे देवनी शी
१० उपकारस्तुति करी शकिये? अमे रात दहाडो अतिशे प्रार्थना
करियेछिये के, अमे तमारां महो जोईए, ने तमारा विश्वासनुं
ओछापणुं संपूर्ण करिये.
११ हवे देव आपणो बाप पोते तथा आपणो प्रभु ईशु ख्रीस्त
१२ तमारी भणी अमारो रस्तो पाधरो करो. अने जेम
अमारो प्रेम तमारा पर, तेम प्रभु तमारो पण एक बीजा
१३ पर तथा सर्वे उपर वधारो ने पुष्कळ करो; ए सारू के ज्यारे
आपणो प्रभु ईशु ख्रीस्त पोताना सर्वे पवित्रो सुद्धां आवशे,
त्यारे देव आपणा बापनी आगळ, ते आपणां हृदयोने
पवित्राईमां निर्दोष एवां स्थिर करे.

४ तो भाईओ, छेल्ले प्रभु ईशुमां तमारी विनंती ने सुबोध
करियेछिये के, तमारे कयी रीते चालवुं ने देवने प्रसन्न करवो,
२ ए अमाराथी सांभळ्युं ते प्रमाणे वधतुं करताजाओ. केमके
अमे प्रभु ईशुथी तमने कयी कयी आज्ञाओ आपी ते तमे
३ जाणोछो. कारण के देवनी ईच्छा एवी छे के, तमारूं पवित्री-
४ करण थाय के छिनाळाथी तमे दूर रहो; के तमारामांना
हरेक, देवने न जाणनारा विदेशीओनी पठे विशयनी ईच्छामां
५ नहि, पण पवित्राईमां तथा मानमां, पोतानुं पात्र राखी
६ जाणे; के वहेवारमां कोई उल्लंघन करीने पोताना भाईने
कोई वातमां छेतरे नहि, कारण के प्रभु एवा सघळानो बदलो
लेनार छे, जेम अमे अगाउ पण तमने कह्युं ने प्रमाण आप्युं.
७ केमके देवे आपणने अशुद्धपणाने सारू नहि, पण पवित्राईमां
८ तेडया छे. ए माटे जे तुच्छ करेछे ते तो माणसने नहि,
पण देव जे पोतानो पवित्र आत्मा आपणने आपेछे,
तेने तुच्छ करेछे.
९ पण भाई परनी प्रीति विषे अमे तमारा पर लखिये,
एनी तमने कंई गरज नथी, केमके तमे पोते एक बीजा पर
१० प्रेम राखवाने देवथी शीखवाएला छो. अने आखा माके-

દોન્યાના સઘળા ભાઈઓ પર તમે એજ કરોછો; પણ,
ભાઈઓ, અમે તમારી વિનંતી કરિયેછિયે કે, તમે વધારે ને
વધારે કરો; ને જેમ અમે તમને આજ્ઞા આપી, તેમ શાંત ૧૧
રહેવાને તથા પોતપોતાનાંજ કામ કરવાને તથા પોતાને હાથે
ઉદ્યોગ કરવાને તમે યત્ન કરો; એ સારૂ કે બહારનાઓની ૧૨
આગળ તમે સારી રીતે ચાલો, ને તમને કશાની અગત્ય ન રહે.

પણ, ભાઈઓ, ઉંઘી ગયલા વિષે તમે અજાણ્યા રહો એવી ૧૩
અમારી ઈચ્છા નથી, એ સારૂ કે બીજા જેઓને આશા નથી
તેઓના જેવા તમે ખેદ ન કરો. કેમકે જો આપણે વિશ્વાસ ૧૪
કરિયેછિયે કે, ઈશુ મરણ પામ્યો ને પાછો ઉઠયો, તો તેમજ
ઈશુમાં જેઓ ઉંઘીગયા તેઓને પણ દેવ તેની સાથે લાવશે.
કેમકે પ્રભુની વાતથી અમે તમને કહિયેછિયે, કે પ્રભુના ૧૫
આવવાની વેળામાં આપણે જે જીવતા રહેનારા તે ઉંઘેલાઓની
આગળ જનારા નથી. કેમકે સાદથી, પ્રમુખ્ય દૂતની વાણીથી ૧૬
તથા દેવના રણશીંગડાથી, પ્રભુ પોતે આકાશથી ઉતરશે; ને
ખ્રીસ્તમાં જેઓ મુએલા તેઓ પહેલા ઉઠશે. પછી આપણ ૧૭
જીવતા રહેનારા, ગગનમાં પ્રભુને મળવા સારૂ તેઓની સાથે
વાદળોમાં તણાઈ જઈશુ, ને તેમજ સદા પ્રભુની સાથે થઈશું.
તો એ વાતોથી એક બીજાને સુબોધ કરો. ૧૮

**૫** પણ ભાઈઓ, વખતો તથા સમયો વિષે તમને લખવું
એની કંઈ તમને અગત્ય નથી. કેમકે તમે પોતે સારીપઠે ૨
જાણોછો કે, જેમ રાતમાં ચોર તેમ પ્રભુનો દિવસ આવેછે.
કેમકે જ્યારે તેઓ કહેશે કે, શાંતિ તથા કુશળતા છે ત્યારે જેમ ૩
ગર્ભવતીનું દુઃખ તેમ તેઓ પર અકસ્માત નાશ આવશે, ને
તેઓ નહિજ બચશે. પણ ભાઈઓ તમે અંધારામાં નથી, ૪
કે તે દિવસ ચોરની પઠે તમારા પર આવે. તમે સઘળા ૫
અજવાળાના દિકરા તથા દહાડાના દિકરા છો; આપણે રાતના
તથા અંધકારના નથી. એ માટે બીજાઓના જેવા આપણે ૬
ઉંઘિયે નહિ, પણ જાગિયે તથા સાવધાન રહિયે. કેમકે ૭

ઉંઘનારાઓ રાતમાં ઉંઘેછે, ને છાકટા રાતમાં છાકટા થાયછે.
૮ પણ આપણે દહાડાના છિયે, માટે વિશ્વાસનું તથા પ્રેમનું
બખતર, ને તારણની આશાનો ટોપ પહેરીને સાવધાન
૯ રહિયે. કેમકે દેવે આપણને કોપને સારૂ નહિ, પણ આપણા
૧૦ પ્રભુ ઈશુ ખ્રીસ્તથી તારણની પ્રાપ્તિને સારૂ ઠરાવ્યા છે; તે
આપણને સારૂ મરણ પામ્યો, એ સારૂ કે આપણે જાગિયે કે
૧૧ ઉંઘીયે તો તેની સંઘાથે જીવિયે. માટે જેમ તમે કરોછો તેમજ
અરસપરસ સુબોધ કરો તથા એકબીજાને સ્થિર કરો.
૧૨ પણ, ભાઈઓ, અમે તમારી વિનંતી કરિયેછિયે કે, જેઓ
તમારામાં મહેનત કરેછે, તથા પ્રભુમાં તમારા આગેવાન છે
૧૩ તથા તમને બોધ કરેછે તેઓને તમે જાણો; ને તેઓના
કામને લીધે પ્રેમમાં તેઓને અતિ ઘણું માન આપો; તમે
૧૪ માંહોમાંહે શાંતિમાં રહો. અને ભાઈઓ, અમે તમારી
વિનંતી કરિયેછિયે કે, તમે અડીઅલોને બોધ કરો, બિહીકણોને
ઉત્તેજન આપો, અબળોનો આધાર થાઓ, સઘળાની સાથે
૧૫ સહનશીળ થાઓ. જુઓ, કે કોઈ કોઈને ભુંડાઈને બદલે ભુંડાઈ
ન વાળે; પણ સદા એકબીજાનું તથા સઘળાનું સારૂં
૧૬ ૧૭ કરવાને યત્ન કરો. સદા હરખાઓ. જાથુ પ્રાર્થના કરો.
૧૮ હરેક વાતમાં ઉપકારસ્તુત કરો, કેમકે તમારા વિષે ખ્રીસ્ત
૧૯ ઈશુમાં દેવની મરજી એવીજ છે. આત્માને ન હોલવો.
૨૦ ૨૧ ભવિષ્યવાદોને તુચ્છ ન કરો. સઘળાંને પારખો, જે સારૂં તે
૨૨ ઝાલી રાખો. હરેક પ્રકારની ભુંડાઈથી દૂર થાઓ.
૨૩ અને શાંતિનો દેવ પોતે તમને પૂરા પવિત્ર કરો. અને
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના આવવા સુધી તમારો સંપૂર્ણ
૨૪ આત્મા તથા પ્રાણ તથા શરીર નિર્દોષ રખાઓ. તમારો
તેડનાર જે વિશ્વાસુ છે, તે તે કરશે.
૨૫ ભાઈઓ, અમારા વિષે પ્રાર્થના કરો.
૨૬ ૨૭ પવિત્ર ચુંબનથી સર્વ ભાઈઓને ક્ષેમ કુશળ કહો. હું તમને પ્રભુ-
ના સમ ઘાલુંછું કે, આ પત્ર સઘળા પવિત્ર ભાઈઓને વંચાય.
૨૮ આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા તમારા પર થાઓ. આમેન.

# થેસ્સાલોનીકીઓને

## પાઉલ પ્રેરિતનું બીજું પત્ર.



દેવ આપણા બાપથી તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તમાં થેસ્સાલોની- 1
કીઓની મંડળીને, પાઉલ તથા સીલવાનસ તથા તીમોથી
[લખેછે]. દેવ આપણા બાપ તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તથી 2
તમને કૃપા તથા શાંતિ થાઓ.

ભાઈઓ, અમારે તમારા વિષે દેવની ઉપકારસ્તુતિ સદા 3
કરવી જોઈએ, ને તે લાયક છે, કેમકે તમારો વિશ્વાસ બહુ
વધેછે, ને તમ સર્વમાં હરેકનો પ્રેમ એક બીજા ઉપર ઘણો
થાયછે. માટે તમારા પરની સઘળી સતાવણી તથા જે વિપત્તિ 4
તમે વેઠોછો, તેઓમાં તમારી સહનતા તથા વિશ્વાસને લીધે
અમે પોતે દેવની મંડળીઓમાં તમારૂં વખાણ કરિયેછિયે. આ 5
તો દેવના ન્યાયી ઈન્સાફનું પ્રમાણ છે, કે દેવના જે રાજ્યને
સારૂ તમે દુઃખ વેઠોછો; તેને યોગ્ય તમે ગણાઓ. કેમકે દેવને 6
એ વ્યાજબી છે, કે તમારા દુઃખ દેનારને તે દુઃખ વાળી
આપે, ને તમ દુઃખ પામેલાઓને અમારી સાથે વિશામો 7
આપે, જ્યારે પ્રભુ ઈશુ આકાશથી તેના પરાક્રમના દૂતો સાથે
બળતી આગમાં પ્રગટ થશે ત્યારે; તે વેળા જેઓ દેવને નથી 8
જાણતા, ને જેઓ આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની સુવાર્તા નથી
માનતા, તેઓ પર દંડ તે ઠરાવશે. તેઓ પ્રભુની આગળથી 9
તથા તેના સામર્થ્યના મહિમાથી સજા એટલે અનંતકાળનો નાશ
ભોગવશે. જ્યારે પોતાના પવિત્રોમાં મહિમા પામવાને, ને 10
જેઓએ વિશ્વાસ કીધો તેઓમાં આશ્ચર્યવાન મનાવાને તે
આવશે તે દહાડે [એમ થશે], ને તમે પણ અમારી શાહેદી

૧૧ પર વિશ્વાસ રાખ્યો. એ સારૂ અમે સદા તમારા વિષે
પ્રાર્થના કરિયેછિયે કે, આપણો દેવ તમને આ તેડાને યોગ્ય
ગણે, ને ભલાઈની સઘળી પ્રસન્નતા તથા વિશ્વાસનું કામ
૧૨ સામર્થ્યથી પૂરાં કરે; એ માટે કે આપણા દેવ તથા પ્રભુ ઈશુ
ખ્રીસ્તની કૃપા પ્રમાણે, આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તનું નામ
તમારામાં મહિમાવાન થાય ને તમે તેનામાં મહિમાવાન થાઓ.

૨ **અ**ને, ભાઈઓ, આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના આવવા
તથા તેની પાસે આપણે એકઠા થવા વિષે, અમે તમારી
૨ વિનંતી કરિયેછિયે કે, પ્રભુનો દહાડો જાણે હમણાંજ આવ્યો
તેમ તમે એકાએક મનમાં ન ધ્રુજો, ને ગભરાઓ ના,
આત્માથી નહિ, વાતથી નહિ, ને અમારા [ લખેલા ] એવા
૩ પત્રથી નહિ. કોઈ પ્રકારે કોઈ તમને ન ભુલાવે, કેમકે ત્યાર
પહેલાં ધર્મત્યાગ થશે તથા પાપનું માણસ જે વિનાશનો
૪ દિકરો, તે પ્રગટ થશે; તે અટકાવીને જે સર્વ દેવ અથવા
પૂજ્ય કહેવાયછે તેઓ સામે પોતાને ઉંચો કરેછે, એવો કે
પોતે દેવ છે એમ પોતાને દેખડાવતાં દેવના મંદિરમાં દેવ
૫ સરખો બેસેછે. શું તમને યાદ નથી કે, હું તમારી સાથે હતો,
૬ ત્યારે મેં એ તમને કહ્યાં? અને તેને પોતાના વખતમાં પ્રગટ
૭ થવા સારૂ હવે શો અટકાવ છે તે તમે જાણોછો. કેમકે
અધર્મનો મર્મ હમણાં અસર કરેછે, પણ જે હાલ અટકાવ-
૮ નાર છે તે વચમાંથી કહડાય ત્યાં સુધી [ અટકાવશે ]; ને
ત્યારે તે અધર્મી પ્રગટ થશે, જેને પ્રભુ પોતાના મુખના શ્વાસથી
ક્ષય કરશે તથા પોતાના આવવાના પ્રકાશથી નાશ કરશે;
૯ એટલે તેનો નાશ જેનું આવવું શેતાનના કરાવ્યા પ્રમાણે
જુઠાઈનાં સર્વ પરાક્રમ તથા ચિન્હો તથા ચમત્કારો સાથે છે,
૧૦ ને જેઓ નાશ પામેછે તેઓને સારૂ અન્યાયની સર્વ ઠગાઈ
સાથે છે, કેમકે તેઓએ પોતાના તારણને અર્થે સત્યની પ્રીતિ
૧૧ પામી લીધી એવું કરયું નહિ. અને તે માટે દેવ તેઓમાં
૧૨ ભ્રાંતિની ઉસ્કેરણી મોકલેછે કે, તેઓ તે જુઠાઈ માને; એ

સારૂ કે જેઓએ સત્ય પર વિશ્વાસ કીધો નથી, પણ અન્યાયમાં
સંતોષી હતા, તે સઘળા પર દંડ ઠરાવાય.

પણ ભાઈઓ, પ્રભુથી પ્રીતિ પામેલા, તમારા વિષે સદા ૧૩
દેવની સ્તુતિ કરવાને અમે બંધાએલા છિયે, કેમકે આત્માના
પવિત્રીકરણથી તથા સત્યના વિશ્વાસથી તારણને અર્થે દેવે
તમને આરંભથી પસંદ કીધા છે. એને સારૂ તેણે તમને ૧૪
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તનો મહિમા પામવાને અર્થે અમારી
સુવાર્ત્તાથી તેડયા છે. માટે, ભાઈઓ, સ્થિર રહો, ને જે ૧૫
સંપ્રદાય તમે વાતથી કે અમારા પત્રથી શીખ્યા તે પકડી રાખો.

હવે આપણો પ્રભુ ઈશુ ખ્રીસ્ત પોતે ને દેવ એટલે આપણો ૧૬
બાપ, જેણે આપણા પર પ્રેમ કીધો, ને સર્વકાળનો દિલાસો
ને સારી આશા કૃપાથી અમને આપ્યાં, તે તમારાં હૃદયને ૧૭
દિલાસો આપો, ને સર્વ સારાં કામમાં તથા વાતમાં તમને
સ્થિર કરો.

છેલ્લે, ભાઈઓ, અમારા વિષે પ્રાર્થના કરો કે પ્રભુની વાત ૩
વેગે ચાલે, ને જેમ તમારામાં તેમ તે મહિમા પામે; અને કે અમે ૨
અડીએલ તથા દુષ્ટ માણસોથી છોડવાઈએ; કેમકે સઘળાંને
વિશ્વાસ નથી. પણ પ્રભુ વિશ્વાસુ છે, તે તમને સ્થિર કરશે ૩
ને ભુંડાથી બચાવશે. અને તમારા વિષે અમે પ્રભુમાં ભરોસો ૪
રાખિયેછિયે કે, જે આજ્ઞા અમે કરિયેછિયે તે તમે પાળોછો
તથા પાળશો. અને દેવના પ્રેમમાં તથા ખ્રીસ્તની ધીરજમાં ૫
પ્રભુ તમારાં હૃદયોને લાવો.

હવે, ભાઈઓ, આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તને નામે અમે તમને ૬
આજ્ઞા કરિયેછિયે કે, જે હરેક ભાઈ આડો ચાલેછે, ને
અમારાથી પામેલા સંપ્રદાય પ્રમાણે ચાલતો નથી, તેનાથી તમે
જુદા થાઓ. કેમકે અમને કયી રીતે અનુસરવા જોઈએ એ ૭
તમે પોતે જાણોછો; કેમકે અમે તમારામાં આડા ચાલ્યા
નહોતા; ને કોઈ માણસનું અન્ન અમે મફત ખાધું નહોતું; ૮
પણ તમારામાંના કોઈ પર ભાર ન મૂકિયે, માટે રાત દહાડો

૯ મહેનત તથા કષ્ટથી કામ કીધું; અમને અધિકાર નથી એમ
નહિ, પણ તમે અમને અનુસરો માટે અમે તમને નમુનારૂપ
૧૦ થઈયે. અને જ્યારે અમે તમારી પાસે હતા ત્યારે પણ આ
આજ્ઞા કીધી કે, જો કોઈ માણસ કામ કરવા નહિ ઈચ્છે, તો
૧૧ તે ખાય પણ નહિ. કેમકે તમારામાંના કેટલાએક આડા-
પણાથી ચાલેછે, ને કંઈ કામ કરતા નથી પણ ઘાલમેલ
૧૨ કરેછે એવું સાંભળિયેછિયે. પણ એવાઓને આપણા પ્રભુ
ઈશુ ખ્રીસ્તથી આજ્ઞા કરિયેછિયે તથા બોધ કરિયેછિયે કે,
૧૩ તેઓ શાંતિસહિત કામ કરીને પોતાનું અન્ન ખાય. પણ,
૧૪ ભાઈઓ, તમે સારૂં કરતાં થાકશો ના. અને જો કોઈ અમારી
આ પત્રમાંની વાત ન માને, તો તેને ધારી રાખો ને તમે તેની
૧૫ સાથે મળતા ન જાઓ એ માટે કે તે શરમાય. તો પણ તેને
શત્રુના જેવો ન ગણો, પણ ભાઈના જેવો તેને બોધ કરો.
૧૬ હવે શાંતિનો પ્રભુ પોતે સદા સર્વ પ્રકારે તમને શાંતિ આપો.
પ્રભુ તમ સર્વેની સાથે થાઓ.

૧૭ હું પાઉલનું પોતાને હાથે ક્ષેમ કુશળ, એ સર્વ પત્રમાં નિશાણી
૧૮ છે, એમ હું લખુંછું. આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા તમ
સર્વ પર થાઓ. આમેન.

---

# તીમોથીને

## પાઉલ પ્રેરિતનું પહેલું પત્ર.

૧ દેવ આપણા તારનારના તથા ખ્રીસ્ત ઈશુ આપણી આશા,
તેના ઠરાવ પ્રમાણે થયલો ખ્રીસ્ત ઈશુનો પ્રેરિત પાઉલ,
૨ વિશ્વાસમાં પોતાના ખરા દિકરા તીમોથીને [લખેછે]; દેવ
આપણા બાપથી તથા ખ્રીસ્ત ઈશુ આપણા પ્રભુથી કૃપા,
દયા તથા શાંતિ થાઓ.

જેમ માકેદોન્યામાં જતાં મેં તારી વિનંતી કીધી કે, તું એફે- ૩
સસમાં રહીને કેટલાએકને આજ્ઞા કર કે, તેઓ બીજો ઉપદેશ
ન કરે, ને કહાણીઓ તથા અપાર વંશાવળીઓ પર ચિત્ત ન ૪
રાખે, એવી વાતો તો તકારાર ઉપજાવેછે, પણ દેવનો જે
કારભાર વિશ્વાસમાં છે તેને અનુકુળ નથી [તેમ ફરી કહુંછું].
આજ્ઞાનો મુખ્યાર્થ તો શુદ્ધ હૃદયથી તથા સારા અંતઃકરણથી ૫
તથા ઢોંગરહિત વિશ્વાસથી પ્રીતિ છે. તેઓથી કેટલાએક ૬
ચુકીને વ્યર્થ વાત બોલવાની ભણી ફરીગયા છે, તેઓ નિયમ- ૭
શાસ્ત્રના ઉપદેશક થવા ચાહેછે, પણ પોતે શું શું કહેછે અથવા
જે વિષે તેઓ ખાતરીથી બોલેછે તે તેઓ સમજતા નથી. પણ ૮
અમને માલમ છે કે નિયમ સારો છે, જો કોઈ તેનો વહીવટ
યોગ્ય રીતે કરે તો; એવું જાણીને કે, નિયમ ન્યાયીને લાગતો ૯
નથી, પણ અનીતિવંતો તથા સ્વછંદીઓને લાગેછે, અભકત
તથા પાપીઓને, અશુદ્ધ તથા અમંગળોને, બાપ મારનારા તથા
મા મારનારાઓને, મનુષ્યઘાતકોને, વ્યભિચારીઓને, પુંમૈં- ૧૦
થુનીઓને, માણસને ચોરનારાઓને, જુઠાઓને તથા જુઠા
શમ ખાનારાઓને લાગેછે; ને શુદ્ધ ઉપદેશને જો કંઈ બીજું
ઉલટું હોય તો તેને પણ લાગેછે; સ્તુતિવાન દેવના મહિમાની ૧૧
સુવાર્ત્તા જે મને સોંપાયલી તે પ્રમાણે છે.

અને મને સામર્થ્ય આપનાર આપણા પ્રભુ ખ્રીસ્ત ઈશુનો ૧૨
ઉપકાર હું માનુંછું, કેમકે તેણે મને વિશ્વાસુ ગણીને સેવામાં
રાખ્યો, હું પહેલાં દુર્ભાષણ કરનાર તથા સતાવનાર તથા ૧૩
નિંદક હતો, તો પણ હું દયા પામ્યો, કારણ કે મેં અજ્ઞાનથી
અવિશ્વાસમાં તે કીધું; ને ખ્રીસ્ત ઈશુ પરના વિશ્વાસ તથા ૧૪
પ્રેમ સુદ્ધાં આપણા પ્રભુની કૃપા અતિ ઘણી થઈ. આ વાત ૧૫
વિશ્વાસુ તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે કે, ખ્રીસ્ત ઈશુ
પાપીઓને તારવાને જગતમાં આવ્યો, તેઓમાં હું મુખ્ય છું;
પરંતુ હું એ સારૂ દયા પામ્યો કે, ઈશુ ખ્રીસ્ત પ્રથમ મારામાં ૧૬
પોતાની પૂરી સહનશીળતા દેખાડે, એવી કે જેઓ અનંત
જીવનને સારૂ તેનાં પર વિશ્વાસ કરવાના તેઓને હું નમુનારૂપ

૧૭ થાઉં. જે સનાતન યુગોનો રાજા, અવિનાશી, અદૃશ્ય
તથા એકલો દેવ, તેને સદા સર્વકાળ સુધી માન તથા મહિમા
થાઓ. આમેન.
૧૮ એ તીમોથી દિકરા, તારા વિષે અગાઉ થએલા ભવિષ્ય-
વાદો પ્રમાણે, આ આજ્ઞા હું તને આપુંછું, કે તે ભવિષ્યવાદોથી
૧૯ તું સારી લડાઈ લડે; ને વિશ્વાસ તથા સારૂં અંતઃકરણ રાખે,
જેને કેટલાએકે મૂકીદઈને વિશ્વાસ વિષેનું વહાણ ભાંગી નાખ્યું;
૨૦ તેઓમાંના હુમનાયસ તથા અલેકસાંદર છે; તેઓને મેં શેતાનને
એ સારૂ સોંપ્યા કે, તેઓ દુર્ભાષણ ન કરવાનું શીખે.

૨ હવે સહુથી પહેલાં હું આ બોધ કરૂંછું કે, વિનંતીઓ,
પ્રાર્થનાઓ, અરજીઓ તથા ઉપકારસ્તુતિઓ, સઘળાં માણ-
૨ સોને સારૂ કરાય. રાજાઓને સારૂ તથા જેઓ અધિકારમાં
છે તેઓ સર્વેને સારૂ, એ માટે કે આપણે પૂરી સુભક્તિમાં
તથા ગંભિરપણામાં, શાંત તથા સ્વસ્થ રીતે જીવનના દહાડા
૩ કહાડિયે. કેમકે દેવ આપણા તારનારની આગળ એ સારૂં
૪ તથા લાયક છે. તે ઇચ્છેછે કે સઘળાં માણસ તારણ પામે,
૫ ને સત્યના પૂરા જ્ઞાનમાં આવે. કેમકે એક દેવ છે ને દેવનો
તથા માણસોનો એક મધ્યસ્થ પણ છે, એટલે ખ્રીસ્ત ઈશુ
૬ પોતે માણસ, જેણે સઘળાંને સારૂ પોતાને ખંડણીરૂપે
આપ્યો, જેની શાહેદી યોગ્ય પ્રસંગે [ આપવામાં આવશે].
૭ એને સારૂ હું હલકારો તથા પ્રેરિત (હું સાચું બોલુંછું, જુઠું
બોલતો નથી), ને વિશ્વાસમાં તથા સત્યમાં વિદેશીઓને
શીખવનાર ઠરાવાયો છું.
૮ એ માટે મારી ઈચ્છા છે કે, પુરૂષો સર્વે જગ્યામાં રીસ તથા
૯ વિવાદ વિના શુદ્ધ હાથો ઉઠાવીને પ્રાર્થના કરે. તે પ્રમાણે
સ્ત્રીઓ પણ શોભતાં વસ્ત્રથી લાજ તથા સદ્બુદ્ધિ સુદ્ધાં પોતાને
સણગારે; ગુંથેલા બાલથી તથા સોનું કે મોતી કે મુલ્યવાન
૧૦ વસ્ત્રથી નહિ, પણ દેવની ભક્તિ કબૂલ કરનારી સ્ત્રીને જે
૧૧ શોભેછે તેથી, એટલે સારાં કામથી [પોતાને સણગારે]. સ્ત્રીએ

પૂરા આધીનપણાથી છાની રહીને શીખવું. પણ ઉપદેશ ૧૨
કરવાની, કે પુરૂષપર અધિકાર ચલાવવાની હું સ્ત્રીને રજા
આપતો નથી, પણ તેણીએ છાનાપણામાં રહેવું. કેમકે આદમ ૧૩
પહેલાં ઉત્પન્ન થયો, પછી હવા. અને આદમ છેતરાયો નહિ, ૧૪
પણ સ્ત્રી છેતરાઇને ઉલ્લંઘનમાં પડી. તો પણ જો તે ૧૫
સુબુદ્ધિ સુદ્ધાં વિશ્વાસ તથા પ્રેમ તથા પવિત્રાઇમાં રહે, તો તે
જણવાથી તરશે.

**આ** વાત વિશ્વાસુ છે કે, જો કોઇ અધ્યક્ષનો હોદ્દો ૩
ચાહેછે, તો તે સારા કામની ઈચ્છા કરેછે. અધ્યક્ષ નિર્દોષ, ૨
એક સ્ત્રીનો વર, સાવધાન, સુબુદ્ધિવાન, વ્યવસ્થિત, આતિથ્ય
કરનાર, શીખાડી શકે એવો, મદ્યપી નહિ, મારનાર નહિ, ૩
પણ સહનશીળ, કજીઆ કરનાર નહિ, દ્રવ્યલોભી નહિ,
પોતાનાં ઘરનાંને સારી રીતે ચલાવનાર, પોતાનાં છોકરાંને સર્વ ૪
ગંભિરપણાથી આધીન રાખનાર, એવો હોવો જોઇએ. કેમકે ૫
જો કોઇ પોતાના ઘરનાને ચલાવી જાણતો નથી, તો તે દેવની
મંડળીની સંભાળ કયી રીતે કરશે? નવો શિષ્ય નહિ, રખે ૬
તે ફુલીને શેતાનની શિક્ષામાં પડે. વળી જરૂર છે કે, એના ૭
વિષે બહારનાઓની તરફથી સારી સાહેદી હોય, એ સારૂ કે તે
અપમાનમાં તથા શેતાનના ફાંદામાં ન પડે. એ પ્રમાણે સેવકો ૮
પણ ગંભીર, બેવચની નહિ, ઘણા મદ્યપી નહિ, નીચ લાભ
વિષે લોભી નહિ, વિશ્વાસી [ધર્મનો] મર્મ શુદ્ધ અંતઃકરણથી ૯
રાખનાર એવા હોવા જોઇએ. તેઓ પહેલાં પરખાએલા ૧૦
થાય; પછી જો નિર્દોષ માલમ પડે તો સેવકનું કામ કરે. એ ૧૧
પ્રમાણે બાયડીઓ ગંભીર, નિંદાખોર નહિ, સાવધાન, સર્વ
વાતમાં વિશ્વાસુ એવી હોવી જોઇએ. હરેક સેવક એક સ્ત્રીનો ૧૨
વર, પોતાનાં છોકરાં તથા ઘરનાંને સારી રીતે ચલાવનાર
એવો જોઇએ. કેમકે જેઓએ સેવકનું કામ સારી રીતે કીધું, ૧૩
તેઓ પોતાને સારૂ સારી પદવી તથા ખ્રીસ્ત ઈશુ પરના
વિશ્વાસમાં મોટી હિમ્મત મેળવેછે.

૧૪ હું તારી પાસે વહેલો આવવાની આશા રાખીને તને એ
૧૫ વાતો લખુંછું; એ સારૂ કે જો મને વાર લાગે, તો તારે દેવના
ઘરમાં કશી રીતે વરતવું, એ તને જણાય; એ ઘર જીવતા
૧૬ દેવની મંડળી, સત્યનો સ્તંભ તથા આધાર છે. અને
સુભકિતનો મર્મ ખચીત મોટો છે, એટલે જે દેહમાં પ્રગટ થયો,
આત્મામાં ન્યાયી ઠરાવાયો, દૂતોના દીઠામાં આવ્યો, વિદેશી-
ઓમાં તેની વાત પ્રગટ થઈ, જગતમાં તે પર વિશ્વાસ થયો,
મહિમામાં તે ઉપર લેવાયો.

૪ પણ આત્મા સાફ કહેછે કે, પાછલા કાળોમાં કેટલાએક
માણસો, ભુલાવનાર આત્માઓ પર તથા ભૂતોના ઉપદેશ પર
૨ લક્ષ રાખીને, જુઠું બોલનારા તથા જેઓનું અંતઃકરણ ડામેલું
૩ એવાઓના ઢોંગથી વિશ્વાસનો ત્યાગ કરશે; ને એઓ
પરણવાને મના કરશે, ને જે ખોરાક ઉપકારસ્તુતિ કરીને
લેવા સારૂ દેવે વિશ્વાસીઓને તથા સત્ય જાણનારાઓને વાસ્તે
૪ ઉત્પન્ન કીધા, તેથી દૂર રહેવાનું કહેશે. કેમકે દેવનું સર્વ
ઉત્પન્ન કરેલું સારૂં છે, કંઈ નાખીદેવા સારૂ નથી, જો
૫ ઉપકારસ્તુતિની સાથે તે લેવાય તો, કેમકે દેવની વાતથી તથા
પ્રાર્થનાથી તે શુદ્ધ કરાય છે.
૬ એ વાતો ભાઈઓને જણાવીને, તું ઈશુ ખ્રીસ્તનો સારો
સેવક થઈશ, ને જે વિશ્વાસની તથા સારા ઉપદેશની વાતોની
૭ પાછળ તું ચાલતો આવ્યો તેઓથી પાળેલો થઈશ. પણ
અધર્મી તથા વ્યર્થ કહાણીઓને ટાળ, ને સુભક્તિને સારૂ
૮ પોતાની કસરત કર; કેમકે શરીરની કસરત થોડીજ ઉપયોગી
છે, પણ સુભક્તિ સઘળાંને સારૂ ઉપયોગી છે, તેને હમણાંના
૯ તથા આવતા કાળના જીવનનું વચન પણ છે. આ વાત
૧૦ વિશ્વાસુ તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે. અને આ
કારણ માટે આપણે એ સારૂ મેહેનત કરિયેછિયે તથા કષ્ટ
કરિયેછિયે, કેમકે સર્વ માણસોનો ને વિશેષે કરીને વિશ્વાસી-
ઓનો જે તારનાર છે, તે જીવતા દેવ પર આપણે આશા

રાખેલી છે. આ વાતો ફરમાવ તથા શીખવ. કોઈ પણ ૧૧ ૧૨
તારા જુવાનપણાને ધિઃકારે નહિ; પણ વાતમાં, ચાલમાં,
પ્રીતિમાં, વિશ્વાસમાં, પવિત્રાઈમાં વિશ્વાસીઓને નમુનો
થા. હું આવું ત્યાં સુધી વાંચવામાં, બોધ કરવામાં, શીખાડ- ૧૩
વામાં તત્પર રહે. જે કૃપાદાન તારામાં છે, જે ભવિષ્યવાદને ૧૪
આસરે વડીલ સભાના હાથો મૂકવાથી, તને અપાએલું, તે
વિષે તમે નિશ્ચિંત ન થાઓ. એ વાતોની ચિંતા રાખ, એઓમાં ૧૫
પત્પર રહે, કે તારૂં પ્રવીણપણું સઘળાને પ્રગટ થાય. પોતા ૧૬
વિષે તથા ઉપદેશ વિષે સાવધાન થા. આ વાતોમાં ટકી
રહે, કેમકે આ કીધાથી તું પોતાને તથા તારા સાંભળનારા-
ઓને પણ તારીશ.

ઘરડાને ન ધમકાવ, પણ જેમ બાપને તેમ તેને બોધ કર; ૫
ને જેમ ભાઈઓને તેમ જુવાનોને; ને જેમ માઓને તેમ ૨
ઘરડીઓને; ને જેમ બેહેનોને તેમ પૂરી પવિત્રાઈથી જુવાન
બાયડીઓને બોધ કર. જે વિધવા ખરેખરી વિધવા તેઓને ૩
માન આપ. પણ જો કોઈ વિધવાને છોકરાં કે છોકરાંનાં ૪
છોકરાં હોય, તો તેઓ પહેલાં પોતાના ઘરમાં સુભક્તિ
કરવાને તથા પોતાનાં માબાપોને પ્રતિદાન આપવાને શીખે,
કેમકે દેવની આગળ આ સારૂં તથા પસંદ છે. જે ખરેખરી ૫
વિધવા તથા એકલી પડેલી તેણે દેવ પર આશા રાખી છે,
ને રાત દહાડો તે વિનંતી તથા પ્રાર્થનામાં તત્પર રહેછે. પણ ૬
જે વિલાસી તે જીવતીજ મુએલી છે. આ વાતો આગ્રહથી ૭
કહે કે તેઓ નિર્દોષ થાય. જે કોઈ પોતાની ને વિશેષે ૮
કરીને પોતાનાં ઘરનાંની ખબર રાખતો નથી, તો તેણે
વિશ્વાસ નકારયો છે તથા તે અવિશ્વાસી કરતાં ભુંડો છે.
સાઠ વરસની અંદરની નહિ એવી જે વિધવા, એક વરની ૯
વહુ, સારાં કામ વિષે વખણાએલી, જો તેણીએ છોકરાનું ૧૦
પ્રતિપાલન કીધું, જો પરોણાની ચાકરી કીધી, જો પવિત્રોના
પગ ધોયા, જો દુઃખીઓની સહાયતા કીધી, જો તે હરેક

સારા કામની પાછળ લાગી હોય તો તે ટીપમાં નોંધાય.
૧૧ પણ જુવાન વિધવાઓને ટીપમાં નોંધવી નહિ, કેમકે તેઓ
૧૨ ખ્રીસ્તને ઉલટી ઉન્મત્ત થશે ત્યારે પરણવા ચાહાશે. તેઓને
દંડાજ્ઞા છે, કેમકે તેઓએ અસલ વિશ્વાસને છોડી દીધો છે.
૧૩ અને તે ઉપરાંત ઘેરેઘેર ફરતાં તેઓ આળસુ થવાનું શીખેછે,
ને કેવળ આળસુ નહિ, પણ જે ઘટતું નથી તે બોલીને
૧૪ ગપ્પાં તથા પરાઈ ચરચા કરનારી થાયછે. માટે હું ઈચ્છુંછું
કે જુવાન [ વિધવાઓ ] પરણે, બાળકોને જણે, ઘર ચલાવે,
૧૫ અટકાવનારને નિંદા કરવાનું નિમિત્ત ન આપે. કેમકે
૧૬ કેટલીએક હમણાં શેતાનની પાછળ ફરીગઈ છે. અને
જો કોઈ વિશ્વાસેણની પાસે વિધવાઓ હોય, તો તે તેઓનું
પૂરૂં પાડે, ને મંડળી ઉપર ભાર ન નાખે, એ સારૂ કે જે
ખરેખરી વિધવાઓ છે તેઓનું તે પુરૂં પાડે.
૧૭ જે વડીલો સારી રીતે અધિકાર કરેછે, ને વિશેષે કરીને
જેઓ ઉપદેશ કરવામાં તથા શીખાડવામાં મહેનત કરેછે,
૧૮ તેઓને બમણા માન યોગ્ય ગણવા. કેમકે શાસ્ત્ર કહેછે કે,
મસળણી કરનાર બળદના મહો પર જાળી ન બાંધ, ને કામ
૧૯ કરનાર પોતાની મજુરીને યોગ્ય છે. બે કે ત્રણ શાહેદી વગર
૨૦ વડીલ પરનું તોહોમત ન સાંભળો. પાપ કરનારાઓને
સઘળાંની આગળ ધમકાવ. એ સારૂ કે બીજાને પણ બિહીક
૨૧ લાગે. દેવ તથા પ્રભુ ઈશુ ખ્રીસ્ત તથા પસંદ કીધેલા દૂતો
આગળ હું તને આજ્ઞા કરૂંછું કે, પક્ષપાત પ્રમાણે કંઈ ન કરતાં
૨૨ તરફદારી વિના આ વાતો પાળ. એકાએક કોઈ પર હાથ ન
મૂક, ને બીજાઓનાં પાપમાં ભાગિયો ન થા, પોતાને શુદ્ધ
૨૩ રાખ. હવેથી પાણીજ ન પી, પણ તારા કોઠાને લીધે તથા
૨૪ તારી વારંવારની નબળાઈને લીધે, થોડો દ્રાક્ષરસ પી. કેટલા-
એક માણસનાં પાપ બહુ પ્રગટ છતાં ન્યાયમાં આગળ
૨૫ જાયછે, ને કેટલાએકનાં પાછળ આવેછે. અને તે પ્રમાણે
કેટલાએકનાં સારાં કામ પણ પ્રગટ છે, ને જેઓ જુદી રીતનાં
તેઓ છાનાં રહી શકતાં નથી.

જેટલા દાસ ધુસરી તળે છે તેટલાએ પોતાના ધણીઓને ૬
પૂરા માન યોગ્ય ગણવા, એ સારૂ કે દેવના નામની તથા
ઉપદેશની નિંદા ન થાય. અને જેઓને વિશ્વાસી ધણીઓ ૨
છે એ ધણીઓ ભાઈઓ છે, તે કારણથી તે દાસોએ તેમને ન
વખોડવા, પણ તેમની ચાકરી વિશેષ કરવી, કેમકે જેઓ
ઉપકાર પામેછે તેઓ વિશ્વાસી તથા પ્રિય છે. એ વાતો
શીખવ ને બોધ કર.

જો કોઈ બીજો ઉપદેશ કરે, ને આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની જે ૩
ખરી વાત તથા ભકિત પ્રમાણે જે ઉપદેશ તેને માનતો નથી,
તો તે ગર્વેથી ફુલેલો છે, ને કંઈ જાણતો નથી, પણ તકરાર ૪
તથા શબ્દવાદ વિષે મોહિત છે, કે જેઓથી અદેખાઈ,
વડવાડ, દુર્ભાષણો, ભુંડી કલ્પનાઓ તથા જે માણસ મન વિષે ૫
ભ્રષ્ટ થએલા, સત્યરહિત થયલા, સુભક્તિ લાભજ છે એવું
ધારનારા, તેઓમાં કજીઆ થાયછે; એવાથી તું દૂર થા. પણ ૬
સુભક્તિ સંતોષસહિત મોટો લાભ છે; કેમકે આપણે આ ૭
જગતમાં કંઈ લાવ્યા નથી ને તેમાંથી કંઈ લઈ જવાતું નથી. પણ ૮
અન્ન વસ્ત્ર છતાં તેઓથી આપણે સંતોષી થઈશું. પણ જે ૯
દ્રવ્યવન થવા ચાહેછે, તેઓ પરીક્ષણમાં તથા ફાંદામાં તથા
ઘણી મૂર્ખ તથા નાશકારક તૃષ્ણામાં પડેછે, જેઓ માણસોને
નાશમાં તથા હાનિમાં ડુબાડેછે. કેમકે દ્રવ્યનો લોભ સઘળી ૧૦
ભુંડાઇનો જડ છે, તેની લાલચ કરીને કેટલાએક વિશ્વાસથી
ભટકીગયા, ને ઘણાં દુઃખોથી તેઓએ પોતાને વીંધ્યા.

પણ, ઓ દેવના માણસ, તેઓથી તું નહાસ; ને ન્યાયીપણા, ૧૧
સુભક્તિ, વિશ્વાસ, પ્રેમ, ધીરજ તથા લીનતાની પાછળ ચાલ.
વિશ્વાસની સારી લડાઈ લડ, અનંત જીવન ધર, જેને સારૂ ૧૨
તું તેડાએલો છે, ને જેના વિષે તેં ઘણા શાહેદીઓની આગળ
સારો ઇકરાર કીધો. દેવ જે સઘળાને જીવતા કરેછે તેની ૧૩
આગળ તથા ઈશુ ખ્રીસ્ત જેણે પોંતીઅસ પીલાતની પાસે
સારો ઈકરાર કીધો, તેની આગળ હું તને હઠેઠથી કહુંછું કે,
આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના પ્રગટ થવા સુધી આ આજ્ઞા ૧૪

૧૫ ડાઘરહિત તથા નિર્દોષ એવી તું પાળ; જે પ્રગટ થવું પોતાના
સમયોમાં તે દેખાડશે; જે ધન્ય તથા એકલો સ્વામી, જે
૧૬ રાજાઓનો રાજા તથા પ્રભુઓનો પ્રભુ, જે એકલાને અમર-
પણું; જે અગમ્ય અજવાળામાં રહેછે, જેને માણસોમાંના
કોઈએ જોયો નથી, ને જોઈ શકતો નથી, તેને માન તથા
સદાકાળનું પરાક્રમ થાઓ. આમેન.

૧૭ આ કાળના દ્રવ્યવાનોને હઠેઠથી કહે કે, તેઓ અહંકાર ન
કરે, ને દ્રવ્યના અસ્થિરપણા પર નહિ, પણ જે જીવતો દેવ
આપણને સુખાનુભવ સારૂ દ્રવ્યરૂપ સર્વ આપેછે તે પર આશા
૧૮ રાખે; કે તેઓ સારૂં કરે, ઉત્તમ કામો વિષે દ્રવ્યવાન થાય,
૧૯ ઉદાર ને પરોપકારી થાય; આવતા કાળને સારૂ પોતાને
વાસ્તે પુંજીરૂપી સારો પાયો નાખે, એ માટે કે જે ખરેખરૂં
જીવન તે તેઓ પામે.

૨૦ ઓ તીમોથી, જે તને સોંપેલું તે સંભાળ, ને અધર્મી અમથી
વાતોથી તથા જે જુઠાઈથી જ્ઞાન કહેવાયલું તેના વિવાદથી દૂર
૨૧ થા, જેને કેટલાએક માનીને વિશ્વાસ વિષે ભુલ્યા. તારા પર
કૃપા થાઓ. આમેન.

---

# તીમોથીને

## પાઉલ પ્રેરિતનું બીજું પત્ર.

---

૧ **ખ્રી**સ્ત ઈશુમાં જે જીવન છે તેના વચન પ્રમાણે દેવની
ઈચ્છાથી ખ્રીસ્ત ઈશુનો પ્રેરિત પાઉલ, વહાલા દિકરા તીમોથીને
૨ [લખેછે]. દેવ બાપથી તથા ખ્રીસ્ત ઈશુ આપણા પ્રભુથી
કૃપા, દયા, શાંતિ તને થાઓ.

દેવ જેને હું મારા બાપદાદાઓથી શુદ્ધ ભાવે ભજુંછું, તેની ૩
ઉપકારસ્તુતિ કરૂંછું કે, મારી પ્રાર્થનામાં રાત દહાડો હું તારૂં
સ્મરણ જાથુ રાખુંછું. તારાં આંસુ સંભારીને હું તને જોવાને ૪
ઘણો ચાહુંછું કે આનંદથી ભરપૂર થાઉં; કેમકે જે નિષ્કપટ ૫
વિશ્વાસ તારામાં હતો, જે પહેલાં તારી વડીઆઈ લુઈસ, ને
તારી મા યુનીકેમાં રહેલો હતો, ને મને ભરોસો છે કે તારામાં
પણ છે, તેને હું સંભારૂંછું. માટે હું તને સંભરાવુંછું કે, જે કૃપાદાન ૬
મારા હાથ મૂકવાથી તને મળ્યું તેને તારે જગાડવું; કેમકે દેવે ૭
આપણને બિહીકનો આત્મા નહિ, પણ સામર્થ્યનો તથા પ્રેમનો
તથા સાવધ બુદ્ધિનો આપ્યો છે. માટે આપણા દેવની ૮
શાહેદી વિષે, ને હું તેના બંદીવાન વિષે તું ન શરમા, પણ
સુવાર્ત્તાને લીધે મારી સાથે દેવના સામર્થ્ય પ્રમાણે દુઃખ
ભોગવ; તેણે આપણને તારયા તથા પવિત્ર તેડાથી આપણને ૯
તેડયા, આપણાં કામ પ્રમાણે નહિ, પણ તેનાજ ઈરાદા તથા
કૃપા પ્રમાણે; જે કૃપા અનાદિકાળથી ખ્રીસ્ત ઈશુમાં આપણને
આપેલી હતી; પણ આપણા તારનાર ઈશુ ખ્રીસ્તના પ્રગટ ૧૦
થયાથી હમણાં પ્રસિદ્ધ થઈ છે; તેણે મરણને નિરર્થક કીધું,
ને સુવાર્ત્તાથી જીવન તથા અમરપણું પ્રકાશિત કીધું છે; તે ૧૧
વિષે હું હલકારો તથા પ્રેરિત તથા વિદેશીઓનો શીખવ-
નાર ઠરાવાયો છું. તે કારણ માટે હું એ દુઃખો સહુંછું, તો પણ ૧૨
હું શરમાતો નથી, કેમકે જે પર મેં વિશ્વાસ કીધો તેને હું
ઓળખુંછું, ને મને ભરોસો છે કે, તેની પાસે મારી અનામતી
તે દાહાડા સુધી તે રાખી શકેછે. શુદ્ધ વાતનો નમુનો જે તમે ૧૩
મારી પાસેથી સાંભળ્યો તે ખ્રીસ્ત ઈશુના વિશ્વાસ તથા
પ્રેમમાં રાખ. તે સારી અનામતી આપણામાં રહેનાર પવિત્ર ૧૪
આત્માથી સંભાળી રાખ.

તને માલમ છે કે, આશીઆમાંના સઘળાએ મને મૂકી દીધો, ૧૫
તેઓમાં ફુગેલસ તથા હેરમોગેનેસ છે. પ્રભુ ઓનેસીફરસના ૧૬
ઘર પર દયા કરો, કેમકે તેણે વારે વારે મને તાજો કીધો, ને
મારાં બંધન વિષે શરમાયો નહોતો; પણ તે રૂમમાં હતો ત્યારે ૧૭

૧૮ ઘણી મહેનતથી તેણે મને શોધી કહાડયો, ને મળ્યો. પ્રભુ
તેને એવું આપો કે, તે દહાડે પ્રભુ પાસેથી તે દયા પામે; ને
એફેસસમાં તેણે કેટલી સેવા કીધી, એ તું સારી પઠે જાણેછે.

૨ માટે, મારા દિકરા, ખ્રીસ્ત ઈશુમાં જે કૃપા તેમાં તું સમર્થ
૨ થા. અને જે વાતો ઘણા શાહેદોની આગળ તેં મારી પાસેથી
સાંભળી તે, જે વિશ્વાસુ માણસો બીજાઓને પણ શીખવવા
૩ યોગ્ય થશે તેઓને સોંપી દે. માટે ઈશુ ખ્રીસ્તના સારા
૪ સૈનિકના જેવો તું મારી સાથે દુઃખ સેહે. કોઈ લડનાર સંસારી
કામકાજમાં ગુંથાતો નથી, એ માટે કે તે સેનાપતિને સંતુષ્ટ
૫ કરે. અને જો કોઈ પણ મલ્લયુદ્ધ કરે, તો નિયમ પ્રમાણે
૬ મલ્લયુદ્ધ કીધા વગર તે મુગટ પામતો નથી. મહેનત કરનાર
૭ ખેડુતને પહેલાં ફળ મળવાં જોઈએ. હું જે કહુંછું તેનો વિચાર
૮ કર; કેમકે સર્વ વિષે પ્રભુ તને સમજણ આપશે. યાદ રાખ
કે ઈશુ ખ્રીસ્ત જે દાવુદના સંતાનનો છે, તે મુએલાંમાંથી
૯ ઉઠડાયો છે, મારી સુવાર્ત્તા પ્રમાણે જેને સારૂ હું ભુંડું કરનારના
જેવો બંધન સુધી દુઃખ વેઠુંછું; પણ દેવની વાત બંધ થઈ
૧૦ નથી. તે માટે હું પસંદ કરેલાઓને સારૂ સઘળાં સહુંછું, કે
ખ્રીસ્ત ઈશુમાં જે તારણ તે અનંત મહિમાની સાથે તેઓ
૧૧ પામે. આ વિશ્વાસુ વાત છે—કેમકે જો આપણે તેની સાથે
૧૨ મુઆ, તો સાથે જીવીશું; જો સહિયે તો સાથે રાજ્ય પણ
૧૩ કરીશું; જો તેને નકારિયે તો તે આપણને પણ નકારશે; જો
આપણે અવિશ્વાસી હોઈએ તો પણ તે વિશ્વાસુ રહેછે; તે
પોતાને નકારી શકતો નથી.

૧૪ તું આ વાતો વિષે સંભરાવતાં પ્રભુ આગળ [તેઓને] આ
હુકમ કર કે, શબ્દવાદ જે કશામાં ગુણકારી નથી, પણ
૧૫ સાંભળનારાના બગાડને માટે છે, તે કોઈ ન કરે. લજ્જાના
કારણરહિત કામ કરનાર, સત્યની વાત બરાબર વેહેંચનાર,
૧૬ દેવ આગળ પસંદ થએલો, એવો થવાને મહેનત કર. પણ
અધર્મી તથા અમથી વાતોથી અલગ રહે, કેમકે તેઓ

અભક્તિમાં બહુ વધતા જશે. અને તેઓની વાત ધારાની ૧૭
પેઠે ખવાતી જશે, તેઓમાંના હુમનાયસ તથા ફીલેતસ છે,
પુનરૂત્થાન થઈ ગયું છે એમ કહેતાં તેઓએ સત્ય વિષે ભૂલ ૧૮
ખાધી, ને કેટલાએકનો વિશ્વાસ ઉલટાવી નાખેછે. પણ દેવે ૧૯
સ્થાપેલો પાયો સ્થિર રહેછે, તેને આ મોહોર છે કે, પ્રભુ પોતાના
જે છે તેઓને જાણેછે, ને આ કે, જે કોઈ ખ્રીસ્તનું નામ લેછે
તેણે ભુંડાઈથી દૂર થવું. પણ મોટા ઘરમાં કેવળ સુના તથા ૨૦
રૂપાનાં નહિ, પણ લાકડાનાં તથા માટીનાં પાત્રો પણ છે, ને
કોઈ માનને સારૂ ને કોઈ અપમાનને સારૂ. એ માટે જો ૨૧
કોઈ તેઓથી પોતાને શુદ્ધ કરે, તો માનને સારૂ પવિત્ર
કરેલું, સ્વામીને ઉપયોગી તથા સર્વ સારાં કામને સારૂ સિદ્ધ
કરેલું તે પાત્ર થશે. વળી જુવાનીના વિષયોથી નહાસ, પણ ૨૨
પ્રભુનું નામ શુદ્ધ હૃદયથી લેનારાઓની સાથે ન્યાયીપણું,
વિશ્વાસ, પ્રેમ, શાંતિની પાછળ લાગ. મૂર્ખ તથા અજ્ઞાન ૨૩
વાદોને તજ; એ જાણીને કે તેઓ વડવાડ ઉપજાવેછે. પણ ૨૪
પ્રભુના દાસે વડવાડ કરવી નહિ, પણ સઘળાની સાથે
નમ્ર, ઉપદેશ કરી શકે એવો, સહનશીળ, અટકાવનારાઓને ૨૫
નમ્રતાથી શીખવનાર થવો જોઈએ, કે કદાસ સત્ય જાણવા
સારૂ દેવ તેઓને પસ્તાવો [ કરવાનું મન ] આપે; ને સેતાનથી ૨૬
જેઓ પકડાયા તેઓ તેના ફાંદામાંથી જાગરૂત થઇને દેવની
ઈચ્છા પ્રમાણે છુટે.

**અ**ને આ જાણ કે છેલ્લા દહાડાઓમાં સંકટના વખતો ૩
આવશે. કેમકે માણસો સ્વાર્થી, દ્રવ્યલોભી, આપવખા- ૨
ણિયા, ગર્વિષ્ઠ, નિંદક, માબાપને ન માનનારા, અનુપકારી,
અશુદ્ધ, અપ્રેમી, ક્રૂર, બદો મુકનારા, સ્વદમન ન કરનારા, ૩
નિર્દય, સુવાર્તદ્વેષી, વિશ્વાસઘાતી, અસ્થિર, ગર્વથી ફુલેલા, દેવ ૪
પર નહિ પણ વિલાસ ઉપર પ્રીતિ રાખનારા, સુભક્તિનું ૫
રૂપ દેખાડીને તેના પરાક્રમના નકાર કરનારા એવા થશે;
તેઓથી તું ફરીજા. કેમકે એઓમાંના એવા છે કે જેઓ ઘરમાં ૬

પેસીને જે અણસમજુ સ્ત્રીઓ, પાપથી લાદેલી, ઘણા
૭ પ્રકારની ઈચ્છાથી ચલાવાએલી, હમેશાં શીખતી છતાં પણ
૮ સત્યનું જ્ઞાન પામી શકતી નથી, તેઓને વશ કરી લેછે. અને
જેમ જાનસે તથા જામ્બ્રસે મુસાને અટકાવ્યો, તેમ એ પણ
સત્યને અટકાવેછે; એઓ મનમાં બગડેલા, વિશ્વાસ સંબંધી
૯ પતિત માણસ છે. પણ એઓ બહુ આગળ ચાલવાના નથી;
કેમકે જેમ તેઓનું મૂર્ખપણું પ્રગટ થયું, તેમ એઓનું પણ
૧૦ સઘળાની આગળ પ્રગટ થશે. પણ મારો જે ઉપદેશ,
આચરણ, ઠરાવ, વિશ્વાસ, સહનશીળપણું, પ્રેમ, ધીરજ,
૧૧ સતાવણી ને દુઃખો જેવાં કે અંત્યોખમાં, ઈકોનીમાં, લુસ્ત્રામાં
મને થયાં, ને સતાવણી જેવી કે મેં વેઠી તે બધાંમાં તું મારી
પાછળ ચાલ્યો; પણ આ સઘળાં દુઃખોમાંથી પ્રભુએ મને
૧૨ છોડાવ્યો. અને જેઓ ખ્રીસ્ત ઈશુમાં સુભક્તિથી ચાલવા
૧૩ ઈચ્છેછે, તેઓ સઘળા સતાવણી પામશે. પણ ભુંડા માણસ
તથા ધુતારાઓ ભુલવીને તથા ભુલીને ભુંડાઈમાં વધતા
૧૪ જાયછે. પણ તું જે વાતો શીખ્યો ને જેના વિષે તારી ખાતરી
૧૫ થઈ તેઓમાં રહે; કેમકે કોણથી શીખ્યો એ તને માલમ છે;
ને એ પણ કે બાળપણાથી પવિત્રશાસ્ત્ર તું જાણેછે, તે ઈશુ
ખ્રીસ્ત પરના વિશ્વાસથી તારણને સારૂ જ્ઞાન આપી શકેછે.
૧૬ આખું સત્યશાસ્ત્ર દેવની પ્રેરણાથી અપાએલું છે, ને ઉપદેશ,
નિષેધ, સુધારા, ન્યાયીપણાના બોધને સારૂ ઉપયોગી છે;
૧૭ એ માટે કે દેવનું માણસ સંપૂર્ણ તથા સર્વે સારાં કામને
સારૂ તૈયાર થાય.

૪ **માટે** દેવની આગળ ને પ્રભુ ઈશુ ખ્રીસ્ત જે જીવતાં તથા
મુએલાંઓનો ન્યાય કરવાનો છે તેની આગળ ને તેના પ્રગટ
થવાના તથા રાજ્યના [વિચારથી] હું તને હઠેઠથી કહુંછું કે,
૨ તું વાત પ્રગટ કર, સુકાળમાં અકાળમાં તત્પર રહે, સર્વે
સહનશીળપણામાં તથા ઉપદેશમાં ઠપકો દે, ધમકાવ તથા
૩ બોધ કર. કેમકે એવો વખત આવશે કે જેમાં તેઓ શુદ્ધ

ઉપદેશને નહિ ખમશે; પણ કાન ખજવાળતાં પોતાની
ઇચ્છાઓ પ્રમાણે પોતાને સારૂ ઉપદેશકો એકઠા કરશે; ને ૪
તેઓ સત્યથી કાન ફેરવશે, ને કહાણીઓ ભણી ફરશે. તું ૫
સર્વમાં સાવધાન થા, દુઃખ સહે, સુવાર્ત્તિકનું કામ કર, તારી
સેવા પૂર્ણ કર. કેમકે હું અર્પણ કરાઉંછું, ને મારો નીકળવાનો ૬
વખત પાસે આવ્યો છે. મેં સારૂં કષ્ટ કીધું છે, દોડવું પૂરૂં ૭
કીધું છે, વિશ્વાસ રાખ્યો છે. અને હવે મારે સારૂ ન્યાયી- ૮
પણાનો મુગટ મૂકેલો છે, તે તે દહાડે ઇન્સાફી ન્યાયાધીશ
પ્રભુ મને આપશે; ને કેવળ મને નહિ પણ જે સઘળા તેનું
પ્રગટ થવું ઇચ્છેછે તેઓને પણ આપશે.

મારી પાસે વહેલો આવવાને તું યત્ન કર. કેમકે દેમાસ ૯ ૧૦
હાલના જગત પર પ્રેમ કરીને મને મૂકીને ગયો, ને થેસ્સાલો-
નીકીમાં ગયો છે; ક્રેસ્કેન્સ ગલાતીઆમાં, તીતસ દલમાતીઆમાં
ગયો. એકલો લુક મારી સાથે છે. માર્કને તારી સાથે લઈ ૧૧
આવ, કેમકે સેવાને સારૂ તે મને ઉપયોગી છે. તીખીકસને મેં ૧૨
એફેસસમાં મોકલ્યો. જે જામો મેં ત્રોઆસમાં કારપસ પાસે ૧૩
મૂકયો તે, ને પુસ્તકો, પણ વિશેષે કરીને ચર્મપત્રો આવતી
વેળા સાથે લઈ આવ. આલેકસાંદર કંસારાએ મારા પર ઘણું ૧૪
દુષ્ટપણું કીધું, પ્રભુ તેનાં કામ પ્રમાણે તેને બદલો આપશે; તે ૧૫
વિષે તું પણ સંભાળ, કેમકે તેણે અમારી વાતોને બહુ
અટકાવી. મારા પહેલા પ્રત્યુત્તરની વખતે મારી પાસે કોઈ ૧૬
પણ રહ્યું નહિ, પણ સઘળા મને મૂકી ગયા; એ તેઓના
લેખામાં ન ગણાય. તો પણ પ્રભુ મારી સાથે રહ્યો ને તેણે ૧૭
મને બળ આપ્યું, એ સારૂ કે મારાથી વાત પૂરી રીતે પ્રગટ
થાય, ને સઘળા વિદેશીઓ સાંભળે; ને હું સિંહના મહોડા-
માંથી છોડાવાયો. અને પ્રભુ સર્વ ભુંડાં કામથી મને છોડાવશે, ૧૮
ને પોતાના આકાશી રાજ્યને સારૂ મને બચાવી રાખશે; તેને
સર્વકાળ સુધી મહિમા થાઓ. આમેન.

પ્રિસ્કા તથા આકુલા તથા ઓનેસિફરસના ઘરનાંને ક્ષેમ ૧૯
કુશળ કહે. એરાસ્તસ કરીંથમાં રહ્યો; ને ત્રોફિમસને મેં ૨૦

૨૧ મિલેતસમાં માંદો મૂકયો. શિયાળા પહેલાં આવવાને યત્ન
કર. યુબુલસ તથા પુદેન્સ તથા લીનસ તથા કલાદીઆ તથા
સર્વે ભાઈઓ તને ક્ષેમ કુશળ કહેછે.
૨૨ પ્રભુ ઈશુ ખ્રીસ્ત તારા આત્માની સાથે થાઓ. કૃપા તારા
પર થાઓ. આમેન.

---

# તીતસને

## પાઉલ પ્રેરિતનું પત્ર.

---

૧ **પા**ઉલ દેવનો દાસ, ઈશુ ખ્રીસ્તનો પ્રેરિત, દેવના પસંદ
કરેલાઓના વિશ્વાસને અર્થે તથા સુભક્તિ પ્રમાણે સત્યના
૨ પૂરા જ્ઞાનને અર્થે, અનંત જીવનની આશાએ જેનું વચન જુઠું
૩ ન બોલનાર દેવે અનાદિકાળથી આપ્યું, ને તેના યોગ્ય
સમયોમાં પોતાની વાત જણાવી, જેનું પ્રગટ કરવું આપણા
૪ તારનાર દેવની આજ્ઞા પ્રમાણે મને સોંપેલું છે; સામાન્ય
વિશ્વાસ પ્રમાણે ખરા પુત્ર તીતસને [ લખેછે ]. દેવ બાપથી
તથા આપણા તારનાર ખ્રીસ્ત ઈશુથી તને કૃપા, દયા તથા
શાંતિ થાઓ.
૫ મેં એ કારણ માટે તને ક્રેતેમાં મૂકયો, કે જે અધુરાં છે તે
તું યથાસ્થિત કરે, ને જેમ મેં તને હુકમ કીધો, તેમ નગર
૬ નગરમાં તું વડીલો ઠરાવે. જો કોઈ નિર્દોષ હોય, એક સ્ત્રીનો
વર, જેનાં છોકરાં વિશ્વાસુ, જેના પર ઉડાઉપણાનું તહોમત
૭ મૂકેલું નથી, અથવા આડા નથી, [ તેને ઠરાવો ]. કેમકે
અધ્યક્ષે દેવના કારભારીના જેવો નિર્દોષ થવું જોઈએ;
સ્વછંદી કે ક્રોધી કે મદ્યપી કે મારનાર કે નીચ લાભ વિષે
૮ લોભી એવો નહિ. પણ પરોણા રાખનાર, સારાંનો પ્રેમી,
બુદ્ધિવાન, ન્યાયી, શુદ્ધ તથા સ્વદમન કરનાર, ઉપદેશ પ્રમાણે

વિશ્વાસુ વાતને દૃઢતાથી રાખનાર એવો જોઈએ, એ સારૂ કે ૯
શુદ્ધ ઉપદેશથી બોધ કરવાને તથા અટકાવનારાઓને મના-
વવાને તે શક્તિવાન હોય.

કેમકે આડા અમથા બોલનારા તથા ઠગનાર ઘણા છે, ૧૦
એઓ વિશેષે કરીને સુનતમાંના છે, તેઓનાં મહો બંધ કરવાં ૧૧
જોઈએ; તેઓ જે ઘટતું નથી તે લજામણા લાભને સારૂ
શીખવીને આખાં ઘરનાંને ઉલટાવી નાખેછે. તેઓમાંના ૧૨
એકે એટલે તેમના એક કવિએ કહ્યું કે, ક્રેતીઓ સદા જુઠા,
ભુંડા પશુ, આળસુ પેટભરૂઓ છે. આ શાહેદી ખરી છે. તે ૧૩
કારણ માટે તેઓને કઠણ રીતે ધમકાવ, કે તેઓ યહુદીઓની ૧૪
કહાણીઓ પર તથા સત્યથી ફરનાર માણસના હુકમ પર
ચિત્ત ન રાખતાં વિશ્વાસમાં ખરા થાય. શુદ્ધોને સઘળાં શુદ્ધ ૧૫
છે; પણ ભ્રષ્ટ તથા અવિશ્વાસીઓને કંઈ શુદ્ધ નથી, પણ
તેઓનાં મન તથા અંતઃકરણ ભ્રષ્ટ થએલાં છે. અમે દેવને ૧૬
જાણિયેછિયે એવું તેઓ કબૂલ કરેછે, પણ કરણીઓથી તેને
નકારેછે; તેઓ અમંગળ, આજ્ઞાભંગી, ને સર્વે સારાં કામ
વિષે ધિઃકારેલા છે.

પણ ખરા ઉપદેશને જે શોભેછે તે વાત તું બોલ, એવી કે **૨**
ઘરડાઓએ સાવધાન, ગંભીર, બુદ્ધિવાન, ને વિશ્વાસમાં ૨
પ્રેમમાં તથા ધીરજમાં ખરા થવું જોઈએ; ને એવી કે ઘરડી- ૩
ઓએ આચરણમાં ધર્મશોભિત, ચાડી કરનારી નહિ, ઘણો
દ્રાક્ષરસ પીનારી નહિ, સારી વાતોને શીખવનારી થવું
જોઈએ, એ સારૂ કે તેઓ જુવાન બાયડીઓને પોતાના વરોને ૪
પ્રેમ કરવાને, બાળકોનો પ્રેમ કરવાને, ને બુદ્ધિવાન, પવિત્ર, ૫
ઘરનાં કામ કરનારી, સારી તથા પોતાના વરને આધીન
થવાને સમજાવે, એ માટે કે પ્રભુની વાતની નિંદા ન થાય. તે ૬
પ્રમાણે જુવાન માણસોને બુદ્ધિવાન થવાને બોધ કર. સર્વે ૭
વિષે સારી કરણીનો નમુનો એવો પોતાને દેખાડ, ઉપદેશમાં
શુદ્ધપણું, ગંભીરપણું, ને જે પર દોષ નહિ મૂકાય એવી ખરી ૮

વાત દેખાડ; એ સારૂ કે જે ઉલટો તે આપણા વિષે કંઈ
૯ ભુંડુ બોલવાનું ન પામતાં શરમાઈ જાય. દાસોને પોતાના
ધણીઓને આધીન થવાને, સર્વ વિષે પ્રસન્ન કરનારા થવાને,
૧૦ આડા ન બોલવાને, ચોરી ન કરવાને, પણ સર્વમાં વિશ્વાસુ-
પણું દેખાડવાને બોધ કર; એ સારૂ કે તેઓ સર્વ વિષે
૧૧ આપણા તારનાર દેવના ઉપદેશને શોભાવે. કેમકે દેવની
કૃપા જે સઘળાં માણસને સારૂ તારણ લાવેછે તે પ્રગટ થઈ છે;
૧૨ તે આપણને શીખવેછે કે, અભક્તિ તથા દૈહિક વિષયોને
નકારીને બુદ્ધિથી તથા ન્યાયીપણાથી તથા ભક્તિથી હાલના
૧૩ જગતમાં વર્ત્તવું; ને ધન્ય આશાપ્રાપ્તિની તથા મોટા દેવ
તથા આપણા તારનાર ઈશુ ખ્રીસ્તના મહિમાના પ્રગટ થવાની
૧૪ વાટ જોવી; તેણે પોતાને આપણને સારૂ આપ્યો એ માટે કે,
સર્વ અન્યાયથી આપણને છોડાવી લે, ને પોતાને સારૂ ખાસ લોક
તથા સર્વ સારાં કામ વિષે આસ્થિત એવા આપણને શુદ્ધ કરે.
૧૫ આ વાતો તું બોલ, બોધ કર, ને પૂરા અધિકારથી ઠપકો
દે; કોઈ તને તુચ્છ ન કરે.

૩ તેઓને સંભરાવ કે તેઓ સત્તાધારી તથા અધિકારીને
આધીન થાય, હાકેમોને માને, સર્વ સારાં કામને સારૂ તૈયાર
૨ થાય; કોઈની નિંદા ન કરે, કજીઆખોર નહિ, પણ નમ્ર,
૩ સર્વ માણસોને પૂરી લીનતા દેખાડનારા થાય. કેમકે આપણે
પણ અગાઉ અજ્ઞાની, ન માનનારા, ભુલવેલા, જુદા જુદા
વિષય તથા વિલાસના દાસો, ભુંડાઈ તથા અદેખાઈમાં ચાલ-
૪ નારા, દ્વેષપાત્ર તથા એક બીજાનો દ્વેષ કરનારા હતા. પણ
દેવ આપણા તારનારની દયા તથા માણસ પરની પ્રીતિ પ્રગટ
૫ થઈ, ત્યારે ન્યાયીપણામાંનાં આપણાં કરેલાં કામોથી નહિ,
પણ પોતાની દયા પ્રમાણે પુનર્જન્મના સ્નાનથી તથા પવિત્ર
૬ આત્માથી જે નવીનકરણ તેથી તેણે આપણને તાર્યા; જેને
તેણે આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તથી આપણા ઉપર બહુ રેડયો
૭ છે; એ સારૂ કે આપણે તેની કૃપાથી ન્યાયી ઠરીને અનંત
૮ જીવનની આશા પ્રમાણે વારસ થઈએ. આ વાત વિશ્વાસુ

છે; ને મારી ઈચ્છા છે કે આ વાતો વિષે તું કહ્યા કરે, એ
સારૂ કે જેઓએ દેવનો વિશ્વાસ કીધો તેઓ સારાં કામ
કરવાને ચિત્ત રાખે. આ વાતો માણસોને સારી તથા ઉપયોગી
છે. પણ મૂર્ખાઈના વિવાદો તથા વંશાવળીઓ તથા કજીઆ ૯
તથા નિયમશાસ્ત્ર વિષે વડવાડોથી અલગ રહે; કેમકે તેઓ
નિરૂપયોગી તથા અમથાં છે. પહેલો તથા બીજો બોધ કરયા ૧૦
પછી પાખંડી માણસથી દૂર થા; એમ જાણીને કે એવો ૧૧
માણસ ફરી ગએલો છે, ને પોતાથી દોષિત ઠરીને પાપ કરેછે.

જ્યારે હું તારી પાસે આરતેમાસ કે તીખીકસને મોકલું, ૧૨
ત્યારે નિકોપોલીસમાં મારી પાસે આવવાને યત્ન કર; કેમકે
ત્યાં શિયાળો કહાડવાનું મેં ઠરાવ્યું છે. ઝનાસ શાસ્ત્રીને તથા ૧૩
અપોલાને એવી સંભાળથી પહોંચાડ કે તેમને કંઈ ઓછું ન
પડે. વળી આપણા લોકોએ જરૂરના ખરચને સારૂ સારાં ૧૪
કામો કરવાને શીખવું, એ સારૂ કે તેઓ નિષ્ફળ ન થાય.

મારી સાથેના સઘળા તને ક્ષેમ કુશળ કહેછે; વિશ્વાસમાંના ૧૫
જેઓ આપણા પર પ્રેમ કરેછે તેમને ક્ષેમ કુશળ કહે; તમ
સર્વ પર કૃપા થાઓ. આમેન.

---

# ફીલેમોનને

## પાઉલ પ્રેરિતનું પત્ર.

---

વહાલા તથા અમારી સાથે કામ કરનાર ફીલેમોનને તથા ૧
વહાલી આપફીઆને તથા મારા સાથીસૈનિક આર્ખીપસને ૨
તથા તારા ઘરમાંની મંડળીને ખ્રીસ્ત ઈશુનો બંદીવાન પાઉલ
તથા ભાઈ તીમોથી [ લખેછે ]. દેવ આપણા બાપ તથા પ્રભુ ૩
ઈશુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાંતિ થાઓ.

૪ તારો જે પ્રેમ તથા વિશ્વાસ પ્રભુ ઈશુ પર તથા સર્વ પવિત્રો
૫ પર છે, તે વિષે સાંભળવાથી મારી પ્રાર્થનાઓમાં તારૂં સ્મરણ
૬ કરીને સર્વદા હું મારા દેવની ઉપકારસ્તુતિ કરૂંછું. એ માટે કે
તારા વિશ્વાસનું ભાગિયાપણું આપણામાં સર્વ જે સારૂં છે
તેની ઓળખમાં ખ્રીસ્ત ઈશુના મહિમાને સારૂ સફળ થાય.
૭ કારણ કે તારા પ્રેમથી અમને ઘણો લાભ તથા દિલાસો છે;
કેમકે, ઓ ભાઈ, તારાથી પવિત્રોનાં હૃદય શાંત થાયછે.
૮ માટે જે યોગ્ય છે તે તને હુકમરૂપે કહેવાને મને ખ્રીસ્તથી
૯ છુટ છે ખરી, પણ પાઉલ ઘરડો તથા હવે ખ્રીસ્ત ઈશુનો
બંદીવાન એવો હું બીજી રીતે, એટલે પ્રેમથી તારી વિનંતી
૧૦ કરૂંછું. ઓનેસીમસ મારો દિકરો જેને મેં મારા બંધનમાં
૧૧ જન્માવ્યો તે વિષે હું તમારી વિનંતી કરૂંછું. તે અગાઉ તને
નિરૂપયોગી હતો, પણ હવે તને તથા મને પણ ઉપયોગી છે;
૧૨ તેને મેં પાછો મોકલ્યો માટે તેને, એટલે મારા હૃદયને અંગીકાર
૧૩ કર. તેને હું મારી પાસે રાખવાને ચાહાતો હતો, કે તારે ઠેકાણે
૧૪ સુવાર્ત્તાનાં બંધનો વિષે તે મારી સેવા કરે. પણ તારી મરજી
વિના કંઈ કરવાની મારી ઈચ્છા નહોતી, એ સારૂ કે પરાણે
થએલા સરખો નહિ, પણ ખુશીથી થએલો એવો તારો ઉપકાર
૧૫ થાય. કેમકે તે કદાસ એજ માટે થોડી વાર સુધી વેગળો
૧૬ થયો, કે તું સર્વકાળ સુધી તેને પામે; હવે પછી દાસના જેવો
નહિ, પણ દાસથી અધિક, એટલે વહાલા ભાઇના જેવો, તે
તો મને વિશેષ એવો છે, પણ દેહ વિષે તથા પ્રભુમાં તને
૧૭ કેટલો વધતો! માટે જો તું મને ભાગિયો ગણે, તો જેમ મને
૧૮ તેમ તેને અંગીકાર કર. અને તેણે તારો કંઇ અન્યાય કીધો
૧૯ કે તારો કરજદાર હોય તો તે મારા હિસાબમાં માંડ. મેં
પાઉલે મારે હાથે લખ્યું છે, તે હું વાળીશ; તો પણ હું તને
૨૦ નથી કહેતો કે તું પોતા વિષે પણ મારો કરજદાર છે. હા,
ભાઈ, તારાથી પ્રભુમાં મને આનંદ થાય; પ્રભુમાં મારૂં હૃદય
૨૧ શાંત કર. તું માનીશ તેનો ભરોસો રાખીને તારા પર લખુંછું,
કેમકે હું જાણુંછું કે, જે હું કહું તે કરતાં પણ તું વધારે કરીશ.

વળી મારે સારૂ ઉતારો તૈયાર કર, કેમકે હું આશા રાખુંછું કે, ૨૨
તારી પ્રાર્થનાઓથી હું તને અપાઈશ.

એપાફ્રાસ ખ્રીસ્ત ઈશુમાં મારો સાથીબંદીવાન, માર્ક, ૨૩
આરીસ્તાર્ખસ, દેમાસ, લુક, મારા સાથીકામકરનારા તને ૨૪
ક્ષેમ કુશળ કહેછે.

આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તની કૃપા તમારા આત્માની સાથે ૨૫
થાઓ. આમેન.

---

# હેબ્રીઓને પત્ર.

---

દેવ ભવિષ્યવાદીઓને આસરે પહેલાં બાપદાદાઓને અનેક- ૧
વાર તથા અનેક પ્રકારે બોલ્યા પર, આ છેલ્લા દહાડાઓમાં ૨
દિકરાને આસરે આપણને બોલ્યો, જેને સઘળાંનો વારસ
તેણે ઠરાવ્યો, ને જેનાથી જગતોને પણ ઉત્પન્ન કીધાં. તે તેના ૩
ગૌરવનું તેજ તથા અસ્તિત્વની પ્રતિમા છે, ને પોતાના
પરાક્રમના શબ્દથી સઘળાં ધરી રાખેછે; તે પોતે પાપ વિષે
પ્રાયશ્ચિત્ત કરીને મહત્વની જમણીગમ ઉંચામાં બેઠો છે. તે ૪
દૂતો કરતાં જેટલું ચડિઆતું નામ વતનથી પામ્યો, તેટલો તેઓ
કરતાં તે ઉત્તમ છે. કેમકે તેણે દૂતોમાંના કયાને કદી એમ ૫
કહ્યું કે, "તું મારો દિકરો છે, આજ મેં તને જન્માવ્યો છે?"
ને વળી, "હું તેનો બાપ થઈશ, ને તે મારો દિકરો થશે?"

અને ફરી, તે જ્યારે પ્રથમજનિતને જગતમાં લાવેછે ત્યારે ૬
કહેછે કે, "દેવના સઘળા દૂત તેનું ભજન કરો." અને દૂતો ૭
સંબંધી તે એમ કહેછે કે, "તે પોતાના દૂતોને વાયુ જેવા, ને
પોતાના સેવકોને અગ્નિની ઝાળ જેવા કરેછે." પણ દિકરાને ૮
તે કહેછે, "ઓ દેવ, તારૂં રાજ્યાસન સદા સર્વકાળ છે, ને

૯ ન્યાયીપણાનો દંડ તારો રાજ્યદંડ છે. તેં ન્યાયીપણા પર
પ્રીતિ કીધી, ને અન્યાય પર દ્વેષ કીધો, એ માટે દેવે, એટલે
તારા દેવે, તારા સાથીઓ કરતાં અધિક તને હરખરૂપે તેલે
૧૦ અભિષેક કીધો છે." વળી, "ઓ પ્રભુ, તેં આરંભમાં પૃથ્વી
૧૧ સ્થાપી, ને આકાશો તારા હાથનાં કામ છે. તેઓ નાશ પામશે;
૧૨ પણ તું સ્થિર રહેછે; ને તેઓ સઘળાં વસ્ત્ર સરખાં જુનાં
થઈજશે; ને તું જામાની પેઠે તેઓને લપેટીશ, ને વસ્ત્ર જેવા
તેઓ બદલાશે, પણ તું તેવોજ છે, ને તારાં વર્ષ કદી થઈ રહેશે
૧૩ નહિ." અને તેણે દૂતોમાંના કયાને કદી એમ કહ્યું કે, "જ્યાં
સુધી તારા વૈરીઓને હું તારૂં પાદાસન કરીશ, ત્યાં સુધી તું
૧૪ મારી જમણીગમ બેસ?" તેઓ સઘળા સેવા કરનારા
આત્મા, તારણના વતન પામનારાઓને લીધે સેવા કરવા સારૂ
બહાર મોકલાએલા નથી શું?

૨ એ માટે જે વાતો આપણે સાંભળી, તેથી આપણે કદી
ન ફેરવાઈએ, માટે તે પર બહુજ ચિત્ત રાખવું જોઈએ.
૨ કેમકે દૂતોને આસરે કહેલું વચન જો સ્થિર રહ્યું, ને હરેક
૩ ઉલ્લંઘનને તથા આજ્ઞાભંગને યોગ્ય બદલો થયો, તો આપણે
એટલું મોટું તારણ પડતું મૂકિયે તો શી રીતે બચીશું? તે
[તારણની વાત] પહેલાં પ્રભુથી કહેવામાં આવી, પછી
૪ સાંભળનારાઓએ તે અમને નિશ્ચે કરી દેખાડી. દેવ પણ
પોતાની ઈચ્છા પ્રમાણે ચિન્હોથી તથા અદભુત કામોથી
તથા બહુ પ્રકારના ચમત્કારથી તથા પવિત્ર આત્માનાં દાન
વેહેંચવાથી શાહેદી આપતો હતો.

૫ કેમકે જે આવનાર યુગ સંબંધી આપણે કહિયેછિયે, તે તેણે
૬ દૂતોને સ્વાધીન મૂકયું નહિ. પણ એક જગ્યાએ કોઈએકે
એવી શાહેદી પૂરી કે, "માણસ શું છે, કે તું તેને સંભારેછે?
૭ અથવા માણસનો દિકરો શું કે તું તેના પર નજર રાખેછે? તેં
તેને દૂતો કરતાં જરા ઓછો કીધો; તેં તે પર મહિમા તથા
માનનો મુગટ મૂક્યો, ને તારા હાથનાં કામ પર તેને ઠરાવ્યો;

તેં તેના પગ તળે સઘળાં મૂક્યાં છે;" તો સઘળાં તેને સ્વાધીન ૮
મૂકવાથી તેને સ્વાધીન ન કીધેલું એવું કંઈ રહેવા દીધું નહિ.
પણ સઘળાં તેને સ્વાધીન મૂકેલાં, એમ આજ સુધી આપણે
જોતા નથી. પણ દેવની કૃપાથી સઘળાં માણસને સારૂ ૯
મરણ ભોગવવાને અર્થે જે દૂતો કરતાં જરા ઓછો કરાયો,
એટલે ઈશુ, જેના પર મરણ સહેવાને લીધે મહિમા તથા
માનનો મુગુટ મૂકાયલો, તેને જોઈયેછિયે. કેમકે જેને સારૂ ૧૦
સઘળાં તથા જેનાથી સઘળાં છે, તેને એ યોગ્ય હતું કે, તે ઘણા
દિકરાઓને ગૌરવમાં લાવનારને એટલે તેઓના તારણના
અધિકારીને દુઃખ ભોગવ્યાથી પરિપૂર્ણ કરે. કેમકે જે પવિત્ર ૧૧
કરેછે, ને જે પવિત્ર કરાયછે, તે સઘળાં એકથીજ છે, એ માટે
તે તેઓને ભાઈ કહેવાને ન લાજતાં કહેછે કે, "હું તારૂં નામ
ભાઈઓને પ્રગટ કરીશ, મંડળીમાં ગીત ગાતાં હું તારી સ્તુતિ ૧૨
કરીશ." અને ફરી, "હું તે પર ભરોસો રાખીશ;" ને ફરી, ૧૩
"જુઓ, હું તથા જે બાળકો દેવે મને આપ્યાં છે તેઓ." તો ૧૪
બાળકો માંસ તથા લોહીનાં હોયછે, માટે તે પણ તેજ રીતે
તેઓનો ભાગિયો થયો, એ સારૂ કે પોતે મરણ પામીને મરણનું
પરાક્રમ રાખનારનો, એટલે શેતાનનો, નાશ કરે. અને મરણની ૧૫
બિહીકથી જે પોતાના આખા આયુષ્યભર દાસપણામાં હતા
તેઓને છોડાવે. કેમકે ખચીત તે દૂતોની સહાયતા નથી કરતો, ૧૬
પણ ઈબ્રાહીમના સંતાનની કરેછે. એ સારૂ તેને સઘળાં સંબંધી ૧૭
પોતાના ભાઈઓના જેવા થવું જોઈતું હતું, એ માટે કે લોકોનાં
પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને દેવનાં વાનાં સંબંધી તે દયાળુ તથા
વિશ્વાસુ પ્રમુખયાજક થાય. કેમકે તેનું પરીક્ષણ થયાથી તેણે ૧૮
દુઃખ ભોગવ્યાં, માટે જેઓનું પરીક્ષણ થાયછે, તેઓની સહાય
કરવાને તે શક્તિવાન છે.

**એ** માટે, ઓ પવિત્ર ભાઈઓ, આકાશી તેડું પામેલા, ૩
આપણે જે સ્વીકારેલું તેના પ્રેરિત તથા પ્રમુખ યાજક ઈશુનું
ધ્યાન તમે કરો. જેમ મુસા પણ પોતાના આખા ઘરમાં ૨

વિશ્વાસુ હતો, તેમ એ પોતાના ઠરાવનારની આગળ વિશ્વાસુ
૩ હતો. કેમકે જે પ્રમાણે ઘર કરતાં ઘર બાંધનારને વધતું માન
છે, તે પ્રમાણે મુસા કરતાં વધતું માન પામવાયોગ્ય એ ગણાયો
૪ છે. કાંજે હરેક ઘર કોઈએ રચેલું છે, પણ જેણે સઘળી
૫ વસ્તુઓ રચી તે દેવ છે. મુસા તો, જે વાત પ્રગટ થવાની
હતી તેની શાહેદી પુરવા સારૂ, પોતાના આખા ઘરમાં સેવકની
૬ પઠે વિશ્વાસુ હતો ખરો. પણ ખ્રીસ્ત તો પુત્રની પઠે પોતાના
ઘર પર વિશ્વાસુ હતો; જેનું ઘર આપણે છિયે, જો ભરોસાને
૭ તથા આશાના આનંદને અંત સુધી સ્થિર રાખિયે તો. એ
માટે જેમ પવિત્ર આત્મા કહેછે તેમ, "આજ તમે તેની વાણી
૮ સાંભળો; જેમ ક્રોધકાળે, એટલે રાનમાંના પરીક્ષણના
૯ દહાડામાં, તમે પોતાનાં હૃદય કઠણ કર્યાં તેમ કરો મા, ત્યાં
તમારા બાપદાદાઓએ મને પારખવાથી મારૂં પરીક્ષણ કીધું,
૧૦ ને ચાળીશ વરસ સુધી મારાં કામ જોયાં. એ માટે તે પહેડી
પર હું નારાજી થયો, ને બોલ્યો કે, તેઓ હૃદયમાં સદા ભટકી
૧૧ જાયછે, પણ તેઓએ મારા માર્ગ જાણ્યા નહિ, એ માટે મેં મારા
ક્રોધમાં શમ ખાધા, કે તેઓ મારા વિસામામાં નહિ પેસશે."
૧૨ ઓ ભાઈઓ, તમે સાવધાન થાઓ કે તમારામાંના કોઈને
અવિશ્વાસનું ભુંડું હૃદય ન થાય, રખે જીવતા દેવથી તે દૂર
૧૩ જાય. પણ જ્યાં સુધી "આજ" કહેવાયછે, ત્યાં સુધી તમે
હરેક દહાડે એક બીજાને સુબોધ કરો; એ માટે કે પાપના
૧૪ કપટથી તમારામાંનો કોઈ કઠણ ન થાય. કેમકે જો આપણે
આપણા આરંભનો ભરોસો અંત સુધી સ્થિર રાખિયે, તો
૧૫ આપણે ખ્રીસ્તના ભાગિયા થયા છિયે. કેમકે એમ કહ્યું છે કે,
"આજ તમે તેની વાણી સાંભળો, જેમ ક્રોધકાળે તમે પોતાનાં
૧૬ હૃદય કઠણ કર્યાં તેમ કરો મા." કેમકે કોણે સાંભળીને
સંતાપ્યો? શું મુસાવડે મિસરમાંથી જેઓ નિકળ્યા તે
૧૭ સઘળાએ નહિ? ને ચાળીશ વરસ સુધી તે કોના પર નારાજી
થયો? શું જેઓએ પાપ કીધાં, જેઓનાં મુડદાં અરણ્યમાં
૧૮ પડ્યાં, તેઓ પર નહિ? ને જેઓએ વિશ્વાસ કીધો નહિ

તેઓ વગર કોણ વિષે તેણે સમ ખાઈને કહ્યું કે તેઓ મારા
વિસામામાં નહિ પેસશે? તો આપણે જોઈયેછિયે કે અવિ- ૧૯
શ્વાસને કારણે તેઓથી પેસાયું નહિ.

**એ** માટે આપણે બિહીવું જોઈએ, રખે તેના વિશ્રામમાં ૪
જવાનું વચન હજી રહ્યા છતાં, તમારામાંનો કોઈ કદાપિ પાછળ
પડેલો દેખાય. કેમકે જેમ તેઓને તેમ આપણને પણ સુવાર્તા ૨
પ્રગટ કરેલી છે; પણ સાંભળેલી વાત પર સાંભળનારાઓએ
વિશ્વાસ ન કીધો, તેથી તે તેઓને લાભકારક થઈ નહિ.
આપણે વિશ્વાસ કરનારા વિશ્રામમાં જઈયેછિયે, જેમ તેણે ૩
કહ્યું કે, "મેં મારા ક્રોધમાં શમ ખાધા કે, તેઓ મારા વિશ્રામમાં
નહિ પેસશે," તેમ; તો પણ કામો તો જગતના આરંભથી
થયલાં હતાં. કેમકે સાતમા દહાડા વિષે એક ઠેકાણે તેણે એમ ૪
કહેલું છે કે, "સાતમે દહાડે દેવે પોતાનાં સર્વ કામથી વિશ્રામ
લીધો." અને એજ ઠેકાણે તે ફરી કહેછે કે, "તેઓ મારા ૫
વિશ્રામમાં નહિ પેસશે." તો કેટલાએકે તેમાં પેસવું જોઈયે ૬
એ બાકી રહેલું છે, ને જેઓને પહેલાં સુવાર્તા પ્રગટ કરેલી
હતી, તેઓ આજ્ઞાભંગના કારણથી પેઠાજ નહિ, માટે એટલી
બધી વાર પછી ફરી દાવુદથી મુક્કરર દહાડો ઠરાવીને તે કહેછે કે ૭
"આજ," જેમ અગાઉથી કહેવામાં આવ્યું તેમ, એટલે,
"આજ તમે તેની વાણી સાંભળો, તમે પોતાનાં હૃદય કઠણ ન
કરો." કેમકે જો યહોશુઆએ તેઓને તે વિશ્રામ આપ્યો ૮
હોત, તો તે પછી બીજા દહાડા સંબંધી [દેવે] કહ્યું ન હોત. એ ૯
માટે દેવના લોકોને સારૂ વિશ્રામનો વાર રહેલો છે. કેમકે તેના ૧૦
વિશ્રામમાં જે પેઠા છે તેણે પણ પોતાનાં કામથી વિશ્રામ લીધો
છે, જેમ દેવે પોતાનાંથી તેમ. એ માટે આપણે તે વિશ્રામમાં ૧૧
પેસવાનો યત્ન કરિયે, રખે આજ્ઞાભંગના તેજ ઉદાહરણ પ્રમાણે
કોઈ પડે. કેમકે દેવનું વચન જીવતું તથા સમર્થ તથા બેધારી ૧૨
તરવાર કરતાં પણ ધારવાળું છે, ને જીવ તથા આત્મા, સાંધા
તથા મજ્જા જૂદાં કરે એટલા સુધી વિંધનારૂં છે; ને હૃદયના

૧૩ વિચારનું તથા ભાવનાનું જોઈ લેનારૂં છે. અને તેની આગળ
કંઈ ઉત્પન્ન કરેલું અણદીઠ નથી; પણ જેની સાથે આપણને
કામ છે, તેની દૃષ્ટિમાં સઘળાં નાગાં તથા ઉઘાડાં છે.

૧૪ તો દેવનો પુત્ર ઈશુ આકાશમાં પાર ગએલો, એવો મોટો
પ્રમુખયાજક આપણને છે, માટે આપણે જે માની લીધેલું તે
૧૫ જોરથી પકડી રાખિયે. કેમકે આપણા અબળપણા પર જેને
દયા આવી નહિ શકે એવો પ્રમુખ્યયાજક આપણને નથી, પણ
તે સર્વ પ્રકારે સમાન રીતે પરીક્ષણ પામેલો છતાં નિષ્પાપી
૧૬ રહ્યો. એ માટે દયા પામવાને તથા યોગ્ય સમયે સહાયને સારૂ
કૃપા પામવાને, આપણે હિમ્મતથી કૃપાસનની પાસે આવિયે.

૫ તો માણસોમાંથી લીધેલો હરેક પ્રમુખયાજક દેવ સંબંધીની
વાતોમાં માણસોને સારૂ ઠરાવેલો છે, એ માટે કે તે પાપોને
૨ સારૂ દાનો તથા યજ્ઞ કરે: ને તેનાથી અજ્ઞાનીઓની તથા
ચુકનારાઓની કંઈ સહનતા કરાય, કેમકે તે પોતે પણ અશકત-
૩ પણાથી ઘેરાયલો છે. અને એજ માટે તેણે જેમ લોકોને સારૂ
૪ તેમ પોતાને સારૂ પણ પાપોને લીધે અર્પણ કરવું જોઈએ. અને
હારોનની પઠે દેવથી જે બોલાવાયો તે વગર કોઈ પોતાને સારૂ
૫ આ માન લેતો નથી. એજ રીતે ખ્રીસ્તે પણ પ્રમુખયાજક
થવાનું માન પોતે લીધું નહિ, પણ જેણે તેને કહ્યું કે, "તું મારો
દિકરો છે, આજ મેં તને જન્માવ્યો છે," તેણે [તેને માન
૬ દીધું]. તે પ્રમાણે પણ બીજે ઠેકાણે તે કહેછે કે, "મેલકી-
૭ સેદેકના ધારા પ્રમાણે, તું સદા યાજક છે." તેણે પોતાના
દેહધારીપણામાંના દહાડાઓમાં પોતાને મરણથી છોડાવવાને
જે શક્તિવાન, તેની પાસે મોટે ઘાંટે તથા આંસુએ પ્રાર્થના
તથા કાલાવાલા કીધા, ને તેણે મર્યાદા રાખી, માટે તેનું
૮ સંભળાયું; ને તે પુત્ર છતાં પણ પોતે જે જે સહ્યાં તેથી આજ્ઞા-
૯ પાલન શીખ્યો. અને પરિપૂર્ણ થઈને પોતાના સઘળા માન-
૧૦ નારાઓને સારૂ અનંત તારણનું કારણ થયો. મેલકીસેદેકના
ધારા પ્રમાણે દેવથી કહેવાએલો એવો પ્રમુખયાજક થયો.

આ [ મેલકીસેદેક ] વિષે અમારે બહુ વાત કહેવાની છે, ૧૧
પણ અર્થ સમજાવવો કઠણ છે, કેમકે તમે સાંભળવા વિષે મંદ
થયા છો. અને જ્યારે એટલા વખતમાં તમારે ઉપદેશકો થવું ૧૨
જોઈતું હતું, ત્યારે તો દેવનાં વચનનાં મૂળતત્વ શાં છે, એ કોઇ
તમને ફરી શીખવે એવી અગત્ય છે; ને તમે એવા થયા કે
તમને દૂધની અગત્ય છે, પણ પાકા અન્નની નથી. કેમકે જે ૧૩
હરેક દૂધ પીએછે તે ન્યાયીપણાની વાત સંબંધી અપ્રવીણ છે,
કાંજે તે બાળક છે. પણ જે પૂરા છે, એટલે જેઓની ઇન્દ્રિયો ૧૪
ભલું ભુંડું પારખવાને વપરાએલી છે, તેઓને સારૂ પાકું અન્ન છે.

એ માટે, ખ્રીસ્ત વિષેનાં મૂળતત્વનો ઉપદેશ મૂકીને આપણે ૬
સંપૂર્ણતા સુધી આગળ વધિયે; ને નિર્જીવ કામ સંબંધીના
પસ્તાવાનો તથા દેવ પરના વિશ્વાસનો તથા બાપ્તિસ્માઓ
સંબંધીના ઉપદેશનો તથા હાથ મૂકવાનો તથા મરીગયલાંઓનાં ૨
પુનરૂત્થાનનો તથા અનંત કાળના ન્યાયકરણનો પાયો
ફરી ન નાખિયે. અને જો દેવ કરવા દે તો એ આપણે ૩
કરીશું. કેમકે જેઓ એકવાર પ્રકાશિત થયા, જેઓએ ૪
આકાશમાંના દાનનો અનુભવ લીધો, જેઓ પવિત્ર આત્માના
ભાગિયા પણ થયા, ને જેઓએ દેવની ઉત્તમ વાત તથા ૫
આવનાર જગતમાંના પરાક્રમનો અનુભવ લીધો, ને ત્યાર પછી ૬
પતિત થયા, તેઓને પસ્તાવાને સારૂ ફરી નવા કરવા એ થઇ
શકતું નથી, કાંજે તેઓ પોતાના [ નાશ ]ને માટે દેવના પુત્રને
ફરી વધસ્તંભે જડેછે, ને પ્રગટરૂપે તેનું અપમાન કરેછે. કેમકે ૭
જે ભૂમિ પોતા પર વારે વારે વરસેલા વરસાદને પીએછે, ને
જેઓને માટે ખેડાયછે તેઓને સારૂ ગુણકારી શાક ઉપજાવેછે,
તે દેવથી આશીર્વાદ પામેછે. પણ જે બોરડી તથા ઉંટકટો ૮
ઉપજાવેછે, તે નાપસંદ કરેલી તથા શ્રાપિત થવાની તૈયારીમાં
છે; અંતે તે બળવાની છે.

પણ, ઓ પ્રિય, જો અમે એવું કહિયેછિયે તો પણ તમો ૯
સંબંધી એ કરતાં જે સારી તથા તારણને લગતી વાતો છે,

૧૦ એવી વાતોનો ભરોસો અમને છે. કેમકે દેવ અન્યાયી નથી,
કે તે તમારા કામ તથા પ્રીતિને વિસરે; એટલે જે [ પ્રીતિ ]
તેના નામને સારૂ તમે કરી દેખાડી છે તે; કેમકે તમે પવિત્રોની
૧૧ સેવા કીધી છે, ને કરોછો. અને અમે બહુ ચાહિયેછિયે, કે
તમારામાંનો હરેક, આશાની સંપૂર્ણતાને અર્થે, એવોજ ઉદ્યોગ
૧૨ અંત સુધી કરી દેખાડે, એ માટે કે તમે આળસુ ન થાઓ,
પણ જેઓ વિશ્વાસ તથા સહનતાથી, વચનોના વારસ છે,
તેઓના અનુસરનારા થાઓ.

૧૩ કેમકે દેવે ઈબ્રાહીમને વચન આપ્યું ત્યારે પોતા કરતાં કોઇ
વધતો મોટો ન હતો કે જેના સમ તે ખાય, માટે તેણે પોતાનાજ
૧૪ સમ ખાઈને કહ્યું કે, "ખરેખર હું તને આશીર્વાદ દઈશજ
૧૫ દઈશ, ને તને વધારીશજ વધારીશ." અને એ પ્રમાણે,
૧૬ સહનતા રાખ્યા પર, વચનનું ફળ તે પામ્યો. માણસો તો જે
વધારે મોટો તેના સમ ખાયછે, ને નિશ્ચે કરવાને સારૂ સમ
૧૭ તેઓમાં સઘળા વિવાદનો અંત છે. તે પ્રમાણે દેવ પોતાના
ઠરાવની અચંચળતા વચનના વારસોને દેખાડવા ચાહાતાં
૧૮ સમ ખાઈને વચ્ચે પડયો. એ માટે કે જેમાં દેવથી જુઠું
કહેવાતું નથી, એવી બે અચંચળ વાતોથી આપણને, એટલે
આગળ મૂકેલી આશા પકડવા સારૂ દોડનારાને, ઘણો દિલાસો
૧૯ થાય. તે આશા આપણને આત્માના લંગર સરખી, સ્થિર
૨૦ તથા અચળ, ને પડદામાંહેની જગ્યામાં પેસનારી છે. ત્યાં
અગ્રેસર ઈશુ આપણે સારૂ પેઠો છે, ને મેલકીસેદેકના ધારા
પ્રમાણે સદા પ્રમુખ્યયાજક થયો છે.

૭ કેમકે આ મેલકીસેદેક, સાલેમનો રાજા ને પરાત્પર દેવનો
યાજક, જેણે રાજાઓના ઘાતથી પાછા આવનાર ઈબ્રાહીમને
૨ મળીને આશીર્વાદ દીધો, ને જેને ઈબ્રાહીમે સઘળામાંનો દસમો
ભાગ આપ્યો (તે તો પહેલાં [ નામના ] અર્થ પ્રમાણે ન્યાયી-
પણાનો રાજા, ને પછી શાલેમનો રાજા, એટલે શાંતિનો રાજા
૩ છે; તે બાપ વગરનો, મા વગરનો, વંશાવળી વગરનો છે તેના

દહાડાનો આરંભ તથા આયુષ્યનો અંત નથી, પણ દેવના
પુત્રના જેવો છે ), તે સદા યાજક રહેછે.

તો જેને આદિપિતા ઈબ્રાહીમે લૂટમાંનો દસમો ભાગ ૪
આપ્યો, તે કેવો મોટો હતો એ વિચારો. અને લેવીના ૫
સંતાનમાંના જેઓ યાજકપદું પામેછે, તેઓને લોકોની પાસેથી,
એટલે ઈબ્રાહીમની કમ્મરથી ઉત્પન્ન થયલા પોતાના ભાઈઓની
પાસેથી, નિયમશાસ્ત્ર પ્રમાણે દસમો ભાગ લેવાનો હુકમ છે
ખરો; પણ જેની વંશાવળી તેઓથી ગણેલી નથી, તેણે ૬
ઈબ્રાહીમની પાસેથી દસમો ભાગ લીધો, ને જેને વચનો થયાં
હતાં તેને આશીર્વાદ દીધો. હવે, નાનો મોટાથી આશીર્વાદ ૭
પામેછે એમાં તો કંઈ પણ તકરાર રહી નથી. અને હિયાં ૮
મરણાધીન માણસો દસમો ભાગ લેછે; પણ ત્યાં જે સંબંધી
શાહેદી આપેલી છે, કે તે જીવતો છે, તે લેછે. અને એમ પણ ૯
કહેવાય કે, જે લેવી દસમો ભાગ લેછે, તેણે પણ ઈબ્રાહીમની
મારફતે દસમો ભાગ આપ્યો; કેમકે જ્યારે મેલકીસેદેક તેના ૧૦
બાપને મળ્યો, ત્યારે તે પોતાના બાપની કમ્મરમાં હતો.

એ માટે જો લેવીના યાજકપણાથી પરિપૂર્ણતા થઈ હોત (કાંજે ૧૧
તેથકી લોકોને નિયમશાસ્ત્ર મળ્યું હતું) તો હારોનના ધારા
પ્રમાણે ગણેલો નહિ, એવો બીજો યાજક મેલકીસેદેકના ધારા
પ્રમાણે ઉત્પન્ન થાય એની શી અગત્ય હતી? કાંજે યાજકપણું ૧૨
બદલાયા છતાં નિયમ પણ બદલાવવાની અગત્ય થાયછે. કેમકે ૧૩
જે સંબંધી એ વાતો કહેવાઈ છે, તે બીજા કુળનો છે, જેમાંના
કોઈએ વેદીની સેવા કીધી નથી. કેમકે એ સ્પષ્ટ છે, કે ૧૪
યહુદાથી આપણો પ્રભુ નિકળ્યો, ને તે કુળમાંના યાજકપણા
સંબંધી મુસાએ કંઈ કહ્યું નથી. અને તે વાત એ ઉપરથી ૧૫
વધતી સ્પષ્ટ જણાયછે, કે મેલકીસેદેકની ઉપમા પ્રમાણે બીજો
યાજક ઉત્પન્ન થાયછે; એટલે જે દૈહિક આજ્ઞાના નિયમ ૧૬
પ્રમાણે થયો નથી, પણ અક્ષય જીવનના સામર્થ્ય પ્રમાણે થયો
છે તે. કેમકે શાહેદી આપેલી છે કે, "મેલકીસેદેકના ધારા ૧૭
પ્રમાણે, તું સદા યાજક છે." કેમકે આગલી આજ્ઞા અશક્ત ૧૮

૧૯ તથા નિરૂપયોગી હતી તે માટે તે રદ કરવામાં આવેછે (કાંજે
નિયમશાસ્ત્રે કશું પરિપૂર્ણ કીધું નથી), ને આપણે દેવની પાસે
૨૦ જઈએ, એવી વધતી સારી આશાનો પ્રવેશ થાયછે. અને તેઓ
૨૧ સમ વગર યાજક થાયછે, પણ આ સમથી, એટલે જેણે તેને
કહ્યું કે, "પ્રભુએ સમ ખાધા, ને તે પસ્તાવો કરનાર નથી, કે
૨૨ તું સદાકાળ યાજક છે," તેનાથી યાજક થયો. અને જેમ ઈશુ
સમ વગર યાજક થયો નહિ, તેમ તે વધતા સારા કરારનો
૨૩ જામીન થયો. અને જે યાજક થયા તેઓ ઘણા હતા ખરા,
૨૪ કેમકે મરણને લીધે તેઓથી ટકાતું નહોતું. પણ એ સદા રહેછે,
૨૫ માટે એને અવિકારી યાજકપણું છે. એ માટે જેઓ એનાથી
દેવની પાસે આવેછે, તેઓને પૂરા તારવાને એ સમર્થ છે;
કેમકે એ તેઓને સારૂ મધ્યસ્થી કરવાને સદા જીવતો રહેછે.
૨૬ તો એવો પ્રમુખયાજક આપણને શોભતો હતો, કે જે પવિત્ર,
નિર્દોષ, નિષ્કલંક, પાપીઓથી અલગ, ને આકાશ કરતાં વધતો
૨૭ હુંચો કીધેલો છે. પ્રમુખયાજકોની પઠે પહેલાં તે પોતાનાં
પાપોને સારૂ, ને પછી લોકોનાંને સારૂ યજ્ઞ કરે, એવી તેને નિત્ય
અગત્ય નથી; કેમકે તેણે, પોતે અર્પણ થયાથી, એ કામ
૨૮ એકજવાર કીધું. કેમકે નિયમશાસ્ત્ર નબળાઈએ ભરેલા
માણસોને પ્રમુખયાજકો ઠરાવેછે; પણ નિયમશાસ્ત્ર પછી જે
સમની વાત છે તે સદા સંપૂર્ણ કરેલા પુત્રને ઠરાવેછે.

૮ હવે જે જે અમે કહ્યું છે, તેનો સાર એ છે કે, આપણને
એવો પ્રમુખયાજક છે, કે જે આકાશમાં મહત્વના રાજ્યાસનની
૨ જમણીગમ બેઠેલો છે. પવિત્રસ્થાનનો તથા જે ખરો માંડવો
માણસોએ નહિ, પણ પ્રભુએ ઉભો કીધેલો, તેનો સેવક તે છે.
૩ કેમકે હરેક પ્રમુખયાજક દાનો તથા યજ્ઞ કરવાને ઠરાવેલો છે;
એ માટે તેની પાસે પણ અર્પણ કરવાનું કંઈ હોય એવી
૪ અગત્ય છે. વળી જો તે પૃથ્વી પર હોત, તો યાજક તે નહિજ
થાત; કેમકે નિયમશાસ્ત્ર પ્રમાણે દાનાર્પણ કરનારા યાજકો તો
૫ છેજ; કે જેઓ આકાશમાંની વાતોની ઉપમા તથા પ્રતિ-

છાયાની સેવા કરેછે, જેમ મુસા જ્યારે માંડવો સિદ્ધ
કરવાનો હતો, ત્યારે દેવ પાસેથી બોધ પામ્યો તેમ; કેમકે
તેણે કહ્યું કે, "જે ઉપમા પહાડ પર તને દેખાડી હતી,
તે પ્રમાણે સઘળાં કરવા માટે તું સાવધ રહે." પણ ૬
હાલ જેમ તે વધતાં સારાં વચનોથી ઠરાવેલા વધતા સારા
કરારનો મધ્યસ્થ છે, તેમ તે વધતો સારો કારભાર પામ્યો
છે. કેમકે જો તે પહેલો કરાર નિર્દોષ હોત, તો બીજાને ૭
સારૂ ઠામ શોધવામાં નહિ આવત. પણ દોષ કહાડતાં [દેવ] ૮
તેઓને કહેછે કે, "જુઓ, પ્રભુ એમ કહેછે કે, એવા દહાડા
આવેછે, કે જેમાં હું ઈસ્રાએલના ઘરનાંની સાથે તથા યહુદાના
ઘરનાંની સાથે નવો કરાર કરીશ; તેઓના બાપદાદાઓને ૯
મિસર દેશમાંથી બહાર કહાડવા સારૂ જે દહાડે મેં તેઓના હાથ
પકડ્યા, તેમાં તેઓની સાથે જે કરાર મેં કીધો, તે પ્રમાણે
નહિ, કારણ કે મારા કરારમાં તેઓ રહ્યા નહિ, ને મેં તેઓ
સંબંધી ચિંતા કીધી નહિ, એવું પ્રભુ કહેછે. કાંજે પ્રભુ કહેછે ૧૦
કે, તે દહાડાઓ પછી ઈસ્રાએલના ઘરનાંની સાથે જે કરાર હું
કરીશ, તે આ, હું મારા નિયમ તેઓનાં મનમાં મૂકીશ, ને તે
તેઓનાં હૃદય પર લખીશ, ને હું તેઓનો દેવ થઈશ, ને તેઓ
મારા લોક થશે. ત્યારે હરેક પોતાના સ્વદેશીને, તથા હરેક ૧૧
પોતાના ભાઈને એ કહેતાં શીખવશે નહિ, કે પ્રભુને જાણ, કેમકે
તેઓમાંના નાનાથી તે મોટા સુધી, સર્વ મને ઓળખશે. કેમકે ૧૨
તેઓના અન્યાય વિષે હું દયાવાન થઈશ, ને તેઓનાં પાપ હું
ફરી સંભારીશ નહિ." તો નવો કરાર એવું કહેવાથી તેણે ૧૩
પહેલાને જુનો કીધો છે. પણ જે જુનું તથા જરજરિયું થયું તે
ટળી જવાને પાસેં છે.

હવે તો પહેલા [કરારના] ભજનના વિધિઓ તથા આ ૯
દુનિયાનું પવિત્રસ્થાન પણ હતું ખરૂં. કેમકે મંડપ તૈયાર ૨
કરેલો હતો,—એટલે પહેલો મંડપ કે જેમાં દીવી તથા મેજ તથા
અર્પેલી રોટલી હતી, તે તો પવિત્રસ્થાન કહેવાયછે. અને ૩

બીજા પડદાની પેલીગમ પરમપવિત્ર કહેવાએલો મંડપ
૪ હતો. તેમાં સોનાનું ધુપપાત્ર તથા ચારેમેર સોનાએ મડેલી
કરારની પેટી હતી, જેમાં માણ્નાએ ભરેલું સોનાનું પાત્ર
તથા હારોનની કળી ફુટેલી લાકડી તથા કરારની પાટીઓ
હતી, ને તેના પર મહિમાના કરૂબીમ હતા, જેઓની છાયા
૫ દયાસન પર પડતી; હમણાં એઓ સંબંધી વિગતવાર કહેવાનું
૬ નથી. જ્યારે એવાં સિદ્ધ થયાં હતાં, ત્યારે યાજકો આગલા
૭ મંડપમાં સેવા કરવાને નિત્ય જતા હતા. પણ બીજામાં હર
વર્ષે એકવાર એકલો મમુખ્યયાજક જતો હતો; પણ લોહી
વગર નહિ, જે લોહી તે પોતાના તથા લોકોના અપરાધને સારૂ
૮ અર્પણ કરતો હતો; પવિત્ર આત્મા તેથી એમ જણાવતો હતો
કે પહેલો મંડપ હજી રહેછે ત્યાં સુધી પરમપવિત્રસ્થાનનો માર્ગ
૯ પ્રગટ થયો નથી. વર્ત્તમાનકાળને સારૂ તે [મંડપ] ઉપમારૂપ
હતો, જે પ્રમાણે એવાં દાનો તથા યજ્ઞો કરાયાં હતાં, કે ભજન
કરનારને પ્રેરકબુદ્ધિ સંબંધી પરિપૂર્ણ કરવાને સમર્થ નહોતાં.
૧૦ તેઓ, ખાવા તથા પીવા તથા અનેક સ્નાન સુદ્ધાં કેવળ
દેહ સંબંધીના નિયમો હતા, જે સુધારો કરવાના કાળ સુધી
ઠરાવેલા હતા.

૧૧ પણ ખ્રીસ્ત, થનારાં સારાં વાનાં સંબંધી મમુખ્યયાજક
થઈને, અધિક મોટો તથા અધિક સંપૂર્ણ મંડપ જે હાથથી
૧૨ કીધેલો નથી એટલે આ ઉત્પત્તિનો નથી તેથી, ને બકરાના
તથા વાછરડાના લોહીથી નહિ, પણ પોતાનાજ લોહીથી,
પરમપવિત્રસ્થાનમાં એકજવાર ગયો ને સર્વકાળીક ખંડણી
૧૩ મેળવી. કેમકે જો બકરાનું તથા ગોધાઓનું લોહી તથા
વાછરડીની રાખ, અપવિત્રો પર છાંટવાથી શરીરની શુદ્ધતા
૧૪ વિષે પવિત્ર કરેછે, તો ખ્રીસ્ત, જે સનાતન આત્માથી પોતે દોષ
વગર દેવને અર્પણ થયો, તેનું લોહી કેટલું વધતું તમારાં હૃદયને
૧૫ જીવતા દેવને ભજવા સારૂ નિર્જીવ કામોથી શુદ્ધ કરશે? ને
એજ માટે નવા કરારનો મધ્યસ્થ તે છે, કે પહેલા કરારની
વેળા જે ઉલ્લંઘન હતાં, તેની ખંડણીને સારૂ પોતે મરવાથી જે

તેડેલા તેઓ અનંત વતનનું વચન પામે. કેમકે જ્યાં વસિયત- ૧૬
નામું છે, ત્યાં વસિયતનામું કરનારનું મરણ થાય એવી
અગત્ય છે. કાંજે વસિયતનામું માણસના મરણ પછી ચાલે ૧૭
એવું છે; તો કરનાર જીવેછે ત્યાં સુધી શું તેનું વસિયતનામું
કદી ઉપયોગી પડેછે? એ માટે પહેલા કરારની પ્રતિષ્ઠા લોહી ૧૮
વિના ન થઈ. કેમકે મુસાએ નિયમશાસ્ત્ર પ્રમાણે હરેક હુકમ ૧૯
સર્વ લોકોને કહીને પાણી તથા કીરમજી ઉન તથા જુફા સુદ્ધાં
વાછરડાનું તથા બકરાનું લોહી લીધું, ને પુસ્તક પર તથા સર્વ
લોકો પર પણ છાંટીને કહ્યું કે, "જે કરાર દેવે તમને ઠરાવી ૨૦
આપ્યો તેનું લોહી એજ છે." અને તેણે તેજ રીતે મંડપ પર ૨૧
તથા સેવાનાં સઘળાં પાત્ર પર પણ લોહી છાંટયું. અને ૨૨
નિયમશાસ્ત્ર પ્રમાણે ઘણું કરીને સઘળી વસ્તુ લોહીથી શુદ્ધ
કરાયછે, ને લોહી વહેવડાવ્યા વગર માફી થતી નથી.

તો અગત્ય હતી કે આકાશમાંની વસ્તુઓની ઉપમાઓ ૨૩
એવાંથી શુદ્ધ થાય, પણ આકાશી વસ્તુઓ તે કરતાં વધતા
સારા યજ્ઞોથી શુદ્ધ થાય. કેમકે ખ્રીસ્ત હાથથી બનાવેલાં પવિત્ર ૨૪
ઠેકાણાં જે ખરાનો નમુનો છે તેમાં ગયો નથી, પણ આકાશમાંજ
ગયો, એ માટે કે હમણાં આપણે સારૂ દેવની આગળ તે હાજર
થાય. અને જેમ આગળ પ્રમુખયાજક બીજાનું લોહી લઈને ૨૫
પરમપવિત્રસ્થાને હર વર્ષ પેસતો, તેમ એ વારે વારે પોતાને
અર્પણ કરે એમ નહિ; કેમકે જો એમ હોત, તો જગતનાં ૨૬
મંડાણથી ઘણીવાર તેને સહેવાની અગત્ય પડત; પણ હવે
છેલ્લા કાળમાં તે એકવાર પ્રગટ થયો, કે પોતાના યજ્ઞથી પાપને
ટાળે. અને જેમ માણસોને એકવાર મરવું, એવું ઠરાવેલું છે, ને ૨૭
ત્યાર પછી ન્યાયમાં જવું; તેમ ખ્રીસ્ત ઘણાઓનાં પાપ માથે ૨૮
લેવા સારૂ એકવાર અર્પણ થયો, ને જે તેની વાટ જુએછે તેઓની
આગળ તારણને અર્થે પાપ વગરનો તે બીજીવાર પ્રગટ થશે.

કેમકે જે સારી વસ્તુઓ થવાની હતી તેની પ્રતિછાયા **૧૦**
નિયમશાસ્ત્રમાં હતી ખરી, પણ તે વસ્તુઓની પુરી પ્રતિમા

નહોતી, માટે જે યજ્ઞો વર્ષોવર્ષ તેઓ હમેશ કરતા હતા તેથી
તેઓ આવનારાઓને પરિપૂર્ણ કરવાને કદિ સમર્થ નહોતા.
૨ જો એમ હોત, તો યજ્ઞ કરવાનું શું બંધ ન થાત? કેમકે
એકવાર પવિત્ર થયા પછી ભક્તિ કરનારાઓને ફરી પાપોની
૩ કંઈ અંતરભાવના ન થાત. પણ તે [યજ્ઞોથી] વર્ષોવર્ષ
૪ પાપોનું સ્મરણ ફરી થાયછે. કેમકે ગોધાઓનું તથા બકરાઓનું
૫ લોહી પાપો કહાડીનાખવાને સમર્થ નથી. એ માટે જગતમાં
આવતાંજ તે કહેછે, "તેં યજ્ઞ તથા દાનો ચાહ્યાં નહિ, પણ
૬ મારે સારૂ તેં શરીર સિદ્ધ કીધું છે. હોમમાં તથા પાપ વિષેના
૭ [યજ્ઞમાં] તારી કંઈ પ્રસન્નતા નહોતી; ત્યારે મેં કહ્યું કે, એ
દેવ, જો, (શાસ્ત્રના પુસ્તકમાં મારા સંબંધી લખ્યું છે), તારી
૮ ઈચ્છા પાળવાને હું આવુંછું." ઉપર જ્યારે તેણે કહ્યું કે, યજ્ઞ
તથા દાન તથા હોમ તથા પાપ વિષેના યજ્ઞ (જે નિયમશાસ્ત્ર
પ્રમાણે કરાયછે) તેઓને તેં ચાહ્યાં નહિ, ને તેઓમાં તારી કંઈ
૯ પ્રસન્નતા નહોતી; ત્યારે તેણે કહ્યું કે, જો, તારી ઈચ્છા પાળવાને
૧૦ હું આવુંછું; બીજાને સ્થાપવા સારૂ પહેલાને તે રદ કરેછે. તે
ઈચ્છાએ ઈશુ ખ્રીસ્તનું શરીર એકજવાર અર્પણ થયાથી
૧૧ આપણે પવિત્ર કરાએલા છિયે. અને હરેક યાજક નિત્ય સેવા
કરતાં તથા એનેએજ યજ્ઞો બહુ વાર કરતાં ઉભો રહેછે, જે
૧૨ યજ્ઞો પાપો કહાડવાને કદિ પણ સમર્થ નથી. પણ એ, પાપોને
કાજે એક યજ્ઞ સદાકાળને સારૂ કરીને, દેવની જમણીગમ
૧૩ બેઠેલો છે; ને હવે પછી તેના વૈરીઓ તેના પગનું પાયાસન
૧૪ કરાય ત્યાં સુધી તે વાટ જુએછે. કેમકે જેઓ પવિત્ર કરાયછે
૧૫ તેઓને તેણે એક અર્પણથી સદા પરિપૂર્ણ કીધા છે. અને
પવિત્ર આત્મા પણ આપણને શાહેદી આપેછે, કેમકે તેણે
૧૬ કહ્યું હતું કે, "તે દહાડાઓ પછી, હું જે કરાર તેઓની
સાથે કરીશ, તે એજ છે કે, હું પોતાના નિયમ તેઓનાં
હૃદયમાં મૂકીશ, ને તેઓનાં મન પર તેઓને લખીશ, એમ
૧૭ પ્રભુ કહેછે." ત્યારે [તે કહેછે કે,] "તેઓનાં પાપ તથા
૧૮ તેઓના અન્યાય ફરી સંભારીશ નહિ." અને જ્યાં

એઓની માફી થઈ છે, ત્યાં ફરી પાપને સારૂ બીજું અર્પણ
જોઈતું નથી.

હવે, ઓ ભાઈઓ, પરમ પવિત્રસ્થાનમાં ઈશુના લોહીથી ૧૯
પેસવાની આપણને નિર્ભયતા છે, એટલે એક નવા તથા જીવતા ૨૦
માર્ગથી, કે જે તેણે આપણે સારૂ પડદામાં થઈને, એટલે
પોતાના શરીરમાં થઈને ઉઘાડયો છે, ને વળી દેવના ઘર પર ૨૧
મોટો યાજક છે, માટે દુષ્ટ અંતઃકરણથી છુટવા સારૂ હૃદય પર ૨૨
છંટકાવ પામીને તથા નિર્મળ પાણીથી શરીર ધોઈને, આપણે
ખરા હૃદયથી ને વિશ્વાસના પૂરા નિશ્ચેપણામાં સન્નિધ જઈએ.
આપણે આશાની કબૂલાત દૃઢ પકડી રાખિયે, કેમકે જેણે ૨૩
વચન આપ્યું તે વિશ્વાસુ છે. અને પ્રીતિ તથા સારાં કામ ૨૪
કરવાને સારૂ ઉત્તેજન આપવાને આપણે એક બીજા વિષે
વિચાર કરવો. એકઠા મળવાનું કેટલાએક મૂકી દેછે તેઓની ૨૫
રીત પ્રમાણે આપણે ન કરિયે, પણ સુબોધ કરિયે, ને જેમ જેમ
તમે તે દહાડો પાસે આવતો દેખોછો તેમ તેમ વધતું કરો.

કેમકે આપણે સત્યની ઓળખ પામ્યા પછી, જો જાણી ૨૬
જોઈને પાપ કરિયે, તો તે પછી પાપોને સારૂ બીજો યજ્ઞ રહેતો ૨૭
નથી, પણ ઈન્સાફની બિહામણીજ વાટ જોવી તથા વૈરીઓને
ખાઈ નાખનારા અગ્નિનો જોસ્સો એજ રહેછે. જે કોઈએ ૨૮
મુસાનું નિયમશાસ્ત્ર ગણકાર્યું નહિ, તે દયા પામ્યા વગર બે કે
ત્રણ શાહેદી પરથી મરણ પામતો; તો જેણે દેવના પુત્રને ૨૯
પગ તળે છુંદ્યો, ને કરારના જે લોહીથી પોતે પવિત્ર થયો હતો
તેને અશુદ્ધ ગણ્યું, ને કૃપાના આત્માનું અપમાન કીધું, તે
કેટલી વધતી કઠણ સજાયોગ્ય થશે, તે વિષે તમને શું લાગેછે?
કેમકે "બદલો વાળવો મારો છે, હું વાળી આપીશ," ને ૩૦
ફરી "પ્રભુ પોતાના લોકોનો ન્યાય કરશે," એવું જેણે કહ્યું
તેને આપણે જાણિયેછિયે. જીવતા દેવના હાથમાં પડવું ૩૧
એ બિહામણું છે.

પણ પૂર્વના દિવસ ફરી સંભારો, જેમાં તમે પ્રકાશિત થયા ૩૨
પછી દુઃખોનો મોટો હુમલો સહ્યો. પહેલા તો નિંદાઓથી તથા ૩૩

સંકટથી તમે તમાશા જેવા થયા, ને પછી તો જેઓ એવું સહેતા
૩૪ હતા તેઓના સંગતી તમે થયા. કેમકે બંધનમાં જેઓ હતા
તેઓનાં દુઃખના સાથીઓ તમે થયા, ને પોતાનાં માલની હાનિ
આનંદથી અંગીકાર કીધી, કાંજે તમે એ જાણતા હતા, કે
૩૫ પોતાને માટે વધતું સારૂ તથા અક્ષય ધન છે. એ માટે તમારો
૩૬ ભરોસો જેને મોટો ફળરૂપ બદલો છે, તેને નાખી ન દો. કેમકે
તમને સહનતાની અગત્ય છે, એ માટે કે તમે દેવની ઈચ્છા
૩૭ પાળ્યા પછી વચનનું ફળ પામો. "કેમકે જે આવવાનો છે, તે
૩૮ છેક થોડી વારમાં આવશેજ, ને વિલંબ નહિ કરશે. અને
મારો ન્યાયી વિશ્વાસથી જીવશે; પણ જો તે પાછો હટે, તો તે
૩૯ સંબંધી મારો જીવ સંતુષ્ટ નહિ થશે." પણ આપણે
નાશમાં પાછા હટનારા નથી, પણ જીવના બચાવને અર્થે
વિશ્વાસ કરનારા છિયે.

૧૧ વિશ્વાસ તો આશામાંની વસ્તુઓની ખાતરી, ને અણદીઠ
૨ વસ્તુઓની શાહેદી છે. કેમકે તેથી વડીલો શાહેદી પામેલા
૩ થયા. વિશ્વાસથી આપણે જાણિયેછિયે, કે દેવના શબ્દથી
જગતો ઉત્પન્ન થયાં, એવાં કે જે જે દેખાયછે, તે તે દેખાયલા
૪ વાનાંથી નથી થયાં. વિશ્વાસથી હાબેલે કાઈનના કરતાં વધતો
સારો યજ્ઞ દેવને અર્પણ કીધો, તેથી તે ન્યાયી છે, એમ તે
સંબંધી શાહેદી અપાઈ, કેમકે દેવે તેનાં દાનો સંબંધી શાહેદી
૫ આપી; ને તેથી તે મુઆ છતાં પણ હજી બોલેછે. વિશ્વાસથી
હનોખ ઉપર લઈ જવાયો કે તે મરણ ન જુએ, ને તે જડયો
નહિ, કેમકે દેવ તેને ઉપર લઈગયો, કાંજે તેના ઉપર લઈ જવાયા
પહેલાં તે સંબંધી એ શાહેદી થઈ કે તેનામાં દેવ પ્રસન્ન થયો
૬ હતો. પણ વિશ્વાસ વગર [દેવને] પ્રસન્ન કરવો એ બનતું
નથી, કેમકે દેવની પાસે જે આવેછે, તેણે એવો વિશ્વાસ કરવો
જોઈએ કે તે છે, ને કોશેશથી તેના શોધનારાને ફળ આપનાર
૭ પણ છે. નુહે જે વાત હજી સુધી જોઈ ન હતી, તે વિષે બોધ
પામીને તથા સુબિહીક રાખીને, વિશ્વાસથી પોતાના કુટુંબના

તારણને સારૂ વહાણ તૈયાર કીધું, તેથી તેણે જગતને અન્યાયી
ઠરાવ્યું, ને વિશ્વાસથી જે ન્યાયીપણું તેનો વારસ થયો.
વિશ્વાસથી ઈબ્રાહીમ જે ઠેકાણું વારસાને સારૂ પામનાર હતો, ૮
તેમાં જવાને તેડાયા પર આજ્ઞાધીન થયો, એટલે પોતે ક્યાં
જાયછે, એ ન જાણતાં નિકળ્યો. વિશ્વાસથી તેણે રાવટીઓમાં ૯
રહેતાં, ને પરદેશમાં હોય તેમ વચનના દેશમાં પ્રવાસ કીધો, ને
તેની સાથે ઈસહાક તથા યાકુબ તેજ વચનના સહવારસોએ
[ પ્રવાસ કીધો ]. કેમકે જે શહેરને પાયો છે, જેનો યોજનાર ૧૦
તથા બાંધનાર દેવ છે, તેની વાટ તેણે જોઈ. વિશ્વાસથી સારા ૧૧
પણ ઘરડી થયા પછી ગર્ભ ધરવા સારૂ સામર્થ્ય પામી; કેમકે
જેણે વચન આપ્યું હતું, તેને તેણે વિશ્વાસુ ગણ્યો. એ માટે ૧૨
એકથી, ને તે પણ મુએલા જેવો, તેનાથી સંખ્યા પ્રમાણે
આકાશમાંના તારા જેટલા તથા સમુદ્રના કાંઠા પરની રેતી જે
અગણિત છે તેના જેટલા લોક ઉત્પન્ન થયા.

એ સઘળા વિશ્વાસમાં મરણ પામ્યા, ને વચનોનાં ફળ ન ૧૩
પામ્યા, પણ વેગળેથી તે દીઠાં, ને તે માન્ય કરી લીધાં, ને પોતા
વિષે કબૂલ કીધું કે અમે પૃથ્વી પર પરદેશી તથા મુસાફર
છિયે. કેમકે એવી વાતો કહેનારા સાફ દેખાડેછે કે, તેઓ ૧૪
સ્વદેશનો શોધ કરેછે. અને જે દેશથી તેઓ નિકળ્યા તે પર ૧૫
જો તેઓએ ચિત્ત રાખ્યું હોત, તો પાછા ફરવાનો પ્રસંગ
તેઓને મળત ખરો. પણ હવે વધતા સારા, એટલે ૧૬
આકાશમાંના દેશની તેઓ બહુ ઇચ્છા રાખેછે; માટે દેવ
તેઓનો દેવ કહેવાતાં લજવાતો નથી, કેમકે તેણે તેઓને સારૂ
એક શહેર સિદ્ધ કીધું છે.

વિશ્વાસથી ઈબ્રાહીમે, જ્યારે તેનું પરીક્ષણ થયું ત્યારે, ૧૭
ઈસહાકનું અર્પણ કીધું; એટલે જેણે વચનો માની લીધાં
હતાં ને જેને એવું કહેવાયું હતું કે, "ઈસહાકમાં તારો સંતાન ૧૮
કહેવાશે," તેણે પોતાના એકાકીજનિતનું અર્પણ કીધું. કેમકે ૧૯
તે એમ ગણતો હતો કે મરીગએલાંમાંથી પણ ઉઠાડવાને દેવ
સમર્થ છે, ને તેમાંથી દૃષ્ટાંતે તે તેને પામ્યો. વિશ્વાસથી ૨૦

ઈસહાકે થવાની વસ્તુઓ સંબંધી યાકુબને તથા ઈસાવને
૨૧ આશીર્વાદ દીધો. વિશ્વાસથી યાકુબે મરતી વેળા યુસફના બેહુ
દિકરાઓને આશીર્વાદ દીધો, ને પોતાની લાકડીની મૂઠ પર
૨૨ ટેકીને ભજન કીધું. વિશ્વાસથી યુસફે પોતાના અંતકાળે
ઈસ્રાએલના સંતાનના નિર્ગમન વિષેની વાત સંભરાવી, ને
૨૩ પોતાનાં હાડકાં સંબંધી આજ્ઞા આપી. વિશ્વાસથી મુસાનાં
માબાપે તેના જન્મ્યા પછી ત્રણ મહિના સુધી તેને સંતાડયો;
કેમકે તેઓએ દીઠું, કે તે સુંદર બાળક છે, ને તેઓ રાજાની
૨૪ આજ્ઞાથી બિહીધાં નહિ. વિશ્વાસથી મુસાએ મોટા થયા પછી
૨૫ ફારૂનની દિકરીનો પુત્ર કહેવાવા ના પાડી. પાપનો સુખભોગ
કંઈવાર ભોગવવા કરતાં દેવના લોકની સાથે દુઃખ ભોગવવું
૨૬ તેણે વધતું પસંદ કીધું. મિસરમાંનાં દ્રવ્ય કરતાં ખ્રીસ્ત
સંબંધીની નિંદા વધતી સંપત છે, એમ તેણે ગણ્યું; કેમકે
૨૭ તેણે ફળરૂપ બદલાભણી જોયું. વિશ્વાસથી તેણે રાજાના
ક્રોધથી ન બિહીતાં મિસર મૂકીદીધું; કેમકે જાણે અણદીઠને
૨૮ જોતો હોય એમ તે ટકી રહ્યો. વિશ્વાસથી તેણે પાસ્ખા પર્વ
તથા લોહી છાંટવાનું પાળ્યું, રખે જેણે પ્રથમજનિતોનો નાશ
૨૯ કીધો, તે તેઓને અડકે. વિશ્વાસથી તેઓ, જેમ કોરી ભોંય
પર, તેમ લાલ સમુદ્રમાં થઈને, પાર ગયા; એવું પ્રયત્ન કરતાં
૩૦ મિસરીઓ ગુંગળાઈ મુઆ. વિશ્વાસથી યરીખોનો કોટ સાત
૩૧ દહાડા સુધી ઘેરી લીધા પર પડીગયો: વિશ્વાસથી રહાબ
વેશ્યા જાસુસોને સુખરૂપે અંગીકાર કીધાથી અવિશ્વાસીની
૩૨ સાથે નાશ ન પામી. તો હું વધતું શું કહું? કેમકે ગીદિયન
તથા બારાક તથા સામસોન તથા યફતા તથા દાઉદ તથા
સામુએલ તથા ભવિષ્યવાદીઓ વિષે વિસ્તારથી કહેવાને મને
૩૩ વખત ખુટશે. તેઓએ વિશ્વાસથી રાજ્ય જીત્યાં, ન્યાયીપણું
૩૪ કીધું, વચનો પ્રાપ્ત કીધાં, સિંહોનાં મહો બંધ કીધાં, અગ્નિનું
બળ નરમ પાડયું, તેઓ તરવારની ધારથી બચ્યા, અબળ-
પણામાંથી બળવાન કરાયા, લડાઈમાં પરાક્રમી થયા, ને
૩૫ વિદેશીઓની ફોજોને નહસાડી; બાયડીઓ પોતાનાં મરી-

ગએલાંને પુનરૂત્થાનથી પામી; ને કેટલાએક મરણ સુધી
સુડાઈ ગયા, તેઓએ છુટકાનો અંગીકાર ન કીધો, એ સારૂ કે
તેઓ વધતું સારૂં પુનરૂત્થાન પામે; ને બીજા મશ્કરીઓથી ૩૬
તથા કોરડાઓથી, વળી બંધનોથી પણ, તથા કેદથી પરખાયા.
તેઓ પત્થરથી મરાયા, કરવતથી ચીરાયા, તેઓ પરખાયા, ૩૭
તરવારની ધારથી માર્યા ગયા, ઘેટાંનાં ચામડાં તથા બકરાંનાં
ચામડાં પહેરીને ફરતા હતા, કંગાલ, રીબાયલા તથા પીડાયલા
હતા; જગત તેઓને યોગ્ય ન હતું, તેઓ રાનોમાં તથા ૩૮
પહાડોમાં તથા બોમાં તથા પૃથ્વીની ગુફાઓમાં રખડતા હતા.
અને એ સર્વે વિશ્વાસથી સારી શાહેદી પામેલા થયા, પણ ૩૯
વચનનું ફળ ન પામ્યા. કેમકે દેવે આપણે માટે કંઈ વધતું સારૂં ૪૦
સિદ્ધ કીધું; એ સારૂ કે આપણા વગર એઓ પરિપૂર્ણ ન થાય.

**તો** આપણી આસ્પાસ શાહેદી આપનારની એટલી મેઘરૂપ ૧૨
ભીડ છે, એ માટે આપણે પણ હરેક બોજ તથા ઘેરી લેનાર
પાપ નાખીદઈએ, ને આપણી આગળ મૂકેલી દોડ ધીરજથી
દોડિયે. આપણે આપણા વિશ્વાસના અધિકારી તથા સંપૂર્ણ ૨
કરનાર ઈશુની ગમ જોઈએ, કે જેણે પોતાની આગળ મૂકેલા
આનંદને લીધે લાજને વ્યર્થ ગણીને મરણસ્તંભનું સંહ્યું, ને તે
દેવના રાજ્યાસનની જમણીગમ બેઠો છે. તો જેણે પોતા પર ૩
પાપીઓની એટલી ઉલટી તકરાર સહી, તેનો વિચાર કરો,
રખે તમે પોતાના મનમાં નિર્ગત થયાથી થાકી જાઓ. તમે ૪
પાપને ઉલટી કોશેશ કરતાં, હજી રક્તપાત સુધી સામા થયા
નહિ. વળી જે ઉપદેશ પરથી તમને બાળકોની પઠે બોધ ૫
અપાયછે, તે તમે વિસર્યો, એટલે "ઓ મારા પુત્ર, તું પ્રભુની
શિક્ષા હલકી ન ગણ, ને તેનાથી ધમકી પામીને નિર્ગત ન થા.
કેમકે જે પર પ્રભુ પ્રીતિ કરેછે, તેને તે શિક્ષા કરેછે, ને જે હરેક ૬
પુત્રનો અંગીકાર કરેછે, તેને તે કોરડા મારેછે." જો તમે ૭
શિક્ષા સહોછો, તો દેવ જેમ પુત્રની સાથે તેમ તમારી સાથે
વર્તેછે, કેમકે જેને બાપ શિક્ષા કરતો નથી, એવો કયો દિકરો

૮ છે? પણ જે શિક્ષાના ભાગિયા સઘળા છે, તે શિક્ષા વગર જો
૯ તમે છો, તો તમે છોંડીજાયા છો દિકરા તો નહિ. વળી આપણી
દેહના બાપ આપણને શિક્ષા કરનારા હતા, ને આપણે તેઓનું
માન રાખ્યું, તો વિશેષે કરીને એ કરતાં એમ ન થાય કે,
૧૦ આપણા આત્માઓના બાપને આધીન થઈને જીવિયે? કેમકે
તેઓએ તો થોડાક દહાડા સુધી પોતાને જે સારૂં લાગ્યું તે
પ્રમાણે શિક્ષા દીધી ખરી, પણ એણે તો આપણા નફાને સારૂ,
૧૧ એ માટે કે આપણે તેનાં પવિત્રપણાના ભાગિયા થઈએ. કોઈ
પણ શિક્ષા હાલમાં આનંદકારક જેવી લાગતી નથી, પણ
ખેદકારક છે; પણ પછી તો તેથી કસાએલાને તે ન્યાયીપણાનાં
૧૨ શાંતિકારક ફળ ભરી આપેછે. એ માટે લુલા થયલા હાથોને
૧૩ તથા અશક્ત થયલાં ઘુંટણોને તમે ફરી સમાં કરો; ને પોતાના
પગોને સારૂ પાધરા રસ્તા કરો; એ માટે કે જે લંગડું તે આડું
ન વળે, પણ તે કરતાં સમું કરાય.
૧૪. સઘળાની સાથે શાંતિને ધોરણે, ને પવિત્રાઈ જે વગર કોઈ
૧૫ પ્રભુને દેખશે નહિ તેને ધોરણે તમે ચાલો. તમે બહુ સાવધાન
થાઓ, રખે કોઈ દેવની કૃપા પામ્યા વિના રહી જાય, રખે કોઈ
કડવાસરૂપી જડ ઉગવાથી તમને કાયર કરે, ને તેથી બહુ લોક
૧૬ અપવિત્ર થાય, રખે કોઈ વ્યભિચારી થાય, અથવા ઈસાવ
જેણે એક ભોજનને સારૂ પોતાનું જ્યેષ્ઠપણું વેચ્યું તેના જેવો
૧૭ કોઈ ભ્રષ્ટ થાય. કેમકે તમે જાણોછો કે ત્યાર પછી જ્યારે તે
આશીર્વાદનો વારસો પામવા ચાહાતો હતો ત્યારે તે આંસુ
સુદ્ધાં પ્રયત્ન કરતો હતો, તો પણ તે કબૂલ ન કરાયો કેમકે
પસ્તાવાનું ઠેકાણું તેને મળ્યું નહિ.
૧૮ વળી તમે એવાંઓની પાસે આવ્યા નથી, એટલે અડકાય
એવા પહાડની તથા બળતી આગની તથા અંધરાએલા
૧૯ આકાશની તથા અંધકારની તથા તોફાનની તથા રણશીંગડાના
અવાજની તથા વાતની વાણીની કે જેના સાંભળનારાઓએ
૨૦ વિનંતી કીધી કે તે બોલવું અમારી સાથે ફરી ન થાય. કેમકે
જે આજ્ઞા થઈ, તે તેઓથી સેહેવાઈ નહિ, એટલે "જો કોઈ

જાનવર પણ પહાડને અડકે, તો તે પત્થરે મરાય." અને જે ૨૧
દેખાયું તે એવું બિહામણું હતું કે મુસાએ કહ્યું કે હું બહુ બિહુંછું,
ને ધ્રુજુંછું; પણ તમે સીઓન પહાડની પાસે, ને જીવતા દેવના ૨૨
શહેર એટલે આકાશના યરૂશાલેમની પાસે, ને હજારો હજાર
દૂતોની પાસે, પહેલા જન્મેલા જેઓનાં નામ આકાશમાં લખી ૨૩
લીધાં છે તેઓની સાર્વત્રિક સભા તથા મંડળીની પાસે, ને
સહુનો ઈન્સાફ કરનાર દેવની પાસે, ને સંપૂર્ણ થયલા
ન્યાયીઓના આત્માઓની પાસે, ને નવા કરારના મધ્યસ્થ ૨૪
ઈશુની પાસે, ને જે છાંટવાનું લોહી હાબેલના કરતાં સારૂં બોલેછે
તેની પાસે આવ્યા છો. જે બોલેછે તેનો તમે નકાર ન કરો, ૨૫
માટે સાવધાન રહો; કેમકે પૃથ્વી પર ચેતવનારનો જેઓએ
નકાર કીધો તેઓ જો બચ્યા નહિ, તો આકાશથી ચેતવનારની
પાસેથી જો આપણે ફરિયે તો બહુ વિશેષે કરીને નહિ બચીશું:
તેની વાણીએ ત્યારે પૃથ્વી હલાવી, પણ હવે તેણે વચન ૨૬
આપીને કહ્યું કે, "ફરી એકવાર હું એકલી પૃથ્વીને નહિ, પણ
આકાશને પણ હલાવુંછું." અને "ફરી એકવાર" એ વાત ૨૭
એમ બતાવેછે કે, હલાવાએલી વસ્તુઓ બનાવેલી વસ્તુઓની
પેઠે ટળી જાયછે, એ માટે કે જેઓ હલાવાએલી નથી, તેઓ
ટકી રહે. માટે ન હલવાય એવું રાજ્ય પામીને આપણે કૃપા ૨૮
પકડી રાખિયે, જેથી આપણે દેવને પ્રસન્ન થાય એવી રીતે
તેની સેવા માનથી તથા સુબિહીકથી કરિયે. કેમકે આપણો ૨૯
દેવ ખાઈનાખનાર અગ્નિ છે.

**ભાઈ** પરની પ્રીતિ રહો. પહરોણા રાખવાનું તમે ન ભુલો, **૧૩**
કેમકે તેથી કેટલાએકે ન જાણતાં દૂતોને પહરોણા રાખ્યા છે. ૨
જાણે કે બંદીવાનોની સાથે તમે બંધાયલા છો તેમ તેઓને ૩
સંભારો; ને પોતે શરીરમાં છતાં, દુઃખ પામનારાઓને
[સંભારો]. સર્વમાં લગ્ન માન્યયોગ્ય, ને બિછાનું નિર્મળ ૪
રહે, કેમકે છિનાળવાઓ તથા વ્યભિચારીઓનો ન્યાય દેવ
ઠરાવશે. તમારો સ્વભાવ નિર્લોભી થાય; પોતાની પાસે જે ૫

છે તેથી સંતોષી થાઓ; કેમકે તેણે એમ કહ્યું છે કે, "હું તને
૬ નહિજ મૂકીશ, ને તને નહિજ તજીશ" તો આપણે નિર્ભય
થઈને એમ કહિયે કે, "પ્રભુ મારી સહાય કરનાર છે, ને હું
નહિ બિહીશ; માણસ મને શું કરશે?"
૭ જેઓ તમારા આગેવાન છે, જેઓએ તમને દેવની વાત કહી
છે, તેઓનું સ્મરણ કરો, ને તેઓની ચાલનો અંત જોતાં
૮ તેઓના વિશ્વાસને અનુસરો. ઈશુ ખ્રીસ્ત ગઈ કાલે તથા
૯ આજે તથા સદાકાળ તેવો ને તેવોજ છે. તમે વિચિત્ર તથા
નવા ઉપદેશથી ખેંચાઓ મા, કેમકે એ સારૂં છે કે, અંતઃકરણ
કૃપાથી સ્થિર કરેલું થાય, ખાવાનાંથી નહિ, જેઓથી તે પ્રમાણે
૧૦ વરતનારાઓને લાભ ન થયો. આપણને એવી વેદી છે કે તે
પરનું ખાવાનો અધિકાર મંડપની સેવા કરનારાઓને નથી.
૧૧ કેમકે પાપને લીધે જે પશુઓનું લોહી પ્રમુખયાજકથી પવિત્ર
સ્થાનમાં લવાયછે, તેઓનાં શરીર છાવણી બહાર બળાયછે.
૧૨ એ માટે ઈશુએ પણ પોતાનાજ લોહીથી લોકોને પવિત્ર કરવા
૧૩ સારૂ દરવાજા બહાર સહ્યું. એ સારૂ આપણે, તેનું અપમાન
૧૪ સહેતાં, તેની પાસે છાવણી બહાર જઈએ. કેમકે નભી રહે
એવું નગર આપણને હિયાં નથી, પણ જે થવાનું તેને આપણે
૧૫ બહુ શોધિયે છિયે. માટે તેને આસરે આપણે દેવને સ્તુતિરૂપ
યજ્ઞ, એટલે તેના નામને માન્ય કરનારા હોઠોના ફળનું અર્પણ,
૧૬ જાથુ કરિયે. અને ઉપકાર કરવાનું તથા દાન વહેંચી આપવાનું
તમે ભુલો મા, કેમકે એવાં અર્પણથી દેવ બહુ સંતુષ્ટ થાયછે.
૧૭ તમે પોતાના આગેવાનોને માનીને આધીન થાઓ, કેમકે
હિસાબ આપનારાઓની પઠે તેઓ તમારા પ્રાણોને સારૂ ચોકી
કરેછે, એ માટે કે તેઓ આનંદે તે કરે, પણ શોકથી નહિ,
કાંજે એ તમને નિષ્ફળ થશે.
૧૮ તમે અમારે સારૂ પ્રાર્થના કરો, કેમકે અમને નિશ્ચે છે કે સઘળાં
વિષે સારો વહેવાર રાખવા ચાહાતાં અમને ખરૂં અંતઃકરણ
૧૯ છે. અને તમે એ કરો માટે હું વિશેષ હેઠથી એ સારૂ વિનંતી
કરૂંછું કે, તમારી પાસે મારૂં પાછું આવવું વધતું વહેલું થાય.

હવે શાંતિનો દેવ, જે સર્વકાળના કરારના લોહીથી ઘેટાંના ૨૦
મોટા રખેવાળ આપણા પ્રભુ ઈશુને મરીગયલાંમાંથી પાછો
લાવ્યો તે તમને હરેક સારા કામને સારૂ એવા પૂરા કરે કે, ૨૧
તમે તેની ઈચ્છા પ્રમાણે કરો, ને તેની દૃષ્ટિમાં જે સંતોષકારી
છે, તે આપણામાં ઈશુ ખ્રીસ્તને લીધે કરાવે; તેને સદા સર્વકાળ
ગૌરવ થાઓ. આમેન.

ઓ ભાઈઓ, હું તમારી વિનંતી કરૂંછું કે તમે સુબોધની એ ૨૨
વાત સહો, કેમકે મેં ટુંકામાં તમારા ઉપર લખ્યું છે. આપણો ૨૩
ભાઈ તીમોથી છોડાએલો છે એ તમે જાણો, જો તે વહેલો
આવે, તો હું તેની સાથે આવીને તમને મળીશ.

તમે તમારા સઘળા આગેવાનોને તથા સઘળા પવિત્રોને ૨૪
સલામ કહો; ઈતાલીમાંના તમને સલામ કહેછે.

તમ સર્વ સાથે કૃપા થાઓ. આમેન. ૨૫

# યાકુબનું પત્ર.

વેરાઈગયલાં બારે કુળને, દેવના તથા પ્રભુ ઈશુ ખ્રીસ્તના ૧
સેવક યાકુબની સલામ.

મારા ભાઈઓ, જ્યારે તમે તરેહ તરેહની પરીક્ષામાં પડો, ૨
ત્યારે તે પૂરો આનંદ ગણો; એવું જાણીનેકે તમારા વિશ્વાસની ૩
પરીક્ષા ધીરજ ઉપજાવેછે. પણ ધીરજનું કામ પૂરૂં થવા દો, ૪
એ માટે કે તમે સિદ્ધ તથા સંપૂર્ણ થાઓ, ને કશામાં અધુરા
નહિ રહો. અને તમારામાંનો જો કોઈ જ્ઞાન વિષે ઓછો ૫
હોય, તો દેવ જે સર્વને દાતારપણાથી આપેછે, ને ઠપકો દેતો
નથી, તેની પાસેથી તે માગવું, ને તેને તે આપશે. પણ કંઈ ૬
સંદેહ ન રાખતાં, વિશ્વાસથી માગવું; કેમકે જે સંદેહ રાખેછે,

તે સમુદ્રનો મોજો જે પવનથી હડસેલાયછે તથા હલાવાયછે
૭ તેના જેવો છે. તો તે માણસે એમ ન ધારવું કે પ્રભુથી તેને કંઈ
૮ મળશે. બે મનવાળું માણસ પોતાના સઘળા માર્ગમાં અસ્થિર છે.
૯ અને જે ભાઈ નીચ પદવીનો છે તે પોતાના ઉંચપણામાં
૧૦ આનંદ કરે; ને જે દોલતમંદ, તે પોતાના નીચપણામાં; કેમકે
૧૧ ઘાસના ફૂલની પઠે તે ટળી જશે. કેમકે સુરજ લૂ સહિત
ઉગીને ઘાસને ચીમળાવેછે, ત્યારે તેનું ફૂલ ખરી પડે છે, ને
તેની બિરાજેલી શોભા નાશ પામેછે; તેમ દોલતમંદ પણ
પોતાના માર્ગમાં ચીમળાઈ જશે.
૧૨ જે માણસ પરીક્ષણ સહન કરેછે તેને ધન્ય છે; કેમકે
પરખાયા પછી, જીવનનો જે મુગટ પ્રભુએ પોતાના પર પ્રેમ
૧૩ કરનારાઓને આપવા કબૂલ કીધું છે તે તેને મળશે. કોઈ
પરીક્ષણમાં પડયો હોય તો તેણે એમ ન કહેવું કે, હું
દેવથી પરીક્ષણમાં પડયો છું; કેમકે ભુંડાઈથી દેવનું પરીક્ષણ
૧૪ થતું નથી, ને કોઈને પરીક્ષણમાં તે પાડતો પણ નથી. પણ
હરેક માણસ પોતાની કુઈચ્છાથી ખેંચાયલો તથા લલચાએલો
૧૫ થઈને પરીક્ષણમાં પડેછે. પછી કુઈચ્છા ગર્ભ ધરીને પાપને
૧૬ જણેછે, ને પાપ પૂર્ણ થઈને મોતને ઉપજાવેછે. મારા વહાલા
૧૭ ભાઈઓ, તમે ભુલો મા. હરેક ઉત્તમ દાન તથા હરેક સંપૂર્ણ
દાન ઉપરથી હોયછે, ને પ્રકાશોનો બાપ જેમાં બદલાવું નથી,
ને ફરવાથી થયલો ઓળો પણ નથી, તેની પાસેથી ઉતરેછે.
૧૮ તેણે પોતાની ઈચ્છાએ સત્યના વચનથી આપણને જન્માવ્યા
એ માટે કે, આપણે તેના ઉત્પન્ન કીધેલામાંનાં પહેલાં થયેલાં
ફળ જેવા થઈયે.
૧૯ એ માટે, મારા વહાલા ભાઈઓ, હરેક માણસ સાંભળવાને
૨૦ ઉતાવળો, બોલવાને ધીમો, તથા રીસમાં ધીમો થાય. કેમકે
૨૧ માણસની રીસ દેવના ન્યાયીપણાને નથી ઉપજાવતી. માટે
તમે સર્વ મલિનપણું તથા ભુંડાઈનું અધિકપણું નાખીદો;
ને રોપેલું વચન જે તમારા આત્માઓને તારવાને શક્તિમાન
૨૨ છે તે નરમાઈથી લઈલો. પણ તમે વચનના પાળનારા

થાઓ, પોતાને ભૂલાવતાં કેવળ સાંભળનારાજ નહિ. કેમકે ૨૩
જો કોઈ વચનનો પાળનાર નથી, પણ કેવળ સાંભળનાર છે,
તો તે પોતાનું સ્વાભાવિક મહો આરસીમાં જોનાર માણસના
જેવો છે. કેમકે તે પોતાને જુએછે, પછી ત્યાંથી જાયછે, ૨૪
ને પોતે કેવો હતો, એ તરત ભુલીજાયછે. પણ જે છુટા- ૨૫
પણાના સંપૂર્ણ નિયમમાં ધારીને જુએછે, ને તેમાં રહેછે,
જે ભુલીજાય એવો સાંભળનાર તો નહિ, પણ કામનો કરનાર
થાયછે, તેજ પોતાના કરવામાં ધન્ય થશે. જો તમારામાંનો ૨૬
કોઈ ધારે કે હું પોતે સુભક્ત છું, પણ પોતાની જીભને
કાયદામાં ન રાખતાં પોતાના મનને ભુલાવેછે તો તેનો
ધર્માચાર વ્યર્થ છે. દેવની, એટલે બાપની, આગળ જે શુદ્ધ ૨૭
તથા નિર્મળ ધર્માચાર તે એજ છે કે, નબાપાને તથા વિધવાઓને
તેઓના દુઃખની વેળા જોવા જવું, ને જગતથી પોતાને
ડાઘ વગરનો રાખવો.

**મા**રા ભાઈઓ, આપણા મહિમાવાન પ્રભુ ઈશુ ખ્રીસ્તનો ૨
વિશ્વાસ તમે નિષ્પક્ષપાતે રાખો. કેમકે જેની આંગળીમાં ૨
સુંનાની વીંટી તથા જેના અંગ પર શોભાયમાન લુગડાં, એવો
માણસ જો તમારી સભામાં આવે, ને જો મેલાં લુગડાં પહેરેલો
એવો એક દરિદ્રી પણ આવે; ને તમે શોભાયમાન લુગડાં પહે- ૩
રેલાને માનની નજરે જોઇને કહોછો કે, તું હિયાં ઉત્તમ ઠામે
બેસ, પણ પેલા દરિદ્રીને કહોછો કે, તું ત્યાં ઉભો રહે, અથવા
હિયાં મારા પગના આસન પાસે બેસ; તો શું તમે તમારામાં ૪
ફેર નથી રાખતા? ને શું તમે ભુંડા વિચારના ન્યાયાધીશ નથી
થયા? મારા વહાલા ભાઈઓ, તમે સાંભળો; આ જગતના ૫
દરિદ્રીઓને વિશ્વાસમાં ધનવાન થવા સારૂ તથા દેવે પોતા પર
પ્રેમ કરનારાઓને જે રાજ્ય આપવાનું વચન કહ્યું તેનું વતન
પામવા સારૂ, દેવે તેઓને પસંદ નથી કીધા શું? પણ તમે ૬
દરિદ્રીઓનું અપમાન કીધું છે. શું તમારા પર દોલતમંદો
જુલમ નથી કરતા? ને ન્યાયાસન આગળ તમને ઘસડી

૭ નથી લઈજતા? જે ઉત્તમ નામથી તમે ઓળખાઓછો, તેની
૮ નિંદા શું તેઓ નથી કરતા? તો પણ પવિત્રલેખ પ્રમાણે
જે રાજ્યમાન્ય નિયમ કે, "તું પોતા સરખો પોતાના પડોસી
પર પ્રેમ કર," તે જો તમે પૂરો કરોછો, તો ઘણું સારૂં કરોછો.
૯ પણ જો તમે પક્ષપાત કરોછો, તો પાપ કરોછો, ને અપરા-
૧૦ ધીઓની પેઠે નિયમથી દોષિત ઠરોછો. કેમકે જે કોઈ આખું
નિયમશાસ્ત્ર પાળશે, ને એકલી એક વાત વિષે ચુકશે, તો તે
૧૧ સર્વે સંબંધી અપરાધી છે. કેમકે જેણે કહ્યું કે, "તું વ્યભિચાર
ન કર," તેણેજ કહ્યું કે, "તું હત્યા ન કર;" એ માટે, જો તું
વ્યભિચાર કરતો નથી, તો પણ જો તું હત્યા કરેછે, તો તું
૧૨ નિયમશાસ્ત્રને ઉલ્લંઘન કરનારો થયો છે. છુટાપણાના નિયમથી
તમારો ન્યાય ઠરવાનો છે, એવું સમજીને બોલો તથા
૧૩ વરતો. કેમકે જેણે દયા નથી કીધી, તેનો ન્યાય દયા વગર
ઠરશે; ને ન્યાય પર દયા જયજયકાર કરેછે.
૧૪ મારા ભાઈઓ, જો કોઈ કહેછે કે, મને વિશ્વાસ છે, પણ જો
તેને કરણીઓ નથી, તો શો લાભ? શું એવો વિશ્વાસ તેને તારી
૧૫ શકેછે? જો ભાઈ અથવા બેહેન ઉઘાડાં હશે તથા રોજના
૧૬ અન્ન વગરનાં હશે; ને તમારામાંનો કોઈ તેઓને કહે કે
શાંતિએ જાઓ, તાપો, ને તૃપ્ત થાઓ, તો પણ શરીરને જે
૧૭ જોઈએ તે જો તમે તેઓને નથી આપતા, તો શો લાભ? તેમજ
વિશ્વાસ પણ, જો તેની સાથે કરણીઓ નથી, તો તે પોતામાં
૧૮ નિર્જીવ છે. પણ કોઈ કહેશે કે, તને વિશ્વાસ છે, ને મને
કરણીઓ છે; તો તું તારો વિશ્વાસ તારી કરણીઓ વગર મને
દેખાડ, ને હું મારો વિશ્વાસ મારી કરણીઓથી તને દેખાડીશ.
૧૯ તું વિશ્વાસ કરેછે કે, એક દેવ છે; તું સારૂં કરેછે; ભૂતો પણ
૨૦ વિશ્વાસ કરેછે, ને કાંપેછે. પણ, ઓ વ્યર્થ માણસ, કરણીઓ
૨૧ વગર વિશ્વાસ નિર્જીવ છે, એ શું તું જાણવા ચાહેછે? આપણા
પૂર્વજ ઈબ્રાહીમે યજ્ઞવેદી પર પોતાના દિકરા ઈસહાકનું અર્પણ
૨૨ કીધું તેમાં કરણીઓથી શું તે ન્યાયી ઠરાવાયો નહિ? તું જુએછે
કે તેનો વિશ્વાસ તેની કરણીઓ સાથે હતો, ને કરણીઓથી

વિશ્વાસ પૂરો કરાયો; ને તે લેખ પૂરો થયો જેમાં કહ્યું છે કે, ૨૩
"ઈબ્રાહીમે દેવ પર વિશ્વાસ કીધો, ને તે તેને સારૂ ન્યાયીપણું
ગણાયું;" ને તે દેવનો મિત્ર કહેવાયો. તમે જુઓછો કે ૨૪
એકલા વિશ્વાસથી નહિ, પણ કરણીઓથી માણસ ન્યાયી
ઠરાવાય છે. અને તે પ્રમાણે જ્યારે રાહાબ વેશ્યાએ જાસુસોનો ૨૫
આવકાર કીધો, ને તેઓને બીજે રસ્તે બહાર મોકલ્યા, ત્યારે
તે પણ શું કરણીઓથી ન્યાયી નહિ ઠરાવાઈ? કેમકે જેમ ૨૬
શરીર આત્માવગર નિર્જીવ છે, તેમજ વિશ્વાસ પણ કરણીઓ
વગર નિર્જીવ છે.

**મા**રા ભાઈઓ, તમે ઘણા ઉપદેશક ન થાઓ, કેમકે તમે ૩
જાણોછો, કે આપણે વધતી સજા પામીશું. કેમકે ઘણી ૨
બાબતમાં આપણ સઘળા ચુકિયેછિયે; જો વાતમાં કોઈ ચુકતો
નથી, તો તે સંપૂર્ણ માણસ છે, ને પોતાનું આખું શરીર પણ
કાયદામાં રાખવાને શક્તિવાન છે. જુઓ, ઘોડા આપણને ૩
માને માટે આપણે તેઓનાં મહોમાં લગામ ઘાલિયેછિયે, ને
તેઓનાં આખાં શરીર ફેરવિયેછિયે. જુઓ, વહાણો પણ ૪
કેટલાં મોટાં છે, ને જબરા પવનથી ચલાવાયછે, તો પણ જ્યાં
સુકાનીની મરજી હોય ત્યાં બહુ નાના સુકાનથી ફેરવાયછે. તેમ ૫
જીભ પણ નાનું અંગ છે, પણ મોટી વડાઈ કરેછે; જુઓ,
કેટલો થોડો અગ્નિ કેટલા મોટા ઢગલાને સળગાવેછે? ને જીભ
એક અગ્નિ, અસત્યનું જગત છે; આપણાં અંગોમાં જીભ ૬
એવી છે કે, આખા શરીરને તે અશુદ્ધ કરેછે, ને જગતના
મંડળને સળગાવેછે, ને પોતે નરકથી સળગાવાયલી છે. કેમકે ૭
જાનવરોની તથા પક્ષીઓની તથા પેટે ચાલનારાંઓની તથા
સમુદ્રમાં રહેનારાંઓની હરેક જાત વશ થાયછે, ને માણસ-
જાતથી વશ કરાયલી છે; પણ જીભને કોઈ માણસ વશ કરી ૮
નથી શકતું. તે અસ્થિર, દુષ્ટ, મોત લાવનાર ઝેરથી ભરેલી
છે. તેથી આપણે દેવ બાપની સ્તુતિ કરિયેછિયે, ને તેથી ૯
દેવની પ્રતિમા પ્રમાણે ઉત્પન્ન થયલાં માણસોને શ્રાપ દઈયેછિયે.

૧૦ એકજ મહોમાંથી સ્તુતિ તથા શ્રાપ નિકળેછે. મારા ભાઈઓ,
૧૧ એવી વાતો તો થવીજ ન જોઈએ. શું ઝરો એકજ નળમાંથી
૧૨ મીઠું તથા ખારૂં પાણી આપેછે? મારા ભાઈઓ, અંજીરી શું
જઈતુનનાં ફળ, અથવા દ્રાક્ષવેલો અંજીર આપી શકેછે? તેમજ
એક ઝરો ખારૂં તથા મીઠું પાણી આપી નથી શકતો.

૧૩ તમારામાં જ્ઞાની તથા સમજુક કોણ છે? તે જ્ઞાનની
૧૪ લીનતાએ ઉત્તમ ચાલથી પોતાની કરણીઓ દેખાડે. પણ જો
તમારાં મનમાં કડવી અદેખાઈ તથા ચરસાચરસી છે, તો તમે
૧૫ સત્યને ઉલટો ગર્વ ન કરો તથા જુઠું ન બોલો. એ જ્ઞાન
ઉપરથી ઉતરતું નથી, પણ પૃથ્વી પરનું, દૈહિક તથા શૈતાની
૧૬ છે. કેમકે જ્યાં અદેખાઈ તથા ચરસાચરસી છે, ત્યાં ટંટો
૧૭ તથા હરેક ભુંડું કામ છે. પણ જે જ્ઞાન ઉપરથી છે તે
પ્રથમ તો નિર્મળ, પછી સલાહ કરનારૂં, નમ્ર, સેહેજે સમજાય
એવું, દયાએ તથા સારાં ફળે ભરેલું, પક્ષપાત વગરનું તથા
૧૮ ઢોંગ વગરનું છે. વળી જેઓ સલાહ કરેછે, તેઓને માટે
ન્યાયીપણાનું ફળ સલાહે વવાયછે.

૪ તમારામાં લડાઈ તથા ઝઘડા ક્યાંથી થાયછે? શું તમારાં
૨ અંગમાંની લડાઈ કરનારી કુઈચ્છાથી નહિ? તમે બહુ ઈચ્છા
કરોછો, ને તમારી પાસે નથી; તમે મારીનાખોછો, ને લોભ
રાખોછો, ને કંઈ મેળવી શકતા નથી; તમે લડાઈ કરોછો, ને
ઝઘડો કરોછો, પણ તમારી પાસે કંઈ નથી, કેમકે તમે માગતા
૩ નથી. તમે માગોછો, ને પામતા નથી, કેમકે ભુંડી તરેહથી
માગોછો, એ મતલબથી કે તમે પોતાની કુઈચ્છા પર ખરચી
૪ નાખો. ઓ વ્યભિચારિણો, શું એ તમને માલુમ નથી, કે
જગતની મિત્રાઈ દેવ પરનું વૈર છે? એ માટે જે કોઈ જગતનો
૫ મિત્ર થવા ચાહેછે, તે દેવનો વૈરી ઠર્યો છે. શું તમે ધારોછો
કે, શાસ્ત્ર અમથું કહેછે કે, જે આત્માને તેણે આપણામાં
વાસો કરાવ્યો, તે અદેખાઈથી ઈચ્છા કરેછે? પણ તે તો
૬ વધારે કૃપાદાન આપેછે. માટે [ શાસ્ત્ર ] કહેછે કે, "દેવ અહં-

કારીઓની સામા થાયછે, પણ લીનો પર તે કૃપા કરેછે." એ ૭
માટે તમે દેવને આધીન થાઓ, શેતાનને ઉલટા ઉભા રહો, ને
તે તમારી પાસેથી નહાસશે. તમે દેવની પાસે જાઓ, ત્યારે ૮
તે તમારી પાસે આવશે; ઓ પાપીઓ, તમે હાથ શુદ્ધ કરો,
ને, ઓ બે મનવાળાઓ, તમે મન પવિત્ર કરો. તમે ઉદાસ ૯
થાઓ, ને શોક કરો, ને રડો; તમારા હસવાને બદલે શોક તથા
આનંદને બદલે ખેદ થાય. પ્રભુની આગળ તમે લીન થાઓ, ૧૦
પછી તે તમને ઉંચા કરશે.

ઓ ભાઈઓ, તમે એક બીજાને ઉલટું ન બોલો; જે પોતાના ૧૧
ભાઈને ઉલટું બોલેછે, ને પોતાના ભાઈનો ન્યાય ઠરાવેછે, તે
નિયમને ઉલટું બોલેછે, ને નિયમનો ન્યાય ઠરાવેછે; ને જો તું
નિયમનો ન્યાય ઠરાવેછે, તો તું નિયમનો પાળનાર નથી, પણ
તેનો ન્યાય કરનાર છે. નિયમ આપનાર તથા ન્યાય ઠરાવનાર ૧૨
એકજ છે, તે તો તારવાને તથા નાશ કરવાને શક્તિવાન છે. તું
કોણ છે કે બીજાનો ન્યાય ઠરાવેછે?

હવે ચાલો, તમે જે કહોછો કે, આજ અથવા કાલે અમે ૧૩
ફલાણા શહેરમાં જઈને ત્યાં એક વર્ષભર રહીશું, ને વેપાર
કરીને લાભ મેળવીશું. તો પણ, કાલે શું થશે એ તમે જાણતા ૧૪
નથી; કેમકે તમારૂં આયુષ્ય કેવું? તે તો ધુંવર છે, થોડીવાર
દેખાયછે, ને પછી જતી રહેછે. પણ સામું તમારે એમ કહેવું ૧૫
જોઈએ, કે જો પ્રભુની ઈચ્છા હશે, તો અમે જીવીશું, ને આમ
કે તેમ કરીશું. પણ હવે તમે પોતાના ગર્વ કરવામાં શેખી ૧૬
કરોછો, એવી બધી શેખી ભુંડી છે. એ માટે જે ભલું કરી ૧૭
જાણેછે, પણ કરતો નથી, તેને પાપ લાગેછે.

હવે, ઓ દોલતમંદો, તમારા પર થનાર સંકટો વિષે તમે **૫**
હાય હાય કરતા રડો. તમારી મિલકત બગડેલી, ને તમારાં ૨
લુગડાં ઉધાઈએ ખાધેલાં છે. તમારૂં સોનું તથા રૂપું કટાઈ ૩
ગયું છે, ને તેનો કાટ તમારી વિરૂદ્ધ શાહેદી થશે, ને અગ્નિની
પેઠે તમારા દેહ ખાઈજશે. તમે છેલ્લા દહાડાઓને સારૂ

૪ દોલત સંઘરી છે. જુઓ, જે મજુરોએ તમારાં ખેતર કાપ્યાં
છે, તેઓની જે મજુરી તમે દગાથી અટકાવી રાખી, તે બૂમ
પાડેછે, ને કાપનારાઓની બૂમ સૈન્યોના પ્રભુના કાનોમાં
૫ આવી પહોંચી છે. તમે પૃથ્વી પર સુખભોગ કીધો, ને કામાતુર
થયા છો; જાણે કાપાકાપીના દહાડાને સારૂ તમે પોતાનાં મન
૬ માતેલાં કીધાં છે. ન્યાયીને તમે અન્યાયી ઠરાવીને મારી-
નાખ્યો, પણ તે તમને અટકાવતો નથી.
૭ એ માટે, ભાઈઓ, પ્રભુના આવવા સુધી તમે ધીરજ
રાખો; જુઓ, ખેડુત ભૂંઈના મુલ્યવાન ફળની વાટ જુએછે,
ને પહેલો તથા છેલ્લો વરસાદ તેને મળે ત્યાં સુધી તે વિષે ધીરજ
૮ રાખેછે. તમે પણ ધીરજ રાખો, પોતાનાં મનને સ્થિર કરો,
૯ કેમકે પ્રભુનું આવવું પાસે છે. ભાઈઓ, તમ પર ઇન્સાફ
ન ઠરાવાય માટે એક બીજા પર કચકચ ન કરો; જુઓ,
૧૦ ન્યાયાધીશ બારણા આગળ ઉભો રહેછે. મારા ભાઈઓ, જે
ભવિષ્યવાદીઓ પ્રભુના નામથી બોલ્યા, તેઓનો નમુનો દુઃખ
૧૧ સેહેવા વિષે તથા ધીરજ વિષે લો. જુઓ, જે સેહેછે, તેઓ
ધન્ય, એમ આપણે ગણિયેછિયે. તમે યોબની સહનતા વિષે
સાંભળ્યું છે, ને પ્રભુથી જે પરિણામ થયો તે તમે દીઠો છે કે
પ્રભુ ઘણો દયાળુ તથા કૃપાવાન છે.
૧૨ અને મારા ભાઈઓ, વિશેષે કરીને તમે સમ ન ખાઓ;
આકાશના નહિ કે પૃથ્વીના નહિ કે બીજા કોઈના સમ ન
ખાઓ; પણ તમે દંડમાં ન પડો માટે તમારી હા તે હા, ને
ના તે ના થાય.
૧૩ તમારામાં શું કોઈ દુઃખ સેહેછે? તો તેણે પ્રાર્થના કરવી;
૧૪ શું કોઈ મગ્ન છે? તો તેણે ગીત ગાવું; તમારામાં શું કોઈ માંદો
છે? તો તેણે મંડળીના વડીલોને બોલાવવા, ને તેઓએ
પ્રભુના નામથી તેને તેલ ચોળીને તે સંબંધી પ્રાર્થના કરવી.
૧૫ અને વિશ્વાસની પ્રાર્થના માંદાને બચાવશે, ને પ્રભુ તેને
ઉઠાડશે; ને જો તેણે પાપ કીધાં હશે તો તે તેને માફ કરાશે.
૧૬ તમે નિરોગી કરાઓ માટે પોતાના પાપ એક બીજાની પાંસે

કબૂલ કરો, ને એક બીજાને સારૂ પ્રાર્થના કરો; ન્યાયી
માણસની પ્રાર્થના પરિણામે બહુ સાર્થક થાયછે. એલિયા ૧૭
સ્વભાવે આપણા સરખો માણસ હતો. પણ તેણે પ્રાર્થનામાં
વિનંતી કીધી કે વરસાદ ન વરશે; ને સાડા ત્રણ વરસ
સુધી ભૂંઈ પર વરસાદ વરસ્યો નહિ. પછી તેણે ફરી ૧૮
પ્રાર્થના કીધી, ને આકાશે વરસાદ આપ્યો, ને ધરતીએ
પોતાનું ફળ ઉપજાવ્યું.

મારા ભાઈઓ, જો તમારામાંનો કોઈ સત્ય મૂકીને ભટકેછે, ૧૯
ને કોઈએક તેને પાછો ફેરવેછે; તો તેણે જાણવું કે પાપીને ૨૦
તેના માર્ગની ભુલથી જે પાછો ફેરવેછે, તે એક પ્રાણને મોતથી
બચાવશે, ને પાપની અધિકતા ઢાંકશે.

# પીતરનું પહેલું પત્ર.

પંતસ, ગલાતી, કાપાદોકીઆ, આસીઆ, ને બિથુની- ૧
આમાં વેરાયલા પ્રવાસીઓ; જેઓ દેવ બાપના પૂર્વજ્ઞાન ૨
પ્રમાણે આત્માના પવિત્રકરણથી આજ્ઞાકારી થવા સારૂ, ને
ઈશુ ખ્રીસ્તના લોહીથી છંટાવા સારૂ પસંદ કીધેલા છે, તેઓને
ઈશુ ખ્રીસ્તનો પ્રેરિત પીતર લખેછે; તમારા પર કૃપા તથા
શાંતિ પુષ્કળ થાઓ.

આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તનો દેવ તથા બાપ સ્તુતિમાન ૩
હોજો; તેણે પોતાની ઘણી દયા પ્રમાણે મુએલાંમાંના ઈશુ
ખ્રીસ્તના પુનરૂત્થાનથી આપણને સજીવન આશાને સારૂ, ૪
અવિનાશી તથા નિર્મળ તથા ન ચીમળાનાર વતનને સારૂ
ફરી જન્માવ્યા છે, છેલ્લા કાળમાં જે તારણ પ્રગટ થવાને ૫

સિદ્ધ છે, તેને સારૂ દેવના પરાક્રમવડે વિશ્વાસથી તમે જે
રખાએલા છો, તમારે વાસ્તે આ વતન આકાશમાં રાખી
૬ મૂકેલું છે. એમાં તમે બહુ આનંદ કરોછો, જો કે હમણાં
થોડીજ વાર સુધી અગત્યતાથી બહુ પ્રકારનાં પરીક્ષણ થયાથી
૭ દુઃખી છો, એ માટે કે તમારા વિશ્વાસની પરીક્ષા અગ્નિથી
પરખાએલા વિનાશી સોના કરતાં બહુ મુલ્યવાન છતાં, ઈશુ
ખ્રીસ્તના પ્રગટ થવાની વેળાએ સ્તુતિ તથા માન તથા મહિમા
૮ યોગ્ય થાય. તેને ન જોયા છતાં પણ તમે પ્રીતિ કરોછો,
હમણાં જો કે તમે તેને જોતા નથી, તો પણ તેના પર વિશ્વાસ
રાખતાં, તમે તેનામાં અવાચ્ય તથા મહિમાભરેલા આનંદથી
૯ હરખાઓછો. અને તમે પોતાના વિશ્વાસનું ફળ, એટલે
૧૦ આત્માઓનું તારણ, પામોછો. જે ભવિષ્યવાદીઓએ તમારા
પરની કૃપા વિષે ભવિષ્ય કહ્યાં, તેઓએ તે તારણ વિષે
૧૧ તપાસીને સારીપઠે શોધ કીધો; ખ્રીસ્તનો આત્મા જે તેઓમાં
હતો તેણે ખ્રીસ્તનાં દુઃખ તથા તે પછીના મહિમા વિષે સાક્ષી
પૂરી, ત્યારે તેણે કયો અથવા કેવો સમય બતાવ્યો એની
૧૨ તપાસ તેઓ કરતા હતા. તેઓને એ પ્રગટ કરાયું હતું કે,
તેઓએ પોતાને સારૂ નહિ, પણ આપણે સારૂ તે વાતો
વિષે સેવા કીધી; આકાશમાંથી મોકલેલા પવિત્ર આત્માની
સહાયથી જેઓએ તમને સુવાર્ત્તા પ્રગટ કીધી તેઓની મારફતે
તે વાતોના સમાચાર તમને હમણાં જણાયા; તેમાં નિહાળી
જોવાની ઈચ્છા દૂતો કરેછે.

૧૩ એ માટે તમે પોતાના મનની કમ્મર બાંધીને સાવધાન
થાઓ, ને જે કૃપા ઈશુ ખ્રીસ્તના પ્રગટ થવાની વેળા તમ પર
૧૪ થશે તેની પૂરી આશા રાખો. તમે આજ્ઞાકારી છોકરાં જેવા
થઈને પોતાની આગલી અજ્ઞાનપણામાંની કુઈચ્છા પ્રમાણે ન
૧૫ ચાલો. પણ જેણે તમને તેડ્યા છે, તે જેવો પવિત્ર છે તેવા
૧૬ તમે પણ સર્વ ચાલમાં પવિત્ર થાઓ. કેમકે એમ લખ્યું છે કે
૧૭ "હું પવિત્ર છું, માટે તમે પવિત્ર થાઓ." અને જે બાપ
પ્રત્યેકનાં કામ પ્રમાણે પક્ષપાત વગર ન્યાય કરેછે, તેનું નામ

જો તમે લોછો, તો તમારા પ્રવાસનો વખત બિહીકથી કહાડો.
કેમકે તમે એ જાણોછો કે તમારા બાપદાદાઓથી ચાલ્યાં ૧૮
આવેલાં અવર્થા આચરણમાંથી તમે વિનાશી વસ્તુઓએ,
એટલે રૂપા અથવા સોનાએ નહિ, પણ ખ્રીસ્ત જે નિષ્કલંક ૧૯
તથા નિર્દોષ હલવાન જેવો છે તેના મુલ્યવાન લોહીથી, ખંડી
લેવાયલા છો. તે તો જગતના મંડાણ પહેલાં ઠરાવેલો હતો ૨૦
ખરો, પણ તમારે સારૂ આ છેહ્લા કાળમાં પ્રગટ થયો. તેને ૨૧
આસરે. તમે દેવ પર વિશ્વાસ કરોછો, જેણે તેને મરીગય-
લાંમાંથી ઉઠાડયો, ને મહિમા આપ્યો, એ માટે કે તમારો
વિશ્વાસ તથા આશા દેવ પર થાય. તમે સત્યતાને આધીન ૨૨
રહીને પોતાનાં મન ભાઈ પરની નિષ્કપટ પ્રીતિને સારૂ પવિત્ર
કીધાં છે, માટે શુદ્ધ અંતઃકરણથી એક બીજા પર આગ્રહથી
પ્રીતિ કરો. કેમકે તમને વિનાશી બીજથી નહિ, પણ અવિ- ૨૩
નાશીથી, દેવન જીવતા તથા સદા રહેનાર વચનવડે, ફરી
જન્માવ્યા છે. કેમકે, "સઘળા પ્રાણી ઘાસના સરખા છે, ૨૪
ને માણસનો સઘળો મહિમા ઘાસના ફૂલ સરખો છે. ઘાસ
સુકાઈ જાયછે, ને તેનું ફૂલ ખરી પડેછે, પણ પ્રભુનું વચન સદા
રહેછે." ને જે વચન તમને સુવાર્ત્તાથી પ્રગટ કરાયું તે એજ છે. ૨૫

**એ** માટે સઘળી ભુંડાઈ તથા સઘળું કપટ તથા ઢોંગ તથા **૨**
અદેખાઈ તથા સઘળી નિંદા દૂર કરીને, નવાં જન્મેલાં ૨
બાળકોની પઠે આત્મિક દૂધ જે કપટ વગરનું છે તેને ચાહો, એ ૩
સારૂ કે જો તમને એવો અનુભવ થયો હોય કે પ્રભુ દયાળુ છે
તો તે દૂધથી તમે તારણ મેળવ્યા સુધી વધો. જે જીવતો પત્થર ૪
છે, માણસોથી નકારાયલો ખરો, પણ દેવથી પસંદ થયલો
તથા મુલ્યવાન, તેની પાસે આવીને તમે પણ આત્મિક ઘર ૫
તથા પવિત્ર યાજકો થવા સારૂ જીવતા પત્થરોના જેવા રચાયા
છો, એ માટે કે જે આત્મિક યજ્ઞો ઈશુ ખ્રીસ્તને આસરે દેવને
પ્રસન્ન છે તેમનું અર્પણ તમે કરો. કારણ કે શાસ્ત્રમાં લખેલું ૬
છે કે, "જુઓ, પસંદ કીધેલો તથા મુલ્યવાન, એવો ખૂણાનો

મુખ્ય પત્થર હું સીઓનમાં મુકુંછું, ને જે તેના પર વિશ્વાસ
૭ કરેછે તે લજવાશે નહિ." માટે તમ વિશ્વાસ કરનારાઓને માન
છે, પણ અવિશ્વાસીઓને સારૂ, "જે પત્થર બાંધનારાઓએ
૮ નકાર્યો, તેજ ખૂણાનું મથાળું," ને "ઠેસ ખવડાવનાર પત્થર
તથા ઠોકર ખવડાવનાર પાણો થયો છે;" તેઓ આજ્ઞા ન
માનીને વચન વિષે ઠોકર ખાયછે, એ સારૂ પણ તેઓ
૯ ઠરાવાયા હતા. પણ તમે તો પસંદ કીધેલો વંશ, રાજ્યમાન
યાજકવર્ગ, પવિત્ર લોક તથા પ્રાપ્ત કરેલી પ્રજા છો, એ માટે કે
જેણે તમને અંધકારમાંથી પોતાના આશ્ચર્યવાન અજવાળામાં
૧૦ તેડ્યા છે, તેના સદ્ગુણો તમે પ્રગટ કરો. તમે પહેલાં પ્રજા
નહોતા, પણ હાલ દેવની પ્રજા છો; દયા પામેલા નહોતા, પણ
હાલ દયા પામ્યા છો.

૧૧ વહાલાઓ, હું વિનંતી કરૂંછું કે, જે દૈહિક વિષયો જીવને
ઉલટા લડેછે, તેઓથી તમે, પરદેશી તથા પ્રવાસી જેવા, દૂર
૧૨ થાઓ. અને વિદેશી લોકોમાં તમે પોતાની ચાલ સારી રાખતા
જાઓ, એ સારૂ કે તેઓ તમને ભુંડા જાણીને તમારે વિરૂદ્ધ
બોલે છે, ત્યારે તમારાં રૂડાં કામ જોઈને તેઓ કૃપાદૃષ્ટિને
દિવસે દેવનો મહિમા કરે.

૧૩ માણસોની પ્રત્યેક નેમણુકને પ્રભુને લીધે તમે આધીન
૧૪ થાઓ; સર્વોપરી જાણીને રાજાને આધીન, ને ભુંડું કરના-
રાઓને દંડ તથા સારૂં કરનારાઓનું વખાણ કરવાને તેનાથી
૧૫ મોકલાયલા જાણીને, અધિકારીઓને આધીન થાઓ. કેમકે
દેવની ઈચ્છા એવી છે કે સારૂં કરવાથી મૂર્ખ માણસોના
૧૬ અજ્ઞાનપણાને તમે બંધ કરો. સ્વતંત્ર જેવાં છતાં ભુંડાઈના
પડદાને સારૂ પોતાનું સ્વતંત્રપણું ન વાપરો, પણ દેવના સેવકો
૧૭ જેવા થાઓ. તમે સર્વને માન આપો, ભાઈઓ પર પ્રીતિ
રાખો, દેવનું ભય ધરો, રાજાનું સન્માન કરો.

૧૮ ચાકરો, તમે પૂરા ભયથી પોતપોતાના ધણીઓને આધીન
થાઓ, જેઓ સારા તથા નમ્ર છે કેવળ તેઓનેજ નહિ, પણ
૧૯ વળી કઠોરોને આધીન થાઓ. કેમકે જો કોઈ માણસ દેવ

તરફના અંતઃકરણને લીધે અન્યાય વેઠતાં દુઃખ સેહેછે તો તે
માન્ય છે. કેમકે જ્યારે પાપ કરવાને લીધે માર ખાઓછો ૨૦
ત્યારે જો તમે સહન કરોછો, તો તેમાં શી કીર્ત્તિ છે? પણ
સારૂં કરવાને લીધે જ્યારે દુઃખ ભોગવોછો, ત્યારે જો તેનું સહન
કરોછો, તો એ દેવની આગળ માન્ય છે. કારણ કે એને માટે ૨૧
તમે તેડાયલા છો, કેમકે ખ્રીસ્તે પણ તમારે સારૂ સહ્યું, ને
તમોને નમુનો આપ્યો છે, એ માટે કે તમે તેના પગલામાં
ચાલો. તેણે કંઈ પાપ કીધું નહિ, ને તેના મહોમાં કપટ ન ૨૨
હતું. તેણે નિંદા પામીને પાછી નિંદા ન કીધી, દુઃખો સહેતાં ૨૩
ધમકાવ્યું નહિ, પણ યથાર્થ ન્યાય કરનારને પોતાને સોંપ્યો.
લાકડા પર તેણે પોતે પોતાના શરીરમાં આપણાં પાપ માથે ૨૪
લીધાં, એ માટે કે આપણે પાપો વિષે મુએલા થઈને ન્યાયીપણા
વિષે જીવિયે; તેના ઘાઓથી તમે સાજા થયા. કેમકે તમે ૨૫
ભુલાં પડેલાં ઘેટાંના જેવા હતા, પણ હમણાં તમારા જીવોના
પાળક તથા અધ્યક્ષની ગમ પાછા ફર્યા છો.

એજ પ્રમાણે, બાયડીઓ, તમે પોતપોતાના વરોને આધીન ૩
થાઓ, એ સારૂ કે જો કોઈ પણ વચનને માનતા નથી તો
તેઓ પોતાની વહુઓની ચાલથી, એટલે તમારી મર્યાદા- ૨
ભરેલી નિર્મળ ચાલ જોયાથી વચન વગર મેળવી લેવાય.
તમારો સણગાર બહારનો, એટલે ગુંથેલા નિમાળાનો તથા ૩
સોનું ઘાલવાનો અથવા વસ્ત્ર પહેરવાંનો એવો ન થાય.
પણ અંતઃકરણના ગુપ્ત માણસનો, એટલે લીન તથા નમ્ર ૪
આત્મા જે દેવની આગળ ઘણા મૂલ્યનો છે, તેના અવિનાશી
વસ્ત્રનો, એવો થાય. કેમકે પૂર્વે જે પવિત્ર બાયડીઓ દેવ ૫
પર આશા રાખતી હતી, તેઓ પોતપોતાના વરોને આધીન
થતાં, એ પ્રમાણે પોતાને સણગારતી હતી. તે પ્રમાણે ૬
સારા ઈબ્રાહીમને સ્વામી કહીને તેને આધીન થઈ; જો
તમે રૂડું કરોછો, ને કાંઈ ભયથી ગભરાતી નથી, તો તમે
તેની દિકરીઓ છો.

૭ એમજ વરો, તમે તેઓની સાથે સમજણથી રહો, ને બાયડી
જાણે કે નબળું પાત્ર છે એ જાણીને, તથા જીવનની કૃપાના
સહવારસ છો એમ ગણીને તેને માન આપો, એ સારૂ કે
તમારી પ્રાર્થનાઓ અટકાવાય નહિ.

૮ છેલ્લું, તમે સર્વે એક મનનાં, બીજાના સુખ દુઃખમાં ભાગ
લેનારાં, ભાઈઓ પર પ્રીતિ કરનારાં, કરૂણા કરનારાં તથા નમ્ર
૯ થાઓ. ભુંડાઈને બદલે ભુંડાઈ ને નિંદાને બદલે નિંદા ન
વાળો, પણ તેથી ઉલટું આશીર્વાદ દો, કેમકે તમે જાણોછો કે
એને સારૂ તમે તેડાયા એ માટે કે તમે આશીર્વાદના વારસ
૧૦ થાઓ. કેમકે, "જે જીવન પર પ્રીતિ રાખવા, ને સારા
દિવસને જોવા ચાહેછે, તેણે પોતાની જીભને ભુંડાઈથી, ને
૧૧ પોતાના હોઠોને કપટી વાત બોલવાથી અટકાવવી. તેણે
ભુંડાઈથી દૂર જવું, ને ભલાઈ કરવી; તેણે સલાહ શોધવી, ને
૧૨ તેની પાછળ ચાલ્યા જવું. કેમકે ન્યાયી પર પ્રભુની નજર છે,
ને તેને કાને તેઓની પ્રાર્થનાઓ પડેછે; પણ પ્રભુનું મહો ભુંડું
કરનારાઓને વિરૂદ્ધ છે."

૧૩ અને જે ભલું તેના અનુસરનારા જો તમે થયા, તો તમારૂં
૧૪ ભુંડું કરનાર કોણ છે; પણ જો તમે ન્યાયીપણાને સારૂ
સહોછો, તો તમને ધન્ય છે; માટે તેઓના ધાકથી બિહો મા, ને
૧૫ ગભરાઓ પણ મા. પણ પ્રભુ દેવને પોતાના અંતઃકરણમાં
પવિત્ર માનો; ને તમારામાં જે આશા છે તેનું કારણ જે પ્રત્યેક
પુછે તેને લીનતાથી તથા અદબથી પ્રત્યુત્તર દેવાને સદા સિદ્ધ
૧૬ રહો. સારૂં અંતઃકરણ રાખો, એ સારૂ કે જે વિષે તમારૂં ભુંડું
બોલેછે તે વિષે જેઓ ખ્રીસ્તમાંની તમારી સારી ચાલને નિંદેછે,
૧૭ તેઓ શરમાય. કેમકે જો દેવની ઈચ્છા એવી હોય, તો ભુંડું
કરવાને લીધે સેહેવું એ કરતાં રૂડું કરવાને લીધે સેહેવું એ
૧૮ સારૂં છે. કેમકે ખ્રીસ્તે પણ એક વેળા પાપોને સારૂ, એટલે
ન્યાયીએ અન્યાયીઓને બદલે સહ્યું, એ માટે કે આપણને
દેવની પાસે તે પહોંચાડે; તે દેહમાં મારીનંખાયો, પણ
૧૯ આત્મામાં સજીવન કરાયો. તેમાં પણ તેણે જઈને બંદીખા-

નામાંના આત્માઓને ઉપદેશ કીધો. તેઓ તો પૂર્વે માનનારા ૨૦
ન હતા, એટલે નુહના દહાડામાં જ્યારે વહાણમાં થોડા, એટલે
આઠ જણ, પાણીથી બચ્યા, તે વહાણ તૈયાર થતું હતું, ને જ્યારે
દેવની સહનતા વાટ જોતી હતી, ત્યારે. અને પાણી તો ઉપમા- ૨૧
રૂપે, એટલે બાપ્તિસ્માએ કરીને (જે દેહનો મેલ કહાડી નાખવો
તે નહિ, પણ સારા અંતઃકરણથી દેવને ઉત્તર આપવો તેણે
કરીને) ઈશુ ખ્રીસ્તના પુનરૂત્થાનથી હમણાં તમને પણ તારેછે.
તે તો દૂતો તથા અધિકારીઓ તથા પરાક્રમીઓ પોતાને ૨૨
સ્વાધીન કરીને આકાશમાં ગયો ને દેવની જમણીગમ છે.

હવે ખ્રીસ્તે આપણે સારૂ શરીરમાં સહ્યું છે, માટે તમે ૪
પણ એજ મનથી હથિયારબંધ થાઓ; કેમકે જેણે શરીરમાં
સહ્યું છે તે પાપથી દૂર થયો છે, એ સારૂ કે તે ત્યારથી દેહમાંનો ૨
બાકી રહેલો વખત માણસોના ભુંડા વિકારો પ્રમાણે નહિ, પણ
દેવની ઈચ્છા પ્રમાણે કહાડે. કેમકે વિદેશીઓની ઈચ્છા ૩
પ્રમાણે કરવાને આયુષ્યનો ગએલો કાળ બહુ છે, જે કાળે
આપણે કામાતુરપણામાં, વિષયોમાં, મદ્યપાનમાં, ખ્યાલ-
ખુશાલીમાં, પીવેલપણામાં તથા અમંગળ મૂર્ત્તિપૂજનમાં ચાલ્યા.
એ વાતમાં તમે તેઓની સાથે તેજ ભુંડાઈના ખાડામાં ધસી ૪
પડતા નથી, તેથી તેઓ તમારી નિંદા કરતાં આશ્ચર્ય પામેછે.
જીવતાઓ તથા મુએલાંઓનો ન્યાય કરવાને જે સિદ્ધ છે તેને ૫
તેઓ હિસાબ આપશે; કેમકે મરીગએલાંઓને સુવાર્ત્તા પ્રગટ ૬
કરાઈ હતી એ માટે કે માણસો પ્રમાણે દેહમાં તેઓનો ન્યાય
થાય, પણ દેવ પ્રમાણે તેઓ આત્મામાં જીવે.

પણ બધાંનો અંત પાસે આવ્યો છે, માટે તમે બુદ્ધિવાન ૭
થાઓ; ને પ્રાર્થનાને સારૂ સાવચિત રહો. અને વિશેષે કરીને ૮
તમે એક બીજા પર આગ્રહથી પ્રીતિ કરો, કેમકે પ્રીતિ ઘણાં
પાપને ઢાંકશે. કચકચ કર્યા વિના તમે એક બીજાને પહરોણા ૯
રાખો. પ્રત્યેકને જે કૃપાદાન મળ્યું તે એક બીજાની સેવામાં ૧૦
દેવની અનેક પ્રકારની કૃપાના સારા કારભારીઓની પઠે વાપરવું.

૧૧ જો કોઈ બોલેછે, તો તેણે દેવના વચન પ્રમાણે બોલવું; જો
કોઈ સેવા કરેછે, તો તેણે જે સામર્થ્ય દેવ તેને આપેછે તે
પ્રમાણે તે કરવી; એ માટે કે સઘળામાં ઈશુ ખ્રીસ્તને આસરે
દેવ મહિમાવાન થાય; તેને સદા સર્વકાળ સ્તુતિ તથા
સત્તા છે. આમેન.

૧૨ વહાલાઓ, તમારી પરીક્ષા સારૂ જે અગ્નિરૂપ દુઃખ તમને
થાયછે, તેમાં નવાઈ ન જાણો કે જાણે તમને કંઈ નવું થયું છે.
૧૩ પણ ખ્રીસ્તનાં દુઃખોના તમે ભાગિયા છો, એટલામાં હરખાઓ,
એ માટે કે તેનો મહિમા પ્રગટ થાય ત્યારે તમે બહુ ઉલ્લાસથી
૧૪ આનંદ કરો. જો ખ્રીસ્તના નામને સારૂ તમે નિંદાએલા છો,
તો તમને ધન્ય છે, કેમકે મહિમાનો તથા દેવનો આત્મા તમ
પર રહેછે; તેઓથી તે નિંદાયછે ખરો, પણ તમારાથી તે
૧૫ મહિમા પામેછે. પણ ખુની અથવા ચોર અથવા ભુંડું
કરનાર અથવા ઘાલમેલિયાની પઠે તમારામાંનો કોઈ ન
૧૬ સેહે. પણ ખ્રીસ્તી હોવાને લીધે જો કોઈ સેહેછે, તો તેને
લાજ ન લાગે, પણ તે તે બાબતમાં દેવનો મહિમા કરે.
૧૭ કેમકે ન્યાયકરણનો આરંભ દેવના ઘરમાં થાય, એવો સમય
આવ્યો છે, ને જો તેનો આરંભ પ્રથમ આપણે ત્યાં છે,
તો દેવની સુવાર્ત્તા જેઓ નથી માનતા તેઓનો શો અંત
૧૮ થશે? ને જો ન્યાયીઓ મુશ્કેલીથી તરેછે, તો અભક્તો
૧૯ તથા પાપીઓનું ઠેકાણું કયાં થશે? એ માટે જેઓ દેવની ઈચ્છા
પ્રમાણે સેહેછે, તેઓ સારૂં કરવામાં પોતાના આત્માઓને
વિશ્વાસુ ઉત્પન્ન કરનારને સોંપી દે.

૫ તમારામાં જે વડીલો તેઓની હું સાથી વડીલ તથા ખ્રીસ્તનાં
દુઃખોનો સાક્ષી તથા પ્રગટ થનાર મહિમાનો ભાગિયો છતાં
૨ વિનંતી કરૂંછું કે, દેવનું જે ટોળું તમારામાં છે તેનું પ્રતિપાલન
કરો, અધ્યક્ષનું કામ અગત્યને લીધે નહિ પણ ખુશીથી કરો,
૩ મલિન લોભને સારૂ નહિ પણ ભાવથી કરો. અને વતન પર
ધણીપણું કરશો તેમ નહિ, પણ તમે ટોળાના નમુના થાઓ.

અને મુખ્ય ઘેટાંપાળક પ્રગટ થશે ત્યારે મહિમાનો ન ચીમ- ૪
ળાનાર મુગટ તમે પામશો. એજ પ્રમાણે જુવાનો, તમે વડીલોને ૫
આધીન થાઓ; ને તમે સઘળા એક બીજાને આધીન થઈને
નમ્રતા પહેરેલા થાઓ, કેમકે ગર્વિષ્ટોને વિરૂદ્ધ કરેછે, પણ
નમ્રને કૃપા આપેછે. એ માટે દેવના સમર્થ હાથ નીચે તમે ૬
પોતાને નમાવો કે તે તમને યોગ્ય પ્રસંગે ઉંચા કરે.
તમારી સર્વ ચિંતા તેના પર નાખો, કેમકે તે તમારી સંભાળ ૭
કરેછે. સાવચિત થાઓ, જાગતા રહો, કેમકે તમારો વૈરી ૮
શેતાન ગાજનાર સિંહની પઠે કોઈને ગળી જાય એમ શોધતો
ફર્યા કરેછે. તમે વિશ્વાસમાં સ્થિર થઇને તેની સામા ૯
થાઓ, કેમકે તમે જાણોછો કે, જગતમાંના તમારા ભાઈઓ
પર તેનેતેજ દુઃખ પૂર્ણ કરવામાં આવેછે. પણ સર્વ કૃપાનો દેવ ૧૦
જેણે ખ્રીસ્ત ઈશુમાં આપણને પોતાના સર્વકાળના મહિમાને
સારૂ બોલાવ્યા છે, તે પોતે, તમે થોડીવાર સહ્યા પછી, તમને
પૂર્ણ, સ્થિર, બળવંત, સ્થાપિત કરશે. તેને મહિમા તથા સત્તા ૧૧
સદા સર્વકાળ હોજો. આમેન.

સીલ્વાનસ, જે મારી ધારણા પ્રમાણે વિશ્વાસુ ભાઈ છે, તેની ૧૨
હસ્તક મેં ટુંકામાં તમારા ઉપર લખ્યું છે, ને વિનંતી કરીને
સાક્ષી આપી છે કે, જે કૃપામાં તમે ઉભા રહોછો, તે દેવની
ખરી કૃપા છે. બાબેલોનમાંની [ મંડળી ] તમારી સાથે જે પસંદ ૧૩
કરેલી તે તથા મારો દિકરો માર્ક તમને સલામ કહેછે. તમે ૧૪
પ્રીતિના ચુંબનથી એક બીજાને સલામ કરો.

ખ્રીસ્ત ઈશુમાંના તમ સર્વને શાંતિ થાઓ. આમેન.

# પીતરનું બીજું પત્ર.

૧ **આ**પણા દેવ તથા તારનાર ઈશુ ખ્રીસ્તના ન્યાયીપણાથી
અમારા સરખો મુલ્યવાન વિશ્વાસ જેઓ પામ્યા છે, તેઓને
૨ ઈશુ ખ્રીસ્તનો સેવક તથા પ્રેરિત સીમોન પીતર લખેછે. દેવને
તથા આપણા પ્રભુ ઈશુને ઓળખવામાં તમારા પર કૃપા તથા
૩ શાંતિ પુષ્કળ થાઓ. જેણે મહિમાથી તથા સાત્વિકપણાથી
આપણને બોલાવ્યા, એને ઓળખવાથી તેના ઈશ્વરી સામર્થ્યે
આપણને જીવન તથા સુભક્તિને લગતાં સઘળાં આપ્યાં છે.
૪ તેથી આપણને બહુ મોટાં તથા મુલ્યવાન વચનો અપાયલાં છે,
એ સારૂ કે તેઓને આસરે જગતમાંની જે દુષ્ટાઈ કુઈચ્છાથી
૫ છે, તેથી છુટીને દેવના સ્વભાવના ભાગિદાર તમે થાઓ. એજ
કારણ માટે સઘળા પરિશ્રમ કરીને તમે પોતાના વિશ્વાસ સાથે
૬ સાત્વિકપણું, ને સાત્વિકપણા સાથે જ્ઞાન, ને જ્ઞાન સાથે
૭ સ્વદમન, ને સ્વદમન સાથે ધીરજ, ને ધીરજ સાથે સુભક્તિ,
ને સુભક્તિ સાથે બંધુમૈત્રી, ને બંધુમૈત્રી સાથે પ્રીતિ જોડી લો.
૮ કેમકે એ સઘળાં તમારામાં થયાથી તથા વધ્યાથી, આપણા પ્રભુ
ઈશુ ખ્રીસ્તના જ્ઞાન વિષે તમને આળસુ તથા નિષ્ફળ થવા દેશે
૯ નહિ. પણ જેની પાસે એઓ નથી તે આંધળો છે તેની
આંખો મીચેલી છે, ને પોતાનાં પહેલાં પાપોથી શુદ્ધ થયો હતો
૧૦ એ તે વિસરીગયો છે. એ માટે, ભાઈઓ, તમારૂં તેડું તથા
નિવડણ નિશ્ચય કરવા સારૂ વિશેષ યત્ન કરો, કેમકે જો તમે
૧૧ એવું કરો તો કદિ પડશો નહિ. કારણ કે એમ આપણા પ્રભુ
તથા તારનાર ઈશુ ખ્રીસ્તના સર્વકાળના રાજ્યમાં તમે પુરતી
રીતે પ્રવેશ પામશો.

એ માટે જો કે તમે એ વાતો જાણોછો, ને હાલના સત્યમાં ૧૨
સ્થિર થયા છો, તો પણ તમને એઓ નિત્ય સંભરાવવાને
હું ચુકીશ નહિ. અને જ્યાં સુધી હું આ માંડવામાં છું ત્યાં ૧૩
સુધી તમને સંભરાવીને સાવધ કરવા એ મને યોગ્ય લાગેછે.
કેમકે મને માલુમ છે કે, આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના દેખાડ્યા ૧૪
પ્રમાણે મારો માંડવો જલદી પડવાનો છે. અને હું યત્ન કરીશ ૧૫
કે, મારા મરણ પછી તમને આ વાતોનું સ્મરણ નિત્ય થાય.
કેમકે જ્યારે અમે આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના પરાક્રમ તથા ૧૬
આવવું તમને જણાવ્યું, ત્યારે અમે ચતુરાઈથી કલ્પેલી
કહાણીઓને અનુસરતા નહોતા; પણ તેના મોટાપણાના
પ્રત્યક્ષ જોનારા હતા. કેમકે જ્યારે બહુ તેજસ્વી મહિમાથી તે ૧૭
સંબંધી એવી વાણી આવી કે, એ મારો વહાલો પુત્ર છે, એના
પર હું બહુ સંતુષ્ટ છું, ત્યારે દેવ બાપથી તે માન તથા મહિમા
પામ્યો. અને અમે તેની સાથે પવિત્ર પાહાડ પર હતા ત્યારે ૧૮
આકાશથી આવેલી તે વાણી અમે સાંભળી. અને અમારી ૧૯
પાસે એથી વધારે નિશ્ચે વાત, એટલે ભવિષ્યવાત છે, તેને
અંધારા ઠેકાણામાં પ્રકાશ કરનાર દીવાની જેવી જાણીને
તેના પર જ્યાં સુધી પહો ફાટે ને સવારનો તારો તમારાં
અંતઃકરણોમાં ઉગે, ત્યાં સુધી ચિત્ત લગાડવાથી તમે સારૂં
કરશો. પ્રથમ તમારે એ જાણવું કે, પવિત્ર લેખમાંની કોઈ ૨૦
ભવિષ્યવાત મનુષ્યોકતજ નથી. કેમકે ભવિષ્યવાત માણસની ૨૧
ઈચ્છા પ્રમાણે કદી આવી નહિ, પણ દેવનાં પવિત્ર માણસો
પવિત્ર આત્માની પ્રેરણાથી બોલ્યાં.

વળી જેમ [ઈસ્રાએલી] લોકોમાં ખોટા ભવિષ્યવાદીઓ **૨**
પણ થયા હતા, તેમ તમારામાં પણ ખોટા ઉપદેશકો થશે,
એવા કે નાશકારક, પાખંડ મતો ગુપ્તરૂપે ચલાવશે, ને જે પ્રભુએ
તેઓને વેચાતા લીધા તેનો પણ નકાર કરીને પોતાપર
ઉતાવળે નાશ લાવશે. અને તેઓના ભ્રષ્ટાચારમાં ઘણાઓ ૨
ચાલશે; ને તેઓને લીધે સત્યના માર્ગની નિંદા થશે. ને ૩

દ્રવ્યલોભે તેઓ કપટી વાતોથી તમને વેચવાના માલ જેવા
કરશે; તેઓનો આગળથી ઠરાવેલો જે દંડ તે વિલંબ કરતો
૪ નથી; ને તેઓનો નાશ ઢીલ લગાડતો નથી. કેમકે જે
દૂતોએ પાપ કીધું તેઓને દેવે છોડ્યા નહિ, પણ નરકમાં
૫ નાખીને ન્યાયકરણ સુધી અંધકારની સાંકળોમાં રાખ્યા; ને
પુરાતન જગતને છોડયું નહિ, પણ અભક્તના જગત પર
જળપ્રલય લાવીને આઠમો માણસ નુહ, જે ન્યાયીપણાનો
૬ ઉપદેશક હતો, તેને બચાવ્યો; ને થનાર અભક્તોને ઉદાહરણ
આપવા સારૂ સદોમ તથા ગમોરા શહેરોને ભસ્મ કીધાં, ને
૭ તેઓને પાયમાલ કરીને તેઓને દંડ કીધો; ને ન્યાયી લુત જે
અધર્મીઓની અશુદ્ધ ચાલથી દુઃખી હતો તેને છોડાવ્યો, (કેમકે
૮ તે ન્યાયી તેઓમાં વસ્યા છતાં, તેઓનાં ભુંડાં કામ જોયાથી
તથા સાંભળ્યાથી પોતાના ન્યાયી જીવમાં નિત્ય દુઃખી થતો
૯ હતો). તો સુભક્તોને પરીક્ષણમાંથી છોડાવવા પ્રભુ જાણેછે;
૧૦ ને અન્યાયીઓને તથા વિશેષે કરીને જેઓ મલિનતાના
વિષયોથી દેહ પ્રમાણે ચાલેછે, ને ધણીપણાને તુચ્છ કરેછે
તેઓને ન્યાયકાળ સુધી શિક્ષાને સારૂ રાખવા તે જાણેછે. તેઓ
ધીટ તથા સ્વછંદી થઈને અધિકારીઓની નિંદા કરતા ધ્રુજતા
૧૧ નથી. તો પણ દૂતો બળ તથા પરાક્રમમાં વધારે મોટા છતાં
પ્રભુની આગળ તેઓ પર નિંદાનો દોષ ઠરાવી મૂકતા નથી.
૧૨ પણ સ્વભાવે નિર્બુદ્ધ પશુ, જેઓ પકડાવા તથા નાશ પામવાને
જન્મેલા, તેઓના સરખા છતાં એઓ જે વિષે નથી જાણતા,
તે વિષે નિંદા કરીને પોતાના નાશમાં નાશ પામશે, ને
૧૩ અન્યાયનું ફળ ભોગવશે. ધોળે દિવસે સુખભોગમાં તેઓ
આનંદ ગણેછે; તેઓ ડાઘ તથા એબ છે; ને પોતાની
૧૪ ભૂલમાં મસ્ત છતાં તમારી સાથે ભોજન કરેછે. તેઓની
આંખો વ્યંભિચારથી ભરેલી છે, ને પાપ કરવાથી બંધ નથી
પડતી; તેઓ અસ્થિર પ્રાણોને મોહેછે; તેઓનાં અંતઃકરણો
દ્રવ્યલોભમાં અભ્યાસી થયલાં છે, તેઓ શાપનાં છોકરાં
૧૫ છે. પાધરો માર્ગ મૂકીને તેઓ ભટકતા થયા; ને બસોરનો

બલામ, જેણે અન્યાયનાં ફળનો પ્રેમ કીધો તેને માર્ગે
ચાલનારા થયા. પણ તે પોતાના અધર્મને લીધે ધમકાવાયો; ૧૬
મુગા ગધેડાએ માણસની વાણી કહાડીને ભવિષ્યવાદીની
ઘેલાઈને વારી. તેઓ પાણી વગરના કુઆ તથા પવનથી ૧૭
દોડતાં વાદળાં છે, તેઓને સારૂ સર્વકાળ સુધી ઘોર અંધકાર
રાખેલો છે. કેમકે ભુલમાં ચાલનારાઓમાંથી જેઓ પૂરા બચી ૧૮
નિકળેલા હતા તેઓને વ્યર્થપણાની બહુ ફુલેલી વાતો બોલીને
દૈહિક વિષયોથી તથા ભ્રષ્ટાચારથી મોહે છે. તેઓને તેઓ ૧૯
મોકળાપણાનું વચન આપતાં પોતે દુષ્ટાઈના દાસ છે, કેમકે
જેથી કોઈ જીંતાયછે, તેથી તે દાસપણામાં અણાયછે. કેમકે ૨૦
પ્રભુ તથા તારનાર ઇસુ ખ્રીસ્તને ઓળખવાથી જો તેઓ,
જગતના મલિનપણાથી છુટીને, પાછા તેમાં ગુંથાઈને જીંતાયા,
તો તેઓની છેહલી દશા પહેલી કરતાં ભુંડી છે; કારણ કે ૨૧
ન્યાયીપણાનો માર્ગ જાણ્યા પછી તેઓને જે પવિત્ર આજ્ઞા
અપાઈ તેથી ફરવું, એ કરતાં આ સારૂ હોત કે તેઓ તે
[માર્ગ] વિષે અજાણ્યા રહેત. પણ આ ખરી કહેવત ૨૨
પ્રમાણે તેઓને થયું કે, કુતરૂં પોતાની ઓકની ગમ, ને ધોએલી
ભુંડણ કાદવમાં આળોટવાને ફર્યાં છે.

વહાલાઓ, હવે આ બીજું પત્ર હું તમારા ઉપર લખુંછું, ૩
એઓથી તમારાં નિર્મળ મનોને ચેતાવતાં સાવધ કરૂંછું કે,
પવિત્ર ભવિષ્યવાદીઓથી જે વાતો અગાઉ કહેવાઈ હતી તેનું, ૨
ને પ્રભુ તથા તારનારના હમ પ્રેરિતોની આજ્ઞાનું તમે સ્મરણ
કરો. પ્રથમ એમ જાણો કે છેહલા દિવસોમાં ઠઠ્ઠાખોરો ૩
આવશે, જેઓ પોતાની કુઈચ્છા પ્રમાણે ચાલશે, ને કહેશે ૪
કે, તેના આવવાનું વચન ક્યાં છે? કેમકે પિતૃઓ ઉંઘીગયા
ત્યારથી ઉત્પત્તિના આરંભમાં સઘળું જેવું હતું તેવુંજ રહેછે.
કેમકે તેઓ જાણી જોઇને આ વિસરેછે કે દેવના શબ્દે કરીને ૫
આકાશો પહેલાંથી હતાં, ને પૃથ્વી પાણીની બહાર તથા પાણીમાં
બાંધેલી હતી. તેથી તે વેળાનું જગત પાણીમાં ડુબીને નાશ ૬

૭ પામ્યું. પણ હમણાંનાં આકાશ તથા પૃથ્વી તેજ શબ્દથી
ન્યાયકાળ તથા અભકત માણસોના નાશના દિવસ સુધી રાખેલાં
છતાં બાળવા સારૂ સિદ્ધ મૂકાયલાં છે.
૮ પણ વહાલાઓ, આ એક વાત તમે વિસરો મા, કે પ્રભુની
પાસે એક દિવસ હજાર વરસોના સરખો, ને હજાર વરસો
૯ એક દિવસના સરખાં છે. કેટલાએક જેમ વિલંબ કરવો ગણેછે,
તેમ પ્રભુ પોતાનાં વચન સંબંધી વિલંબ કરતો નથી, પણ કોઈનો
નાશ થાય એમ નહિ પણ સઘળાં પશ્ચાત્તાપ કરે એવું ઈચ્છીને
૧૦ પ્રભુ આપણા વિષે ધીરજ રાખેછે. પણ જેમ ચોર રાત્રે
આવેછે; તેમ પ્રભુનો દિવસ આવશે, તે વેળાએ આકાશો મોટા
અવાજથી ટળી જશે, ને તત્વો ઝાળથી વિઘરાઈ જશે, ને પૃથ્વી
૧૧ તથા તે પરનાં કામો બાળી નંખાશે. તો એ સર્વ વિઘરાઈ
જનાર છે માટે પવિત્ર ચાલ તથા સુભક્તિમાં તમારે કેવા થવું
૧૨ જોઈએ? દેવના જે દિવસમાં આકાશો સળગીને વિઘરાઈ
જશે તથા તત્વો બળીને પીગળી જશે, તેના આવવાની વાટ
૧૩ જોતાં તેની અપેક્ષા કરવી. તો પણ આપણે તેના વચન
પ્રમાણે નવાં આકાશ તથા નવી પૃથ્વી જેમાં ન્યાયીપણું
વસેછે, તેની વાટ જોઈયેછિયે.
૧૪ એ માટે, વહાલાઓ, એઓની વાટ જોતાં યત્ન કરો કે, તમે
૧૫ તેની નજરે નિષ્કલંક તથા નિર્દોષ થઈને શાંતિમાં રહો. અને
આપણા પ્રભુનું ધૈર્ય તારણ છે એમ ગણો; તેમજ આપણા
વહાલા ભાઈ પાઉલે પણ તેને આપેલી બુદ્ધિ પ્રમાણે તમને
૧૬ લખ્યું. તેમ તેનાં સઘળાં પત્રોમાં પણ આ વાતો વિષે કહ્યું છે.
તેઓમાં કેટલીએક વાત સમજવાને અઘરી છે ને જેમ બીજા
લેખોને તેમ એ વાતોને પણ અજ્ઞાની તથા અસ્થિર માણસો
૧૭ પોતાના નાશને સારૂ મરડી નાખેછે. માટે વહાલાઓ, તમે
અગાઉથી જાણીને સાવધ થાઓ કે, અધર્મીઓની ભૂલથી
૧૮ ખેંચાયલા થઈને પોતાના સ્થિરપણાથી ન પડો. પણ કૃપામાં,
ને આપણા પ્રભુ તથા તારનાર ઈશુ ખ્રીસ્તના જ્ઞાનમાં તમે વધ્યા
કરો; તેને હમણાં તથા સર્વકાળ સુધી મહિમા થાઓ. આમેન.

# યોહાનનું પહેલું પત્ર.

જીવનના શબ્દ સંબંધીનું, જે આરંભથી હતું, જે અમે 1
સાંભળ્યું છે, જે અમે પોતાની આંખે દીઠું છે, જેના પર અમે
જોયું, ને જેને અમે પોતાને હાથે અડકયા (અને તે જીવન 2
પ્રગટ થયું, ને અમે તે જોયું છે, ને સાક્ષી પૂરિયેછિયે, ને તે
અનંતકાળનું જીવન જે બાપની પાસે હતું, ને અમને પ્રગટ થયું,
તે તમને કહી દેખાડિયેછિયે). હા, જે અમે દીઠું તથા સાંભળ્યું 3
છે, તે તમને પણ કહી દેખાડિયેછિયે એ માટે કે, તમારી પણ
અમારી સાથે સંગત થાય; ને અમારી સંગત બાપની સાથે
તથા તેના પુત્ર ઈશુ ખ્રીસ્તની સાથે છે. અને અમારો આનંદ 4
સંપૂર્ણ થાય, માટે એ વાતો અમે લખિયેછિયે.

હવે જે સંદેશો અમે તેનાથી સાંભળ્યો છે ને તમને જણાવિયે- 5
છિયે, તે એ છે કે દેવ અજવાળું છે, ને તેનામાં કંઈ પણ અંધારૂં
નથી. જો આપણે કહિયે, કે તેની સાથે આપણી સંગત છે, ને 6
અંધારામાં ચાલિયે, તો જૂઠું બોલિયે છિયે, ને સત્ય પાળતા
નથી. પણ જેમ તે અજવાળામાં છે, તેમ જો આપણે અજ- 7
વાળામાં ચાલિયે, તો આપણને એક બીજાની સાથે સંગત છે,
ને તેના પુત્ર ઈશુનું લોહી આપણને સઘળાં પાપથી શુદ્ધ કરેછે.
જો આપણે કહિયે કે, આપણને પાપ નથી, તો આપણે પોતાને 8
ભુલાવિયેછિયે, ને આપણામાં સત્ય નથી. જો આપણે આપણાં 9
પાપ કબૂલ કરિયે, તો આપણાં પાપ માફ કરવા તથા આપણને
સર્વ અન્યાયથી શુદ્ધ કરવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે. જો 10
આપણે કહિયે, કે આપણે પાપ કીધું નથી, તો આપણે તેને
જુઠો પાડિયેછિયે, ને તેનું વચન આપણામાં નથી.

**૨ મા**રાં છોકરાં, હું તમને આ વાતો લખુંછું એ માટે કે તમે
પાપ ન કરો. અને જો કોઈ પાપ કરે તો બાપની પાસે આપણો
૨ મધ્યસ્થ છે, એટલે ઈશુ ખ્રીસ્ત જે ન્યાયી છે તે. અને તે
આપણાં પાપ વિષે પ્રાયશ્ચિત્ત છે, ને કેવળ આપણાં વિષે
૩ નહિ, પણ આખા જગત વિષે તે પ્રાયશ્ચિત્ત છે. અને જો
આપણે તેની આજ્ઞાઓ પાળિયે, તો તેથી આપણને માલુમ છે,
૪ કે આપણે તેને ઓળખિયેછિયે. જે કહેછે કે હું તેને ઓળખુંછું,
પણ તેની આજ્ઞા પાળતો નથી, તે જુઠો છે, ને તેમાં સત્ય નથી.
૫ પણ જે કોઈ તેનું વચન પાળેછે તેમાં દેવ પરનો પ્રેમ ખરેખરો
સંપૂર્ણ થયો છે, એથી આપણે જાણિયેછિયે, કે આપણે
૬ તેનામાં છિયે. જે કહેછે કે હું તેનામાં રહુંછું, તેણે જેમ તે
ચાલ્યો તેમજ ચાલવું જોઈએ.

૭ વહાલાઓ, નવી આજ્ઞા નહિ, પણ જુની આજ્ઞા જે તમારી
પાસે આરંભથી હતી, તે હું તમને લખુંછું. જે વચન તમે
૮ સાંભળ્યું, તેજ જુની આજ્ઞા છે. વળી નવી આજ્ઞા જે તેમાં
તથા તમારામાં સત્ય છે, તે હું તમને લખુંછું. કેમકે અંધારૂં જતું
૯ રહેછે, ને ખરૂં અજવાળું હમણાં પ્રકાશેછે. જે કહેછે કે, હું
અજવાળામાં છું, ને પોતાના ભાઈનો દ્વેષ કરેછે, તે હજી સુધી
૧૦ અંધારામાં છે. જે પોતાના ભાઈ પર પ્રેમ કરેછે, તે
૧૧ અજવાળામાં રહેછે, ને તેમાં ઠોકરનું કારણ નથી. પણ જે
પોતાના ભાઈનો દ્વેષ કરેછે, તે અંધારામાં છે, ને અંધારામાં
ચાલેછે, ને પોતે કયાં જાયછે, તે જાણતો નથી, કેમકે અંધારાએ
તેની આંખો આંધળી કીધી છે.

૧૨ છોકરાં, હું તમને લખુંછું કારણ કે તેના નામને લીધે તમારાં
૧૩ પાપ માફ થયાં છે. બાપો, હું તમને લખુંછું કારણ કે જે
આરંભથી છે, તેને તમે ઓળખોછો. જુવાનો, હું તમને લખુંછું
કારણ કે તમે ભુંડાને જીત્યો છે. બાળકો, મેં તમને લખ્યું
૧૪ છે કારણ કે તમે બાપને ઓળખોછો. બાપો, મેં તમને
લખ્યું છે કારણ કે જે આરંભથી હતો તેને તમે ઓળખોછો.

જુવાનો, મેં તમને લખ્યું છે કારણ કે તમે બળવંત છો, ને દેવનું
વચન તમારામાં રહેછે, ને તમે ભુંડાને જીત્યો છે. જગત પર ૧૫
અથવા જગતમાંના પર પ્રેમ ન કરો; જો કોઈ જગત પર પ્રેમ
કરે તો તેમાં બાપ પરનો પ્રેમ નથી. કાંજે સર્વ જે જગતમાં છે, ૧૬
એટલે દેહનો લોભ તથા આંખોનો લોભ તથા જીવનનો અહંકાર
તે બાપથી નથી, પણ જગતથી છે. જગત તથા તેનો લોભ ૧૭
જતાં રહેછે, પણ જે દેવની ઇચ્છા પૂરી કરેછે તે સદા રહેછે.
બાળકો, આ છેલ્લો સમય છે, ને જેમ તમે સાંભળ્યું, કે ૧૮
ખ્રીસ્તવિરોધી આવેછે, તેમ હમણાં ખ્રીસ્તવિરોધી ઘણા થયા
છે, એથી આપણે જાણિયેછિયે કે આ છેલ્લો સમય છે. તેઓ ૧૯
આપણામાંથી નિકળી ગયા, પણ તેઓ આપણામાંના નહોતા,
કાંજે જો તેઓ આપણામાંના હોત, તો આપણી સાથે રહેત, પણ
તેઓમાંનો કોઈ આપણામાંનો નથી એવા તેઓ પ્રગટ થાય
માટે નિકળીગયા. અને જે પવિત્ર છે તેનાથી તમે અભિષેક ૨૦
પામ્યા છો, ને તમે સઘળું જાણોછો. તમે સત્યને જાણતા ૨૧
નથી, એ કારણથી નહિ, પણ તમે તેને જાણોછો, ને સત્યમાંનું
કંઈ જુઠું નથી, એ કારણથી મેં તમને લખ્યું છે. જે ઈશુનો ૨૨
નકાર કરીને કહેછે કે તે ખ્રીસ્ત નથી, તે શિવાય કોણ જુઠો
છે? જે બાપ તથા પુત્રનો નકાર કરેછે તેજ ખ્રીસ્તવિરોધી છે.
હરેક જે પુત્રનો નકાર કરેછે, તેને બાપ પણ નથી. પુત્રનો જે ૨૩
અંગીકાર કરેછે તેને બાપ પણ છે. જે તમે પહેલાંથી સાંભળ્યું
છે, તે તમારામાં રહે. પહેલાંથી જે તમે સાંભળ્યું, તે જો ૨૪
તમારામાં રહે તો તમે પણ પુત્રમાં તથા બાપમાં રહેશો. અને ૨૫
જે વચન તેણે આપણને આપ્યું તે એજ, એટલે સર્વકાળનું
જીવન. જેઓ તમને ભુલાવેછે તેઓ સંબંધી મેં તમને આ ૨૬
લખ્યું છે. અને જે અભિષેક તમે તેનાથી પામ્યા તે તમારામાં ૨૭
રહેછે, ને કોઈ તમને શીખવે એવી કંઈ અગત્ય નથી, પણ
જેમ તેનો અભિષેક તમને સર્વ સંબંધી શીખવેછે, ને તે સત્ય
છે, જુઠો નથી, ને જેમ તેણે તમને શીખવ્યું, તેમ તમે તેમાં
રહોછો. અને હવે, છોકરાં, તેમાં રહો એ માટે કે જો તે પ્રગટ ૨૮

થાય, તો આપણને હિમ્મત થાય, ને તેની રૂબરૂ આપણે ન
૨૯ શરમાઈએ. જો તમે જાણોછો કે તે ન્યાયી છે, તો જે ન્યાયીપણું
કરેછે, તે તેનાથી જન્મ્યો છે, એ તમે જાણોછો.

૩ જુઓ, બાપે કેવી પ્રીત આપણા પર કીધી છે કે આપણે
દેવનાં છોકરાં કહેવાઈએ; ને તેનાં છોકરાં તો છિયે. એ માટે
જગત આપણને ઓળખતું નથી, કેમકે તેણે તેને ઓળખ્યો
૨ નહિ. વહાલાઓ, હાલ આપણે દેવનાં છોકરાં છિયે, ને
આપણે કેવાં થઈશું, તે હજી સુધી દેખાતું નથી. આપણે તો
જાણિયેછિયે, કે જ્યારે તે દેખાશે, ત્યારે તેના જેવા આપણે
૩ થઈશું, કેમકે જેવો તે છે, તેવો તેને આપણે દેખીશું. અને જે
હરેક તેના પર એ આશા રાખેછે, તે પોતાને શુદ્ધ કરેછે, જેમ
૪ તે શુદ્ધ છે તેમ. હરેક જે પાપ કરેછે, તે નિયમભંગ પણ
૫ કરેછે, ને નિયમભંગ એજ પાપ છે. અને તમે જાણોછો કે
પાપ હરણ કરવાને તે પ્રગટ થયો, ને તેનામાં પાપ નથી.
૬ હરેક જે તેનામાં રહેછે, તે પાપ કરતો નથી, હરેક જે પાપ
કરેછે તેણે તેને દીઠો નથી, ને તેને ઓળખતો પણ નથી.
૭ છોકરાં, કોઈ તમને ન ભુલાવે; જેમ તે ન્યાયી છે, તેમ જે
૮ ન્યાયીપણું કરેછે તે પણ ન્યાયી છે; જે પાપ કરેછે તે શેતાનનો
છે, કાંજે શેતાન આરંભથી પાપ કરેછે; દેવનો પુત્ર એ સારૂ
૯ પ્રગટ થયો કે તે શેતાનનાં કામનો નાશ કરે. હરેક જે દેવથી
જન્મેલો છે તે પાપ કરતો નથી, કાંજે તેનું બીજ તેમાં રહેછે,
૧૦ ને તે પાપ કરી શકતો નથી, કેમકે તે દેવથી જન્મેલો છે. એથી
દેવનાં છોકરાં તથા શેતાનનાં છોકરાં પ્રગટ છે; હરેક જે ન્યાયી-
પણું કરતો નથી, ને જે પોતાના ભાઈ પર પ્રેમ કરતો નથી, તે
૧૧ દેવનો નથી. કાંજે જે સંદેશો તમે પહેલાંથી સાંભળ્યો છે તે
૧૨ એજ કે, આપણે એક બીજા પર પ્રેમ રાખિયે. જેવો કાઈન
ભુંડાનો હતો, ને પોતાના ભાઈને મારીનાખ્યો, તેવા ન થવું;
ને તેણે શા માટે તેને મારીનાખ્યો? એ માટે કે પોતાનાં કામ
ભુંડાં હતાં, ને પોતાના ભાઈનાં ન્યાયી હતાં.

ભાઈઓ, જો જગત તમારો દ્વેષ કરે તો તમે અચરત ૧૩
ન થાઓ. આપણે ભાઈઓ પર પ્રીતિ રાખિયેછિયે એથી ૧૪
આપણે જાણિયેછિયે કે મરણમાંથી નિકળીને જીવનમાં
આવ્યાછિયે; જે પ્રેમ રાખતો નથી તે મરણમાં રહેછે. હરેક ૧૫
જે પોતાના ભાઈ પર દ્વેપ રાખેછે તે મનુષ્યઘાતક છે. અને તમે
જાણોછો કે કોઈ મનુષ્યઘાતકમાં અનંત જીવન રહેતું નથી.
એથી આપણે પ્રેમને જાણ્યો છે, કાંજે તેણે પોતાનો પ્રાણ ૧૬
આપણી વતી આપ્યો; એમજ આપણે ભાઈઓને સારૂ
આપણા પ્રાણો આપવા જોઈએ. પણ જેની પાસે આ જગતનું ૧૭
દ્રવ્ય હોય, ને પોતાના ભાઈને ગરજ છે એવું જોઈને તે પર
પોતાની દયા બંધ કરે, તો તેમાં દેવની પ્રીતિ શી તરેહ રહેછે?
છોકરાં, આપણે શબ્દથી નહિ, ને જીભથી નહિ, પણ કૃત્યમાં ૧૮
તથા સત્યમાં પ્રીતિ કરિયે. એથી આપણે જાણીશું કે આપણે ૧૯
સત્યના છિયે, ને જે કંઈ વિષે આપણું અંતઃકરણ આપણને
દોષિત ઠરાવેછે, તે વિષે તેની આગળ આપણાં અંતઃકરણને
શાંત કરીશું, કેમકે આપણા અંતઃકરણ કરતાં દેવ મોટો છે, ને ૨૦
સઘળું જાણેછે. વહાલાઓ, જો આપણું અંતઃકરણ આપણને ૨૧
દોષિત ઠરાવતું નથી, તો દેવની ગમ આપણને નિર્ભયતા છે.
અને જે કંઈ આપણે માગિયેછિયે, તે તેનાથી પામિયેછિયે, ૨૨
કેમકે તેની આજ્ઞા આપણે પાળિયેછિયે, ને તેની નજરે જે
પસંદ પડેછે તે કરિયેછિયે. અને તેની આજ્ઞા એ છે કે તેના ૨૩
પુત્ર ઈશુ ખ્રીસ્તના નામ પર આપણે વિશ્વાસ રાખિયે, ને જેમ
તેણે આપણને આજ્ઞા આપી, તેમ એક બીજા પર પ્રીતિ
કરિયે. અને જે તેની આજ્ઞા પાળેછે, તેનામાં તે રહેછે, ને એ ૨૪
તેનામાં; ને જે આત્મા એણે આપણને આપ્યો છે તેથી
જાણિયેછિયે કે એ આપણામાં રહેછે.

વહાલાઓ, હરેક આત્મા પર વિશ્વાસ ન રાખો, પણ ૪
આત્માઓ દેવથી છે કે નહિ એ વિષે તેઓને પારખો; કાંજે
જગતમાં જુઠા ભવિષ્યવાદીઓ ઘણા નિકળ્યા છે. ઈશુ ખ્રીસ્ત ૨

દેહમાં આવ્યો છે, એવું જે હરેક આત્મા કબૂલ કરેછે તે દેવનો
૩ છે, એથી તમે દેવનો આત્મા જાણોછો. હરેક આત્મા જે
ઈશુને કબૂલ કરતો નથી તે દેવનો નથી; ને ખ્રીસ્તવિરોધીનો
આત્મા જે વિષે તમે સાંભળ્યું કે તે આવેછે, તે એજ છે, ને તે
૪ હમણાં પણ જગતમાં છે. છોકરાં, તમે દેવનાં છો, ને તમે
તેઓને જીત્યા છે, કાંજે જે જગતમાં તે કરતાં જે તમારામાં તે
૫ મોટો છે. તેઓ જગતના છે, એ માટે તેઓ જગત વિષે
૬ બોલેછે, ને જગત તેઓનું સાંભળેછે. આપણે દેવના છિયે; જે
દેવને ઓળખેછે તે આપણું સાંભળેછે, જે દેવનો નથી તે
આપણું સાંભળતો નથી; એથી આપણે સત્યનો આત્મા તથા
ભુલાવનારો આત્મા જાણિયેછિયે.

૭ ઓ વહાલાઓ, આપણે એક બીજા પર પ્રીતિ રાખિયે,
કાંજે પ્રીતિ દેવથી છે, ને હરેક જે પ્રીતિ કરેછે તે દેવથી
૮ જન્મેલો છે, ને દેવને ઓળખેછે. જે પ્રીતિ કરતો નથી, તે દેવને
૯ ઓળખતો નથી; કાંજે દેવ પ્રીતિ છે. એથી આપણા પરની
દેવની પ્રીતિ પ્રગટ થઈ, કે દેવે પોતાના એકાકીજનિત પુત્રને
૧૦ જગતમાં એ માટે મોકલ્યો, કે તેનાથી આપણે જીવિયે. એમાં
પ્રીતિ છે, કે આપણે દેવ પર પ્રેમ કીધો એમ તો નહિ, પણ
એમાં કે તેણે આપણા પર પ્રેમ કીધો ને પોતાના પુત્રને
૧૧ આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત થવા મોકલ્યો. વહાલાઓ, જો દેવે
આપણા પર એવો પ્રેમ કીધો, તો આપણે પણ એક બીજા
૧૨ પર પ્રેમ રાખવો જોઈયે. કોઈએ દેવને કદિ દીઠો નથી; જો
આપણે એક બીજા પર પ્રેમ કરિયે તો દેવ આપણામાં રહેછે,
૧૩ ને તેનો પ્રેમ આપણામાં સંપૂર્ણ થએલો છે. આપણે તેનામાં
રહિયેછિયે, ને તે આપણામાં, એ આપણે એથી જાણિયેછિયે
૧૪ કે તેણે પોતાના પવિત્ર આત્માનું આપણને આપ્યું છે. અને
અમે જોયું ને સાક્ષી પુરિયેછિયે, કે બાપે પુત્રને જગતનો
૧૫ તારનાર થવા મોકલ્યો છે. જે કોઈ કબૂલ કરેછે કે ઈશુ દેવનો
૧૬ પુત્ર છે, દેવ તેમાં તથા તે દેવમાં રહેછે. અને દેવની જે પ્રીતિ
આપણા પર છે તે આપણે જાણિયેછિયે, ને તે પર વિશ્વાસ

કર્યો છે. દેવ પ્રીતિ છે, ને જે પ્રીતિમાં રહેછે તે દેવમાં ને દેવ
તેનામાં રહેછે. એથી આપણામાં પ્રીતિ સંપૂર્ણ થઈ છે, કે ૧૭
ન્યાયકાળે આપણને નિર્ભયતા થાય, કાંજે જેવો તે છે, તેવા
આપણે આ જગતમાં છિયે. પ્રીતિમાં ભય નથી, પણ પૂરી ૧૮
પ્રીતિ ભયને કહાડી નાખેછે, કેમકે ભયથી સજા છે. જે
ભયભીત છે તે પ્રીતિમાં પૂરો થયલો નથી. આપણે પ્રીતિ ૧૯
કરિયેછિયે, કેમકે પહેલાં તેણે આપણા પર પ્રીતિ કરી. જો ૨૦
કોઈ કહે કે, હું દેવ પર પ્રીતિ કરૂંછું, પણ પોતાના ભાઈ પર
દ્વેષ કરે, તો તે જુઠો છે, કાંજે પોતાના ભાઇને તેણે દીઠો છે તે
પર જો પ્રીતિ કરતો નથી, તો દેવ જેને તેણે દીઠો નથી તે
પર તે પ્રીતિ કરી શકતો નથી. અને એ આજ્ઞા તેનાથી ૨૧
આપણને છે કે જે દેવ પર પ્રીતિ કરેછે, તેણે પોતાના ભાઈ
ઉપર પણ પ્રીતિ કરવી.

હરેક જે વિશ્વાસ કરેછે કે ઈશુ એજ ખ્રીસ્ત છે તે દેવથી ૫
જન્મેલો છે; ને હરેક જે જન્માવનાર પર પ્રીતિ કરેછે
તે તેનાથી જન્મેલા પર પણ પ્રીતિ કરેછે. જ્યારે આપણે ૨
દેવ પર પ્રીતિ રાખિયે ને તેની આજ્ઞાઓ પાળિયે, ત્યારે
એથી આપણે જાણિયેછિયે કે દેવનાં છોકરાં ઉપર પણ પ્રીતિ
રાખિયેછિયે. કેમકે દેવ પરની પ્રીતિ આ છે કે આપણે તેની ૩
આજ્ઞાઓ પાળિયે, ને તેની આજ્ઞાઓ ભારે નથી. કાંજે હરેક ૪
જે દેવથી જન્મેલું છે તે જગતને જીતેછે, ને જે જયે જગતને
જીત્યું છે તે આપણો વિશ્વાસ છે. જે વિશ્વાસ કરેછે કે ઈશુ ૫
દેવનો પુત્ર છે તે વગર જગતને કોણ જીતેછે? પાણીથી તથા ૬
લોહીથી જે આવ્યો, તે એ છે એટલે ઈશુ ખ્રીસ્ત; ને તે કેવળ
પાણીથી નહિ, પણ પાણી તથા લોહીથી આવ્યો; ને જે સાક્ષી ૭
પુરેછે તે આત્મા છે, કાંજે આત્મા સત્ય છે. કેમકે સાક્ષી ૮
પુરનારા ત્રણ છે એટલે આત્મા તથા પાણી તથા લોહી, ને એ
ત્રણ એકમાં રહેછે. જો આપણે માણસોની સાક્ષી માનિયેછિયે ૯
તો એ કરતાં દેવની સાક્ષી મોટી છે, કાંજે દેવે પોતાનાં પુત્ર

૧૦ સંબંધી જે સાક્ષી આપી છે તે એજ છે. જે દેવના પુત્ર પર
વિશ્વાસ રાખેછે તેને પોતામાં સાક્ષી છે; જે દેવ પર વિશ્વાસ
કરતો નથી તેણે તેને જુઠો પાડયો છે, કેમકે દેવે પોતાના પુત્ર
વિષે જે સાક્ષી આપી છે, તે સાક્ષી પર તેણે વિશ્વાસ કર્યો
૧૧ નથી. અને આ સાક્ષી એવી છે કે દેવે આપણને અનંત
૧૨ જીવન આપ્યું, ને આ જીવન તેના પુત્રમાં છે. જેને [દેવનો]
પુત્ર છે તેને જીવન છે. જેને દેવનો પુત્ર નથી તેને જીવન નથી.
૧૩ તમને અનંત જીવન છે એ તમે જાણો, માટે તમારા ઉપર,
એટલે જે તમે દેવના પુત્રના નામ પર વિશ્વાસ કરોછો તે
૧૪ તમારા ઉપર મેં આ વાતો લખી છે. અને તેના વિષે આપણી
જે નિર્ભયતા તે એ છે કે જો આપણે તેની ઇચ્છા પ્રમાણે કંઈ
૧૫ માગિયે, તો તે આપણું સાંભળેછે; ને જે કંઈ માગિયે, જો તે
સંબંધી આપણે જાણિયે કે તે આપણું સાંભળેછે, તો જે
આપણે તેની પાસે માગ્યું છે તે આપણને મળેછે, એ પણ
૧૬ આપણે જાણિયેછિયે. મરણકારક નથી એવું પાપ જો કોઈ
પોતાના ભાઈને કરતો જુએ તો તેણે માગવું, ને મરણકારક
નથી એવું પાપ કરનારાઓને માટે [દેવ] તેને જીવન આપશે.
મરણકારક એવું પણ પાપ છે; તે વિષે હું કહેતો નથી કે
૧૭ વિનંતી કરવી. સર્વ અન્યાય પાપ છે, ને મરણકારક નથી
એવું પણ પાપ છે.

૧૮ આપણે જાણિયેછિયે કે હરેક જે દેવથી જન્મેલો છે તે પાપ
કરતો નથી, પણ જે દેવથી જન્મ્યો છે તે પોતાને સંભાળેછે, ને
૧૯ ભુંડો તેને અડકતો નથી. આપણે જાણિયેછિયે કે આપણે
૨૦ દેવના છિયે, ને આખું જગત તે ભુંડામાં રહેછે. વળી આપણે
જાણિયેછિયે કે દેવનો પુત્ર આવ્યો છે, ને જે સાચો તેને
ઓળખવા સારૂ તેણે આપણને સમજણ આપી છે; ને જે
સાચો, એટલે તેનો પુત્ર ઈશુ ખ્રીસ્ત, એનામાં આપણે છિયે;
૨૧ એજ ખરો દેવ તથા અનંત જીવન છે. છોકરાં, તમે પોતાને
મૂર્ત્તિઓથી સંભાળી રાખો.

# યોહાનનું બીજું પત્ર.

પસંદ કરેલી બાઇને તથા તેનાં છોકરાંઓને વડીલ લખેછે; ૧
જે સત્ય આપણામાં રહેછે, ને સર્વકાળ સુધી રહેવાનું છે તેને ૨
લીધે હું સત્યમાં તમારા પર પ્રેમ રાખુંછું; ને એકલો હું નહિ,
પણ જે સઘળા સત્યને જાણેછે તેઓ પણ રાખેછે. દેવ ૩
બાપથી તથા બાપના પુત્ર ઈશુ ખ્રીસ્તથી કૃપા તથા દયા તથા
શાંતિ આપણની પાસે સત્ય તથા પ્રીતિમાં રહેશે.

જેમ આપણે બાપથી આજ્ઞા પામ્યા, તેમ સત્યમાં ચાલતાં ૪
તારાં કેટલાંએક છોકરાં મેં દીઠાં છે, માટે હું ઘણો આનંદી
થયો. અને હવે, બાઈ, હું નવી આજ્ઞા લખુંછું એમ નહિ, ૫
પણ આરંભથી જે આજ્ઞા આપણને છે તે લખતાં તને અરજ
કરૂંછું કે આપણે માહોમાંહે પ્રીતિ કરિયે. અને આપણે તેની ૬
આજ્ઞાઓ પ્રમાણે ચાલિયે તેજ પ્રીતિ છે, ને જેમ તમે આરંભથી
સાંભળ્યું તેમ આજ્ઞા એજ છે કે પ્રીતિમાં તમે ચાલો. કાંજે ૭
જગતમાં ઘણા ભુલાવનારા ગયા છે; કે જેઓ ઈશુ ખ્રીસ્તનું
દેહમાં આવવું કબૂલ કરતા નથી, તેજ ભુલાવનાર તથા ખ્રીસ્ત-
વિરોધી છે. તમે પોતા વિષે સાવધાન રહો, એ માટે કે અમે ૮
જે કામ કર્યું છે તેનો તમે નાશ ન કરો, પણ પુરૂ પ્રતિફળ પામો.
હરેક જે હદબહાર ચાલેછે, ને ખ્રીસ્તના બોધમાં રહેતો નથી, ૯
તેને દેવ નથી; બોધમાં જે રહેછે, તેનેજ બાપ તથા પુત્ર પણ
છે. જો કોઈ તમારી પાસે આવે, ને એજ બોધ ન લાવે, તો ૧૦
તેને ઘરમાં ન લો, ને તેને કુશળતા ન કહો. કેમકે જે તેને ૧૧
કુશળતા કહેછે તે તેનાં ભુંડાં કામનો ભાગિયો થાયછે.

૧૨ મારે તમને લખવાનું ઘણું છે, તો પણ કાગળ તથા
શાહીથી લખવું એવી મારી ઈચ્છા નથી, પણ તમારો આનંદ
સંપૂર્ણ થાય માટે તમારી પાસે હાજર થઈને મહોડા મહોડ
૧૩ બોલવાની હું આશા રાખુંછું. તારી પસંદ કરેલી બહેનનાં
છોકરાં તને કુશળતા કહેછે.

# યોહાનનું ત્રીજું પત્ર.

૧ જેના પર હું સત્યમાં પ્રીતિ રાખુંછું, તે વહાલા ગાયાને
વડીલ લખેછે.

૨ વહાલા, હું પ્રાર્થના કરૂંછું કે જેમ તારો જીવ કુશળ છે તેમ તું
૩ સર્વ વાતમાં કુશળ તથા સાજો રહે. કેમકે ભાઈઓ આવ્યા
ત્યારે તેઓએ તું સત્યમાં ચાલેછે તે પ્રમાણે તારા સત્ય વિષે
૪ સાક્ષી આપી, માટે મને ઘણો આનંદ થયો. મારાં છોકરાં
સત્યમાં ચાલેછે એવું હું સાંભળુંછું, એ કરતાં મને મોટો આનંદ
૫ નથી. વહાલા, જે કંઈ કામ તું ભાઈઓને, હા પારકા ભાઈઓને
૬ સારૂ કરેછે તેમાં તું વિશ્વાસુ કામ કરેછે. તેઓએ તારા પ્રેમ
વિષે મંડળીની આગળ સાક્ષી પુરી છે. તેઓને દેવને યોગ્ય
૭ રીતે આગળ પહોંચાડશે તો તું સારૂં કરીશ. કેમકે તેઓ
વિદેશીઓ પાસેથી કંઈ ન લેતાં, તેના નામને સારૂ બહાર ગયા.
૮ માટે આપણે એવાઓનો અંગીકાર કરવો જોઈએ, એ સારૂ કે
આપણે સત્ય વિષે સંઘાતે કામ કરનારા થઈયે.

૯ મેં મંડળીને કંઈ લખ્યું, પણ દિયત્રાફે જે તેઓમાં મુખ્ય થવા
૧૦ ચાહેછે, તે અમારો અંગીકાર કરતો નથી. એ માટે જો હું
આવું તો તેનાં જે કામ તે કરેછે તેઓને હું સંભરાવીશ, તે
અમારે ઉલટી ભુંડી વાતથી બકેછે, ને એથી તૃપ્ત ન થતાં પોતે

ભાઈઓનો અંગીકાર કરતો નથી; ને જેઓ એવું કરવા ચાહેછે
તેઓને તે વારેછે ને મંડળીમાંથી બહાર કહાડેછે. વહાલા, ૧૧
ભુંડાને નહિ, પણ સારાને અનુસરો. જે સારૂં કરેછે તે દેવનો
છે, જે ભુંડું કરેછે તેણે દેવને દીઠો નથી. દેમેત્રીઅસ વિષે ૧૨
સઘળાએ તથા સત્યે પોતે સાક્ષી પુરી, ને અમે પણ સાક્ષી
પુરિયેછિયે, ને તું જાણેછે કે અમારી સાક્ષી ખરી છે.
મારે તારા પર ઘણું લખવાનું હતું, પણ સાહી કલમથી હું ૧૩
તારા પર તે લખવા ચાહાતો નથી. પણ હું તને વહેલો ૧૪
જોવાની આશા રાખુંછું, ને આપણે મહોડે મહોડ બોલીશું.
તને શાંતિ થાઓ. મિત્રો તને કુશળતા કહેછે. મિત્રોને, નામ
લઈને, કુશળતા કહે.

# યહુદાનું પત્ર.

દેવ બાપમાં પવિત્ર કરાએલા તથા ઈશુ ખ્રીસ્તને સારૂ ૧
રખાએલા, એવા તેડાએલાઓને ઈશુ ખ્રીસ્તનો સેવક, જે
યાકુબનો ભાઈ યહુદા, તે લખેછે; તમને દયા થાઓ, ને શાંતિ ૨
તથા પ્રીતિ સંપૂર્ણ થાઓ.
વહાલાઓ, જ્યારે આપણા સામાન્ય તારણ વિષે હું ૩
તમારા પર લખવાની ઘણી ચિંતામાં હતો, ત્યારે મને અગત્ય
જણાઈ કે લખીને તમને સુબોધ આપું કે જે વિશ્વાસ પવિત્રોને
એક વેળા આપેલો હતો તે વિષે તમારે અતિશ્રમ કરવો. કેમકે ૪
કેટલાંએક માણસો જે એજ દંડને માટે અગાઉ ઠરાવાયાં હતાં,
તેઓ ગુપ્ત રીતે માંહે આવ્યાં છે, તેઓ અભક્ત છે, ને આપણા
દેવની કૃપાને કામાતુરપણામાં ફેરવી નાખેછે, ને ઇશુ ખ્રીસ્ત જે
આપણો એકલો સ્વામી તથા પ્રભુ છે તેને નકારેછે.

૫ હવે તમે બધું જાણી ચુક્યા ખરા, તો પણ હું તમને
સંભરાવવા ચાહુંછું કે પ્રભુએ લોકોને મિસર દેશમાંથી તાર્યા
૬ પછી અવિશ્વાસીઓનો નાશ કર્યો. અને જે દૂતોએ પોતાનો
અધિકાર રાખ્યો નહિ, પણ પોતાનો વાસો છોડીદીધો તેઓને
મોટા દિવસના ન્યાયકરણ સુધી તેણે અંધારા તળે સનાતન
૭ બંધનમાં રાખ્યા છે. તેમજ સદોમ તથા ગમોરા ને તેઓની
આસપાસનાં શહેરો, એવી રીતે વ્યભિચાર કરીને, ને અનુચિત
દેહોની પાછળ ચાલીને, નિરંતર અગ્નિદંડ સહન કરીને ઉદા-
૮ હરણને સારૂ પ્રસિદ્ધ કરેલા છે. એવી રીતે પણ આ સ્વપ્નીઓ
દેહને ભ્રષ્ટ કરેછે, ને અધિકારને તુચ્છ ગણેછે, ને ગૌરવોની
૯ નિંદા કરેછે. પણ મીખાએલ પ્રમુખ્ય દૂતે જ્યારે શેતાનની
સાથે તકરાર કરતાં મુસાના શબ વિષે વિવાદ કર્યો, ત્યારે તેણે
નિંદારૂપ તહોમત નાખવાને હિમ્મત ન પકડી, પણ એમ કહ્યું
૧૦ કે, પ્રભુ તને ધમકાવે. તો પણ એઓ જે જે જાણતા નથી તે
વિષે તેઓ નિંદા કરેછે ને જે જે તેઓ નિર્બુદ્ધ પશુઓની પઠે
૧૧ સ્વભાવે સમજેછે તેમાં પોતાને બગાડેછે. તેઓને અફસોસ,
કાંજે તેઓ કાઈનને માર્ગે ચાલ્યા, ને બલામની ભૂલમાં લાભને
૧૨ માટે દોડીગયા, ને કોરાના પ્રતિવાદમાં નાશ પામ્યા. જેઓ
તમારી સાથે ખાઈને તમારા પ્રેમભોજનોમાં ખરાબા છે તેઓ
એ છે; તેઓ બિહીક વગર પોતાનું પાળણ કરેછે. તેઓ
પવનોથી હડસાયલાં નિર્જળ વાદળાં છે; તેઓ પાનરહિત,
૧૩ ફળરહિત, બે વખત મરેલાં તથા ઉખેડાએલાં ઝાડો છે; તેઓ
સમુદ્રનાં વિકાળ મોજાઓ, પોતાની લાજનું ફીણ કહાડનારા
છે; તેઓ ભટકનારા તારા છે જેઓને સારૂ ઘોર અંધકાર
૧૪ સર્વકાળ સુધી રાખેલો છે. અને આદમથી જે સાતમો, એટલે
હનોખ, તેણે તેઓ વિષે ભવિષ્યવાત કહી કે, જુઓ, સઘળાંનો
૧૫ ન્યાય કરવા, સઘળા અભકતોએ જે બધાં અભક્તિવંત કામો
અભક્ત રીતે કર્યાં, તે વિષે, ને બધી કઠણ વાતો જે તેને વિરૂદ્ધ
અભક્ત પાપીઓએ કહી, તે વિષે પણ તેઓ સઘળાંને અપરાધી
ઠેરવવાને પ્રભુ પોતાના દસહજાર પવિત્રો સુદ્ધાં આવ્યો.

તેઓ કચકચ કરનારા, અસંતોષી, પોતાની કુઈચ્છા પ્રમાણે ૧૬
ચાલનારા છે (ને તેઓનાં મુખ ઘણી ફુલેલી વાત બોલેછે);
તેઓ લાભને સારૂ ખુશામત કરનારા છે.

પણ, વહાલાઓ, આપણા પ્રભુ ઈશુ ખ્રીસ્તના પ્રેરિતોથી ૧૭
જે વાતો અગાઉ કહેવાયલી, તેઓને તમે સંભારો કે તેઓએ
તમને એમ કહ્યું કે, છેલ્લા કાળમાં નિંદાખોરો થશે, જે પોતાની ૧૮
અભક્તિવાન કુઈચ્છા પ્રમાણે ચાલશે. એઓ ફુટ કરનારા છે, ૧૯
વિષયી, તેઓમાં આત્મા નથી. પણ વહાલાઓ, તમારા પરમ ૨૦
પવિત્ર વિશ્વાસ પર પોતાને દૃઢ કરીને, ને પવિત્ર આત્મામાં
પ્રાર્થના કરીને, ને અનંત જીવનને અર્થે આપણા પ્રભુ ઈશુ ૨૧
ખ્રીસ્તની દયાની વાટ જોઈને, દેવની પ્રીતિમાં પોતાને રાખો. અને ૨૨
કેટલાએક જેઓ સંદેહ રાખનારા તેઓ પર દયા કરો. અને ૨૩
કેટલાએકને અગ્નિમાંથી ખેંચીને તારો, ને ભયથી કેટલાએક
પર દયા રાખો, ને દેહથી ડાઘ લાગેલા વસ્ત્ર પર પણ દ્વેષ રાખો.

હવે જે તમને ઠોકર ખાવાથી બચાવી રાખવા, ને પોતાના ૨૪
ગૌરવની સન્મુખ તમને નિર્દોષ તથા પરમાનંદમાં મૂકવા
સમર્થ છે; એટલે આપણો તારનાર જે એકલો દેવ તેને ૨૫
ગૌરવ તથા મહત્વ, પરાક્રમ તથા અધિકાર અનાદિકાળથી
તે હમણાં તથા સર્વકાળ સુધી હોજો. આમેન.

# પ્રકટીકરણ.

## દેવજ્ઞાની યોહાનનું લખેલું.

૧ ઈશુ ખ્રીસ્તનું પ્રકટીકરણ, એટલે જે વહેલું થવાનું છે તે
પોતાના દાસોને કહી દેખાડવા સારૂ દેવે એને જે આપ્યું; ને
એણે પોતાનો દૂત મોકલીને તેને આસરે પોતાના દાસ યોહાનને
૨ દેખાડયું, જેણે દેવની વાત તથા ઈશુ ખ્રીસ્તની સાક્ષી એટલે
૩ જેટલું પોતે દીઠું તેની સાક્ષી આપી. આ ભવિષ્યની વાતો જે
વાંચેછે, ને જેઓ સાંભળેછે, ને એમાં જે લખેલું છે તે પાળેછે,
તેઓને ધન્ય છે, કેમકે સમય પાસે છે.

૪ જે સાત મંડળી આશિયામાં છે તેઓને યોહાન લખેછે. જે
છે ને જે હતો ને જે આવનાર છે તેનાથી, તથા તેના રાજ્યા-
૫ સનની આગળ જે સાત આત્મા છે તેઓથી, તથા ઈશુ
ખ્રીસ્ત જે વિશ્વાસુ શાહેદ, ને મરીગયલાંમાંથી પ્રથમજનિત, ને
પૃથ્વીના રાજાઓનો અધિકારી તેનાથી, તમારા પર કૃપા તથા
શાંતિ થાઓ. જેણે આપણા પર પ્રેમ કીધો, ને પોતાના લોહીવડે
૬ આપણને આપણાં પાપથી છોડાવ્યા; ને દેવ એટલે પોતાના
બાપને સારૂ આપણને રાજાઓ તથા યાજકો કીધા, તેને
મહિમા તથા અધિકાર સદા સર્વકાળ સુધી થાઓ; આમેન.
૭ જુઓ, તે વાદળાં સુદ્ધાં આવેછે, ને હરેક આંખ, ને જેઓએ
તેને વીંધ્યો તેઓ પણ તેને દેખશે; ને પૃથ્વી પરનાં સઘળાં
કુળો તેને લીધે વિલાપ કરશે; હા, આમેન.

૮ પ્રભુ દેવ જે છે ને જે હતો ને જે આવનાર છે, જે સર્વસમર્થ,
તે એમ કહેછે કે, હું આલફા તથા ઓમેગા છું.

૯ હું યોહાન તમારો ભાઈ, ને વિપત્તિમાં તથા ઈશુના રાજ્ય
તથા સહનતામાં ભાગિયો, દેવની વાતને લીધે તથા ઈશુની

સાક્ષીને લીધે, પાત્મસ કહેવાયલા બેટમાં હતો. પ્રભુને દહાડે ૧૦
હું આત્મામાં હતો, ને મેં પોતાની પાછળ રણશીંગડાના
અવાજ સરખી મોટી વાણી એમ કહેતી સાંભળી કે, તું જે ૧૧
દેખેછે તે પુસ્તકમાં લખ, ને જે સાત મંડળી એફેસસમાં
તથા સ્મિર્ણામાં તથા પેરગામસમાં તથા થુઆતૈરામાં તથા
શાર્દિસમાં તથા ફિલાદેલ્ફીઆમાં તથા લાઓદીકીઆમાં છે,
તેઓની પાસે મોકલ. અને જે વાણી મારી સાથે બોલી તે ૧૨
જોવાને હું ફર્યો; ને ફર્યા પર સોનાની સાત દીવી મેં દીઠી.
અને તે દીવીઓની વચમાં માણસના પુત્ર સરખો મેં એકને ૧૩
દીઠો, તે પગ સુધી વસ્ત્ર પહેરેલો તથા છાતી પર સોનાનો
પટકો બાંધેલો હતો; ને તેનું મસ્તક તથા કેશ સ્વેત ઉનના ૧૪
જેવા, બફ્રની માફક સ્વેત હતા; ને તેની આંખો અગ્નિની
જ્વાળા સરખી; ને તેના પગ જાણે ભઠીમાં શુદ્ધ થયલા ૧૫
ચળકતા પિત્તળના જેવા હતા; ને તેનો અવાજ ઘણાં પાણીના ૧૬
અવાજ જેવો હતો; ને તેના જમણા હાથમાં સાત તારા
હતા; ને તેના મહોમાંથી બેધારી પાણીદાર તરવાર નિકળતી
હતી; ને તેનો ચહેરો સૂર્ય જોરથી પ્રકાશ કરતો હોય તેવો
હતો; ને જ્યારે મેં તેને દીઠો ત્યારે મુએલા સરખો હું તેના ૧૭
પગ પાસે પડીગયો; પછી તેણે પોતાનો જમણો હાથ મારા
પર મૂકીને કહ્યું કે, બિહી મા, પ્રથમ તથા છેલ્લો હું છું; ને જે ૧૮
જીવેછે તે હું છું, હું મુઓ પણ હતો ને, જુઓ, સદાસર્વકાળ
સુધી જીવતો છું; ને મરણ તથા હાડેસની કુંચીઓ મારી
પાસે છે. તેં જે જે દીઠાં છે, ને જે જે છે, ને એ પછી જે ૧૯
જે થશે, તે તે લખ; મારા જમણા હાથમાં જે સાત તારા ૨૦
તેં દીઠા તથા સોનાની સાત દીવી, એમનો મર્મ તું લખ.
સાત તારા તેઓ સાત મંડળીઓના દૂત છે, ને સાત દીવી
તેઓ સાત મંડળીઓ છે.

એફેસસમાંની મંડળીના દૂતને તું લખ કે; ૨
જે પોતાના જમણા હાથમાં સાત તારા રાખેછે, જે સોનાની

૨ સાત દીવીની વચમાં ચાલેછે તે એ વાતો કહેછે કે, તારાં કામ
તથા મહેનત તથા તારી ધીરજ હું જાણુંછું, ને એ પણ કે તું ભુંડાં
માણસનું સહી શકતો નથી, ને જેઓ અમે પ્રેરિત છિયે એમ
કહેછે ને એવા નથી, તેઓને તેં પારખી લીધા, ને તેઓ જુઠા
૩ છે એમ તને માલુમ પડયું, ને તેં ધીરજ રાખી, ને મારા
૪ નામને લીધે સહ્યું છે, ને તું થાકયો નહિ; તો પણ તારે ઉલટું
૫ મારે એ છે કે, તેં પોતાના પહેલા પ્રેમનો ત્યાગ કીધો. એ માટે
તું જ્યાંથી પડયો છે તે સંભાર ને પસ્તાવો કર, ને પહેલાં કામ
કર; નહિ તો હું તારા પર આવીશ, ને જો તું પસ્તાવો નહિ
૬ કરે તો તારી દીવી તેની જગેથી હું ખસેડીશ. પણ તને એટલું
છે કે નીકોલાયતીઓનાં કામ, જેનાં પર હું પણ દ્વેષ રાખુંછું,
૭ તેઓના પર તું દ્વેષ રાખેછે. આત્મા મંડળીઓને શું કહેછે તે
જેને કાન છે તે સાંભળે; જે જીતેછે તેને દેવના પારાદિશમાંના
જીવનના ઝાડ પરનું હું ખાવાને આપીશ.
૮ અને સ્મિર્ણામાંની મંડળીના દૂતને લખ કે;
૯ જે પ્રથમ તથા છેલ્લો, જે મુઓ હતો પણ જીવતો થયો,
તે એ વાતો કહેછે કે હું તારી વિપત્તિ તથા દરિદ્રતા જાણુંછું,
તો પણ તું ધનવાન છે, ને જે કહેછે કે અમે યહુદી છિયે ને
એવા નથી પણ શેતાનની સભા છે તેઓનું દુર્ભાષણ હું
૧૦ જાણુંછું. જે જે તું સહેવાનો છે તેથી બિહીતો ના. જુઓ,
તમારૂં પરીક્ષણ થાય માટે તમારામાંના કેટલાએકને શેતાન
બંદીખાનામાં નાખવાનો છે, ને તમને દસ દહાડાની વિપત્તિ
થશે. તું મરણ સુધી વિશ્વાસુ થઈ રહે, ને હું તને જીવનનો
૧૧ મુગટ આપીશ. આત્મા મંડળીઓને શું કહેછે, તે જેને કાન છે
તે સાંભળે; જે જીતેછે તેને બીજા મરણનું દુઃખ લાગશે નહિ.
૧૨ અને પેરગામસમાંની મંડળીના દૂતને લખ કે;
૧૩ જેને બેધારી પાણીદાર તરવાર છે તે એ વાતો કહેછે કે, હું
જાણુંછું કે, તું ક્યાં વસેછે, એટલે જ્યાં શેતાનની ગાદી છે ત્યાં.
અને તું મારૂં નામ ધરી રાખેછે, ને જ્યારે મારો વિશ્વાસુ સાક્ષી
આંતીપાસ કે જે તમારામાં, જ્યાં શેતાન વસેછે ત્યાં, મારી-

નંખાયો, તે દહાડાઓમાં પણ તેં મારા પરના વિશ્વાસને
નાકબૂલ કીધો નહિ. તો પણ મને તારે ઉલટાં થોડાંએક છે, ૧૪
કેમકે બલામનો બોધ રાખનારા તારી પાસે ત્યાં છે, એણે
બાલાકને ઈસ્રાએલના પુત્રની આગળ ઠોકર નાખવાને
શીખવ્યું કે તેઓ મૂર્ત્તિઓનાં નૈવેદ ખાય ને વ્યભિચાર કરે; ને ૧૫
એમજ જેઓ એવી રીતે નીકોલાયતીઓનો બોધ ધરી રાખેછે
તેઓ પણ તારે ત્યાં છે. માટે પસ્તાવો કર, નહિ તો હું તારા ૧૬
પર વહેલો આવીશ ને મારા મ્હોમાંની તરવારથી તેઓની
સાથે લડીશ. આત્મા મંડળીઓને શું કહેછે તે જેને કાન છે ૧૭
તે સાંભળે. જે જીંતેછે તેને હું ગુપ્ત મૂકેલું માણા દઈશ, ને હું
તેને સ્વેત પત્થર આપીશ, ને તે પત્થર પર એક નવું નામ
લખેલું છે કે જેને પામનાર શિવાય બીજું કોઈ જાણતું નથી.

અને થુઆતૈરામાંની મંડળીના દૂતને લખ કે; ૧૮

દેવનો પુત્ર જેની આંખો અગ્નિની જ્વાળા સરખી ને જેના
પગ ચળકતા પિત્તળના જેવા છે, તે એ વાતો કહેછે; તારાં ૧૯
કામ તથા પ્રેમ તથા સેવા તથા વિશ્વાસ તથા ધીરજ હું જાણુંછું,
અને કે તારાં છેહલાં કામ પહેલાંનાં કરતાં અધિક છે. તો પણ ૨૦
મને તારે ઉલટું એ છે કે યજેબેલ, જે પોતાને ભવિષ્યવાદિણ
કહેછે, તે બાયડીનું તું સહન કરેછે; ને તે મારા સેવકોને
વ્યભિચાર કરવા તથા મૂર્ત્તિઓનાં નૈવેદ ખાવા શીખવેછે તથા
ભુલાવેછે. અને તે પસ્તાવો કરે, માટે મેં તેણીને અવકાશ ૨૧
આપ્યો; પણ તે પોતાના વ્યભિચારનો પસ્તાવો કરવા
ચાહાતી નથી. જુઓ, હું તેને ખાટલા પર નાખુંછું, ને તેની ૨૨
સાથે જે વ્યભિચાર કરેછે તેઓ જો પોતાના કામનો પસ્તાવો
કરે નહિ તો તેઓને મોટી વિપત્તિમાં નાખુંછું. અને મરકીથી ૨૩
તેનાં છોકરાંને મારીનાખીશ, ને સર્વ મંડળીઓ જાણશે કે
મનોને તથા અંતઃકરણોને જે પારખેછે તે હું છું, ને તમ હરેકને
પોતાનાં કામ પ્રમાણે આપીશ. પણ તમે થુઆતૈરામાંના ૨૪
બીજા જેટલા તે બોધ રાખતા નથી, જેઓ શેતાનનું ઉંડાપણું
(જેમ તેઓ કહેછે તેમ) જાણતા નથી, તે તમને હું એ કહુંછું

૨૫ કે, તમારા પર બીજો ભાર હું નાખતો નથી; તો પણ જે
૨૬ તમારી પાસે છે, તે હું આવું ત્યાં સુધી ઝાલી રાખો. અને જે
જીતેછે ને અંત સુધી મારાં કામ પાળેછે, તેને વિદેશીઓ પર
૨૭ હું અધિકાર આપીશ; ને લોઢાના દંડથી તે તેઓ પર
ધણીપણું કરશે, કુંભારનાં વાસણની પઠે તેઓ ચુરાઈજશે; હું
૨૮ પણ પોતાના બાપથી એમજ પામ્યો; ને હું તેને પ્રભાતનો
૨૯ તારો આપીશ. આત્મા મંડળીઓને શું કહેછે તે જેને કાન
છે તે સાંભળે.

૩ અને સાર્દિસમાંની મંડળીના દૂતને લખ કે;
જેને દેવના સાત આત્મા તથા સાત તારા છે, તે એ વાતો
કહેછે કે, તારાં કામ હું જાણુંછું કે નામે તું જીવેછે પણ તું મુએલો
૨ છે. તું જાગરૂત થા, ને બાકીનાં જે મરવાને તૈયાર છે તેઓને
સ્થિર કર; કેમકે મેં તારાં કામ મારા દેવની આગળ સંપૂર્ણ
૩ કરેલાં જોયાં નથી. એ માટે શી તરેહ તું પામ્યો ને સાંભળ્યું
છે, તે સંભાર, ને પાળ ને પસ્તાવો કર. કાંજે જો તું જાગરૂત
ન રહેશે તો હું ચોરની પઠે આવીશ, ને કયી ઘડીએ હું તારા
૪ પર આવીશ એ તું જાણશે નહિ. તો પણ સાર્દિસમાં,
જેઓએ પોતાનાં વસ્ત્ર અશુદ્ધ નથી કીધાં, એવાં થોડાંએક
નામ તારી પાસે છે; ને તેઓ ઉજળાં વસ્ત્રમાં મારી સાથે
૫ ફરશે, કેમકે તેઓ લાયક છે. જે જીતેછે તે એમજ ઉજળાં વસ્ત્ર
પહેરેલો થશે; ને જીવનના પુસ્તકમાંથી તેનું નામ હું ભુંસી
નહિ નાખીશ, પણ મારા બાપની આગળ તથા એના દૂતોની
૬ આગળ તેનું નામ હું કબૂલ કરીશ. આત્મા મંડળીઓને શું
કહેછે, તે જેને કાન છે તે સાંભળે.

૭ અને ફિલાદેલફીઆમાંની મંડળીના દૂતને લખ કે;
જે પવિત્ર, જે સત્ય, જેને દાઉદની કુંચી છે, જે ઉઘાડેછે ને
કોઈ બંધ કરશે નહિ, ને જે બંધ કરેછે ને કોઈ ઉઘાડતો નથી,
૮ તે એ વાતો કહેછે; તારાં કામ હું જાણુંછું, જુઓ તારી આગળ
મેં ઉઘાડું બારણું રાખ્યું છે, ને કોઈ તેને બંધ કરી શકતો નથી;

તને થોડું બળ છે, ને તેં મારી વાત પાળીછે, ને મારૂં નામ
નાકબૂલ કીધું નથી એ હું જાણુંછું. જુઓ, જેઓ શેતાનની ૯
સભામાંના છે, જેઓ કહેછે કે અમે યહુદી છિયે, તો પણ
તેઓ એવા નથી પણ જુઠું બોલેછે, તેઓમાંના કેટલાએક
આપુંછું, જુઓ, તેઓને હું એમ કરીશ કે તેઓ આવશે, ને
તારા પગ આગળ નમશે, ને તેઓ જાણશે કે મેં તારા પર પ્રેમ
કીધો છે. તેં મારી ધીરજની વાત રાખી છે, તેટલાજ માટે ૧૦
પૃથ્વી પરના રહેનારાઓનું પરીક્ષણ કરવા સારૂ પરીક્ષણનો જે
સમય આખા સંસાર પર આવનાર છે, તેથી હું પણ તને
રાખીશ. હું વહેલો આવુંછું, જે તારૂં છે તેને તું ધરી રાખ કે ૧૧
કોઈ તારો મુગટ લઈ લે નહિ. જે જીતેછે તેને હું મારા દેવના ૧૨
મંદિરમાં થંભ કરીશ, ને તે ફરી ત્યાંથી બહાર જશે નહિ, ને
તેના પર મારા દેવનું નામ તથા મારા દેવના શહેરનું નામ,
એટલે જે નવું યરૂશાલેમ મારા દેવ પાસેથી આકાશમાંથી
ઉતરેછે તે, તથા મારૂં પોતાનું નવું નામ લખીશ. આત્મા ૧૩
મંડળીઓને શું કહેછે તે જેને કાન છે તે સાંભળે.

અને લાઓદીકીઆમાંની મંડળીના દૂતને લખ કે; ૧૪
જે આમેન, જે વિશ્વાસુ તથા ખરો સાક્ષી, જે દેવની
ઉત્પત્તિનો અધિકારી છે તે એ વાતો કહેછે; તારાં કામ હું ૧૫
જાણુંછું કે તું ટહાડો નથી, ને ઉનો પણ નથી, તું ટહાડો અથવા
ઉનો થાય એમ હું ચાહુંછું; પણ તું હુંફાળો છે, એટલે ઉનો ૧૬
નથી ને ટહાડો પણ નથી, માટે હું પોતાના મહોમાંથી તને ઓકી
કહાડીશ. કેમકે તું કહેછે કે હું ધનવાન છું ને મેં સંપત્તિ મેળવી ૧૭
છે, ને મને કશી ગરજ નથી, પણ જાણતો નથી, કે તું ક્લેશી
તથા બેહાલ તથા દરિદ્રી તથા આંધળો તથા નાગો છે; એ ૧૮
માટે હું તને એવો સુબોધ કરૂંછું કે તું ધનવાન થાય માટે આગથી
પારખેલું સોનું મારી પાસેથી વેચાતું લે; ને તું પહેરેલો થાય ને
તારા નાગાપણાની લાજ પ્રગટ ન થાય, માટે ઉજળાં વસ્ત્ર લે;
ને તું દેખતો થાય, માટે અંજન લઈને તારી આંખોને ચોપડ.
હું જેટલા પર પ્રેમ કરૂંછું તેટલાને ઠપકો તથા શિક્ષા આપુંછું, ૧૯

૨૦ માટે તું આસ્થા રાખ ને પસ્તાવો કર. જુઓ, હું બારણા
આગળ ઉભો રહુંછું, ને ઠોકુંછું, જો કોઈ મારી વાણી સાંભળે ને
બારણું ઉઘાડે, તો તેની પાસે હું માંહે આવીશ ને તેની સાથે
૨૧ જમીશ, ને તે મારી સાથે જમશે. જે જીતેછે તેને મારા
રાજ્યાસન પર મારી પાસે બેસવા દઈશ, જેમ હું પણ જીતીને
મારા બાપની પાસે તેના રાજ્યાસન પર બેઠોલો છું તેમ.
આત્મા મંડળીઓને શું કહેછે તે જેને કાન છે તે સાંભળે.

૪ એ પછી મેં જોયું, ને જુઓ, આકાશમાં એક દ્વાર ઉઘડાયું
હતું, ને જે પહેલી વાણી મેં સાંભળી તે મારી સાથે બોલનારા
રણશીંગડાના અવાજની પેઠે હતી, જેણે કહ્યું કે, હિયાં ઉપર
આવ, ને હવે પછી જે જે થવાનું છે તે હું તને દેખાડીશ.
૨ એકાએક હું આત્મામાં હતો; ને જુઓ, આકાશમાં એક
૩ રાજ્યાસન મૂકાયું, ને રાજ્યાસન પર બેઠલો એક હતો; ને જે
બેઠો તે જોવામાં યાસપિસ પાષાણ તથા લાલ સરખો હતો, ને
રાજ્યાસનની આસપાસ મેઘધનુષ્ય જોવામાં લીલમ સરખું
૪ હતું. અને રાજ્યાસનની આસપાસ ચોવીસ આસનો હતાં,
ને તે આસનો પર ચોવીસ વડીલો બેઠલા મેં દીઠા, જેઓએ
ઉજળાં વસ્ત્ર પહેરેલાં હતાં, ને જેઓનાં માથાંઓ પર સોનાના
૫ મુગટ હતા. અને રાજ્યાસનમાંથી વીજળીઓ તથા વાણીઓ
તથા ગર્જનાઓ નિકળતાં હતાં; ને રાજ્યાસનની આગળ
અગ્નિના સાત દીવા બળતા હતા, તે દેવના સાત આત્મા છે.
૬ અને રાજ્યાસનની આગળ સ્ફટીકના જેવો ચળકતો સમુદ્ર
હતો, ને રાજ્યાસનની મધ્યે તથા રાજ્યાસનની આસપાસ
૭ આગળ પાછળ આંખે ભરેલા એવા ચાર પ્રાણી હતા. અને
પહેલો પ્રાણી સિંહના જેવો, બીજો પ્રાણી વાછરડાના જેવો
હતો, ને ત્રીજા પ્રાણીને માણસના સરખું મહો હતું, ને ચોથો
૮ પ્રાણી ઉડતા ગરૂડના સરખો હતો. અને તે ચાર પ્રાણીમાંના
એક એકને છ છ પાંખ હતી, ને આસપાસ તથા માંહેથી
આંખે ભરેલાં હતા; ને પવિત્ર પવિત્ર પવિત્ર પ્રભુ દેવ,

સર્વસમર્થ, જે હતો, ને છે, ને આવવાનો છે, એમ કહેતાં તેઓ
રાત દહાડો વિશામો લેતા નથી. અને રાજ્યાસન પર જે બેઠેલો, ૯
જે સદા સર્વકાળ સુધી જીવતો છે, તેનાં જ્યારે તે પ્રાણીઓ
મહિમા તથા માન તથા સ્તુતિ કરશે, ત્યારે રાજ્યાસન પર ૧૦
બેઠેલાની આગળ ચોવીસ વડીલો પડશે, ને જે સદા સર્વકાળ સુધી
જીવતો છે તેને ભજશે ને પોતાના મુગટ રાજ્યાસન આગળ
નાખીને કહેશે કે, એ અમારા પ્રભુ તથા દેવ, મહિમા તથા ૧૧
માન તથા પરાક્રમ પામવાને તું લાયક છે, કેમકે તેં સર્વ ઉત્પન્ન
કીધાં, ને તારી ઇચ્છાના કારણથી તેઓ હતાં, ને ઉત્પન્ન થયાં.

**અ**ને રાજ્યાસન પર જે બેઠેલો તેના જમણા હાથમાં મેં **૫**
એક પુસ્તક જોયું, તે માંહે તથા બહાર લખેલું, ને સાત મુદ્રાથી
મુદ્રિત કરેલું હતું. અને મેં એક બળવાન દૂતને દીઠો જેણે ૨
મોટે સાદે હાંક મારતાં કહ્યું કે, તે પુસ્તક ઉઘાડવાને ને તેની
મુદ્રા ઉખેડવાને કોણ લાયક છે? ને આકાશમાં અથવા પૃથ્વી ૩
પર અથવા પૃથ્વીની તળે, તે પુસ્તક ઉઘાડવાને અથવા તે પર
જોવાને કોઈ સમર્થ ન હતો. અને હું બહુ રડયો, કારણ કે ૪
તે પુસ્તક ઉઘાડવાને તથા તે પર જોવાને કોઈ લાયક જડયો
નહિ. ત્યારે વડીલોમાંથી એક મને કહેછે કે તું રડ મા, જો, ૫
યહુદાના કુળમાંનો જે સિંહ છે, જે દાવુદનું મૂળ છે, તે પુસ્તક
તથા તેની સાત મુદ્રા ઉઘાડવાને જય પામ્યો છે. અને ૬
રાજ્યાસનની તથા ચાર પ્રાણીઓની વચમાં તથા વડીલોની
વચમાં મારીનાખેલાના જેવું એક હલવાન ઉભું રહેલું મેં દીઠું;
તેને સાત શીંગડાં તથા સાત આંખ હતી; એ [આંખો] દેવના
સાત આત્મા છે, જે આખી પૃથ્વીમાં મોકલેલા છે. અને તેણે ૭
જઈને રાજ્યાસન પર બેઠેલાના જમણા હાથમાંથી તે [પુસ્તક]
લીધું. અને જ્યારે તેણે તે પુસ્તક લીધું, ત્યારે ચાર પ્રાણી તથા ૮
ચોવીસ વડીલો હલવાનની આગળ પડયા; ને હરેકને વીણા
તથા ધૂપે ભરેલાં સોનાનાં પ્યાલાં હતાં, તે ધૂપ પવિત્રોની
પ્રાર્થનાઓ છે. અને તેઓએ નવું કીર્ત્તન ગાતાં કહ્યું કે, તું ૯

પુસ્તક લેવાને તથા તેની મુદ્રા ઉઘાડવાને લાયક છે, કેમકે તું
મારીનંખાયો હતો ને તેં પોતાને લોહીએ, દેવને સારૂ સર્વ કુળો
૧૦ તથા ભાષા તથા લોક તથા દેશોમાંના વેચાતા લીધા છે; ને
અમારા દેવને સારૂ તેમને રાજ્ય તથા યાજકો કીધા છે; ને
૧૧ તેઓ પૃથ્વી પર રાજ્ય કરેછે. અને મેં જોયું, ને રાજ્યાસન
તથા પ્રાણીઓ તથા વડીલોની આસપાસ મેં ઘણા દૂતોની વાણી
સાંભળી. અને તેઓની ગણત્રી ક્રોડોક્રોડની ને લાખોલાખની
૧૨ હતી. તેઓએ મોટે સાદે કહ્યું કે જે હલવાન મારીનંખાયું હતું
તે પરાક્રમ તથા સંપત તથા જ્ઞાન તથા સામર્થ્ય તથા માન
૧૩ તથા મહિમા તથા સ્તુતિ પામવા લાયક છે. અને હરેક
ઉત્પન્ન કરેલું જે આકાશમાં તથા પૃથ્વી પર તથા પૃથ્વીની તળે
તથા સમુદ્રમાં છે, વળી તેઓમાંનાં સઘળાં જે છે તેઓને
એમ કહેતાં મેં સાંભળ્યું કે, રાજ્યાસન પર જે બેઠેલો તેને
તથા હલવાનને, સ્તુતિ તથા માન તથા મહિમા તથા બળ સદા
૧૪ સર્વકાળ સુધી થાઓ. ત્યારે ચારે પ્રાણીએ કહ્યું, આમેન; ને
વડીલોએ પગે પડીને તેનું ભજન કીધું.

૬ **અને** જ્યારે હલવાને તે સાત મુદ્રામાંની એકને ઉઘાડી
ત્યારે મેં જોયું, ને ચાર પ્રાણીમાંના એકનું મેં સાંભળ્યું, જેણે
૨ ગર્જનાનો અવાજ થતો હોય તેવી રીતે કહ્યું કે, આવ. અને
મેં જોયું, ને જુઓ, એક સફેત ઘોડો હતો ને તે પર જે બેઠેલો
તેની પાસે ધનુષ્ય હતું, ને તેને મુગટ અપાયો, ને તે જીતતો
તથા જીતવા સારૂ નિકળ્યો.

૩ અને તેણે બીજી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં બીજા પ્રાણીને એ
૪ કહેતો સાંભળ્યો કે, આવ. ત્યારે બીજો એક લાલ ઘોડો
નિકળ્યો, ને તે પર જે બેઠેલો તેને પૃથ્વી પરથી શાંતિ લઈ
લેવાનું [ સામર્થ્ય ] અપાયું હતું, અને એ માટે કે તેઓ એક
બીજાને મારીનાખે; ને તેને મોટી તરવાર અપાઈ.
૫ અને જ્યારે તેણે ત્રીજી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં ત્રીજા પ્રાણીને
કહેતો સાંભળ્યો કે, આવ. ત્યારે મેં જોયું, ને જુઓ, એક

કાળો ઘોડો, ને તે પર જે બેઠેલો તેના હાથમાં ત્રાજવાં હતાં.
અને ચાર પ્રાણીઓની વચમાં મેં એક વાણી એમ કહેતી ૬
સાંભળી કે, પાવલે શેર ઘઉં, ને પાવલે ત્રણ શેર જવ; પણ
તેલ તથા દ્રાક્ષરસ તું નં બિગાડ.
અને જ્યારે તેણે ચોથી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં ચોથા ૭
પ્રાણીની વાંણી એમ કહેતી સાંભળી કે, આવ. અને મેં જોયું, ૮
ને જુઓ, ફીકા રંગનો એક ઘોડો, ને તે પર જે બેઠેલો તેનું
નામ મરણ, ને તેની સાથે હાડેસ પાછળ ચાલતા હતા; ને
તરવારે તથા દુકાળે તથા મરણે તથા પૃથ્વીના શ્વાપદોએ
કરીને જગતમાંના ચોથા હિસ્સાને મારીનાખવા, એવો અધિકાર
તેમને અપાયો હતો.
અને જ્યારે તેણે પાંચમી મુદ્રા ઉઘાડી; ત્યારે દેવની ૯
વાતને લીધે તથા પોતે જે સાક્ષી રાખી હતી તેને લીધે મારી-
નંખાયલાના આત્મા મેં વેદી તળે દીઠા. અને તેઓએ મોટી ૧૦
વાણીએ હાંક મારતાં કહ્યું કે, ઓ સ્વામી, પવિત્ર તથા સત્ય,
ઈન્સાફ ઠરાવવાનું તથા પૃથ્વી પરના રહેનારાઓથી અમારા
લોહીનો બદલો લેવાનું કયાં સુધી નહિ કરીશ? અને તેઓમાંના ૧૧
હરેકને શ્વેત વસ્ત્ર અપાયું હતું, ને તેઓને એમ કહેવાયું કે,
તમારા સાથી સેવકો તથા તમારા ભાઈઓ જે તમારી પઠે
મારાંજવાનાં છે તેઓની સંખ્યા પુરી થાય, ત્યાં સુધી હજુ
થોડી વાર લગણ તમે વિસામો લો.
અને જ્યારે તેણે છઠ્ઠી મુદ્રા ઉઘાડી ત્યારે મેં જોયું, ને મોટો ૧૨
ધરતીકંપારો થયો, ને સૂર્ય નીમાળાના કામળા જેવો કાળો
થયો, ને તમામ ચંદ્ર લોહી જેવો થયો, ને જેમ મોટા પવનથી ૧૩
હલાવાએલી અંજીરીનાં કાચાં ફળ પડેછે, તેમ આકાશમાંના
તારાઓ પૃથ્વી પર પડયા. અને આકાશ લપેટેલા ઓળિયા ૧૪
જેવું વેગળું કરાયું; ને હરેક પહાડ તથા બેટ, પોતપોતાને
ઠામેથી ખસેડાયાં; ને જગતના રાજાઓ તથા મોટા માણસો ૧૫
તથા સેનાપતિઓ તથા ધનવંતો તથા પરાક્રમીઓ તથા હરેક
દાસ તથા સ્વતંત્ર, એઓ ખોહોમાં તથા પહાડોના પત્થરોમાં

૧૬ સંતાઈ ગયા; ને એઓએ પહાડોને તથા પત્થરોને કહ્યું કે, તમે
અમ પર પડો, ને રાજ્યાસન પર બેઠેલાના મહો આગળથી
૧૭ તથા હલવાનના કોપથી અમને સંતાડો; કેમકે તેઓના કોપનો
મોટો દહાડો આવ્યો છે, ને કોણથી ઉભા રહેવાય?

૭ અને એ પછી, મેં ચાર દૂતને પૃથ્વીના ચાર ખુણા પર ઉભા
રહેલા દીઠા; ને તેઓએ પૃથ્વીના ચાર પવનને એમ પકડી
રાખ્યા હતા કે, પૃથ્વી પર અથવા સમુદ્ર પર અથવા કોઈ
૨ ઝાડ પર પવન ન વાય. અને મેં બીજા દૂતને ઉગમણથી
ચહડતો દીઠો, ને તેની પાસે જીવતા દેવની મુદ્રા હતી, ને
પૃથ્વીને તથા સમુદ્રને ઉપદ્રવ કરવાનું જે ચાર દૂતને અપાયું
૩ હતું, તેઓને તેણે મોટે ઘાંટે હાંક મારી કે, જ્યાં સુધી અમે
અમારા દેવના દાસોને તેઓનાં કપાળ પર મુદ્રા કરિયે, ત્યાં
સુધી તમે પૃથ્વીને અથવા સમુદ્રને અથવા ઝાડોને ઉપદ્રવ ન
૪ કરો. અને મુદ્રિત થયલાની સંખ્યા મેં સાંભળી; ઈસ્રા-
એલપુત્રના સર્વ કુળમાંના એક લાખ ચુમ્માળીસ હજાર
૫ મુદ્રિત થયા; યહુદાના કુળમાંના બાર હજાર મુદ્રિત થયા;
રૂબેનના કુળમાંના બાર હજાર; ગાદના કુળમાંના બાર હજાર;
૬ આશેરના કુળમાંના બાર હજાર; નફથાલીના કુળમાંના બાર
૭ હજાર; મનાશેહના કુળમાંના બાર હજાર; સીમેઓનના કુળ-
માંના બાર હજાર; લેવીના કુળમાંના બાર હજાર; ઈસાકારના
૮ કુળમાંના બાર હજાર; જેબુલોનના કુળમાંના બાર હજાર;
યુસફના કુળમાંના બાર હજાર; બન્યામીનના કુળમાંના બાર
૯ હજાર મુદ્રિત થયા. એ પછી મેં જોયું ને જુઓ, સર્વ
દેશમાંથી આવેલાની, સર્વ કુળ તથા લોક તથા બોલીના
માણસોની એક મોટી સભા જે કોઈથી ગણાય નહિ; તેઓ
રાજ્યાસનની આગળ તથા હલવાનની આગળ ઉભા રહ્યા;
૧૦ તેઓએ શ્વેત વસ્ત્ર પહેરેલાં હતાં; ને તેઓના હાથમાં
ખજુરીની ડાળીઓ હતી; ને તેઓ મોટી વાણીએ પોકારીને
કહેછે કે, અમારો દેવ, રાજ્યાસન પર જે બેઠેલો છે, તેને

તથા હલવાનને તારણસ્તુતિ હોજો. અને સઘળા દૂતો રાજ્યા- ૧૧
સનની તથા વડીલોની તથા ચારે પ્રાણીઓની આસપાસ ઉભા
રહેતા હતા, ને તેઓએ રાજ્યાસનની આગળ ઉંધા પડીને
દેવનું ભજન કરતાં કહ્યું કે, આમેન; ધન્યતા તથા મહિમા ૧૨
તથા જ્ઞાન તથા ઉપકારસ્તુતિ તથા માન તથા પરાક્રમ તથા
સામર્થ્ય સદાસર્વકાળ સુધી અમારા દેવને થાઓ; આમેન.
અને તે વડીલોમાંથી એકે જવાબ દેતાં મને કહ્યું કે, જેઓએ ૧૩
શ્વેત વસ્ત્ર પહેરેલાં તેઓ કોણ છે; ને ક્યાંથી આવ્યા? ને ૧૪
તેને મેં કહ્યું કે, ઓ મારા સાહેબ, તું જાણેછે. અને તેણે મને
કહ્યું, જેઓ મોટી વિપત્તિમાંથી આવ્યા તેઓ એ છે; ને
તેઓએ પોતાનાં વસ્ત્ર ધોયાં, ને હલવાનના લોહીમાં ઉજળાં
કીધાં. એ માટે તેઓ દેવના રાજ્યાસનની આગળ છે, ને તેના ૧૫
મંદિરમાં રાત દહાડો તેની સેવા કરેછે; ને રાજ્યાસન પર જે
બેઠેલો તે તેઓ પર મંડપરૂપે રહેશે. તેઓને ફરી ભુખ નહિ ૧૬
લાગશે, ને ફરી તરસ પણ નહિ લાગશે, ને સૂર્યનો તડકો
અથવા કંઈ પણ ગરમી તેઓના પર નહિ પડશે; કેમકે જે ૧૭
હલવાન રાજ્યાસનની મધ્યે છે, તે તેઓનો પાળક થશે ને
જીવનના પાણીના ઝરાઓ પાસે તેઓને દોરી લેશે; ને દેવ
તેઓની આંખો પરથી હરેક આંશુ લોહીનાખશે.

અને જ્યારે તેણે સાતમી મુદ્રા ઉઘાડી, ત્યારે આસરે ૮
એક ઘડી સુધી આકાશમાં મૌન થયું. અને દેવની આગળ ૨
જે સાત દૂત ઉભા રહેછે તેઓને મેં દીઠા, ને તેઓને સાત
રણશીંગડાં અપાયાં.
અને બીજો દૂત આવીને વેદી પાસે ઉભો રહ્યો ને તેની પાસે ૩
સોનાની ધૂપદાની હતી, ને તેને પુશ્કળ ધૂપવસ્તુ અપાઈ એ
માટે કે સર્વ પવિત્રોની પ્રાર્થનાઓ સાથે, રાજ્યાસનની સામી
જે સોનાની વેદી, તે પર તે અર્પણ કરે. અને તે દૂતના ૪
હાથથી ધૂપનો ધૂમાડો પવિત્રોની પ્રાર્થનાઓ સાથે દેવની
આગળ ચહડયો. અને દૂતે ધૂપદાની લઈને તથા તેમાં વેદીની ૫

આગ ભરીને પૃથ્વી પર નાખીદીધી; પછી ગર્જનાઓ તથા
વાણીઓ તથા વીજળીઓ તથા ધરતીકંપારો થયાં.
૬ અને જે સાત દૂતની પાસે સાત રણશીંગડાં હતાં તેઓ
વગાડવા સારૂ તૈયાર થયા.
૭ પહેલાએ વગાડયું, ને લોહીએ ભેળેલાં કરાં તથા આગ
થયાં, ને પૃથ્વી પર ફેંકાયાં ને પૃથ્વીનો ત્રીજો ભાગ બળી
ગયો; ને ઝાડોનો ત્રીજો ભાગ બળી ગયો, ને હરેક લીલો
રોપ બળી ગયો.
૮ અને બીજા દૂતે વગાડયું ત્યારે આગથી બળતા મોટા
૯ પહાડના જેવું કંઈ સમુદ્રમાં ફેંકાયું, ને સમુદ્રનો ત્રીજો ભાગ લોહી
થયો, ને સમુદ્રમાંના પ્રાણીઓ જેઓમાં જીવ હતો તેઓનો
ત્રીજો ભાગ મુઓ, ને વહાણોનો ત્રીજો ભાગ નાશ પામ્યો.
૧૦ અને ત્રીજા દૂતે વગાડયું, ને દીવાના જેવો બળતો એક મોટો
તારો આકાશમાંથી પડયો, ને તે નદીઓના ત્રીજા ભાગ પર તથા
૧૧ પાણીના ઝરાઓ પર પડયો. અને તે તારાનું નામ કડવાદોના
કહેવાયછે, ને પાણીનો ત્રીજો ભાગ કડવાદોનારૂપ થયો, ને
પાણીથી ઘણા માણસો મરીગયાં, કારણ કે તે કડવાં થયાં હતાં.
૧૨ અને ચોથા દૂતે વગાડયું, ત્યારે સૂર્યનો ત્રીજો ભાગ તથા
ચંદ્રનો ત્રીજો ભાગ તથા તારાઓનો ત્રીજો ભાગ મરાયો, એ
માટે કે તેઓનો ત્રીજો ભાગ અંધકારરૂપ થાય, ને દિવસનો
ત્રીજો ભાગ, તેમજ રાતનો ત્રીજો ભાગ પ્રકાશરહિત થાય.
૧૩ અને મેં જોયું ને અંતરીક્ષમાં એક ઉડતા ગરૂડની મોટી
વાણીએ એમ કહેતો સાંભળ્યો કે, જે બીજા ત્રણ દૂતો વગા-
ડવાના છે, તેઓનાં રણશીંગડાંના બાકી રહેલા સાદને લીધે
પૃથ્વી પરના રહેનારાઓને અફસોસ, અફસોસ, અફસોસ.

૯ અને પાંચમા દૂતે વગાડયું, ત્યારે મેં એક તારો આકાશથી
પૃથ્વી પર પડેલો દીઠો; ને તેને ઉંડાણના ખાડાની કુંચી
૨ અપાઈ. અને તેણે ઉંડાણના ખાડાને ઉઘાડયો, ને મોટી
ભઠ્ઠીના ધૂમાડા જેવો ખાડામાંથી ધૂમાડો નિકળ્યો, ને

ખાડાના ધૂમાડાથી સૂર્ય તથા વાતાવરણ અંધરાયાં. અને ૩
ધૂમાડામાંથી ટીડ નિકળીને પૃથ્વી પર આવ્યાં, ને જેમ પૃથ્વી
પરના વીછુઓને અધિકાર છે તેમ તેઓને અધિકાર અપાયો;
ને તેઓને એવું કહેવાયું હતું કે, પૃથ્વીના ઘાસને તથા કોઈ ૪
લીલોતરીને તથા કોઈ ઝાડને ઉપદ્રવ ન કરો, પણ જે
માણસોના કપાળ પર દેવની મુદ્રા નથી એઓને ઉપદ્રવ કરો.
અને તેઓને એવું અપાયું કે એઓને મારીનાખે નહિ, પણ ૫
પાંચ મહિના સુધી એઓ પીડા પામે; ને વીછુ જ્યારે માણસને
ડંખ મારેછે તે વારની પીડા પ્રમાણે એઓની પીડા હતી. અને ૬
તે દહાડાઓમાં માણસો મરણ શોધશે પણ પામશેજ નહિ, ને
તેઓ મરવા બહુ ચાહાશે પણ મરણ તેઓ પાસેથી નહાસશે.
અને તે ટીડોના આકાર લડાઈને સારૂ તૈયાર કીધેલા ૭
ઘોડાઓના જેવા હતા, ને તેઓનાં માથાંઓ પર જાણે કે
સોનાના જેવા મુગટો હતા, ને તેઓનાં મહોડાં માણસોનાં
મહોડાં જેવાં હતાં; ને તેઓના નીમાળા બાયડીના નીમાળા ૮
જેવા; ને તેઓના દાંત સિંહના દાંત જેવા હતા; ને તેઓને
લોઢાનાં બખતર સરખાં બખતર હતાં; ને તેઓની પાંખોનો ૯
અવાજ લડાઈમાં દોડતા ઘણા ઘોડાના રથોના અવાજ સરખો
હતો. અને વીછુઓના સરખી તેઓને પુછડી છે, ને ડંખ પણ ૧૦
છે, ને પાંચ મહિના સુધી માણસોને ઉપદ્રવ કરવાનો તેઓની
પુછડીઓમાં અધિકાર છે. અને ઉંડાણનો જે દૂત તે તેઓ ૧૧
પર રાજા છે; તેનું નામ હેબ્રી ભાષામાં અબાદ્દોન, પણ હેલેની
ભાષામાં તેનું નામ આપલ્યોન [ એટલે વિનાશક ] છે.

પહેલો સંતાપ થઈ ગયો છે, જુઓ, હવે પછી બીજા ૧૨
બે સંતાપ આવેછે.

અને છઠ્ઠા દૂતે વગાડયું ત્યારે દેવની સામાની સોનાની ૧૩
વેદીના શીંગડાંમાંથી મેં એક વાણી સાંભળી; તેણે જે છઠ્ઠા ૧૪
દૂતને રણશીંગડું હતું તેને કહ્યું કે, મહા નદી ફ્રાત પર જે ચાર
દૂત બાંધેલા છે તેઓને છોડ. અને જે ચાર દૂત ઘડી તથા ૧૫
દિવસ તથા મહિના તથા વર્ષને સારૂ તૈયાર થએલા હતા

તેઓ છોડાયા એ માટે કે તેઓ માણસોના ત્રીજા ભાગને
૧૬ મારીનાખે. અને સવારોની ફોજોની ગણતી વીસ કરોડ હતી,
૧૭ તેઓની સંખ્યા મેં સાંભળી. અને એવી રીતે દર્શનમાં મેં
ઘોડાઓને તથા તેઓ પરના બેસનારાઓને દીઠા; તેઓનાં
બખ્તર અગ્નિરંગી તથા જાંબુરંગી તથા ગંધકરંગી હતાં. અને
એ ઘોડાઓનાં માથાં સિંહોનાં માથાં જેવાં છે, નેતે ઓનાં
૧૮ મહોડાંમાંથી આગ તથા ધૂમાડો તથા ગંધક નિકળે છે. એ ત્રણ
અનર્થથી, એટલે આગ તથા ધૂમાડો તથા ગંધક જે તેઓનાં
મહોડાંમાંથી નિકળ્યાં, તેઓથી માણસોનો ત્રીજો ભાગ
૧૯ મારીનંખાયો. કેમકે ઘોડાઓનું સામર્થ્ય તેઓનાં મહોમાં
તથા તેઓનાં પુછડાંમાં છે; કારણ કે તેઓનાં પુછડાં સાપનાં
જેવાં, ને એ પુછડાંઓને માથાં હોયછે જેથી તેઓ ઉપદ્રવ
૨૦ કરેછે. અને બાકીનાં જે માણસો તે અનર્થથી મારી નહિ
નંખાયાં, તેઓએ પોતાના હાથનાં કામો સંબંધી એવો પસ્તાવો
કીધો નહિ, કે તેઓ ભૂતોને તથા સોનાની તથા રૂપાની તથા
પિત્તળની તથા પત્થરની તથા લાકડાંની મૂર્ત્તિઓ, જેઓને
જોવાની તથા સાંભળવાની તથા ચાલવાની પણ શક્તિ નથી
૨૧ તેઓને પૂજે નહિ. અને તેઓએ પોતાની હત્યાઓ વિષે તથા
પોતાની માયા ક્રિયા વિષે તથા પોતાના વ્યભિચાર વિષે તથા
પોતાની ચોરીઓ વિષે પસ્તાવો કીધો નહિ.

૧૦ **અને** મેં એક બીજો બળવાન દૂત આકાશથી ઉતરતો દીઠો,
તે વાદળાથી વેષ્ટિત હતો, ને તેના માથા પર મેઘધનુષ્ય હતું,
ને તેનું મહો સૂર્યના જેવું તથા તેના પગ અગ્નિના સ્તંભો જેવા
૨ હતા. અને તેના હાથમાં એક નાનું ઉઘડેલું પુસ્તક હતું, ને
તેણે પોતાનો જમણો પગ સમુદ્ર પર તથા ડાબો પૃથ્વી પર
૩ મૂકયો; ને જેમ સિંહ ગરજેછે, તેમ તેણે મોટે સાદે પોકાર
કીધો, ને જ્યારે તેણે પોકાર કીધો ત્યારે સાત ગર્જના બોલી.
૪ અને જ્યારે તે સાત ગર્જના બોલી, ત્યારે હું લખવાનો હતો,
પણ મેં આકાશથી એક વાણી એમ કહેતી સાંભળી કે, સાત

ગર્જનાએ જે જે વાત કહી, તેના પર તું મુદ્રા કર ને તેઓને ન
લખ. અને જે દૂતને સમુદ્ર પર તથા પૃથ્વી પર મેં ઉભો રહેલો ૫
દીઠો તેણે પોતાનો જમણો હાથ આકાશની ભણી ઉંચો કીધો,
ને જે સદા સર્વકાળ સુધી જીવેછે, જેણે આકાશ તથા તેમાંનાં, ૬
ને પૃથ્વી તથા તેમાંનાં, ને સમુદ્ર તથા તેમાંનાં ઉત્પન્ન કીધાં,
તેના સમ ખાઈને તેણે કહ્યું કે, હવે વાર થશે નહિ; પણ ૭
સાતમા દૂતની વાણીના દહાડાઓમાં; એટલે જ્યારે તે વગાડવા
લાગશે ત્યારે દેવનો મર્મ જેમ તેણે પોતાના દાસોને, એટલે
ભવિષ્યવાદીઓને, જણાવ્યો, તેમ સંપૂર્ણ થાયછે. અને ૮
આકાશથી જે વાણી મેં સાંભળી હતી, તેણે ફરીથી મારી સાથે
બોલતાં કહ્યું કે, તું જા ને જે દૂત સમુદ્ર પર તથા પૃથ્વી પર
ઉભો છે, તેના હાથમાંનું ઉઘડેલું પુસ્તક લે; ને મેં દૂત પાસે ૯
જઈને તેને કહ્યું કે, તે નાનું પુસ્તક મને આપ, ને તેણે મને કહ્યું
કે, તે લે ને ખાઈજા, ને તે તારા પેટને કડવું કરશે પણ તારા
મહોમાં મધના જેવું ગળ્યું લાગશે. ત્યારે હું દૂતના હાથમાંથી ૧૦
નાનું પુસ્તક લઈને તેને ખાઈગયો, ને મારા મહોમાં મધના
સરખું તે ગળ્યું હતું, પણ તેને ખાધા પર મારૂં પેટ કડવું થયું.
અને તેઓ મને કહેછે કે, ઘણા લોકો તથા દેશો તથા ભાષાઓ ૧૧
તથા રાજાઓ વિષે તારે ભવિષ્યવાત કહેવી જોઈએ.

**અ**ને લાકડી જેવું એક બરૂ મને અપાયું, ને મને કહેવામાં **૧૧**
આવ્યું કે, તું ઊઠ ને દેવનું મંદિર તથા વેદી તથા ત્યાંના
ભજનારાઓનું માપ લે; પણ મંદિર બહાર જે આંગણું છે ૨
તેને મૂકી દે, ને તેનું માપ ન લે, કેમકે વિદેશીઓને તે આપેલું
છે; તેઓ બેંતાળીસ મહિના સુધી પવિત્ર નગરને છુંદી
નાખશે. અને મારા બે સાક્ષીને હું એવું આપીશ, કે તેઓ તાટ ૩
પહેરેલા થઈને એક હજાર બસેં ને સાઠ દિવસ સુધી ભવિષ્ય-
વાત કરશે. જૈતુનનાં જે બે ઝાડ તથા જે બે દીવી પૃથ્વીના ૪
દેવની આગળ ઉભાં રહેછે તેઓ એજ છે. અને જો કોઇ ૫
તેઓને ઉપદ્રવ કરવા ચાહે, તો તેઓનાં મહોમાંથી આગ

નિકળેછે ને તેઓના શત્રુઓને ખાઇનાખેછે, ને જો કોઇ તેઓને
૬ ઉપદ્રવ કરવા ચાહે તો તેમજ તેને માર્યા જવું પડેછે. તેઓને
આકાશ બંધ કરવાનો અધિકાર છે, કે તેઓની ભવિષ્યવાતના
દિવસોમાં વરસાદ ન વરસે ; ને પાણીઓ પર તેઓને અધિકાર
છે કે તેને લોહીરૂપે બદલીનાખે, ને તેઓ જેટલીવાર ચાહે
૭ તેટલીવાર પૃથ્વીને હરેક આફતથી મારે. અને જ્યારે તેઓ
પોતાની સાક્ષી પુરી કરશે, ત્યારે જે શ્વાપદ ઉંડાણમાંથી
નિકળેછે તે તેઓની સાથે લડાઈ કરશે, ને તેઓને જીતશે તથા
૮ તેઓને મારીનાખશે. અને જે મોટુ નગર આત્મિક રીતે
સદોમ તથા મિસર કહેવાયછે, જ્યાં તેઓનો પ્રભુ વધસ્તંભે
જડાયો, તે નગરના રસ્તામાં તેઓનાં મુડદાં [ પડયાં રહેછે ] ;
૯ ને લોકો તથા કુળો તથા ભાષાઓ તથા દેશોમાંથી કેટલાએક
સાડાત્રણ દહાડાં સુધી તેઓનાં મુડદાં દેખેછે, ને તેઓનાં
૧૦ મુડદાંને કબરમાં મેલવા દેતા નથી. અને પૃથ્વી પરના રહેનારા
એઓ વિષે આનંદ તથા હર્ષ કરેછે, ને એકબીજા પર ભેટ
મોકલશે, કેમકે તે બે ભવિષ્યવાદીઓએ પૃથ્વી પરના
૧૧ રહેનારાઓને પીડા દીધી હતી. અને સાડાત્રણ દહાડા પછી
દેવથી જીવનનો આત્મા તેઓમાં પેઠો, ને તેઓ પોતાને પગે
ઉભા રહ્યા ; પછી તેઓના દેખનારાઓને મોટી બિહીક લાગી.
૧૨ અને તેઓએ આકાશમાંથી મોટી વાણી પોતાને કહેતાં
સાંભળી કે, તમે હિયાં ચહડી આવો, ને તેઓ વાદળાએ
આકાશમાં ચહડી ગયાં, ને તેઓના શત્રુઓએ તેઓને દીઠા.
૧૩ અને તે સમયે મોટો ધરતીકંપારો થયો, ને તે નગરનો દસમો
ભાગ પડીગયો, ને ધરતીકંપારાથી સાત હજાર માણસો
મારીનંખાયાં, ને જે બાકી રહ્યાં તેઓ ગભરાયાં, ને આકાશનાં
દેવને મહિમા આપ્યો.
૧૪ બીજો સંતાપ થઇ ગયો છે, જુઓ, ત્રીજો સંતાપ વહેલો
આવેછે.
૧૫ અને સાતમા દૂતે વગાડયું, ત્યારે આકાશમાં મોટી વાણીઓ
થઈ, ને તેઓએ કહ્યું કે, આ જગતનું રાજ્ય આપણા પ્રભુનું

તથા તેના ખ્રીસ્તનું થયું છે, ને તે સદા સર્વકાળ સુધી રાજ્ય
કરશે. અને જે ચોવીસ વડીલો દેવની આગળ પોતાના ૧૬
આસન પર બેઠા હતા, તેઓ ઉંધા પડયા ને દેવને ભજતાં કહ્યું
કે, ઓ પ્રભુ દેવ, સર્વ સમર્થ, જે છે ને હતો, તારી સ્તુતિ અમે ૧૭
કરિયેછિયે કેમકે તેં પોતાનું મોહું પરાક્રમ લીધું ને રાજ્ય કીધું
છે. અને દેશોના લોક ધુસ્સે ભરાયા ને તારો કોપ આવ્યો; ને ૧૮
સમય એવો છે કે, મુએલાંનો ઈન્સાફ થાય, ને તારા સેવક એટલે
ભવિષ્યવાદીઓ તથા પવિત્રો તથા તારા નામથી બિહીનારા,
પછી તે નાના હોય કે મોટા હોય; તેઓને પ્રતિફળ અપાય, તથા
જેઓ પૃથ્વીનો નાશ કરનાર તેઓનો નાશ થાય.

અને આકાશમાં દેવનું જે મંદિર તે ઉઘડાયું, ને તેના ૧૯
મંદિરમાં તેના કરારની પેટી દેખાઈ; ને વીજળીઓ તથા
વાણીઓ તથા ગરજનાઓ તથા ધરતીકંપારો થયાં તથા
પુષ્કળ કરાં પડયાં.

**અ**ને આકાશમાં મોહું ચિન્હ દેખાયું, એટલે એક બાયડી **૧૨**
સૂર્યથી વેષ્ટિત, ને તેના પગ તળે ચંદ્ર, ને તેના માથા પર બાર
તારાનો મુગટ હતો. અને તે ગર્ભવતી હતી; ને જણવાનું કષ્ટ ૨
ભોગવતાં તથા પીડા પામતાં બૂમ પાડતી હતી. અને આકા- ૩
શમાં બીજું ચિન્હ પણ દેખાયું; જુઓ, અગ્નિરંગી મોટો
અજગર જેને સાત માથાં ને દસ શીંગડાં; ને તેના માથાંઓ
પર સાત મુગટ હતા; ને તેના પુછડાએ આકાશના તારાઓનો ૪
ત્રીજો ભાગ ખેંચીને તેઓને પૃથ્વી પર નાખ્યા. અને જે બાયડી
જણવાની હતી, તેની આગળ તે અજગર ઉભો રહ્યો, એ માટે
કે જયારે તે જણે ત્યારે તેના બાળકને ખાઈનાખે. અને તે ૫
નર બાળક જણી જે સઘળા દેશનાઓ પર લોઢાના દંડથી
ધણીપણું કરનાર છે, ને તેનો બાળક દેવ પાસે તથા તેના
રાજ્યાસન પાસે લઈ જવાયો. અને બાયડી અરણ્યમાં ૬
નહાઠી ત્યાં દેવે તેને સારૂ તૈયાર કીધેલું એવું ઠેકાણું છે કે તેમાં
તેઓ તેને બારસેં ને સાઠ દહાડા સુધી પાળે.

૭ અને આકાશમાં લડાઈ હતી; અને મીખાએલ તથા તેના
દૂતો અજગરની સાથે લડયા; ને અજગર તથા તેના દૂતો
૮ લડયા; તો પણ તેઓ જીત્યા નહિ, ને તેઓનું ઠેકાણું ફરી
૯ આકાશમાં મળ્યું નહિ. અને તે મોટો અજગર બહાર
નંખાયો, એટલે તે જુનો સાપ જે બટ્ટો મૂકનાર તથા સેતાન
કહેવાયછે, જે આખા જગતને ભુલાવેછે, તે પૃથ્વી પર નંખાયો,
૧૦ ને તે સુદ્ધાં તેના દૂતો પણ નંખાયા. ત્યારે આકાશમાં
મોટી વાણી એમ કહેતી મેં સાંભળી કે, હમણાં તારણ તથા
પરાક્રમ તથા અમારા દેવનું રાજ્ય તથા તેના ખ્રીસ્તનો
અધિકાર છે; કેમકે અમારા ભાંઈઓનો અપવાદી જે અમારા
દેવની આગળ રાત દહાડો તેઓ સામે અપવાદ કરેછે, તે
૧૧ નીચે ફેંકાયો છે. અને તેઓએ હલવાનના લોહીથી તથા
પોતાની સાક્ષીની વાતથી એને જીત્યો છે, ને મરણ સુધી
૧૨ તેઓએ પોતાના જીવ પર પ્રેમ કીધો નહિ. એ માટે, ઓ
આકાશો તથા તેઓમાં રહેનારાઓ, તમે આનંદ કરો. ઓ
પૃથ્વી તથા સમુદ્ર, તમને અફસોસ છે; કેમકે સેતાન
તમારી પાસે ઉતર્યો છે, ને તે બહુ કોપિત છે કાંજે તે જાણેછે
કે તેનો વખત થોડો છે.

૧૩ અને જ્યારે અજગરે જોયું કે પોતે પૃથ્વી પર ફેંકાયો
ત્યારે જે બાયડી પુરૂષને જણી હતી તેને તેણે સતાવી.
૧૪ અને બાયડીને મોટા ગરૂડની બે પાંખ અપાઈ, એ માટે
કે સાપના સન્મુખથી તે અરણ્યમાં પોતાને ઠેકાણે ઉડીજાય,
ત્યાં સમય તથા સમયો તથા અડધા સમય સુધી તેનું
૧૫ પ્રતિપાલન કરાયછે. અને સાપે પોતાના મહોમાંથી નદીના
જેવું બાયડીની પછવાડે પાણી નાખ્યું, એ માટે કે તેના
૧૬ પૂરથી તે તણાઇ જાય. અને પૃથ્વીએ તે બાયડીની સહાય
કીધી, એટલે પૃથ્વી પોતાનું મહો ઉઘાડીને જે નદી અજગરે
૧૭ પોતાના મહોમાંથી નાખી તેને પી ગઈ. અને અજગર
બાયડી પર ગુસ્સે થયો, ને તેણીના બાકી સંતાન, એટલે
જેઓ દેવની આજ્ઞા પાળેછે, ને જેઓની પાસે ઇશુની સાક્ષી

છે, તેઓની સાથે લડવાને તે નિકળ્યો; ને તે સમુદ્રની રેતી
પર ઉભો રહ્યો.

અને મેં એક શ્વાપદને સમુદ્રમાંથી નિકળતું દીઠું, જેને દસ ૧૩
શીંગડાં તથા સાત માથાં હતાં તથા તેનાં શીંગડાંઓ પર દસ
મુગટ તથા તેનાં માથાંઓ પર દુર્ભાષણનાં નામો હતાં. અને ૨
જે શ્વાપદને મેં દીઠું, તે ચિત્તાના જેવું, ને તેના પગ રીંછના
પગ જેવાં, ને તેનું મહો સિંહના મહો જેવું હતું. અને અજગરે
પોતાનું પરાક્રમ તથા પોતાનું રાજ્યાસન તથા મોટો અધિકાર
તેને આપ્યો. અને તેનાં માથાંઓમાંના એકને મેં મરણ પામે ૩
એટલા સુધી ઘાએલ થયલું દીઠું; ને તેનો પ્રાણહારી ઘા
રૂઝાયો, ને આખા જગતે શ્વાપદને જોઈ અચરત કીધું. અને ૪
અજગરે શ્વાપદને અધિકાર આપ્યો હતો, એ માટે તેઓએ
તેનું ભજન કીધું, ને તેઓએ શ્વાપદનું પણ ભજન કીધું, ને
કહ્યું કે, શ્વાપદ સરખું કોણ? એની સાથે કોણ લડી શકેછે?
ને મોટી વાતો તથા દુર્ભાષણ બોલનાર મહો તેને અપાયું, ને ૫
બેહેંતાળીસ મહિના સુધી તે ટકી રહે એવો અધિકાર તેને
અપાયો. અને તેણે દેવને વિરૂદ્ધ દુર્ભાષણ કરવા સારૂ ૬
પોતાનું મહો ઉઘાડયું, કે તેના નામનું તથા તેના સ્થાનનું
તથા આકાશમાં રહેનારાઓનું દુર્ભાષણ તે કરે. અને તેને ૭
અપાયું કે પવિત્રોની સાથે લડે, ને તેઓને જીતે, ને સર્વ
કુળ તથા લોક તથા ભાષા તથા દેશ પર તેને અધિકાર
અપાયો. અને પૃથ્વી પરના સર્વ રહેનારા, જેનાં નામ સૃષ્ટિના ૮
મંડાણથી મારીનાખેલા હલવાનના જીવનપુસ્તકમાં લખેલાં
નથી, તેઓ તેને ભજશે. જો કોઈને કાન છે તો તે સાંભળે. ૯
જો કોઇ દાસપણામાં લઈજાયછે, તો તે દાસપણામાં જશે; જો ૧૦
કોઈ તરવારથી મારીનાખેછે, તો તેને તરવાથી માર્યો જવું
પડેછે. હિયાં પવિત્રોની સહનતા તથા વિશ્વાસ છે.

અને મેં પૃથ્વીમાંથી બીજા એક શ્વાપદને નિકળતું દીઠું; ૧૧
ને ઘેટડાનાં જેવાં તેને બે શીંગડાં હતાં, ને અજગરની પઠે તે

૧૨ બોલ્યું. અને પહેલા શ્વાપદનો સર્વ અધિકાર તેની આગળ તે
કરેછે, ને જે પહેલા શ્વાપદનો પ્રાણહારી ઘા રૂઝાયો હતો, તેનું
૧૩ ભજન પૃથ્વીથી તથા તે પરના રહેનારાઓથી કરાવેછે; ને તે
મોટાં ચિન્હો કરેછે, એવાં કે માણસોની આગળ આકાશથી
૧૪ પૃથ્વી પર અગ્નિ વરસાવેછે. અને જે ચિન્હો શ્વાપદની
આગળ કરવાનાં તેને અપાયાં, તેઓવડે પૃથ્વી પરનાં રહેના-
રાઓને તે ભુલાવેછે, ને પૃથ્વી પરના રહેનારાઓને તે કહેછે કે,
જે શ્વાપદ તરવારનો ઘા પામેલો ને જીવતો રહ્યો, તેને સારૂ
૧૫ મૂર્ત્તિ કરો. અને તેને, એટલે શ્વાપદની મૂર્ત્તિને, પ્રાણ
આપવાનું એને અપાયું, એવું કે શ્વાપદની મૂર્ત્તિ બોલે, ને
જેટલા શ્વાપદની મૂર્ત્તિને નહિ ભજે તેટલા મારીનંખાય એવું
૧૬ પણ તે કરે. અને નાના તથા મોટા, ધનવાન તથા દરિદ્રી,
સ્વતંત્ર તથા દાસ, તે સર્વને તે એમ કરાવેછે કે, તેઓ પોતાના
જમણા હાથ પર અથવા પોતાનાં કપાળ પર નિશાની લે.
૧૭ વળી જેને તે નિશાની અથવા શ્વાપદનું નામ અથવા તેના
નામની ગણતી છે, તે વગર બીજા કોઈથી કંઈ વેચાય લેવાય
૧૮ નહિ, એમ પણ કરાવેછે. હિયાં જ્ઞાન છે.; જેને બુદ્ધિ છે તે
શ્વાપદની ગણતી ગણે, કેમકે તે એક માણસની ગણતી છે,
ને તેની ગણતી છસેં છાસેટ છે.

૧૪ અને મેં જોયું, ને જુઓ, શીઓન પહાડ પર હલવાન
ઉભું રહ્યું, ને તેની સાથે એક લાખ ચુમ્માળીસ હજાર હતા
જેઓનાં કપાળ પર તેનું તથા તેના બાપનું નામ લખ્યું હતું.
૨ અને ઘણાં પાણીના અવાજનાં જેવી તથા મોટી ગર્જનાના
અવાજના જેવી આકાશમાંથી મેં વાણી સાંભળી; ને વીણા
વગાડનારાઓ પોતાની વીણા વગાડતા હોય એવી વાણી મેં
૩ સાંભળી. અને રાજ્યાસનની તથા ચાર પ્રાણીઓની તથા
વડીલોની આગળ તેઓ નવા કીર્ત્તન જેવું ગાયછે; ને પૃથ્વીથી
જે એક લાખ ચુમ્માળીસ હજાર ખરીદેલા હતા, તેઓ વગર
૪ કોઈ તે કીર્ત્તન શીખી ન શક્યું. બાયડીઓની સાથે જેઓ

અશુદ્ધ નથી થયા તેઓ એ છે; કેમકે તેઓ કુંઆરા છે,
ને હલવાન જ્યાં જાયછે ત્યાં તેની પાછળ જે ચાલેછે તેઓ
એ છે, તેઓ દેવને તથા હલવાનને સારૂ પ્રથમ ફળ થવાને
માણસમાંથી ખરીદેલા હતા; ને તેઓનાં મહોમાં જુઠું ન હતું, ૫
તેઓ નિર્દોષ છે.

અને મેં બીજા એક દૂતને અંતરીક્ષમાં ઉડતો દીઠો, ને પૃથ્વી ૬
પરના રહેનારાઓમાં, એટલે સર્વે દેશમાં તથા કુળમાં તથા
ભાષામાં તથા લોકમાં સુવાર્ત્તા પ્રગટ કરવાને, તેની પાસે
અનાદિ સુવાર્ત્તા હતી; ને તે મોટી વાણીએ કહેછે કે, દેવથી ૭
બિહો ને તેને મહિમા આપો, કેમકે તેના ન્યાયકરણનો સમય
આવ્યો છે, ને જેણે આકાશ તથા પૃથ્વી તથા સમુદ્ર તથા
પાણીના ઝરાઓને ઉત્પન્ન કીધાં, તેને ભજો.

અને વળી બીજો એક દૂત પાછળ આવીને એમ બોલતો ૮
હતો કે, પડયું રે, પડયું; મોહું બાબલોન, જેણે પોતાના
વ્યભિચારના કોપનો દ્રાક્ષરસ સર્વે દેશનાઓને પાયો છે.

અને વળી ત્રીજો દૂત તેઓની પાછળ આવીને મોટી ૯
વાણીએ બોલતો હતો કે, શ્વાપદને તથા તેની મૂર્ત્તિને જો
કોઈ પૂજે, ને નિશાની પોતાના કપાળ પર અથવા પોતાના
હાથ પર લે; તો તે પણ દેવના કોપનો દ્રાક્ષરસ, એટલે જે ૧૦
તેના ક્રોધના વાટકામાં નશે રેડેલો છે, તેમાંથી તે પીશે;
ને પવિત્ર દૂતોની આગળ તથા હલવાનની આગળ આગમાં
તથા ગંધકમાં તે પીડાએલો થશે; ને તેઓની પીડાનો ૧૧
ધૂમાડો સદા સર્વકાળ સુધી ચહડેછે; ને જેઓ શ્વાપદને
તથા તેની મૂર્ત્તિને ભજેછે તથા જે કોઈ તેના નામની નિશાની
લેછે, તેઓને રાત દહાડો વિશામો નથી. હિયાં પવિત્રોની ૧૨
સહનતા, એટલે જેઓ દેવની આજ્ઞા તથા ઈશુનો વિશ્વાસ
પાળેછે તેઓની સહનતા, છે.

અને આકાશથી એક વાણી એમ કહેતી મેં સાંભળી કે, ૧૩
તું એમ લખ કે, હમણાંથી જે મરનારાઓ પ્રભુમાં મરણ
પામેછે, તેઓને ધન્ય છે; આત્મા કહેછે હા, એ માટે કે

તેઓ પોતાની મહેનતથી વિશામો પામે; કેમકે તેઓનાં કામ
તેઓની પાછળ આવશે.
૧૪ અને મેં જોયું, ને જુઓ, ઉજળું વાદળું ને વાદળા પર
માણસના દિકરાના જેવો એક બેઠેલો, જેના માથા પર સોનાનો
૧૫ મુગટ હતો, ને જેના હાથમાં ધારવાળું દાતરડું હતું. અને
મંદિરમાંથી બીજા એક દૂતે નિકળીને વાદળા પર બેઠેલાને મોટી
વાણીએ હાંક મારી કે, તું તારૂં દાતરડું લગાડીને કાપ, કેમકે
કાપવાની વેળા આવી છે, કારણ કે પૃથ્વીનાં ફળ પૂરાં પાકયાં
૧૬ છે. અને વાદળા પર બેઠેલાએ પૃથ્વી પર પોતાનું દાતરડું
નાખ્યું, ને પૃથ્વીનાં ફળ કપાયાં.
૧૭ અને આકાશમાંના મંદિરમાંથી બીજો એક દૂત નિકળ્યો,
૧૮ તેને પણ ધારવાળું દાતરડું હતું. અને બીજો દૂત, એટલે જેને
અગ્નિ પર અધિકાર છે તે, વેદીથી નિકળ્યો; ને તેણે જેને
ધારવાળું દાતરડું હતું તેને મોટી વાણીએ કહ્યું કે, તું તારૂં
ધારવાળું દાતરડું લગાડીને પૃથ્વીના દ્રાક્ષવેલાના ઝૂમખાને
૧૯ લણી લે, કેમકે તેની દ્રાક્ષ પાકી ચુકીછે. ત્યારે તે દૂતે પોતાનું
દાતરડું પૃથ્વી પર નાખ્યું, ને પૃથ્વીના દ્રાક્ષવેલાનું લણી લીધું,
૨૦ ને દેવના કોપના મોટા દ્રાક્ષકુંડમાં નાખ્યું. અને દ્રાક્ષકુંડમાંનું
શહેર બહાર છુંદાયું, ને દ્રાક્ષકુંડમાંથી લોહી ઘોડાઓની લગામો
સુધી, બસેં મૈલ લગી, વહી નિકળ્યું.

**૧૫ અ**ને બીજું મોહું તથા આશ્ચર્યવાન ચિન્હ આકાશમાં મેં
દીઠું, એટલે સાત દૂત ને તેઓની પાસે છેહલા સાત અનર્થ
હતા, કેમકે તેઓમાં દેવનો કોપ પૂરો કીધેલો છે.
૨ અને મેં જાણે કે અગ્નિ ભેળેલો ચળકતો સમુદ્ર દીઠો, ને
જેઓ શ્વાપદ પર તથા તેની મૂર્ત્તિ તથા તેના નામની ગણતી
પર જય પામ્યા હતા, તેઓ તે ચળકતા સમુદ્ર પાસે ઉભા
૩ રહેતા હતા, ને તેઓની પાસે દેવની વીણાઓ હતી. અને તેઓ
દેવના સેવક મુસાનું કીર્ત્તન તથા હલવાનનું કીર્ત્તન ગાતાં કહેછે
કે, ઓ પ્રભુ દેવ, સર્વસમર્થ, તારાં કામ મોટાં તથા આશ્ચર્યવંત

છે, ઓ દેશોના રાજા, તારા માર્ગ ન્યાયી તથા ખરા છે. ઓ ૪
પ્રભુ, તારાથી કોણ નહિ બિહીશે, ને તારાં નામનો મહિમા
કોણ નહિ કરશે? કેમકે એકલો તું પવિત્ર છે; કેમકે સઘળા
દેશનાઓ આવશે ને તારી આગળ ભજન કરશે; કેમકે તારાં
ન્યાયકરણ પ્રગટ થયાં છે.

અને ત્યાર પછી મેં જોયું, ને આકાશમાં શાહેદીના મંડપનું ૫
મંદિર ઉઘડાયું; ને જે સાત દૂતની પાસે સાત અનર્થ હતા, ૬
તેઓ ખરાં તથા ચળકતાં ઝવેરવેષ્ટિત તથા છાતીએ સુંનાના
પટકા બાંધેલા એવા મંદિરમાંથી નિકળ્યા. અને ચાર પ્રાણી- ૭
ઓમાંના એકે તે સાત દૂતને સુંનાનાં સાત પ્યાલાં જે સદા
સર્વકાળ સુધી જીવનાર દેવના કોપથી ભરેલાં હતાં તે આપ્યાં.
અને દેવના મહિમાથી તથા તેના પરાક્રમથી મંદિર ધૂમાડે ૮
ભરાઈ ગયું, ને સાત દૂતના સાત અનર્થ પૂરા ન થયા, ત્યાં
સુધી કોઈથી મંદિરમાં પેસાયું નહિ.

**અ**ને એક મોટી વાણી મંદિરમાંથી મેં સાંભળી, તેણે સાત **૧૬**
દૂતને એમ કહ્યું કે, તમે જાઓ ને દેવના કોપનાં સાત પ્યાલાં
પૃથ્વી પર રેડો.

અને પહેલો દૂત ગયો, ને તેણે પોતાનું પ્યાલું પૃથ્વી પર ૨
રેડયું, ને જે માણસો શ્વાપદની નિશાની રાખતાં હતાં ને
તેની મૂર્ત્તિને ભજતાં હતાં, તેઓ પર ખરાબ તથા દુઃખ-
દાયક ઘારૂં થયું.

અને બીજાએ પોતાનું પ્યાલું સમુદ્ર પર રેડયું, ને તે મુડદાના ૩
લોહી સરખો થયો, ને હરેક જીવતો પ્રાણી જે સમુદ્રમાં
હતો તે મરીગયો.

અને ત્રીજાએ પોતાનું પ્યાલું નદીઓ પર તથા પાણીના ૪
ઝરાઓ પર રેડયું, ને તેઓ લોહી થયાં. અને પાણીના ૫
દૂતને એમ બોલતાં મેં સાંભળ્યો કે, ઓ પવિત્ર, જે છે ને
હતો, તું ન્યાયી છે, કેમકે એવો ન્યાય તેં કીધો છે; કારણ ૬
કે તેઓએ તારા પવિત્રોનું તથા ભવિષ્યવાદીઓનું લોહી

વહેવડાવ્યું, ને તેં તેઓને લોહી પીવાને આપ્યું છે; તેઓ
૭ લાયક છે. અને વેદીમાંથી બીજાને એમ કહેતાં મેં સાંભળ્યો
કે, હા, ઓ પ્રભુ દેવ સર્વસમર્થ, તારા ઈન્સાફ સત્ય
તથા ન્યાયી છે.

૮ અને ચોથાએ પોતાનું પ્યાલું સુરજ પર રેડયું; ને આગથી
૯ માણસોને બાળીનાખવું તેને અપાયું; ને માણસો મોટી
આંચથી દાઝયાં, ને દેવ જેને આ અનર્થો પર અધિકાર છે,
તેના નામનું દુર્ભાષણ કીધું, ને તેઓએ તેને મહિમા આપવા
સારૂ પશ્ચાત્તાપ કીધો નહિ.

૧૦ અને પાંચમાએ પોતાનું પ્યાલું શ્વાપદના રાજ્યાસન પર
રેડયું; ને તેના રાજ્ય પર અંધારૂં થઈ ગયું; ને તેઓએ
૧૧ પીડાને લીધે પોતાની જીભોને કરડી, ને પોતાની પીડાઓને લીધે
તથા પોતાનાં ધારાંને લીધે આકાશના દેવનું દુર્ભાષણ કીધું;
ને તેઓએ પોતાનાં કામો સંબંધી પશ્ચાત્તાપ કીધો નહિ.

૧૨ અને છઠ્ઠાએ પોતાનું પ્યાલું મોટી નદી એટલે ફ્રાત પર રેડયું,
ને તેનું પાણી સુકાઈ ગયું, એ માટે કે ઉગમણથી જે રાજાઓ
૧૩ આવનાર છે તેઓનો રસ્તો તૈયાર થાય. અને તે અજગરના
મહોમાંથી તથા શ્વાપદના મહોમાંથી તથા જૂઠા ભવિષ્યવાદીના
મહોમાંથી [નિકળતા] ત્રણ અશુદ્ધ આત્મા, દેડકા જેવા,
૧૪ મેં દીઠા; કેમકે તેઓ ચિન્હો કરનારા ભૂતોના આત્મા
છે, કે જેઓ આખા જગતના રાજાઓ પાસે બહાર જાયછે
એ માટે કે સર્વસમર્થ દેવના મોટા દિવસની લડાઈને સારૂ
૧૫ તેઓ તેઓને એકઠા કરે. (જુઓ ચોરની પઠે હું આવુંછું, જે
જાગરૂત રહેછે, ને પોતાનાં વસ્ત્ર એવાં રાખેછે કે પોતે નાગો
ન ચાલે, ને તેની લાજ તેઓ ન દેખે, તેને ધન્ય છે).
૧૬ ત્યારે હેબ્રી ભાષામાં હારમાગેદોન કહેવાએલે ઠેકાણે, તેઓએ
તેઓને એકઠા કીધા.

૧૭ અને સાતમાએ પોતાનું પ્યાલું વાતાવરણમાં રેડયું, ને
આકાશના મંદિરના રાજ્યાસનમાંથી મોટી વાણી એમ કહેતી
૧૮ નિકળી કે, થઈરહ્યું; ને વીજળીઓ તથા વાણીઓ તથા

ગર્જનાઓ થયાં; ને વળી મોટો ધરતીકંપારો થયો એવો
ભયંકર તથા એવો મોટો કે માણસો પૃથ્વી પર ઉત્પન્ન થયાં
ત્યારથી એના જેવો થયો નહોતો. અને મોટા નગરના ૧૯
ત્રણ ભાગ થયા, ને દેશોનાં નગરો પડયાં; ને મોટા બાબલો-
નની યાદ દેવને આવી, એ માટે કે તે પોતાના સખત
કોપના દ્રાક્ષરસનું પ્યાલું તેને આપે. અને હરેક બેટ નહાઠો, ૨૦
ને પાહાડો દેખાયા નહોતા. અને મોટાં કરાં, આસરે એક ૨૧
એક મણનાં, આકાશથી માણસો પર પડેછે, ને કરાંના
અનર્થને લીધે માણસોએ દેવનું દુર્ભાષણ કીધું, કેમકે તેનો
અનર્થ અતિશય મોટો છે.

અને જે સાત દૂતની પાસે તે સાત પ્યાલાં હતાં, તેઓમાંનો ૧૭
એક આવ્યો, ને મારી સાથે બોલતાં કહ્યું કે, આવ ને જે મોટી
વેશ્યા ઘણા પાણી પર બેઠેલી છે, તેનો દંડ હું તને દેખાડીશ.
તેની સાથે પૃથ્વીના રાજાઓએ વ્યભિચાર કીધો છે, ને તેના ૨
વ્યભિચારના દ્રાક્ષરસથી પૃથ્વીના રહેનારા છાકટા થયા.
અને તે મને આત્માએ અરણ્યમાં લઈગયો; ને એક કીરમજી ૩
રંગના શ્વાપદ પર એક બાયડી બેઠેલી મેં દીઠી; તે શ્વાપદ
દુર્ભાષણનાં નામથી ભરેલું, ને તેને સાત માથાં ને દસ શીંગડાં
હતાં. અને તે બાયડી જાંબુરંગી તથા કીરમજી વસ્ત્ર પહેરેલી ૪
હતી, ને સોનાએ તથા મુલ્યવાન પાષાણે તથા મોતીએ
સણગારેલી હતી, ને તેના વ્યભિચારના અમંગળપણાથી તથા
અશુદ્ધપણાથી ભરેલું તેના હાથમાં સોનાનું પ્યાલું હતું. અને ૫
તેના કપાળ પર એક નામ લખેલું હતું, એટલે, મર્મ, મોટું
બાબલોન, વેશ્યાની તથા પૃથ્વીના અમંગળપણાની માતા. અને ૬
મેં તે બાયડીને પવિત્રોના લોહીથી તથા ઈશુના શાહેદોના
લોહીથી પીધેલી દીઠી. અને હું તેને જોઈને મોટા આશ્ચર્યથી
અચરત થયો. અને દૂતે મને કહ્યું કે, તું કેમ અચરત થયો છે? ૭
બાયડીનો તથા તેને હંચકનાર શ્વાપદ, જેને સાત માથાં તથા
દસ શીંગડાં હોયછે, તેનો મર્મ હું તમને કહીશ. જે શ્વાપદ તેં ૮

દીઠું તે હતું ને નથી; ને તે ઉંડાણમાંથી નિકળવાનું તથા
નાશમાં જવાનું છે. અને પૃથ્વી પરના રહેનારાઓ જેઓનાં
નામ જગતના મંડાણથી જીવનપુસ્તકમાં લખેલાં નથી, તેઓ
જે શ્વાપદ હતું ને નથી ને આવનાર છે તે જોઈને આશ્ચર્ય
૯ પામશે. જે મન જ્ઞાન રાખનાર તે હિયાં છે. તે સાત માથાં
૧૦ સાત પહાડ છે, તેઓ પર બાયડી બેઠી છે; ને તેઓ સાત રાજા
છે; પાંચ પડયા છે, ને એક છે, ને બીજો હજુ સુધી આવ્યો
નથી; ને જ્યારે તે આવશે ત્યારે થોડી વાર તેને રહેવું પડશે.
૧૧ અને જે શ્વાપદ હતું ને નથી, તેજ પણ આઠમો છે, ને તે
૧૨ સાતમાંનો એક છે; ને તે નાશમાં જાયછે. અને જે દસ
શીંગડાં તેં દીઠાં છે તેઓ દસ રાજા છે, એઓ હજી સુધી રાજ્ય
પામ્યા નથી; પણ શ્વાપદની સાથે એક ઘડીભર રાજાઓના
૧૩ જેવો અધિકાર પામેછે. એઓ એક મતના છે, ને એઓ
૧૪ પોતાનું પરાક્રમ તથા અધિકાર શ્વાપદને સોંપી દેછે. એઓ
હલવાનની સાથે લડશે, ને હલવાન એઓને જીતશે, કેમકે તે
પ્રભુઓનો પ્રભુ તથા રાજાઓનો રાજા છે; ને તેની સાથે જેઓ
છે, એટલે તેડેલા તથા પસંદ કરેલા તથા વિશ્વાસુ તેઓ [પણ
૧૫ જીતશે]. અને તે મને કહેછે કે, જે પાંણી તેં દીઠાં છે, જ્યાં તે
વેશ્યા બેઠી છે, તેઓ લોકો તથા સમુદાય તથા દેશો તથા
૧૬ ભાષાઓ છે. અને જે દસ શીંગડાં તથા શ્વાપદ તેં દીઠાં, તેઓ
તે વેશ્યાનો દ્વેષ કરશે, ને તેને તજેલી તથા નાંગી કરશે, ને તેનું
૧૭ માંસ ખાશે, ને આગથી તેને બાળીનાખશે. કેમકે દેવે તેઓનાં
મનમાં એવું મુક્યું છે કે તેઓ તેની ઇચ્છા પૂરી કરે, ને એક
મતના થાય, ને દેવની વાતો પૂરી કરાશે ત્યાં સુધી તેઓ પોતાનું
૧૮ રાજ્ય શ્વાપદને સોંપે. અને જે બાયડીને તેં દીઠી છે, તે તે મોટું
શહેર છે જે પૃથ્વીના રાજાઓ પર રાજ્ય કરેછે.

૧૮ **એ** પછી બીજા એક દૂતને આકાશથી ઉતરતો મેં દીઠો;
તેને મોટો અધિકાર હતો; ને તેના મહિમાથી પૃથ્વી પ્રકાશિત
૨ થઈ. અને તેણે મોટી વાણીએ કહ્યું કે, પડયું રે, પડયું, મોટું

બાબલોન, ને ભૂતોનું રહેઠાણ તથા હરેક અશુદ્ધ આત્માનો
વાસો, ને હરેક અશુદ્ધ તથા દ્વેષ્ય પક્ષીનો વાસો તે થયું છે.
કેમકે તેના વ્યભિચારના કોપના દ્રાક્ષરસથી સર્વ દેશનાઓ ૩
પડેલા છે, ને પૃથ્વીપરના રાજાઓએ તેની સાથે વ્યભિચાર
કીધો છે, ને પૃથ્વીપરના વેપારી તેના સુખભોગની અધિકતાથી
ધનવાન થયા છે.

અને આકાશમાંથી બીજી એક વાણી એમ કહેતી મેં ૪
સાંભળી કે, ઓ મારા લોક, તેમાંથી નિકળો એ માટે કે તમે
તેનાં પાપના ભાગિયા ન થાઓ, ને તેના અનર્થમાંનું કંઇ ન
પામો; કેમકે તેનાં પાપ આકાશ સુધી પહોંચ્યાં છે, ને દેવે તેના ૫
અન્યાયોની યાદ કીધી છે. જેમ તેણે ભરી આપ્યું તેમ તેને ૬
ભરી આપો, ને તેની કરણીઓ પ્રમાણે તેને બમણુંજ આપો;
જે પ્યાલું તેણે મેળવીને ભર્યું છે તેમાં તેને સારૂ બમણું મેળવીને
ભરો. તેણે પોતાને જેટલું મહિમાવાન કીધું ને સુખભોગ ૭
કીધો, તેટલી પીડા તથા ખેદ તેને આપો, કેમકે તે પોતાના
મનમાં કહેછે કે, હું રાણી બેઠી છું, હું વિધવા નહિજ ને ખેદ
પામનારી નહિજ; એ માટે એક દહાડામાં તેના અનર્થો એટલે ૮
મરણ તથા ખેદ તથા દુકાળ આવશે, ને તે અગ્નિથી બાળી
નંખાશે; કેમકે પ્રભુ દેવ જેણે તેનો ન્યાય કીધો, તે સમર્થ છે.
અને પૃથ્વીના જે રાજાઓએ તેની સાથે વ્યભિચાર તથા ૯
વિલાસ કીધો, તેઓ જ્યારે તેના બળવાનો ધૂમાડો દેખશે,
ત્યારે તે સંબંધી રડશે, ને વિલાપ કરશે, ને તેની પીડાની ૧૦
બિહીકને લીધે આઘા ઉભા રહીને કહેશે કે, હાય હાય! હાય
હાય! તે મોહું નગર બાબલોન, તે બળવાન નગર! કેમકે
એક ઘડીમાં તારો દંડ આવ્યો છે. અને પૃથ્વી પરના વેપારી ૧૧
પણ તે સંબંધી રડેછે ને વિલાપ કરેછે, કેમકે હવેથી કોઈ
તેઓનો માલ વેચાતો લેનાર નથી; તે માલ એવો કે સોનું ૧૨
તથા રૂપું તથા મૂલ્યવાન પાષાણ તથા મોતી તથા કુમાસી ને
જાંબુરંગી ને રેશમી ને કિરમજી વસ્ત્ર તથા સર્વ જાતનું સુગંધી
કાષ્ટ તથા હાથીદાંતનાં સર્વ જાતનાં પાત્ર તથા મૂલ્યવાન કાષ્ટનાં

તથા પિત્તળનાં તથા લોઢાનાં તથા સંગમરમરનાં સર્વ જાતનાં
૧૩ પાત્ર તથા તજ તથા તેજાના તથા ધૂપવસ્તુઓ તથા અત્તર
તથા લોબાન તથા દ્રાક્ષરસ તથા તેલ તથા ઝીણો મેંદો તથા
ઘઉં તથા ઢોરો તથા ઘેટાં તથા ઘોડા તથા રથો તથા ગુલામો
૧૪ તથા માણસોના પ્રાણ. અને તારા જીવનાં ઇચ્છિત ફળ
તારી પાસેથી ગયાં છે, ને સર્વ શોભાવાન તથા તેજસ્વી પદાર્થ
તારી પાસેથી [નિકળીને] નાશ પામ્યા છે, ને હવેથી નહિજ
૧૫ મળશે. એ વસ્તુઓના વેપારી કે જેઓ તેથી ધનવાન થયા,
તેઓ તેની પીડાની બિહીકને લીધે રડતા તથા શોક કરતા
૧૬ આઘા ઉભા રહીને કહેશે કે, હાય હાય! તે મોહું નગર, જે
કુમાસી તથા જાંબુરંગી તથા કિરમજી વસ્ત્રે પહેરેલું, ને
સોનાથી તથા મૂલ્યવાન પાષાણથી તથા મોતીથી સણગારેલું;
૧૭ કેમકે એક ઘડીમાં એટલી મોટી સંપત નષ્ટ થઈ છે. અને
સર્વ નાખુદા ને સર્વ સફર કરનારા ને ખલાશીઓ ને જેટલા
૧૮ લોક સમુદ્ર પર કામ કરેછે, તેઓ આઘા ઉભા રહ્યા, ને
તેઓએ તેના બળવાનો ધૂમાડો દેખીને બૂમ પાડતાં કહ્યું કે,
૧૯ આ મોટા નગર સરખું કયું છે? ને તેઓએ પોતાનાં માથાં
પર ધૂળ નાખી, ને રડતાં તથા વિલાપ કરતાં મોટે સાદે કહ્યું કે,
હાય હાય! હાય હાય! તે મોહું નગર જેની સંપત્તિથી જે
સર્વને સમુદ્ર પર વહાણ હતાં તેઓ ધનવંત થયા, કેમકે તે એક
૨૦ ઘડીમાં ઉજડ થયું; ઓ આકાશ તથા પવિત્રો તથા પ્રેરિતો
તથા ભવિષ્યવાદીઓ, તે પર તમે આનંદ કરો, કેમકે દેવે તેની
પાસેથી તમારો બદલો લીધો.

૨૧ અને એક બળવાન દૂતે મોટી ઘંટીના પડના જેવો એક
પત્થર ઉચકી લીધો, ને સમુદ્રમાં તે નાખીને કહ્યું કે, બાબલોન
તે મોહું નગર એમજ ઝપાટાથી નંખાશે ને ફરી કદી દેખાશે
૨૨ નહિ. અને વીણા વગાડનારા તથા ગાનારા તથા વાંશળી
વગાડનારા તથા રણશીંગડું વગાડનારાઓનો સાદ ફરી
તારામાં સંભળાશે નહિ; ને હરકંઇ કારીગરીનો કોઈ કારીગર
ફરી તારામાં દેખાશે નહિ; ને ઘંટીનો અવાજ તારામાં ફરી

સંભળાશે નહિ; ને દીવાનું અજવાળું તારામાં ફરી પ્રકાશશે ૨૩
નહિ; ને વર તથા કન્યાની વાણી તારામાં ફરી સંભળાશે
નહિ; કેમકે તારા વેપારી જગતનાં મોટાં માણસ હતાં; કાંજે
તારી માયાક્રિયાથી સર્વ દેશમાંનાં ભુલાવાયાં. અને ભવિષ્ય- ૨૪
વાદીઓનું તથા પવિત્રોનું તથા પૃથ્વી પર જેટલાં મારીનંખાયાં,
તે સઘળાંનું લોહી પણ તેમાંથી જડયું હતું.

તે પછી આકાશમાં મોટા સમુદાયના જેવી મોટી વાણી ૧૯
એમ કહેતી મેં સાંભળી કે, હાલેલુયા, આપણા દેવને તારણ
તથા મહિમા તથા પરાક્રમ છે; કેમકે તેનાં ન્યાયકરણો ખરાં ૨
તથા ન્યાયી છે; કેમકે જે મોટી વેશ્યાએ પોતાના વ્યભિચારથી
પૃથ્વીને બગાડી, તેનો તેણે ન્યાય ઠરાવ્યો છે, ને પોતાના
સેવકોના લોહીનો બદલો તેના હાથમાંથી લીધો છે. અને ૩
તેઓએ ફરી કહ્યું કે, હાલેલુયા. અને તેનો ધૂમાડો સદા
સર્વકાળ ચહડેછે. અને ચોવીસ વડીલો તથા ચાર પ્રાણીઓ ૪
પગે પડયા, ને રાજ્યાસન પર બેઠેલા દેવનું ભજન કરતાં કહ્યું,
આમેન; હાલેલુયા. અને રાજ્યાસનમાંથી એવી વાણી ૫
નિકળી કે, આપણા દેવના સર્વે સેવકો, તેનાથી બિહીનારા,
નાના તથા મોટા, તમે તેની સ્તુતિ કરો. અને મોટા સમુદાયના ૬
જેવી વાણી તથા ઘણાં પાણીના જેવી વાણી તથા ભારે
ગર્જનાઓના જેવી વાણી એમ કહેતી મેં સાંભળી કે, હાલેલુયા;
કેમકે પ્રભુ આપણો દેવ, જે સર્વસમર્થ, તે રાજ્ય કરેછે.
આપણે હર્ષ તથા આનંદ કરિયે ને તેને મહિમા આપિયે; ૭
કેમકે હલવાનના લગ્નનો દિવસ આવ્યો છે, ને તેની કન્યાએ
પોતાને તૈયાર કીધી છે. અને તે તેજસ્વી તથા શુદ્ધ કુમાસી ૮
વસ્ત્ર પહેરે એમ તેણીને અપાયું; કાંજે તે કુમાસી વસ્ત્ર
પવિત્રોનું ન્યાયીપણું છે. અને તે મને કહેછે કે, તું એમ લખ ૯
કે હલવાનના લગ્નજમણને સારૂ જે તેડાએલા છે તેઓને ધન્ય
છે. અને તે મને કહેછે કે, દેવની ખરી વાતો એ છે. અને હું ૧૦
તેને ભજવાને તેના પગ આગળ પડયો, પણ તે મને કહેછે કે,

જોજે, એવું ન કર; હું તારો સાથીદાસ ને ઈશુની સાક્ષી
રાખનારા તારા ભાઈઓમાંનો એક છું; દેવનું ભજન કર;
કેમકે ઈશુની સાક્ષી તો ભવિષ્યવાદનો આત્મા છે.
૧૧ અને આકાશ ઉઘડેલું મેં દીઠું; ને જુઓ, શ્વેત ઘોડો ને તે
પર જે બેઠેલો તે વિશ્વાસુ તથા ખરો કહેવાએલો છે, ને તે
૧૨ ન્યાયીપણાથી ન્યાય તથા લડાઇ કરેછે. અને તેની આંખો
અગ્નિની જ્વાળા છે, ને તેના માથા પર ઘણા મુગટ છે; ને તેનું
એવું નામ લખેલું કે જે પોતા શિવાય બીજો કોઈ જાણતો નથી.
૧૩ અને તે લોહી છંટાયલા વસ્ત્રથી વેષ્ટિત છે; ને તેનું નામ
૧૪ દેવનો શબ્દ કહેવાયછે. અને આકાશમાં જે સૈન્ય તેઓ શ્વેત
ઘોડા પર ઉજળાં તથા શુદ્ધ કુમાસી વસ્ત્રે પહેરેલાં તેની પાછળ
૧૫ ગયાં. અને તેના મ્હોમાંથી ધારવાળી એક તરવાર નિકળેછે;
એ માટે કે તેથી વિદેશીઓને તે મારે, ને લોઢાના દંડથી
તેઓ પર તે ધણીપણું કરશે; ને સર્વસમર્થ દેવના સખત
૧૬ કોપનો દ્રાક્ષકુંડ તે છુંદેછે. અને તેના વસ્ત્ર પર તથા તેની
જાંગ પર એ નામ લખ્યું છે, એટલે રાજાઓનો રાજા
તથા પ્રભુઓનો પ્રભુ.
૧૭ અને મેં એક દૂત સૂર્યમાં ઉભો રહેલો દીઠો, ને તેણે
અંતરીક્ષમાં ઉડનારા સર્વે પક્ષીઓને મોટે સાદે હાંક મારી
કે, તમે આવો ને દેવના મોટા જમણને સારૂ એકઠા થાઓ;
૧૮ એ સારૂ કે રાજાઓનું માંસ તથા સેનાપતિઓનું માંસ તથા
સામર્થ્યવાનોનું માંસ તથા ઘોડાઓનું તથા તેમના પર બેસના-
રાઓનું માંસ તથા સર્વે છુટાં તથા દાસનું નાના તથા મોટાનું
માંસ તમે ખાઓ.
૧૯ અને શ્વાપદ તથા પૃથ્વીના રાજાઓ તથા તેઓનાં સૈન્યને
ઘોડા પર બેઠેલાની સાથે તથા તેનાં સૈન્યની સાથે લડવાને
૨૦ એકઠાં થએલાં મેં દીઠાં. અને શ્વાપદ પકડાયું, ને તેની
આગળ જે જુઠા ભવિષ્યવાદીએ ચિન્હો દેખાડયાં કે જેઓ
વડે તેણે શ્વાપદની નિશાની લેનારાઓને તથા તેની મૂર્ત્તિ
ભજનારાઓને ભુલાવ્યા તે પણ તેની સાથે [ પકડાયો ]. એ

બન્ને જીવતાંજ ગંધકથી બળનારી અગ્નિખાઈમાં ફેંકાયા. અને ૨૧
જે બાકી તેઓ ઘોડા પર બેઠેલાના મ્હોમાંથી જે તરવાર
નિકળી, તેથી મારીનંખાયા; ને તેઓના માંસથી સઘળાં
પક્ષી તૃપ્ત થયાં.

અને મેં એક દૂત આકાશથી ઉતરતો દીઠો, જેની પાસે ૨૦
ઊંડાણની કુંચી હતી, ને જેના હાથમાં મોટી સાંકળ હતી.
અને તેણે અજગર જે ઘરડો સર્પ, જે બકો ભૂકનાર તથા ૨
સેતાન છે, તેને પકડયો, ને હજાર વર્ષ લગી તેને બાંધ્યો, ને
તેણે તેને ઊંડાણમાં ફેંકયો, ને તે બંધ કીધું, ને તે પર મુદ્રા ૩
કીધી એ માટે કે તે હજાર વર્ષ પૂરાં થયાં સુધી તે ફરી
વિદેશીઓને ન ભુલાવે; ત્યાર પછી થોડી વાર સુધી તે છુટો
થાય એવી જરૂર છે.

અને મેં રાજ્યાસનો દીઠાં ને તેઓ પર લોક બેઠેલા, ને ૪
તેઓને ન્યાય કરવાનું અપાયું; ને જેઓ ઈસુની શાહેદીને
લીધે તથા દેવની વાતને લીધે મારીનંખાએલા હતા તથા
જેઓએ શ્વાપદનું તથા તેની મૂર્ત્તિનું ભજન નથી કીધું, ને
પોતાનાં કપાળ પર અથવા પોતાના હાથ પર તેની નિશાની નથી
લીધી, તેઓના આત્માઓને [ મેં દીઠા ]; ને તેઓ જીવતા
થયા ને ખ્રીસ્તની સાથે હજાર વર્ષ રાજ્ય કીધું. મરીગએ- ૫
લાંમાંનાં જે બાકી તેઓ તે હજાર વર્ષ પુરાં થયાં સુધી જીવતાં
ન થયાં. એજ પહેલું પુનરૂત્થાન છે. પહેલા પુનરૂત્થાનમાં ૬
જેને ભાગ છે તે ધન્ય તથા પવિત્ર છે; એવાઓ પર બીજા
મરણનો અધિકાર નથી, પણ તેઓ દેવના તથા ખ્રીસ્તનાં
યાજક થશે, ને તેની સાથે હજાર વર્ષ રાજ્ય કરશે.

અને જયારે તે હજાર વર્ષ થઈ ચુકશે, ત્યારે સેતાન તેના ૭
બંધનથી છોડાશે, ને પૃથ્વી પરના ચાર ખુણામાંના લોક, ગોગ ૮
તથા માગોગને ભુલાવવાને તથા લડાઈને સારૂ તેઓને એકઠા
કરવાને તે નિકળશે; તેઓની ગણત્રી સમુદ્રની રેતી સરખી
છે. અને તેઓ પૃથ્વીની સપાટી પર ગયા, ને પવિત્રોની ૯

છાવણીને તથા વહાલા શહેરને ઘેરો ઘાલ્યો; ને આકાશમાંથી
૧૦ અગ્નિ ઉતર્યો, ને તેઓને ખાઈગયો. અને સેતાન જેણે તેઓને
ભુલાવ્યા, તે અગ્નિ તથા ગંધકની ખાઈમાં, જ્યાં શ્વાપદ તથા
જુઠો ભવિષ્યવાદી છે, ત્યાં ફેંકાયો; ને રાત દહાડો સદા
સર્વકાળ સુધી તેઓ પીડા પામશે.

૧૧ અને મોટા ઉજળા રાજ્યાસનને તથા તે પર જે બેઠેલો તેને
મેં દીઠો, તેના સન્મુખથી પૃથ્વી તથા આકાશ નહાઠાં, ને
૧૨ તેઓને સારૂ ઠેકાણું નહોતું. અને મુએલાંને, મોટાં તથા
નાનાંને દેવની આગળ ઉભાં રહેલાં મેં દીઠાં; ને પુસ્તકો
ઉઘડાયાં, ને બીજું પુસ્તક જે જીવનનું છે તે પણ ઉઘડાયું;
ને તે પુસ્તકોમાં જે જે લખ્યું હતું તે પરથી પોતાની કરણીઓ
૧૩ પ્રમાણે, મરીગએલાંનો ન્યાય ઠરાવાયો. અને સમુદ્રે પોતામાં
જે મરીગએલાં તેઓને પાછાં આપ્યાં, ને મરણે તથા હાડેસે
પોતામાં જે મરીગએલાં, તેઓને પાછાં આપ્યાં; ને હરેકનો
૧૪ ન્યાય પોતાની કરણી પ્રમાણે ઠરાવાયો. અને મરણ તથા
૧૫ હાડેસ અગ્નિખાઈમાં ફેંકાયાં. અગ્નિખાઈ એજ બીજું મરણ
છે. અને જો કોઈ જીવનપુસ્તકમાં લખેલો એવો માલમ
પડયો નહિ તો તે અગ્નિખાઈમાં ફેંકાયો.

૨૧ અને નવું આકાશ તથા નવી પૃથ્વી મેં દીઠાં, કેમકે પહેલું
આકાશ તથા પહેલી પૃથ્વી જતાં રહેલાં છે, ને ત્યાર પછી
૨ સમુદ્ર હોતો નથી. અને મેં પવિત્ર નગર, નવું યરૂશાલેમ,
દેવની પાસેથી આકાશથી ઉતરતું દીઠું, ને જેમ કન્યા પોતાના
૩ વરને સારૂ સણગારેલી, તેમ તે તૈયાર કીધેલું હતું. અને
રાજ્યાસનથી મોટી વાણી એમ કહેતી મેં સાંભળી કે, જુઓ,
દેવનો મંડપ માણસોની પાસે છે, ને તે તેઓની સાથે વસશે,
ને તેઓ તેના લોકો થશે, ને દેવ પોતે તેઓની સાથે રહીને
૪ તેઓનો દેવ થશે. અને તે તેઓની આંખો પરનું હરેક આંસુ
લોહીનાખશે; ને મરણ ફરી થનાર નથી; ને શોક કે રડવું કે
૫ કષ્ટ ફરી થનાર નથી; પ્રથમ વાતો જતી રહેલી છે. અને

રાજ્યાસન પર જે બેસેછે, તેણે કહ્યું કે, જુઓ, હું સઘળું નવું
કરૂંછું. ફરી તે કહેછે કે, તું લખ, કેમકે આ વાતો વિશ્વાસુ તથા
ખરી છે. અને તેણે મને કહ્યું કે, તેઓ પૂરી થઈ છે. હું ૬
આલ્ફા તથા ઓમેગા, આદિ તથા અંત છું. હું તરસ્યાને
જીવનના પાણીના ઝરામાંથી મફત આપીશ. જે જીતેછે તે ૭
એઓનો વારસો પામશે, ને હું તેનો દેવ થઈશ ને તે મારો
દિકરો થશે. પણ બિહીકણો તથા અવિશ્વાસીઓ તથા અમંગળ ૮
તથા ખુનીઓ તથા વ્યભિચારીઓ તથા માયાક્રિયા કરનારા
તથા મૂર્ત્તિભક્તો તથા સઘળા જુઠા એઓનો ભાગ અગ્નિ તથા
ગંધકથી બળનારી ખાઈમાં થશે; એજ બીજું મરણ છે.

અને જે સાત દૂતની પાસે સાત પ્યાલાં હતાં, એટલે જેઓ ૯
સાત છેલ્લા અનર્થથી લાદેલા હતા, તેઓમાંનો એક મારી પાસે
આવ્યો ને મારી સાથે બોલતાં કહ્યું કે, હિયાં આવ, ને જે કન્યા
હલવાનની વહુ છે તે હું તને દેખાડીશ. અને એક મોટા તથા ૧૦
ઉંચા પહાડ પર તે મને આત્મામાં લઈ ગયો, ને પવિત્ર નગર
યરૂશાલેમ દેવની પાસેથી આકાશથી ઉતરતું મને દેખાડયું. તેમાં ૧૧
દેવનો મહિમા હતો, ને તેનું તેજ અતિ મુલ્યવાન પાષાણ જેવું
એટલે યાસપિંસ પાષણ જે સ્ફટિક પ્રમાણે નિર્મળ હોયછે, એના
જેવું હતું; ને તેને મોટો તથા ઉંચો કોટ હતો, ને બાર દરવાજા ૧૨
હતા, ને દરવાજા પાસે બાર દૂત, ને [ દરવાજા ] ઉપર નામો
લખેલાં, જે નામો ઈસ્રાએલ પુત્રના બાર કુળનાં છે. પૂર્વની ગમ ૧૩
ત્રણ દરવાજા; ને ઉત્તરની ગમ ત્રણ દરવાજા; ને દક્ષિણની
ગમ ત્રણ દરવાજા; ને પશ્ચિમની ગમ ત્રણ દરવાજા હતા.
અને નગરના કોટને બાર પાયા હતા, ને તેના પર હલવાનના ૧૪
બાર પ્રેરિતોનાં બાર નામ હતાં. અને મારી સાથે જે બોલતો ૧૫
હતો, તેની પાસે માપવાની સોનાની છડી હતી, એ માટે કે તે
નગર તથા તેના દરવાજા તથા તેના કોટને માપી લે. અને ૧૬
નગર ચોખંડું, એવું કે તેની જેટલી લંબાઈ તેટલી તેની
ચોડાઈ છે; ને તેણે નગરનું માપ છડીએ દહોડ હજાર મૈલ
કીધું, ને તેની લંબાઈ તથા ચોડાઈ તથા ઉંચાઈ બરાબર છે.

૧૭ અને તેણે તેના કોટનું માપ કીધું, તે માણસના માપ, એટલે
દૂતના માપ પ્રમાણે ગણીને, એકસો ચુમ્માળીસ હાથ હતું.
૧૮ અને તેના કોટની બાંધણી યાસ્પિસની હતી; ને નગર નિર્મળ
૧૯ કાચના જેવું ચોખ્ખા સોનાનું હતું. નગરના કોટના પાયા
હરેક પ્રકારના મુલ્યવાન પાષાણથી શોભિત હતા; પહેલો
પાયો યાસ્પિસ, બીજો નીલમ, ત્રીજો પાનું, ચોથો લિલમ,
૨૦ પાંચમો અકીક, છઠ્ઠો લાલ, સાતમો તૃણમણી, આઠમો પિરોજ,
નવમો પોખરાજ, દસમો લસણીયો, અગીઆરમો શનિ,
૨૧ બારમો યાકુત. અને તે બાર દરવાજા બાર મોતી હતાં,
તેઓમાંનો હરેક દરવાજો એક એક મોતીનો. અને નગરનો
૨૨ રસ્તો ચોખ્ખા સોનાનો નિર્મળ કાચના જેવો હતો. અને
મેં તેમાં મંદિર દીઠું નહિ, કેમકે સર્વસમર્થ પ્રભુ દેવ તથા
૨૩ હલવાન તેનું મંદિર છે. અને નગરમાં સૂર્ય કે ચંદ્ર પ્રકાશ કરે
એવી જરૂર નથી, કેમકે દેવના મહિમાએ તેને પ્રકાશિત કીધું
૨૪ છે, ને હલવાન તેનો દીવો છે. અને કુળો તેના અજવાળામાં
ચાલશે, ને પૃથ્વીના રાજાઓ પોતાનો મહિમા તેમાં લાવેછે.
૨૫ અને દિવસે તેના દરવાજા કદી બંધ નહિ થશે કેમકે ત્યાં રાત
૨૬ પડશે નહિ. અને તેઓ કુળોનો મહિમા તથા કીર્ત્તિ તેમાં
૨૭ લાવશે; ને જે કંઈ અશુદ્ધ, ને જે અમંગળપણું તથા અસત્ય
કરનાર છે, તે તેમાં પેસનારજ નથી; જેઓનાં નામ હલવાનના
જીવનપુસ્તકમાં લખેલાં છે તેઓજ પેસશે.

**૨૨** અને જીવનના પાણીની નદી, સ્ફટિકના જેવી ચળકતી,
નગરના રસ્તા મધ્યે, દેવના તથા હલવાનના રાજ્યાસનથી
૨ નિકળતી તેણે મને દેખાડી. અને નદીના બે કિનારા પર
જીવનનું ઝાડ હતું, જેને બાર પ્રકારનાં ફળ લાગતાં હતાં;
દર માસે તે પોતાનું ફળ આપતું; ને તે ઝાડનાં પાતરાં કુળોને
૩ નિરોગી કરવા સારૂ હતાં. અને ત્યાં કોઈ શ્રાપ કદી થનાર
નથી, પણ તેમાં દેવનું તથા હલવાનનું રાજ્યાસન થશે,
૪ ને તેના દાસ તેની સેવા કરશે, ને તેનું મહો જોશે; ને તેઓનાં

કપાળ પર તેનું નામ થશે. અને ફરીથી રાત પડશે નહિ; ૫
ને તેઓને દીવાના અથવા સૂર્યના પ્રકાશની જરૂર નથી,
કેમકે પ્રભુ દેવ તેઓ પર પ્રકાશ કરશે, ને તેઓ સદા સર્વકાળ
સુધી રાજ્ય કરશે.

અને તેણે મને કહ્યું કે, એ વાતો વિશ્વાસુ તથા સત્ય છે; ૬
ને પ્રભુ જે ભવિષ્યવાદીઓના આત્માઓનો દેવ, તેણે જે
વહેલું થવું જોઈએ તે પોતાના સેવકોને દેખાડવા સારૂ પોતાના
દૂતને મોકલ્યો છે. અને જુઓ, હું વહેલો આવુંછું. આ ૭
પુસ્તકમાંનાં ભવિષ્યનાં વચનો જે પાળેછે તેને ધન્ય છે.

અને જેણે એ સાંભળ્યું તથા દીઠું તે હું યોહાન છું; ને ૮
જયારે મેં સાંભળ્યું ને દીઠું, ત્યારે જે દૂતે મને એ વાતો દેખાડી,
તેના પગ આગળ હું ભજવાને પડયો. પણ તે મને ૯
કહેછે કે, જોજે, એમ ન કર, તારો તથા જે ભવિષ્યવાદીઓ
તારા ભાઈ છે તેઓનો તથા આ પુસ્તકની વાતોને પાળનારાનો
સાથીદાસ હું છું; તું દેવનું ભજન કર.

અને તે મને કહેછે કે, આ પુસ્તકમાંના ભવિષ્યનાં વચનોને ૧૦
મુદ્રાથી બંધ ન કર, કેમકે સમય પાસે છે. જે અન્યાયી છે તે ૧૧
હવેથી અન્યાય કરે, ને જે મલિન છે તે હવેથી મલિન થતો
જાય, ને જે ન્યાયી છે તે હવેથી ન્યાય કરે, ને જે પવિત્ર છે તે
હવેથી પવિત્ર થતો જાય. જુઓ, હું વહેલો આવુંછું, ને જેમ ૧૨
હરેકનું કામ છે તેમ તેને ભરી આપવાનો મારી પાસે બદલો છે.
હું આલફા તથા ઓમેગા, પ્રથમ તથા છેલ્લો, આદિ તથા અંત ૧૩
છું. જેઓ પોતાનાં વસ્ત્ર ધોયછે એ માટે કે જીવનના ઝાડ પર ૧૪
તેઓનો અધિકાર થાય, ને તેઓ દરવાજાએ થઈને નગરમાં
પ્રવેશ કરે તેઓને ધન્ય છે. કુતરા તથા માયાક્રિયા કરનારા ૧૫
તથા વ્યભિચારીઓ તથા ખુનીઓ તથા મૂર્ત્તિભક્તો તથા સર્વ
જે જુઠું ચાહેછે ને કરેછે, તેઓ બહાર છે.

મેં ઈસુએ મારા દૂતને મોકલ્યો છે કે આ સાક્ષી મંડળીઓને ૧૬
સારૂ તે તમને આપે. હું દાવુદનું મૂળ તથા સંતાન તથા
પ્રભાતનો પ્રકાશિત તારો છું.

૧૭ અને આત્મા તથા કન્યા કહેછે કે, આવ; ને જે સાંભળેછે
તે એમ કહે કે, આવ. અને જેને તરસ લાગેછે તે આવે ; જે
ચાહેછે તે જીવનનું પાણી મફત લે.

૧૮ આ પુસ્તકમાંનાં ભવિષ્યનાં વચનો જે કોઈ સાંભળેછે તેને
હું શાહેદી પુરૂંછું કે, જો કોઈ તેઓને વધારશે તો તેના પર દેવ
૧૯ આ પુસ્તકમાં લખેલા અનર્થ વધારી મૂકશે; ને જો કોઈ આ
ભવિષ્યના પુસ્તકનાં વચનોમાંથી કંઈ કહાડશે, તો દેવ તેનો
ભાગ જીવનના ઝાડમાંથી તથા પવિત્ર નગરમાંથી એટલે આ
પુસ્તકમાં જે જે લખેલું છે તેમાંથી કહાડી નાખશે.

૨૦ જે આ વાતોની સાક્ષી આપેછે તે કહેછે કે, હા, હું વહેલો
આવુંછું. આમેન, ઓ પ્રભુ ઇશુ, આવ.
૨૧ પ્રભુ ઈશુનો અનુગ્રહ પવિત્રોની સાથે થાઓ, આમેન.

સમાપ્ત.

